

**આવરણ કથા**

પરબ્રહ્મ ભગવાન શ્રી સ્વામિનારાયણના પાંચમા આધ્યાત્મિક અનુગામી અને વિશ્વવંદનીય સંતવિભૂતિ બ્રહ્મસ્વરૂપ પ્રમુખસ્વામી મહારાજની દિવ્ય જીવનગાથાનું આચમન કરાવતી ગ્રંથશ્રેણીનો આ છઠ્ઠો ભાગ પ્રસ્તુત થાય છે. સન ૧૯૮૭ થી સન ૧૯૯૦ સુધીનાં તેમનાં જીવનવર્ષોનું ચરિત્રલેખન આ છઠ્ઠા ભાગમાં પ્રસ્તુત કરવામાં આવ્યું છે.

*'એવા સંત હરિને પ્યારા રે,*
*જેથી ઘડીયે ન રહે વ્હાલો ન્યારા રે...'*

આજથી બસો વર્ષ પહેલાં લખાયેલી આ પંક્તિ ભગવાન શ્રી સ્વામિનારાયણના મહાન સંતકવિ શ્રી પ્રેમાનંદ સ્વામીએ લખી હશે ત્યારે જાણે બ્રહ્મસ્વરૂપ પ્રમુખસ્વામી મહારાજને લક્ષમાં રાખીને લખી હોય તેવું અનુભવાય છે.

દિવસ-રાતના સતત વિશ્વભરના વિચરણ અને અહોરાત્ર સેવાકીય પ્રવૃત્તિઓ વચ્ચે રમમાણ રહેતા હોવા છતાં, પ્રમુખસ્વામી મહારાજની વિશેષતા એ હતી કે તેઓની પળેપળ પરમાત્મામય હતી. *'જ્યાં જુએ ત્યાં રામજી, બીજું ન ભાસે રે...'*ની એમની સહજ આધ્યાત્મિક સ્થિતિ હતી. તેઓને જીવ-પ્રાણીમાત્રમાં પરમાત્માનાં દર્શન થતાં હતાં. અને એટલે જ, જીવ-પ્રાણીમાત્રની સેવામાં એમને પરમાત્માની સેવાનો આનંદ આવતો હતો.

સન ૧૯૮૭-૧૯૮૮ના કારમા દુષ્કાળમાં એમણે માનવસેવાઓ અને પશુસેવાઓનો મહાન યજ્ઞ આદર્યો હતો. તેમાં પણ તેઓની એ આધ્યાત્મિક સ્થિતિનું દર્શન થતું હતું. સેવાઓના વિરાટ યજ્ઞ વચ્ચે પણ ધ્યાનસ્થ-પરમાત્મામય રહેતા સ્વામીશ્રીની એ વિલક્ષણ પ્રતિભાનું આ ગ્રંથમાં રસપ્રદ આચમન છે.

॥ શ્રીસ્વામિનારાયણો વિજયતે ॥

ભગવાન શ્રી સ્વામિનારાયણના પાંચમા આધ્યાત્મિક અનુગામી

# બ્રહ્મસ્વરૂપ
# શ્રી પ્રમુખસ્વામી મહારાજ

(વિસ્તૃત જીવનચરિત્ર : સન ૧૯૮૭ થી ૧૯૯૦)

## ભાગ : ૬



લેખક

સાધુ આદર્શજીવનદાસ

**Brahmaswarup Pramukh Swami Maharaj, Part 6**
(Biography of Brahmaswarup Pramukh Swami Maharaj)

By Sadhu Adarshjivandas

**Inspired by:** HH Mahant Swami Maharaj

**Presented by:**
B.A.P.S. SWAMINARAYAN SANSTHA
Shahibaug, Amdavad – 380 004. India.

**Publishers:**
SWAMINARAYAN AKSHARPITH
Shahibaug, Amdavad – 380 004. India.

**1st Edition:** Magshar Sud 8, December 2021

**Copies:** 20,000



**ISBN:** 978-81-7526-988-0

**રજૂકર્તા :** બી.એ.પી.એસ. સ્વામિનારાયણ સંસ્થા
શાહીબાગ, અમદાવાદ – ૩૮૦ ૦૦૪.

**પ્રેરણામૂર્તિ :** પ્રગટ બ્રહ્મસ્વરૂપ મહંત સ્વામી મહારાજ



**પ્રથમ આવૃત્તિ :** માગશર સુદ ૮, ડિસેમ્બર ૨૦૨૧

**પ્રત :** ૨૦,૦૦૦

**કિંમત :** રૂા. ૨૦૦-૦૦ (સ્વામિનારાયણ અક્ષરપીઠના સૌજન્યથી
મૂળ કિંમત રૂા. ૨૫૦-૦૦માંથી ઘટાડેલી કિંમત)



**મુદ્રક અને પ્રકાશક :**
**સ્વામિનારાયણ અક્ષરપીઠ**
શાહીબાગ, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## પ્રગટ બ્રહ્મસ્વરૂપ મહંત સ્વામી મહારાજના

# આશીર્વાદ[1]

એક વાર મુક્તાનંદ સ્વામીએ શ્રીજીમહારાજને પૂછ્યું કે 'શાંતિ કેમ થાય ?' ત્યારે મહારાજે પોતાના જીવનચરિત્રની વાત કરી. ત્યારે મુક્તાનંદ સ્વામીને થયું કે 'મહારાજે મારો ઉત્તર ન આપ્યો.' એટલે ફરી મુક્તાનંદ સ્વામીએ પૂછ્યું કે 'શાંતિ કેમ થાય ?' ત્યારે મહારાજે વળી એનો એ જ ઉત્તર આપ્યો અને પોતાના જીવનચરિત્રની વાત કરી. એટલે શાંતિનો ઉપાય તો મહારાજે કહ્યું : 'જીવનચરિત્ર.'

બધાને આનો અનુભવ પણ છે. જીવનચરિત્ર વાંચવાથી બધા પ્રશ્નોના ઉત્તર મળી જાય છે, કારણ કે મહારાજ અને ગુરુપરંપરા એ પ્રમાણે જીવ્યા છે. પ્રત્યક્ષ દાખલો છે. આ કલ્પનાની વાત નથી. જે વાત કરી છે તે પ્રમાણે તેઓ જીવ્યા છે અને અનુભવ કર્યો છે અને પોતે ગુરુમાં એવી રીતે જોડાયા છે. એટલે આપણને શાંતિ પણ એમાં જ થાય. તમે સમજો કે ન સમજો, પણ વિચારીએ તો ધર્મ-જ્ઞાન-વૈરાગ્ય-ભક્તિ બધું જ એમાં છે. મહારાજનું જીવન-ચરિત્ર, ગુણાતીતાનંદ સ્વામીનું જીવનચરિત્ર, ભગતજી મહારાજ, શાસ્ત્રીજી મહારાજ, યોગીજી મહારાજ, પ્રમુખસ્વામી મહારાજનાં જીવનચરિત્રો વાંચીએ તો એમાં જ શાંતિ થાય.

અત્યારે હું પ્રમુખસ્વામી મહારાજનું જીવનચરિત્ર વંચાવું છું, તેમાં એટલી મજા આવે છે કે ન પૂછો વાત ! એટલે જીવનચરિત્રમાં જ શાંતિ છે.

તા. ૩૦/૩/૨૦૨૧,
નેનપુર

---

૧. આશીર્વાદનો આ ભાવાનુવાદ વીડિયોમાંથી સંકલિત કરાયો છે. મૂળ આશીર્વાદ સાંભળવા બાજુના ક્યૂઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયના વીડિયોને માણો...



# પ્રકાશકીય

પરબ્રહ્મ પુરુષોત્તમ ભગવાન શ્રી સ્વામિનારાયણના પાંચમા આધ્યાત્મિક અનુગામી અને વિશ્વવંદનીય સંતવિભૂતિ બ્રહ્મસ્વરૂપ પરમ પૂજ્ય પ્રમુખસ્વામી મહારાજના દિવ્ય જીવનની વિસ્તૃત ગાથા વર્ણવતી આ ગ્રંથશ્રેણી આપના હાથમાં મૂકતાં આનંદ અનુભવાય છે.

બ્રહ્મસ્વરૂપ પ્રમુખસ્વામી મહારાજ એટલે જન્મજાત સાધુતાનું ગૌરીશિખર, જીવનભર અકિંચન રહી નિરંતરના પરિવ્રાજક ઓલિયા, પરાભક્તિ અને ગુરુ-ભક્તિનું મૂર્તિમંત સ્વરૂપ, કરુણા અને પરહિતની અવિરત વહેતી ગંગા, બીજાના સુખ માટે જીવનની આહુતિ આપનાર, નિ:સ્વાર્થ ભાવનાની સાક્ષાત્ મૂર્તિ, સમત્વથી સૌ પર વરસતી સ્નેહની અનરાધાર વર્ષા અને ભારતીય સંસ્કૃતિના અજોડ જ્યોતિર્ધર. એમની ફોરમતી પવિત્રતામાં ભગવદ્ગીતાનું ગુણાતીતગાન ગુંજ્યા કરે. એમના સાન્નિધ્યમાં પરમાત્માની સુવાસ સહેજે મઘમઘે. કોઈ અધિકાર કે કંઈક હોવાનો કોઈ દાવો નહીં, કોઈ હક્ક કે માલિકીનો ભાવમાત્ર નહીં, 'હું કંઈક છું કે હું કંઈક કરું છું' એવા અસ્તિત્વની સભાનતા એમની નજીક પણ ફરકે નહીં. સદા સરળ. સદા સહજ. દંભ કે કોઈ દોર-દમામનો અંશમાત્ર નહીં. એક વિલક્ષણ અજોડ આર્ષદ્રષ્ટા અને અદ્વિતીય સર્જક-લોકસેવક હોવા છતાં અહંશૂન્યતાની જીવતી જાગતી પરાકાષ્ઠા. તેમના જીવનની પ્રત્યેક ક્ષણ ભગવાન સ્વામિનારાયણને ચરણે લોકહિત કે જનકલ્યાણ માટે સમર્પિત. શરીરની કોઈ ખેવના નહીં. હૃદય ઋજુતાથી અહોરાત્ર ધબકે છતાં સહનશીલતાનો એમનાથી મોટો કોઈ પર્યાય નહીં. સૌમ્ય અને પ્રિય હિતકારી વાણી, પ્રેમ અને કરુણા વર્ષાવતી એમની નિર્મળ આંખો, રોમરોમમાં સદા પ્રફુલ્લિત એમની નમણી કાયા.

આ બધું આજે સાંભરે છે ત્યારે હૃદય ગદ્ગદ થઈ જાય છે. આ પૃથ્વી અને પૃથ્વી પર વસતા કરોડો લોકો સતત ૯૫ વર્ષ સુધી તેમના સાન્નિધ્યથી ધન્ય થતા રહ્યાં. આવા શબ્દાતીત-સમયાતીત-ગુણાતીત મહાપુરુષનું જીવનચરિત્ર શબ્દોમાં કંડારવું એનાથી મોટું કોઈ કપરું કામ નથી. આમ છતાં, આવનારી અનેક પેઢીઓને આ ગુણાતીત મહાપુરુષના દિવ્ય જીવનમાંથી સતત પ્રેરણા મળતી રહે તે માટે આ ગ્રંથશ્રેણી પ્રકાશિત કરતાં હર્ષ અનુભવાય છે.

પરમ પૂજ્ય પ્રમુખસ્વામી મહારાજની રોજનીશી લખનાર સંતોએ લખેલાં હજારો પૃષ્ઠો, હજારો હરિભક્તો અને સંતો દ્વારા લખાયેલા સ્વાનુભવોનાં હજારો પૃષ્ઠો, સ્વામિનારાયણ પ્રકાશનાં સામયિક વર્ણનો તેમ જ અન્ય અનેક દૃશ્ય-શ્રાવ્ય માધ્યમોમાંથી મળતી સામગ્રીનું સંકલન કરીને આ ગ્રંથ તૈયાર કરવાનું ભગીરથ કાર્ય પૂજ્ય આદર્શજીવનદાસ સ્વામીએ કર્યું છે. એ વાતનો આનંદ છે કે વરિષ્ઠ સંતોના માર્ગદર્શન અને અન્ય સહાયક સંતોની મદદથી અનેક ભાગોમાં વહેંચાયેલું આ વિસ્તૃત જીવનચરિત્ર ખૂબ ઝડપથી આકાર લઈ રહ્યું છે. પ્રગટ બ્રહ્મસ્વરૂપ મહંત સ્વામી મહારાજના આશીર્વાદથી જ આ ગ્રંથ-શ્રેણી પ્રકાશિત થઈ રહી છે. બ્રહ્મસ્વરૂપ પ્રમુખસ્વામી મહારાજના શતાબ્દી મહોત્સવ પર્વે આ ગ્રંથશ્રેણી તેમને સૌથી મોટું અર્ઘ્ય બની રહેશે.

આ ગ્રંથશ્રેણી માત્ર પ્રમુખસ્વામી મહારાજના જીવનની ઝાંખી નથી કરાવતી, પરંતુ ભગવાન સ્વામિનારાયણના દિવ્ય સિદ્ધાંતો અને અક્ષરપુરુષોત્તમ દર્શન, સંપ્રદાયની અજોડ પરંપરા, બી.એ.પી.એસ. સ્વામિનારાયણ સંસ્થાના સુદીર્ઘ ઈતિહાસનું આચમન કરાવે છે. આ ગ્રંથશ્રેણી ભગવાન સ્વામિનારાયણ તેમ જ ગુણાતીતાનંદ સ્વામીથી લઈને ભગતજી મહારાજ, શાસ્ત્રીજી મહારાજ અને યોગીજી મહારાજ પર્યંત વહેતી ગુણાતીત પરંપરાને એક વિનમ્ર ભાવાંજલિ છે. ભારતની વૈદિક ઋષિ-પરંપરાને એક ભાવવંદના છે. કારણ કે પ્રમુખસ્વામી મહારાજ એટલે એ બધાનો સાક્ષાત્ સરવાળો !!

આ ગ્રંથના સર્જનમાં ભક્તિપૂર્વક ખૂબ જહેમત લેનાર પૂજ્ય આદર્શજીવનદાસ સ્વામી, વરિષ્ઠ સંતો, સ્વામિનારાયણ અક્ષરપીઠના સંચાલક સંતો અને કાર્યકરો સહિત સૌનો હૃદયપૂર્વક આભાર. એ સૌ પર ભગવાન સ્વામિનારાયણ અને ગુરુહરિ પ્રમુખસ્વામી મહારાજની કૃપા નિરંતર વરસતી રહે એ જ અભ્યર્થના.

આવો, ભગવાન શ્રી સ્વામિનારાયણ, બ્રહ્મસ્વરૂપ પ્રમુખસ્વામી મહારાજ અને પ્રગટ બ્રહ્મસ્વરૂપ મહંત સ્વામી મહારાજનાં ચરણે પ્રાર્થના કરીએ કે આ પરમ પવિત્ર જીવનગાથા યુગે યુગે સૌને પ્રમુખસ્વામી મહારાજના શાશ્વત અસ્તિત્વનો અનુભવ કરાવતી રહે.

**– સ્વામિનારાયણ અક્ષરપીઠ**

શરદ પૂર્ણિમા, સન ૨૦૧૮.

# અનુક્રમણિકા

**વિષય** **પૃષ્ઠ**

**અમૃતધારા ૨૦ :**
**કરુણાના સાગર રેલાય રે**

**અમૃતધારા ૨૧ :**

**શોભે સૂરજ સમ ઉદાર રે**

- **સન ૧૯૮૮**

**અમૃતધારા ૨૩ :**

**યુવાક્રાંતિના વિરલ વિશ્વકર્મા**

- **સન ૧૯૯૦**



શોભો સાધુ ગુણે સદા સરળ ને, જક્તે અનાસક્ત છો,
શાસ્ત્રીજી ગુરુ યોગીજી ઉભયની, કૃપાતણું પાત્ર છો;
ધારી ધર્મધુરા સમુદ્ર સરખા, ગંભીર જ્ઞાને જ છો,
નારાયણસ્વરૂપદાસ ગુણીને, સ્નેહે જ વંદું અહો.



ભગતજી મહારાજ | શાસ્ત્રીજી મહારાજ | યોગીજી મહારાજ | પ્રમુખસ્વામી મહારાજ | મહંત સ્વામી મહારાજ

## શ્રી અક્ષરપુરુષોત્તમ મહારાજ
## પરબ્રહ્મ ભગવાન શ્રી સ્વામિનારાયણ અને અક્ષરબ્રહ્મ શ્રી ગુણાતીતાનંદ સ્વામી)
## તથા તેમની ગુણાતીત ગુરુપરંપરા

જેનું વહન કરીને
બ્રહ્મસ્વરૂપ પ્રમુખસ્વામી મહારાજે ભગવાન શ્રી સ્વામિનારાયણના
દિવ્ય પ્રગટ સાંનિધ્યનો અસંખ્ય લોકોને અનુભવ કરાવ્યો હતો...



આમ્રઘટાઓની છાયામાં જ્ઞાનરસ પિવડાવી સૌને તૃપ્ત કરતા સ્વામીશ્રી...
(પવઈ, મુંબઈ, ૧૮-૧-૧૯૮૭)

રળિયામણી કુદરતને આંગણે નિત્યપૂજામાં લીન સ્વામીશ્રીની ભક્તિમય છબિ...
(પવઈ, મુંબઈ, ૧૯-૧-૧૯૮૭)

સંતો સાથે વનભોજન કરતા સ્વામીશ્રી...
(પવઈ, મુંબઈ, ૧૯-૧-૧૯૮૭)

કેદીઓને કારાગૃહમાં પણ મુક્તિનો અહેસાસ કરાવતા સ્વામીશ્રી...
(સેન્ટ્રલ જેલ, વડોદરા, ૯-૨-૧૯૮૭)

કેદીઓને આશીર્વાદ સાથે ઉન્નત જીવનની પ્રેરણા આપતા સ્વામીશ્રી...
(સેન્ટ્રલ જેલ, વડોદરા, ૯-૨-૧૯૮૭)

રથયાત્રા પર્વે ઠાકોરજીના રથનું સ્વયં વહન કરતા સ્વામીશ્રી, સાથે મહંત સ્વામી, ડૉક્ટર સ્વામી, ઈશ્વરચરણદાસ સ્વામી... (અમદાવાદ, ૨૮-૬-૧૯૮૭)

જીવનરથના સારથિ સ્વામીશ્રીને પણ ઠાકોરજી સાથે રથમાં બિરાજમાન કરતો ભક્તસમુદાય...
(અમદાવાદ, ૨૮-૬-૧૯૮૭)

નીલકંઠ વર્ણીના પગલે પગલે ઉત્તરાખંડની તીર્થયાત્રાનો મંગલ આરંભ...
પ્રસિદ્ધ ભારતમાતા મંદિરના આંગણે પધારેલા સ્વામીશ્રી... (હરિદ્વાર, ૧-૯-૧૯૮૭)

ભારતમાતા મંદિરમાં છઠ્ઠા મજલે પ્રતિષ્ઠિત શ્રી અક્ષર-પુરુષોત્તમ મહારાજ અને અન્ય અવતારોની આરતી... (૧-૯-૧૯૮૭)

પવિત્ર તીર્થ હર કી પૈડીના આંગણે પધારેલા સંતતીર્થ સ્વામીશ્રી... (હરિદ્વાર, ૧-૯-૧૯૮૭)

પવિત્ર ગંગાજળની ખોબે-ખોબે વર્ષા કરીને સૌને અલભ્ય સ્મૃતિ અર્પતા સ્વામીશ્રી...
(હર કી પૈડી, હરિદ્વાર, ૧-૯-૧૯૮૭)

નીલકંઠ વર્ણીએ જે સ્થાનમાં ઉપવીત બદલી હતી તે પ્રાસાદિક લક્ષ્મણ મંદિરના પ્રાંગણમાં
ઇતિહાસ-શ્રવણમાં લીન સ્વામીશ્રી... (હૃષીકેશ, ૨-૯-૧૯૮૭)



લક્ષ્મણઝૂલા પરથી પસાર થતા
સ્વામીશ્રીની ભક્તિનો
આનંદમય આવિર્ભાવ...
(હૃષીકેશ, ૨-૯-૧૯૮૭)

ગંગાસ્નાન માટે જતા સ્વામીશ્રીને વહાલથી ભેટી પડેલી ગાયને આશીર્વાદનાં અમી પાતા સ્વામીશ્રી.
(હૃષીકેશ, ૨-૯-૧૯૮૭)

ભાગીરથીના પવિત્ર જળથી પ્રથમ ઠાકોરજીના શિરે અભિષેક કરતા સ્વામીશ્રી...
(હૃષીકેશ, ૨-૯-૧૯૮૭)

પ્રત્યેક ક્રિયાને ભક્તિમય બનાવતાં સૌની સુખાકારી માટે પ્રાર્થના કરતા સ્વામીશ્રી...
(હૃષીકેશ, ૨-૯-૧૯૮૭)

*ચલો મન ગંગા જમુના તીર...* વહેતી ગંગામૈયાને તીરે સંત-સરિતા સ્વામીશ્રી...
(હૃષીકેશ, ૨-૯-૧૯૮૭)

પૂજ્ય ચિદાનંદ સ્વામીનો સ્નેહભાવ સ્વીકારી 'શિવાનંદ શતાબ્દી સમારોહ'માં પધારેલા સ્વામીશ્રી...
શાલ ઓઢાડી સ્વામીશ્રીનું અભિવાદન કરતા પૂજ્ય ચિદાનંદ સ્વામી... (હૃષીકેશ, ૨-૯-૧૯૮૭)

બે મહાન ધર્મગુરુઓ વચ્ચેના પ્રેમ-મધુર સંવાદની દર્શનીય પળો...
(હૃષીકેશ, ૨-૯-૧૯૮૭)

'શિવાનંદ શતાબ્દી સમારોહ'માં સંતવૃંદ દ્વારા ભજનસંધ્યાની જમાવટ...
સભામાં બિરાજિત સ્વામીશ્રી, પૂજ્ય ચિદાનંદ સ્વામી તેમજ મૂર્ધન્ય સંતો-મહાનુભાવો... (૨-૯-૧૯૮૭)

ચારધામ યાત્રાનો મંગલ પ્રારંભ... સ્યાના ચટ્ટી જતાં માર્ગમાં ઠાકોરજીના થાળ દરમ્યાન
શિલા પર બિરાજમાન આનંદમય સ્વામીશ્રી... (૩-૯-૧૯૮૭)

સ્થાનિક રહેવાસીઓને નિઃસ્વાર્થ સ્નેહપૂર્વક સત્સંગલાભ આપીને કૃતાર્થ કરતા સ્વામીશ્રી...
(સ્યાનાચટ્ટી, યમુનોત્રી, ૪-૯-૧૯૮૭)



હિમાલયનાં ઉત્તુંગ શિખરો વચ્ચે બિરાજમાન સાધુતાના શિખર સમા સ્વામીશ્રી તેઓની નૈસર્ગિક પ્રસન્ન મુદ્રાામાં... (સ્યાનાચટ્ટી, યમુનોત્રી, ૫-૯-૧૯૮૭)

ગંગોત્રીના પવિત્ર જળથી ઠાકોરજીને સ્નાન કરાવતા ભક્તિમય સ્વામીશ્રી...
(૬-૯-૧૯૮૭)



ગંગોત્રીના પંડાના ચોપડામાં યાત્રાની વિગત લખ્યા બાદ અંતમાં હસ્તાક્ષર કરીને આશીર્વાદ લખતા સ્વામીશ્રી...
(૬-૯-૧૯૮૭)

ગંગોત્રી મંદિરમાં વિધિવત્ ગંગા-મૈયાનું પૂજન કરીને પ્રાંગણમાં પધારેલા સ્વામીશ્રી...
(૬-૯-૧૯૮૭)

ગુપ્તકાશીના મંદિરમાં દર્શનાર્થે પધારેલા સ્વામીશ્રી મંદિરના દ્વાર પર...
(૭-૯-૧૯૮૭)



નૈસર્ગિક જળ-પ્રપાત વચ્ચે શોભતા ભક્તિજળના નિરંતર વહેતા પ્રપાત સમા સ્વામીશ્રી...
માર્ગમાં આવતા રમણીય જળ-પ્રપાતની અગ્રભૂમાં ઠાકોરજી સાથે શોભતા સ્વામીશ્રી... (૭-૯-૧૯૮

*સમે સમે કરે છે સંભાવના...* ગુપ્તકાશીથી કેદારનાથ જતાં માર્ગમાં હરિકૃષ્ણ મહારાજને જલપાન કરાવતા સ્વામીશ્રી... (૭-૯-૧૯૮૭)

કડકડતી ઠંડી અને વિષમ કેડીઓ પર થતી હાલકડોલક સ્થિતિમાં પણ કેદારનાથ દર્શનાર્થે જઈ રહેલા શ્રદ્ધામૂર્તિ સ્વામીશ્રી... (૮-૯-૧૯૮૭)

પુરાણપ્રસિદ્ધ કેદારનાથ મહાદેવના દર્શનાર્થે પધારેલા સ્વામીશ્રી...
(૮-૯-૧૯૮૭)

કેદારનાથ યાત્રામાં ગૌરીકુંડના હૂંફાળા જળથી સૌપ્રથમ ઠાકોરજીને સ્નાન કરાવીને
પરાભક્તિની વિરલ અનુભૂતિ કરાવતા સ્વામીશ્રી... (૮-૯-૧૯૮૭)



જય બદરીનાથ વિશ્વંભરમ્... બદરીનાથનાં દ્વારે...
બદરીનાથ પ્રભુનાં દર્શનાર્થે પધારેલા સ્વામીશ્રી... (૧૦-૯-૧૯૮૭)

બ્રહ્મવિદ્યાના ભોમિયા ભૌગોલિક અભ્યાસમાં લીન...
હિમાલય ક્ષેત્રના નકશાનું ઝીણવટપૂર્વક અવલોકન કરતા સ્વામીશ્રી... (બદરીનાથ, ૧૦-૯-૧૯૮૭)

'પરમાર્થ લોક'ના પ્રાંગણમાં તંબુમાં બિરાજમાન સ્વામીશ્રીની એક દર્શનીય છબિ...
(બદરીનાથ, ૧૦-૯-૧૯૮૭)



સૃષ્ટિના સૌંદર્ય અને ઋષિના ગાંભીર્યનો સુંદર સુમેળ...
શિલા પર બિરાજિત સ્વામીશ્રીનું એક અલભ્ય છબિદર્શન... (બદરીનાથ, ૧૧-૯-૧૯૮૭)

*ચાલ્યા ઉત્તર દિશામાં પોતે એકલા રે...*

નીલકંઠ વર્ણીના પગલે પગલે ડગ માંડતા સ્વામીશ્રીની એક નિરાળી છબિ... (ઉત્તરાખંડ યાત્રા, ૧૯૮



ગરીબ ગઢવાલી બાળકે ઠાકોરજીને નિ:સ્વાર્થપણે ધરાવેલા મકાઈના ડોડાની સેવાથી રાજી થઈને 'બાઉદ્દીન જેવું થયું' એમ આશીર્વાદ ઉચ્ચારતા સ્વામીશ્રી....

(દેવપ્રયાગ, ૧૨-૯-૧૯૮૭)

તીર્થપુરી હરિદ્વારના સાધુસમાજ દ્વારા સાધુસમાજના મુકુટ સ્વામીશ્રીનું બહુમાન કરતા
અખિલ ભારતીય સાધુસમાજના અધ્યક્ષ શ્રી રામસ્વરૂદાસ શાસ્ત્રીજી... (ગુરુમંડલાશ્રમ, ૧૨-૯-૧૯૮૭)

*'મૈં તો આપ સબકા સેવક હૂઁ...'* – નમ્રતાના શિખર સમા સ્વામીશ્રીએ
સંતો-મહંતોનાં અભિવાદન ઝીલતાં ઉચ્ચારેલાં શબ્દસુમનો... (ગુરુમંડલાશ્રમ, ૧૨-૯-૧૯૮૭)

ઉત્તરાખંડ યાત્રાની પૂર્ણાહુતિએ જ્ઞાનભાથું પીરસતા સ્વામીશ્રી...
(હરિદ્વાર, કનખલ, ૧૩-૯-૧૯૮૭)

ચારધામ યાત્રાનું સોનેરી સંભારણું... કુશળ રસોઇકારની અદાથી ઠાકોરજી અને સંતો-ભક્તો માટે પૂરણપોળી શેકતા સ્વામીશ્રી... (હરિદ્વાર, કનખલ, ૧૩-૯-૧૯૮૭)



નીલકંઠ વર્ણી જ્યાં દસ માસ રોકાયા હતા, તે પ્રાસાદિક જગન્નાથપુરી મંદિરનાં દર્શનાર્થે પધારેલા સ્વામીશ્રી તથા સંતમંડળ...
(૨૩-૯-૧૯૮૭)

બી.એ.પી.એસ. સ્વામિનારાયણ મંદિર, દાદર(મુંબઈ)ના સુવર્ણ મંડિત વિવિધ શિખર-કળશોનું પૂજન કરતા સ્વામીશ્રી... (૨૭-૧૧-૧૯૮૭)

મંદિરના શિખર પર વિધિપૂર્વક દોરી ખેંચી, ધજા-કળશને અનાવૃત કરતા સ્વામીશ્રી...
(મુંબઈ, ૨૮-૧૧-૧૯૮૭)



કળશ સ્થાપન બાદ
શિખર પરથી,
નીચે ઉપસ્થિત વિશાળ
ભક્ત-મેદની પર
આશીર્વાદની અમીવૃષ્ટિ કરતા
સ્વામીશ્રી...
(મુંબઈ, ૨૮-૧૧-૧૯૮૭)



*અભિનંદન અભિનંદન, જન્મદિવસનાં અભિનંદન...*

૬૭મા જન્મજયંતી પર્વે સ્વામીશ્રીને સૌ વતી પુષ્પહાર પહેરાવી ગુરુભક્તિ અદા કરતા વરિષ્ઠ સંતો...

(મુંબઈ, ૨૮-૧૧-૧૯૮૭)



ભવ્ય માન-સન્માનોની વહેતી ધારા વચ્ચે પણ નિઃસ્પૃહ રહેતા સ્વામીશ્રીની એક દર્શનીય છબિ...
જન્મદિનની ઉજવણી પ્રસંગે પણ પત્રલેખન દ્વારા ભક્તોનાં દુઃખ વિદારતા પરદુઃખભંજન સ્વામીશ્રી.
(મુંબઈ, ૨૮-૧૧-૧૯૮૭)

મુંબઈમાં કથાવાર્તાની રસલહાણ... વચનામૃતનાં શ્રીહરિનાં રહસ્યો સમજાવતા સ્વામીશ્રી...
(૧૨-૧-૧૯૮૮)

ભીષણ દુષ્કાળમાં કેટલ કેમ્પો દ્વારા, કરુણામૂર્તિ સ્વામીશ્રીએ કરેલી લાખો ઢોરોની માવજત...
સંસ્થા દ્વારા આયોજિત કેટલ કેમ્પની મુલાકાતે પધારેલા સ્વામીશ્રી... (ડાંગરા, ૧૭-૧૦-૧૯૮૭)

ભવાનપુરા કેટલ કેમ્પમાં વ્યવસ્થાપકોને માર્ગદર્શન આપતા સ્વામીશ્રી...
(૬-૧૧-૧૯૮૭)

સંસ્થાના કેટલ કેમ્પોમાં પશુઓની માવજતપૂર્વક જાળવણી...
બળદોને નીરણ આપીને પશુઓ પર સ્નેહવર્ષા કરતા સ્વામીશ્રી... (૧૯૮૭)

દુષ્કાળગ્રસ્ત વિસ્તારોમાં છાશ પીરસી પીડિતોની આંતરડી ઠારતા સ્વામીશ્રી...
(૧૯૮૮)

સ્વામીશ્રીની આજ્ઞાથી દુષ્કાળમાં લાખો મણ અનાજનું સંસ્થા દ્વારા કરાયેલું વિતરણ...
સ્વહસ્તે અનાજ વિતરણ કરતા સ્વામીશ્રી... (નેસડા, ભાદરા, ૬-૩-૧૯૮૮)

ગુજરાતના કારમા દુષ્કાળ દરમ્યાન વિવિધ પશુ-શિબિરોમાં સચવાયેલાં નિ:સહાય પશુધનની પણ
સ્વામીશ્રીએ કરેલી લાગણીસભર માવજત... (૧૯૮૮)

નાનાં સસલાંઓ પણ સ્વામીશ્રીની ગોદમાં તેઓનો સ્નેહાળ સ્પર્શ પામી ધન્ય થયાં...
(સારંગપુર, ૧૯૮૮)



બ્રિટનના પાર્લમેન્ટ-પરિસરના પ્રસિદ્ધ બીગબેંગ ટાવરની અગ્રભૂમાં ઠાકોરજી સાથે સ્વામીશ્રી...
(લંડન, ૨૮-૪-૧૯૮૮)

બ્રિટિશ પાર્લામેન્ટમાં સ્વામીશ્રીનું ઐતિહાસિક સન્માન... ઈંગ્લેન્ડની પાર્લામેન્ટ વતી 'હાઉસ ઓફ કોમન્સ' શિલ્ડ સ્વામીશ્રીને અર્પણ કરતા શ્રી કિથ વાઝ... (લંડન, ૨૮-૪-૧૯૮૮)

અપૂર્વ સન્માન બાદ સંસદ ભવનમાં બ્રિટિશ સાંસદો તેમજ મહાનુભાવોને આશીર્વાદનાં અમૃત પાતા સ્વામીશ્રી... (લંડન, ૨૮-૪-૧૯૮૮)

યોગી આવો તે રંગ મુને શીદ લગાડ્યો... યોગી જયંતી પર્વે ભજનલીન સ્વામીશ્રીનું ભક્તિમય દર્શન... (લંડન, ૧૫-૫-૧૯૮૮)



વિશ્વપ્રસિદ્ધ એફિલ ટાવરને પાવન કરતા સ્વામીશ્રી... (પેરિસ, ૪-૫-૧૯૮૮)



સ્વામીશ્રીના આશીર્વાદથી
અવિકસિત અવસ્થામાંથી
સુવિકસિત બનેલા
પોર્ટુગીઝ બાળક બર્નાડિનોને
માળાજપ શીખવીને ભક્તિના
માર્ગે દોરતા સ્વામીશ્રી...
(લિસ્બન, ૫-૫-૧૯૮૮)

ફાતિમા ચર્ચના પગથિયે સ્થાનિક પાદરીને આશીર્વાદ લખી આપતા સ્વામીશ્રી...
(પોર્ટુગલ, ૬-૫-૧૯૮૮)

પોર્ચુગીસ બાળકોને સ્વામીશ્રીની ભગવી આભાનું ઘેલું...
ઉદ્યાનમાં બિરાજિત સ્વામીશ્રીની નિશ્રામાં આવી પહોંચેલા સ્થાનિક બાળકો... (પોર્ટુગલ, ૬-૫-૧૯૮૮)

'અમે ભગવાન બતાવીએ' – જ્યાંથી કોલંબસ ભારત આવવા પ્રસ્થાન કર્યું તે ઐતિહાસિક સ્થળે
અધ્યાત્મ-દિશા ચીંધતા સ્વામીશ્રી... (સ્પેન, ૯-૫-૧૯૮૮)



સ્વિટ્ઝરલેન્ડમાં આલ્પ્સ પર્વતમાળામાં
સાન્તિસના બર્ફિલા શિખર પર બ્લેન્કેટમાં શોભતા સ્વામીશ્રી... (૧૧-૫-૧૯૮૮)

*અહીં જે કોઈ આવે તેનું કલ્યાણ થાય, અહીં પક્ષી ઊડે તેનું ને સર્વે જીવોનું પણ કલ્યાણ થાય...*
સૌનાં કલ્યાણ માટે આલ્પ્સના શિખર પર પ્રાર્થના કરતા સ્વામીશ્રી...
(સ્વિટ્ઝરલેન્ડ, ૧૧-૫-૧૯૮૮)

ઓસ્ટ્રિયા દેશમાં સૌપ્રથમ વાર સ્વામીશ્રીનું પદાર્પણ...
ભક્તોની વિનંતી સ્વીકારી બગીમાં બિરાજમાન સ્વામીશ્રીની શોભાયાત્રા... (વિયેના, ૧૩-૫-૧૯૮૮)

કેનેડાની પાર્લમેન્ટના 'હાઉસ ઓફ કોમન્સ'માં સ્વામીશ્રીને ભાવપૂર્વક આવકારતા
સોલિસિટર જનરલ શ્રી બોબ કપ્લાન અને પાર્લમેન્ટના અન્ય સંસદ-સભ્યો...
(ઓટાવા, ૧૩-૬-૧૯૮૮)

હોસ્પિટલમાં સારવાર લેતા કેનેડાના અગ્રણી સત્સંગી શ્રી ભગવાનજીભાઈ માંડવિયા પર આશીર્વાદનો અભયહસ્ત... (ટોરોન્ટો, ૧૫-૬-૧૯૮૮)

સ્વામીશ્રીનાં પુનિત પગલાંથી પ્રથમ વાર પાવન થતો વેસ્ટ ઇન્ડિઝ દેશ...
ટ્રિનિદાદમાં યોજાયેલી ધર્મપરિષદમાં સ્વામીશ્રીની સાધુતાથી પ્રભાવિત વિવિધ ધર્મના પ્રતિનિધિઓ...
(વેસ્ટ ઇન્ડિઝ, ૨૫-૬-૧૯૮૮)



કેરેબિયન સાગરનાં સ્ફટિકસમાં જળમાં શ્રીહરિકૃષ્ણ મહારાજને સ્નાન કરાવતા આનંદમગ્ન સ્વામીશ્રી... (ટ્રિનિદાદ, વેસ્ટ ઇન્ડિઝ, ૨૯-૬-૧૯૮૮)

સ્વામીશ્રીનાં દર્શન-આશીર્વાદથી કૃતાર્થતા અનુભવતા ટ્રિનિદાદના વડાપ્રધાન શ્રી રોબિન્સન...
(વેસ્ટ ઇન્ડિઝ, ૨૯-૬-૧૯૮૮)

હ્યુસ્ટનમાં નવનિર્મિત બી.એ.પી.એસ. મંદિરમાં મૂર્તિપ્રાણપ્રતિષ્ઠા વિધિમાં લીન સ્વામીશ્રી...
(૪-૯-૧૯૮૮)

મૂર્તિપ્રતિષ્ઠા વિધિ બાદ ઠાકોરજીની આરતી ઉતારતા સ્વામીશ્રી અને ભક્ત સમુદાય...
(હ્યુસ્ટન, ૪-૯-૧૯૮૮)

એટલાન્ટામાં મૂર્તિપ્રતિષ્ઠા પર્વે નીકળેલી ભવ્ય શોભાયાત્રાનું એક દૃશ્ય...
(૧૭-૯-૧૯૮૮)



શોભાયાત્રામાં ૩૩ ફૂટ લાંબી
લિમોઝીન કારની સૂર્યબારીમાંથી
વિશિષ્ટ દર્શનદાન દેતા
સ્વામીશ્રીની એક વિરલ સ્મૃતિ...
(૧૭-૯-૧૯૮૮)

પ્રતિષ્ઠાવિધિ દરમ્યાન મૂર્તિઓમાં પ્રાણ-આહ્વાન કરતા સ્વામીશ્રી...
(એટલાન્ટા, ૧૮-૯-૧૯૮૮)

મૂર્તિપ્રતિષ્ઠા બાદ ઠાકોરજીની આરતી ઉતારતા સ્વામીશ્રી...
(એટલાન્ટા, ૧૮-૯-૧૯૮૮)

હસતા-હસાવતા, રમતા-રમાડતા, અઢળક વહાલ વરસાવતા જી રે...
બાળસનેહી સ્વામીશ્રીની લાક્ષણિક તસવીર... (લંડન, ૨૦-૧૦-૧૯૮૮)

આફ્રિકન ખેતરમાં ઠાકોરજીને પધરાવીને ધરતી પર કૃપાશિષ વરસાવવા પ્રાર્થના કરતા સ્વામીશ્રી...
(કેરિચો, ઇસ્ટ આફ્રિકા, ૨-૧૧-૧૯૮૮)



વનશિબિરમાં
મસાઈ બાળકોના નૃત્ય સાથે
તાલી વગાડી સંમિલિત થતા
સ્વામીશ્રી...
(મસાઈમારા નેશનલ પાર્ક,
ઇસ્ટ આફ્રિકા, ૧૩-૧૧-૧૯૮૮)

મસાઈ બાળકને સ્નેહપૂર્વક પ્રસાદથી કૃતાર્થ કરતા સ્વામીશ્રી...
(મસાઈમારા નેશનલ પાર્ક, ઇસ્ટ આફ્રિકા, ૧૩-૧૧-૧૯૮૮)

મોમ્બાસાના દરિયામાં શ્રી હરિકૃષ્ણ મહારાજને પોશે પોશે જળ ચડાવી
સમુદ્રસ્નાન કરાવતા સ્વામીશ્રી, સાથે ત્યાગવલ્લભદાસ સ્વામી... (૨૨-૧૧-૧૯૮૮)



નાળિયેર પાણી ગ્રહણ કરી
આફ્રિકન ગરીબ ભક્તનો પ્રેમભાવ
અંગીકાર કરતા સ્વામીશ્રી...
(મોમ્બાસા, ૨૬-૧૧-૧૯૮૮)

યોગીજી મહારાજના સંકલ્પે શ્રીહરિની કાંસ્ય પ્રતિમા તેમજ સ્વામીશ્રીની મૂર્તિની સૌપ્રથમ પ્રતિષ્ઠા નિમિત્તે યોજાયેલો વિશ્વશાંતિ મહાયજ્ઞ. આશીર્વાદ આપતા સ્વામીશ્રી... (નૈરોબી, ૧૫-૧૨-૧૯૮૮)

૬૮મા જન્મદિને સ્વામીશ્રીને નૃત્ય દ્વારા વધાવતા દેવબાળકો...
(નૈરોબી, ૧૬-૧૨-૧૯૮૮)

જન્મજયંતી પ્રસંગે કેન્યાના પ્રજાજનો વતી સ્વામીશ્રીને વધાવતા ઉપપ્રમુખ શ્રી જોસફટ કરાન્જુ...
(નૈરોબી, ૧૬-૧૨-૧૯૮૮)

જન્મજયંતી મહોત્સવ ઉપક્રમે ઉપસ્થિત સંતો-મહાનુભાવો વચ્ચે બિરાજમાન સ્વામીશ્રી...
(નૈરોબી, ૧૬-૧૨-૧૯૮૮)



૬૮મા જન્મજયંતી મહોત્સવે નમ્રભાવે સૌનું અભિવાદન સ્વીકારતા સ્વામીશ્રી...
(નૈરોબી, ૧૬-૧૨-૧૯૮૮)

*સભામધ્યે બેઠાં મુનિનાં વૃંદ, તેમાં શોભે તારે વીંટ્યો જેમ ચંદ્ર...*

જન્મજયંતી મહોત્સવે સંતવૃંદ વચ્ચે શોભતા સંતસમ્રાટ સ્વામીશ્રી... (નૈરોબી, ૧૬-૧૨-૧૯૮૮)

ખ્રિસ્તી પાદરી ડૉ. બ્રાયન હચિન્સને 'અક્ષર-પુરુષોત્તમ સ્વામિનારાયણ સંસ્થામાં ગુરુ-શિષ્ય સંબંધ' એ વિષયક લખેલા મહાનિબંધનું ઉદ્‌ઘાટન કરતા સ્વામીશ્રી...

(લેનેશિયા, સાઉથ આફ્રિકા, ૧-૧-૧૯૮૯)

શ્રીહરિના પ્રાસાદિક વડોદરાના વિખ્યાત લક્ષ્મીવિલાસ પેલેસના પ્રાંગણમાં ગાયકવાડી રાજવી પરિવાર અને વડોદરાના નગરજનો દ્વારા આયોજિત સ્વામીશ્રીનો સન્માન સમારંભ... (૪-૨-૧૯૮૯)

'વૃક્ષો એ ભગવાનની વિભૂતિ છે' – આ મહિમા સાથે વૃક્ષારોપણ કરતા પર્યાવરણપ્રેમી સ્વામીશ્રી... (ભાદરા, ૨૭-૪-૧૯૮૯)

દેશ-વિદેશનાં ૧૫,૦૦૦ કરતાંય વધુ બાળકોનો યોજાયો અભૂતપૂર્વ આંતરરાષ્ટ્રીય બાળ મહોત્સવ... ધર્મ-ધજા લહેરાવી સૌ બાળકોને પ્રોત્સાહિત કરતા સ્વામીશ્રી... (વલ્લભવિદ્યાનગર, ૨૬-૫-૧૯૮૯)

*અમે સીંચાયા સંત અમીરસથી...*

બાળ મહોત્સવના તેજસ્વી તારલાઓને અમીનજરથી અભિવંદતા સ્વામીશ્રી...

(વલ્લભવિદ્યાનગર, ૨૬-૫-૧૯૮૯)

પ્રાસાદિક ઊંડ નદીમાં ઠાકોરજી સાથે ચલાખા પર બિરાજી જળવિહાર કરતા સ્વામીશ્રી...
(ભાદરા-ગુણાતીતનગર, ૭-૭-૧૯૮૯)

અયોધ્યામાં રામજન્મભૂમિ પર બંધાનાર રામ મંદિરના પાયામાં મુકાનારી પ્રથમ રામશિલાનું વિધિપૂર્વક પૂજન કરતા સ્વામીશ્રી... (અમદાવાદ, ૧૬-૮-૧૯૮૯)

સ્વામીશ્રીના ૬૯મા જન્મજયંતી મહોત્સવની શાનદાર ઉજવણી...

બાર બારણાંના ફૂલ-હિંડોળાની શોભા મધ્યે પ્રાતઃપૂજામાં મગ્ન સ્વામીશ્રી... (ભરૂચ, ૬-૧૨-૧૯૮૯)

જન્મજયંતીના ભવ્ય સભામંચ પર ઠાકોરજી સાથે વિરાજમાન સ્વામીશ્રી...

(ભરૂચ, ૬-૧૨-૧૯૮૯)



૬૯મી જન્મજયંતીએ સૌની પ્રેમભક્તિ સ્વીકારતા નમ્રતાની મૂર્તિ સમા સ્વામીશ્રી...
(ભરૂચ, ૬-૧૨-૧૯૮૯)

સતત બે કલાક સુધી એક આસને બિરાજી જન્મજયંતી પ્રસંગે ઉપસ્થિત હજારો ભક્તોને વ્યક્તિગત દર્શન-મુલાકાત અર્પતા સ્વામીશ્રી... (ભરૂચ, ૬-૧૨-૧૯૮૯)

'ગુજરાતી વિશ્વકોશ'ના પ્રથમ ભાગનું ટ્રસ્ટ વતી સ્વામીશ્રીના વરદ હસ્તે ઉદ્‌ઘાટન કરાવતા જાણીતા સાહિત્યકાર શ્રી કુમારપાળ દેસાઈ... (અમદાવાદ, ૨-૧૨-૧૯૮૯)

*પ્રમુખસ્વામી આવજો રે, વહેલા પધારજો રે...* સ્નેહમૂર્તિ સ્વામીશ્રીની વિદાયનાં છેલ્લી ક્ષણોનાં દર્શન માટે પ્રેમભરી દોટ... (દાદર રેલવે સ્ટેશન - મુંબઈ, ૧૭-૧૨-૧૯૮૯)

*વ્યર્થઃ કાલો ન નેતવ્યો ભક્તિં ભગવતો વિના...*
મુંબઈથી પૂના જતાં ટ્રેનમાં ઠાકોરજી સમક્ષ માળાજાપ કરતા સ્વામીશ્રી... (૧૭-૧૨-૧૯૮૯)

દક્ષિણ ભારત યાત્રા દરમ્યાન ઠેર ઠેર થયેલાં સ્વામીશ્રીનાં ભવ્ય સન્માનો...
હુબલીમાં ગજરાજ દ્વારા સમાજનું સન્માન સ્વીકારતા સ્વામીશ્રી... (૨૧-૧૨-૧૯૮૯)



ટ્રેન ઊપડવાની થોડીક ક્ષણો પૂર્વે, રેલવે પ્લેટફોર્મ પર, ઝાંખા અજવાળે સામાન્ય ખુરશી પર બિરાજી પત્રલેખન કરતા સ્વામીશ્રી... (કોઈમ્બતુર, ૩૧-૧૨-૧૯૮૯)

સૌનું ભલું કરવા સમભાવ સાથે વિચરતા સ્વામીશ્રી...
બદલપુરમાં ગરીબ ભક્તના ગાર-માટીના ઘરમાં પગલાં પાડતા સ્વામીશ્રી... (૨૪-૨-૧૯૯૦)

ગાર-માટીનાં ઘર ઉપરાંત ગરીબ ભક્તોનાં પશુઓ પર પણ કૃપાવર્ષા કરતા સ્વામીશ્રી...
(હાડેવા, ૨૬-૨-૧૯૯૦)



રાજસ્થાનના રાજવી પરિવારને દિવ્ય સ્મૃતિની રસલહાણ...
હોળીના પર્વે ઘેરૈયાઓ વચ્ચે અલભ્ય સ્મૃતિ આપતા સ્વામીશ્રી... (બિલાડા, ૬-૩-૧૯૯૦)

માઉન્ટ આબુ સ્થિત છાત્રાલયના શિશુઓ સાથે મમતાસભર સંવાદ સાધતા સ્વામીશ્રી...
(માર્ચ, ૧૯૯૦)

સારંગપુરમાં 'ભક્તચિંતામણિ' પારાયણનો કથારસ રેલાવતા સ્વામીશ્રી...
(માર્ચ, ૧૯૯૦)

સારંગપુરમાં ફૂલદોલ ઉત્સવે રંગવર્ષા...
સંતવૃંદ પર રંગની હેલી વરસાવી દિવ્યાનંદની અનુભૂતિ કરાવતા સ્વામીશ્રી... (૧૧-૩-૧૯૯૦)

અમદાવાદના પ્રસિદ્ધ શ્રી ગીતા મંદિરના સુવર્ણ મહોત્સવનું સ્વામીશ્રીનાં કરકમળો દ્વારા ઉદ્‌ઘાટન...
સાથે મહામંડલેશ્વર શ્રી મંગલાનંદજી મહારાજ... (૧૪-૩-૧૯૯૦)

કુકડ-ઓદરકા ગામો વચ્ચેનાં ૨૦૦ વર્ષ પુરાણા વેરના સુખદ સમાધાનની ઐતિહાસિક પળ...
૪૪ ગામો વચ્ચેના વેરઝેર છોડાવી સૌને સ્વહસ્તે સ્નેહજળનાં અમૃત પિવડાવતા સ્વામીશ્રી... (૧૨-૪-૧



પૂર્વજોના પાળિયાઓને પણ
પંચામૃત અને તીર્થજળથી
સ્નાન કરાવી, પિતૃસ્નાન કરાવી
મૃતકોનો મોક્ષ કરતા
કલ્યાણમૂર્તિ સ્વામીશ્રી...
(કુકડ-ઓદરકા, ૧૨-૪-૧૯૯૦)

સમરસતાના અજોડ પ્રહરી... બોચાસણના બી.એ.પી.એસ. મંદિરમાં સ્વામીશ્રી દ્વારા આયોજિત દલિત મહાસંમેલનમાં સંતો-મહંતો સાથે... (૧૩-૫-૧૯૯૦)

૨૧,૦૦૦ યુવા-યુવતીઓનો આંતરરાષ્ટ્રીય યુવા મહોત્સવનો દબદબાભર્યો શુભારંભ... મંચ પર સ્વામીશ્રી સાથે ઉપસ્થિત તત્કાલીન ઉપરાષ્ટ્રપતિ શ્રી શંકરદયાલ શર્મા, મહંત સ્વામી, ડૉક્ટર સ્વામી તથા અન્ય મહાનુભાવો... (વલ્લભવિદ્યાનગર, ૨૨-૫-૧૯૯૦)

યૌવનના અનોખા માળી સ્વામીશ્રીનો વિરાટ યુવા-ઉદ્યાન... આંતરરાષ્ટ્રીય યુવા મહોત્સવમાં એકત્રિત થયેલા ૨૧,૦૦૦થી વધુ યુવાઓ પર કૃપાવર્ષા... (વલ્લભવિદ્યાનગર, ૧૯૯૦)

યુવા મહોત્સવમાં ઉપસ્થિત યુવાશક્તિને સંબોધતા શ્રી લાલકૃષ્ણ અડવાણીજી...
(વલ્લભવિદ્યાનગર, ૨૬-૫-૧૯૯૦)



પારિતોષિક વિજેતાઓને સ્વહસ્તે મેડલ પહેરાવી આશીર્વાદ અર્પતા સ્વામીશ્રી...
(વલ્લભવિદ્યાનગર, ૨૬-૫-૧૯૯૦)

ગુજરાતની જીવાદોરી સમી નર્મદા યોજનાના સમર્થનમાં યોજાયેલી જંગી સભામાં જોમ સીંચતા સ્વામીશ્રી... (મુંબઈ, ૭-૬-૧૯૯૦)

અમેરિકામાં યોજાયો ભારતીય સાંસ્કૃતિક મહોત્સવ(CFI)નો ઉદ્‌ઘોષ સમારોહ...
ખ્યાત જેકોબ જેવીટ્સ કન્વેન્શન સેન્ટરમાં યોજાયેલ સમારંભમાં ભક્તમેદની... (ન્યૂયોર્ક, ૩૦-૬-૧૯૯

ઉદ્‌ઘોષ સભામાં સભામંચ પર બિરાજમાન પ્રેરણામૂર્તિ સ્વામીશ્રી અને મહાનુભાવો...
(ન્યૂયોર્ક, ૩૦-૬-૧૯૯૦)

સૌની સુખાકારી માટે, દુષ્કાળ ન પડે તે માટે, રામજન્મભૂમિની મુક્તિ માટે, મધરાતે જાગી જઈને પ્રાર્થના કરતા સ્વામીશ્રી... (લંડન, ૨-૮-૧૯૯૦)

અનેક લોકોના જન્મથી લઈને જીવનની અંતિમ ક્ષણ સુધી નિભાવ્યો સાથ... અક્ષરવાસી ભક્તને અંતિમ અંજલિ આપતા સ્વામીશ્રી... (લંડન, ૬-૧૦-૧૯૯૦)

ગામડાની ઓસરીમાં સંતો-ભક્તોના સમુદાય વચ્ચે ભોજન...
(પાટી, ૨૭-૧૧-૧૯૯૦)

૭૦મી જન્મજયંતીના અવસરે સારંગપુરના મંદિર પર અંતરિક્ષમાંથી પુષ્પવૃષ્ટિ કરવા હેલિકોપ્ટરમાં બિરાજેલા સ્વામીશ્રી, સાથે મહંત સ્વામી...
(સારંગપુર, ૨૪-૧૧-૧૯૯૦)

નમ્રતાના નિધિ...
ગુરુહરિ સ્વામીશ્રી અને વરિષ્ઠ સંતવર્ય સંતવલ્લભ સ્વામીનું સ્નેહમિલન... (સારંગપુર, ૧૯૯૦)

૭૦મા જન્મજયંતી પર્વે સમગ્ર ભક્ત સમુદાય વતી સ્વામીશ્રીને વધાવતા પૂજ્ય સંતવલ્લભ સ્વામી...
(સારંગપુર, ૨૫-૧૧-૧૯૯૦)



૭૦મી જન્મજયંતીએ પુષ્પપાંખડીઓ દ્વારા ગુરુહરિ સ્વામીશ્રીને વધાવતો ભક્ત સમુદાય...
વંદનપૂર્વક સૌને પ્રણામ કરતા સ્વામીશ્રીનું એક અવિસ્મરણીય દર્શન...
(સારંગપુર, ૨૫-૧૧-૧૯૯૦)



# કરુણાના સાગર રેલાય રે

## સન ૧૯૮૭

### સરળ અને સમજુ

સન ૧૯૮૭ના પ્રથમ પ્રભાતે જ સ્વામીશ્રીનાં દર્શન થઈ જતાં મુંબઈવાસીઓ માટે આજની સવાર જ નહીં, પણ અંગ્રેજી કેલેન્ડર અનુસાર આજથી આરંભાતી નવી સાલ પણ સ્મરણીય બની રહી. તેથી ચોમેર વ્યાપી વળેલા હર્ષની વચ્ચે સ્વામીશ્રીએ આજની સાંજે મંદિર પરિસરના ભાગરૂપ અક્ષર ભુવનની અગાશીમાં સાયંભ્રમણ આદર્યું.

આશરે અડધો કલાક સુધી ચાલનારા આ વ્યાયામ દરમ્યાન એક સંતે લિફ્ટની મરામત કરવાનું વિચારી બે મિકેનિકને કામે લગાડ્યા; પરંતુ સ્વામીશ્રી ભ્રમણ પૂર્ણ કરીને નીચે ઊતરવા માટે લિફ્ટ પાસે પધાર્યા તોયે હજી પેલી મરામત ચાલુ હતી. તે જોઈ એક વ્યવસ્થાપકે કારીગરોને સત્વરે લિફ્ટ ખાલી કરવા કહ્યું. આ સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'ચાલો, આપણે દાદરા ઊતરી જઈએ. નકામું આ લોકોનું કામ અટકે.'

પોતા થકી કોઈનેય અડચણ ન થાય તે રીતે જ વર્તવાનો સ્વામીશ્રીનો સહજ સ્વભાવ. તે આજે ઉતારાના પ્રવેશદ્વારે પણ પ્રગટ થઈ આવ્યો.

મંદિર તરફનાં પગથિયેથી સ્વામીશ્રીના ઉતારાના માળે પ્રવેશતાં જ

ડાબા હાથે રેકોર્ડિંગ સ્ટુડિયો આવતો. તેમાંથી પસાર થઈને કે પછી સીધે-સીધા થોડા આગળ વધતાં જ આવતા મોટા હૉલમાંથી પસાર થઈને સ્વામીશ્રીના ઓરડામાં પ્રવેશ મેળવી શકાતો, પરંતુ સાયંભ્રમણ પૂર્ણ કરીને આવેલા સ્વામીશ્રીને લાંબો ચકરાવો ન થાય તે હેતુસર કો'કે સ્ટુડિયોનો દરવાજો જ ખોલી દીધો. તેથી ત્યાં ભજનોના ધ્વનિમુદ્રણ માટે બેસાડેલા બાળકો તો સ્વામીશ્રીને જોતાં જ તેઓ પાસે દોડી આવ્યા. તે કારણે રેકોર્ડિંગ માટે તૈયાર કરેલું માઇક, અવાજ વગેરેનું લેવલ ખોરવાઈ ગયું.

આ જોઈ સ્વામીશ્રીએ ખેદ વ્યક્ત કર્યો કે 'રેકોર્ડિંગનું કામ ચાલે છે એ ખબર હતી તો અહીં કેમ લઈ આવ્યા? આપણે આમ હૉલમાંથી ફરીને જાત. એમાં ક્યાં ખાટું-મોળું થઈ જવાનું હતું?'

સ્વયં અગવડ વેઠીનેય બીજાને મદદરૂપ બનવાની સ્વામીશ્રીની પ્રકૃતિ. તેઓ કામ ઝપાટાબંધ કરતા, પણ કોઈ હડફેટે ન ચડે એ રીતે.

આવા સરળ અને સમજુ સ્વામીશ્રીનો સંગ મળતાં હરખાઈ ઊઠેલું નવું વર્ષ ઉમંગભેર આગળ સરકવા લાગ્યું.

## સત્સંગ કરો એ મોટી સેવા

તા. ૨/૧ની સાયંસભા બાદ પોતાના ઉતારે બિરાજેલા સ્વામીશ્રી પર એક વિદેશવાસી સત્સંગીનો ફોન આવ્યો. તેઓની વ્યાવહારિક ગૂંચોને સ્વામીશ્રીએ ક્ષણાર્ધમાં જ સચોટ રીતે ઉકેલી આપતાં, ખુશ થઈ ગયેલા એ ભક્તે કહ્યું: 'બાપા! કાંઈ સેવા હોય તો આજ્ઞા કરો.'

'તમે સત્સંગ કરો એ જ મોટી સેવા છે.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓને હરિભક્તો પાસેથી રતિભાર અપેક્ષા નહોતી, સિવાય કે તેઓ સત્સંગ કરે.

આવા નિઃસ્વાર્થ અને નિરપેક્ષ સ્વામીશ્રી પાસે તા. ૩/૧ની સવારે શ્રી રતનશીભાઈ આવ્યા ત્યારે કો'ક મુલાકાતી મુંબઈના કફ પરેડ વિસ્તારની વાતો કરી રહેલું. તેમાં સૂર પુરાવતાં પેલા નવાગંતુક હરિભક્તે પણ કહ્યું: 'બાપા! આ કફ પરેડ તો મુંબઈનો ડૉલર એરિયા (વૈભવી વિસ્તાર) ગણાય.'

'તમેય ડૉલર એરિયાવાળા જ કહેવાઓ. આપણે તો અહીં મંદિરે આવે એ જ કફ પરેડ. બાકી તો બધું ઠીક છે.' સ્વામીશ્રીએ જણાવ્યું.

તેઓના મુખેથી આજે અનોખી રીતે મંદિર-મહિમા સરી પડ્યો.

## છેલ્લા શ્વાસ સુધીની વાત

તા. ૩/૧ની સાંજે અક્ષર ભુવનની અગાશીમાં યોજાયેલા યુવકોના સ્નેહ-સંમેલનમાં સ્વામીશ્રી પધારતાં જ ૭૦૦ યુવાહૈયાં થનગની ઊઠ્યાં. તેમાંથી ઊછળતી ઊર્મિઓ કીર્તન, પ્રવચન વગેરે દ્વારા રેલાતી રહી. યુવાનોના આ કૌશલ્ય સાથે કલ્યાણની કડી જડી આપતાં સ્વામીશ્રીએ જણાવ્યું :

"એક તો બીજાનું (ખરાબ) જોવાની ટેવ જાય અને બીજું, બીજા બોલે એનો વિચાર કર્યા સિવાય આપણે કામ કરીએ તો જ આગળ વધાય. શ્રેયનો મારગ થોડો વિકટ તો છે, છતાં બરોબર કાર્ય કરીશું તો સહેલાઈથી પાર થઈ જવાય એવું છે. શાસ્ત્રીજી મહારાજ જેવા પુરુષોએ છેક છેલ્લા શ્વાસ સુધી કાર્ય કર્યું છે, એટલે આપણે પણ 'બહુ સત્સંગ થઈ ગયો' કે 'બહુ કાર્ય કર્યું' એવું નથી માનવાનું. છેલ્લા શ્વાસ સુધીની આ વાત છે. 'આ અગાશી ચિક્કાર ભરાઈ એટલે બહુ થઈ ગયું' – આમ ન વિચારવું. અગાશીઓ બીજી થશે. એની ચિંતા તમે ન કરતા. હજી ઘણું કામ બાકી છે.

ભલે આપણે રજોગુણી શહેરમાં રહીએ, પણ સત્સંગમાં રહીશું તો વાંધો નહીં આવે. આપણે એક દિવસ માટે નહીં, કાયમ માટે સ્નેહ-સંમેલન છે. એકબીજાનો મહિમા સમજી, સાથે મળીને બધાએ કાર્ય કરવાનું છે. 'કાર્યકરો ! કાર્ય કરો' – આ સૂત્ર રાખીએ; પણ 'કાર્યકરો ! કાયર કરો' – આવું ન થવું જોઈએ."

## અતિ ત્યાગ ગમે છે તનમાં રે

રોજ સવારે અલ્પાહારમાં ઉકાળા સાથે ગોળી લેતા સ્વામીશ્રી માટે તા. ૫/૧ના રોજ હરિભક્ત શ્રી કનુભાઈ અમીન સ્ટ્રોબેરીનો સ્વાદ ધરાવતું દૂધ લઈ આવ્યા, પરંતુ જેવું તે સ્વામીશ્રી સમક્ષ ધરવામાં આવ્યું કે તેઓએ પૂછ્યું : 'આ શું છે ?'

'એનું એ જ છે.' વિશેષ પૂછપરછ ટાળવાના હેતુથી કો'કે કહ્યું.

પરંતુ આ સારી વસ્તુ સ્વામીશ્રીને ન રુચી. તેઓ બોલ્યા : 'આની જરૂર નહીં. આવા બધા નાટારંગ ગૃહસ્થને હોય. આપણે તો સાદો ઉકાળો સારો.'

ભક્તોની સેવા-સરભરા બાબતે કોઈને ન સૂઝે એવા નવા નવા આવિષ્કારો આપનારા સ્વામીશ્રીનું મન પોતાનાં સુખ-સુવિધા માટે તો સાવ જ

ગતિશૂન્ય જણાતું. સાધુતાની પુરાતન પરિપાટી અનુસાર જ જીવવામાં તેઓ રાજી.

## અમારા ગામમાં એક જોગી પાક્યો!

તા. ૫/૧ની સવારના મુલાકાત-સત્ર બાદ પત્રવ્યવહારમાં પરોવાયેલા સ્વામીશ્રી પાસે આવેલા એક આગંતુક તો ઊંચા સાદે 'જોગી... જોગી...' કહેતાં આંખોમાંથી અશ્રુ જ સારવા લાગ્યા. ફાટેલી ટોપી, રંગ ઊડી ગયેલું સ્વેટર અને થીંગડાં મારેલાં કપડાંનો વેશ તથા ચીમળાઈ ગયેલો ચહેરો તેમ જ બેવડ વળી ગયેલું શરીર ધરાવતી એ વ્યક્તિ બિલકુલ ગામઠી જણાતી હતી.

પરંતુ તેઓનો પોકાર સાંભળી પત્રમાંથી મુખ ઊંચું કરનારા સ્વામીશ્રી એ અતિથિને ઓળખી ગયા. તેથી તેઓએ પ્રેમપૂર્વક પૂછ્યું: 'ચીમન! કેમ રડે છે?'

'હું કંઈ (ક્યાં) રડું છું? હું તો અહું (હસું) છું.' તળપદી ભાષામાં આટલું કહી એ ચાણસદવાસીએ વાત આગળ વધારી કે 'અમારા ગામમાં એક જોગી પાક્યો! આ અમારો શાંતિ મોટો જોગી થઈ ગયો!'

આમ જણાવતાં સ્વામીશ્રીના એ બાળમિત્રનો આનંદ સમાતો નહોતો.

એ જ અવસ્થામાં તેઓ સ્વામીશ્રીનાં બાળચરિત્રોને વાગોળવા લાગ્યા. તેનો આસ્વાદ ચાખવા આસપાસમાં કેટલાક સંતો પણ ભેગા થઈ ગયા. તે વખતે ઉતારામાં ચારેકોર નજર ફેરવતાં પેલા બાળસખા બોલ્યા: 'મારે તો શાંતિનું ઘર જોવું છે...'

એ અબુધ ગ્રામીણ જનને સ્વામીશ્રીના અસલી ઘરની ભાળ તો ક્યાંથી હોય? તેથી ઈંટ-ચૂનાની ઈમારતને કુતૂહલતાથી જોતાં તેઓએ વળી દોહરાવ્યું: 'અમારા ગામમાં એક જોગી પાક્યો!'

આ ખુશી વ્યક્ત કરનારા તેઓને એ પણ ખ્યાલ નહોતો કે તેઓના 'શાંતિલાલ' હવે તો ગામના જ નહીં, પણ વિશ્વના વિરલ જોગી તરીકે પ્રસ્થાપિત થઈ ચૂક્યા છે. કૃષ્ણ-સુદામા જેવું આ મિલન સૌની સ્મૃતિમંજૂષામાં જડાઈ ગયું.

## તમે રાજી કરવા આવ્યા છો

તા. ૫/૧ની સાંજે પત્રો વાંચતા સ્વામીશ્રી પાસે પહોંચેલા અમદાવાદના

એક યુવાનને પોતાના પેચીદા પ્રશ્નો અંગે માર્ગદર્શન મેળવવું હતું. તેઓનો આ હેતુ જાણી સ્વામીશ્રીએ કહ્યું : 'વાત કરો.'

જો કે આમ જણાવી પત્રપઠનમાં જ મશગૂલ રહેલા તેઓ પાંચેક મિનિટ સુધી પેલા યુવકની વિગતો પણ સાંભળતા ગયા. અંતે પત્ર-પરિચારકને પત્રો સંબંધી અને યુવાનને તેના પ્રશ્નો સંબંધી સુયોગ્ય સમાધાન આપી સ્વામીશ્રી સાયંભ્રમણ માટે ઊભા થયા ત્યારે એકસાથે અનેક કામ હાથ ધરતા તેઓ સૌને વિસ્મયકારી લાગ્યા.

પરંતુ આવા કાર્યકુશળ તેઓની આગવી વિશેષતા એટલે હળવાશ. દિવસ દરમ્યાન કંઈક જટિલ ગૂંચો ઉકેલતા રહેતા સ્વામીશ્રી પાસે રમૂજની છોળ્યો કાયમ ઊડતી હોય. તેથી ક્યારેક બાળકો, ક્યારેક યુવકો તો ક્યારેક સંતોનેય અવનવી ગમ્મતભરી રજૂઆતો કરી તેઓને રીઝવવાનું તાન રહે. આવી પ્રસ્તુતિને યોગ્ય પ્રતિસાદ આપી સ્વામીશ્રી સૌનો આનંદ બેવડાવી દે.

તે જોઈ તા. ૭/૧ની સવારે અલ્પાહાર લઈ રહેલા સ્વામીશ્રીને એક સંતે કહ્યું : 'બાપા ! આપ અમારી કાલી-ઘેલી રજૂઆતોમાં ભળી અમને અપાર સુખ આપો છો. ખરેખર, આપ અમારી પર રાજી થવા જ આવ્યા છો.'

'... અને તમે રાજી કરવા આવ્યા છો.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓના આ એક જ વાક્યમાં મુમુક્ષુ માટે જિંદગીભરનું માર્ગદર્શન સમાયેલું છે.

## અમારી મર્યાદા બરાબર જ છે

તા. ૭/૧ની સાંજે મુલાકાતે આવેલા પ્રસિદ્ધ પત્રકાર શ્રી કાંતિ ભટ્ટે શ્રીજીસ્થાપિત સ્ત્રી-સાધુ મર્યાદા અંગે સ્વામીશ્રીને પૂછ્યું કે 'આપને કદી એવો વિચાર થયો છે કે આધુનિક જમાના સાથે આ મર્યાદા બદલવી જોઈએ ? કે પછી આપ કડક રીતે માનો છો કે આ જે છે એ બરાબર જ છે ?'

'અમારી જે મર્યાદા છે એ તો બરાબર જ છે. એમાં કાંઈ બદલવા જેવું નથી.' સ્પષ્ટતાપૂર્વક આટલું પ્રતિપાદન કર્યા બાદ સ્વામીશ્રીએ ઉમેર્યું : 'અમને ઘણાએ આ અંગે કહ્યું છે, પણ ભલે અમે એમાં ઑર્થોડોક્સ (જુનવાણી) ગણાઈએ એનો વાંધો નથી, પરંતુ અમને ભગવાન સ્વામિનારાયણે જે નિયમ આપ્યા છે એ બરાબર સાચવવાના જ છે. લોકોને પછી ગમે કે ન ગમે; પણ જે સાચી વસ્તુ છે એ અંતે સમજાશે. એમાં ફેરફાર નહીં.'

આ દૃઢતા સાથે વિચરતા સ્વામીશ્રી તા. ૭/૧ની સાયંસભામાં યોજાયેલા 'બાળ-કવિમેળા'ને પોતાની ઉપસ્થિતિથી ધન્ય કરી ઉતારે પરત પધાર્યા. અહીં તેઓ વાળુ કરવા બિરાજ્યા ત્યારે લીલાં નાળિયેરની વાતો નીકળી. તે વખતે કોઈકે કહ્યું: 'કલકત્તામાં એને દાભ કહે છે.'

આ સાંભળી સ્વામીશ્રી ચોસઠપદી ગ્રંથમાં જ્યાં ડાભ શબ્દ આવે છે એ આખું પદ –*'માનો મળી છે મોટી વાત...'* લટકાં કરતાં બોલી ગયા. લગભગ અડધી સદી પહેલાંના પોતાના અધ્યયનકાળ દરમ્યાન સ્વામીશ્રીએ આવાં પદોનો મુખપાઠ કર્યો હશે! ત્યારબાદ વધતી ગયેલી સેવા-પ્રવૃત્તિને કારણે પુનરાવર્તન કરતા રહેવાનો મેળ તો તેઓને પડ્યો જ નહીં હોય. તેમ છતાં આજે તેઓના મુખે કડકડાટ બોલાયેલું આ આખું પદ તેઓની સતેજ યાદશક્તિનો એક પુરાવો બની રહ્યું.

તેથી ચકિત થયેલા સંતોએ પૂછ્યું: 'સ્વામી! કેમ અત્યારે કીર્તન ગાવાનો ઉમંગ આવી ગયો?'

'કો'ક વખત આવા ઊભરા આવી જાય.' હસતાં-હસતાં સ્વામીશ્રીએ કહ્યું.

તેઓનો આ કો'ક વખતનો ઊભરો સૌ માટે કાયમી સ્મૃતિ બની ગયો.

## નમ્યા તે નમ્રતા આણી રે

તા. ૭/૧ની સાયંસભામાં આશીર્વાદ આપતાં સ્વામીશ્રી બોલેલા: 'મનસૂબા એટલે મન કા સૂબા.' તેઓએ કરેલા આ વિશિષ્ટ અર્થની ચર્ચા તા. ૮/૧ના અલ્પાહાર વખતે થઈ ત્યારે વિશેષ છણાવટ કરતાં સ્વામીશ્રીએ કહ્યું: 'જે 'મન કા સૂબા' થાય એને વાંધો ન આવે, પણ જો બહુવ્રીહિ (સમાસ) થાય કે 'મન છે સૂબો જેનો તે' તો તે પડે.'

આમ, વ્યાકરણના મિષે વિનોદ કરાવતા સ્વામીશ્રી તા. ૧૦/૧ની સવારે માટુંગા-સ્થિત ગુજરાતી ક્લબમાં એક મૅડિકલ કૅમ્પનું ઉદ્‌ઘાટન કરવા પધાર્યા. આ નિમિત્તે આયોજિત સભામાં સ્વાગતના પુષ્પહાર પહેરાવવા એક પછી એક આવી રહેલા મુરબ્બીઓમાં ક્લબના પ્રમુખ શ્રી માણેકલાલ સવાણી પણ હતા. તેઓ સ્વામીશ્રીને હાર પહેરાવી જ્યાં નીચા નમ્યા ત્યાં જ તેઓના ખમીસના ખિસ્સામાંથી નીકળી આવેલાં ચશ્માં સ્વામીશ્રીના આસનથી થોડે દૂર જઈ પડ્યાં.

આ જોઈ ગયેલા સ્વામીશ્રીએ ઠેઠ નીચા નમી, હાથ લાંબો કરી, ચશ્માં ઉપાડી લીધાં અને એ મહાનુભાવને પરત કર્યાં. આ દૃશ્ય સામે બેઠેલા સભાસદો માટે કલ્પના બહારનું બની રહ્યું! પરંતુ તે સૌને ક્યાં ખ્યાલ હતો કે સ્વામીશ્રીના હાથ આશીર્વાદ આપવા માટે જેટલી વાર ઊંચા થયા હશે તેથી અધિક વાર સેવા માટે લંબાયા હશે!

આવા નમ્ર અને સેવાભાવી સ્વામીશ્રીનાં કરકમળોથી ઉદ્‌ઘાટનનો દીપ પ્રગટતાં જ કૅમ્પનો શુભારંભ થયો. સેવાના આ પ્રગટેલા દીવામાં સ્વામીશ્રીએ સંસ્થા વતી આર્થિક અનુદાનનું તેલ ઉમેરી આપતાં તેનો ઉજાશ ઘણા લોકો સુધી પહોંચ્યો.

## મારા જેવો ભક્ત થજે

સૌ માટે સ્વામીશ્રી સર્વે શુભમાત્રના સ્થાનરૂપ હોવાથી કોઈ પણ કાર્યના પ્રારંભમાં તેઓની પ્રત્યક્ષ કે પરોક્ષ ઉપસ્થિતિ દરેક ઝંખતા. એ ઝંખના સાથે કેટલાક પોતાની વસ્તુઓને તેઓ પાસે પ્રસાદીની કરાવવા લઈ આવતા, તો કો'ક નાના બાળકોને લટ લેવડાવવા, અન્નપ્રાશન કરાવવા, નામ પડાવવા, કંઠી પહેરાવવા માટે સ્વામીશ્રી આગળ ધરતા.

આ ક્રમમાં તા. ૧૧/૧ની બપોરે આવેલો બાળક કપિલ દવે તેના પિતા શ્રી વાસુદેવભાઈના હાથમાં સૂતો હતો. એ શિશુના માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યા બાદ તેનાં બિડાયેલાં નેત્રો ખોલતાં સ્વામીશ્રીએ કહ્યું: 'અહીં ઊંઘી નહીં જવાનું. અહીં તો જાગવાનું છે.'

આમ, એક શિશુની ગળથૂથીમાં તેઓએ સત્સંગની જાગૃતિ સીંચી ત્યાં જ અન્ય એક બાળક પણ આવી ચડ્યો. તેને આશીર્વાદ આપતાં સ્વામીશ્રી બોલ્યા: 'ખરેખરો ભગત થજે. મારા જેવો ભક્ત થજે.'

બાળમાનસમાં એક ઉત્તમ આદર્શ સ્વામીશ્રીએ રોપી આપ્યો. કદાચ ત્યાં કોઈ ન પહોંચે, પણ તેને નજર સામે રાખે તોય જીવન સરળ અને સફળ બની રહે એમ છે.

આ રીતે શબ્દે-શબ્દે દીપસ્તંભ રોપતા સ્વામીશ્રી આજના મધ્યાહ્‌ને જમવા બિરાજ્યા ત્યારે તેઓ માટે બિછાવેલા આસનની ગાદી સહેજ ખસી. તે જોઈ મંદ સ્મિત વેરતાં સ્વામીશ્રી બોલ્યા: 'ધૂળમાં રહેવું ને ધુપેલના સ્વાદ શું કરવા? વાળમાં ધુપેલ નાખી ધૂળમાં રમવા જાય તો તે ધૂળ માથે ચોંટે. માટે

ધુપેલ ન નંખાય. તેમ આપણે સાધુ બન્યા અને પાછો ગાદી, તકિયા, ઓશીકાનો ઠઠારો કરીએ તે એવું જ.'

ભક્તોને રાજી કરવા સુવિધા સ્વીકારતા સ્વામીશ્રીનું અંતર તો ત્યાગ-વૈરાગ્યમાં જ રાચતું.

## બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ

તા. ૧૨/૧ની સવારે મુલાકાતોથી પરવારેલા સ્વામીશ્રી ઑસ્ટ્રેલિયાવાસી એક યુવકને યજ્ઞોપવીત ધારણ કરાવવા માટે સાડા નવ વાગ્યે મંદિરના ઠાકોરજી સમક્ષ પધાર્યા. પાંચ માળ ઊતરીને તેઓએ ખાસ પોતા સારુ કરેલો આ પરિશ્રમ પેલા યુવાન સહિત તેના કુટુંબીઓને ગદ્‌ગદ કરી ગયો.

આ અવસરે એ જનોઈધારી તરુણને ઉદ્દેશી સ્વામીશ્રીએ કહ્યું: 'આપણે તો યોગીબાપા મળ્યા એટલે બ્રાહ્મણ. બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ.'

આ બ્રહ્મવાક્ય ઉચ્ચારી ઉતારે પરત ફરેલા તેઓએ જે પત્ર વાંચવા માટે હાથમાં લીધો તે પૂરાં ૭૦ પાનાંનો હતો ! જાણે એક નાની નોટબુક જ ! પરંતુ તેના અક્ષરેઅક્ષરમાં અંકાયેલી આંટીઓને સ્વામીશ્રીએ પ્રેમપૂર્વક ઉકેલી.

ત્યારબાદ તેઓ ભોજન માટે બેસવા તૈયાર થયા ત્યાં જ આવી ચડેલા અમેરિકાવાસી ભક્ત શ્રી પ્રકાશભાઈ આ અરસામાં સ્વામીશ્રીના પગમાં ચડતા સોજાની તકલીફથી વાકેફ હતા. તેથી તેઓ બોલ્યા: 'બાપા ! અમેરિકાથી સૌએ કહેવડાવ્યું છે કે આપનો રોગ અમને આપી દો, પણ આપ તબિયત સારી રાખો. અમે કષ્ટ ભોગવીશું.'

'બધા ભોગવે એના કરતાં હું એકલો ભોગવું એ શું ખોટું ? બધાને હેરાન કરવા એ બરાબર નહીં. ભગવાનની ઇચ્છા હોય એમ થાય છે.' સ્વામીશ્રીએ કહ્યું.

સુખને વહેંચવામાં માનનારા તેઓ દુઃખને તો પોતાના એકલાના જ ખભે ઉઠાવી ફરતા રહેતા.

## સંવાદિતાના શિક્ષક

તા. ૧૪/૧ના રોજ ઉત્તરાયણની પુણ્યપર્વણી હોવાથી મંદિરના સભાગૃહમાં ઠેર ઠેર પતંગો બાંધી શોભા રચવામાં આવેલી. તે સર્વે પતંગોનો એક દોર સ્વામીશ્રીના હાથમાં અપાયો ત્યારે તેઓએ બે-ત્રણ ઠુમકા મારી

સૌને આનંદના આકાશમાં વિહરતા કરી દીધા. આ આનંદને વધુ ઊંચે ચઢાવ્યો તા. ૧૫/૧ના રોજ આવેલી પોષી પૂનમે.

આ દિવસની સવારે પોતાના ઓરડામાં પત્રલેખન કરી રહેલા સ્વામીશ્રી પાસે વાપીનો એક યુવાન આવી ચડ્યો. માતા તરફથી જ થઈ રહેલી કનડગતને કારણે કંટાળેલા તેની આપવીતી સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'અત્યારે તારા મધર(માતા)ને ઊભરો છે એટલે તે કાંઈ પણ કહે તોય તારે બોલવું નહીં. તેમણે ભલે કેસ કર્યા, પણ આપણે કાંઈ કરવું નહીં. ગમે તેમ તોય તે માતા છે. વરસે - બે વરસે એમને સમજાશે. અત્યારે ઊભરો છે એટલે સારું કરવા જશો તોય ઊંધું પડશે. માટે શાંતિ રાખજો.'

સ્વામીશ્રી હતા સંવાદિતાના શિક્ષક. તેઓ પાસેથી કદી વિદ્રોહની વિદ્યા શીખવા ન મળે. તેથી આજે ભલે માતા કુમાતા થઈ તોય પુત્રને કુપુત્ર ન થવા દઈ તેઓએ સંસ્કૃતિનાં મૂલ્યોનું જતન કરી જાણ્યું.

## મંદિરની મુલાકાતનો જાદુ

મુંબઈના મંદિર પર ચઢનારા કળશોનું કામકાજ જોવા તા. ૧૭/૧ની સવારે સાડા અગિયાર વાગ્યે અક્ષર ભુવનના ભોંયરામાં પધારેલા સ્વામીશ્રી અત્રે જરૂરી માર્ગદર્શન આપ્યા બાદ અન્ય ઓરડાઓનું પણ નિરીક્ષણ કરવા લાગ્યા.

તે ક્રમમાં આવેલા અનાજના કોઠારમાં મસાલા ભરેલાં પીપનાં ઢાંકણાં ખુલ્લાં જોઈ સ્વામીશ્રીએ કહ્યું: 'પીપ બંધ જ રાખવાં. નહીં તો અંદર જીવ-જંતુ પેસી જાય. જે વસ્તુ ઠાકોરજી માટે જ વાપરવાની હોય તે બીજા પણ વાપરવા માંડે.'

સેવાની આ શુદ્ધિ શીખવતા તેઓએ નાસ્તાના ઓરડામાં પગલાં પાડ્યાં. અહીં રોજિંદા વપરાશની કેટલીક વસ્તુઓને ઊંડે મૂકેલી જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'રોજ જરૂર પડે એને દૂર ખૂણામાં રાખવાનો શો અર્થ?'

આ રીતે ગોઠવણીનું જ્ઞાન આપી હરિભક્તોની ભોજનશાળામાં પહોંચેલા સ્વામીશ્રીનો પ્રેમ અહીં દૂધપાકની ધારે છલકાવા લાગ્યો. સૌને જમાડી તૃપ્ત કરવાના આ ક્રમમાં પંગતમાં બેઠેલા કેટલાક મુસ્લિમ બિરાદરો પણ બાકાત ન રહ્યા.

આમ, સૌ પર એકધારું અને એકસરખું વરસતા સ્વામીશ્રી વાસણના

ઓરડા તરફ વળ્યા. અત્રે એક ખૂણામાં પડેલા મગસની સુગંધ પરથી તેઓ પારખી ગયા કે 'તે સહેજ કાચો રહી ગયો છે.' તેથી તેઓએ પૂછ્યું: 'આ મગસ કોણે શેક્યો?'

'મેં.' એક સંતે જણાવ્યું.

'કેટલા કિલો છે?'

'પાંત્રીસ કિલો.'

'આટલો બધો ઘાણ એકસાથે કાઢો છો?'

'હા.'

આ સાંભળી સ્વામીશ્રી નીચા વળ્યા અને મોટી કથરોટમાં રહેલા મગસની ચપટી ભરી શેકનારને બતાવતાં તેઓએ કહ્યું: 'જુઓ, આ કાચો રહી ગયો છે. માટે દસ-પંદર કિલોનો ઘાણ કરવો, જેથી મગસ સારો અને કણીદાર બને.'

આ રીતે સ્વામીશ્રીના પગલે-પગલે મંદિરનો પ્રત્યેક સેવા-વિભાગ પૂર્ણતા તરફ ગતિ કરવા માંડતો. તેઓએ એક જ વાર લીધેલી મંદિરની મુલાકાત પણ વ્યવસ્થાપકોમાં જબ્બર પ્રેરણા અને પરિવર્તન ફૂંકી દેતી.

## શહેર મધ્યે વન-મહોત્સવ

તા. ૧૮/૧ના રોજ સ્વામીશ્રી પવઈમાં આવેલી અક્ષરવાડીએ પધાર્યા ત્યારે અત્રે ડાબરા ઉત્સવ નિમિત્તે આયોજિત સભામાં તેઓને બેસવા માટે ઋષિકાળની યાદ અપાવતી પર્ણકુટી બનાવવામાં આવેલી. વાંકી-ચૂંકી વળીઓ, દેશી ખીંટીઓ, લીંપણ, તુલસીક્યારો, સૂકા ઘાસની છત, પાણીની માટલી વગેરેથી પ્રાચીન જણાતી આ કુટિયા સ્વામીશ્રી બિરાજતાં પવિત્ર પણ લાગવા માંડી. તેમાં હાસ્ય અને હળવાશથી સભર સભા-કાર્યક્રમની રંગત ભળતાં એવો બ્રહ્મકિલ્લોલ છવાયો કે દૂર પર્વતને ખૂંદતા કે તેની તળેટીમાં રમતા સ્થાનિક બાળકો પણ કુતૂહલવશ દોડી આવ્યા.

તેઓ સહિત ત્રણેક હજાર હરિભક્તો જીવતરના ડાબરામાં સ્મૃતિઓનાં ભાથાં ભરી રહેલા તે વખતે જ આશીર્વાદની જાહેરાત થઈ. તેથી અત્યાર સુધી પત્રોનું વાંચન-લેખન કરી રહેલા સ્વામીશ્રીએ કલમ અને કાગળ એક બાજુ મૂકી નજર ઊંચી કરી. તે સાથે જ તેઓ પામી ગયા કે વાડીની અસમથળ જમીનને કારણે છેલ્લે બેઠેલા હરિભક્તોને વ્યવસ્થિત દેખાતું નહીં હોય.

શ્રોતાવર્ગની આ તકલીફને નિવારવા સ્વામીશ્રી જાતે જ ઊભા થઈ બાજુમાં પડેલા એક કાષ્ઠનિર્મિત ગોળાકાર આસન પર બિરાજ્યા. તે લાકડાના ટુકડા પર ચાદર સુધ્ધાં પાથરી નહોતી. છતાં તેની પર નિઃસંકોચપણે બેસી ગયેલા સ્વામીશ્રીને સંતોએ કંઈક નિમિત્ત બતાવી ઊભા કર્યા અને રજાઈ પાથરી દીધી. તે પર બિરાજી સ્વામીશ્રીએ અમૃતધારા વહાવી.

તેના રસપાન બાદ આમ્રઘટાઓની છાયામાં જ સમૂહભોજનનો સ્વાદ માણી હરિભક્તો વીખરાયા. પરંતુ સ્વામીશ્રીનો નિવાસ અહીં જ હોવાથી તેઓએ આજની સાંજે વાડીના શાંત વાતાવરણમાં વચનામૃત(ગ.પ્ર. ૩૬)ના આધારે સંતોને સાધુતાની બારાક્ષરી ઘૂંટાવી.

તેને અનુસરતાં તા. ૧૯/૧ની સવારે આંબાનાં વૃક્ષો તળે યોજાયેલી વિશિષ્ટ બાળસભામાં પધારી સ્વામીશ્રીએ બાળકોને પણ આનંદ કરાવ્યો.[૧]

આ સભાનું સમાપન કરી આજની સાંજે ઘાટકોપરની રાષ્ટ્રીય શાળામાં જાહેર-સભાનો લાભ આપનારા તેઓ રાત્રે અજમેરા પરિવારના ઘનશ્યામ બાગમાં રોકાયા. અહીં તા. ૨૦/૧ની સવારે નિત્યક્રમથી પરવારેલા સ્વામીશ્રી ઘાટકોપરના સ્વામિનારાયણ મંદિરે દર્શન કરી દાદર આવી પહોંચ્યા.

## કામ જિતાય તેને પ્રતાપે

તા. ૨૧/૧ની સવારે કલકત્તા જઈ રહેલા મુંબઈવાસી શ્રી જયંતીભાઈ સોનીને સ્વામીશ્રીએ કલકત્તાની ટપાલો તો આપી, પણ પૂછ્યુંયે ખરું કે 'તમે કેમ દેખાતા નથી?'

'બાપા! હું આવું છું.'

'પણ અમે તો આજે જ જોયા.'

'સ્વામી! હું બે-ત્રણ વાર અહીં આવી ગયેલો, પરંતુ દૂરથી દર્શન કરી જતો રહેતો.'

'એમ નહીં. તમારે અહીં ઉપર ઉતારે આવવું. નજીક ન આવો તો કાંઈ નહીં. અહીં દૂર બેસવું કે ઊભા રહેવું, એટલે અમને ખબર પડી જશે. તમે

---

૧. સ્વામીશ્રીના સાંનિધ્યમાં ઊજવાયેલા આ પાથેય પર્વનો પ્રસાદ માણવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઇલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



અહીં બીજાને મળો છો, પણ મનેય મળવું.' સ્વામીશ્રીએ જણાવ્યું.

ભરચક ભીડમાંયે તેઓની સૂક્ષ્મ અને સ્નેહસભર નજર દરેકની નોંધ લેતી જતી. તેમાં જો કોઈ સત્સંગીમાં શિથિલતા પ્રવેશેલી જણાય તો સ્વામીશ્રી પ્રેમપૂર્વક ટકોર કરતા. તેઓની આવી કરુણા અને કાળજીથી સમગ્ર સત્સંગ સુદૃઢ અને સુગ્રથિત રહેતો.

આવા સ્વામીશ્રીનાં દર્શને આજે આવેલા શ્રી તપસ્યાનંદે દીનતાપૂર્વક કહ્યું : 'સ્વામીજી ! મોક્ષની એકમાત્ર ઇચ્છાથી હું સંન્યાસી થઈ ગયો છું, પરંતુ મને કામ દોષ ખૂબ પીડે છે. તેની પ્રબળતા વધે ત્યારે મારા માટે સંયમ રાખવો અશક્ય બની જાય છે. મને લાગે છે કે આપના જેવા આજીવન અષ્ટાંગ બ્રહ્મચારી ગુરુ સિવાય હું આ દોષ નહીં જીતી શકું. આપ માર્ગદર્શન આપો.'

આટલું કહેતાં પ્રણિપાત કરવા માંડેલા એ મોક્ષભાગીની મુમુક્ષુતા પારખી સ્વામીશ્રીએ પણ તેઓને આશીર્વાદ આપ્યા. તેથી કૃતાર્થ થયેલા એ સંન્યાસી હળવા હૈયે વિદાય થયા ત્યારે સૌ સ્વામીશ્રીના પ્રૌઢ પ્રતાપને વંદી રહ્યા.

## આત્માનું ધ્યાન અમે રાખીએ છીએ

તા. ૨૪/૧ની સવારે મંદિરમાં દર્શને પધારેલા સ્વામીશ્રીએ અહીં ઘનશ્યામ મહારાજના ખંડ આગળ અદબ વાળીને ઊભેલા એક ભક્તને જાણપણું આપ્યું કે 'ઠાકોરજી આગળ આમ કેમ ઊભા છો? અહીં તો હાથ જોડીને ઊભા રહેવું.'

ભક્તિની આ રીત શીખવી સાંતાક્રુઝ પહોંચેલા સ્વામીશ્રી અહીં આખો દિવસ ધર્મલાભ આપી સાંજે દાદર પરત ફર્યા ત્યારે અત્રે તા. ૨૫/૧ની સવારે શ્રી સી. કે. પીઠાવાલા દર્શન કરવા આવી પહોંચ્યા. ડુમ્મસના આ દાનવીર સત્સંગીની ઓળખ આપતાં સ્વામીશ્રીએ ડૉ. સામાણીને કહ્યું : 'આ પીઠાવાલા સાહેબને સંતો પ્રત્યે ખૂબ ભાવ છે. એમને ત્યાં જઈએ ત્યારે બહુ ધ્યાન રાખે.'

'ધ્યાન તો એ રાખવાનું છે કે કોણ કોનું ધ્યાન રાખે છે?'

ડૉક્ટરનો આ માર્મિક પ્રતિભાવ સાંભળી સ્વામીશ્રી બોલ્યા : 'એ તો બધું અરસપરસ છે ને! દેહની રીતે તમે અમારું ધ્યાન રાખો છો અને આત્માનું ધ્યાન અમે રાખીએ છીએ.'

સ્વામીશ્રીની આ તે કેવી અપાર દયા !

તેઓની આવી કરુણાના છત્ર તળે તા. ૨૬/૧ની સવારે યોજાયેલા

વિશેષ કાર્યક્રમ અંતર્ગત સ્વામીશ્રીએ મંદિર સામેના 'સ્વામિનારાયણ ચોક'માં રાષ્ટ્રધ્વજ ફરકાવી દેશભક્તિનો સંદેશો પ્રસરાવ્યો. પ્રજાસત્તાક દિનની ઉજવણીના આ અવસરે સંસ્થાના શિસ્તબદ્ધ યુવાવૃંદની કૂચ, બૅન્ડવાદન, દેશપ્રેમને વ્યક્ત કરતાં ગીતગુંજન વગેરે દ્વારા વાતાવરણમાં ભારતની અસ્મિતાનાં આંદોલનો ફરી વળ્યાં.

તેની વચ્ચે આજની સાંજે આવેલા ખ્યાતનામ ખગોળવિજ્ઞાની શ્રી જે. જે. રાવલે સ્વામીશ્રીને જણાવ્યું કે 'આપના વિષેનું જે કાંઈ સાહિત્ય ક્યાંય પણ પ્રકાશિત થતું હોય એ હું અચૂક વાંચું છું અને આપ શું કહેવા માગો છો એ સમજવાનો પ્રયત્ન કરું છું. મારાં પત્ની પણ મને કહ્યાં કરે છે કે સ્વામીજીનાં દર્શન કરવાં એ એક લહાવો છે.'

આ અહોભાવ સાથે આ વૈજ્ઞાનિકે વિશેષ પ્રગતિના આશીર્વાદ માંગ્યા ત્યારે સ્વામીશ્રી બોલ્યા: 'શ્રદ્ધા, સંતના આશીર્વાદ અને પ્રયત્ન એ આગળ વધવાના હેતુ છે.'

## એ ભગવાનની શક્તિ છે

તા. ૨૬/૧ની રાત્રે વાળુ-ચળુંથી પરવારી ઓરડામાં બિરાજેલા સ્વામીશ્રી સમક્ષ યોગીજી મહારાજના ધામગમનની ઘટનાનો અધ્યાય ખૂલી ગયેલો. આજે આવેલી પોષ વદિ એકાદશી એ યોગીબાપાની અંતર્ધાન તિથિ હોવાથી નીકળેલા આ વિષયમાં સંતોએ પૂછ્યું: 'સ્વામી! શાસ્ત્રીજી મહારાજ અને યોગીજી મહારાજની બાહ્ય પ્રકૃતિમાં ફરક છતાં શાસ્ત્રીજી મહારાજ પાસે આપને જેટલો આનંદ આવતો એટલો જ યોગીજી મહારાજ પાસે આવતો?'

'હા, મનમાં લાગેલું નહીં કે 'કેમ સુખ નથી મળતું?' આવું મનમાં ન રહે.'

'બાપા! શાસ્ત્રીજી મહારાજ ધામમાં ગયા પછી આપને યોગીજી મહારાજની અંગત સેવા મળતી નહીં હોય. તો તે વખતે કાંઈ લાગતું?'

'ના. મનમાં એવું ન થાય કે 'લાભ નથી મળતો.' એ તો એમની ઈચ્છાની વસ્તુ છે ને! બોલાવે, બેસીએ, દર્શન થાય એ લાભ જ છે ને!'

'બાપા! સંતવલ્લભ સ્વામીએ જ્યારે આપ પ્રગટ બ્રહ્મસ્વરૂપ છો એમ પહેલી વાર ઘોષણા કરી ત્યારે આપને શું સંકલ્પ થયેલો?'

'આપણને બીજો શું સંકલ્પ થવાનો? આપણને સેવા મળી છે એ મોટાં

ભાગ્ય છે ને તે સેવા સારી થાય, બધાને રાજી કરી શકીએ, મહારાજ-સ્વામીને રાજી કરી શકીએ...'

'સ્વામી ! શાસ્ત્રીજી મહારાજ અને યોગીબાપા એકસાથે અનેકને સમાન સુખ આપતા. અત્યારે પણ એ દેખાય છે. તો એ શક્તિ કેવી રીતે આવી?'

'એ ભગવાનની શક્તિ છે ને ભગવાન સુખ આપે છે. ભગવાન રહ્યા છે એટલે સર્વપ્રકારે સુખ આવે છે.'

સ્વામીશ્રીનો આ ખુલાસો *'એ સંતમાં અમે છીએ રે, સાચા સંતથી* દૂર *ન રહીએ રે...'* એ શ્રીજીવચનોનો પડઘો પાડી ગયો.

## संत को कोई भेद नहीं है

તા. ૨૭/૧ની સવારે મુંબઈના પરેલ વિસ્તારમાં આવેલી કમલા મિલમાં પધારેલા સ્વામીશ્રીએ અત્રે યોજાયેલી સભામાં આશીર્વાદ આપવાની શરૂઆત કરી, પણ ત્યાં જ શ્રોતાઓની માંગ ઊઠી કે 'हिन्दी में बोलिए।'

આ લોકલાગણીને પ્રતિસાદ આપતાં સ્વામીશ્રીએ જણાવ્યું કે 'हिन्दी तो हम अच्छी बोल सकते नहीं हैं, टूटी-फूटी बोलते हैं। लेकिन तापुरिया साहब को मन में हुआ कि कारीगरों को भी लाभ मिले, ऐसी भावना से यह आयोजन किया है। आप सबमें भी भक्तिभाव दिखता है। भले आप गरीब हों, कारीगर हो, लेकिन संत को कोई भेद नहीं है।'

સ્વામીશ્રીના આ ભાવપ્રચુર આશીર્વાદે સૌને એવું ઘેલું લગાડી દીધું કે તેઓ જ્યારે સભા બાદ મિલમાલિક શ્રી સુરેન્દ્રભાઈ તાપુરિયાની નવી મારુતિ જિપ્સીમાં બેસી સંકુલમાં દૃષ્ટિ કરવા નીકળ્યા ત્યારે કારીગરો તેઓની ગાડીની પાછળ-પાછળ ભમવા લાગ્યા. તેઓનો આ ભાવ સ્વામીશ્રી પ્રેમથી સ્વીકારતા ગયા. આ ક્રમમાં મેલાં-ફાટેલાં કપડાં પહેરેલા કેટલાક મજૂરોના પુષ્પહાર પણ તેઓએ ગાડી અટકાવીને ગ્રહણ કર્યા.

તે દ્વારા માલિકથી માંડી મજૂર સુધીના સૌને સંતોષ આપતા સ્વામીશ્રી આજની સાંજે રીજ રોડ પર આવેલા એક બંગલે પધાર્યા. અત્રે વિશ્રામ કરતા વ્યાધિગ્રસ્ત વિદ્વાન લેખક પૂજ્ય અખંડાનંદજી મહારાજ તેઓની મુલાકાત ઝંખી રહેલા.

તેઓ સાથે અડધો કલાક ગાળી સ્વામીશ્રી પ્રેમપુરી આશ્રમમાં પહોંચ્યા ત્યારે અત્રે આખું સભાગૃહ ચિક્કાર ભરાઈ ગયેલું. તેમાં તેઓએ વરસાવેલા

આશીર્વાદથી ભીંજાયેલા એક જાણીતા ઉદ્યોગપતિ શ્રી તન્નાએ તો દારૂ પીવાની પોતાની વર્ષો જૂની લતને લાત મારી દીધી.

સ્વામીશ્રીની સીધી-સાદી વાણી પણ પરિવર્તનનો પવન ફૂંકનારી બની રહેતી.

## જાણે ભૂત-ભવિષ્યની વાત

તા. ૨૮/૧ની સવારે મંદિરમાં આવેલા બે જૈન મુનિઓ પોતાની મર્યાદાને કારણે મંદિરમાં બિછાવેલી જાજમ પર પગ મૂકવાની 'ના' પાડતા હતા. આ વિગત જાણી સ્વામીશ્રી સ્વયં ઊભા થઈ તેઓની પાસે પહોંચ્યા અને તેઓને મળ્યા. જેની જે માન્યતા હોય તેને સ્વામીશ્રી પૂરેપૂરો આદર આપતા.

તેઓની આવી રહેણીથી આકર્ષાઈને તેઓ પાસે દોડી આવેલા નીલકંઠ નામના બાળકે તા. ૨૯/૧ની સવારે સ્વામીશ્રીને પૂછ્યું: 'બાપા! તમારી અંદર ભગવાન છે?'

'ત્યારે તો અહીં (ધર્મધુરા ધારી) બેઠા છીએ.'

આમ, સીધું જ સમાધાન આપી સ્વામીશ્રીએ ઉમેર્યું: 'મોટાપુરુષમાં ભગવાન સર્વ પ્રકારે હોય અને બીજામાં અંતર્યામીપણે રહ્યા હોય.'

સ્વામીશ્રીની આ વાતનો અનુભવ આ અરસામાં રજનીકાંત પટેલ નામનો યુવાન આગવી રીતે કરી રહ્યો. તા. ૨૭/૧ની રાત્રે કેન્યાથી નીકળેલો આ યુવક વિમાનમાં બેઠો બેઠો વિચાર કરી રહેલો કે 'સ્વામીબાપા સાચે જ ભગવાનનું સ્વરૂપ હશે કે કેમ?' વળી, મનમાં બીજો ફણગો પણ ફૂટેલો કે 'જો સ્વામીશ્રી મને તેઓના પગ દબાવવાની સેવા આપે તો તે ભગવાનનું સ્વરૂપ ખરા!'

મનના ચરખા પર આવા કંઈક વિચારોની આંટીઓ કાંતતો-કાંતતો એ યુવાન તા. ૨૮/૧ની સવારે મુંબઈ ઊતરેલો. અહીં તે જ્યારે સ્વામીશ્રીને મળ્યો ત્યારે સ્વામીશ્રીએ તેને લાગલું જ પૂછ્યું: 'શું સંકલ્પો કરતો હતો વિમાનમાં?'

ત્રણ હજાર માઇલ દૂર અને પાંત્રીસ હજાર ફૂટ ઉપર ઊઠેલા પોતાના મનના સંકલ્પો પકડીને સ્વામીશ્રીએ કરેલી આ પૂછપરછથી ચકિત થયેલો એ યુવાન શું જવાબ વાળે? તે તો *'જાણે ભૂત-ભવિષ્યની વાત, કહે પર-મનની સાક્ષાત્...'* જેવા સ્વામીશ્રીને જોઈ જ રહ્યો. આ વખતે સ્વામીશ્રી સામેથી બોલ્યા: 'બધું જ સાચું છે.'

આ સાંભળતાં જ પેલા યુવાનના સર્વ સંશયો ટળી ગયા. તેના અંતરમાં સ્વામીશ્રીના ભગવત્સ્વરૂપની ઠાવકી ઘેડ બેસી ગઈ.[૨]

## સૂરજ સરખી ગોદડીને ડાઘ ન લગાડશો

તા. ૨૯/૧ની સાંજે આવેલા હરિભક્ત શ્રી કાંતિભાઈ અજમેરાએ આવતાંવેંત પોતાના નાનકડા પૌત્રને સ્વામીશ્રીના ખોળામાં મૂકી દીધો ત્યારે ગુણાતીતની ગોદમાં પડેલું એ બાળક તેના નાના-નાના હાથ-પગ હવામાં ફંગોળતું આનંદ કરવા લાગ્યું. પરંતુ થોડી વારમાં તો તે શિશુ સ્વામીશ્રીના હાથનો અંગૂઠો પોતાના મોંમાં લઈ ચૂસવા માંડ્યું. સ્વામીશ્રીએ પણ બ્રહ્મનાં સુખ-સ્વાદ તેની ગળથૂથીમાં ધરબાવા દીધાં.

આબાલવૃદ્ધ સૌને બ્રહ્મરસની આવી લહાણ કરતા સ્વામીશ્રીનો મુંબઈમાં મુકામ હવે પૂર્ણતાને આરે પહોંચી રહ્યો હોવાથી છેલ્લા દિવસોમાં તેઓનો કાર્યભાર અનેક ગણો વધી ગયેલો. જ્યારે આવું બને ત્યારે પોતાનાં આરામ કે ભોજન પર કાપ મૂકી એકેએક કામને સમયસર થાળે પાડનારા સ્વામીશ્રી તા. ૨૯/૧ના રોજ તો રાત્રે ૧૨:૧૦ વાગ્યાથી ૧૨:૫૦ વાગ્યા સુધી પત્રલેખન કરી એક વાગ્યે શયનાધીન થયા !

આવી વ્યસ્તતા વચ્ચે તા. ૩૦/૧ની સવારે આવેલા એક મુલાકાતીએ પૂછ્યું : ‘સ્વામી ! મારે ઘરમાં સંડાસ-બાથરૂમ ક્યાં કરવું ?’

આ સાંભળી આસપાસ ઊભેલા સૌ અકળાઈ ગયા, પરંતુ વાજબી કે વાહિયાત – બંને પ્રકારની વાતોને એકસમાન આદર આપનારા સ્વામીશ્રીએ તો આ પૂછપરછને પણ યોગ્ય પ્રતિસાદ આપ્યો.

આવા કંઈક આગંતુકોને સંતોષ આપી તેઓ આજની સાયંસભામાં પધાર્યા ત્યારે મંદિરમાં શ્રીજીસ્થાપિત સ્ત્રી-પુરુષ મર્યાદા જળવાય તે અંગે સર્વાનુમતે નિશ્ચિત થયેલાં કેટલાંક વિશેષ ધારાધોરણોની જાહેરાત શ્રી કિશોરભાઈ દવેએ કરી. તેના અનુસંધાનમાં આશીર્વાદ આપતાં સ્વામીશ્રીએ જણાવ્યું :

‘શ્રીજીમહારાજનો અભિપ્રાય સમજીને ભક્તિ કરીએ તો રાજીપો રહે. આપણે લાભ લેવો, સેવા કરવી એ સાચું જ છે, પણ ભગવાનનો મહિમા હોય તો તેઓના નિયમ બરાબર સચવાય જ. સત્સંગની ખરી સેવા એ છે. આપણી

---

૨. તેઓ સમયાંતરે સ્વામીશ્રી પાસેથી દીક્ષા લઈ સાધુ વિદ્યારત્નદાસ બન્યા.

મોટપ એને લીધે છે. મંદિરો વધ્યાં, સત્સંગ વધ્યો, પૈસાથી આગળ આવ્યા તેથી કાંઈ વિશેષતા નથી.

આપણે જોગી મહારાજના આશ્રિત છીએ તો નિયમ-ધર્મની બાબતમાં ગફલત ન થવી જોઈએ, તો જ સાચી સેવા-ભક્તિ કહેવાય. મહિમા સમજો, પણ નિયમ બહાર જવાતું હોય તો બધું જ નકામું છે. વેવલી ભક્તિની જરૂર નથી. વધારે મહિમામાં વિવેક, મર્યાદા ચુકાઈ ન જાય એનું ધ્યાન રાખવું. મર્યાદા રાખવા જતાં બીજા ગમે તેમ વાત કરશે, પણ વિશેષતા આમાં છે. આ વાત પાછળથી બધાને સારી લાગે છે. માટે આમાં મનનો થોડોક ભીડો આવે, દુ:ખ લાગે, પણ વળગી રહીશું તો મહત્તા વધશે અને અંતરમાં પણ સુખ થશે.

મર્યાદા પાળતાં કદાચ પંડ પડે. બીજું શું થવાનું છે? પણ જો વ્રત-ટેક ટાળશું તો મહારાજ આપણા જામીન નથી. ભલે પછી ગાલ ફુલાવીને ચાલીએ. માટે આ ખ્યાલ રાખીને કથા-કીર્તન કરવાં. સૂરજ સરખી ગોદડીને ડાઘ ન લગાડશો. મોટાપુરુષના અભિપ્રાયને ધ્યાનમાં રાખીને બાઈ, ભાઈ, સાધુ બધાંએ વર્તવાનું છે. જેટલી સાધુતા અને સંપ-એકતા હશે એટલો સંપ્રદાયને વાંધો નહીં આવે.'

## જેણે ભક્તિ કરી ભલી ભાતે

તા. ૩૧/૧ની સાંજે શિખરોનું નિરીક્ષણ કરવા નીકળેલા સ્વામીશ્રી મંદિરની અગાશી પર પધાર્યા ત્યારે અહીં આ વર્ષના અંત ભાગમાં આવી રહેલા કળશ મહોત્સવ નિમિત્તે તેઓની એક છબી પણ લેવાની હતી. તે માટે કંકુ-કળશ, ફૂલ-ચોખા વગેરે સામગ્રી તૈયાર રાખવામાં આવેલી. પરંતુ સ્વામીશ્રીએ ફોટો લેવાતાં પૂર્વે પૂછ્યું : 'ઠાકોરજી ક્યાં છે?'

'સ્વામી! અહીં તો ખાલી ફોટો જ પાડવો છે. તેથી ઠાકોરજી નથી લાવ્યા.' કો'કે ખુલાસો કર્યો.

તે સાંભળી સ્વામીશ્રી બોલ્યા : 'ફોટામાં ઠાકોરજી આવે તો કંઈ વાંધો આવવાનો છે?'

તેઓની આ માર્મિક ટકોર ભારોભાર ભક્તિથી ભરેલી હતી.

આ ભક્તિભાવ સાથે વિચરતા સ્વામીશ્રી આજની રાત્રે મુંબઈથી નીકળી અટલાદરામાં આવી પોઢ્યા ત્યારે રાત્રિનો પોણો વાગી ચૂકેલો.

## સુખ-દુઃખ સમ ગંભીર રે

અટલાદરામાં તા. ૩/૨ના રોજ ઊજવાયેલા શાસ્ત્રીજી મહારાજના જન્મોત્સવની સાથે જ સ્વામીશ્રીના વરદહસ્તે નિર્માણાધીન નૂતન છાત્રાલયનો ખાતવિધિ પણ સંપન્ન થયો.

તેને અનુસરતાં આવેલી તા. ૪/૨ની રાત્રે પોણા બાર વાગ્યે સ્વામીશ્રી આરામમાં જઈ રહેલા. તે વખતે જ લંડનથી આવેલા એક ફોનમાં અગ્રણી હરિભક્તોએ સમાચાર સંભળાવ્યા કે 'આપણી સંસ્થાને હેરો વિસ્તારમાં મંદિર કરવાની મંજૂરી સરકારે આપી નથી.'

જેણે જેણે આ વિગત જાણી તે સૌની ઊંઘ ઊડી ગઈ, કારણ કે સરકારના આ નિર્ણયથી હજારો હરિભક્તોના ભક્તિસભર પુરુષાર્થ પર પાણી ફરી વળેલું. હજારો પાઉન્ડનો ખર્ચો પણ એળે ગયેલો. વળી, સ્થાનિક કાયદાઓનું સંપૂર્ણ પાલન કરીને ચાલતી આ ગતિવિધિને અટકાવવાનું કોઈ વાજબી કારણ નહોતું. તેથી જ કેટલાકને તો આ નિર્ણય કિન્નાખોરીભર્યો પણ લાગી રહ્યો. પરંતુ સ્વામીશ્રી તો 'જેવી મહારાજની મરજી' કહેતાં વાત પૂરી કરીને શાંતિથી પોઢી ગયા.

હકીકતે મંદિર-નિર્માણની આ પ્રક્રિયામાં સૌથી વધુ પરિશ્રમ તો તેઓએ જ ઉઠાવેલો. તેથી સૌથી વધુ અજંપો પણ તેઓને થવો જોઈતો હતો. છતાં સૌથી વધુ સ્વસ્થ રહ્યા સ્વામીશ્રી. તે જોઈ સૌ ગીતાકથિત સ્થિતપ્રજ્ઞ-સ્થિતિ મૂર્તિમાન અનુભવી રહ્યા.

## 'આશ્ચર્ય'ની વાત

જ્યારે સ્વામીશ્રી મંદિરમાં દર્શન કરવા પધારે ત્યારે તેઓ ઠાકોરજીમાં રીતસર ખોવાઈ જતા. તે વખતે તેઓના રોમ-રોમ હૃદય બની ગયા હોય તેમ એક-એક રોમમાંથી ભાવગંગા ફૂટી નીકળેલી જણાતી. દર્શનની સાથે વહી રહેલો પ્રાર્થનાનો પ્રવાહ પણ તેઓના સહેજ-સહેજ ફફડતા હોઠ પરથી પારખી શકાતો.

તેથી જ તા. ૫/૨ની સવારે સ્વામીશ્રી દર્શન બાદ પ્રદક્ષિણામાં પધાર્યા ત્યારે જનમંગલદાસ સ્વામીએ પૂછ્યું: 'બાપા ! આપ દર્શન કરતી વખતે શું પ્રાર્થના કરો છો ?'

'આપણે બીજી શું પ્રાર્થના હોય? બધા સંતો-હરિભક્તો સુખી થાય, કોઈને કાંઈ દુઃખ ન રહે, સૌ ભજન-ભક્તિ કરે.'

'આપના માટે કાંઈ પ્રાર્થના કરો કે નહીં?'

'ના. આપણા માટે વળી શું પ્રાર્થના!' આમ કહી સ્વામીશ્રીએ જણાવ્યું : 'આપણે તો ભગવાન જેમ રાખે એમ રહેવાનું છે અને એ જે (કષ્ટ) આપે એ ભોગવવાનું છે.'

અન્યની સુખાકારી માટે મધરાતે જાગી-જાગીને પ્રાર્થના કરનારા સ્વામીશ્રી પોતાના માટે કદી પ્રાર્થના ન કરતા.

આવા પરોપકારી તેઓના દ્વારે મુલાકાતીઓનો તોટો કદી ન રહે; પરંતુ તા. ૭/૨ના રોજ તેઓ નંદેસરી અને બાજવાનાં કેટલાંક ઔદ્યોગિક સંકુલોમાં પગલાં પાડી મંદિરે પરત ફર્યા ત્યારે અહીં આજની સાંજે મુલાકાતીઓનો મેળો જામ્યો હોય એવું વાતાવરણ સર્જાઈ ગયું. એક તરફ સ્વામીશ્રીને સાયંસભામાં પહોંચવું હતું, તો બીજી તરફ મળનારાઓનો ધસારો પણ ઘણો હતો. છતાં કટોકટીને થાળે પાડવામાં કુશળ તેઓ સૌને સંતોષ આપી સભામાં સમયસર આવી પહોંચ્યા.

તે સાથે જ આરંભાયેલા શીઘ્ર વક્તૃત્વના કાર્યક્રમમાં પાંચ સંતોએ ક્રમાનુસાર ચિઠ્ઠી ઉપાડી વક્તવ્યો રજૂ કર્યાં. છેલ્લે સ્વામીશ્રીને પણ એ જ રીતે આશીર્વાદ આપવાની વિનંતી થતાં તેઓએ ચિઠ્ઠી ઉઠાવી. તેમાંથી વિષય નીકળ્યો : 'આશ્ચર્ય.'

તેના અનુસંધાનમાં અમૃતવાણી વહાવતાં સ્વામીશ્રી બોલ્યા : 'આજે અત્યારની સભામાં આવી શક્યો એ જ આશ્ચર્ય. માંડ માંડ છૂટીને આવ્યો. બારણે એટલી ધોંસ હોય છે કે અવાય જ નહીં. કથામાં આવવું એ મોટી વાત છે.'

સ્વામીશ્રીની આ પ્રાસંગિક પ્રસ્તુતિથી સમગ્ર સભા હાસ્યના હિલોળે ચડી ગઈ. તે માહોલમાં જ આશ્ચર્યને સમજાવતાં સ્વામીશ્રીએ વધુમાં કહ્યું :

'દુનિયામાંથી આપણે જવું છે છતાં મિલકતની મમતા મુકાતી નથી એ મોટું આશ્ચર્ય છે. ભગવાન અને સંત મળ્યા એય આશ્ચર્ય છે. કોટી કલ્પે જે ન મળે એ કૃપાએ કરીને મળી ગયા.'

આમ, સાંખ્ય અને યોગની રીતે 'આશ્ચર્ય'ની વાત સમજાવી સ્વામીશ્રી વિદાય થયા ત્યારે સભામાં આશ્ચર્યની સાથે આનંદ પણ વ્યાપી વળ્યો.

## પતિતપાવન તારું બિરુદ કહાવે

લંડનના હેરો વિસ્તારમાં મંદિર બાંધવાની મંજૂરી ન મળવાના ખબરથી ઊઠેલાં વ્યથાનાં વમળો હજીયે કંઈકનાં હૃદયમાં ઘૂમરાતાં હતાં. તેથી જ તા. ૮/૨ની સવારે સ્વામીશ્રી અલ્પાહાર કરવા બિરાજ્યા ત્યારે એક ભક્ત પૂછી બેઠા કે 'બાપા! આવો ચુકાદો આવ્યો તો આપના મનમાં શું ભાવના થઈ?'

'હરિભક્તોએ બહુ મહેનત કરી એટલે આપણને દુઃખ તો થાય, પણ ભગવાનની ઇચ્છા હશે એમ થશે!' આટલું કહી સ્વામીશ્રીએ ઉમેર્યું:

'આપણે પુરુષાર્થ સો તો શું, સવા સો ટકા કર્યો એવું કહીએ તોય ચાલે. છતાં ન થયું! ભગવાનને ત્યાં બેસવાની ઇચ્છા નહીં હોય. આપણી ભક્તિ તો નકામી ગઈ નથી. મહારાજને આ રીતે ભક્તિ લેવી હશે!'

પુરુષાર્થ કરવામાં જાતને નિચોવી નાંખવા છતાં અવળા પરિણામને પ્રભુનો પ્રસાદ માની હસતાં મોંએ આરોગી જવાની કર્મકળા સ્વામીશ્રીને હૈયાવગી હતી.

તે સાથે તેઓ તા. ૯/૨ની સવારે રાજમહેલ રોડ પર આવેલી જેલના ૯૦૦ કેદીઓ પાસે જઈ પહોંચ્યા. આ કેન્દ્રીય કારાવાસના અધિકારીઓ ચાર દીવાલ વચ્ચે ગૂંગળાતા કેદીઓને લાભ આપવા પધારવાનું આમંત્રણ લઈ સ્વામીશ્રી પાસે આવેલા. સ્વામીશ્રીનું તો કામ જ બંધકોને મુક્તિનો અહેસાસ પમાડવાનું. તેથી તેઓ આજની એકાદશીના દિવસે કારાગૃહમાં પધાર્યા ત્યારે અહીં વૃક્ષોની ઘટાથી ઘેરાયેલા મેદાનમાં ઊભેલા મંચની સામે કેદીઓની શિસ્તબદ્ધ હરોળ ગોઠવાઈ ગયેલી.

તે સૌએ સ્વામીશ્રીને નમન કરી આવકાર્યા. આ સંતની ઉપસ્થિતિથી એ કેદીઓ કારાગારમાં પણ કાશી-કેદારનો અનુભવ કરી રહ્યા. તેથી પર્વતોના કાળમીંઢ પથ્થરો ફોડીને વહેતાં ઝરણાંની જેમ જ એ ક્રૂર કેદીઓનાં કઠોર કાળજાંને તોડીને આજે ભાવઝરણાં ફૂટી નીકળ્યાં. તે સ્વામીશ્રીના આશીર્વાદ દરમ્યાન તો કેટલાકની આંખો પર પણ જામવા લાગ્યાં. પશ્ચાત્તાપના એ પ્રવાહથી ચોખ્ખા થયેલા કેટલાય કેદીઓએ સ્વામીશ્રીના હસ્તે કંઠીઓ પહેરી કલ્યાણની કમાણી રળી લીધી. તેમાંય એક ખૂંખાર કેદીને સ્વામીશ્રીએ પોતાને અર્પણ થયેલો ગુલાબનો હાર પહેરાવી આશીર્વાદ આપ્યા ત્યારે તો સંત્રીઓની આંખોય તરલ બની ગઈ. સંતની કરુણાના દસ્તાવેજ સમું એ દૃશ્ય ખૂબ જ

હૃદયસ્પર્શી હતું.

તેને અનુસરતાં સ્વામીશ્રી કેદીઓની હારમાળા વચ્ચે ઠાકોરજી લઈને ઊભા રહ્યા. આ સમયે એક-એક કેદી પર ઠાકોરજીની દૃષ્ટિ કરાવતાં તેઓએ પ્રાર્થના કરી કે 'સર્વે વહેલી તકે મુક્ત થાઓ અને બહાર જઈને કુટુંબ તથા દેશની સેવા કરો.'

તેઓની આ કરુણાવર્ષાથી ભીંજાયેલા કેદીઓ સ્વામીશ્રીની વિદાય વખતે ભીતરનો ભાવ ગીત દ્વારા વહેતો મૂકતાં ગાઈ ઊઠ્યા કે 'मेरा जीवन तेरे हवाले...'

## સર્વે તણા સંશય આપ કાપો

તા. ૯/૨ની સાયંસભામાં કિશોર મંડળના વાર્ષિક દિનની ઉજવણીના ભાગરૂપે 'પ્રેમી ભક્ત શ્રેષ્ઠ કે જ્ઞાની ભક્ત?' વિષયક ચર્ચાસત્ર રજૂ થયું. તેનું સમાપન કરતાં સ્વામીશ્રીએ જણાવ્યું કે –

'જ્ઞાન અને પ્રેમ બેય સારાં છે. પહેલાં પ્રેમથી જોડાઈએ છીએ પણ જ્ઞાન ન હોય તો જરૂર વિઘ્ન આવી જાય. પ્રેમ થાય એટલે વચન મનાય ને જ્ઞાન થયા પછી પાતાળે પાયા. કેવળ પ્રેમીને કોઈ દા'ડો વિઘ્ન આવી જાય. પ્રસંગ આવ્યે મન ખાટું થઈ જાય. જ્ઞાન થયા પછી સત્સંગ ડગે નહીં. પ્રેમીનું ઘણું સાચવવું પડે. જ્ઞાન થયા પછી સાચવવા ન પડે. મનથી જ સમાધાન કરીને સુખિયો રહે. ભગતજીનું એટલું અપમાન થયું પણ જ્ઞાનનું બખ્તર હતું તો વાંધો ન આવ્યો. ભગવાનના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય પછી ગમે ત્યાં ફેંકે, આનંદ આનંદ આનંદ થઈ જાય. આપણે જ્ઞાન સહિત પ્રેમ રાખવાનો છે. એ પ્રેમ નાશ પામતો નથી.'

આ અમૃતધારા વહાવી સ્વામીશ્રી હજી તો પોતાના નિવાસસ્થાને પધાર્યા ત્યાં જ 'માફ કરો... માફ કરો...'ની આજીજી કરતાં એક હરિભક્ત તેઓના પગમાં આવી પડ્યા. તેઓને કરગરતાં જોઈ સ્વામીશ્રીએ પૂછ્યું: 'પણ છે શું એ તો કહો?'

'સ્વામીજી! હું આપની માફી માંગું છું.' આમ કહેતાં એ મુમુક્ષુએ અશ્રુસભર આંખે જણાવ્યું:

'બાપા! ગયે વખતે આપ અહીં પધાર્યા ત્યારે કાર્યકરોની સરતચૂકથી મારે ઘેર ગોઠવાયેલી પધરામણીમાં આપ નહોતા આવી શક્યા. ત્યારથી મને

સત્સંગ પ્રત્યે અભાવ થઈ ગયેલો. પરંતુ આજે આપે જે પ્રવચન કર્યું એનાથી મને મારી ભૂલનો ખ્યાલ આવ્યો છે. હવેથી હું પાછો નિયમિત બની જઈશ. મને માફ કરજો.'

આ ક્ષમાયાચના સાંભળનારા સૌને ગુણાતીતાનંદ સ્વામીનું વચન યાદ આવી ગયું કે '...મોટા સાધુ વાત કરે તો બે હજાર માણસની સભા બેઠી હોય તે સૌના સંકલ્પના ઉત્તર થાતા જાય, એમ મહારાજના સાધુ તો જાણે ને વાત કરે.'[3]

આ કથન મુજબ સ્વામીશ્રીના શારડી સમા શબ્દો કંઈકના સંશયો છેદતા રહેતા.

## ... તો આશીર્વાદ ફળશે

તા. ૧૦/૨ની સાંજે અટલાદરાથી કરજણ પધારેલા સ્વામીશ્રીના વરદહસ્તે અત્રે જાંબુ બ્રાહ્મણોના પ્રગતિમંડળની વાડી તેમ જ છાત્રાલયનું ભૂમિપૂજન થયું. તે દ્વારા ભૂદેવોને સંતોષ આપી સ્વામીશ્રી પાલેજ પહોંચ્યા ત્યારે અહીં હાજી શેઠ અહમદઅલીના દીકરા તેઓની પ્રતીક્ષામાં હતા. પિતાના બહિશ્તગમન નિમિત્તે આ મુસ્લિમ ભાવિકની ઇચ્છા પણ સ્વામીશ્રીને પોતાના ઘેર પધરાવવાની હતી.

સ્વામીશ્રીની સાધુતાનો પાલવ જ એવો હતો કે તેમાં લપાવાનું મન દરેક કોમના મનુષ્યોને થતું.

તેથી જ પાલેજથી ભરૂચ પધારેલા સ્વામીશ્રી પાસે તા. ૧૧/૨ના રોજ એક મુમુક્ષુ આવી પહોંચ્યા. સત્સંગ-સભામાં અનિયમિત તેઓ જ્યારે સ્વામીશ્રી ભરૂચ આવે ત્યારે પધરામણી માટે આગ્રહ કરનારા. તે મુજબ આજે પણ તેઓએ તાન છેડી કે 'બાપા ! મારું ઘર નજીક જ છે. ત્યાં પગલાં કરો.'

'નજીક જ હોય તો ચાલતાં જઈએ.'

આમ કહી સ્વામીશ્રી પ્રીતમનગરમાં નવીનભાઈના ઘેર રખાયેલા પોતાના ઉતારેથી ચાલતાં જ પધરામણી કરવા નીકળી પડ્યા. જો કે પેલું ઘર સાવ નજીક તો નહોતું. તેથી પહોંચતાં થોડો સમય લાગશે તેમ જણાતાં સ્વામીશ્રી સાથે ચાલી રહેલા પેલા મુમુક્ષુને વાત કરવા લાગ્યા કે – 'તમે જેમ દર વખતે પધરામણીનો આગ્રહ રાખો છો એમ અમારે પણ કાંઈ આગ્રહ હોય

---

૩. સ્વામીની વાતો : ૧/૩૨૨.

કે નહીં? આ વખતે અમે કહીએ એમ તમે આગ્રહ રાખો. તમારે દર રવિવારે સભામાં જવું. ખાલી પધરામણીનો સત્સંગ શું કામનો? તમારો પ્રેમ છે એ બરાબર છે, પણ તમારો પ્રેમ ને અમારો પ્રેમ સરખો ક્યારે થાય? અમે તમને આશીર્વાદ આપીએ પણ આજ્ઞા પ્રમાણે વર્તશો તો તે ફળશે.'

ચાલતાં-ચાલતાં બોલી રહેલા સ્વામીશ્રીને રસ્તો ખાડા-ટેકરાવાળો હોવાથી હાંફ ચડી રહેલો. છતાં તેઓએ સત્સંગની સાચી દિશા તો ચીંધી જ દીધી.

## સંત નહીં, સાક્ષાત્ ભગવાન

તા. ૧૧/૨ની સાંજે ભરૂચથી વિદાય લઈ કપૂરા પધારેલા સ્વામીશ્રી અહીં યોજાયેલા પારાયણમાં આવતાંવેંત બોલ્યા: 'આ સમારંભ ખાલી દેખાવ માટે નથી, પણ ભગવાનની નજીક પહોંચવા માટે છે.'

સ્વામીશ્રીના આ ઉદ્‌ગારનો અનુભવ સૌને થવા માંડતાં સ્થાનિક ઉપરાંત સુરત જિલ્લાનાં બાવન ગામોમાં વિસ્તરેલા ઉદા ભક્તો મોટી સંખ્યામાં પારાયણનો લાભ લેવા ઊમટતા રહ્યા. તે જોઈ આ સમાજના પ્રમુખ તો સ્વામીશ્રીનો આભાર માનતાં કબૂલી ઊઠ્યા કે 'અમારા સમાજની હવે પડતી થવા આવી છે. પરદેશીઓના સંગે અહીંના લોકો પણ માંસાહાર કરતા થયા છે, ત્યારે અમારા ગામમાં આપ ખૂબ સમયસર આવી ગયા છો.'

અન્ય એક અગ્રણી શ્રી નટુભાઈએ પણ સ્વાનુભવ ઉચ્ચાર્યો કે –

''અમે જ્યારે ભણતા ત્યારે અમારે એક નિબંધ લખવાનો થયેલો: 'નીતિમય શુદ્ધ જીવનનું પ્રેરક બળ – પ્રેમ.' તે વખતે તો કાચી વય. છતાં ઉંમર પ્રમાણે નિબંધ લખ્યો હતો, પણ ઘણાં વર્ષો પછી આજે એ સમજાય છે. પ્રમુખસ્વામી મહારાજ ૧૯૭૫ની સાલમાં અહીં પહેલી વાર પધાર્યા ત્યારે મેં તેઓના હાથે કંઠી પહેરેલી. ત્યારથી આજ દિન સુધી મને સવારે ત્રણ વાગ્યે ધ્યાનમાં બેસતી વખતે સતત એમનું દર્શન થતું રહે છે. તેઓ ભલે દૂર દૂર જશે, પણ એમના પ્રેમનો ભાવ હરહંમેશ દિલમાં રહેશે.''

આમ, આ પારાયણ દરમ્યાન સર્વત્ર પ્રસરી ગયેલી સ્વામીશ્રીની સ્નેહસભર સાધુતાથી મા સર્વેશ્વરી પણ આશ્ચર્યકારી રીતે આકર્ષાયાં. પારાયણના શ્રોતાવર્ગમાં રોજ સ્થાન લેતાં મા પરિવારના આ મહિલા ધર્મગુરુએ ગુજરાતનાં મુખ્ય શહેરોમાં વસતા પોતાના અનુયાયીઓને સ્વામીશ્રીનાં દર્શન

માટે અહીં બોલાવી લીધેલા. તેઓ પૈકીના કોઈને જો ઇચ્છા થાય તો સ્વામીશ્રીના વરદહસ્તે કંઠી ધારણ કરવાની પણ અનુમતિ આપેલી. તેની સાથે આ વિદુષીએ ગામની બહાર આવેલા પોતાના શ્રી યોગેશ્વર ધ્યાન કેન્દ્રમાં આ પારાયણ દરમ્યાન જ સ્વામીશ્રીની મૂર્તિયે પધરાવી દીધી!

ઉચ્ચ અભ્યાસકીય કારકિર્દી હોવા છતાં ત્યાગના પંથે પ્રયાણ કરી ગયેલાં આ મહિલા મહાત્માએ છેલ્લાં ત્રણેક વર્ષથી તો અન્નાહાર છોડી દીધેલો. તેમાંય છેલ્લા ત્રણ મહિના તો લગભગ નિર્જળ ઉપવાસની જેમ જ વિતાવેલા; પરંતુ તેઓને સ્વામીશ્રી વિષે એવો અનન્ય સદ્ભાવ પ્રગટી ગયો કે તેઓએ સ્વામીશ્રીને પોતાના સાધનાસ્થળે પધરાવ્યા. તે વખતે પુરુષ પ્રતિનિધિ દ્વારા સ્વામીશ્રીને પત્ર પહોંચાડી સાધનાની સિદ્ધિ માટે આશીર્વાદ માંગનારાં તેઓને સ્વામીશ્રીએ કહેવડાવ્યું: 'સાક્ષાત્કારની ઇચ્છા સિદ્ધ થશે. ભગતજી મહારાજ અને શાસ્ત્રીજી મહારાજનું જીવનચરિત્ર વાંચજો.'

સ્વામીશ્રી વિષેનો મા સર્વેશ્વરીનો આવો પૂજ્યભાવ જોઈ કોઈ વિસ્મય વ્યક્ત કરતું ત્યારે આ મહિલા ધર્મગુરુ કહેતાં: 'પ્રમુખસ્વામીને હું એક સંત તરીકે નહીં, પણ સાક્ષાત્ ભગવાન તરીકે જોઉં છું.'

## આદિવાસીઓનો એક આગવો અનુભવ

કપૂરાના પારાયણમાં કથામૃતની રસલહાણ કરનારા સ્વામીશ્રી આ જ્ઞાનયજ્ઞ દરમ્યાન જ તા. ૧૨/૨ની સવારે ગામમાં બંધાનારા કુમાર છાત્રાલયનું ભૂમિપૂજન કરી તા. ૧૩/૨ના રોજ ઘાટા પહોંચ્યા.

આદિવાસીઓના આ ગામમાં તેઓને આવકારવા નાળિયેરીનાં પાંદડાં ગૂંથીને તૈયાર થયેલો પ્રવેશદ્વાર, ઋતુરાજ વસંતના છડીદાર સમાં તાજાં કેસૂડાંની હારમાળાથી શોભતો સભામંડપ તેમ જ સભાસ્થળ તરીકે પસંદ કરેલી પ્રાથમિક શાળામાં કરાયેલાં નવાં લીંપણની વિશિષ્ટ સોડમ વગેરેમાં ભભકો નહીં, પણ ભાવના નીતરતી હતી. તેમાંય કેસૂડાંનો શણગાર સજીને નાનાં બાળકોએ *'આવો આવો રે મોંઘેરા મહેમાન...'* ગીતના આધારે સ્વામીશ્રીને નૃત્યાંજલિ અર્પણ કરી ત્યારે તો સૌનાં હૃદય નાચી ઊઠ્યાં.

એવા જ ઊર્મિભર્યા હૈયે સ્વામીશ્રીને વધાવતાં મઢીની સુગર ફેક્ટરીના પ્રમુખ શ્રી ડાહ્યાભાઈએ કહ્યું: 'શિક્ષણને પાટા પર લાવવાનું કામ પ્રમુખસ્વામી જેવા ધર્મપુરુષ જ કરી શકશે. અમારી સુગર ફેક્ટરીમાં જ્યારે કટોકટી હતી,

શેરડી પીલવાની મુસીબત હતી, બધા અકળાઈ ગયા હતા ત્યારે પરમ પૂજ્ય સ્વામીજીના આશીર્વાદથી જ અમારાં બે વર્ષ સારી રીતે નીકળ્યાં હતાં.'

આ બિરદાવલી ઝીલી સ્વામીશ્રી પ્રાથમિક શાળાના નૈઋર્ત્ય ખૂણે પહોંચ્યા. અહીં તેઓએ એક આદિવાસી દ્વારા અર્પણ થયેલી ભૂમિ પર નિર્માણાધીન એલ. એચ. ભક્તા સાર્વજનિક શાળાનું ખાતમુહૂર્ત કર્યું. ત્યારબાદ સ્વામીશ્રીએ સામેથી જ પાણીનો બોર કરવા માટે એક જગ્યા પણ ચીંધી આપી.

તેઓએ દર્શાવેલા એ સ્થાને બોર કરવાથી ત્યાં જાણે પાતાળગંગા જ ફૂટી નીકળી. આજેય અહીં પાણી એવું અખૂટ રહે છે કે આસપાસમાં પાણીની અછત વર્તાતી હોય તોય આ શાળામાં પાણીની મુશ્કેલી સર્જાતી નથી.

આવાં કરુણાજળ વરસાવવાની સાથે સ્વામીશ્રીએ શાળાના નિર્માણ માટે પણ સંસ્થા વતી માતબર રકમનું દાન આપતાં નિર્માણ-પ્રક્રિયાને પ્રારંભથી જ સારો વેગ મળી ગયો.

આ ઉદારતા સાથે પ્રાસંગિક સભામાં પધારેલા સ્વામીશ્રીએ જણાવ્યું કે 'ઊંડાણમાં આવેલું આ ગામ છે. એમાં આપ બધાનો ઉમંગ જોઈને આનંદ થાય છે. આદિવાસી ભાઈઓમાં સારી ભાવના છે. તેઓને એક વખત દોરવણી આપવામાં આવે પછી એ રીતે જ જીવે છે – એ અમારો અનુભવ છે. સૌથી ઉત્તમ ધન્યવાદ તો એ આદિવાસી ભાઈને છે, જેમણે થોડીક જમીનમાંથી આ જમીન દાનમાં આપી.'

આદિવાસીઓની ખાસિયતને બિરદાવી રહેલા સ્વામીશ્રીની આ સમદૃષ્ટિ જોઈ સૌ ગદ્ગદ થઈ રહ્યા.

## હેત પ્રીત્યે ભર્યાં જેનાં હૈયાં

તા. ૧૩/૨ની બપોરે ઘાટાથી કપૂરા જઈ રહેલા સ્વામીશ્રી કોઈ જ આગોતરી જાણ વિના મઢીમાં શ્રી ઠાકોરભાઈના ઘેર જઈ પહોંચ્યા. સાંકરીના મંદિરમાં સેવા કરનારા આ હરિભક્તની તબિયત લથડેલી ત્યારે સ્વામીશ્રીએ તત્કાલીન વ્યવસ્થાપક સંતને લખી જણાવેલું કે 'આપણે તેઓની માંદગીનો બધો ખર્ચ ભોગવીશું. માટે તેઓ ઘેર ન જાય તે જોશો.'

પરંતુ હરિભક્તો પણ સ્વામીશ્રી દ્વારા જ સેવાના પાઠ ભણેલા ને! તેથી એ બીમાર સત્સંગીના દીકરા મહેન્દ્રભાઈ સ્વયં લકવાગ્રસ્ત હોવા છતાં તેઓ પિતાને ઘેર લઈ આવી સેવામાં પરોવાઈ ગયેલા.

આજે તેઓના આંગણે પધારી ચૂકેલા સ્વામીશ્રી અહીં દુકાનના એક સામાન્ય ગાદલા પર બેસી ગયા. તેઓની આ સ્નેહવર્ષાએ મહેન્દ્રભાઈને ભીંજવી નાંખતાં તેઓ તો ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યા.

આ સમયે ઉપલા માળે આરામ કરતા ઠાકોરભાઈને ઊંચકીને લઈ આવવા સ્વામીશ્રીએ સંતોને મોકલ્યા. આ હરિભક્ત પણ સ્વામીશ્રીને જોતાં જ ભાવાવેશમાં આવી ગયા. તેઓના શરીરે હાથ ફેરવતાં ફેરવતાં સ્વામીશ્રી કહેવા લાગ્યા: 'તમે તો મંદિરની બહુ જ સેવા કરી છે, માટે હવે ચિંતા ન કરવી. તમારી ઇચ્છા હતી તો આજે જોગ આવી ગયો. હવે જે સેવા કરી છે તેની સ્મૃતિ કરવાની. તમારે કાંઈ કહેવું છે?'

પરંતુ એ હરિભક્ત તો શું બોલે? સ્વામીશ્રીના પ્રેમે તેઓની વાચા જ હરી લીધેલી. તેથી તેઓના હોઠ તો ન ખૂલ્યા, પણ જ્યારે સ્વામીશ્રી બોલ્યા કે 'તમે અમારી સેવા કરી છે એટલે અમારે ધ્યાન તો રાખવું પડે ને!' ત્યારે ઠાકોરભાઈની લાગણીના બધા બંધ છૂટી ગયા. પથ્થરોને પણ પિગળાવતો સ્વામીશ્રીનો પ્રેમ પામી કુસુમ-શાં કોમળ ભક્તહૃદયો દ્રવીને વહેવા લાગે તેમાં શું નવાઈ!

આમ, એક સત્સંગીને કૃતાર્થ કરી નીકળેલા સ્વામીશ્રી કપૂરા પહોંચી જમવા બિરાજ્યા ત્યારે બપોરના બે વાગી ચૂકેલા.

## એક આબાદ સંતુલન

કપૂરામાં સ્વામીશ્રીના પારાયણનાં પડઘમ એવાં ગાજ્યાં કે તા. ૧૪/૨ના દિવસે થયેલી પૂર્ણાહુતિના પ્રસંગે તો સભા અને રસોડાની વ્યવસ્થાનાં બધાં ગણિત ઊંધાં વળી ગયાં. અનહદ મહેરામણ ઊમટી પડ્યો. તેમાંથી કેટલાયે કંઠીઓ ધારણ કરી. ઘણાએ નિત્યપૂજાઓ પણ લીધી. સત્સંગની આ ભરતીમાં ઓટ ન આવે તે માટે સ્વામીશ્રીએ અહીં નિયમિતપણે અઠવાડિક સભાનો આદેશ દૃઢ કરવા અનુરોધ કર્યો.

આમ, કપૂરામાં કલ્યાણકારી કથા-કિલ્લોલ કરાવી તેઓ તા. ૧૪/૨ની સાંજે રૂપવાડા થઈને ઉકાઈ પધારી ગયા.

અત્રે તેઓએ આદિવાસી બાળકો માટે કાર્યરત સંસ્થાકીય છાત્રાલયના ત્રીસેક વિદ્યાર્થીઓને તા. ૧૫/૨ની સવારે પરાવિદ્યાના પાઠ ભણાવી કુદરતી ઉપચાર કેન્દ્રનું પણ ઉદ્‌ઘાટન કર્યું. તે દ્વારા સેવાની વધુ એક સરવાણી

વહાવતાં સ્વામીશ્રી આજની સાંજે સરકારી અતિથિ-આવાસમાં પહોંચ્યા.

અહીંથી મહાકાય બંધ પર અમીદૃષ્ટિ વેરી આગળ વધેલા તેઓના સત્સંગનો લાભ આજે સાંજે વ્યારાની હરિપુરા શેરીમાં આયોજિત જાહેર-સભાને પણ મળ્યો.

એ જ રીતે તા. ૧૬/૨ની સાંજે વ્યારાથી વિદાય થયેલા તેઓ બાજીપુરાને પાવન કરીને દેગામા પહોંચ્યા ત્યારે અત્રે રામજી મંદિરના પ્રાંગણમાં ભરાયેલી સભા હકડેઠઠ હતી.

તેને પોતાની અમૃતધારાથી ભીંજવી તા. ૧૬/૨ની રાત્રે દસ વાગ્યે સાંકરી પધારેલા સ્વામીશ્રી અહીં તા. ૧૭/૨ની બપોરે ઠાકોરજી જમાડી પરવાર્યા ત્યારે એક વાગ્યાનો સમય થઈ ચૂકેલો. તેથી સંતોએ કહ્યું: 'હવે આરામ કરો.'

'ના, વહેલા છીએ. ચોપડી લાવો. વાંચીએ.' આમ જણાવતાં સ્વામીશ્રી પચાસ મિનિટ સુધી પુસ્તક-પઠન કરીને આરામમાં પધાર્યા.

સમયને સંપત્તિની જેમ જ કસીને વાપરતા તેઓએ વાંચન અને વ્યવહારનું સંતુલન આબાદ જાળવી રાખેલું.

## ભીડાથી ડરવાનું નથી

તા. ૧૮/૨ની સાંજે સાંકરીથી વિદાય થયેલા સ્વામીશ્રીની પધરામણી બારડોલીની સુગર ફેક્ટરીમાં થઈ ત્યારે ગદ્ગદ થઈ ઊઠેલા આ સંકુલના ચેરમેન શ્રી ઈશ્વરભાઈએ ભરસભામાં કહ્યું: 'છેલ્લાં ત્રણ વર્ષનો મારો અનુભવ છે કે જ્યારથી પ્રમુખસ્વામી મહારાજનાં પગલાં અહીં થયાં છે ત્યારથી આ સંસ્થાની ખૂબ પ્રગતિ થઈ છે. અહીં શાંતિ રહી છે અને ખેડૂત, કામદાર તેમ જ સંસ્થાને અનેક ફાયદા મળે છે. આ બધો યશ સ્વામીજીને જાય છે.'

આમ, સર્વત્ર સૌના સુખકારી બની વિચરતા સ્વામીશ્રી અત્રે સૌનો સત્કાર સ્વીકારી વિહાણ, સેવણી અને કડોદરાને લાભ આપતાં તા. ૧૮/૨ની રાત્રે સુરત આવી પહોંચ્યા.

અહીં ચાલી રહેલી મંદિર-નિર્માણની પ્રવૃત્તિને વિશેષ પુષ્ટિ આપતાં તેઓએ તા. ૧૯/૨ની સાયંસભામાં જણાવ્યું કે 'ભીડો ખમીશું એટલા શુદ્ધ થઈશું. સ્વભાવો ટળશે. ભીડાને વેઠીએ તો ઘાટ સારા બને. સારા એટલે બ્રહ્મરૂપ થવાય. માટે ભીડાથી ડરવાનું નથી. ભલે દુનિયાનાં કે સ્વભાવનાં

દુ:ખ આવે. એમાં રહીને પણ સત્સંગ કરવો; તો શાંતિ થશે. ભગવાન ને સંત ભીડો આપીને અથવા તો ન આપીને પણ આપણને સાચવે છે. ભીડો વેઠશું એટલા સુખિયા થઈશું.'

ભીડાભક્તિનો આ મહિમા સંભળાવી સ્વામીશ્રી હવે યોગેશભાઈ પટેલના ઘેર રખાયેલા ઉતારે જવા ઊભા જ થતા હતા ત્યાં એક હરિભક્તે આશીર્વાદ લખી આપવા તેઓ સમક્ષ કાગળ અને કલમ ધર્યાં, પરંતુ લખતી વખતે કાગળને ટેકવવા પાટિયું કે કોઈ કઠણ ટેકા જેવું તેઓ લાવ્યા નહોતા. તે અંગે સ્વામીશ્રીએ આસપાસ નજર દોડાવી, પણ તેવી વસ્તુ દેખ્યામાં ન આવતાં છેવટે તેઓએ પોતાના પગની પાની પર કાગળ રાખી આશીર્વાદ લખી આપ્યા !

કોઈ પણ સંજોગોમાં ભક્તને રાજી કરવાનું જ તેઓને તાન.

## શિક્ષણને સુગંધી મંદિરથી મળશે

તા. ૨૦/૨ની સાંજે સુરતથી નીકળેલા સ્વામીશ્રી રસ્તામાં નવસારીને પાવન કરતાં દોણજા પધાર્યા ત્યારે અહીં કાવેરી નદીના તટે મહોરેલી સઘન આમ્રકુંજોમાં રમણીય મંદિર ખીલી ઊઠેલું.

આ મંદિરના લોકાર્પણ નિમિત્તે યોજાયેલા ત્રિદિવસીય પ્રતિષ્ઠાપર્વના પ્રથમ દિન તા. ૨૧/૨ની સવારે ગામના પ્રારંભિક વિદ્યામંદિરનો શતાબ્દી સમારોહ પણ આવી પહોંચ્યો. તેને પોતાના સાંનિધ્યથી ધન્ય કરતાં સ્વામીશ્રીએ જણાવ્યું: 'અહીં મંદિરની પ્રતિષ્ઠા અને આ શાળાની શતાબ્દીનો ખરેખરો યોગ થયો છે. શિક્ષણને જે સુગંધી આપવાની છે એ આ મંદિરથી મળશે.'

આ સૂત્રાત્મક સદ્‌બોધ વહાવી વિચરણમાં નીકળેલા સ્વામીશ્રી આજનો આખો દિવસ સિયાદા ગામને ધર્મલાભ આપી સાંજે દોણજા પરત ફર્યા.

અહીં તા. ૨૨/૨ની સવારે યજ્ઞ, બપોરે બાળ અધિવેશન તથા મહિલા સંમેલન અને સાંજે નગરયાત્રાનાં આયોજનો ધામધૂમપૂર્વક સંપન્ન થયાં બાદ, રાત્રે યોજાયેલા સાંસ્કૃતિક કાર્યક્રમમાં સ્વાનુભવ વર્ણવતાં અગ્રણી કાર્યકર શ્રી છાયલાભાઈએ જણાવ્યું કે 'સત્સંગ થયા પહેલાં અમારા આદિવાસી શિક્ષકો એવા હતા કે સ્કૂલે જાય કે છૂટે કે તરત દારૂ પીએ અને કેટલાકની બીડી તો એટલી લાંબી કે ઘેરથી સ્કૂલે પહોંચે ત્યાં સુધી બે-ત્રણ કિ.મી. ચાલે. એવા ૨૦૦ શિક્ષકોનું સ્વામીબાપાએ પરિવર્તન કર્યું છે. અમને સૌને જીવન

આપનાર, સવળે માર્ગે લઈ જનાર પૂજ્ય પ્રમુખસ્વામી મહારાજ છે.'

આ વિગતથી વાકેફ થયેલા સ્થાનિક ઉદ્યોગપતિ શ્રી અમૂલભાઈ નાયક તો બોલી ઊઠ્યા: 'આજથી પાંચસો વર્ષ પછી લોકો પૂછશે કે પ્રમુખસ્વામી મહારાજ શું કરતા હતા? એમનો કેવી રીતે પ્રભાવ હતો? એમને સમાજ સુધારવાની કેટલી તમન્ના હતી? એની ખબર આવાં મંદિરો દ્વારા પડશે.'

એવા એક મંદિરનું આ પ્રતિષ્ઠાપર્વ પરોપકારનું પર્વ પણ બની રહ્યું, કારણ કે તા. ૨૨/૨ના રોજ બારડોલીની હૉસ્પિટલના ઈમરજન્સી વૉર્ડમાં દાખલ કરાયેલા એક બાળકને પોતાના ગ્રૂપના લોહીની બે બોટલ જોઈતી હતી, પણ તેની વ્યવસ્થા થતી નહોતી. છેવટે અહીંના ઉત્સવમાં ચાલેલા બે દિવસના રક્તદાન યજ્ઞમાં એકઠા થયેલા લોહીમાંથી મેળ પડી જતાં તે બાળકને નવજીવન મળી ગયું.

આમ, જીવનની ભેટ ધરનારા આ મંદિરની પ્રતિષ્ઠાના પ્રસંગે બે દિવસ સુધી ચાલેલા વ્યસનમુક્તિ યજ્ઞમાં ૪૫૦થી વધુ મુમુક્ષોઓએ વ્યસનો છોડતાં અનેકનાં જીવન સાર્થક પણ થયાં.

આ રીતે ચોમેર પ્રસરેલા દિવ્યતા અને પવિત્રતાના વાતાવરણ વચ્ચે સ્વામીશ્રીએ તા. ૨૩/૨ના સુપ્રભાતે નવનિર્મિત મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજ પ્રતિષ્ઠિત કર્યા. તેની સાથે મહિલાઓના મંદિરમાં બિરાજનારી ઉપાડની મૂર્તિમાં પણ પ્રાણ પૂર્યા.

## આ જાત જુદી છે

તા. ૨૩/૨ની સાંજે દોણજાથી નીકળેલા સ્વામીશ્રી માર્ગમાં આવતાં અંકલેશ્વર અને બોચાસણને લાભ આપી તા. ૨૫/૨ની સવારે પોરડા પહોંચ્યા.

અત્રે નૂતન પ્રવેશદ્વારનું ઉદ્‌ઘાટન કર્યા બાદ ઉંઢેરાના મંદિરનો ખાતવિધિ શોભાવતા તેઓ આજની સાંજે ડભાણ થઈને નડિયાદ આવી પહોંચ્યા.

અહીં તા. ૨૬/૨ના રોજ ગુણાતીત નગર સોસાયટીમાં યોજાયેલા પારાયણમાં આશીર્વર્ષા કરતાં તેઓએ જણાવ્યું કે 'ભગવાન ને સંત આપણા જેવા જ લાગે. મનુષ્ય શરીર હોય એટલે ખાવું-પીવું આપણા જેવું જ કરતા હોય. એમનેય તાવ આવતો હોય! પણ આ જાત જુદી છે. તમે બેઠા છો ને હું બેઠો છું એમાં બહુ ફેર છે. શ્રીજીમહારાજનું અનંત બ્રહ્માંડમાં ધાર્યું થાય, જ્યારે આપણને કોઈ પૂછતુંય નથી. એની પાછળ હજારો દોડતાં આવે ને

આપણને ભોજીયોય પૂછે નહીં.'

આ આશીર્વાદ સાથે પારાયણની પૂર્ણાહુતિ કર્યા બાદ સ્વામીશ્રી યજમાન શ્રી જગદીશભાઈના ઘરમંદિરમાં પ્રતિષ્ઠા કરીને પોતાના ઉતારે જવા નીકળ્યા.

આ પ્રવાસમાં એક વળાંકે ગાડી જરા ધીમી પડતાં તેઓની નજર રસ્તે ચાલ્યા જતા એક ભરવાડ પર ગઈ. જમણા હાથની પહેલી આંગળી અને અંગૂઠા વચ્ચે બીડી ભેરવી તેના એક પછી એક કસ ખેંચતાં જઈ રહેલા તેને સ્વામીશ્રી ઓળખી ગયા. તેથી તેઓ ગાડીમાં બેઠાં બેઠાં જ બોલ્યા: 'આ તો આપણો મંજીપુરાનો પોપટ ભરવાડ.'

આટલું કહી તેઓએ એ ગોકળીના નામની બૂમ મારતાં ગાડી થોભાવી.

સરેઆમ રસ્તે પોતાના નામનો સાદ સાંભળી પોપટે પાછું વળી જોયું તો સ્વામીશ્રી દીઠા! તેથી ત્યાં ને ત્યાં જ બીડી ફેંકી તે જઈ પહોંચ્યો સ્વામીશ્રી પાસે. સ્વામીશ્રીએ તેને પ્રેમથી કહ્યું: 'પોપટ! હવે આપણે ભગત થયા. આપણાથી બીડી ન પીવાય.'

સ્વામીશ્રી જેવા મહાન સંત પોતાના જેવા સામાન્ય જનને રસ્તે ઊભા રહી પ્રેરણા આપે એ જોઈને જ પોપટ તો પીગળી ગયો. તેણે તે જ ઘડીએ બીડી ન પીવા જીભ કચરી. જેટલી બીડી ગજવામાં હતી તેય પગ તળે કચરી.

તે વખતે વ્યક્તિને વ્યસનમુક્ત કરવાની સ્વામીશ્રીની અપ્રતિમ ધગશનું એક વિરલ સીમાચિહ્ન આ સડક પર ખોડાઈ ગયું.

## જાણો ભક્તિ એ જ જીવન

નડિયાદના મુકામ દરમ્યાન શ્રી વિલાસભાઈના ઘેર રોકાયેલા સ્વામીશ્રી તા. ૨૬/૨ની સાંજે આપણા મંદિરે પધાર્યા. અહીં આયોજિત સભાનું સાત વાગ્યે સમાપન થતાં તેઓએ પૂછ્યું: 'સંધ્યા આરતી થઈ?'

'એ તો સંતો કરી લેશે. આપ નહીં આવો તો ચાલશે.' એક સંતે જણાવ્યું.

પરંતુ આ સાંભળતાં જ સ્વામીશ્રીનો પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠ્યો. તેઓ કહેવા લાગ્યા: 'હમણાં તો સભામાં આપણે ભગવાનમાં વૃત્તિ રાખવાની વાત કરી ને તમે લોકો આરતીમાં જવાની 'ના' પાડો છો? દર્શન કરવાનું કહીએ ત્યારે કોઈ દિવસ 'ના' ન પાડવી. ભજન-ભક્તિ કરવા તો આવ્યા છીએ. એ ન થાય તો બીજું કરવુંય શું? આવું થાય એમાં પછી કંટાળો આવે છે. મારે

જીવવું કેમનું ?'

હા, ભક્તિ જ હતી સ્વામીશ્રીનું જીવન. આરતી, કથા, દર્શન, દંડવત્ વગેરે ક્રિયાઓ માટેનો તેઓનો તલસાટ તો ભક્તિસૂત્રોનીયે પકડ બહારની બાબત.

## લટક સલામ જેવો સત્સંગ ન જોઈએ

તા. ૨૬/૨ની રાત્રે ઉતારાની લૉનમાં યોજાયેલી યુવક મંડળની વિશેષ સભામાં સ્વામીશ્રી પધારતાં જ કાર્યક્રમની જાહેરાત થઈ કે 'હવે આપણે સ્વામીશ્રીને પ્રશ્નો પૂછીશું.'

પરંતુ આ સાંભળી સ્વામીશ્રીએ જ પૂછ્યું : 'પ્રશ્નો કોના છે ?'

'યુવકોના.'

'એ બધા પ્રશ્ન પૂછે એ પહેલાં હું યુવકોને પ્રશ્ન પૂછું છું કે 'તમે બધા સભામાં નિયમિત આવો છો ? આંગળી ઊંચી કરો.'

આ સમયે ઘણાની આંગળી ઊંચી ન થઈ. તે જોઈ સ્વામીશ્રીએ કહ્યું :

"અહીં છાતી કાઢીને આગળ બેઠા છો, પણ સત્સંગ નથી કરવો એનો શો અર્થ ? હું એમ નથી કહેતો કે તમે બધા કશું નથી કરતા, પણ નિયમિત થવાની વાત છે. નડિયાદ આખામાં ઘણા છોકરાઓ છે. તમને થોડો ટાઇમ મળે તો એના ઘેર પહોંચી જવું. 'કેમ નથી આવતો ? શું થયું છે ?' વગેરે પૂછવું. મદદ કરવી. આ તો સ્વામી આવે ત્યારે જય જય કરી આવીએ. એવો લટક સલામ જેવો સત્સંગ ન જોઈએ.

સ્વામી પાસે જઈ આવીએ એટલે સ્વામી જાણે કે 'અહો ! ખરેખરા સત્સંગી છે.' જાણે સ્વામી કાંઈ જાણતા જ નથી ! સ્વામી બધું જાણે છે. કેટલાક આવા સ્વામીના સત્સંગી હોય, કેટલાક અન્નકૂટના સત્સંગી હોય, કેટલાક પાકા હોય. આપણે યુવકોએ પૂજા કર્યા વિના પાણી પણ ન પીવાય. સત્સંગીના છોકરા થઈને સત્સંગમાં ન અવાય એ શું કામ આવે ? મનની આળસ કાઢી નાંખવી. પ્રશ્નો પૂછવાના છો પણ સત્સંગ પાકો થશે તો પ્રશ્ન કામમાં આવશે."

સ્વામીશ્રીએ પ્રશ્નોત્તરીની પૂર્વભૂમિકા જ એવી બાંધી દીધી કે યુવાનોનો દારૂગોળો ભીનો થઈ ગયો. દરેકને સમજાઈ ગયું કે *'અંતરજામીની આગળે, નહીં ચાલે જૂઠ જરાય...'*

## ઘસીને ચંદન કાયા સહુને શાતા સુરભિ દેતા

તા. ૨૭/૨ની સવારે સ્વામીશ્રી ડભાણના માર્ગે આવેલા નિર્માણાધીન યોગીનગરની જગ્યા પર પધાર્યા. આ કૉલોનીના નિર્માતા શ્રી ગોવિંદભાઈ અને તેઓના સાથીદારે મંદિર કરવા લગભગ ૧,૮૦૦ વાર જમીન કૃષ્ણાર્પણ કરી હતી. તેનું ભૂમિપૂજન કરી સ્વામીશ્રી સોસાયટીની સમગ્ર ભૂમિ પર પુષ્પો વેરવા નીકળ્યા.

પરંતુ ઊખડખાબડ આ જગ્યાના એક સ્થળે બાવળિયાની શૂળ સ્વામીશ્રીના પગમાં પેસી ગઈ! એ તીક્ષ્ણ ધાર ભોંકાવાથી તેઓ સહેજ ખચકાઈ ગયા, પણ સમયસર ક્રિયાઓ આટોપવામાં સદા સતર્ક તેઓએ કોઈ નજીક આવે તે પહેલાં તો ચુપચાપ શૂળ કાઢી નાંખી. જો કે તે કાઢતાં જ ફૂટી નીકળેલી લોહીની ધારને કારણે જે છુપાવવાનું હતું તે છતું થઈ ગયું! તોય સ્વામીશ્રીએ અધવચ્ચેથી કાર્યક્રમ પડતો ન મૂકતાં આખી જમીન પર ખૂણે ખૂણે જઈ પુષ્પો વેર્યાં. સ્વયં કંટકમાર્ગે ચાલીને અન્યના જીવનમાં પુષ્પો પાથરતા રહેવાનું જ તો કામ હતું ને તેઓનું!

છતાં સ્વામીશ્રીના મનમાં શંકા હશે કે 'કદાચ સંતો પેલા હરિભક્તને આજની દુર્ઘટના બાબતે કંઈક ઠપકાનાં વચનો કહે તો?' તેથી તેઓએ બપોરે આરામમાં જતી વખતે સામેથી જ વાત ઉપાડી કે 'કોઈની પર રોષ કરવો નહીં. વાગવાનું હોય તો બંગલામાં, ઓરડામાં બેઠા હોય તોય વાગી જાય.'

તેઓની આ ટાણાની ટકોરથી કોઈ કાંઈ બોલી ન શક્યું અને સ્વામીશ્રી શાંતિથી પોઢ્યા.

## ગોકુળિયા ગામ ગાનામાં મૂર્તિપ્રતિષ્ઠાનો માહોલ

તા. ૨૭/૨ની સાંજે નડિયાદથી નીકળેલા સ્વામીશ્રી પીપલગ અને મહેળાવને લાભ આપતાં ગાના પહોંચ્યા ત્યારે અહીં પ્રતિષ્ઠા નિમિત્તે યોજાયેલી નગરયાત્રાનો નજારો ગામને ઘેલું કરી રહેલો. સ્વામીશ્રીની સવારી અને શોભાયાત્રાની અસવારી ભાગોળે ભેગી થઈ જતાં સૌએ બુલંદ જયનાદોથી સ્વામીશ્રીને આવકાર્યા.

એ સમયે જ કેટલાક આમંત્રણ દઈ બેઠા કે 'બાપા! નગરયાત્રામાં આપના માટે ખાસ બગી તૈયાર રાખી છે. આપ તેમાં બિરાજો તો સારું.'

આ અવિચારી પ્રસ્તાવને પણ સ્વામીશ્રીએ પૂરેપૂરો આદર આપ્યો. પરંતુ બગીનાં ઊંચાં અને સાંકડાં પગથિયાં ચઢવા-ઊતરવામાં તેઓને ઘણો ભીડો પડ્યો. વળી, આંખમાં પહેરેલા લેન્સ ખૂંચે એ રીતે ગુલાલ પણ ઊડ્યો. છતાં આ તકલીફો વેઠતાં સ્વામીશ્રી ભાગોળેથી મંદિર સુધીની શોભાયાત્રામાં બિરાજ્યા. તે જોઈ વિનંતી કરનારા હરિભક્તોને જ પશ્ચાત્તાપ થતાં તેઓ માફી માગવા દોડી આવ્યા.

આ ઘટનાક્રમના અનુસંધાનમાં તા. ૨૮/૨ની સવારે ધોતિયું ધારણ કરી રહેલા સ્વામીશ્રીને એક સંતે કહ્યું : 'આપને તો જ્યારે જેવું આવે એવું સહન કરી લેવાનું. કાંઈ બોલવાનું જ નહીં ને !'

'આપણે ક્યાં એટલું સહન કર્યું છે ?' સ્વામીશ્રી બોલ્યા.

પોતાના જીવન દ્વારા સહનશીલતાની સીમા દેખાડી દેનારા તેઓને તો એમ જ લાગી રહેલું કે 'મેં તો હજી શરૂઆત પણ નથી કરી !'

આમ, પોતાની સદ્‌ગુણ-સમૃદ્ધિથી સાવ જ અજાણ રહેતા સ્વામીશ્રી આજના પ્રતિષ્ઠાદિનની સવારે ગામની ભાગોળે બાંધેલા સભામંડપમાં પ્રાતઃપૂજા કરવા પધાર્યા, પરંતુ તે સમાપ્ત થયા બાદ આગામી કાર્યક્રમોની જાહેરાત કરવા માટે ત્યાં કોઈ સ્થાનિક ઉદ્‌ઘોષક હાજર ન હોવાથી સ્વામીશ્રીએ જાતે જ માઇક મંગાવીને કાર્યક્રમ જાહેર કર્યો ! તે મુજબ સવારે નવ વાગ્યે બાઈ-ભાઈનાં નવનિર્મિત મંદિરોમાં પ્રતિષ્ઠાવિધિનો પ્રારંભ થયો.

આ વખતે મહિલાઓના મંદિરમાં બિરાજનારી મૂર્તિઓ પણ પ્રાણ-પ્રતિષ્ઠા માટે ભાઈઓના મંદિરમાં જ પધરાવવામાં આવેલી. આ અર્ચા-સ્વરૂપોમાં પ્રાણાહ્‌વાન કરી સ્વામીશ્રી ઠાકોરજીને અન્નકૂટ ધરાવવા લાગ્યા તે દરમ્યાન બાઈઓના મંદિરની મૂર્તિઓ તે મંદિરમાં લઈ જવાઈ. ત્યાં પહોંચીને સ્વામીશ્રીએ તે મૂર્તિઓને પણ આરતીનું અર્ઘ્ય ધર્યું.

આમ, બેવડી પ્રતિષ્ઠાના આ શુભ અવસરે યોજાયેલા પ્રાસંગિક સમારોહમાં આશીર્વાદ વરસાવતાં સ્વામીશ્રીએ કહ્યું :

"ભગવાન સ્વામિનારાયણ આ ગામમાં પધારેલા ત્યારથી અહીં ઉત્સાહ ખૂબ. શાસ્ત્રીજી મહારાજને પણ ખૂબ જ રાજી કર્યા છે. દીકરા, પૈસા, દેહે કરીને સેવા કરી છે. આંબા ને મહુડા પણ કાપી આપ્યા છે. શાસ્ત્રીજી મહારાજનું આ ગોકુળિયું ગામ. તેઓનો દસ-પંદર દા'ડે આ ગામમાં આંટો હોય જ. બળી રાજા જેવું આ ગામનું સમર્પણ છે. તે દા'ડે બધા સામાન્ય સ્થિતિમાં છતાં

શાસ્ત્રીજી મહારાજ માટે પ્રાણ આપ્યા છે. અહીં અક્ષર-પુરુષોત્તમ સિવાય બીજી કોઈ વાત નહીં. દરેકની પોતાની સ્થિતિ ઉપરાંત સેવા. અહીં બાઈ-ભાઈ બેય મંદિર થયાં. હીરાબાની ઇચ્છા ખૂબ જ હતી કે 'બાઈઓનું મંદિર થાય.' જેવું ગામ ભાવિક એવાં મંદિરો પણ થયાં. માટે એવો ને એવો પ્રેમ રાખવો.''

## આપણે ફાઈનલ જન્મમાં છીએ

ગાનાથી વિદ્યાનગર પધારેલા સ્વામીશ્રી તા. ૧/૩ની સવારે શ્રી ડાહ્યાભાઈ ગજ્જરના ઘેર પારાયણ પ્રસંગે પહોંચ્યા ત્યારે સાડા અગિયાર વાગ્યાનો સમય થયેલો. તે વખતે આ ઘરની સામે આવેલા શાસ્ત્રી મેદાનમાં રમાતી ક્રિકેટ મેચના શોરબકોરનો અવાજ પારાયણના સ્થળે પહોંચતો હતો.

આ કોલાહલને પોતાના આશીર્વાદમાં સાંકળતાં સ્વામીશ્રી બોલ્યા: 'સામે ક્રિકેટની ફાઇનલ (અંતિમ) મેચ ચાલે છે ને અહીં આપણે પણ ફાઇનલમાં જ છીએ. પેલાને તો કેટલાય જન્મો દાવમાં જશે, જ્યારે આપણે તો હવે ફાઇનલ જન્મમાં છીએ. આપણી આ ફાઇનલ રમત જ છે.'

ગુણાતીત સત્પુરુષ વિના આવો ફાઇનલ ફેંસલો કોણ આપી શકે !

## ગ્રામોદ્ધારક ગુરુ

તા. ૨/૩ની સવારે રામોદડી પધારેલા સ્વામીશ્રીના વરદહસ્તે અહીંના નવનિર્મિત મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજ પ્રતિષ્ઠિત થયા. આ અવસરે યોજાયેલી સભામાં સ્થાનિક આગેવાન શ્રી રામભાઈએ અભિપ્રાય આપ્યો કે 'સ્વામીશ્રી જે ગામમાં વિચરે છે એ ગામની પરિસ્થિતિ સુધરતી જાય છે એનો આ ગામ પ્રત્યક્ષ પુરાવો છે. અહીં પંદર વર્ષ પહેલાં કાંઈ જ નહોતું. સ્વામીબાપાનાં પગલાં પછી આજે ગામમાં શાળા છે, પથ્થર નંખાયેલા રસ્તા છે, વીજળી છે, પંચાયત થઈ છે.'

આવા ગ્રામોદ્ધારક ગુરુ સ્વામીશ્રી પ્રતિષ્ઠાવિધિ બાદ ગામમાં આવેલા દેવીપૂજકોના વાસમાં જઈ પહોંચ્યા. અહીં વસતા ૬૦ કુટુંબોને તેઓના હસ્તે વ્યસન છોડવાની અને કંઠી પહેરવાની હોંશ હતી. તેથી સ્વામીશ્રીના આગમનને સૌએ બૂંગિયો ઢોલ પીટી વધાવ્યું. આ સ્વાગતને સ્વીકારી નીંબતરુ નીચે બાંધેલા મંડપમાં બિરાજેલા સ્વામીશ્રીએ અમીવર્ષા કરતાં કહ્યું:

''ભગવાન તો સર્વના છે. તેમનાં દર્શન, ભજન કરવાનો અધિકાર

સૌને છે જ. માટે વહેમ કાઢવા. ઘણી વાર આપણને થાય કે તાવ આવે એમાં પશુનો વધ ન કરીએ તો માતા કોપશે, પણ માતા કોપતી જ નથી. માતા પોતાનાં છોકરાંને મારે? એ તો દયાળુ છે. તે તો છોકરાંને મોટા કરે. માટે નિર્દોષને મારવાની જરૂર નથી. લોકમાં કહેવત છે કે 'દેવીપૂજક વૈષ્ણવ થાય નહીં.' પણ તમે એવો સત્સંગ કરજો કે આ કહેવત ખોટી પડે.''

આ આશીર્વાદ બાદ સ્વામીશ્રીએ સૌ પર જળ છાંટી દરેકને વર્તમાન ધરાવ્યાં. તે પછી સંખ્યા વધુ અને સમય ઓછો હોવાથી તેઓ ચાર સંતોને કંઠી પહેરાવવા રોકી સ્વયં નાર તથા પેટલાદને લાભ આપતાં વિદ્યાનગર પહોંચ્યા.

અહીં ખ્યાતિપ્રાપ્ત ઍલિકોન કંપનીના માલિક શ્રી ભાનુભાઈના ઘેર લગ્નપ્રસંગ નિમિત્તે સત્કાર સમારંભ ગોઠવાયેલો. બંગલાનું વિશાળ પ્રાંગણ શ્રેષ્ઠીજનોથી ઊભરાતું હતું. સ્વામીશ્રી માટે ફૂલની સેરો અને નાડાછડીની કલાત્મક પિછવાઈથી શોભતું સુંદર સિંહાસન તૈયાર હતું. તે પર સ્વામીશ્રીએ સ્થાન ગ્રહણ કર્યું ત્યારે તેઓના મુખારવિંદ પર એ જ પ્રસન્નતા ઝળકી રહી જેવી આજની બપોરે રામોદડીના દેવીપૂજકોની વસાહતમાં ઝાડ નીચે બેઠેલા તેઓના ચહેરા પર હતી.

સ્વામીશ્રીના જીવનમાં જોવા મળેલી રાય અને રંકની આ સમતાના રંગે આજનો દિવસ રંગાઈ ગયો.

## દુખિયારાનાં ધો છો દુઃખ વિદારી

વિદ્યાનગરના નિવાસ દરમ્યાન અમદાવાદથી આવેલા હરિભક્ત શ્રી અક્ષયભાઈ બારોટની સાથે ચાર આંખો મળતાં જ સ્વામીશ્રીએ પૂછ્યું: 'તમારા ઘેરથી તબિયતનું કેમ છે?'

આ પૂછપરછથી એ હરિભક્તનું હૃદય ધબકાર ચૂકી ગયું, કારણ કે ત્રણેક મહિના પહેલાં તેઓએ ૩૮ વર્ષીય પત્નીને લાગુ પડેલી એક બીમારીની વાત શાહપુરના સત્સંગી શ્રી શાંતિભાઈ શાહ દ્વારા મુંબઈમાં બિરાજતા સ્વામીશ્રી સુધી મૌખિક રીતે પહોંચાડેલી. તેના અનુસંધાનમાં આજે સ્વામીશ્રી પૂછી રહેલા.

તેઓની આ આત્મીયતાએ અક્ષયભાઈને ગદ્‌ગદ કરી મૂક્યા. એ જ અવસ્થામાં તેઓએ પત્નીને વળગેલા રોગની વાત જણાવી ત્યારે થાપો મારી આશીર્વાદ આપતાં સ્વામીશ્રી બોલ્યા: 'આ જ મહિનાની આખર તારીખ સુધીમાં

ઑપરેશન કરાવી લેજો. સારા ડૉક્ટર અને સારી હૉસ્પિટલ પસંદ કરજો.'

આ સલાહ મુજબ એ હરિભક્તે એક નિષ્ણાત ડૉક્ટરનો સંપર્ક સાધી તેઓને શસ્ત્રક્રિયાની વિગત જણાવી ત્યારે ચોંકી ઊઠેલા એ તબીબે કહ્યું: 'તમારાં પત્નીની ઉંમર નાની છે. વળી, તમારે કોઈ સંતાન નથી. નિદાનના અહેવાલ ચિંતાજનક નથી. તો શા માટે તમે ઑપરેશન કરાવવા તૈયાર થયા છો?' આમ કહી એ તબીબે તાકીદ કરી કે 'આ શસ્ત્રક્રિયાથી આડઅસરો પણ થઈ શકે એમ છે.'

છતાં આ સત્સંગી દંપતીએ જણાવ્યું: 'અમારા ગુરુએ કહ્યું છે, માટે અમારે ઑપરેશન કરાવવું જ છે.'

'કોણ છે તમારા ગુરુ? આવી બાબતોમાં ડૉક્ટર કહે તેમ કરો. તમે ભણેલા-ગણેલા ઑફિસર છો. આવી અંધશ્રદ્ધા શા માટે ધરાવો છો?' ડૉક્ટરનું બૌદ્ધિક દિમાગ તાડૂકી ઊઠ્યું.

પરંતુ આ દંપતીની આગ્રહભરી રજૂઆતથી તા. ૨૭/૩ના રોજ નિશ્ચિત થયેલું ઑપરેશન નિયત સમયે શરૂ થયું ત્યારે પેલા ડૉક્ટરે મહિલાના ગર્ભાશય પર ગાંઠોનું ઝૂમખું બાઝી ગયેલું જોયું. પેઢુની અંદરના ભાગમાં એક છેડાથી બીજા છેડા સુધી પણ નાની-નાની ગાંઠોનાં ઝૂમખાં થઈ ગયેલાં. આ પરિસ્થિતિમાં અન્ય ડૉક્ટરને બોલાવીને સફળતાપૂર્વક શસ્ત્રક્રિયા પૂરી કરવામાં આવી અને બહાર કઢાયેલી ગાંઠોને વિશેષ તબીબી પરીક્ષણ માટે મોકલવામાં આવી ત્યારે કેન્સરનું નિદાન થયું. આ જાણી પેલા નિષ્ણાત ડૉક્ટરે સત્સંગી દંપતીને પૂછ્યું: 'કોણ છે તમારા ગુરુ?!'

આવો જ પ્રશ્ન તેઓએ ઑપરેશન પહેલાં પૂછેલો, પરંતુ તે વખતે તેમાં તાર્કિક મગજની તુમાખી ભરેલી. અત્યારે પ્રશ્ન એ જ હતો, પણ તેમાં આસ્તિક મગજની શ્રદ્ધા ભરેલી. તેઓને હરિભક્તે સ્વામીશ્રીની છબીનું દર્શન કરાવ્યું ત્યારે અનાયાસે ડૉક્ટરના હાથ જોડાઈ ગયા. તેઓ બોલ્યા: 'આ બહુ મોટા સંત છે. જો તમે આ ઑપરેશન ન કરાવ્યું હોત તો આ બહેન ચારથી પાંચ મહિના માંડ કાઢત.'

આ સાંભળી સત્સંગી મહિલાનું તો હૈયું જ ઊભરાઈ આવ્યું. તેઓ જીવનદાતા સ્વામીશ્રીનાં ચરણોમાં મનોમન ઢળી પડ્યાં. આ વખતે તેઓને સાવચેત કરતાં ડૉક્ટરે કહ્યું: 'અત્યારે તો મેં બધું સાફ કર્યું છે, પણ ઊથલો લાગવાની શક્યતા ખરી. માટે દવા ચાલુ રાખજો.'

પરંતુ ત્યારપછી એ મહિલાના શરીરમાં કદી આ રોગે દેખા દીધી જ નહીં!

## જાળવીશ મારા જનને

તા. ૩/૩ની સવારે છાત્રાલયના નિર્માણાધીન પ્રાર્થના હૉલનું ખાતમુહૂર્ત કરી સ્વામીશ્રી બાકરોલ, બોરિયાવી અને લાંભવેલને પાવન કરતાં ખંભોળજ પધાર્યા. અહીં પણ તા. ૪/૩ની સવારે મંદિરનો ખાતવિધિ યોજાયો.

તેમાં બિરાજેલા સ્વામીશ્રીએ સિમેન્ટથી ભરેલું તગારું પોતા તરફ ખેંચ્યું અને ગામના અગ્રણી સત્સંગીઓને પોતે જ લેલામાં ભરી ભરીને સિમેન્ટ આપવા લાગ્યા. તે ક્રમમાં અત્રે સત્સંગ-વિકાસ માટે પહેલેથી જ પ્રયત્નશીલ ડૉ. મધુસૂદન જાનીને તો તેઓના પરદેશમાં રહેતા ચારેય પુત્રોને યાદ કરી ચાર વાર સિમેન્ટ ભરી આપી પાયામાં પુરાવ્યો.

મંદિરના ખાતમુહૂર્ત વખતે પ્રવર્તતી તડામારી તો જેણે અનુભવી હોય તે જ જાણે; પરંતુ વીજળીવેગે આટોપાતા આવા કાર્યક્રમોમાં પણ સ્વામીશ્રી દૂર-નજીકના કોઈને ન ભૂલતા.

આવી અતુલનીય આત્મીયતા ધરાવતા તેઓ આ પ્રસંગે યોજાયેલી જાહેર-સભામાં લાભ આપવા પહોંચ્યા ત્યારે સંતોના ટેકે મંચનાં પગથિયાં ચઢવા લાગ્યા, પરંતુ તે વખતે એક બાજુ ટેકો આપનારા ભગવત્ચરણદાસ સ્વામીનો પગ લપસતાં તેઓ નીચે પડતા હતા, પણ સ્વામીશ્રીએ તેઓને પકડી લીધા.

આ દૃશ્ય જોઈ કેટલાક ભક્તોએ રમૂજ કરતાં કહ્યું: 'બાપા! આ સંત તો પોતે પડતા હતા ને સાથે આપનેય પાડે એમ હતા.'

'પણ એમ કાંઈ અમે ઓછા પડવા દઈએ!' સ્વામીશ્રી કેફથી બોલ્યા.

તેઓના આ ઉદ્‌ગારમાં સર્વે આશ્રિતો માટે ધરખમ હૈયાધારણ છે કે *'જાળવીશ મારા જનને, વળી કરીશ જતન અતિ...'*

## ભક્ત-ભગવાન સંબંધ

મંદિરના ખાતવિધિ બાદ શ્રી ભાનુભાઈ પટેલના 'સૂરજ' બંગલે પધારેલા સ્વામીશ્રીએ અહીં મધુસૂદનભાઈ જાનીને જોતાં જ કહ્યું: 'ડૉક્ટર! તમારું તપ ફળ્યું. ધૂણી ધખાવીને બેઠેલા તે આજે પૂરું થયું.'

'બાપા ! આ ગામમાં સો ઘર સત્સંગી થાય ત્યારે સત્સંગ થયો કહેવાય.'

'અમને તો આખું ગામ સત્સંગી દેખાય છે.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓની આ બ્રહ્મદૃષ્ટિ હતી અને દીર્ઘદૃષ્ટિ પણ !

તે દ્વારા સૌને આનંદ પમાડતાં સ્વામીશ્રી સારસા તથા ચકલાસીને ધન્ય કરી તા. ૪/૩ની રાત્રે પુરુષોત્તમપુરા આવી પહોંચ્યા.

અહીં તા. ૫/૩ની રાત્રે સંતો સાથે યોજાયેલી એક પ્રેરક પ્રશ્નોત્તરીમાં તેઓને પુછાયું કે 'સ્વામી ! આપ અને શાસ્ત્રીજી મહારાજનો સંબંધ કેવો હતો ? પરસ્પર મિત્ર જેવો કે ગુરુ-શિષ્ય જેવો કે ભક્ત-ભગવાન જેવો કે માતા-પુત્ર જેવો ?'

આ જિજ્ઞાસા સંતોષતાં સ્વામીશ્રીએ કહ્યું : 'શાસ્ત્રીજી મહારાજ તો સાક્ષાત્ ભગવાનનું સ્વરૂપ હતા, એટલે આપણા માટે તો ભક્ત-ભગવાનનો સંબંધ કહેવાય. મહારાજનું સ્વરૂપ માનીને આશરે આવેલા, એટલે ભક્ત-ભગવાનનો સંબંધ રાખીએ તો આપણને સુખ આવે. એમની કોઈ ક્રિયામાં કોઈ જાતનો દોષ દેખાય નહીં. આપણે ભક્ત તરીકે એમની આજ્ઞા હોય એ પ્રમાણે કરવું જોઈએ. એટલે ભક્ત-ભગવાનનો સંબંધ આપણા માટે ઉત્તમ છે.'

સ્વામીશ્રીએ કરેલા આ ખુલાસાના સંદર્ભમાં બીજો પ્રશ્ન પુછાયો કે 'આપ શાસ્ત્રીજી મહારાજનું અખંડ અનુસંધાન કેવી રીતે રાખતા ?'

ત્યારે સ્વામીશ્રીએ જણાવ્યું : 'દરેક કાર્યમાં એ કહે એ પ્રમાણે કરવું છે, સાથે હોઈએ કે દૂર પણ એ પ્રકારનું અખંડ જાણપણું રહે. 'એ પ્રસન્ન કેમ થાય ? એમનો આદેશ જીવમાં બરોબર કેમ થાય ?' એ વિચારથી જેમ કહે એમ કરવા મંડીએ. અહીં આવ્યા છીએ શું કરવા ? માન-મોટપ, હોદ્દો કે અધિકાર માટે આવ્યા છીએ ? રાજી કરવા આવ્યા છીએ. એટલે જે વખતે જે કહે એ કરવું. ગમે ત્યાં મોકલે ને ગમે તે કરાવે તોય કરવું છે એવી એક વસ્તુ હતી. એવું અનુસંધાન સહેજે જ રહે.'

પોતાના મિષે સ્વામીશ્રીએ ગુરુભક્તિની દિશા ચીંધી આપી.

## પૂજા કાપીએ તો આપણે કપાઈ જઈએ

તા. ૭/૩ના રોજ યોજાયેલી સભામાં સ્વામીશ્રીએ પુરુષોત્તમપુરાના યજમાન પરિવારનો પરિચય સંતોને અને સંતોનો પરિચય આ કુટુંબને કરાવતાં કહ્યું : 'સંપ્રદાયની દૃષ્ટિએ મોટા સ્વામી અને ઈશ્વરભાઈ દાજીએ

જે ભોગ આપ્યો છે એ અમર છે. દાદાખાચરને જેવો મહારાજ સાથેનો સંબંધ એવો સંબંધ આ બેય કુટુંબને સંસ્થા સાથે છે. આ બધા આપણી મિલકત છે. એ ખોવાઈ ન જાય એનું સંતોએ ધ્યાન રાખવું. તમારે બધા કુટુંબીઓએ પણ મંદિરમાં જવું. ઘરસભામાં રોજ બેસવું. પૂજા તો બધાએ જ કરવાની છે. 'દેવતાના દીકરા કોલસા' જેવું ન થાય.'

આ સદુપદેશ આપી સ્વામીશ્રીએ પરિવારની નવી પેઢીમાં જેઓ પાસે નિત્યપૂજા નહોતી તે દરેકને તા. ૮/૩ની સવારે સ્વહસ્તે પૂજા આપતાં જણાવ્યું: 'આ પૂજા લઈને ગોખલે મૂકવા માટે નથી. આને લફરું ન સમજવું. થોડો ના'વા-ધોવામાં ટાઈમ કાપી નાંખવો. પૂજા કાપીએ તો આપણે કપાઈ જઈએ. શાસ્ત્રીજી મહારાજનો ઉપકાર ન ભૂલવો. શાસ્ત્રીજી મહારાજ અને યોગીજી મહારાજ આપણા ગુરુ છે. એ સિવાય બીજે શ્રદ્ધા ન રાખવી. આ સંતો ને આ સંસ્થા આપણાં છે.'

જેમ ગૃહસ્થ મિલકત સાચવવામાં સજાગતા દાખવે તેમ સ્વામીશ્રી પેઢી દર પેઢી સત્સંગ સચવાય તે માટે પ્રયત્નશીલ રહેતા.

## ટૂંકું એટલું મીઠું

તા. ૮/૩ના રોજ સ્વામીશ્રી પુરુષોત્તમપુરાથી નીકળે તે પૂર્વે અહીંના પ્રાસાદિક ખીજડે સમૂહ છબી લેવાની હતી. તે માટે સ્વામીશ્રીએ પોતાની સાથે બાલમુકુંદદાસ સ્વામી તથા મહંત સ્વામીને બેસાડ્યા. અન્ય સદ્‌ગુરુઓ તથા આ પ્રસંગે ઉપસ્થિત સો ઉપરાંત સંતો તેમ જ યજમાન કુટુંબના સભ્યો પણ યથાયોગ્ય ગોઠવાઈ ગયા. તે વખતે એક સંતે તસવીર ખેંચવા જ્યાં કેમેરો હાથમાં લીધો ત્યાં જ સ્વામીશ્રીએ તેઓને રોકતાં કહ્યું: 'જેને ફોટો પાડવાની આજ્ઞા છે તેણે જ કેમેરાને અડવું.'

આમ, સૌને સ્વધર્મમાં સુદૃઢ રાખતા સ્વામીશ્રી આજની સાંજે નાયકાની અક્ષર-પુરુષોત્તમ સ્વામિનારાયણ હાઈસ્કૂલના બૉર્ડનું પૂજન કર્યા બાદ બોચાસણ થઈને તા. ૧૦/૩ની સવારે ખડોધી પહોંચ્યા.

અહીં અનોખી રીતે મંદિર-મહિમા સમજાવતાં સ્વામીશ્રી બોલ્યા: 'ભગવાનની દયાથી આ ગામના મંદિરમાં તો બોચાસણના સભામંડપના થાંભલા છે. ત્યાં બહુ જ કથા-વાર્તા થઈ છે. એના રજકણ ભેગેભેગા આવ્યા જ હોય. શાસ્ત્રીજી મહારાજની પ્રસાદીની આ વસ્તુ છે. માટે આ મંદિરનો

લાભ લેવો.'

આ જ રીતે આજે બદલપુર અને ધુવારણને ધર્મલાભ આપી બોચાસણ પરત ફરેલા સ્વામીશ્રી અત્રે તા. ૧૨/૩ની સવારે એક ખળીનું ભૂમિપૂજન કરવા પધાર્યા. પરંતુ આ વિધિ કરતાં તેઓએ જોયું કે પૂજાસામગ્રી બજારમાંથી પડીકાબંધ આવી છે. તેમાં પ્રસાદરૂપે ધરાવવાના ધાણા પણ હોવાથી સ્વામીશ્રીએ સૂચના આપી: 'આ ધાણા જરા જોઈ લેજો. અંદર જીવાત તો નથી ને! તે પછી ગોળ-ધાણાનો થાળ તૈયાર કરજો.'

ભક્તિમાં શુદ્ધિ એ સ્વામીશ્રીની આગવી ખાસિયત.

તે સાથે વિચરતા તેઓ અહીંથી પેટલાદ અને ગલિયાણાને લાભ આપતાં સારંગપુર પધાર્યા ત્યારે સૌએ સ્વામીશ્રીનો ભવ્ય સત્કાર કર્યો.

તા. ૧૩/૩ના રોજ તો સંત સ્વામીએ પણ ભાવના વ્યક્ત કરતાં સ્વામીશ્રીને કહ્યું: 'આપનું શરીર મહારાજ સો વરસ સુધી રાખે તો સારું. આપના દ્વારા દુનિયામાં સમાસ થાય.'

આ સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'આપણે એટલું બધું નથી જોઈતું. 'શોર્ટ એન્ડ સ્વીટ' સારું. ટૂંકું એટલું મીઠું.'

અલબત્ત, તેઓ તો સુદીર્ઘ છતાં સુમધુર રહ્યા તે તેઓની દિવ્યતા જ.

## જેને નિત્ય હૈયામાં હરિનું ધ્યાન

સારંગપુરમાં તા. ૧૪/૩ના રોજ પ્રાગજી ભક્તની જયંતી ઊજવી તા. ૧૫/૩ની સવારે ઉતારામાં બિરાજેલા સ્વામીશ્રીએ અત્રે કરણનગરથી પદયાત્રા કરીને આવેલા એકાવન હરિભક્તોને આશીર્વાદ આપ્યા. તે વખતે આ સંઘ પોતાની સાથે રહેલો મમરાનો મોટો હાર સ્વામીશ્રીને પહેરાવવા ગયો, પરંતુ તેઓને અટકાવતાં સ્વામીશ્રીએ કહ્યું: 'આ હાર આવતીકાલે ફૂલદોલના દિવસે મંદિરમાં ઠાકોરજીને પહેરાવશો તો વધારે શોભશે. માટે અહીં પહેરાવવાનું રહેવા દો.'

આ રીતે સૌના ભક્તિભાવને ભગવાન તરફ વાળી દેનારા તેઓએ તા. ૧૬/૩ના રોજ પુષ્પદોલોત્સવ નિમિત્તે એક પાર્ષદને ભાગવતી દીક્ષા આપ્યા બાદ હજારો હરિભક્તોને શ્રીજીના રંગમાં રસબસ કર્યા. આ વર્ષે મંદિરના તત્કાલીન બગીચાની બાજુમાં આવેલા ખળામાં આ સમૈયાનો લાભ આપનારા તેઓ આજની સાંજે ઉદ્યાનમાં યોજાયેલી સંતસભામાં પણ અનરાધાર વરસ્યા.

આ સભા દરમ્યાન જ સંત સ્વામીએ પેલો મમરાનો પ્રાસાદિક હાર સ્વામીશ્રીના કંઠમાં આરોપ્યો.

તે સમયે સંતોના કહેવાથી મહંત સ્વામી સ્વામીશ્રીના મસ્તકે ફૂલની ટોપી પહેરાવવા ગયા, પરંતુ સ્વામીશ્રીની દાસત્વભક્તિના વર્તુળમાં પોતાના સન્માનની વાત કદી આવતી જ નહોતી. તેથી તેઓએ તે શણગાર શિર પર મુકાય - ન મુકાય ત્યાં તો તેને લઈને બાજુમાં ફેંકી દીધો.

## ગોહિલવાડમાં પરિવર્તનનો પવન

તા. ૧૬/૩ની રાત્રે સારંગપુરથી વિદાય થયેલા સ્વામીશ્રી વલભીપુર થઈને ભાવનગર પધાર્યા ત્યારે અહીં તા. ૧૭/૩ની સવારે તેઓના વરદહસ્તે સાતમી ગુજરાત દિવ્ય જીવન પરિષદનો મંગલદીપ પ્રગટી ગયો. શિવાનંદ શતાબ્દી મહોત્સવ ઉપક્રમે શિશુવિહાર સંકુલમાં યોજાયેલા આ કાર્યક્રમમાં સ્વામીશ્રીને આવકારતાં પૂજ્ય ચિદાનંદ સ્વામીએ જણાવ્યું :

'हमारे प्रिय प्रमुखस्वामीजी ने इस परिषद का उद्घाटन किया वो हमारा विशेष सौभाग्य है। भगवान का आशीर्वाद हमारे पर परिपूर्ण है ऐसा इस उद्घाटन का संकेत है।'

આમ, સર્વત્ર શુભ સંકેત આપતા સ્વામીશ્રી અત્રેથી વિદાય લઈ તા. ૧૮/૩ના રોજ બુધેલ અને તણસાને તૃપ્તિ પમાડતાં સાંજે સાતેક વાગ્યે ઓદરકા પહોંચ્યા.

અહીંના યજમાન શ્રી રામસંગ બાપુ એક જમાનામાં મદ્યપાન, માંસાહાર અને મારામારીના ત્રિભેટે અટવાતા હતા. તેઓથી પોલીસતંત્ર પણ ત્રાહિમામ્ પોકારતું. સૌની આંખોમાં ધૂળ નાંખતા ફરતા તેઓ અહીંથી ઠેઠ બરવાળા સુધી લૂંટ કરવા જતા. તેઓના જ શબ્દોમાં કહીએ તો 'જોબન પગીએ જે નહીં કર્યું હોય એ મેં કર્યું છે.'

પરંતુ સ્વામીશ્રીનો સંગ મળી જતાં જે ચમત્કાર સર્જાયો તેનો ચિતાર આપતાં હવે રામસંગ બાપુ જ કહેતા હતા : 'આ પ્રમુખસ્વામીએ મને સુધાર્યો. હવે તો મને એમનાં જ સપનાં આવે છે. જીવનમાં કાંઈ અધૂરું રહ્યું નથી. બાપાના પ્રતાપે સુધર્યો, નહીં તો ક્યાંય હોત !'

સ્વામીશ્રીના પગલે-પગલે ઊપસતી પરિવર્તનની આવી છાપોથી આ વખતનો ફેરો પણ બાકાત ન રહ્યો. ઓદરકાના સીમાવર્તી ગેસ રી-ફિલિંગ

પ્લાન્ટના સંકુલમાં રોકાયેલા સ્વામીશ્રીના અહીંના એક જ દિવસના મુકામમાં ૧૮ થી ૮૧ વર્ષના કંઈક વ્યસનીઓએ કુટેવોને તિલાંજલિ આપી દીધી. ૬૦૦ વ્યક્તિની વસ્તી ધરાવતા આ ગામમાં બાળકો પણ નિત્યપૂજા કરતા થઈ ગયા.

તે જોઈ ગદ્‌ગદ બની ગયેલા રામસંગ બાપુ બોલી ઊઠ્યા: 'અત્યારે સ્વામીના પરતાપથી હરીએ-ફરીએ છીએ. બાકી આપણાં એવાં કરમ ક્યાં હતાં કે જીવતા રહીએ? આ તો બાપાએ દયા કરી તે સુધર્યા અને જીવીએ છીએ. અમારા ગામમાં દારૂના દસ ભઠ્ઠા. એવા ગામમાં બાપાની દૃષ્ટિ પડી.'

આ રીતે ઓદરકાને ઉપકૃત કરનારા સ્વામીશ્રી તા. ૧૯/૩ની સવારે કુકડનેય પાવન કરી આજની રાત્રે તળાજાને ધર્મલાભ આપતાં તા. ૨૦/૩ના રોજ જૂના સાંગાણા પહોંચ્યા.

અત્રે તખુભાની આંબાવાડીમાં સભા ભરી ગામમાં પધરામણીઓ કરવા નીકળેલા સ્વામીશ્રીના માર્ગમાં ભરતસિંહનું ઘર આવ્યું. તેઓના આંગણે ઝૂલી રહેલી વ્યસનોની વણઝાર જોઈ સ્વામીશ્રીએ તેઓને કહ્યું: 'બાપુ! દરબાર તો રક્ષક હોય, ભક્ષક નહીં. અમે આ ભરતડકામાં તમારા માટે દાખડો કરીને ઠેઠ અહીં અમથા નથી આવ્યા. માટે આ મૂકો જ.'

દરબારના મનમાં સ્વામીશ્રીએ કરેલી વાતની ઘેડ તો બેઠી, પણ હાથમાં જળ લઈ પ્રતિજ્ઞાબદ્ધ થતાં તેઓ ખચકાતા હતા. ક્યારેક મન ગોથું ખવડાવી દે તો સ્વામીશ્રીનું વચન ફોક થાય અને અપરાધની આંટીએ ચડી જવાય – આ દહેશતથી તેઓ કંઠી પહેરવા તત્પર નહોતા. તેઓની આ નાદારીને વિદારવાની વાતો કરતાં કરતાં સ્વામીશ્રી એવા તો પરભાવમાં આવી ગયા કે પોતે જ્યાં બેઠા'તા એ આસન પરથી નીચે ઊતરી આવ્યા અને ભરતસિંહની પલાંઠી પર પોતાની પલાંઠીનાં ઘૂંટણ દાબતાં કહેવા લાગ્યા: 'બાપુ! મારી સામું જુઓ. આ કંઠી બંધન નથી. એ ગળામાં હશે તો પાછા વળવાની પ્રેરણા મળશે. તમારાં બધાં કાર્યોમાં કંઠી મદદ કરશે. એટલે સહેજ પણ ગભરાતા નહીં.'

ખળખળ વહેલી સ્વામીશ્રીની આ પ્રેમ-સરવાણીથી ભીંજાયેલું એ ક્ષાત્ર-તેજ આખરે દોઢેક કલાકે નિર્વ્યસની બન્યું. તેઓના સંગે અન્ય ભાઈઓએ પણ વ્યસન છોડ્યાં.

આમ, જૂના સાંગાણામાં પવિત્ર પ્રેરણાનો પવન ફૂંકી સ્વામીશ્રી નવા

સાંગાણા પહોંચ્યા. અહીં પણ તેઓએ ફરતાં કરેલાં પરિવર્તનનાં પૈડાં નીચે હેમંતસિંહ દાજી, બળવંતસિંહ વગેરે આગેવાનોનાં વ્યસનો કચરાયાં. તે જોઈ ગામ આખાએ સ્વામીશ્રીનો જયજયકાર ગજાવ્યો, કારણ કે સૌની ઇચ્છા તો હોય કે 'કુટુંબના અને ગામના મોભીઓ વ્યસનો છોડી શુદ્ધ બની રહે.' પરંતુ તેઓને આવું કહેવાની હિંમત કોણ કરે ?

આવી અવઢવમાં અટવાતા માટે સ્વામીશ્રીનાં પગલાં રાહતનો દમ લાવનારાં બની રહેતાં. સૌ સ્વામીશ્રીના કાને પોતાની વ્યથા પહોંચાડતા. ત્યારબાદ સ્વામીશ્રી પોતાની પ્રેમભરી સમજાવટથી પરિવર્તનની ગંગા વહાવી દેતા.

## અંતર અમ અજવાળાં

નવા સાંગાણાથી નીકળેલા સ્વામીશ્રી વિચરણના આગામી ચરણમાં નવી કામરોળ, તળાજા અને ગોપનાથ થઈને તા. ૨૧/૩ની સાંજે તરેડી પહોંચ્યા.

હવે વીજળીથી ઝળહળતા થનારા આ ગામના આગેવાનોની ઇચ્છા હતી કે 'સ્વામીશ્રી ચાંપ દબાવી ગામમાં પહેલ-વહેલો વીજદીપક પ્રજ્વલિત કરે.' આ મનોરથ પૂરો કરવા આવેલા સ્વામીશ્રીએ ભેંસલા હનુમાનના પ્રાંગણમાં યોજાયેલી જાહેર-સભામાં સ્વિચ પાડી ટ્યુબલાઇટ ચેતાવી. તેથી પ્રસરેલાં અજવાળાંને સૌએ તાળીઓના ગડગડાટથી વધાવી લીધું.

આ અવસરે ગ્રામવિકાસના આશીર્વાદ આપતાં સ્વામીશ્રીએ જણાવ્યું : 'અહીં આજે લાઇટ થઈ તેમ આત્મા એ ભગવાને મૂકેલો ફ્યૂઝ છે. ગમે તેવો બળવાન હોય પણ અંદરથી આ ફ્યૂઝ ગયો એટલે સ્મશાન ભેગો જ કરવાનો. ભગવાને આપણને લાઇટ આપી છે. જો સારું જીવન જીવીશું તો તે ઉપયોગી બનશે, નહીં તો ભરદિવસેય અંધારામાં છીએ. વ્યસનમુક્ત થઈશું તો ફાયદો પોતાને જ છે. અમે કાંઈ લઈ જવાના નથી. વ્યસનની જરાય જરૂર નથી. જો જરૂર જ હોય તો આ અમે એમ ને એમ બેઠા. કાંઈ થતું નથી. ભગવાને બુદ્ધિ આપી છે તો જરા વિચાર કરો. ભગવાનમાં શ્રદ્ધા રાખો અને આત્મબળ રાખો તો આ વસ્તુ ચાલી જશે.'

સ્વામીશ્રીના આ આશીર્વાદે જાણે 'સ્વિચ ઑન' કરી દીધી હોય એમ એક પછી એક ૮૦ મનુષ્યોએ ભરસભામાં ઊભા થઈ નિર્વ્યસની જીવનના શપથ લીધા ! સ્વામીશ્રીએ ઓરડાઓની સાથે અંતર પણ અજવાળી આપ્યાં.

આ ઉજાશથી અંજાયેલા લોકનેતા શ્રી છબીલદાસ મહેતા તો બોલી ઊઠ્યા: 'જેને મહાનુભાવો ન સુધારી શક્યા, સમાજસેવકો ન સુધારી શક્યા એ સૌ પૂજ્ય બાપાની વાણી સાંભળીને ઊભા થઈ ગયા!'

સ્વામીશ્રીની વાણીને આવાં માનપત્રો ગામોગામ મળતાં જ રહેતાં.

## ઈચ્છે નહીં દૈહિક સુખ લેશ

તરેડીથી નીકળેલા સ્વામીશ્રી ભાદરોડના ભદ્રેશ્વર મહાદેવે પહોંચ્યા ત્યારે અહીં પૂજારીએ પૂછ્યું: 'આરતીનો સમય થઈ ગયો છે. આપ તે ઉતારશો?'

'લાવો ને! ભગતજી મહારાજે ઉતારી છે, તો અમેય લાભ લઈએ.' આમ કહેતાં સ્વામીશ્રી ઉમંગથી આરતી કરી મહુવા પધાર્યા.

અહીં વલ્લભબાગ વાડીમાં યોજાયેલા ત્રિદિવસીય પારાયણ દરમ્યાન તા. ૨૨/૩ની રાત્રે શિવાજી ચોકમાં ગોઠવાયેલી સંતોની કીર્તન આરાધનાએ આખા નગરને ઘેલું કરી મૂક્યું. તેમાં રાત્રે ૧૧:૩૫ વાગ્યે સ્વામીશ્રીના આશીર્વાદ વિરમ્યા ત્યારે પણ શહેરની શેરીઓ એટલી ભરચક હતી કે સ્વામીશ્રીને લઈ જવા રખાયેલી ગાડી જ સભામંચ સુધી આવી ન શકી. તે જોઈ પોલીસ ઇન્સ્પેક્ટર શ્રી જાડેજા તરત જ પોતાની જીપ લઈ આવ્યા અને તેમાં બેસી સ્વામીશ્રી ઉતારે પહોંચ્યા.

અહીં તેઓ તા. ૨૪/૩ની સવારે પાંચ વાગ્યે જાગી ગયા ત્યારે નિશ્ચિત સમય કરતાં વહેલા જાગ્રત થયેલા તેઓને જોઈ સેવકોએ પૂછ્યું: 'બાપા! કંઈ તકલીફ છે?'

'આ જમણી બાજુનો ઘૂંટીનો ભાગ દુઃખે છે.' સ્વામીશ્રી બોલ્યા.

ઊંઘ ઉડાડી દે તેવો એ દુખાવો હતો, છતાં તેઓએ સંતોને સૂચના આપી દીધી કે 'તમે પાછા કોઈને કહેતા નહીં.'

સ્વામીશ્રીને શરીર કરતાંય વધુ ચિંતા હરિભક્તોએ ગોઠવી રાખેલાં આયોજનોની. તેથી દર્દ-દુખાવાને કચડતાં દૈનિક કાર્યક્રમોમાં પરોવાઈ ગયેલા તેઓ આજની સવારે મહુવાની નગરપાલિકા તથા શહેરની વીસ જેટલી અગ્રણી સંસ્થાઓએ અર્પણ કરેલું સન્માનપત્ર સ્વીકારી જેસર પહોંચ્યા.

અત્રે રાત્રે પટેલ વાડીમાં ધર્મલાભ આપ્યા બાદ તા. ૨૫/૩ના રોજ સરેરા પધારેલા સ્વામીશ્રીના વરદહસ્તે અહીં તા. ૨૬/૩ના પ્રભાતે નવનિર્મિત મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજ બિરાજ્યા.

આ પ્રતિષ્ઠાવિધિ કરી સભામાં જવા નીકળેલા સ્વામીશ્રીના માર્ગમાં હરિભાઈની ડેલી આવી. અહીં ગામવાસીઓને જમાડવા તૈયાર કરેલા બુંદીના લાડુનો ઢગ પડેલો. તે તરફ ઠાકોરજીનું મુખ ફેરવતાં સ્વામીશ્રી બોલ્યાઃ 'મહારાજ ! એવી દૃષ્ટિ કરો કે આ લાડુ જે જમે એ બધા સત્સંગી થાય.'

આવી જ કલ્યાણભાવના સાથે તેઓએ આજની પ્રતિષ્ઠા-સભામાં વ્યસનમુક્તિનાં વાજાં ગગડાવ્યાં કે –

''સંત વાત કરે છે એમાં એને ક્યાં સ્વાર્થ છે? તેઓ તો વગર વેતનના છે. ઘણાને એમ થતું હશે કે 'આ સાધુઓ સમજ્યા વગર ઝૂડ્યે રાખે છે કે બીડી ન પીવી; પણ બીડી વગર સમાજમાં ન ચાલે.' પરંતુ તમે લોકો સમજ્યા વગર ઝૂડો છો એનો ખ્યાલ નથી. જો એ મૂકો તો અહીં બેઠાં સ્વર્ગ મળે એવું છે. મહેનત કરશો તો જમીન તો પાડાના કાંધ જેવી સારામાં સારી છે. ભગવાન બધું આપશે. ગામ આદર્શ થશે.''

સ્વામીશ્રીની આ વાતો અસરદાર નીવડતાં સભા બાદ દારૂ, અફીણ જેવાં વ્યસનો છોડવા રીતસર પડાપડી થઈ રહી. તેમાં મુખીથી મજૂર સુધીના સાઠેક વ્યક્તિઓએ કુટેવોને ઠોકરે ચડાવી. સ્વામીશ્રીના મંદિર દ્વારા ઉપાસનાના પ્રવર્તનની સાથે ગ્રામોદ્ધારનું કાર્ય પણ પ્રથમ દિવસથી જ શરૂ થઈ ગયું.

## ઐશ્વર્ય બધું વપરાઈ ગયું !

તા. ૨૬/૩ની સાંજે સરેરાથી વિદાય થયેલા સ્વામીશ્રી મોટી વડાળમાં મંદિરનો દશમો પાટોત્સવ ઊજવી રાજુલા પહોંચ્યા. અત્રે બે દિવસના ટૂંકા રોકાણમાં પણ નગરપાલિકા દ્વારા સન્માન-સમારંભ, પોલિયો કૅમ્પની મુલાકાત, હરિભક્તોની ફેક્ટરી તથા ઘરનાં વાસ્તુ વગેરે કંઈક કાર્યક્રમો ગોઠવાઈ ગયેલા.

તેથી સ્વામીશ્રીને કરવી પડેલી અહીંથી તહીંની દોડાદોડી જોઈ તા. ૨૭/૩ના રોજ ગાડીચાલક યુવાને હળવાશથી કહ્યુંઃ 'બાપા ! આપ બે સ્વરૂપ ધારો તો હરિભક્તોનેય સંતોષ થાય અને આપનેય ભીડો ઓછો પડે. આટલું બધું ઐશ્વર્ય છે તો થોડું વાપરો ને ! નહીં તો કટાઈ જશે.'

'ઐશ્વર્ય પહેલાં(ના વિચરણમાં) એટલું બધું વાપરી નાંખ્યું કે હવે બે સ્વરૂપ થાય એવું રહ્યું નથી. બધું વપરાઈ ગયું છે.'

સ્વામીશ્રીની આ ગમ્મત મર્મસભર હતી. મનુષ્યદેહે ન સંભવી શકે એવું તેઓનું વિચરણ આજે તેઓના અલૌકિક ઐશ્વર્યનો પુરાવો જ બની રહ્યું છે ને !

## પૂજનીયના પણ પ્રશંસનીય

તા. ૨૮/૩ની સાંજે રાજુલાથી નીકળેલા સ્વામીશ્રી આગરિયા, થોરડી, આંબરડી અને બાઢડાને લાભ આપતાં રાત્રે ૧૦:૧૦ વાગ્યે સાવરકુંડલા પધાર્યા.

અહીં સનાતન ધર્મ આશ્રમ, આનંદ આશ્રમ વગેરે ધર્મસ્થાનોની મુલાકાતે પધારનારા તેઓનો ભવ્ય સન્માન સમારોહ તા. ૨૯/૩ની સાંજે જે. વી. મોદી હાઈસ્કૂલના પટાંગણમાં યોજાયો. તેમાં નગરની બાવીસ જેટલી સંસ્થાઓએ સ્વામીશ્રીને વધાવ્યા ત્યારે સૌની ઊર્મિઓને વાચા આપતા હોય તેમ ધર્માચાર્ય શ્રી વલ્કુ બાપુ બોલ્યા: 'પૂજ્ય પ્રમુખસ્વામીની ભગવત્તાને વંદી જ શકાય, શબ્દથી વર્ણવી ન શકાય. આટલી બધી ધમાલવાળી દુનિયામાં સૌને શાંત કરવા તેઓએ જે અભિયાન ચલાવ્યું છે એ અમારે સંતવૃંદ માટે પણ પ્રશંસનીય છે.'

આમ, પૂજનીયના પણ પ્રશંસનીય બની રહેલા સ્વામીશ્રી તા. ૩૦/૩ની સવારે કાંતિભાઈ પંડ્યાના આંગણામાં પ્રાતઃભ્રમણ કરવા પધાર્યા ત્યારે વાદળછાયું વાતાવરણ જોઈ બોલી ઊઠ્યા: 'ચૈતર(ચૈત્ર) ચોખ્ખો જોઈએ, એને બદલે મેલો છે. ચૈત્ર તપે તો વરસાદ આવે.'

આ સાંભળી એક સંતે પૂછ્યું: 'તો બાપા ! આ વખતે વરસાદ નહીં પડે ?'

'ના, ના. એવું નહીં. આ તો પહેલાંના લોકોની ઉક્તિ છે.'

આમ કહેતાં વાતને વાળી લઈ આગળ વધી ગયેલા સ્વામીશ્રી આજની સાંજે ગુર્જર ક્ષત્રિય કડિયા જ્ઞાતિની વાડીમાં પગલાં કરી ધારી પહોંચ્યા.

અત્રે શ્રી એન. એમ. રૂપાણીના કારખાનામાં યોજાયેલી જાહેર-સભા શહેરવાસીઓથી ઊભરાતી હતી. તેમાં નગરપંચાયતે અર્પણ કરેલું સન્માનપત્ર સ્વીકારી આગળ વધેલા સ્વામીશ્રી ઝર અને દેવરાજિયાને લાભ આપતાં તા. ૩૧/૩ની સાંજે અમરેલી પધાર્યા.

## સત્ય અને સ્વામિનારાયણનો માર્ગ

અઢી કિ.મી.નો રસ્તો કમાનો અને ધજા-પતાકાથી શણગારી સ્વામીશ્રીનો ભવ્ય સત્કાર કરનારા અમરેલીમાં સ્વામીશ્રીની જાહેર-સભા રાજ્યના નશાબંધી વિભાગે યોજેલી. 'સત્ય સ્વામિનારાયણ માર્ગ' પર ગોઠવાયેલા આ સમારોહમાં સૌને સત્ય અને સ્વામિનારાયણનો માર્ગ ચીંધતાં સ્વામીશ્રીએ કહ્યું:

"વ્યસનોમાં હજારોની મિલકત ફના થઈ ગઈ છે એ અમે જોયું છે. માટે એનાથી બચવાનો વિચાર કરવો. 'આમાં માથાકૂટ ક્યાં કરવી? કોઈ સમજે એમ જ ક્યાં છે?' એવા વિચાર ન કરવા. ભલે આખી દુનિયા બગડી, પણ આપણે પાંચ સારા હોઈશું તો બધા સુધરશે. લોકો (વ્યસનોના ઉત્પાદકો) બીજાનો વિચાર જ કરતા નથી. પોતાનો જ સ્વાર્થ જુએ છે. પૈસાના સ્વાર્થ માટે લોકો દેશને ખલાસ કરે છે, પણ શા માટે લોકોનાં ગળાં કાપવાની વાત કરો છો? આપણે બધા ભાઈઓ છીએ. આપણા નાના કુટુંબને પોષવા લોકોને હેરાન કરીએ છીએ, પણ આ બધાને આપણું કુટુંબ માનો ને! શેર અનાજ જ ખાવું છે ને! તો પછી શા માટે આવા વિચારો કરવા?

આપણે પોતે જ ગામડે-ગામડે જઈને હવા ઊભી કરો. નિર્વ્યસની સમાજ આપણે જ ઊભો કરવાનો છે. બળદને કેટલી મહેનત કરવી પડે છે! છતાં તે બળ મેળવવા બીડી પીવા ઊભો રહે છે? એય સમજે છે કે 'બીડીની જરૂર નથી.' માણસ જ પશુથી નીચે ઊતરી ગયો છે. માટે બીજા નશા કરો છો એના કરતાં ભગવાનનો નશો ચઢાવો. વ્યસનોના નશાથી જ્ઞાનતંતુ ખલાસ થઈ જાય. પછી શરીર નબળું પડે. કામ કરવાનું મન ન થાય એટલે આર્થિક સ્થિતિ બગડે. પછી ચોરી કરવાનું મન થાય. પછી ઘેર બૈરાં-છોકરાંને મારે. ઝઘડા કરે. છાકટો થઈને ફરે. પણ સમાજમાં પ્રતિષ્ઠા વગર ફરવાનો અર્થ શો? આજે લોકો હક માટે હડતાલ પાડે છે. અરે! આપણી આવક આપણી પાસે જ છે. દારૂ, બીડી વગેરે બંધ કરો ને! અમથે-અમથા લોકો પર તડાતડી શું કરો છો? કો'કને નુકસાન કરીને તમે સુખી નહીં જ થાઓ."

સ્વામીશ્રીની આજની વેધક વાણીએ અનેકનાં આંખ અને અંતર ઊઘાડી નાંખ્યાં.

## આ એક જ બાકી છે

અમરેલીમાં તા. ૧/૪ની સવારે સ્વામીશ્રી ભગવાનજીભાઈના ઘર-આંગણે બંધાયેલા મંડપ નીચે પ્રાતઃપૂજાના ભાગરૂપે શિક્ષાપત્રીનું વાંચન કરી રહેલા. પરંતુ તે જ વખતે આવેલા વાયરાના એક જોરદાર ઝપાટાથી પિછવાઈમાં મૂકેલું સ્વસ્તિક આકારનું પાટિયું ઊખડીને પડ્યું સીધું સ્વામીશ્રીના મસ્તક પર! તેથી તેઓને સારું એવું વાગ્યું હશે. છતાં તેઓ તો જાણે કાંઈ બન્યું જ નથી એ રીતે શિક્ષાપત્રી વાંચતા રહ્યા! આ ઘટના જોનારા સૌ

સ્વામીશ્રીની એકાગ્ર સ્થિતિ, દેહાતીત સ્થિતિ અને સ્થિતપ્રજ્ઞ સ્થિતિના પ્રયાગમાં નાહી રહ્યા !

આવા ગંભીર અને ગરવા સ્વામીશ્રી આજની બપોરે શ્રી રતિભાઈ લુહારના ઘેર ઠાકોરજી જમાડી ઉતારે પરત ફરવા ગાડીમાં બિરાજી ગયા. તે સમયે ગાડીચાલક ઇન્દ્રવદન વારેવારે પાછું વળીને જોતા હતા. રસ્તો બતાવનારા એક સ્કૂટર-સવારની પાછળ-પાછળ તેઓને ગાડી હંકારવાની હતી, પરંતુ એ સ્કૂટરધારી જ નજરે ન ચડતાં તેઓ બોલ્યા: 'ઉતારે પહોંચાડનાર સ્કૂટરવાળો દેખાતો નથી.'

'તેં નથી જોયું ?' સ્વામીશ્રીએ પૂછ્યું.

'ના, મને ખ્યાલ નથી. પણ આપ અનંત કોટિ બ્રહ્માંડના ભોમિયા છો એટલે વાંધો નહીં. ચાલો, રસ્તો બતાવો.'

ગાડીચાલકે આમ ગમ્મત કરી ત્યારે સ્વામીશ્રી બોલ્યા: 'અનંત કોટિ બ્રહ્માંડના ભોમિયા ખરા, પણ અમરેલીના નહીં. આ એક જ બાકી છે.'

તેઓના આ નિખાલસ ખુલાસાથી સૌ હસી પડ્યા.

*'કરે મનુષ્યચરિત્ર તે જ્યારે, નથી જાણતો હું કહે ત્યારે...'* જેવા સ્વામીશ્રીનું આ ચરિત્ર સૌનાં ચિત્તમાં ચોંટી ગયું.

## આ ન મૂકો તો અમને દુઃખ છે

તા. ૧/૪ની સાંજે સ્વામીશ્રીએ અમરેલીનાં રામજી મંદિરમાં દર્શન બાદ રૂપાયતન હાઈસ્કૂલ, ખુલ્લી કેદ અને પોલીસ ક્વાર્ટર્સને પાવન કર્યાં. મંદિરમાં ચાલતા અન્નક્ષેત્રના આયોજકોને તેઓના આશીર્વાદની ઇચ્છા હતી, તો હાઈસ્કૂલના સંચાલકોને તેઓના હસ્તે ઇનામ વિતરણ કરાવવું હતું; જેલના અધીક્ષકને સ્વામીશ્રીનાં કરકમળો દ્વારા 'હોબોબા' નામના અમેરિકન છોડનું વાવેતર કરાવવાની હોંશ હતી, તો ડી.એસ.પી.ને પોલીસ વસાહતમાં સ્વામીશ્રીને લઈ જઈ વ્યસનમુક્તિની વાતો સંભળાવવી હતી. ભલે કાર્ય જુદાં હોય, કાર્યક્ષેત્ર જુદાં હોય પણ સૌની આસ્થાનું એક કેન્દ્ર બની રહેલા સ્વામીશ્રી. તેઓના જીવન સાથે *'એવા સંત સહુનાં સગાં રે...'* પંક્તિનો આબાદ મેળ ખાતો હતો.

આવા જ સ્વજન-શા સ્નેહથી તા. ૨/૪ની સવારે સ્થાનિક કાર્યકરોને સંબોધતાં સ્વામીશ્રીએ જણાવ્યું :

'આપણે સૌ મહારાજ-સ્વામીને રાજી કરવા સેવા કરીએ છીએ. એમાં જો એકબીજાનો મહિમા સમજ્યા નહીં, એકબીજાને નમી ન દેવાયું તો સત્સંગ કર્યો શું કામનો? કોઈની ભૂલ થાય તે ઘડીએ પાણીમાં લીટો રાખવો. આ તો આંટી પડી જાય, સત્સંગમાં ભાગ લેતાં ઓછા થઈ જવાય એનો કોઈ અરથ નહીં. એવું મૂકી દેતાં તો સૌને આવડે છે. તમને કદાચ અજુગતું લાગતું હોય તો વિરોધ કરવાને બદલે સરળતા રાખવી. ખસી જવાને બદલે એમ કહેવું કે 'તમે બધા મળીને જે સેવા કહેશો એ હું કરીશ.' સત્સંગનો અરથ સમજો. માન માટે કે મારું-તારું કરવા માટે સત્સંગ નથી. એ મૂકવા માટે છે. આ ન મૂકો તો અમને દુ:ખ છે.

સેવામાં જાણપણું નહીં રાખો તો સ્વભાવ વધારે પુષ્ટ થશે. એક વખત કાર્ય થયા પછી સાંખ્યવિચાર કરવો. 'સમૈયો અદ્‌ભુત થઈ ગયો...' બસ! એટલો જ વિચાર રાખવો. નાનાનોય અવગુણ ન લેવો. બધાને આગળ લેવા પ્રયત્ન કરવો. અત્યારે અમે આવ્યા ને હાથ જોડી દીધા ને પછી પાછું કાલે એવું ને એવું ન થવું જોઈએ.''

આ અમૃતવર્ષાથી કાર્યકર્તાઓને ભીંજવી સ્વામીશ્રી આજની સવારે ગુણાતીતાનંદ સ્વામીના પ્રાસાદિક સ્વામિનારાયણ મંદિર, ખાદી ગ્રામોદ્યોગ ભવન અને જેસીંગપુરાની ગૌશાળા તથા પાંજરાપોળમાં પણ પધાર્યા. તે પછી સાંજે કડિયા જ્ઞાતિની વાડીમાં શ્રીજીમહારાજની મૂર્તિ પ્રતિષ્ઠિત કરી વિદાય થયેલા તેઓ ચાવંડની નિર્માણાધીન ટી. બી. હૉસ્પિટલમાં પગલાં પાડી ખાખરિયા જઈ પહોંચ્યા.

અત્રે લાભુભાઈના ઘેર ઠાકોરજી જમાડતી વખતે સ્વામીશ્રી સામે બેઠેલા રોહીશાળાના જગાભાઈને જોઈ બોલ્યા : 'અમે ૧૯૫૫ની સાલમાં સંત સ્વામી સાથે ઝમરાળા વગેરે ગામો ફર્યા ત્યારે આ જગાભાઈ નવડાવે-ધોવડાવે અને રાત્રે સંત સ્વામીના પગ દબાવવા આવે. સંત સ્વામી મારી પાસે મોકલે. મને ટેવ જ નહીં. હું કોઈનેય પગ દબાવવા દેતો નહોતો. મને એ ગમતું જ નહીં. હું ના પાડું પણ 'થોડુંક... થોડુંક...' કહેતાં વળગી પડે.'

'*તનસુખ ત્યાગવા તાન...*'ની રીતે રહેનારા સ્વામીશ્રીને દેહના લાલન-પાલનમાં કદી રુચિ રહી જ નહોતી. તેથી જ તો આ ગામમાં કંતાનના કામચલાઉ શૌચાલય અને સ્નાન માટે રસોડાની ચોકડી જેવી અગવડો હોવા છતાં તેઓ અત્રે આવી પહોંચેલા.

સ્વામીશ્રી કાર્યક્રમ ગોઠવતા – સત્સંગીઓનો ભાવ જોઈને; નહીં કે સગવડ.

## જુદું સારું નહીં

ખાખરિયામાં સપ્ત-દિવસીય પારાયણ નિમિત્તે પધારેલા સ્વામીશ્રી ગામનાં જૂના મંદિર, રામજી મંદિર, હનુમાન મંદિર, શીતળામાતા મંદિર વગેરે એકેએક ધાર્મિક સ્થળે દર્શને જઈ આવ્યા. તેથી સૌમાં પરસ્પર એખલાસની એવી ભાવના પ્રગટી ગઈ કે પારાયણમાં આખું ગામ એકત્રિત થવા લાગ્યું.

તે સૌમાં ભગવદ્‌ભક્તિ ભરી રહેલા સ્વામીશ્રીના પગમાં આ સમયે ઘણો દુખાવો રહેતો હતો. તેનો ખ્યાલ તો સૌને ત્યારે જ આવ્યો કે જ્યારે તા. ૩/૪ની સાંજે સ્વામીશ્રી સ્વયં પોતાની સાથળ દબાવવા લાગ્યા.

આવી તકલીફ વચ્ચે પણ પારાયણનાં તમામ ટાણાં સાચવી તેઓ ખાખરિયાથી ભાવનગર પધાર્યા.

અહીંના મહિલાબાગમાં તા. ૫/૪થી યોજાયેલા પારાયણમાં સ્વામીશ્રીની ઉપસ્થિતિ રહેવાની હોવાથી આ સ્થાનને નગરના અગ્રણીઓએ સ્વચ્છ-સુઘડ કરાવી દીધેલું. તેને સારંગપુરના સંતોએ સજાવટ કરી સાક્ષાત્ ‘અક્ષરધામ’માં ફેરવી નાંખેલું. તેથી ભાવનગરના ભાવિકો મોટી માત્રામાં લાભ લેવા ઊમટવા લાગ્યા.

તેમાંના એક શ્રી સોંડાભાઈ તા. ૬/૪ની સાંજે પોતાના કુટુંબીઓને લઈ સ્વામીશ્રી પાસે સમૂહ-છબી પડાવવા આવ્યા. તે કાર્યક્રમ પૂરો થયા બાદ બધા વારાફરતી દર્શને આવવા લાગ્યા. તે વખતે પણ દરેકની વ્યક્તિગત છબી લેવા માંડેલા તસવીરકારને જોઈ સ્વામીશ્રી બોલ્યા : ‘એક ફોટો તો ભેગો લઈ લીધો. હવે જુદો શું પાડવો’તો ?’

‘પણ સ્વામી ! બધાને જુદો જુદો ફોટો પડાવવાનીયે ઇચ્છા છે.’

‘જુદું સારું નહીં. સમૂહમાં રહેવું. જુદા થઈએ એમાં દુ:ખ આવે. સંપીને કામ કરવું, તો આગળ વધાય.’ સ્વામીશ્રીએ વાતવાતમાં ઉત્કર્ષનો ઉપાય બતાવી દીધો.

## મુમુક્ષુ તણે મન ગમ્યા

તા. ૭/૪ના રોજ પ્રાત:પૂજાથી પરવારેલા સ્વામીશ્રી સૌને વ્યક્તિગત

દર્શનનો લાભ આપવા લાગ્યા ત્યારે એક હરિભક્ત જે હાર લઈને આવી પહોંચ્યા તે ઠાકોરજીને ધરાવવાનો બાકી હતો, પણ આસપાસમાં ક્યાંય પટમૂર્તિયે નજરે ચઢતી નહોતી. તે વખતે સ્વામીશ્રીની નજર એક સત્સંગીએ હસ્તાક્ષર કરવા માટે આપેલા 'વચનામૃત' પર ગઈ. તેથી તેઓએ તરત જ 'અમારી વાણી એ અમારું સ્વરૂપ છે' એ શ્રીજીવચનને અનુસરતાં વચનામૃતને હાર ધરાવી અંગીકાર કર્યો !

આ રીતે પોતાની ભક્તિ અને ભક્તનો ભાવ – બેયને સાચવનારા સ્વામીશ્રી પાસે આજની સવારે ગુલાબનો મોંઘો હાર લઈને આવી ચડેલા રિક્ષાચાલક ઉસ્માને કહ્યું : 'સ્વામીજી ! આપની સ્મૃતિ રહે તે માટે આપની પાસેથી એક નિયમ લેવો છે.'

આ સાંભળી સ્વામીશ્રીએ તેને ધૂમ્રપાન અને માંસાહાર છોડવા કહ્યું.

લોકહૃદયમાં તેઓની છબી કેવી અમીટ છે તે આવા પ્રસંગે પરખાતું !

પરંતુ આ છબીની આરતી ઉતારવાનું મન થાય તેવો પ્રસંગ બન્યો આજની બપોરે.

આ સમયે સ્વામીશ્રી પાસે આવેલા ભાવિક શ્રી મહેશભાઈએ જણાવ્યું : "હું અમદાવાદમાં રહું છું. મને આ ધર્મની કોઈ જ જાણકારી નથી. છતાં મને સ્વપ્નમાં સ્વામિનારાયણની સભા દેખાઈ. તેમાં આપ પણ બેઠા હતા. આપે મને ધર્મની વાત સમજાવ્યા બાદ કહ્યું : 'તેં કોઈ દિવસ દર્શન કર્યાં છે ?' મેં 'ના' પાડી, ત્યારે આપ બોલ્યા : 'ભાવનગર આવજે.' આ સાંભળી મેં વળતે દિવસે અહીં રહેતા મારા સ્નેહી શ્રી ધીરુભાઈને પૂછ્યું : 'હાલ ભાવનગરમાં કયા સંત-મહાત્મા બિરાજે છે ?' તેણે આપનું નામ કહ્યું. તેથી હું આજે અહીં આવ્યો છું."

સ્વામીશ્રીનાં દર્શન વિના મોંમાં પાણી પણ ન મૂકવાના નિયમ સાથે અમદાવાદથી નીકળેલા આ મુમુક્ષુએ અત્યારે સ્વામીશ્રીના હસ્તે કંઠી ધારણ કરી જીવનની સાર્થકતા અનુભવી.

## એનું પંડ છે પારસમણિ

ભાવનગરમાં ચાલી રહેલા પારાયણ-પર્વ દરમ્યાન જ તા. ૭/૪ના રોજ શ્રીજીમહારાજનો જન્મોત્સવ આવતાં કથાસત્રમાં અનેરી રંગત જામી ગઈ. આશરે આઠેક હજાર ભક્તોની હાજરીમાં ઊજવાયેલા આ સમૈયા બાદ બાકીના દિવસોમાં પણ સભાસ્થળ શ્રોતાઓથી ચિક્કાર જ રહેતું.

આ માનવમેદનીમાં તા. ૮/૪ના રોજ સામેલ થયેલા સાંગાણાના ક્ષત્રિયો ત્રણેક સપ્તાહ પૂર્વે સ્વામીશ્રી દ્વારા પરિવર્તન પામેલા. તેઓએ આજે કૃતજ્ઞતાના ભાવ સાથે સ્વામીશ્રીને કહ્યું : 'પોલીસ અધિકારીઓ અમારા આ દાજીકાકાને ત્યાં રેડ (દરોડો) પાડતા, પણ એ પત્યા પછી દાજી બીજે જ દા'ડે બમણો દારૂ ગાળવા માંડતા. પરંતુ આપે ગામમાં બે કલાક જ આવીને જે રેડ પાડી એમાં બધાનાં હૃદય જીતી લીધાં. ગામમાં શાંતિ થઈ ગઈ.'

સ્વામીશ્રીના ઉપકારનો આટલો ઓડકાર ખાઈ એ દરબારોએ આગળ જણાવ્યું કે 'જ્યારે આ દાજીભાએ દારૂ નહીં પીવાનો નિયમ લીધો ત્યારે બીજા દારૂ ગાળનારા કહેતા કે 'આ ટેક બે દિ' રહેશે.' પણ તે વખતે દાજીભા કહેતા 'હવે તમારું બે દિ' રહેશે.' આપ અમારા ગામમાં આવ્યા તેથી અમારી તો જિંદગી સુધરી ગઈ. અમારી પળ પાકી ગઈ.'

શબ્દે-શબ્દે અહોભાવ છલકાવી રહેલા ગામવાસીઓના આ સ્વાનુભવમાં પોતાનો સૂર મિલાવતાં હેમંતસિંહ દાજીભાએ પણ સ્વામીશ્રીને કહ્યું : 'આ લોઢું હતું. એમાં આપ પારસ પધાર્યા તે અમને કંચન કર્યાં.'

સ્વામીશ્રીના સંગનો આ પ્રતાપ સૌ વિસ્ફારિત નેત્રે જોઈ રહ્યા.

## આપ તો આખા બ્રહ્માંડને સુખ આપો એવા છો

તા. ૧૦/૪ની સવારે જૂના સ્વામિનારાયણ મંદિરે દર્શન માટે પધારેલા સ્વામીશ્રીને પુષ્પહાર તથા ફળ-જળથી વધાવતાં મહંત શ્રી કૃષ્ણાનંદ બ્રહ્મચારી અત્યંત હરખાઈ ઊઠ્યા અને ઊલટભેર બોલવા જ લાગ્યા કે 'અમે તો આપને શું આપીએ ? આપ તો આખા બ્રહ્માંડને સુખ આપો એવા છો. આપને જોઈને મારું શેર લોહી ચઢી ગયું !'

આવા જ સુખદ અનુભવમાંથી પસાર થઈ રહ્યા ડૉ. આર. પી. ભુવા. સ્વામીશ્રી ભાવનગરમાં પધાર્યા ત્યારથી આ સત્સંગી તબીબને પોતાની હૉસ્પિટલમાં તેઓનાં પગલાં કરાવવાનો સંકલ્પ હતો, પરંતુ સ્વામીશ્રીને આવી તકલીફ ન અપાય તેવી સમજ પણ હોવાથી તેઓએ મનની વાતને મનમાં જ સંઘરી રાખેલી. એ જ અવસ્થામાં તા. ૧૧/૪ના રોજ તો પૂર્ણાહુતિનો દિવસ આવી પહોંચતાં આ ડૉક્ટરે પોતાનો મનોરથ પૂરો થવાની શક્યતા શૂન્ય સમજી લીધેલી.

પરંતુ પારાયણ બાદ વ્યક્તિગત દર્શનનો લાભ આપી મંદિરે જવા

નીકળેલા સ્વામીશ્રીએ રસ્તામાં ડૉ. ભુવાની હૉસ્પિટલ જોતાં પધરામણીએ જવાની વાત કરી. ત્યારે સંતોએ કહ્યું: 'ડૉક્ટર તો આજે તેઓની રસોઈ હોવાથી મંદિરે હશે. હૉસ્પિટલે તાળું હશે.'

જો કે આ વાત લક્ષમાં ન લેતાં હૉસ્પિટલે પધારેલા સ્વામીશ્રીએ ડૉક્ટરનું રહેઠાણ ઉપરના માળે જ હોવાથી ત્યાંથી ચાવી મંગાવીને કન્સલ્ટિંગ રૂમમાં પગલાં કર્યાં. ત્યારબાદ મંદિરે આવેલા તેઓએ અહીં ડૉ. ભુવાને ઉત્સાહથી સમાચાર આપતાં કહ્યું: 'હું તમારે ત્યાં જઈ આવ્યો.'

આ સાંભળતાં જ એ હરિભક્ત રોમાંચિત થઈ ઊઠ્યા. આભાર માનવા પૂરતા બે શબ્દો પણ તેઓના હોઠે ન આવી શક્યા. સ્વામીશ્રીની સ્નેહવર્ષા સૌને અવાક્ કરતી વરસતી રહેતી.

## સત્સંગની સીડીનાં સોપાન

તા. ૧૧/૪ની સાંજે ભાવનગરથી નીકળેલા સ્વામીશ્રી લીમડા(હનુભાના)ને લાભ આપતાં ગઢડા પધાર્યા.

અત્રે તેઓએ તા. ૧૨/૪ના રોજ કથામૃતનો લાભ આપતાં કહ્યું:

'સત્સંગમાં નવો-સવો આવ્યો હોય ને સીધી મહિમાની વાત કરવા મંડીએ તો કોઈ નિયમ-ધર્મ પાળે જ નહીં. એટલે પહેલાં તો નિયમ દૃઢ થાય. પછી મન સ્થિર થાય. પછી ભગવાનમાં ભક્તિ થાય. એમ કરતાં નિર્વાસનિક થઈએ ત્યારે મહારાજ વિષે પ્રીતિ થાય. મહારાજ મળ્યા એટલે બારેય ભાગોળ મોકળી એવું નહીં. તમારામાં નિયમ હશે તો લોકોને ગુણ આવશે. અનંતને સત્સંગ કરાવવો છે એ થશે. સાધુનું જીવન સારું હોય તો સત્સંગીનેય બળ મળે. આજે આપણે શાસ્ત્રીજી મહારાજ, યોગીબાપાની વાત છાતી ઠોકીને કરીએ છીએ, કારણ કે એ એવા હતા. ચોવીસ કલાકમાં ગમે ત્યારે જોઈ લો ને! વાંધો જ ન આવે. માટે અનેકને બળમાં રાખવા માટે પણ આપણે નિયમમાં વર્તવું જોઈએ.

શાસ્ત્રીજી મહારાજના વખતમાં સંતો ક્યાં ગ્રેજ્યુએટ હતા? આ દેવ સ્વામી. અટલાદરાના કારખાનામાં અમારા ઉપરી હતા. અમારે એ કહે એમ કરવું પડતું. ભરબપોરે ચૂનો પીલવા-કાલવવા લઈ જતા. એમના પ્રતાપે આ નાકે ડાઘા છે.'

આ હળવી રમૂજ સાથે વળી મુદ્દો દૃઢાવતાં સ્વામીશ્રી બોલ્યા:

'કહેવાનું શું કે તે વખતે કોઈ ભણેલા ન હતા, પણ વર્તન હતું તો સમાસ થયો. આપણું જીવન પહેલાં સારું કરો, એ મોટી સેવા છે. બાકી ગમે એટલી વાતો કરીએ તો સભા રંજન થાય પણ અંતરમાં પ્રતીતિ ન આવે. હૃદય ન ભેદાય.

'અથાતો બ્રહ્મજિજ્ઞાસા' ભણતાં પહેલાં કર્મકાંડના શ્લોકો આપ્યા. પહેલાં ઇન્દ્રિયો સંયમમાં કરો. તે પછી જ બ્રહ્મની જિજ્ઞાસા થાય. બાકી આંખો ચકળવકળ થયા કરે એમાં બ્રહ્મનું સુખ ક્યારે આવે? માટે પહેલાં નિયમોનો બેઝ (પાયો) તૈયાર કરો ને પછી મહિમા ગાઓ.'

સ્વામીશ્રીએ આજે સુંદર રીતે સત્સંગની સીડીનાં સોપાન ગોઠવી આપ્યાં.

## પક્ષાપક્ષીથી પર

તા. ૧૨/૪ની સાંજે રણિયાળાને પાવન કરનારા સ્વામીશ્રી તા. ૧૪/૪ના રોજ ગઢપુરમાં ચૈત્રી પૂનમનો સમૈયો ઊજવી રહેલા ત્યારે એક વૃદ્ધ હરિજન દર્શને આવ્યા. તેઓને આપવાનું પ્રસાદનું બોક્સ તૈયાર કરાવવા સ્વામીશ્રી સ્વયં રસોડામાં પહોંચ્યા.

એ જ રીતે આજની સવારે અલ્પાહાર લઈ રહેલા તેઓના ઓરડાની બહાર બેસી એક ભૂદેવ કંઈક વિધિ કરાવવા લાગ્યા. તેઓના મંત્રોચ્ચાર સાંભળી ગયેલા સ્વામીશ્રીએ એ બ્રાહ્મણને પણ પોતાની સાથે બેસાડી જમાડ્યા.

લખાયું છે કે 'પક્ષાપક્ષી ત્યાં નહીં પરમેશ્વર.' સ્વામીશ્રી પાસે સૌને પરમેશ્વરનું પ્રાગટ્ય અનુભવાતું, કારણ કે તેઓના દરબારમાં કોઈ પક્ષાપક્ષી નહોતા.

આ રીતે સદા સમતાની સડકે જ વિચરતા સ્વામીશ્રીના હાથે આજની સાંજે મંદિરની વાડીમાં અમેરિકન વૃક્ષ 'હોબોબા'ના રોપાનું વાવેતર થવાનું હતું, પણ તેનાં આરોપણ પૂર્વે સ્વામીશ્રીએ ગર્તમાં પધરાવવા ઠાકોરજીનું પ્રાસાદિક પુષ્પ માંગ્યું. બનવાજોગ તે વખતે ઠાકોરજીની થાળીમાં એકેય ફૂલ નહોતું. તેથી સ્વામીશ્રી બાજુમાં ઊગેલા હજારીના છોડ પાસે સ્વયં ગયા અને ત્યાંથી એક પુષ્પ ચૂંટી ઠાકોરજીને ધરાવ્યું. ત્યારબાદ તેની પાંખડીઓ કરી ગર્તમાં પધરાવી. તે પછી રોપો રોપી જલસિંચન કર્યું. ખેતરના ખૂણે થતી એક નાની-શી ક્રિયામાં પણ તેઓની આ ચીવટ અને ભક્તિ જોઈ સૌનાં મોં અહોભાવથી ખૂલી ગયાં.

તે વખતે આગળ વધી ગયેલા સ્વામીશ્રી વાડીમાં જ એક કૂવો જોતાં પ્રથમ તો મર્માળું હસ્યા. અંતે એ હાસ્યનો રહસ્યસ્ફોટ કરતાં બોલ્યાઃ 'દેવ સ્વામીએ આ કૂવો કરાવ્યો ત્યારે હરજીવનદાસે ગમ્મતમાં સાખી જોડી કાઢેલી કે – *દેવ દેવ સૌ કહે, હરજીવન કહે ન કોઈ; હરજીવન કૂટ કૂટ મરે, પર દેવ ચાહે સો હોઈ.*'

સૌને આવી પુરાણી સ્મૃતિઓમાં તરબોળ કરતાં સ્વામીશ્રી અહીંથી માંડવધાર થઈને ગઢડા પરત ફર્યા.

## પંખીની પરબનો પ્રારંભ !

તા. ૧૫/૪ની સાંજે ગઢડાથી વિદાય લઈ રહેલા સ્વામીશ્રીએ ઠાકોરજીને પ્રાર્થના કરી કે 'ચૈત્ર બરાબર તપે, વૈશાખ વાય, જેઠ વરસે ને અષાઢમાં પાણીની રેલમછેલ થાય – એવી કૃપાદૃષ્ટિ કરજો.'

લોકકલ્યાણ માટે આ પ્રાર્થના વહાવીને પુરુષાર્થનું પૈડું પણ ફેરવતાં તેઓએ મંદિરના વ્યવસ્થાપક અક્ષરપ્રસાદદાસ સ્વામીને કહ્યું: 'અત્યારે ઉનાળો છે. પાણીની ખેંચ છે. તેમાં છાશ આપવાથી પીનારના હૈયાને ધરપત રહે. માટે સૌને છાશ આપજો.'

છાશ-કેન્દ્ર ખોલવાનો આ આદેશ આપી નીકળેલા સ્વામીશ્રી નિંગાળા થઈને પાટી પધાર્યા. યોગાનુયોગ અહીંના યુવાનો આજે યુવક-મંડળનો ૯મો સ્થાપનાદિન ઊજવી રહેલા. દર બુધવારે થતી યુવકસભા અનુસાર આજે બુધવાર જ હતો. તે નિમિત્તે સ્વામીશ્રીની ધ્વનિમુદ્રિત કેસેટ સંભળાવવાનો કાર્યક્રમ યોજેલો, પરંતુ સ્વામીશ્રી સ્વયં આશીર્વાદ આપવા આવી પહોંચતાં યુવાનો ગેલમાં આવી ગયા.

આમ, સૌને રાજી કરતા સ્વામીશ્રી તાજપુરને લાભ આપી સારંગપુર પહોંચ્યા ત્યારે અહીં પણ તેઓએ તા. ૧૬/૪ની સવારે છાશ-કેન્દ્ર શરૂ કરવાની સૂચના વ્યવસ્થાપકોને આપી દીધી.

વળી, બાગાયતની સેવા કરતા સંતોને પણ તેઓએ કહ્યું: 'અત્યારે દુકાળમાં અને ઉનાળામાં બિચારાં પંખીઓ ચાંચ પહોળી કરીને આમથી તેમ રખડે છે. માટે આપણે બગીચામાં બે-પાંચ કુંડીઓ પાણી ભરીને રાખવી, જેથી પંખીઓ ભલે પીએ. લોકો જેમ પરબ બંધાવે છે એમ આ પંખીની પરબ.'

સમાજની સાથે ઓતપ્રોત થઈને જીવતા સ્વામીશ્રીની સંવેદના પરપીડા

જોઈને સળવળી ઊઠતી. એ કષ્ટને ફેડવાનો કંઈક ઉપાય થાય ત્યારે જ તેઓને જંપ વળતો.

## ટીપેટીપાની ગણતરી

તા. ૧૭/૪ની સાંજે સ્મૃતિમંદિરે જવા માટે સ્વામીશ્રી પોતાના ઓરડામાંથી બહાર પધાર્યા તે વખતે મંદિરના સંકુલમાં બાળગીત *'મારી સ્વામિનારાયણની ગાડી છુક છુક કરતી ચાલી...'* ગુંજી રહેલું. તે સાંભળી સંતો પણ સ્વામીશ્રીનું ગાતરિયું પાછળથી પકડી લઈને છુક છુક ગાડીના ડબ્બાની જેમ તેઓ પાછળ ચાલવા લાગતાં વાતાવરણ ગમ્મત-ગુલાલથી છવાઈ ગયું.

સ્વામીશ્રી અને સંતોનો સંબંધ ગુરુ-શિષ્ય કરતાંય વિશેષ તો પિતા-પુત્રના પ્રેમનો પરિમલ પ્રસરાવતો રહેતો.

આજે તેને જ શ્વાસમાં ભરતાં સૌ સ્મૃતિમંદિરે પહોંચ્યા. અહીં આરતી કર્યા બાદ અડધો કલાક સુધી પ્રદક્ષિણા ફરી સ્વામીશ્રી નૈર્ઋત્ય ખૂણે બિરાજ્યા. તે સાથે જ નિષ્કુળાનંદ કાવ્યમાંથી કડવા(એક જાતનો પદપ્રકાર)નું ગાન સંતોના કંઠે ગુંજવા લાગ્યું. તે પર નિરૂપણ કરતાં સ્વામીશ્રી બોલ્યા: 'નિષ્કુળાનંદ સ્વામીનાં આ કડવાં કહેવાય છે, પણ છે એકદમ મીઠાં. આ વાતો લાગે કડવી, પણ અંતરમાં ઊતરે તો મીઠી થઈ જાય.'

આ રોચક પ્રસ્તાવના સાથે હિતોપદેશ વહાવી મંદિરે પધારેલા સ્વામીશ્રીના પ્રાતઃભ્રમણ માટે બગીચામાં લંબગોળાકાર ભ્રમણપથ બનાવેલો. તેની પર છાંટેલું પાણી જોઈ તા. ૧૯/૪ની સવારે સ્વામીશ્રી બોલ્યા: 'અહીં નકામું પાણી નાંખે છે. એના કરતાં ક્યારામાં નાંખો ને!'

'આ તો રસ્તા પર ધૂળ ન ઊડે એટલે છાંટ્યું છે.'

'અત્યારે ક્યાં ધૂળ ઊડવાની છે? અત્યારે તો પાણીના ટીપાની પણ કિંમત છે. આવું ખોટેખોટું ન બગાડવું.' સ્વામીશ્રીએ જણાવ્યું.

સમય આવ્યે ધોધ વહેવડાવી જાણનારા તેઓને ટીપેટીપાની ગણતરી રહેતી.

## યોગીબાપા આપણી પાસે જવાબ માંગશે

તા. ૧૯/૪ની સવારે મુલાકાતો દરમ્યાન સ્વામીશ્રીએ ભાવનગરના

એસ. ટી. વિભાગમાં નોકરી કરતા વલભીપુરના એક હરિભક્તને પૂછ્યું: 'અમે સાત દિવસ ભાવનગરમાં રહ્યા છતાં તમે તો દેખાયા જ નહીં.'

ભાવનગરના પારાયણમાં રોજેરોજ ઊમટતી હજારોની મેદનીમાંયે આ એક સત્સંગીની ગેરહાજરી નોંધી લેનારા સ્વામીશ્રીનાં સ્નેહ અને સૂક્ષ્મતા સૌને આશ્ચર્યકારી લાગ્યાં. એ અચરજ સાથે જ પેલા સત્સંગીએ કહ્યું: 'બાપા! હું રોજ સવારે ભાવનગર જઈને સાંજે પાછો વલભીપુર આવી જાઉં છું અને ઘેર માળા ફેરવી લઉં છું. સંસ્કાર ખરા ને!'

'સંસ્કાર તો છે જ, એની ના નહીં, પણ મંદિરે જવાનું તો રાખવું જ. સભામાં જવું, તો તમારા બાળકોમાંયે સંસ્કાર રહેશે.' સ્વામીશ્રીએ જણાવ્યું.

આ રીતે એકેએકના સત્સંગને જાગ્રત રાખતા તેઓ સમક્ષ તા. ૧૯/૪ની પ્રાતઃકથા બાદ સારંગપુરના સમીપવર્તી ગામોના બાળ સંચાલકોને લાવવામાં આવ્યા. તેઓની વિગત જણાવતાં નારાયણભૂષણદાસ સ્વામીએ કહ્યું: 'બાપા ! ૧૮ કાર્યકરોને પત્ર લખેલા અને ૧૮ આવ્યા છે.'

આ પૂર્વભૂમિકાને જ વાર્તાલાપનું આરંભબિંદુ બનાવતાં સ્વામીશ્રી બોલ્યા: 'શ્રીજીમહારાજે ૧૮ દરબારોને કાગળ લખીને ભુજ બોલાવ્યા હતા. એમ આ સંતે ૧૮ કાગળ લખ્યા છે. તો હવે તમારો વિચાર શું છે એ જણાવો.'

એક સંપ્રદાય-પ્રસિદ્ધ પ્રસંગના સંદર્ભે વાત માંડી સ્વામીશ્રીએ ચારેકોર હાસ્ય અને હળવાશ ફેલાવી દીધાં. આ પણ તેઓની આગવી કળા. તેઓ વાતની માંડણી જ એવી કરે કે પહેલાં જ વાક્યે શ્રોતાઓનાં દિલ-દિમાગ જીતી લે. આજે પણ એમ જ થતાં સૌ કાર્યકરો બોલ્યા: 'બાપા! આપ કહો એમ કરીએ.'

ત્યારે સ્વામીશ્રીએ જણાવ્યું: 'અમારે તમને સાધુ તો નથી કરવા પણ આપણે સાધુની રીતે કામ કરવું. સંસારની જવાબદારીમાંથી સમય કાઢીને આ કામ કરવું. એમાં પાછું મરતી મરતી કાન હલાવે એમ નથી કરવું, કારણ કે શ્રીજીમહારાજ અને ખાસ તો યોગીબાપા આપણી પાસે જવાબ માંગશે. ગામોગામ તમારા જેવો એક કાર્યકર પણ તૈયાર કરજો. બાળમંડળમાં જતાં પહેલાં 'બાળકોને કેવું ગમે? શું રુચે?' એ બધું તૈયાર કરીને જવું.'

## રોટલીની રસલહાણ

કાર્યાલય વિના પણ બેહિસાબ કાર્ય કરતા સ્વામીશ્રીની કચેરી

જાગતાંવેંત ધમધમવા માંડતી. ઘણી વાર તો તેઓ સવારે સાડા છ વાગ્યાના સુમારે પ્રાતઃભ્રમણ માટે પહેલું પગલું ઓરડા બહાર મૂકે ત્યાં જ બે-ચાર મુલાકાતી ઊભા હોય. ભ્રમણ વખતેય ભ્રમણની ગતિએ કાર્ય દોડતું જણાય. ચાલતાં-ચાલતાં પણ સ્વામીશ્રી કેટલાયની સાથે વાતચીત કરી કામકાજ આટોપતા જાય. ત્યારબાદ દર્શન, અલ્પાહાર, મુલાકાત, સભા, પત્રલેખન વગેરે એક-એક ક્રિયાનો ક્રમ શરૂ થાય, જેમાં પ્રત્યેક મિનિટે તેઓ કલાકના લેખે કામ કાઢતા અનુભવાય.

પરંતુ વિશેષતા એ કે આવી ચપળતામાં પણ સ્વામીશ્રી ક્યાંય ઉલાળિયાપણું ન થવા દે. દિવસમાં સો વિગત સામે આવે તો તે સોયે સોમાં તેઓ તળિયે ઊતરે. છબછબિયાં કરવાની વાત નહીં.

તેઓની આ રીત જોતાં સરકી રહેલી તા. ૨૦/૪ના રોજ એક મુમુક્ષુએ સ્વામીશ્રી સમક્ષ ખોલેલો નકશો તેની નીચે સફેદ કાગળ પાથરો તો જ દેખાય એવો હતો. પરંતુ તાત્કાલિક તો મોટો સફેદ કાગળ લાવવો ક્યાંથી? તે સમયે કાર્યસૂઝના ભંડાર સ્વામીશ્રીએ પોતાની પાસે પડેલો સફેદ રૂમાલ ટિપાઈ પર પાથરી દીધો અને તેની પર નકશો મુકાવી પૂરેપૂરી વિગત સમજ્યા.

આવી સિત્તેરેક મુલાકાતો બાદ તેઓ ઊભા થઈને રસોડા તરફ વળ્યા. અહીં સંતો રોટલીના દડા બનાવી રહેલા. તે સંબંધી પૂછપરછ સ્વામીશ્રીએ કરી ત્યારે કો'ક બોલ્યું: 'આપને રોટલી વણવાની ઇચ્છા થાય છે?'

'લાવો ત્યારે.' આમ કહેતાં રોટલી વણવા લાગેલા સ્વામીશ્રીએ જોતજોતાંમાં બે રોટલીઓ વણી દીધી. તે ફૂલીને દડા જેવી થતાં સંતોએ કહ્યું: 'હવે રાખો.'

'ના. હજી બરાબર ગોળ નથી થતી, એટલે ત્રીજી પણ વણું.' સ્વામીશ્રી બોલ્યા.

નાની વિગતમાંયે કાર્યને સો ટચનું બનાવવાની તેઓની વૃત્તિ. તેથી તેઓએ વણેલી ત્રીજી રોટલી પણ ફૂલીને દડા જેવી થઈ!

તે જોઈ સંતોએ પૂછ્યું: 'આપ શાસ્ત્રીજી મહારાજને આવી રોટલી જમાડતા?!'

'આવી નહીં, પણ ફૂલકા રોટલી જમાડતા. શાસ્ત્રીજી મહારાજ માટે નાની કરી રાખીએ અને યોગીબાપા ને બીજા સંતો હોય એમના માટે થોડી મોટી તૈયાર કરીએ. સ્વામીની સેવા કરી એનું તો ફળ અત્યારે ભોગવીએ

છીએ. સ્વામી સાથે ફરતા ત્યારે વેલણ ભેગું રાખતા. પાટલી ન'તા રાખતા.'

સૌને આ સ્મૃતિ પીરસી સ્વામીશ્રી સભામાં જવા નીકળ્યા ત્યાં જ કો'કે કહ્યું : 'બાપા ! સભા પૂરી થઈ ગઈ.'

'સભા પૂરી થઈ ને અહીં રોટલી થઈ.'

સ્વામીશ્રીના આ મર્મથી ચારેકોર આનંદ ફરી વળ્યો. તેની વચ્ચે જ ભોજન માટે બિરાજેલા તેઓ આજે પોતે વણેલી રોટલી જમ્યા.

## અમૃતનું નોંતરું

આ અરસામાં સારંગપુર સમગ્ર સત્સંગનું આકર્ષણ-કેન્દ્ર બની રહેલું, કારણ કે અહીં તા. ૨૦/૪થી સ્વામીશ્રીના શ્રીમુખે ભક્તચિંતામણિ ગ્રંથના પારાયણનો લાભ મળવાનો હતો. આ અમૃતપાન માટે સત્સંગનાં વિવિધ કેન્દ્રોમાંથી ઊમટવા લાગેલા સંતો-ભક્તોને સમાવવા સ્મૃતિમંદિરનું પરિસર સજ્જ થઈ ગયેલું. અત્રે ઊભેલા પ્રાસાદિક શમીવૃક્ષ પાસે પથરાયેલી હરિયાળીમાં વ્યાસપીઠ ગોઠવવામાં આવેલી. તે પર બિરાજી સ્વામીશ્રીએ સાંજે સવા છ વાગ્યે મંગલાચરણ લલકારતાં પારાયણનો વિધિસર પ્રારંભ થઈ ગયો.

પોતાના પ્રિય સ્થાનમાં પોતાના પ્રિય શાસ્ત્રની કથા કરવાનો સ્વામીશ્રીને પણ ઉમંગ હોવાથી તેઓએ પૂર્વભૂમિકા બાંધતાં કહ્યું : 'ભક્ત-ચિંતામણિ શાસ્ત્રીજી મહારાજને ખૂબ પ્રિય હતી. મને ઘણી વખત વાંચવાની આજ્ઞા કરતા. આ ગ્રંથને સાંભળવાનો લાભ તમને મળ્યો અને વાંચવાનો લાભ મને મળ્યો. શાસ્ત્રીજી મહારાજ જાણે બેઠા છે ને આ સાંભળે છે, પ્રેરણાબળ આપે છે. આ વાંચતાં સહેજે શાસ્ત્રીજી મહારાજની સ્મૃતિ થાય છે. એટલે તેઓ બેઠા હોય, સાંભળતા હોય એવો આનંદ થાય છે.'

આમ, શાસ્ત્રીજી મહારાજ હાજરાહજૂર બિરાજ્યા હોય તેમ સ્વામીશ્રીના કંઠેથી ગ્રંથની પંક્તિઓ વહેવા લાગી : *'મંગલમૂર્તિ મહાપ્રભુ, શ્રી સહજાનંદ સુખરૂપ; ભક્તિ-ધર્મસુત શ્રીહરિ, સમરું સદાય અનુપ...'*

આ ગાતાં સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજમાં ખોવાઈ ગયા અને સૌ સ્વામીશ્રીમાં !

## આપણે તો સેવક છીએ

તા. ૨૧/૪ના સુપ્રભાતે પ્રાતઃપૂજામાં જપમાળા ફેરવવાનું શરૂ કર્યા

બાદ અચાનક કંઈક યાદ આવતાં સ્વામીશ્રીએ લેટરપૅડ મંગાવીને પત્રલેખન કર્યું. ત્યારબાદ પુનઃ માળા ફેરવવા માંડેલા તેઓ પૂજાથી પરવારી દર્શન કરવા નીકળ્યા. આ ક્રમમાં ગણપતિજીના દેરે પધારેલા તેઓએ આ ગણેશજીનું નામાભિધાન 'સિદ્ધિવિનાયક' કર્યું.

તે પછી આજની સાંજે સ્વામીશ્રીએ ભક્તચિંતામણિમાંથી સંત-મહિમાના બીજા પ્રકરણની કથાનો લાભ આપ્યો. તેમાં તેઓ જે નિરૂપણ કરતા ગયા તે તેઓના જીવનમાં સૌએ આરપાર અનુભવેલું. તેથી સૌને ખૂબ આનંદ આવ્યો.

આમ, રોજેરોજ થવા માંડેલી કથારસની રેલમછેલમાં સ્વામીશ્રી સામે બેઠેલા સંતો-ભક્તો સાથે રમૂજ પણ રેલાવતા જાય. કથાના તંતુમાં તેઓ ગમ્મતને એવી રીતે વણી લે કે તે લેશ અપ્રાસંગિક ન લાગે. તેમાંથી મળતો બોધ તો કથાના વિષયને બિલકુલ બંધબેસતો જણાય.

આ રીતે રોજના કલાકથી સવા કલાક સુધી હિલોળતા બ્રહ્માનંદનું એક ઝરણું બપોરની કથામાં પણ ફૂટી નીકળતું. તે વખતે વંચાતા ગુણાતીતાનંદ સ્વામીના જીવનચરિત્રના આધારે સ્વામીશ્રી મુદ્દાની અને મજાની વાતો કરતા.

આ ક્રમમાં તા. ૨૩/૪ના રોજ 'તું મને અક્ષર માન...'નો પ્રસંગ વંચાયો. તે સાંભળી સ્વામીશ્રીએ કહ્યું: 'જેમ ડૉક્ટર હોય એ કહે કે 'હું ડૉક્ટર છું' તો એમાં બાધ નથી.'

તેઓનો આ અભિપ્રાય સાંભળી સામે બેઠેલા મુંબઈવાસી હરિભક્ત શ્રી કનુભાઈએ પૂછ્યું : 'બાપા ! આપને પણ અક્ષર કહેવામાં બાધ નહીં ને ?'

'આપણે તો પૂરેપૂરો બાધ. આપણે તો સેવક છીએ એમ જ કહેવાય.' સ્વામીશ્રી બોલી ઊઠ્યા.

જેઓના વ્યક્તિત્વને બિરદાવવામાં લોકો અનેક વિશેષણો વાપરતાં થાક્યા નથી, એ સ્વામીશ્રીને મન પોતાનો પરિચય આટલો ટૂંકો હતો.

## ત્રેવડ ત્રીજો ભાઈ

આ સમયે પારાયણને કારણે સર્વત્ર સ્વામીશ્રીના કંઠનાં કામણ પ્રસરી રહેલાં. તેથી તા. ૨૪/૪ની સવારે સ્મૃતિમંદિરે જતી વખતે તે સંબંધી જ વાતો નીકળતાં સ્વામીશ્રી બોલ્યા: 'ઉંમર થાય એમ રાગમાં અને લહકમાં ફેર પડી જાય છે. ઘણાનું એવું જોયું છે. પહેલાં જેવું ગળું રહ્યું ન હોય. મારે પણ

શાસ્ત્રીજી મહારાજના વખતમાં જેવું ગળું હતું એવું પછી ન'તું રહ્યું.'

આમ વાતો કરતાં શાસ્ત્રીજી મહારાજ સમક્ષ પધારેલા સ્વામીશ્રી જાણે મૂર્તિમાં સમાઈ ગયા. દર્શન કરતાં જ તેઓ બોલી ઊઠ્યા: 'ખૂબ જ અદ્ભુત મૂર્તિ છે.'

ત્યારબાદ ઈતિહાસપોથી ઉઘાડતાં તેઓએ કહ્યું: 'વિદ્યાનગરમાં કાંતિભાઈના સ્ટુડિયોમાં આનું બીબું બનાવેલું અને અમૃતભાઈ સોમપુરાએ મૂર્તિ ઘડી હતી. યોગીબાપાના વખતમાં આ થઈ હતી. ઘણાં વર્ષો અહીં રહી (પછી પ્રતિષ્ઠા થઈ). એક આ અને બીજી ગોંડલની. બેય મૂર્તિ એમણે કરી હતી. બહુ સરસ કરી છે. આવી બીજી થઈ નથી. ઈટાલીમાં કરાવી એ પણ આવી ન થઈ.'

આ રીતે સ્વામીશ્રીએ ગુરુમૂર્તિની અથેતિ વિગત જણાવી, પણ તેમાં નોંધનીય બાબત એ બની રહી કે આ મૂર્તિઓને બનાવવામાં તેઓએ શિલ્પી-સલાટ પાસે ઘણા ફેરા ખાધેલા અને સોનેરી સૂચનો પણ કરેલાં, પરંતુ પોતાના આ પરિશ્રમનો હરફ સુધ્ધાં તેઓના મુખેથી ન નીકળ્યો. સંપૂર્ણ સક્રિય રહેવા છતાં અહંશૂન્યતાના પડદા પાછળ સદાય છુપાયેલા રહેતા તેઓને ઓળખવા ખૂબ અઘરા હતા.

આવા સ્વામીશ્રી દર્શન બાદ ઉતારે પધાર્યા ત્યારે આ અરસામાં પ્રવર્તેલી દુષ્કાળ જેવી પરિસ્થિતિમાં તેઓએ ફક્ત એક જ બાલદી પાણીથી સ્નાન કરવાનું શરૂ કરી દીધું છે તે વાત નીકળી. તે સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'દેશકાળ અનુસાર આપણે સંકોચ રાખવો પડે. એમાં કંજૂસાઈ નહીં પણ કરકસર કરવાની વાત છે. ત્રેવડ ત્રીજો ભાઈ. આ તો પહેલેથી છૂટથી વાપર્યું હોય એટલે સંકોચ કરતાં વસમું પડી જાય. પણ ટીપે-ટીપે સરોવર ભરાય. પંખા, લાઈટો વગેરેનો પણ ગણતરીપૂર્વક ઉપયોગ કરીએ તો બાર મહિને વીસ-પચીસ હજાર રૂપિયા બચે. આપણી એટલી સેવા કહેવાય.'

સેવા બાબતે સ્વામીશ્રીના વિચારો ઘણા જ ઊંડા અને ઉમદા રહેતા.

## તે ઘડીએ આ કડી ગાવી

તા. ૨૫/૪ની સવારે અલ્પાહાર લઈ રહેલા સ્વામીશ્રીનાં દર્શન માટે બેસવા સારુ દર્શનાર્થીઓ દ્વારા પડાપડી જેવું થઈ રહ્યું. આ ગેરવર્તન ખૂંચતાં સ્વામીશ્રીએ સૌને શિસ્તની શીખ આપી. તે સમયે સહેજ ઊંચો થયેલો તેઓનો

સૂર કુરાજીપાનો પડઘો પાડી રહ્યો. તેથી કેટલાક સંતો-પાર્ષદોએ પંક્તિ ગાઈ કે *'જેમ રાજી રહો તેમ કરું હરિ, ન જોઉં ન્યાય-અન્યાય...'* પરંતુ તે સાંભળી વિશેષ પ્રેરણા પીરસતાં સ્વામીશ્રી કહેવા લાગ્યા :

"આ કડી બોલવામાં સારી લાગે છે, પણ જ્યારે વ્યક્તિગત કહેવામાં આવે ત્યારે બધાને માઠું લાગે. આ તો સમૂહમાં કહ્યું એટલે બહુ લાગ્યું નહીં. કોણ કોના માથે લે ? પણ જો વ્યક્તિગત કહીએ તો કહે : 'આમાં ન્યાય ક્યાં છે ?' પણ કહ્યું એટલે માથે ગ્રહણ કરી જ લેવાનું. આ તો કહીએ ત્યારે લાગે : 'ઠીક છે ! સ્વામીને કો'કે કહ્યું હશે એટલે કહ્યું. સ્વામીએ વિચારપૂર્વક ન કહ્યું.' પણ એક જ વસ્તુ – 'કહેનાર કોણ છે ?' એ સામું ધ્યાન રાખવું અને માથે ચઢાવવું, તો શાંતિ રહે.

પોતા નીચે પાણી આવે ત્યારે પ્રશ્ન ન થવો જોઈએ. તે ઘડીએ આ કડી ગાવી. પ્રેમાનંદ સ્વામી એ રીતે વર્ત્યા છે. જ્યારે-જ્યારે જે-જે આજ્ઞા થઈ, ગમે તે કામ માટે જવાનું થયું પણ મન મારીનેય ઊભા થઈ ગયા. આ તો આપણી મનની ધારેલી વસ્તુમાં ફેર થાય ત્યારે મરવા જેવું લાગે અને તુક્કા નીકળે, અભાવ-અવગુણ નીકળવા લાગે, વસમું લાગે. તે ઘડીએ 'જે કહ્યું એ સારા માટે છે' એ સમજવું. છેલ્લાનું ૧૧મું વચનામૃત આપણા માટે બહુ જરૂરી છે. જેના થકી કલ્યાણ છે એ આપણને કહેનાર છે, પછી વાંધો ન આવવો જોઈએ. પછી 'મારી ભૂલ શું હતી ?' એ ન થાય. 'વાંક ન હોય તોય કહ્યું' એવું મનમાં ન થાય. સત્પુરુષનો અભાવ ન આવે. કોઈને અભાવ નાંખે નહીં. સારધાર પાર ઊતરી જાય."

અલ્પાહાર અટકાવીને પણ સ્વામીશ્રીએ સાધનાનો નિર્વિઘ્ન માર્ગ કંડારી આપ્યો.

## બ્રહ્મરૂપ થવાનું મનનીય માર્ગદર્શન

તા. ૨૬/૪ની બપોરે કથામાં વંચાઈ રહેલા ગુણાતીતાનંદ સ્વામીના જીવનચરિત્રમાં 'ચાર વાતો જીવનું જીવન છે'નો પ્રસંગ વંચાયો ત્યારે એક શ્રોતાએ પૂછ્યું : 'બાપા ! આ ચારમાં અગત્યનું કયું ?'

'ચારે ચાર અગત્યના. ચારે ચારમાં સો ટકા લાવવા પડે.' સ્વામીશ્રીએ કહ્યું.

આ રીતે બપોરની કથામાં ચાલતી હળવાશભરી વાતોમાં તા. ૨૯/૪ના

રોજ અભ્યાસ સંબંધી પ્રવાહ ચાલતો થયો. તે સંદર્ભમાં સંતોએ સ્વામીશ્રીને પૂછ્યું : 'આપ તર્ક ભણેલા ?'

'ના. કૌમુદી ભણેલો અને સાહિત્યમાં રઘુવંશ (મહાકાવ્ય) ભણેલો. તેમાં પહેલા સર્ગથી ભણાવવાની શરૂઆત ન કરે એટલે બીજો, ત્રીજો, ચોથો ભણ્યો હતો. વ્યાકરણમાં પ્રવેશ કરાવવા માટે માર્ગોપદેશિકાના બે ભાગ કરાવે, પણ મેં એક જ કર્યો હતો.'

'આપ કૌમુદીનાં બધાં સૂત્રો મોઢે કરતા ?'

'ના. પરીક્ષામાં હતું એટલું જ! તે વખતે કલકત્તા અને બનારસની પરીક્ષા અપાતી. એનું એક સેન્ટર (કેન્દ્ર) પેટલાદ હતું.' સ્વામીશ્રીએ જણાવ્યું.

ત્યારબાદ આજની રાત્રે આધ્યાત્મિક માર્ગદર્શન આપવા બિરાજેલા તેઓ પાસેથી એક પછી એક સાધકો સમાધાન મેળવતા હતા. આ ક્રમમાં આવેલા એક સાધક ઊભા થતી વખતે પોતાની માળા ભૂલી ગયા. થોડી વારે સ્વામીશ્રીની નજર તે પર પડતાં પૂછ્યું : 'આ માળા કોની છે ?'

તે વખતે એ માળા ભૂલી ગયેલા સાધક આગળ આવ્યા.

તેઓને જોઈ સ્વામીશ્રીએ કહ્યું : 'તું હમણાં પૂછતો'તો ને, કે 'બ્રહ્મરૂપ કેમ થવાય ?' તો જેમ આ માળા તું રૂમમાં ભૂલી ગયો એમ અંતરમાંથી જગત ભૂલી જવાય ત્યારે જાણવું કે બ્રહ્મરૂપ થવાયું.'

બ્રહ્મરૂપ થવાની અગમ વાતને સ્વામીશ્રીએ પ્રાયોગિક નિદર્શન દ્વારા સુગમ કરી આપી.

## એવી ને એવી મૂર્તિ, એવું ને એવું કાર્ય

સ્વામીશ્રીના સાંનિધ્યમાં પારાયણનો રંગ દિવસે ને દિવસે વધુ ને વધુ જામતો જતો હતો, કારણ કે મહત્ત્વની કડીઓનું વિશદ નિરૂપણ, શ્રીહરિની લીલાઓનું અદલ વર્ણન તથા ગ્રંથકારના ભાવને અનુરૂપ કથનશૈલી દ્વારા સ્વામીશ્રી કથાને એવી રોચક બનાવી રહેલા કે શ્રોતાવર્ગ તલ્લીન થઈ જતો.

આ રીતે વહેતી જ્ઞાનગંગામાં તા. ૧/૫ના રોજ નીલકંઠવર્ણીની વિશેષતાઓ વર્ણવતાં મુક્તાનંદ સ્વામીએ રામાનંદ સ્વામીને લખેલા પત્રનું ગાન કરી સ્વામીશ્રી બોલ્યા : 'આ પત્રમાં એટલા ઉચ્ચ કોટિના શબ્દો છે કે નિરૂપણ કરવાનું જ મન ન થાય.'

આમ, સમયે સમયે ગ્રંથની ગરિમાનો પણ પરિચય કરાવતા જતા

તેઓના કથા-ક્રમમાં તા. ૨/૫ના રોજ શાસ્ત્રીજી મહારાજની અંતર્ધાનતિથિ આવી. તેથી આજે પારાયણને બદલે શાસ્ત્રીજી મહારાજના સમકાલીન સંતો-ભક્તોએ સ્વાનુભવો વર્ણવ્યા. છેલ્લે સ્વામીશ્રીને આશીર્વાદ આપવાની જાહેરાત થઈ ત્યારે તેઓએ તકિયાનો ટેકો છોડી ટટ્ટાર બેસી ઉમંગભેર ગુરુના ગુણાનુવાદ ગાવાના શરૂ કર્યા કે –

"શ્રીજીમહારાજનો સિદ્ધાંત જગતમાં પ્રવર્તે એ માટે જ શાસ્ત્રીજી મહારાજનો અવતાર હતો. મુઠ્ઠી જેટલાં હાડકાં, નાનું સ્વરૂપ લાગે છતાં એમનો પ્રભાવ અને છટા જબરજસ્ત. આટલું મોટું કાર્ય કરવું એ કાંઈ સામાન્ય વ્યક્તિનું કામ નહીં. કાંઈ જ નહોતું ત્યારે આ ત્રણ માળનું ગગનમાં ગાજે એવું મંદિર કરી નાંખ્યું! બીજા હોય તો થથરી જાય. એમનો સ્વભાવ જ એવો કે જે વાત લીધી એ પૂરી કર્યે જ છૂટકો. ગઢડામાં 'ગામમાં કોઈ પૂછે નહીં ને પટેલને ઘેર ઊનાં પાણી'ની જેમ ટેકરા સામે જોઈને કહે: 'અહીં મહારાજ-સ્વામી બેસશે.'

બધાને લાગતું કે 'આ શાસ્ત્રી શું કરશે?' મનુષ્ય તરીકે બધા એમાં ભૂલા પડ્યા. 'વેરી ઘા વખાણે' એવું કાર્ય કર્યું. એમના દૃઢ અને મક્કમ વિચારોથી આ કાર્ય ઊભાં થયાં છે. લાકડાં-લોઢાં પાસે કામ કરાવે એવી વાતો સાંભળી હતી પણ સ્વામીએ એવા પાસે કામ કરાવ્યું. કોઈ ભણેલા નહીં પણ એવી શક્તિ મૂકી કે સંપ્રદાય ડોલાવી નાંખ્યો. દર્શનથી શાંતિ થાય એવા પુરુષ. કામ લેવાની શક્તિ અદ્ભુત. રજૂઆત એવી કરે કે ગમે તેવાને કબૂલ કરવું જ પડે. પાછી વાત ખોટી નહીં. એમના પ્રભાવ નીચે આવીને દબાઈ જાય એવું નહીં. અંતરમાં વાત સાચી મનાય.

એમનું કાર્ય હંમેશા ચાલુ જ છે. બધાને એમ કે 'આ શાસ્ત્રીજી જશે પછી બધું આથમી જશે.' પણ આથમ્યું નહીં અને ઉદય એવું થયું કે યોગીજી મહારાજે લંડનમાં જઈને ચર્ચમાં વાવટો ફરકાવ્યો. દુનિયા ડોલી ગઈ. 'શાસ્ત્રીજી મહારાજ ગયા' એવું નથી. એવી ને એવી વાત, એવી ને એવી મૂર્તિ, એવું ને એવું કાર્ય, એવી ને એવી આંખની ચમક જોવા મળે છે."

આમ, શાસ્ત્રીજી મહારાજના ગુણ ગાવામાં આજે સ્વામીશ્રી સમુદ્ર મર્યાદા મેલે એમ રેલ્યા; પરંતુ જેવો તેઓએ શાસ્ત્રીજી મહારાજના ધામગમનનો પ્રસંગ વર્ણવવો શરૂ કર્યો તે સાથે જ તેઓનો વાત કરવાનો જુસ્સો ઠરવા લાગ્યો. હોઠ પરથી ફૂટતા શબ્દોનો વેગ મંદ પડવા લાગ્યો. મુખારવિંદ

પ્રફુલ્લિતમાંથી ભાવાર્દ્ર થવા માંડ્યું અને એક તબક્કે તો ગદ્‌ગદ થઈ ગયેલા સ્વામીશ્રીનો કંઠ રૂંધાઈ ગયો. આંખો ભરાઈ આવી. સભા સ્તબ્ધ થઈ રહી.

છત્રીસ વર્ષ પહેલાં શાસ્ત્રીજી મહારાજના ધામગમન વખતે સારંગપુર જે ગમગીનીમાં ગરકાવ થઈ ગયેલું એવી જ લાગણી આજે ફરી વળી. શાસ્ત્રીજી મહારાજ સાથેનો સ્વામીશ્રીનો દિવ્ય સંબંધ જ્યારે જ્યારે તેઓ શાસ્ત્રીજી મહારાજની તિરોધાન-લીલાની વાતો સાંભળે કે કરે ત્યારે અવશ્ય જોવા મળતો. આ સમયે તેઓનું વજ્ર જેવું વ્યક્તિત્વ ફૂલ પણ કઠોર લાગે એવું મૃદુ જણાતું.

આ દર્શન આજે સૌ કરી રહ્યાં. થોડી પળોના શૂન્યમૌન બાદ સ્વામીશ્રીએ વાત આગળ ચલાવી, પણ તેઓનાં સ્વાભાવિક લટકાં અલોપ થઈ ગયેલાં. સ્વરના લય-તાલ તૂટી ગયેલા. મુખારવિંદ લાગણીઓના પૂરમાં ડૂબેલું જ હતું. શાસ્ત્રીજી મહારાજના ધામગમનનાં ૩૬ વર્ષ પછી હજીયે તેઓ શાસ્ત્રીજી મહારાજથી પળમાત્ર વિખૂટા પડેલા ન જણાયા. તેઓમાં જ સૌ શાસ્ત્રીજી મહારાજનાં દર્શન પામી રહ્યાં.

## આટાટોપનો આત્યંતિક અભાવ

પારાયણ દરમ્યાન સંતો-ભક્તોને ભજન સાથે ભોજનનું પણ સુખ આવે તે માટે સ્વામીશ્રીએ કેરીઓની વખાર ખોલી નાંખેલી. આ અંગે મુંબઈ, વિદ્યાનગર, નડિયાદ વગેરે મંદિરોના સંતોને તેઓએ સોંપેલી સેવા અનુસાર અહીં કેરીઓના ઢગ ખડકાઈ ગયેલા.

આમ, આમ્રરસ અને કથારસની થયેલી અનેરી જમાવટ વચ્ચે સ્વામીશ્રીએ તા. ૪/૫ના રોજ મંદિરનો પાટોત્સવ ઊજવ્યો. તેને અનુસરતાં તેઓએ તા. ૫/૫ના રોજ ઐતિહાસિક રામ-જાનકી રથયાત્રામાં પધરાવેલી પંચધાતુની મૂર્તિનુંયે પૂજન કર્યું. અયોધ્યાના રામ મંદિરની નિર્માણ-પ્રક્રિયાને વેગ આપવા નીકળેલી આ દેશવ્યાપી યાત્રાના આયોજકો સ્વામીશ્રીના આશીર્વાદ લેવા આ યાત્રાને અહીં લઈ આવેલા.

તેઓને કાર્યસિદ્ધિના શુભાશિષ પાઠવી, સ્વામીશ્રી તા. ૬/૫ની સવારે મંદિરમાં દર્શને પધાર્યા ત્યારે હરિકૃષ્ણ મહારાજને લાલ વાઘા પર શ્વેત ખેસ ધારણ કરાવેલો. તે જોઈ તેઓ બોલ્યા : 'આ જરા મેચ (બંધબેસતું) થતું નથી. આને બદલે આછો રંગ, ગુલાબી કે કેસરી હોય તો સારો લાગે.'

તેઓની આ રુચિ જોઈ સંતોએ તરત ફેરફાર કરી દેતાં મૂર્તિ તો શોભી ઊઠી, પણ સ્વામીશ્રીની ભક્તિયે દીપી ઊઠી.

આવા ભક્તિભર્યા તેઓના આશીર્વાદ અમેરિકાના એક કાર્યક્રમ માટે આજે મંદિરના ઘુમ્મટ તળે ફિલ્માંકિત કરવાના હતા. તે માટે સ્વામીશ્રી જાળી આગળ ઊભા રહ્યા ત્યારે તેઓનું ગાતરિયું વ્યવસ્થિત કરવા બ્રહ્મચરણદાસ સ્વામી પ્રવૃત્ત થયા, પરંતુ તે અંગે નામરજી દર્શાવતાં સ્વામીશ્રી બોલ્યા: 'જેમ છે એમ બરાબર છે. આમાં શું ખોટું છે?'

છતાં સૌનો આગ્રહ થયો એટલે પેલા સંત ફરી એ જ કાર્ય માટે ઊભા થયા, પરંતુ તેઓને ન ફાવવા દેતાં સ્વામીશ્રીએ કહ્યું: 'મૂર્તિ હોય તેને ચીતરવી પડે. સેટ (ઠીકઠાક) કરવી પડે. આ (ગાતરિયું) તો આમથી આમ ફરીએ એમાં ઘડીકમાં લસરી જાય.'

ફોટો પડતો હોય કે ફિલ્મ લેવાતી હોય તે વખતે તો સૌ પોતાનાં વસ્ત્રને વ્યવસ્થિત કરવાની તજવીજ કરે જ, પરંતુ સ્વામીશ્રીને કોઈ પણ પ્રકારના આટાટોપનો આત્યંતિક અભાવ.

## અમારે તો સંપ છે જ

તા ૯/૫ની સવારે ઠાકોરજીની શણગાર આરતી ઉતારી મંદિરના મધ્ય ખંડની બહાર પધારેલા સ્વામીશ્રીએ રાણપરીના શ્રી ગણેશભાઈનો હાથ પકડી પૂછ્યું: 'તમારા ગામના જીવરાજભાઈ કેમ દેખાતા નથી? તમે જાઓ ત્યારે ખાસ કહેજો કે સ્વામીએ યાદ કર્યા છે.'

આ પૂછપરછમાં સૌને સ્વામીશ્રીની યાદશક્તિ, નિરીક્ષણ-શક્તિ અને આત્મીયતાની ત્રિવેણી ઘૂઘવતી જણાઈ. મુમુક્ષુઓને સામેથી યાદ કરી કરી ભગવાન ભજાવે એવા તેઓના સ્નેહસભર સંદેશા જેને જેને મળતા તેઓની આંખો અશ્રુભીની થઈ જતી.

આવા પ્રેમાળ સ્વામીશ્રી આજની સાંજે પારાયણમાં લાભ આપી સ્મૃતિમંદિરે પધાર્યા ત્યારે વાતાવરણે અચાનક પલટો માર્યો. બળબળતા વૈશાખમાં આકાશના આંગણે વાદળોના ગડગડાટ, વીજળીના ચમકારા, ઠંડા પવનની લહેરખીઓ અને કૃત્તિકાની અમીધારાઓનો ચંદરવો રચાઈ જતાં ધરા ભીંજી. માટી મહેકી. મોર ટહુક્યા. તે જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'કૃત્તિકા નક્ષત્રમાં ક્યાંક છાંટા પડ્યા એવું સાંભળીએ તો પણ શુકન કહેવાય. કૃત્તિકા

એટલે કલ્યાણ.'

આવાં કલ્યાણકારી છાંટણાંનો અભિષેક ઝીલતાં ઝીલતાં જ સ્મૃતિ-મંદિરની પ્રદક્ષિણા કરી સ્વામીશ્રી ઉતારે પધાર્યા ત્યારે સંતોએ કહ્યું: 'વૈશાખમાં પહેલી જ વાર વરસાદ જોયો. સ્વામી! આ વખતે વેધશાળાના લેખ પર મેખ મારજો.'

'ચિહ્ન તો સારાં જણાય છે. પછી ભગવાનની ઇચ્છા.'

'આપ ભગવાન પર નાંખો છો ને ભગવાન આપના પર નાંખે છે.'

'એના સિવાય આપણે ક્યાં કાંઈ છીએ?'

'પણ આપ બંને એકબીજા પર નાંખ્યા કરતાં સંપથી રહો ને!'

'અમારે તો સંપ છે જ, પણ એમની ઇચ્છા મુજબ થાય એ સારું ને! એ સારા માટે હોય.' સ્વામીશ્રીએ જણાવ્યું.

ભગવાનને વશ કર્યા પછી પણ ભગવાનના વશમાં રહેવું તે ભક્તિની પરાકાષ્ઠા છે. તે સ્વામીશ્રીમાં સદૈવ જોવા મળતી.

## મહારાજને ગમે એ આપણને ગમે

પારાયણ દરમ્યાન મંદિરના ઠાકોરજીની નિતનવી શોભા સંતો દ્વારા કરવામાં આવતી. તે નીરખી પ્રસન્ન થતાં સ્વામીશ્રી વાઘા-શણગારને અનુરૂપ વાતો કરી સુખ-સ્મૃતિ પણ આપતા.

આ ક્રમમાં તા. ૧૧/૫ના રોજ તેઓ મંદિરે પધાર્યા ત્યારે ચંદનના વાઘામાં કરુણામૂર્તિ બુદ્ધનો પરિવેશ ધારી ઠાકોરજી શોભતા હતા. તેના અનુસંધાનમાં સ્વામીશ્રીના અલ્પાહાર વખતે ભદ્રેશદાસ સ્વામીએ પૂછ્યું: 'બાપા! આપને હાસ્ય, વીર, કરુણ, શૃંગાર વગેરેમાં કયો રસ ગમે?'

'મહારાજે શૂરવીરને વખાણ્યા છે ને![૪] મહારાજને ગમે એ આપણને ગમે.' સ્વામીશ્રીએ જણાવ્યું.

નાની-શી વિગતોમાં પણ તેઓનાં રસ-રુચિ ભગવાનથી નોખા ન પડતાં.

આ રીતે સદાય મહારાજની મરજીમાં જ રાચનારા તેઓ તા. ૧૨/૫ની સવારે મંદિરમાં દર્શને પહોંચ્યા ત્યારે ઠાકોરજીને ગોપાલકનો વેશ ધારણ કરાવેલો, પરંતુ તેની પિછવાઈ સાદી જોઈ સ્વામીશ્રીએ કહ્યું: 'ભરવાડ તો વનમાં જ ગાયો ચરાવતા હોય ને! માટે પાછળ વનનું દશ્ય રાખવું જોઈએ.'

---

૪. વચનામૃત લોયા પ્રકરણ ૨.

એ જ રીતે નાના ઠાકોરજીને ચંદનના વાઘામાં મત્સ્યાવતારનો વેશ ધારણ કરાવેલો જોઈને પણ સ્વામીશ્રીએ ટકોર કરી કે 'આજે તો નરસિંહ ચૌદશ. નરસિંહ પ્રગટ્યા. માટે એ વાઘા ધરાવવા જોઈએ ને!'

આમ, બધું મર્મસભર કરવાનું જ તેઓને તાન.

## જે માંગે તેને તું આપે

તા. ૧૨/૫ના રોજ ભક્તચિંતામણિનું પારાયણ આંશિક રીતે પૂર્ણ થતું હોવાથી સ્વામીશ્રીએ સમગ્ર સારંગપુરને બુંદીનો પ્રસાદ જમાડ્યો. ત્યારબાદ તા. ૧૩/૫ની સાંજે વિદાય થયેલા તેઓના રસ્તામાં બોટાદ આવ્યું.

અહીં મુસ્લિમ બિરાદર મમદીભાઈની નજર સ્વામીશ્રી તરફ જતાં તેઓએ ગાડી રોકવા હાથ હલાવ્યો. તે જોઈ સ્વામીશ્રીએ મોટર થોભાવતાં પેલા ભાઈ દોડતાં-દોડતાં આવી પહોંચ્યા અને પગે પડતાં સ્વામીશ્રીને અરજ ગુજારી: 'મારે આજે ૧૬મો રોજો છે તે આપના હાથે છોડવાની ઇચ્છા છે. કાંઈ પ્રસાદી હોય તો આપજો.'

આ આરતમાં સ્વામીશ્રીની લોકવલ્લભ છબીનું દર્શન છે. તેઓ જેમ દુનિયામાં હોવા છતાં દુન્યવી નહોતા, તેમ સંપ્રદાયમાં હોવા છતાં સંપ્રદાયથી પર હતા. તેઓ સૌના હતા.

પરંતુ બનવાકાળ આ સમયે ગાડીમાં પ્રસાદ જેવું કંઈ જ નહોતું. તેથી 'અમે પછી તમને મોકલાવીએ છીએ' કહી આગળ વધેલા સ્વામીશ્રીએ માર્ગમાં આવેલા પાળિયાદ મુકામે જાનકીવલ્લભ મંદિરનાં દર્શન કર્યાં.

અહીં અમરા બાપુએ તેઓનો સત્કાર કરતાં હારની સાથે પેંડા પણ ધર્યા. આ વાનગી ઠાકોરજીને ધરાવી તેનું એક બોક્સ ભરાવતાં સ્વામીશ્રીએ સારંગપુર જતા સંતોને કહ્યું: 'આ પેંડા રસ્તામાં મમદીભાઈને આપતા જજો.'

તેઓનો આ પ્રસાદ જ્યારે પેલા મુસ્લિમને મળ્યો ત્યારે તે બંદાની જીભ સાથે જીવન પણ મધુરતાથી છલકાઈ ઊઠ્યું.

## જે મળ્યા છે એનો રાજીપો લઈ લો

પાળિયાદથી ગોંડલ જવા માટે એક માર્ગ ગામમાં થઈને પસાર થતો હતો, બીજો બારોબાર. તેથી સંતોએ બીજા માર્ગ પર ગાડી લેવા કહ્યું, ત્યારે સ્વામીશ્રી બોલ્યા: 'ગામમાંથી લઈ લો. બજારમાંથી જઈએ તો સૌને દર્શન

થાય ને !'

આમ, *'તે તો જરૂર ભવજળ તરશે રે, કરશે દર્શન ને ગુણ લેશે રે...'* મુજબ સૌના કલ્યાણની નેમ રાખીને જ વિચરતા સ્વામીશ્રી તા. ૧૩/પની રાત્રે ગોંડલ આવી પહોંચ્યા.

અહીં સર્વ સ્થળે દર્શન કરીને સભામાં પધારેલા તેઓ અમૃતધારા રેલાવવા લાગ્યા કે 'હવે આપણે કોઈ ઉધારો રહ્યો નથી. અહીં જોગીબાપાને બેસતા-ઊઠતા, હસતા-રમતા, જમતા-સૂતા જોયા છે...'

'ના જોયા હોય તો અત્યારે આપમાં જોઈ લેવાના.' શ્રીકૃષ્ણ પંડ્યા બોલ્યા.

ત્યારે સ્વામીશ્રીએ કહ્યું : 'એ વાત અત્યારે ક્યાં કરી ?'

'આપણે તો યોગીબાપાને જોયા છે, પણ આ છોકરાઓએ ન જોયા હોય તો કહેવું પડે ને !'

'એ વાત સાચી. વાત કરવી જ. મૂળો ખાધો હોય તો ઓડકાર આવે જ. ગમે એટલી વાત કરીએ પણ મુદ્દો તો રહેવો જ જોઈએ ને ! મજકૂર આવવો જોઈએ. કેટલાક આગળ થયા એનું કૂટે છે ને કેટલાક થશે એની રાહ જોઈને બેઠા છે. ઊંટના હોઠ જેવું છે એ તો. અત્યારે જે પુરુષ મળ્યા છે એમાં જોડાઈને રાજીપો લઈ લો. સાક્ષાત્ પુરુષ મળ્યા છે એનો લાભ લઈ લો. એમાં કલ્યાણ આવી ગયું. 'हस्तिपदे सर्वपदम्...' જેવી દૃઢતા રાખીએ તો કામ થઈ જાય.'

સ્વામીશ્રીના આ શબ્દોમાં પ્રગટ સ્વરૂપને ઓળખી લેવાની હાકલ હતી.

## ન હોય તો ઊભું કરીએ

તા. ૧૪/પની સવારે અલ્પાહાર બાદ પોતાનાં કાર્યોમાં પરોવાઈ રહેલા સ્વામીશ્રીને નારાયણમુનિદાસ સ્વામીએ પૂછ્યું : 'આપ સારંગપુરના સંતો-પાર્ષદોની ભીડમાંથી અહીં શાંતિમાં આવ્યા તો કાંઈ હાશ જેવું લાગે ?'

'આપણે તો જંગલમાં પણ સરખું ને મહેલમાં પણ સરખું. ઝાઝું હોય તોય સરખું ને થોડું હોય તોય સરખું. સારંગપુર હોય કે અહીં, બધે જ ભક્તિમય વાતાવરણ હોય એટલે એમાં જુદું શું લાગે ? બધે જ ભગવાનના ભક્તો અને સંતો હોય એટલે ફરક ન લાગે.'

સ્વામીશ્રી આમ અલમસ્તાઈથી બોલ્યા ત્યારે એ સંતે પૂછ્યું : 'આપને કોઈ દિવસ એવું બને કે ટપાલ, મુલાકાત વગેરે કંઈ જ ન હોય તો આનંદ

થઈ જાય ?'

'ન હોય તો ઊભું કરીએ.' સ્વામીશ્રી બોલ્યા.

જેમ ભૂખ્યો માણસ ગમે તે રીતે ભોજનનું ઉપાર્જન કરે, તેમ સ્વામીશ્રીને સેવાની ભૂખ સદાય રહેતી.

## મને એવો વિચાર જ આવ્યો નથી

તા. ૧૭/૫ની સાંજે ગોંડલથી જૂનાગઢ પધારેલા સ્વામીશ્રીએ અત્રે તા. ૧૮/૫ની સવારે મંદિરના સંકુલમાં નૂતન સંતનિવાસનો વાસ્તુવિધિ કર્યો. તે પછી આજની સાંજે અહીંથી ગોંડલ તરફ પાછા વળતાં ગિરનારની બારી જોઈ પુરાણી સ્મૃતિ વાગોળતાં તેઓએ કહ્યું :

''અહીં પહેલાં એક દરવાજો હતો. હું અને પુરુષોત્તમ ભગત ડુંગરો ચઢવા આવેલા. જોગીબાપાએ શાસ્ત્રીજી મહારાજની રજા મેળવી લીધી. સવારે તો રસોઈ કરવાની હોય એટલે ચઢવાનું ફાવે નહીં. એટલે બપોર પછી ત્રણ વાગ્યે નીકળ્યા. પુરુષોત્તમ કહે : 'ઉતારેથી ડુંગર દૂર છે એટલે ઘોડાગાડી કરી લઈએ.' પણ યોગીબાપા કહે : 'અહીં નજીક જ છે. અમે તો અહીં કેટલીય વાર હાલીને ગયા છીએ.'

મને કાંઈ ખબર નહીં. જોગીબાપાએ કીધું એટલે અમે તો હાલવા માંડ્યા. પણ આ તો એટલું દૂર કે આ દરવાજે પહોંચતાં જ સાંજ પડી ગઈ. છતાં અમે ચઢ્યા. શાસ્ત્રીજી મહારાજ જાણતા કે 'આ આવશે એટલે પગ દુખશે જ.' એટલે અમે પહોંચ્યા ત્યારે ઊનું પાણી કરાવી રાખેલું. પગ ખરેખરા ભરાઈ ગયા હતા. રાત્રે દરવાજો બંધ થવાની તૈયારીમાં હતો, પણ પુરુષોત્તમે બૂમ પાડી કે 'ઊભા રહો. અમે આવીએ છીએ.' એટલે બંધ ન કર્યો. વળતાં પણ અમારે ચાલીને જ આવવું પડ્યું, રાત્રે કોણ ઘોડાગાડીવાળો તૈયાર થાય ?''

આમ, સ્મૃતિઓની સડક પર સરકતાં સૌ સુખપુર પહોંચ્યા. અહીં યુવકમંડળના શ્રીગણેશ કરાવી સ્વામીશ્રી આગળ વધ્યા ત્યાં જ જેતલસરનું પાટિયું આવ્યું. તે વાંચી તેઓએ સહપ્રવાસીઓને કહ્યું : 'યોગીબાપાના વખતમાં આ જંક્શન ઉપર અમે ઘણી વાર બીજી ગાડી માટે બે-ત્રણ કલાક પડી રહેતા.'

'તે વખતે એમ ન'તું થતું કે આના કરતાં આપણી એક ગાડી હોય તો સારું ?'

'ના. મને એવો વિચાર જ કોઈ દિવસ આવ્યો નથી.' સ્વામીશ્રી બોલ્યા.

જે સમયે જે મળ્યું એનાથી ચલાવીને જ વિરાટ કાર્યો પાર પાડનારા હતા સ્વામીશ્રી.

## 'અક્ષર' બન્યા નિરક્ષર

તા. ૨૦/૫ની સવારે ગોંડલના મંદિર પરિસરમાં તૈયાર થયેલા બુક સ્ટૉલનું ઉદ્‌ઘાટન કરી સ્વામીશ્રી અહીં પુષ્પો પધરાવી રહેલા ત્યારે એક બાળકે તેઓને જ બુક સ્ટૉલમાં રહેલી એક છબી ચીંધતાં કહ્યું: 'મને પ્રમુખસ્વામીની પેલી મૂર્તિ આપો ને!'

'આ રહ્યા. આખા જ લઈ લે ને! જોઈએ છે?' સ્વામીશ્રીએ પૂછ્યું.

તેઓના આ શબ્દોમાં પેલા બાળકને તો કંઈ ગમ ન પડતાં તે અવાક્ બની સ્વામીશ્રીને તાકી રહ્યો, પણ સમજુ જનોને ગમ્મત સાથે જ્ઞાન લાધી ગયું.

આવી જ રમૂજનો એક અધ્યાય આજની સાંજે ખૂલ્યો, જ્યારે નિમિષ અજમેરા નામના બાળકનું આમંત્રણ સ્વીકારી સ્વામીશ્રી તેના બંગલે જઈ પહોંચ્યા. આ બાળકની ઇચ્છા એ પણ ખરી કે 'સ્વામીબાપા મારા ઘરના સ્વિમિંગ-પૂલમાં સ્નાન કરે.'

તેનો આ મનોરથ પૂરો કરતાં સ્વામીશ્રીએ તરણહોજમાં ગુલાંટ ખાઈને જળપ્રવેશ, પાણીની પથારી પર શયનાધીન સ્થિતિમાં રહેવું, સંતો સાથે તરણસ્પર્ધા વગેરે દ્વારા એવાં સ્મૃતિજળ ઉડાડ્યાં કે સૌ ભીના ભીના થઈ રહ્યા.

આવી જ અનુભૂતિ તા. ૨૨/૫ની સવારે વરસેલી સ્વામીશ્રીની અમૃતધારા કરાવી ગઈ. આ સમયે આશીર્વાદ આપતાં સ્વામીશ્રી બોલ્યા: 'સત્સંગ એટલે મોટા સંતને હાથ જોડવા ને તે કહે તેમ કરવું.'

આ સાંભળી કો'કે કહ્યું: 'બાપા! હાથ જોડાય છે...'

'પણ બીજી કલમ – કહે એમ કરવું એ અઘરી પડી જાય, કેમ?' વાક્યપૂર્તિ કરતાં આટલું કહી સ્વામીશ્રીએ ઉમેર્યું: 'સત્પુરુષ કાંઈક કહે ને તરત મન 'એક્સેટ' થઈ જાય.'

હકીકતે સ્વામીશ્રીને 'મન અપસેટ થઈ જાય' એમ બોલવું હતું, પણ 'અપસેટ' શબ્દ તેઓની જીભે ન ચઢ્યો. ત્યાં જ સામે બેઠેલો એક બાળક આ શબ્દ બોલ્યો.

તે સાંભળી સ્વામીશ્રીએ કહ્યું: 'લો, આ છોકરો બોલ્યો.' પછી તે બાળકને સંબોધીને તેઓએ ગમ્મત કરી કે 'તને આવડે છે ને મને નથી

આવડતું. અમે ક્યાં તારા જેટલું ભણેલા છીએ ? એટલે અમને ન આવડે.'

સ્વામીશ્રીની આ નિખાલસતાથી આખી સભા વીંધાઈ ગઈ.

## જીવથી ન ઓળખાયે રે

તા. ૨૨/પની સાંજે સ્વામીશ્રી જ્યારે મંદિરની ગૌશાળા પાસે આવેલી ખુલ્લી જગ્યામાં ભ્રમણ કરી રહેલા ત્યારે ચાર-પાંચ સોરઠી ભક્તો ઘાસના પૂળા ઉપાડીને યોગ્ય જગ્યાએ ગોઠવ્યે જતા હતા. પરંતુ કામ કરવાની તેઓની ધીમી લયને ચાલુ ભ્રમણે નોંધી લેનારા સ્વામીશ્રીને લાગ્યું કે 'આ કામ સમયસર પૂરું નહીં થાય.'

એટલે જેવું ભ્રમણ પત્યું તે સાથે જ તેઓ ગૌશાળા આગળ પડેલા એક ગાડાની ઊધ પર બિરાજી ગયા. તે વખતે ભોંય પર મૂકેલા આસન પર ટેકવેલા ડાબા પગ પર જમણો પગ ચડાવી, તે પગના ગોઠણને પોતાના બેય હાથનું ઓઠિંગણ દેતાં બેઠેલા સ્વામીશ્રીએ ગાતરિયું ખોળામાં મૂક્યું. તેથી જબરા ખેડુની જેમ શોભી રહેલા તેઓનું આ વિરલ દર્શન માણવા સૌ ભક્તો એકત્રિત થવા લાગ્યા ત્યારે સ્વામીશ્રી તે દરેકને પૂળા ગોઠવવાની સેવામાં જોડતા ગયા. તે કારણે મોટા ભાગનું કામ પૂરું થઈ ગયું.

પરંતુ તેઓની આ લીલામાં એક અપરિચિત આતા તો ખરેખરા ભૂલા પડ્યા. ગાડે બેઠેલા સ્વામીશ્રીને જ પગે લાગી આગળ વધી ગયા બાદ તેઓએ એક સંતને પૂછ્યું : 'પરમુખ સ્વામી ક્યાં છે ?'

'આ રહ્યા. આ ગાડા પર બેઠા.' પેલા સંતે કહ્યું.

આ સાંભળતાં જ એ ફાળિયાધારી આતા તો 'ઓ ભગવાન ! હમણાં જ ન્યાં પગે લાગીને આયો' કહેતાં ચોંકી ઊઠ્યા !

*'પ્રગટ હોયે પ્રભુજી જ્યારે, જીવથી ન ઓળખાયે...'* જેવી આ વાત બની રહી.

આ ઘટના બન્યાના બીજા જ દિવસે જોરદાર વરસાદ ત્રાટકતાં સૌને ગઈકાલે ગાડે બેસીને પૂળા ઠેકાણે મુકાવ્યાની સ્વામીશ્રીની ક્રિયાનો મર્મ વિશેષ સમજાયો.

## સૌને શીતળ છાંયલડી સ્વામીબાપા દેતા

તા. ૨૪/પની સવારે ચાલતી થયેલી યોગી જયંતીની સભામાં

સ્વામીશ્રી પધાર્યા ત્યારે અગિયાર વાગી ચૂકેલા. આ સમયે વૈશાખની બળતી બપોરનો તાપ આકરો અનુભવાતો હોવાથી સંતોએ સ્વામીશ્રી માટે ઍર કૂલર ગોઠવેલું, પરંતુ તે જ્યાં ચાલુ કર્યું ત્યાં જ સ્વામીશ્રી બોલ્યા: 'એ હરિભક્તો તરફ ગોઠવી દો.'

'પણ સ્વામી! પવન વિરુદ્ધ દિશાનો હોવાથી તેમ ગોઠવીશું તોયે હરિભક્તોને ઠંડી હવાનું સુખ નહીં આવે.'

'જેટલું સુખ આવે એટલું લેવા દો ને!' આમ કહી સ્વામીશ્રીએ પોતાની સુવિધા સત્સંગીઓની સેવામાં વાપરી દીધી. તેઓની આ મમતા ભક્તોને ઍર કૂલર કરતાંયે અધિક ઠંડક પમાડી ગઈ.

સ્વામીશ્રીની આવી શીતળતાનો લાભ આજની સાંજથી રાજકોટને મળવા લાગ્યો. અહીં પણ આજે લોહાણા બૉર્ડિંગમાં ગોઠવાયેલી યોગી જયંતીની સભા ખીચોખીચ રહી. તેમાં મેયર શ્રી વજુભાઈ વાળાએ કાલાવડ રોડથી સૌરાષ્ટ્ર યુનિવર્સિટી સુધીના રસ્તાને 'સ્વામી યોગીજી મહારાજ માર્ગ' ઘોષિત કરી આ સોરઠી સંતને ઉચિત અંજલિ આપી દીધી.

## યોગકળાના પૂરણ દરિયા

લોહાણા બૉર્ડિંગ ખાતે આયોજિત પારાયણમાં પ્રતિદિન લાભ આપતા સ્વામીશ્રી તા. ૨૬/૫ના રોજ કથાનો પ્રારંભ કરાવીને મંદિરે પધાર્યા. અહીં તેઓ અલ્પાહારથી પરવાર્યા ત્યારે નીકળેલી યોગાસનોની વાતોમાં એક સંત બોલ્યા: 'સ્વામી! આપનાથી હવે પદ્માસન ન થાય. પેટ વધી ગયું ને!'

પરંતુ આ સાંભળતાં જ સ્વામીશ્રી 'અરે, ન શું થાય?' કહેતાં અલ્પાહારની ગાદી પરથી ઊતરી સૌની સાથે નીચે બેસી ગયા અને પદ્માસન, વજ્રાસન વગેરે આસનો કરી બતાવતાં બોલ્યા: 'જો, આ થયું કે નહીં?'

આ સમયે અલ્પાહાર પછીયે તેઓની આસનો કરવાની ચપળતા અને શરીરને મરોડવાની કુશળતા જોઈ સૌ અચંબો પામી ગયા.

આવા પરમયોગી સ્વામીશ્રી બીમાર પડેલા શ્રી બારદાનવાલા શેઠને આશીર્વાદ આપવા તા. ૨૯/૫ના રોજ તો રાજકોટથી જામનગર સુધીની ખેપ કરી આવ્યા!

આવા સ્નેહયોગી તેઓ તા. ૩૦/૫ની સવારે આનંદયોગી પણ બની રહ્યા. આ દિવસે સ્વામીશ્રીની નિશ્રામાં રાજકોટ, જામનગર, ગોંડલ, જૂનાગઢ

વગેરે ક્ષેત્રોના બાળકોનું અધિવેશન યોજાયેલું. ગરાસિયા બોર્ડિંગના પ્રાંગણમાં આયોજિત આ કાર્યક્રમમાં સ્વામીશ્રી અગિયારેક વાગ્યે જઈ પહોંચ્યા ત્યારે ઉનાળાનો તાપ તીવ્રતાથી અનુભવાતો હતો, છતાં ગુલમહોરની છાયા તળે બિરાજી તેઓ બાળકોની સ્પર્ધાઓ પર દૃષ્ટિ વેરવા લાગ્યા. તેઓની હાજરીથી પોરસાયેલા બાળકો કૂદી કૂદીને વિવિધ રમતોમાં ઝંપલાવતા ગયા. તેથી બાળકિલ્લોલ અને બ્રહ્મકિલ્લોલ એકસાથે છવાઈ રહ્યા.

આ રીતે થોડો સમય વીત્યો ત્યારે સંતોએ પૂછ્યું: 'સ્વામી! આ ગરમીમાં ક્યાં સુધી બેસવું છે?'

'આજે તો ઘણો સમય છે. એટલે પૂરું થાય ત્યાં સુધી બેસીએ.' આમ કહેતાં સ્વામીશ્રી તડકો ખમીનેય લાંબા સમય સુધી બાળકોને પ્રોત્સાહિત કરતા રહ્યા.

## ખરેખરું વેદવાક્ય

બાળકોના અધિવેશનમાંથી ઉતારે પધારેલા સ્વામીશ્રી ભોજન બાદ એક હરિભક્તની વ્યાવહારિક ગૂંચ ઉકેલવા બેઠા, પરંતુ તે વાટાઘાટોના દોર પર સરકતો સમય બપોરના ૨:૩૫ વાગ્યા સુધી પહોંચી ગયો. આરામનો સમય લગભગ એક કલાક ઠેલાઈ ગયો. આ બાબતે સંતોએ ખેદ વ્યક્ત કર્યો ત્યારે સ્વામીશ્રી બોલ્યા: 'આ સંસાર જ એવો છે. લોકો એવા એવા પ્રશ્નો લઈને આવે કે આપણનેય સમજાય નહીં.'

'લોકોને આટલાં દુ:ખો આવે તોય વૈરાગ્ય થતો નથી.' એક સંતે કહ્યું.

ત્યારે સ્વામીશ્રીએ જણાવ્યું: 'એ જ આશ્ચર્ય છે ને! એક ચાન્સ (તક) વધારે લઈ લઈએ એવું થાય. *'સંસાર છે સુખ-દુ:ખનો દરિયો...'* એવું જાણે છે તોય પડે છે. કોઈને નીકળવાનું મન થતું નથી. હું તો કહું છું કે સૂકો રોટલો મળે તોય અહીં પડી રહેવું સારું. સંસારમાં પડવા જેવું જ નથી એ ૧૦૧% વાત છે. ત્યાં ન સંસારનું સુખ આવે, ન ભજનનું! અહીં ભજન તો થાય.'

'આપ વેદવાક્ય બોલ્યા.'

'ખરેખરું વેદવાક્ય.' સ્વામીશ્રીએ મત્તું મારી આપ્યું.

ભગવાનનું અનંત સુખ અખંડ ભોગવતા તેઓને સંસારનાં અલ્પ સુખ માટે ખુવાર થતા જીવો પર અપાર કરુણા રહેતી. તેથી તેઓ સુખનું સરનામું ચીંધતા રહેતા.

## પરમપંથના પાયલોટ

તા. ૩૧/૫ના રોજ અદમ્ય ઉત્સાહ સાથે રાજકોટના સત્સંગીઓએ સ્વામીશ્રીનો પ્રમુખવરણી દિન ઊજવ્યો.

તેને અનુસરતાં આવેલી તા. ૨/૬ની સાંજે સ્વામીશ્રી ભ્રમણ કરવા પધાર્યા ત્યારે આજનો આખો દિવસ ખાસ્સો તપેલો હોવાથી ગરમી અસાધારણ હતી. તેથી સ્નાન કર્યું હોય તે રીતે સ્વામીશ્રીનું ગાતરિયું પરસેવાથી પલળી ગયું. આ સ્થિતિમાં તેઓ ભ્રમણ બાદ હિંડોળે પોરો ખાવા બેઠા ત્યારે પણ તેઓના ભાલ પરથી પરસેવાના રેલા ચાલ્યા જતા હતા. તે વખતે સ્વામીશ્રી બોલ્યા : 'આ વખતે તડકો સારો પડ્યો એટલે વરસાદ પણ સારો પડશે.'

તેઓના આ આશાવાદમાં જનહિતની ભાવના સમાયેલી.

તે સાથે જ સ્વામીશ્રી અલ્પ વિશ્રામ લઈ પારાયણના સ્થળે જવા નીકળ્યા ત્યારે ગાડી હંકારી રહેલા આગેવાન સત્સંગી શ્રી સુરેન્દ્રસિંહ જાડેજાએ પૂછ્યું : 'બાપા ! આપે સાઇકલ ચલાવેલી ?'

'હા.'

'તો આપે હવે હેલિકોપ્ટર ચલાવવું જોઈએ.'

'એ આપણને ન આવડે. હેલિકોપ્ટર તમારે બધાએ ચલાવવું. અમને તો અક્ષરધામના હેલિકોપ્ટરમાં બેસાડીને લઈ જતા આવડે.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓના આ શબ્દોથી તેઓની ઓળખ અને ઐશ્વર્ય એકસાથે છતાં થઈ ગયાં.

## સદા સાનુકૂળ

તા. ૨/૬ની સાંજે પારાયણમાં આશીર્વાદ આપી સ્વામીશ્રીએ નિજ-નિવાસ તરફ જવા ચરણ ઉપાડ્યાં ત્યાં જ તેઓ પાસે આવી ચડેલા અગ્રણી સામાજિક કાર્યકર શ્રી પ્રાણલાલ જોશી બોલ્યા : 'મારે આપને મળવું છે, તો આપની અનુકૂળતાએ મંદિરે આવું.'

'અમારે અત્યારે અનુકૂળતા જ છે. ચાલો, મળી લઈએ, કારણ કે તમે ઘેર જઈને આ ઉંમરે પાછા રાત્રે મંદિરે આવો એમાં તમને મુશ્કેલી પડે.'

આમ કહેતાં સ્વામીશ્રી પોતાનું આયોજન ઠેલીને એ આગંતુક સાથે એ જ ઘડીએ વિમર્શ માટે બેસી ગયા.

તે પછી ઉતારે પધારેલા તેઓ અત્રે ભોજન લઈ પત્રવ્યવહારમાં પરોવાયા, પરંતુ આ સેવાએ રાત્રે બારના ટકોરા પડ્યા છતાં અટકવાનું નામ ન લેતાં એક સંત બોલ્યા: 'બાર વાગી ગયા.'

'એવા તો કેટલાય વાગ્યા ને હજી વાગશે.' પત્ર લખતાં-લખતાં જ સ્વામીશ્રીએ પ્રતિભાવ આપ્યો.

'પણ તારીખેય બદલાઈ ગઈ કહેવાય. હવે ત્રીજી તારીખ થઈ ગઈ.'

'આવી તો ૬૫ ત્રીજી તારીખો જતી રહી.' આમ બોલતાં સ્વામીશ્રીની કલમ સાથે તેઓની કરુણા દોડતી જ રહી.

અધરાત-મધરાત જોયા વિના ભક્તોને સુખિયા કરવા મથી રહેલા સ્વામીશ્રીને સૌ નીરખતા જ રહ્યા.

## અતુલિત કાર્યશક્તિ

તા. ૫/૬ની સવારે ગુજરાતના પ્રસિદ્ધ દેવસ્થાન જૂના સૂરજદેવળના મહંત શ્રી ભગુ બાપુના ઉત્તરાધિકારીની નિમણૂકનો વિધિ સ્વામીશ્રીએ મંદિરના ઠાકોરજી સમક્ષ કર્યો. આ પ્રસંગે તેઓએ ભવિષ્યમાં ગાદીપતિ બનનારા શ્રી દિલીપભાઈને ચાદર ઓઢાડી ભાલમાં તિલક કરી આપ્યું. તેની સાથે શુભકામના પણ પાઠવી.

તે જોઈ હરખાઈ ઊઠેલા શ્રી ભગુ બાપુ તો સ્વામીશ્રીને કહેવા લાગ્યા: 'હવે મારી ઉંમર થઈ, માટે આપને ભલામણ કરું છું કે આનું ખાસ ધ્યાન રાખજો. મારા દીકરાની આખી જિંદગી સુધરી ગઈ અને અમારી ગાદીનો ઉદ્ધાર થઈ ગયો. આ છોકરાનો હાથ આપને આપું છું.' આમ કહેતાં તેઓએ સ્વામીશ્રીનાં કરકમળોમાં પોતાના ઉત્તરાધિકારીનો હાથ મૂક્યો.

આ ઐતિહાસિક અવસર પૂર્ણ કરી સ્વામીશ્રીએ આજની રાત્રે પોણા નવ વાગ્યે 'જય હિંદ' અખબારના સંકુલને પાવન કર્યું. અત્રે કાર્યવાહકો શ્રી પ્રદીપભાઈ, નિરંજનભાઈ વગેરેને આશીર્વાદ આપી તેઓ મંદિરે પરત પધાર્યા.

અહીં હવે વિદાયનો દિવસ નજીક આવી ગયો હોવાથી મુલાકાતીઓની સંખ્યામાં ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જતી હતી. તેને કારણે સ્વામીશ્રીનાં આરામ અને ભોજનના સમય સચવાતા નહીં. આ બાબતની વાતો તા. ૭/૬ની બપોરે સ્વામીશ્રી આરામમાં જઈ રહેલા ત્યારે નીકળી, પરંતુ તે સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'આવાં તો ૧૮૦૦ કામ ચાલતાં-ચાલતાં પતાવ્યાં છે. બધું વ્યવસ્થિત

રીતે પતી જાય. કોઈ ગૂંચવાડો ન થાય.'

સ્વામીશ્રીના આ ઉદ્‌ગારમાં પડઘાતી તેઓની અતુલિત કાર્યશક્તિનો અનુભવ તા. ૯/૬ના રોજ ભાદરામાં થયો.

આ દિવસે રાજકોટથી ડાંગરા થઈને અહીં આવેલા સ્વામીશ્રી ગુણાતીત વિદ્યામંદિરમાં પધાર્યા ત્યારે આગામી કાર્યક્રમ માટે નંખાઈ ગયેલો માંડવો જોઈ તેઓએ વ્યવસ્થાપકને પૂછ્યું : 'આ મંડપ કેટલો મોટો છે ?'

'૬૦ X ૮૦ ફૂટનો છે.'

'ન હોય. જરા માપો.'

આટલું કહી સ્વામીશ્રી તો વિદ્યામંદિરનું નિરીક્ષણ કરવા આગળ વધી ગયા. પરંતુ તેઓ ઉતારે જવા નીકળ્યા ત્યારે મંડપનું માપ નીકળી ગયેલું, તેની સાથે સ્વામીશ્રીની સૂક્ષ્મ નિરીક્ષણ-શક્તિનું પણ ! પેલો મંડપ ૬૦ X ૭૨ ફૂટનો જ હતો. 'આવાં તો ૧૮૦૦ કામ ચાલતાં-ચાલતાં પતાવ્યાં છે' એમ જે સ્વામીશ્રી રાજકોટમાં બોલેલા તેની એક ઝાંખી સૌને આજે થઈ રહી. પગલું મૂકતાં જ પરિસ્થિતિને પારખી લેવાની ગજબની સૂઝ સ્વામીશ્રીને વરેલી હતી.

## જેના વરસાવ્યા મેઘ વરસે છે

તા. ૧૧/૬ની સવારે ભાદરા ગામના રામજી મંદિરમાં રામ, લક્ષ્મણ અને જાનકીજીની મૂર્તિઓ પ્રતિષ્ઠિત કરી સ્વામીશ્રી સંસ્થા દ્વારા નિર્મિત ગુણાતીત વિદ્યામંદિરે પધાર્યા. અહીં તેઓએ જિલ્લા કલેક્ટર, જિલ્લા પંચાયત પ્રમુખ, જિલ્લાના અગ્રણી શિક્ષણાધિકારીઓ વગેરેની ઉપસ્થિતિમાં ઉચ્ચ માધ્યમિક શાળાનું ઉદ્‌ઘાટન કર્યું.

આ અવસરે ભરાયેલી સભામાં કલેક્ટર શ્રી વિજયસિંહ પરમારે અરજ ઉચ્ચારી કે 'લંડનમાં સુવર્ણતુલા વખતે પૂજ્ય પ્રમુખસ્વામીએ વરસાદ રોકી રાખ્યો હતો. હું એમને પ્રાર્થના કરું છું કે જામનગર જિલ્લો છેલ્લાં બે વર્ષથી દુકાળથી પીડાય છે. આ વર્ષે આપ ખૂબ વરસાદ વરસાવો ને પાણીનો પ્રશ્ન હલ કરી આપો.'

તેઓની આ વિનંતીને માંડ થોડી મિનિટો પસાર થઈ હશે ત્યાં જ મેઘરાજાની સવારી આવી પહોંચતાં મંડપ બહાર ઊભેલામાં તો નાસભાગ મચી રહી. વરસાદને લીધે માંડવો પણ ઊડી ગયા જેવો થઈ રહ્યો. તેથી 'જેના વરસાવ્યા મેઘ વરસે છે અને અટકાવ્યા અટકે છે...'નો પ્રત્યક્ષ અનુભવ સૌ

સ્વામીશ્રીમાં કરી રહ્યા.

તેને સૌ વાગોળતા હતા ત્યાં જ આજના ઉદ્‌ઘાટન પ્રસંગે સ્વામીશ્રીએ ૬૦ મણ કેસર કેરીનો રસ અબુધ-પ્રબુદ્ધ સૌ ગામવાસીઓને જમાડ્યો. તેઓની આ પ્રેમવર્ષાએ મેઘવર્ષાને પણ પાંખી-પાતળી સાબિત કરી દીધી.

## દેતા સ્વામી જનનીનું હેત

તા. ૧૧/૬ની સાંજે લખતરમાં સંસ્થાકીય સહાયથી નિર્માણ પામેલા ગુણાતીત બાલમંદિરનું ઉદ્‌ઘાટન કરી સ્વામીશ્રી તા. ૧૨/૬ની સાંજે ભાદરાથી અમદાવાદ જવા નીકળ્યા. આ સમયે વરસતા વરસાદથી ખૂબ પ્રસન્ન થયેલા તેઓ રસ્તામાં ‘જય ઇન્દ્રદેવ! વરસો... વરસો...’ કહી વૃષ્ટિને વધાવી રહ્યા. તેની સાથે ઊભે માર્ગે જે જે સત્સંગ મથકો આવે ત્યાંના ભક્તો સ્વામીશ્રીને પણ વધાવતા ગયા.

આ ક્રમમાં લીંબડી આવ્યું ત્યારે રાત્રિના આઠ વાગી ચૂકેલા. છતાં સ્વામીશ્રી હાઈવે પર આવેલી શ્રી જગદીશભાઈની હૉટલના ચોકમાં સૌને દર્શન આપવા રોકાયા. આ સમયે સ્થાનિક ભક્તો તો વાળુવેળા જાણી મેંદુવડાં, ચટણી ઇત્યાદિ વ્યંજન પણ બનાવી લાવેલા. આ વાનગીઓ ઠાકોરજીને ધરાવી સંતોએ ગાડીમાં ભેગી લઈ લીધી.

થોડી વારે આ નાસ્તો ચાલુ મોટરે સ્વામીશ્રીને આપવામાં આવ્યો, પરંતુ માતાને પોતાના મોંમાં કોળિયો મૂકતાં પહેલાં સંતાનનો વિચાર આવે તેમ સ્વામીશ્રીને પણ ગાડી હાંકનારા યુવાનનો વિચાર આવતાં તેઓ બોલ્યા : ‘આપણે બધા તો ખાઈએ પણ આ કેવી રીતે ખાશે ?’

જો કે માતાને પ્રશિક્ષણ નહીં, પ્રેમ જ રસ્તા સુઝાડે; તેમ સ્વામીશ્રીએ પણ માર્ગ શોધી કાઢ્યો. તેઓ જાતે જ ડિશમાં મેંદુવડાના ટુકડા કરતા ગયા અને તેને ચટણીમાં બોળી ગાડીચાલક યુવકને જમાડતા ગયા. તે વખતે પેલો યુવાન કોળિયે કોળિયે મેંદુવડા નહીં, પણ માની મમતાને મમળાવતો રહ્યો.

આ જ રીતે સ્વામીશ્રી પાસેથી પિતાનો પ્રેમ પામી રહ્યા શ્રી યોગેશભાઈ બારોટ. અમદાવાદ પધારેલા સ્વામીશ્રી આ યુવકને તેઓના લગ્ન પ્રસંગે આશીર્વાદ આપવા તા. ૧૪/૬ની રાત્રે દસ વાગ્યે નવરંગપુરા જઈ પહોંચ્યા. અલબત્ત, આ એક જ નહીં, આવા તો સેંકડો યુવાનો નીકળે કે જેઓના ગૃહસ્થાશ્રમનો આરંભ સ્વામીશ્રીના સ્નેહનો સ્વાદ ચાખી થયો હોય. આવા

સ્વામીશ્રીને યુવાનો શી રીતે વીસરી શકે?

## આપણે તો રજની રજ છીએ

અમદાવાદમાં રોજ કથામૃત રેલાવતા સ્વામીશ્રીએ એક સવારે 'મોટાને શું કરાવવાનું તાન છે...' એ 'સ્વામીની વાત' પર નિરૂપણ કરતાં કહ્યું:

"સૌ પોતપોતાના તાનમાં મંડ્યા જ છે પણ એના (ભગવાન અને સંતના) તાલે તાલ મેળવવાનો છે. આપણે તો 'તમે અમારા તાલમાં ભળો તો અમે સત્સંગમાં આવીએ, નહીં તો નહીં,' એવું કરીએ છીએ. સંગીતમાં પણ તાલ જો સરખો હોય તો મજા આવે. એમ અહીં મોટાપુરુષના તાલમાં ભળીએ તો ભગવાન ભજવાનું સુખ આવે. અંતરમાં શાંતિ વર્તે. પોતાની મેળે સત્સંગ ઘણો કરાવતા હોય પણ ભગવાન અને સંત કહે: 'આ રીતે નહીં, આમ કરો,' અને જો ન થાય તો પેલી અરથ વગરની વાત છે. શાસ્ત્રીજી મહારાજ કહેતા: 'બાવાના ચાંદે ચાંદ.'

મહારાજે ૧૦૮ પ્રકરણ ફેરવ્યાં તે વખતે સંતોને વિચાર ન થયો કે 'આ બધું જુદું જુદું શું? એક જ રાખો ને!' કારણ કે 'મહારાજ કહે એમ જ કરવું છે' એ દૃઢાવ. એ બધો કંઈ ગાડરિયો પ્રવાહ ભેગો નહોતો કર્યો. બધા વિદ્વાન હતા, પણ બુદ્ધિ પારની આ વાત છે. ભગવાન અને સંતને દિવ્ય સમજીને ભજન થયા કરે તો જીવ સુખિયો થઈ જાય."

આ જ રીતે તા. ૧૬/૬ની સાયંકથામાં વચનામૃત(ગ.મ. ૪૧)ના આધારે અમૃતધારા વહાવી રહેલા સ્વામીશ્રીના મુખમાંથી ગુણાતીત ગુરુઓએ નિર્માનીપણે કરેલી સેવાના પ્રસંગો એક પછી એક સરી રહ્યા. તે સાંભળી સામે બેઠેલા વડીલ ભક્ત અંબાલાલકાકા બોલ્યા: 'સ્વામી! આપે પણ એવી જ રીતે વાસણ ઊટક્યાં છે ને!'

'આપણે તો પહેલેથી જ ગુરુઓ આવું કરી ગયા છે. આપણે વળી કયા ઝાડનાં મૂળિયાં! આપણે તો એમના રજની રજ છીએ.' સ્વામીશ્રી બોલ્યા.

## તેં જનને તુજ સરીખા કીધા

અમદાવાદની શહેરી તાસીર અનુસાર અહીં રોજ સ્વામીશ્રીને મળનારા ભક્તો-ભાવિકોની સંખ્યા વિશેષ રહેતી. મુલાકાતીઓને ગમે એટલા નિયંત્રિત કરવામાં આવે તોય તે આંકડો આસાનીથી ૨૦૦ને તો આંબી જ જતો. વળી,

આ નગર સંસ્થાકીય પ્રવૃત્તિનું મુખ્ય મથક હોવાને નાતે વિવિધ બેઠકોના દોર પણ સતત ચાલ્યા કરે.

આવી તડામારી જોઈ તા. ૧૮/૬ની બપોરે વિશ્વવિહારીદાસ સ્વામીએ ગમ્મતના સૂરમાં કહ્યું : 'બાપા ! જો મીટિંગો-મુલાકાતો વધારે ગોઠવાઈ ગઈ હોય તો પાંચ દિવસ બીજે ક્યાંય એકાંત સ્થળે કાર્યક્રમ ગોઠવી દઈએ.'

'એવું શું કામ ભલા ! આ એકાંત જ છે ને ! આથી વિશેષ કયું એકાંત હોય !' સ્વામીશ્રી બોલ્યા.

તેઓ 'સર્વથી અળગા, સર્વ મધ્યે સદા...'ની જેમ જીવનપર્યંત રહ્યા એ જ તેઓની વિશેષતા હતી.

તે સાથે તા. ૨૨/૬ની સાયંસભામાં બિરાજેલા સ્વામીશ્રી સમક્ષ મંદિરની સામે આવેલી ઍડવાન્સ મિલના કર્મચારી શ્રી અર્જુનભાઈ બલદાણિયાએ સ્વાનુભવ વહેતો કર્યો કે –

'મારો એક મિત્ર અમિત પણ મારા જેવો જ. તેના સ્કૂટરની ડેકી ખોલો તો અંદર વિલાયતી દારૂ મળે જ. આપણે સવારે ઊઠીને પાણી પીએ, જ્યારે એ દારૂ પીતો. બધી જ રીતે પૂરો, પણ છેલ્લે દિવસે 'સ્વામિનારાયણ નગર'માં આવેલા તેણે દ્વિશતાબ્દીના ઉત્સવનું આયોજન નિહાળ્યું. પ્રદર્શન જોયા પછી પાછી વૃત્તિ વળી. મંદિરમાં સ્વામીબાપાનાં દર્શને આવ્યો ને એક ઝાટકે બધાં જ વ્યસન છોડી દીધાં. આજે એ સત્સંગમાં નિયમિત આવે છે.'

કાયાપલટની આ કહાણી સાંભળી હજારો ભાવિકોએ સ્વામીશ્રીને તાળીઓના ગડગડાટથી વધાવી લીધા.

તેની વચ્ચે જ પેલા કર્મચારીએ પોતાની દાસ્તાન કહેવા માંડી કે –

'પહેલાં મને બાવાઓ પ્રત્યે જ નફરત. ગામમાં આવે એને મેથીપાક ચખાડ્યા વિના મૂકું નહીં. મારો ગુસ્સો એટલો કે મિલમાં બધા મારાથી ડરે અને બસમાં મને કોઈ ખાલી 'ખસ' એટલું કહે ને ઝઘડી પડું. ઝઘડ્યા વિનાનો કોઈ દિવસ ખાલી ગયો નથી. પણ સત્સંગી શ્રી ઝાલાના યોગે 'સ્વામિનારાયણ નગર'માં આવવાનું થયું. ત્યારથી મારા જીવનમાં નવો વળાંક આવ્યો. હમણાં હું પાર્કિંગ વિભાગમાં સેવા આપી રહ્યો છું. અહીં મને એક ભાઈએ કારણ વગર અપશબ્દો કહ્યા. હું એકદમ નમ્ર રહી શક્યો. મને પોતાને આશ્ચર્ય થાય છે કે 'હું ગુસ્સે કેમ ન થયો ?' જો એકાદ વર્ષ પહેલાં આવું કહ્યું હોત તો એનું અસ્તિત્વ જ ન રહેત. આ મારા પ્રત્યે પ્રમુખસ્વામીની કૃપા અને અનહદ પ્રેમ.'

આ હકીકત સાંભળનારા સૌને ખ્યાલ આવ્યો કે 'સ્વામીશ્રીનું કાર્ય કેવળ વ્યસનમુક્તિ પૂરતું સીમિત નથી, પણ તેઓ તો અંતરના દોષો ટાળનારા ગુણાતીત સંત છે.'

## ધીરે ધીરે હાંકત રથકું

તા. ૨૪/૬ની સવારે અમદાવાદથી વડા ગામે પધારેલા સ્વામીશ્રી અહીં ઔદ્યોગિક ગૃહ 'સાયા'નું વાસ્તુપૂજન કર્યા બાદ આજની સાંજે દહેગામ પહોંચ્યા.

અત્રે શ્રી હસમુખભાઈ પટેલના ઘરઆંગણે યોજાયેલી સભામાં ધર્મલાભ આપી અમદાવાદ પરત ફરેલા તેઓના સાંનિધ્યમાં તા. ૨૮/૬ના રોજ રથયાત્રાનો ઉત્સવ આવી ગયો.

આ પ્રસંગે સૌએ ચાંદીના રથમાં આરૂઢ થયેલા ઠાકોરજી સાથે બેસવાની પ્રાર્થના સ્વામીશ્રીને કરી ત્યારે તેઓ બોલ્યા : 'મારે રથ ખેંચવો છે. મંદિર ફરતી એક પ્રદક્ષિણા ચાલતાં-ચાલતાં ફરવી છે.' આમ કહેતાં રથનું કાગવું પકડી અડવાણે પગે ઠાકોરજીને યાત્રા કરાવવા માંડેલા સ્વામીશ્રીના સંગમાં મહંત સ્વામી, ડૉક્ટર સ્વામી, ઈશ્વરચરણદાસ સ્વામી વગેરે સંતો પણ સામેલ થતાં ઉત્સવની દિવ્યતા ચરમસીમાએ પહોંચી. તેથી વ્યાપેલા હર્ષોલ્લાસ વચ્ચે સૌએ બીજી પ્રદક્ષિણા વખતે તો ચંદનચર્ચિત ભાલપ્રદેશ અને કંઠમાં મોગરાની માળાથી શોભતા સ્વામીશ્રીને પણ ઠાકોરજીની સાથે બિરાજમાન કરી ગુરુભક્તિ દાખવી.

આ રીતે મંદિરની પાંચ પ્રદક્ષિણા બાદ યોજાયેલી ઉત્સવ-સભામાં સ્વામીશ્રીએ કરેલી સારા વરસાદ સંબંધી પ્રાર્થનાનો તરત પ્રતિસાદ આવતાં આજની રાતથી જ આષાઢી મેઘની ઝરમર શરૂ થઈ ગઈ. સ્વામીશ્રીની પ્રાર્થના સાથે પરિણામની આવી જુગલબંદી વારંવાર જોવા મળતી.

તેથી જ તો છેલ્લાં બે વર્ષથી તોફાન અને તંગદિલીમાં અટવાતી શહેરની રથયાત્રા આજે શાંતિપૂર્ણ રીતે સંપન્ન થાય તે માટે સ્વામીશ્રીની 'શાંતિ અપીલ' દૂરદર્શન પરથી વારંવાર પ્રસારિત કરવામાં આવી. તેના પ્રભાવથી આજનો દિવસ કોઈ કાંકરીચાળા વિના પસાર થતાં શહેરવાસીઓએ રાહતનો દમ લીધો. તે બદલ સ્વામીશ્રીનો આભાર માનવા આગામી દિવસોમાં પોલીસ કમિશનર શ્રી સિંહા, મુખ્યમંત્રીના જનસંપર્ક અધિકારી શ્રી ત્રિવેદી, રાજ્યના માહિતી નિયામક શ્રી શેલત, ભ્રષ્ટાચાર-વિરોધી બ્યુરોના ઇન્સ્પેક્ટર

શ્રી ભટ્ટ વગેરે ઘણા પદાધિકારીઓ આવતા રહ્યા.

જનસમુદાયમાં પ્રસરેલો પોતાના વિષેનો આ અનહદ આદરભાવ ઝીલતાં સ્વામીશ્રી તા. ૩૦/૬ની સાંજે ઠાકોરજીનાં દર્શને જવા નીકળ્યા. આ સમયે 'વા'ની બીમારીથી અપંગ જેવા બની ગયેલા એક વૃદ્ધ લથડતી ચાલે ગિરદી વીંધીને તેઓ તરફ આવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તે જોઈ સ્વામીશ્રી જ તેઓની પાસે પહોંચી ગયા અને બોલ્યા : 'કાંતિ ! કેમ છે ?' પછી તેઓનો પરિચય કરાવતાં સૌને કહ્યું : 'આ શાસ્ત્રીજી મહારાજના વખતમાં અહીં દરજીનું કામ કરતો હતો.'

સ્વામીશ્રીની આ વાતે એ આગંતુકની આંખોમાં પાણી લાવી દીધાં. તેઓને થયું : 'અહો ! હજી સ્વામીશ્રી મને ભૂલ્યા નથી !' તેઓ પણ સુદામાની જેમ જ ગાઈ ઊઠ્યા : *'બાળપણા તણો સ્નેહ નવ વીસર્યો, મિત્ર મોહન તણી પ્રીત સાચી...'*

## માનો મળી છે મોટી વાત

તા. ૨/૭ની સવારે ઠાકોરજીનાં દર્શને જતી વખતે સ્વામીશ્રી ભડલી વાક્ય બોલ્યા કે *'શનિ, રવિ ને મંગળા, જો પોઢે જદુરાય; ચાક ચઢાવે મેદની, પૃથ્વી પરલય થાય.'*[૫] આમ, કોઈ ને કોઈ રીતે તેઓ સારા વરસાદની આશાનાં વાદળો બાંધતા રહેતા. પાણી વિના કોઈ ટળવળે એ સ્વામીશ્રીથી જોયું ન જાય.

આ અનુકંપા સાથે તા. ૩/૭ની સાંજે ઠાકોરજીનાં દર્શને જઈ રહેલા તેઓએ મંદિર પરિસરનો એક આસોપાલવ જોઈ સાથે ચાલી રહેલા સંતને પૂછ્યું : 'આ કેમ સુકાય છે ?'

'બાબરિયા સાહેબ આ બધું સંભાળે છે. એમને ખ્યાલ હશે !'

'સારું. જાણીને પછી મને રાત્રે આનું કારણ કહેજો.' સ્વામીશ્રીએ જણાવ્યું.

વૃક્ષ-વેલીની જેમ સૌનો સત્સંગ પણ તાજો રહે તે માટે તેઓએ તા. ૫/૭ની સવારે 'સર્વ કરતાં સંત મોટા..' એ 'સ્વામીની વાત'નું નિરૂપણ કરતાં કહ્યું : "સર્વ કરતાં સંત મોટા... એટલું જ સાંભળીએ તો ગેરસમજ થઈ જાય કે 'ભગવાન કરતાંય મોટા ?' ઘણા હજીયે બોલે છે કે 'ભગવાન થઈ ગયા.'

---

૫. જો દેવપોઢી એકાદશી શનિ, રવિ કે મંગળવારે આવે તો પૃથ્વીનો પ્રલય થાય એટલો વરસાદ આવે.

પણ ભગવાન થયા જ નથી અને ભગવાન થવાને સમર્થ પણ નથી. પણ એમણે ભગવાન ધારી રાખ્યા છે એ હકીકત છે. સંત મોટા એટલા જ માટે છે. આવા સંત એવું પાત્ર બન્યા કે ભગવાન એમાં બેસી ગયા. ભગવાનને ધારવા એ મોટી વાત છે. એવા ગુરુ આપણને મળ્યા છે એ મોટી વાત છે. આપણે એમને રાજી કરવાના છે.''

આ એક અલૌકિક હકીકત સંભળાવી સ્વામીશ્રી તા. ૬/૭ની સવારે મેઘાણીનગરમાં આવેલી ગણપત સોસાયટીનાં દ્વારે પધાર્યા. હરિજન ભાઈઓની આ કૉલોનીમાં તેઓને આવકારવા શહેરના ઉપમેયર તથા સાંસદ, પૂર્વ ધારાસભ્ય સહિત ઘણા ઉચ્ચ અમલદારો હાજર હતા.

તેઓનું સ્વાગત સ્વીકારી સ્વામીશ્રીએ આશીર્વાદ આપતાં જણાવ્યું કે –

'ભગવાનને મન કોઈ ભેદ હોતા નથી, પરંતુ કેટલીક વિકૃતિને લીધે નાત-જાતના ભેદ ઊભા થયા. તેથી આપણો ધર્મ છિન્ન-ભિન્ન થઈ ગયો. પણ તમારામાં અને અમારામાં એક જ ભગવાન બિરાજમાન છે. દરેક માણસ પોતાના ધર્મને ન સમજ્યો હોય એટલે વિગ્રહના પ્રયત્નો કરે. પણ આ આંતરિક વિગ્રહ નીકળે તો દુનિયાની કોઈ તાકાત નથી જે આપણને કાંઈ કરી શકે. ઘરનો કુસંપ વધારે હેરાન કરે છે. માટે જ અંદરનું સંગઠન થાય એ જરૂરી છે. શ્રીજીમહારાજ અને પરમહંસોએ ઘણી મુશ્કેલી પડી છતાં આ કાર્ય કર્યું છે. આપણે સૌ ભગવાનના બાળકો છીએ. એટલે કોણ સવર્ણ નથી ?'

સ્વામીશ્રીની આ સાદી ભાષામાં પથરાયેલા વિચારોનો વૈભવ જોઈ સૌ પ્રભાવિત થઈ ગયા. આવકવેરાના એક અધિકારી શ્રી આત્મારામભાઈએ તો મંચ પર આવી સ્વાનુભવ કહી દીધો કે 'મારા જીવનમાં મને મારાં લગ્ન વખતે પણ જેટલો આનંદ થયો નહોતો, એનાથી વિશેષ આનંદ આજે થયો છે.'

## માત તું, તાત તું, નાથ નારાયણ !

તા. ૭/૭ના રોજ આવેલી દેવપોઢી એકાદશીના દિવસે સ્વામીશ્રીએ ગોળી સાથે માત્ર ઉકાળો અને રાત્રે ફરાળી કઢી પીને જ આખો ઉપવાસ ખેંચી કાઢ્યો. છતાં બારસની સવારે સાડા છ વાગ્યે તેઓ નિયત ક્રમ મુજબ પ્રાતઃભ્રમણ માટે પધારી ગયા ! અડધો કલાકનું આ ભ્રમણ પૂરું કર્યા બાદ તેઓએ દર્શન, પ્રાતઃપૂજા કરીને પારણાંના રૂપે એક વાટકી શરબત સવારે ઠેઠ સાડા આઠ વાગ્યે અંગીકાર કર્યું !

આમ, સ્વ-શરીરથી નિઃસ્પૃહ થઈને વર્તતા સ્વામીશ્રીને થોડા દિવસ પૂર્વે કિડનીના ઑપરેશન માટે હૉસ્પિટલમાં દાખલ થવા જઈ રહેલા અક્ષર-સ્વરૂપદાસ સ્વામીએ પૂછેલું: 'બાપા! આપ અહીં છો તો એક વખત દર્શન આપવાં દવાખાને આવશો?'

અમદાવાદમાં રોકાણના છેલ્લા દિવસોની સ્વામીશ્રીની વ્યસ્તતા જોતાં આ પ્રસ્તાવને વધાવવો અઘરું તો હતું જ, છતાં એ સંતની વિનંતીને હેતથી આવકારતાં સ્વામીશ્રીએ જણાવેલું: 'મારે ગુરુપૂનમે બોચાસણ જવાનું છે, માટે ટાઈમ મળશે તો આવીશ.'

તેઓની આ બાંયધરી મેળવી પેલા સંત તો હૉસ્પિટલમાં ભરતી થઈ ગયેલા.

આખરે તા. ૯/૭ના રોજ વિદાય દિન આવી પહોંચ્યો. આ દિવસે ત્રણ ગામોમાં વિચરણ કરતાં કરતાં સ્વામીશ્રીને બોચાસણ પહોંચવાનું હોવાથી સમયની કટોકટી ભારે હતી. છતાં અમદાવાદના મંદિરનો ઝાંપો છોડ્યા બાદ તેઓએ ડૉ. બાજડિયાને સાથે રાખી પોતાની ગાડી એલિસબ્રીજ વિસ્તારમાં આવેલી એક હૉસ્પિટલના રસ્તે લેવડાવી અને જઈ પહોંચ્યા પેલા બીમાર સંતના ખાટલે.

ફળદ્રુપ જમીન પર અજાણતાં પડેલો દાણો પણ ફૂટી નીકળે છે તેમ સ્વામીશ્રી સમક્ષ થયેલો અછડતો મનોરથ પણ સાકાર થઈને જ રહેતો. તે અનુસાર આજે અસ્પતાલના આંગણે આવી ગયેલા સ્વામીશ્રી એ બીમાર સંતને આશીર્વાદ આપતાં બોલ્યા: 'હવે તમારે કાંઈ ચિંતા રાખવી નહીં. કોઈ તકલીફ પડશે નહીં.'

સ્વામીશ્રીની આ સ્નેહાળ સંભાળ એ સંત જિંદગીભર વાગોળતા રહ્યા, કારણ કે ત્યારપછી તેઓને ફરી કદી આવી માંદગી વેઠવાનો વખત જ ન આવ્યો.

## ભજન કરવાનો 'વીટો'

અમદાવાદથી નીકળેલા સ્વામીશ્રી અસલાલી, ડભાણ અને મહેળાવ થઈને બોચાસણ પધાર્યા ત્યારે અહીં તા. ૧૦/૭ની બપોરે સંતોએ વરસાદના સંદર્ભે પૂછ્યું: 'બાપા ! આ વરસ કેવું જશે ?'

'આપણે શું સમજીએ ? ભગવાનની જે ઇચ્છા હોય એ સારી જ હશે.' આમ કહી સ્વામીશ્રીએ ઉમેર્યું: 'આપણે બીજું શું કરી શકવાના ? ઓછા કાંઈ

આભ તોડી લાવવાના છીએ? ભજન અને માળા સિવાય આપણી પાસે કાંઈ છે જ નહીં. આપણે આપણી રીતે મહેનત કરીને ભગવાન ઉપર છોડી દેવું.'

'પણ ક્યારેક વીટો (અબાધિત અધિકાર) વાપરવામાં વાંધો નહીં.'

'આપણી પાસે વીટો ઓછો છે? વીટો ભગવાન વાપરે. આપણને તો ભજન કરવાનો વીટો આપ્યો છે.' સ્વામીશ્રી બોલ્યા.

ઐશ્વર્યથી છલોછલ હોવા છતાં તેઓ કદી છલકાયા નહોતા.

## સાચી ગુરુભક્તિ

આ અરસામાં ચંદીગઢથી હૃષીકેશ જઈ રહેલી બસમાં બેઠેલા આશરે ૪૬ યાત્રાળુઓને આતંકવાદીઓએ ઠાર મારેલા. તેના પ્રત્યાઘાતરૂપે સમગ્ર દેશમાં તોફાનો ફાટી ન નીકળે તે માટે વડાપ્રધાને તમામ રાજ્યોની માહિતી કચેરીને પ્રતિષ્ઠિત ધર્માચાર્યોના વાયુસંદેશ ધ્વનિમુદ્રિત કરવાનો આદેશ મોકલાવેલો. તે અનુસાર સ્વામીશ્રીનો પણ શાંતિ-સંદેશ વહેતો મુકાયો.

આવા શાંતિદાતા સ્વામીશ્રીને વધાવવા તા. ૧૧/૭ના રોજ આવેલી ગુરુપૂનમે તો ૨૧,૦૦૦થી વધુ હરિભક્તો ઊમટી પડ્યા. તે સૌ મોટા પુષ્પહાર પહેરાવી, સુગંધીદાર ચંદન ચર્ચી, ધોતિયાં ઓઢાડી, ભેટ ધરી સ્વામીશ્રીનું પૂજન કરવા થનગની રહેલા, પરંતુ તે સમયે સ્વામીશ્રી તો ડૂબેલા સત્સંગીઓની સંભાવના કરવામાં.

હા, ગુરુપૂનમની સવારે અલ્પાહાર ગ્રહણ કર્યા બાદ એ જ આસને બેસીને તેઓએ સામે બેઠેલા સંતોને ઉદ્દેશી કહ્યું: 'બધા સાંભળો. આજે ગુરુપૂનમ છે. બધાને આશીર્વાદ છે – ખરી ગુરુભક્તિ સૌને થાય. આજે ગુરુ-ભક્તિ સાચી એ છે કે જે ડિસ્ટ્રિક્ટ(વિસ્તાર)માંથી સંતો આવ્યા હોય એમણે એ પ્રદેશમાંથી આવેલા હરિભક્તોને સાચવી લેવા. મોટેરા હોય એને એ રીતે ને ન હોય તો પણ એનેય સારી રીતે વ્યવસ્થા થાય એ જોઈ લેવું. ગુરુ ને ચેલા (મંડળધારી સંત અને તેઓના સહાયક સંત) સૌને આ ભલામણ છે. બધાએ ધ્યાન રાખવું. આ વ્યવસ્થા કરવી એ જ ગુરુદર્શન, ગુરુમહિમા, ગુરુ-આશીર્વાદ છે. એ જ સમૈયો છે.'

આ લાગણી સાથે સ્વામીશ્રીએ આજની ગુરુપૂર્ણિમાએ સૌને આશીર્વર્ષાથી ભીંજવતાં કહ્યું: 'આપણાં અહોભાગ્ય છે કે આપણને સાચી વસ્તુ અને સાચી દિશા મળી છે. શાસ્ત્રીજી મહારાજે આ વાત સમજાવી છે. એમનો

સિદ્ધાંત આપણે દુનિયામાં પ્રવર્તાવી શકીએ એ આપણી સેવા ને એ જ આપણી મહત્તા છે. અત્યારે બે-ત્રણ વર્ષથી વરસાદ નથી, પણ પરમાત્માનો આધાર રાખીને મુશ્કેલીઓનો સામનો કરતા જઈએ. એકબીજાને મદદરૂપ થઈએ તો પાર થઈ જવાય. આપણે સૌએ ઝાડ વાવવાં. ઘરઆંગણે ઝાડ વાવવામાં કાંઈ નુકસાન નથી. અંતે ફાયદો આપણને જ છે.'

આમ, વૃક્ષ અને મોક્ષ – બંનેનું જતન કરવાની સૂચના આપી સ્વામીશ્રી બે કલાક સુધી વ્યક્તિગત દર્શનનો લાભ આપવા બિરાજ્યા. તેથી તેઓને ભોજનનો મેળ છેક અઢી વાગ્યે પડ્યો.

ઉત્સવના બીજા દિવસે પણ ભક્તોને હળવા-મળવામાં વ્યસ્ત રહેલા સ્વામીશ્રી બપોરે દોઢ વાગ્યે જમવા બિરાજ્યા. તે જોઈ સંતોએ ભોજનના સમય સાચવી લેવા વિનંતી કરી ત્યારે તેઓ બોલ્યા: 'સમૈયાના બે દિવસ આઘુંપાછું થાય તો બોલવું નહીં. તમને જેમાં રસ હોય એમાં વચ્ચે કોઈ ઉઠાડવા આવે તો ઊઠો? એમ અમારે રસ પડતો હોય.'

ભક્તો જ હતા સ્વામીશ્રીનું જીવન; આ હકીકત વધુ એક વાર ઝળકી ઊઠી.

## મારે તો એક પ્રમુખસ્વામી સાથે જ સંબંધ છે

આ અરસામાં કેટલાક વિઘ્નસંતોષીઓએ પ્રકાશિત કરેલી પુસ્તિકા 'ગુણાતીત ગુરુપરંપરા'માં પોતાની મનઘડંત રીતે જીવનચરિત્રો ગોઠવી દેવામાં આવેલાં. તેમાં તેઓએ મહંત સ્વામીના વૃત્તાંતને પણ સામેલ કર્યું હોવાથી તેનો ધારદાર ખુલાસો કરતાં સ્વયં મહંત સ્વામીએ જ ગુરુપૂનમની સભામાં કહેલું:

''સુરતથી જે જીવનચરિત્રો લખાયાં છે એ કેવળ હઠાગ્રહ, વૈરવૃત્તિ અને અહં પોષવા માટે છે. એમાંથી 'મારો હક છીનવાયો છે' એવો ભાવાર્થ નીકળે છે, પરંતુ આ સત્ય નથી. પ્રમુખસ્વામીનો આમાં સૂક્ષ્મ દ્રોહ છે. આવા સિદ્ધાંતોમાં હું માનતો નથી. આ તો કોઈ વાંચે તો દ્વિધામાં ન પડે એ માટે હું ખુલાસો કરું છું. હું જો ન બોલું તો ઘણાને એમ લાગે કે આ બધું મહંત સ્વામીની સંમતિથી જ કરે છે. મારે આવું લખનારાઓ સાથે કોઈ સંબંધ નથી.

આજે નાનાં બાળકોથી માંડીને સૌ વ્રત-તપ કરે છે, આનંદ-કિલ્લોલ કરે છે, એનું કારણ પ્રમુખસ્વામીમાં સૌને દૃઢ પ્રતીતિ છે. આ પ્રતીતિ અનંત સાધન તુલ્ય છે. આ આપણું જીવન છે. પ્રમુખસ્વામીમાં શ્રીજીમહારાજ સાક્ષાત્

બિરાજે છે. નહીં તો આ બની શકે એમ નથી. આજે આવી અદ્ભુત પ્રાપ્તિ થઈ છે. દિન-પ્રતિદિન સત્સંગ વધતો જ જાય છે. બધાને આ અનુભવ છે જ, છતાં આવા લોકોને કહેવું પડે છે. પ્રતીતિ નથી આવતી એટલે જ હજારો પ્રશ્નો ઊભા થાય છે. ગુરુ અને ગુણાતીત પરંપરા એક જ છે. જે ભ્રમણા પુસ્તકમાં ઊભી કરી છે એ ખોટી છે. મારે તો એક પ્રમુખસ્વામી સાથે જ સંબંધ છે. એનો દ્રોહ કરનાર કોઈની સાથે સંબંધ નથી. પ્રમુખસ્વામીનું બેસવું, ઊઠવું વગેરે બધું જ રુચિર છે. એમને કોઈની સ્પૃહા નથી ને કોઈની ઉપેક્ષા પણ નથી. તેઓ સ્વતંત્ર છે, દિવ્ય છે.''

મહંત સ્વામીના આ ટંકારથી ઘણા સંશયાત્મા નિઃસંશય થઈ ગયા.

## ... તો વાંધો ન આવે

તા. ૧૨/૭ના રોજ પણ સ્વામીશ્રી સમક્ષ વરસાદના અભાવની વાતો છેડાતાં તેઓ હસી પડ્યા અને બોલ્યા: 'આપણે બધા (વરસાદની) વાતો કરીએ છીએ ને પેલો (સૂર્ય) વધારે લાઇટ (પ્રકાશ) ફેંકે છે.' આમ ગમ્મત કરી સ્વામીશ્રીએ ઉમેર્યું:

'અત્યારે પુનર્વસુ નક્ષત્ર ચાલે છે. તે જોડકું નક્ષત્ર કહેવાય. આ નક્ષત્રમાં જો વરસાદ વરસે તો આના પછીના પુષ્ય નક્ષત્રમાં પણ વરસે જ. પુનર્વસુ મીઠી પદ કહેવાય અને પુષ્ય કડવી પદ. મીઠી પદમાં પાણી થાય એ સારું. અને જો મઘા વરસે તો સારાંમાં સારું પાણી થાય. મીઠું પાણી અને જમીનમાં તળેય બહુ રહે. આવી બધી ઘરડાંઓની કહેવતો છે.'

સ્વામીશ્રી પાસે રહેલું નક્ષત્રવિદ્યાનું જ્ઞાન હેરત ઉપજાવે તેવું હતું.

તેની સાથે તા. ૧૩/૭ની રાત્રે બ્રહ્મવિદ્યાનો પાઠ ભણાવતાં પણ તેઓએ કહ્યું કે 'સેવાભાવના હોય અને સૌ સાથે ભળી જતાં આવડે એને સત્સંગમાં વાંધો ન આવે. સેવાભાવીને કોઈ ન ટોકે. તે ગમે ત્યાં હોય, સૌને સારો લાગે. એકબીજાના સ્વભાવ મેળવતાં આવડે તો વાંધો ન આવે.'

## સાધુના મારગની વાત

તા. ૧૭/૭ની રાત્રે પોતાના ઓરડામાં બેસી પત્રલેખન કરી રહેલા સ્વામીશ્રી લગભગ સાડા દસ વાગ્યે આ સેવાથી પરવાર્યા ત્યારે ઓરડામાં કોઈ નહોતું. તેથી તેઓ એકલા જ બહારની પરસાળમાં પધાર્યા. અહીં

તેઓને સામે આવેલા રસોડામાં થઈ રહેલું ચેષ્ટાગાન સંભળાતાં તેઓ તે તરફ ચાલ્યા અને ત્યાં એક સાદી ખુરશી પર બિરાજી ગયા. ચેષ્ટાગાન કરતા સંતો-યુવકો તો આ અચાનક થયેલાં દર્શનથી રાજી રાજી થઈ ગયા. તેઓ સાથે સ્વામીશ્રી પૂરેપૂરી ચેષ્ટા બોલ્યા. ત્યારબાદ તેઓએ સૌના પૂછવાથી પોતાના પૂર્વાશ્રમ સંબંધી ઘણી વાતો કરી આનંદ પમાડ્યો.

આ જ રીતે તા. ૨૧/૭ની રાત્રે પણ સંતો સાથે બિરાજી સેવાલક્ષી શીખ આપતાં સ્વામીશ્રીએ જણાવ્યું કે –

"આ ક્ષણે જે સેવા કરીએ છીએ તે મૂકીને, આજ્ઞા થાય એ બીજી સેવા કરવી છે – એનું પણ અનુસંધાન રાખવું. ગમે ત્યારે, ગમે તે સેવા મળે એ રાજીપે કરવી. આપણને બધે જ ફાવે. 'સેવા ભગવાનને રાજી કરવા કરીએ છીએ' એવી ભાવના હોય તો અભિમાન ન આવે. 'આપણી બુદ્ધિ-શક્તિથી કાંઈ થતું નથી, બધું ભગવાનની ઈચ્છાથી થાય છે,' એવું હોય તો કો'ક કહે ત્યારે દુઃખ ન થાય. સાધુતાના માર્ગનો અખંડ વિચાર કરવો. સાધુને શોભે એવાં સ્વભાવ ને આચરણ રાખવાં. ઉગ્ર ન થવું. કાર્ય નિર્માનીપણે કરવું. અહં કે તમોગુણ આવી જાય તો સેવા નકામી જાય. બધા સંતોની સાથે રહેવું. એકલવાયું જીવન નહીં. જમવામાં, કથામાં, કામમાં ભેગા રહેવું. મન નોંખું ન પડે એ જોવું.

મોટેરા સંતો કાંઈક કહે ત્યારે એની સામે બોલાઈ જાય તો એ સારું નહીં. કદાચ કાંઈક લાગતું હોય તો શાંતિથી સમજાવવા પ્રયત્ન કરવો. કોઠારી કહે એમ કરવું. સૌની રીતે સૌ કરવા મંડે એ સારું નહીં. સાધુનો મારગ એ છે કે આપણાથી કોઈને દુઃખ ન થવું જોઈએ. યોગીબાપા કેટલી પ્રવૃત્તિ કરતા! હજારો સંતો-ભક્તોનાં મન રાખવાનાં. છતાં સહન કરીને બધું કર્યું. આપણી એ રીત છે. 'આગળ જાય વાવતો ને પાછળ જાય ટોરતો' એવું ન થવું જોઈએ. આવું થાય પછી સેવા કરતો હોય તોય શાંતિ ન થાય. ગામડે વિચરણ કરતા સંતોએ મંદિરના સંતોનો અને મંદિરના સંતોએ ગામડે વિચરતા સંતોનો મહિમા સમજવો. કોઈનું ઘસાતું બોલવું ન જોઈએ.

સવારે પાંચ વાગ્યે ઊઠી જ જવું. કામ હોય કે ન હોય પણ એ ટેવ પાડવી. સાંજે કથામાં બેસીને, ચેષ્ટા કરીને ઊઠવું. કામ હોય એ મૂકી દેવું. આ ઉંમરે એવું ભજન કરી લેવું કે સુખ-સુખના ઢગલા થઈ જાય."

## આખો દા'ડો જીવ બાળવા જેવું

તા. ૨૨/૭ની સાંજે બોચાસણથી ભાદરણ પધારેલા સ્વામીશ્રીએ અહીં ભદ્રકાળી મંદિરે આયોજિત સભામાં આશીર્વાદ આપ્યા. તે પછી તેઓ કાર્યકરોના આગ્રહથી બાઈઓના સ્વામિનારાયણ મંદિરમાં દર્શન કરવા પહોંચ્યા ત્યારે અત્રે ચલણી નોટો અને સિક્કાઓનો ઉપયોગ કરી કલાત્મક હિંડોળો તૈયાર કરેલો. એ હિંડોળાની દોરી લઈ એક સંત જ્યાં ઠાકોરજી ઝુલાવવા ગયા ત્યાં જ સ્વામીશ્રી બોલ્યા : 'જો જો, વીંછી છે.'

ભગવાન સ્વામિનારાયણે ત્યાગીઓને દ્રવ્યના સ્પર્શનો નિષેધ ફરમાવ્યો છે. તે સંબંધી સજાગતા શીખવતા સ્વામીશ્રી ભાદરણથી બોચાસણ આવ્યા ત્યારે ગામનું અક્ષર-પુરુષોત્તમ વિદ્યાલય રજતજયંતી વર્ષ ઊજવી રહેલું. તેનું આમંત્રણ સ્વીકારી સ્વામીશ્રી આ વિદ્યાસંકુલમાં પણ પધાર્યા.

અત્રે સન ૧૯૭૦માં જ્યારે યોગીજી મહારાજ આવેલા ત્યારે તેઓએ બ્લેકબૉર્ડ પર મોટા અક્ષરે આશીર્વાદ લખી અંતે 'દ. સાધુ જ્ઞાનજીવનદાસ તથા પ્રમુખસ્વામી' એમ લખેલું. એ દિવસ તા. ૨૩/૭, ગુરુવારનો હતો. આજે સ્વામીશ્રી પધાર્યા તે દિવસ પણ તા. ૨૩/૭, ગુરુવારનો જ હતો. આ યોગાનુયોગથી સૌ રાજી થઈ ગયા.

પ્રસન્નતાના આ વાતાવરણમાં સૌને આશીર્વાદ પાઠવી મંદિરે પરત ફરેલા સ્વામીશ્રી તા. ૨૪/૭ની બપોરે ભોજન લેવા તો બિરાજ્યા, પણ જેવો થાળ પોતાની સમક્ષ આવ્યો કે તેઓ બોલ્યા : 'અત્યારે તો મને કાંઈ જ ઇચ્છા નથી. અત્યારે તો ખાતાં-પીતાં, ઊઠતાં-બેસતાં એક વરસાદની ઇચ્છા કરીએ છીએ. આખો દા'ડો જીવ બાળવા જેવું થાય છે. રોજ ઊઠીએ ને સૂર્ય ઉદય થયો જ હોય.'

આ વર્ષે ખેંચાયેલો વરસાદ સ્વામીશ્રીના અંતરતલને કેવો ઉઝરડી રહેલો તે આજે સૌને વધુ સ્પષ્ટ રીતે દેખાયું.

## સંસ્કાર લઈને નીકળીએ એ ભણ્યાની સાર્થકતા

તા. ૨૪/૭ની સાંજે બોચાસણથી આણંદ પધારેલા સ્વામીશ્રીના વરદહસ્તે અહીં નગરપાલિકા દ્વારા નિર્મિત પાણીની ટાંકીનું ઉદ્ઘાટન થયું. ૨૭ લાખ લિટરની ક્ષમતા ધરાવતા આ વારિગૃહને લોકાર્પિત કરી તા.

૨૫/૭ની સાંજે ગોપાલપુરા પહોંચેલા સ્વામીશ્રી અત્રે પ્રાથમિક શાળામાં સભા બાદ આઠેક પધરામણીઓ કરી વિદ્યાનગર પધાર્યા.

અહીં મુખ્ય રસ્તા પર આવેલા છાત્રાલયના દરવાજે તેઓને વધાવવા થનગની રહેલા યુવકો દ્વારા ઝૂંપડીની સજાવટ કરવામાં આવેલી. તેની આગળ કેટલાક યુવાનો હાથમાં કડિયાળી ડાંગ લઈ ભરવાડના પરિવેશમાં ઊભા હતા. બાકીના સૌ દરવાજેથી મંદિર સુધી હરોળબંધ ખડા થઈ ગયેલા. રાત્રે પોણા દસ વાગ્યે જેવી સ્વામીશ્રીની ગાડી આવી કે યુવકોએ વિનંતી કરી: 'બાપા! આપના સ્વાગતમાં ગાડું તૈયાર છે.'

આ સાંભળતાં જ ગાડીમાંથી ઊતરી ગયેલા સ્વામીશ્રી ચાર-પાંચ પગથિયાંવાળો કામચલાઉ દાદરો ચઢી ગાડામાં બિરાજ્યા. તેઓનો આ અણધાર્યો પણ મનભાવતો પ્રતિસાદ પામી યુવાહૈયાં હેલે ચડ્યાં. સૌ જોર-શોરથી 'પ્રમુખસ્વામી મહારાજની જય'ના નારા ગજાવવા લાગ્યા. તેની વચ્ચે નિશ્ચિત કરેલા યુવકોએ જ ગાડું ખેંચવાનું હતું, પરંતુ પ્રેમમાં નેમ ન રહેતાં સૌ ગાડાને ઠેલવા લાગ્યા. તેથી સ્વામીશ્રીને સખત હડદોલા આવવા લાગ્યા. જો કે તેની તેઓને લેશ દરકાર નહોતી. તેઓ તો અકળાઈ રહેલા પોતાના જયનાદોથી. 'પહેલાં શ્રીજીમહારાજની જય બોલાવો... પરંપરાની બોલાવો...' આમ તે કહી રહેલા, પણ તેઓના આ શબ્દો ઉત્સાહના પૂરમાં ડૂબી જતા હતા.

પરંતુ પરિસ્થિતિ કફોડી તો ત્યારે થઈ જ્યારે ભારે અસંતુલન વેઠતાં વેઠતાં સ્વામીશ્રી મંદિરે પહોંચ્યા. અહીં યુવકોને ખબર પડી કે 'ગાડામાંથી નીચે ઊતરવા માટે ગોઠવવાનાં પગથિયાં તો દરવાજે જ ભુલાઈ ગયાં છે!' તેઓની આ ગફલતને કારણે સ્વામીશ્રીને સંતોના સહારે કૂદકો મારી નીચે ઊતરવું પડ્યું.

છતાં યુવકો પર લેશ અણગમો ન જણાવતાં તેઓ મંદિરમાં દર્શન કરી છાત્રાલયની લૉનમાં યોજાયેલી સભામાં પધાર્યા. અહીં કલાત્મક હિંડોળામાં બિરાજેલા તેઓએ આશીર્વાદ આપવા શરૂ કર્યા ત્યારે તેઓના હૈયામાં ખૂંચતી વાત ઊછળી આવી કે 'આપ બધા યુવકોનો પ્રેમ સારો છે, પણ આપણી પ્રણાલિકાનો ખ્યાલ રાખવો. પહેલાં મહારાજની જય આવે, પછી પરંપરાની જય આવે. ભગવાન સ્વામિનારાયણ મુખ્ય છે. એને લઈને ગુણાતીતાનંદ સ્વામી અને બધાની મહત્તા છે. એકલી પેલી (એટલે કે પોતાની) જય બોલાવવાનું ગાંડપણ આપણે ન જોઈએ. આવો જુસ્સો ખોટો છે. ગાંડો પ્રેમ

કામનો નહીં. આપણા સિદ્ધાંતનો ખ્યાલ રાખવો, જેથી ભૂલ ન થાય.'

આમ, યુવકોને સિદ્ધાંતનો 'સા' ઘૂંટાવ્યા બાદ સંસ્કાર તથા શિક્ષણની બારાક્ષરી ભણાવતાં સ્વામીશ્રીએ કહ્યું :

'વિદ્યાર્થી-જીવનમાં નમ્રતા જોઈએ. રજોગુણ ન જોઈએ. સંસ્કાર લઈને નીકળીએ એ અહીં ભણ્યાની સાર્થકતા છે. ગમે ત્યાં જાઓ પણ આપણી કાયમ છાપ રહે એવા થઈએ. ભણવામાં કંટાળો આવે છે, કારણ કે આપણી શક્તિઓ ખોટે રસ્તે જાય છે. બાકી જુવાનીમાં કંટાળો શેનો ? અત્યારે તો ચાલીએ તોય પૃથ્વી ધમધમ થવી જોઈએ. અભ્યાસ કરીએ ત્યાં સુધી આ કૅમ્પસ (સંકુલ) એ જ આપણી દુનિયા. અહીં સંતો મા-બાપ ખબર ન રાખે એનાથી વિશેષ ધ્યાન રાખે છે, તો રજાઓમાં પણ શીખેલું ભુલાય નહીં એ ખટકો રાખવો. અહીં જે સંસ્કાર ભેગા કર્યા તે બહાર જઈને એક દા'ડામાં ખલાસ ન થઈ જાય તેનું ધ્યાન રાખવું.'

આ રીતે આવતાંવેંત સ્વામીશ્રીએ યુવકોને સિદ્ધાંત, સંસ્કાર અને શિક્ષણની ત્રિવેણીમાં તરબોળ કરી દીધા.

## કોઈના નહીં છતાં સર્વના

તા. ૨૬/૭ની રાત્રિસભામાં યુવાનો દ્વારા રજૂ થઈ રહેલો કાર્યક્રમ 'પ્રમુખસ્વામી મારા છે' તે ધીરે ધીરે પૂર્વનિર્ધારિત આયોજન અનુસાર ચડસા-ચડસીનું રૂપ પકડવા લાગ્યો. તેનો નિવેડો લાવવા અંતે સ્વામીશ્રી સમક્ષ જ ધા નાંખવામાં આવી કે 'બાપા ! આપ જ કહો કે આપ કોના છો ?'

'ભગવાન અને સંત કોઈના નથી છતાં સર્વના છે.'

આ નિર્ણય જાહેર કરી સ્વામીશ્રીએ ઉમેર્યું: 'ભગવાન અને સંત સ્વતંત્ર છે, છતાં જે ભક્ત થાય એને વશ થઈ જાય છે. માટે આપણે યથાર્થ ભક્ત બનવાનું છે. આવું હેત થાય તો જુદાપણું ન લાગે. મન નોખું પડે નહીં. ભલે પછી બોલાવે કે ન બોલાવે. આવું કરીએ તો ભગવાન આપણા છે જ. કહેવું ન પડે.'

સ્વામીશ્રીએ ખૂબ જ સચોટ ખુલાસો કરી આપ્યો.

## વરસાદની વેદના

તા. ૨૭/૭ની સવારે પ્રાતઃપૂજાથી પરવારેલા સ્વામીશ્રી ઉતારે પધારી

રહેલા ત્યારે ગાડી ચલાવતા મલાવીના જીતુ પટેલે કહ્યું: 'બાપા ! આ ગાડીનું એ.સી. ચાલતું નહોતું, પણ આપ બિરાજ્યા તે સાથે જ ચાલુ થઈ ગયું.'

'પરચો થયો.' હસતાં-હસતાં સ્વામીશ્રી બોલ્યા.

તેઓના એ હાસ્યમાં જ આવા પરચાની વિડંબના હતી. છતાં શબ્દથી પણ તેનું ખંડન કરતાં કહ્યું: 'અત્યારે તો વરસાદ પડે તો પરચો સાચો. બાકી બધું ખોટું.'

સ્વામીશ્રીના અંતરને રાત-દિવસ પીડી રહેલી દુષ્કાળની યાતના આ રીતે પડઘો પાડી રહી. તેથી જ તેઓએ આજે છાત્રાલયના પાટોત્સવ નિમિત્તે ઠાકોરજીને ગળાડૂબ પંચામૃતથી સ્નાન કરાવી વરસાદ વરસે તેવા સંકલ્પો કર્યા. તેના પ્રતિસાદરૂપે જ પાટોત્સવની સભા દરમ્યાન જોરદાર ઝાપટું વરસી ગયું, પણ તે સુકાયેલી ધરતીની તરસ છિપાવવા પૂરતું નહોતું.

તેથી સભા બાદ કલેક્ટર શ્રી સક્સેનાએ ચિંતા વ્યક્ત કરી કે 'ઘણા વખતથી વરસાદ નથી. કંઈ સમજાતું નથી.'

આ વાતને અનુમોદન આપતાં સ્વામીશ્રી પણ બોલ્યા: 'ઘણાં વરસોથી આવું સાંભળ્યું નથી. છપ્પનિયાનું સાંભળેલું. પાણી માટે તો બહુ જ ભયંકર થશે. ઘાસ તો છે જ નહીં. લાવવું ક્યાંથી ? અહીં ચરોતરમાં હજી પાણી દેખાય છે, પણ સૌરાષ્ટ્ર-કચ્છમાં તો જમીનમાં જ પાણી નથી. વરસાદ થાય તો બધું બચી જાય.'

આ સાંભળી કલેક્ટરે કહ્યું: 'અમે તો આપને પ્રાર્થના કરીએ છીએ.'

'અમે ભગવાનને પ્રાર્થના કરીએ છીએ.' સ્વામીશ્રી બોલ્યા.

દૂર ક્ષિતિજે ડોકાઈ રહેલા દુષ્કાળના ડોળાને જોઈ ગયા હોય તેમ તેઓ ચિંતિત જણાયા.

## નથી સંભાળતા નિજ ગેહ રે

તા. ૨૭/૭ની સાંજે આણંદના ખેતીવાડી સંકુલ તેમ જ તા. ૨૮/૭ના રોજ ઍલિકોનના ઔદ્યોગિક સંકુલમાં સભાનો લાભ આપી તા. ૩૦/૭ના દિવસે વિદ્યાનગરથી વિદાય થયેલા સ્વામીશ્રી બાકરોલ, કરમસદ થઈને વડોદરા આવી પહોંચ્યા.

અત્રે એઈમ્સના સંકુલમાં રોકાયેલા તેઓ તા. ૩૧/૭ની સાંજે અટલાદરાના મંદિરે પધાર્યા. અહીં તેઓના ઉતારાની અતિ જર્જરિત થઈ

ગયેલી દીવાલો ખૂણાના ભાગમાંથી તો રીતસર જુદી જ થઈ ગઈ હોવાથી તેનો જીર્ણોદ્ધાર ચાલી રહેલો. પરંતુ નવીનીકરણની આ પ્રક્રિયા જોઈ સ્વામીશ્રી મંદિરના વ્યવસ્થાપકોને કહેવા લાગ્યા :

'મારા સંબંધી કોઈ પણ કાર્ય કરવું હોય એ મને પૂછ્યા સિવાય ન કરવું. અમથે-અમથા આ રૂમ નવી બનાવવાની શું જરૂર હતી? ખોટેખોટા પંદર હજાર રૂપિયા ઠાકોરજીના વપરાઈ ગયા. બે-ત્રણ વર્ષ પછી મંદિરનો માસ્ટર પ્લાન થવાનો જ હતો. ત્યાં સુધી જૂના રૂમમાં શું મરી જવાના હતા?'

સ્વામીશ્રીના આ શબ્દોમાંથી નીતરતી સાદગીની સુગંધે વાતાવરણને મઘમઘાવી દીધું. ભગવાન માટે ભવ્ય મંદિરો અને ભક્તો માટે સુવિધાસજ્જ અતિથિગૃહો બનાવનારા સ્વામીશ્રીનું પોતાના નિવાસ અંગેનું ધોરણ તો સાવ સામાન્ય જ રહેતું.

## સર્વોપરી થવાની તમન્ના રહેવી જોઈએ

અટલાદરાથી સુરત પધારેલા સ્વામીશ્રીના સાંનિધ્યમાં અત્રે રૂગનાથપુરાની મોઢ વણિક જ્ઞાતિની વાડીમાં શ્રાવણ પારાયણનું આયોજન ગોઠવાયેલું. આ વાડીના ઉપલા માળે જ સવારનો અલ્પાહાર લઈ સ્વામીશ્રી ભક્તોને મળતા. તેમાં વિવિધ વિસ્તારોના ભાવિકો ફાળવેલા દિવસ મુજબ મુલાકાતનો લાભ લેતા.

આ સમયગાળો વળી ચાતુર્માસનો હોવાથી સંતોએ આદરેલી વિવિધ તપશ્ચર્યાની વાતો તા. ૩/૮ની બપોરે નીકળી. તેમાં બે યુવાન સંતોએ લીધેલાં એકટાણાંના વ્રતની વિગત જાણી સ્વામીશ્રી બોલ્યા :

''યુવાનીમાં ધારો એ વ્રત થઈ શકે. બે એકાદશી ને નોમ – આ ત્રણ ઉપવાસ તો નિર્જળા કરવા જ. ઉપવાસને દિ' પિત્ત ચઢશે જ. એમાં કાંઈ ઢીલા ન પડી જવું. માની બેસો કે 'મારાથી નહીં જ થાય.' તો ન જ થાય. જે આજ્ઞા છે તે પર તાન રાખવું. (ઉપવાસ કરવામાં) બે ઘડી માથું દુઃખશે. મરવાના ક્યાં છીએ? અને કદાચ મરી જઈએ તોય ધામમાં જ જવાના છીએ ને! સુખિયા થઈશું. પેટ-માથું દુઃખે એ કાંઈ ભયંકર મંદવાડ નથી. એમાં ઉપવાસ ન થાય એવું નથી. પાણી પીવાની છૂટ આપીએ છીએ, પણ સાદું જ પીવું. શરબતનો આગ્રહ ન રાખવો.

બીજા ન કરતા હોય તેની સામું ન જોવું. જે નથી કરતા તો એને ખોટ

છે. એનું જોનારા મહારાજ છે. સાવ માંદા હો ત્યારે ઉપવાસ ન થાય એ તો સમજી શકાય. ઘણાને સામાન્ય રોગ હોય ને પછી આખી જિંદગીનું લઈ લે. તે વખત પૂરતું બરાબર છે, પણ પછી તો ઉપવાસ કરવા જ મંડવા. પેટ દુઃખતું હોય તો કાંઈ આખી જિંદગી પેટને આગળ નહીં ધરવાનું.

૫૦૦ પરમહંસો અને આગળના સંતોએ કેટલો ત્યાગ કર્યો છે! એનાં પુણ્યનું આપણે ભોગવીએ છીએ. આપણાથી આટલું થોડું તપ પણ ન થાય? સિંહનાં બચ્ચાં છીએ. યોગીબાપાને ધાયેલા છીએ. સર્વોપરી થવાની તમન્ના રહેવી જોઈએ. આપણે કાંઈ કોઈ મામૂલી બાવાની ભેગા આવી પડ્યા નથી. મોટાપુરુષનો ટેકો છે એટલે તરી જવાના તો છીએ જ, પણ આપણે દૃઢતા રાખવી.''

આમ, ખૂબ જ જુસ્સાભેર ઉપદેશ વહાવી સ્વામીશ્રીએ 'જે ત્યાગી ભક્ત હોય તેને તો તપે કરીને જ ભગવાનને રાજી કરવા..'[૬] એ શ્રીજીસિદ્ધાંત દૃઢાવી આપ્યો.

## સુખ આવે ત્યારે જાણવું કે ડાયરી લખાઈ છે

તા. ૩/૮ની રાત્રે મહેન્દ્રભાઈ પટેલના ઘેર રખાયેલા ઉતારે ઠાકોરજી જમાડી રહેલા સ્વામીશ્રીને ઘનશ્યામચરણદાસ સ્વામીએ પૂછ્યું: 'બાપા! આપે શાસ્ત્રીજી મહારાજનું કાંઈ નોંધેલું?'

'દર્શન કરેલાં, કાંઈ નોંધ્યું નથી. પણ એમનું સુખ આવે છે.' આટલું કહી સ્વામીશ્રીએ ઉમેર્યું: 'સુખ આવે ત્યારે જાણવું કે ડાયરી લખાઈ છે.'

આ માર્મિક બોધ આપી પોઢેલા તેઓ તા. ૪/૮ની સવારે સ્નાનાદિકથી પરવાર્યા ત્યારે તેઓને સંતોએ નવાં ધોતિયાં પહેરવા આપ્યાં, કારણ કે જૂનાં ધોતિયાં જીર્ણ-શીર્ણ થવા આવ્યાં હતાં. પરંતુ નવાંનો અસ્વીકાર કરતાં સ્વામીશ્રી બોલ્યા: 'હજી તો એ જૂનાં મહિનો ચાલે એમ છે. માટે તે જ લાવો. આ તો સહેજ કાણું પડે ને ફાટી ગયેલું માને.' આમ જણાવી તેઓએ જૂનાં ધોતિયાં જ ધારણ કર્યાં.

આ વૈરાગી વૃત્તિ સાથે સ્વામીશ્રી તા. ૬/૮ના રોજ પવિત્રાં એકાદશી હોવાથી જૂના સ્વામિનારાયણ મંદિરે દર્શન કરવા પધાર્યા.

જ્યારે જ્યારે તેઓ આવાં તીર્થસ્થાનોમાં જાય ત્યારે ખુરશી પર બેસીને

૬. વચનામૃત કારિયાણી પ્રકરણ ૧૦.

કદી ઉપર ન પધારે. દાદરા ચઢે જ. છેલ્લી અવસ્થામાં સેવકોના હાથ પર બેસીને જતા. આ રીતે ઉપર ચઢવા સ્વામીશ્રી ચંપલ કાઢે એટલે તે સાચવવા સાથે ફરતા યુવકોમાં પડાપડી થાય, પરંતુ જે ચંપલ લે તેને સ્વામીશ્રીની સૂચના અવશ્ય મળે જ કે 'આ લઈને ઉપર આવતો નહીં.' તેઓનાં પગરખાં તો ચર્મવર્જિત જ રહેતાં, છતાં તેઓ આવો ખટકો રખાવે. ઠાકોરજીને દંડવત્ કરતી વખતે પાથરણું પણ ન પાથરવા દે. પાઘ ઉતારીને જ દર્શન કરે. જે સાધુ-સંત મળે, તે પછી ભલે ને ઉંમરમાં પોતા કરતાં ત્રણ ગણા નાના હોય, છતાં તેને હાથ જોડીને, ઝૂકીને વંદન કરે.

આજે પણ આ રીતે જ મંદિરમાં દર્શન કરી સ્વામીશ્રી શ્રીજીમહારાજની પ્રાસાદિક પાઘના સ્થાને જવા નીકળ્યા. ત્યાં પહોંચવા માટે જે ચાલીમાંથી પસાર થવું પડે એમ હતું તેનાં મકાનોમાં હીરાની ઘંટીઓ ધમધમતી હતી. પરંતુ 'પ્રમુખસ્વામી પધાર્યા છે'ની વાત વહેતી થતાં જ કારીગરો બારીઓમાં ઝાંખી કરવા દોડી આવ્યા. અડોઅડ અને એકની ઉપર બીજા એમ સૌ એવા ગીચોગીચ ગોઠવાઈ ગયા કે દીવાલ પર ચહેરાઓ ચીતર્યા હોય તેવો ભાસ થાય. તે સૌને સ્વામીશ્રીએ ચાલતાં-ચાલતાં બે હાથ ઊંચા કરી આશીર્વાદ આપ્યા.

ત્યારબાદ ઉતારે પધારેલા તેઓના હાથમાં રાખડી આપતાં મુંબઈવાસી શ્રી જયેશભાઈ શાહે કહ્યું : 'બાપા ! મારાં બા તથા બહેને આ બનાવીને ખાસ આપના માટે મોકલી છે.'

'સારું, પણ અત્યારે તો ઠાકોરજી પોઢી ગયા છે. તેઓ જાગે એટલે ધરાવીને તમને પ્રસાદીની મોકલી આપીશું.' સ્વામીશ્રીએ જણાવ્યું.

ત્યારે એક સંત બોલ્યા : 'સ્વામી ! આ આપના માટે મોકલી છે, તમે પ્રસાદીની કરી લીધી. હવે પાછી આપી દો ને ! સાથે જ લઈ જાય.'

'પણ ઠાકોરજીની પ્રસાદીની કરાવ્યા વગર કઈ રીતે અપાય ?' સ્વામીશ્રીએ કહ્યું.

તેઓએ કદી કોઈ વસ્તુ પોતાની માનીને ગ્રહણ કરી જ નહોતી. *'મારું સરવે તમારું મોહન...'*ની આત્મનિવેદી ભક્તિની ઉત્કૃષ્ટ દશામાં સ્વામીશ્રી નિરંતર વર્તતા.

## અબજો રૂપિયાનું કામ

તા. ૭/૮ના રોજ સુમૂલ ડેરીના સંકુલને પાવન કરનારા સ્વામીશ્રી

તા. ૮/૮ની સવારે સભાસ્થળેથી ઉતારે જવા શ્રી મહેન્દ્રભાઈની જે ગાડીમાં બિરાજ્યા તેમાં એવી વ્યવસ્થા હતી કે અંદર બેઠેલી વ્યક્તિ માઇકમાં જે બોલે તે બહાર લગાડેલા સ્પીકરમાં સંભળાય. આ સાંભળી આશ્ચર્ય વ્યક્ત કરતાં સ્વામીશ્રીએ ગાડીચાલકના કહેવાથી માઇક હાથમાં લીધું અને ચાંપ દાબી ભરબજારે 'સ્વામિનારાયણ'ની ધૂન લલકારવા લાગ્યા. તેથી સુરતની બજાર ઘણા સમય સુધી સ્વામીશ્રીના સુમધુર સૂરથી ગુંજતી રહી.

સૌને આ વિશિષ્ટ સ્વર-સ્મૃતિ આપ્યા બાદ સ્વામીશ્રી સાંજે સરસ્વતી વિદ્યામંદિરના સર્વેશ્વર ધામમાં આયોજિત યુવા સભામાં પધાર્યા ત્યારે ૧,૨૦૦ યુવાનોથી હૉલ ખીચોખીચ હતો. પરંતુ આ સંખ્યા કરતાંયે એ મેદનીમાં જોવા મળેલાં શિસ્ત અને સંયમે સભાના અતિથિવિશેષ શ્રી ચીમનભાઈ પટેલનું હૃદય વીંધી નાંખ્યું. તેઓ બોલી ઊઠ્યા :

'મેં હજી સુધી કોઈ પણ સભામાં આવી શિસ્ત જોઈ નથી. આ બધો પ્રભાવ પ્રમુખસ્વામીનો છે. ખાસ તો મારો દીકરો મહેન્દ્ર માણસમાં જ નહોતો. પ્રમુખસ્વામીએ એને માણસ બનાવ્યો છે. સ્વામીએ મને અબજો રૂપિયા આપ્યા બરાબર આ કામ કર્યું. આ પ્રમુખસ્વામીને સાંભળશો એ લાખ રૂપિયા બરાબર છે.'

સ્વામીશ્રીએ કરેલી વિરલ યુવાક્રાંતિની આવી છડીઓ ઠેર ઠેર પોકારાતી રહેતી.

## મનવૃત્તિ લોભે નહીં ક્યાંય

તા. ૯/૮ના રોજ આવેલા રક્ષાબંધનના પર્વે ૧,૬૦૦ ઉપરાંત ભક્તોને સ્વહસ્તે રાખડી આપી અનેરું સુખ દેનારા સ્વામીશ્રી, તા. ૧૦/૮ની બપોરે શ્રી જગદીશભાઈ ટેકરાવાલાના ઘેર જમવા બિરાજ્યા ત્યારે સેવક રોજ કરતાં વધુ ખાખરા લઈ આવ્યા.

પરંતુ તે જોતાં જ સ્વામીશ્રીએ કહ્યું : 'આવાયા રોજ ને રોજ વધારતા જાય છે, જાણે મરી જવાના ન હોય! રોજ લાવો છો એટલા જ ખાખરા લાવવા. વધારે લાવશો જ નહીં. જોઈને જ કંટાળો ચઢે છે. આખો દા'ડો બસ ખા... ખા... જ કરવાનું? ખાધા સિવાય કોઈ ધંધો જ નહીં?'

*'એક સ્વાદ જાણી હરિમાંય, મનવૃત્તિ લોભે નહીં ક્યાંય...'*ની સ્થિતિમાં વર્તતા સ્વામીશ્રીને આવશ્યક ભોજન પ્રત્યે પણ સ્વાભાવિક અરુચિ રહેતી.

તે સાથે વિચરતા તેઓ સુરતને બ્રહ્મરસમાં તરબોળ કરી ડુમ્મસ પધાર્યા ત્યારે અહીં તેઓનો લાભ લેવા ઊમટવા માંડેલા કાંઠા વિસ્તારના ભાવિકો જુદી જુદી રીતે પોતાનો ઉમળકો વ્યક્ત કરતા.

તે ક્રમમાં તા. ૧૩/૮ની સવારે તો ઉતારાના બગીચામાં કામ કરતા માળીને ઉત્સાહ આવી ગયો. તેથી જેવા સ્વામીશ્રી ભ્રમણ માટે ઓરડામાંથી બહાર પધાર્યા કે તેણે સ્વામીશ્રીના મસ્તકે ફૂલ ચઢાવી પૂજા કરી દીધી. ત્યારબાદ સ્વામીશ્રીના હાથમાં પણ થોડાં પુષ્પો પધરાવ્યાં.

પરંતુ તેમાં બે રૂપિયા જોતાં જ સ્વામીશ્રીએ એ ફૂલોને પડતાં મૂક્યાં. આ જોઈ બાજુમાં ઊભેલા એક સંતને થયું કે 'ફૂલો પડી ગયાં.' તેથી તેઓ જ્યાં તે લેવા ગયા કે તરત સ્વામીશ્રીએ હાથ પકડીને તેઓને પણ રોક્યા.

*'ના'વે બીજું કાંઈ નજરે, ધર્મ વિના વળી કોઈ ધન...'*ની રીતે રહેતા સ્વામીશ્રીને ધર્મ જ ધન મનાયેલું. તેથી તેને સાચવવા તેઓએ આજે ધનને પડતું મેલ્યું.

## આજ્ઞા થઈ ત્યાં જઈએ એ ગંગા

તા. ૧૩/૮ની રાત્રે પત્રવાંચન કરતા સ્વામીશ્રીની આસપાસ બેઠેલા સંતોમાં ગંગાકિનારે આયોજિત એક શિબિરની વાત ચર્ચાઈ રહેલી. તે સંદર્ભમાં સ્વામીશ્રીએ પરાશર ભગતને પૂછ્યું : 'ગંગાકિનારે જવું છે તમારે ?'

પછી પોતે જ બોલ્યા : 'આપણે તો જ્યાં આજ્ઞા થઈ ત્યાં જઈએ એ ગંગા.'

આ સીધી લીટીની સમજણ ચીંધી પોઢેલા સ્વામીશ્રી તા. ૧૪/૮ની સવારે જાગ્યા ત્યારે સાક્ષાત્ ગંગા આકાશમાંથી અવતરતી હોય તેમ મોટા ફોરે વરસાદ ચાલુ થઈ ગયેલો. તેથી બહારની લૉનમાં ભ્રમણ શક્ય ન બનતાં મકાનમાં જ પ્રાતઃભ્રમણ માટે પધારેલા સ્વામીશ્રી ગોરંભાયેલાં વાદળાં જોઈ પોતાની તર્જનીને રેગ્યુલેટરની જેમ હલાવતાં બોલ્યા : 'આ વાદળ બધે જ વરસે એવું છે.'

આ આગાહી સાથે ભ્રમણમાં પ્રવૃત્ત થયેલા તેઓ તક મળે ત્યારે બહાર વરસતા વરસાદ પર દૃષ્ટિ કરતા જતા હતા. પરંતુ આ રીતે વીસેક મિનિટ વીતી ત્યાં તો મકાનની ઓસરીમાં આવી ગયેલા સ્વામીશ્રી બૂટ તથા ચશ્માં કાઢી, પગથિયાં ઊતરી પાણીના ધૂધવા નીચે જઈને ઊભા રહી ગયા ! તેથી વેગથી પડતો એ જળપ્રપાત સ્વામીશ્રીનાં શિર અને સ્કંધપ્રદેશ પર પછડાટ

ખાઈને સો-સો ધારામાં વિભક્ત થતો પૃથ્વી પર પથરાવા લાગ્યો. તે કારણે સ્વામીશ્રીની આસપાસ જલશીકરોનું આભામંડળ રચાઈ ગયાનો ભાસ અનુભવાઈ રહ્યો. આ સમયે મસ્તક, મુખ, બંને બાહુ અને શરીર પર હાથ ફેરવતાં-ફેરવતાં સ્નાનરત સ્વામીશ્રીને નીરખવા સૌ ટોળે વળી ગયા.

થોડી વાર સુધી સૌએ આ દર્શનસુખ માણ્યું ત્યાં જ સ્વામીશ્રી ધૂધવા નીચેથી ખસી વરસાદની ધારાઓ સીધી જ પોતાનાં શિર-શરીર પર ઝીલવા લાગ્યા અને ભૂમિ પર વહી જતાં પાણીમાં બાળસહજ છબછબિયાં કરતાં અહીં-તહીં વિહાર કરવા માંડ્યા. પલળતાં-પલળતાં કહેતા પણ જાય: 'આ વર્ષે આવો વરસાદ પહેલી વાર જોયો.'

તે વખતે જ યજમાન શ્રી સી. કે. પીઠાવાલાના પૌત્રો બિરેન અને મેહુલ શાળાના ગણવેશમાં સજ્જ થઈ રેઈનકોટ સાથે નીકળ્યા. તે બંને પર પણ સ્વામીશ્રીએ ધૂધવામાંથી જળ લઈ પધરાવ્યું.

તેઓની આ લીલા સંતો માટે આહ્‌વાનરૂપ બની જતાં ઘણા સંતોયે વર્ષાસ્નાનમાં જોડાયા. આ સમયે ચાલતાં ચાલતાં સ્વામીશ્રી ઘૂંટી ડૂબે તેટલાં પાણીથી ભરાયેલી લૉનમાં જઈ પહોંચ્યા. અહીં પણ તેઓ પોશ ભરી ભરીને સૌ પર વરસાદી જળ છાંટતાં-છાંટતાં લૉનમાં ફરવા લાગ્યા. લગભગ પાંત્રીસ મિનિટ સુધી ચાલેલી તેઓની આ જળક્રીડામાં આબાલવૃદ્ધ સૌ ભીંજાયા. શ્રાવણ વદ છઠની આ લીલા નીલકંઠવર્ણીના લોજ-આગમનની તવારીખ સાથે સંકળાઈને અમર બની ગઈ.

## અતિ દયાળુ દયા અપાર

જન્માષ્ટમીની ઉજવણી માટે ડુમ્મસથી અટલાદરા પધારેલા સ્વામીશ્રીની પાછળ-પાછળ ખેંચાતો વરસાદ પણ અહીં આવી પહોંચતાં તા. ૧૬/૮ના રોજ યોજાયેલી ઉત્સવ-સભાનો મંડપ પલળી ગયો. તેથી મંદિરના કાયમી સભા-ગૃહમાં ખસેડાયેલી સભામાંયે વીજળીની આવન-જાવન અને જીવડાંઓની હેરાનગતિ ઘણી રહી. છતાં સ્વામીશ્રી બેટરીના અજવાળે પત્રલેખન કરતા રહ્યા.

આ જ દિવસે તેઓએ ઘેરી બનતી જતી દુષ્કાળની પરિસ્થિતિમાં રાહતકાર્ય શરૂ કરવાનો નિર્ણય પણ લીધો. તે માટે એકત્રિત કરેલા તમામ મંદિરોના વ્યવસ્થાપક સંતોને તાકીદ કરતાં સ્વામીશ્રીએ કહ્યું: 'આ દુકાળનું વર્ષ છે એટલે બરાબર ધ્યાન રાખજો. હરિભક્તોનાં ભૂખ્યાં ઢોર સચવાઈ જાય.

કોઈ ઢોર વેચે તોય જે જાણીતા હોય ને કતલખાને ન નાંખે એવા વેપારી હોય એને જ આપે. હરિભક્તોનાં ઢોર મંદિરમાં આવે તો રાખવાં. હરિભક્તોનેય બોલાવી લેવા. એ બધા ત્યાં જ રહે, ખાય અને ઢોર સાચવે. હરિભક્તોએ ઘણી સેવાઓ કરી છે. આ સાલ વિકટ પરિસ્થિતિ છે. માટે 'ના' ન પાડવી.'

સમય જતાં મહાનદનું રૂપ ધારણ કરનારું સ્વામીશ્રીની દયાનું ઝરણું આજે આમ ફૂટી નીકળ્યું. 'ગોપાલ'ના જન્મદિને ગોપાલનનો ગોવર્ધન ઊંચો કરી સ્વામીશ્રીએ કૃષ્ણ-જન્માષ્ટમી સાર્થક ઠેરવી.

## આડઅસરથી મુક્ત એક અકસીર ઔષધ

આ અરસામાં સ્વામીશ્રીની પ્રાર્થનાના જોરે જન્માષ્ટમી પછી પણ વરસાદ ચાલુ રહેતાં ખેતરોમાં પાણી અને શહેરોમાં ખાબોચિયાં ભરાઈ ગયાં. આ સમાચાર સાંભળી પ્રસન્ન થયેલા સ્વામીશ્રી તા. ૧૯/૮ની સવારે અલ્પાહાર કરવા બિરાજ્યા ત્યારે તેઓએ રોજના ક્રમ મુજબ દવા અને ઉકાળો માંગ્યાં.

તે જોઈ સેવક હસી પડ્યા, કારણ કે સ્વામીશ્રીએ ઉકાળો અને દવા બે-પાંચ મિનિટ અગાઉ જ ગ્રહણ કરી લીધેલાં. તેઓને આ બાબત જણાવી ત્યારે સ્વામીશ્રી પણ હસી પડતાં બોલ્યા : 'હવે સ્થિતિ થઈ ગઈ! સ્થિતિ થાય ત્યારે જગતનું ભાન ભુલાઈ જાય ને!'

તેઓના આ વિનોદમાંથી તેઓની વૈરાગી સ્થિતિ ઝળહળી રહી. કેવળ દેહને ટકાવવા માટે જ આહાર લેતા સ્વામીશ્રીને જ્યારે જમ્યા - ન જમ્યાની વિસ્મૃતિ વર્તતી હોય ત્યારે 'શું જમ્યા? તે કેવું હતું?' વગેરેમાં તો ધ્યાન જ ક્યાંથી હોય?

આવા વિતરાગી તેઓ તા. ૨૧/૮ની સવારે જાગ્યા ત્યારે વરસાદની ઝીણી ઝરમર ચાલુ હતી. છતાં તેઓએ એઈમ્સની લૉનમાં જ ભ્રમણ કરવાનું નક્કી રાખતાં એ ભ્રમણ પૂરું થયું ત્યાં સુધીમાં તો સ્વામીશ્રીનું ગાતરિયું પલળી ગયું અને ધોતિયું કોરું રહ્યું.

આવાં વિશિષ્ટ દર્શન આપીને આજનું ભ્રમણ પૂરું કરનારા તેઓએ તા. ૨૩/૮ના રોજ ભરાયેલી રવિસભામાં આશીર્વાદ આપતાં કહ્યું :

'સત્સંગ કરાવવાનું કાર્ય શ્રદ્ધા ખૂટી જાય એવું છે, પણ જો ધીરજ રાખીએ તો કાર્ય થશે જ. સત્સંગ કરાવવાનો આગ્રહ રાખીએ તો બીજાને સમાસ થશે જ. કદાચ ન થયો તોય તમારું તો સારું થતું જ જવાનું છે.

રવિસભા અને ઘરસભાનો તો ઘરના વડીલોએ જ આરંભ કરવાનો છે. કંટાળવાની જરૂર નથી. આજના રજોગુણી વાતાવરણમાં સૌ પોતાની મેતે (મેળે) ખાઈ લે, સૂઈ જાય, એટલે એકબીજાને મળવાનું થાય જ નહીં. એટલે ઘરમાં એકતા અને આત્મીયતા જેવું રહેતું નથી. એને લઈને ઘરમાં અણસમજણ અને ઝઘડા થાય છે. જ્યારે ઘરસભા કરવાથી આત્મીયતા થાય છે. આ દવા એવી છે કે રીએક્શન (આડઅસર) તો નહીં જ આવે. આમાં સુધરવાનું જ છે. માટે મહિમા સમજીને ઘરસભા નિયમિત કરવી.'

સમગ્ર વિશ્વ માટે 'ઘરસભા' એ સ્વામીશ્રીનું અમૂલ્ય દાન-પ્રદાન છે. તેનો પ્રભાવ આજે સ્વામીશ્રીએ સમજાવી દીધો.

## જેને કાંઈ નથી કરવું એ વધારે સુસવાટો બતાવે

તા. ૨૫/૮ની બપોરે સ્વામીશ્રીને મળવા આવી ચડેલા એક યુવાને આવતાંવેંત કહ્યું: 'બાપા! મને ઘેરથી અહીં આવવા દેતા નહોતા, પણ 'હું વડોદરા ફિલ્મ જોવા જાઉં છું' એવું બહાનું કાઢીને આવી ગયો.'

યુવકની આ યુક્તિ સ્વામીશ્રીને ખટકી. તેથી તેઓ બોલ્યા: 'ઘેરથી મા-બાપ ભલે રજા ન આપે, પણ આવું બહાનું તો કાઢવું જ નહીં.'

ધર્મકાર્ય માટે અધર્મનો ટેકો લેવો એ ખતરનાક વૃત્તિ છે. આવી વૃત્તિ ક્યારેક અધર્મ માટે ધર્મને વાપરતી થઈ જાય. કપટના આ કાદવમાંથી સ્વામીશ્રીએ આજે એક યુવાનને ઉગારી લીધો.

તેની સાથે આજના દિવસે અન્ય એક સુંદર સદુપદેશ આપતાં પણ તેઓએ જણાવ્યું કે – 'પોતાના ઘરમાં જેમ મહેમાન આવ્યા હોય તો સમાવેશ કરીએ છીએ, એમ સત્સંગ ઘર છે. આપણે એમાં વ્યવસ્થાપકો છીએ. એકબીજાને અનુકૂળ થઈને સારું લાગે એવું કરવાનું છે. પોતાનું મનાશે પછી કોઈ પ્રશ્ન ઊભો થવાનો જ નથી. જેને કાંઈ નથી કરવું એ બધા વધારે સુસવાટો બતાવે. જે કરે છે એ કાંઈ બોલતા જ નથી. કામ ન કરવું હોય એ સો ભૂલો કાઢે. આપણે તો સેવા ઓછી થાય ને દેખાડીએ ઝાઝું. આપણે સારા તો બધે સારું જ દેખાવાનું છે. જેટલું સારું હોય એટલું કહેવું.'

## ઉત્તરાખંડની યાત્રાએ

તા. ૨૬/૮ની રાત્રે અટલાદરાથી દિલ્હી પધારેલા સ્વામીશ્રીની

પાછળ-પાછળ વરસાદ પણ અહીં આવી પહોંચ્યો. તેની સાથે ગુજરાતના દુષ્કાળગ્રસ્ત જિલ્લાઓમાં સારો વરસાદ વરસ્યાના, જળાશયો અને બંધ ભરાયાંના સમાચાર સ્વામીશ્રીને દિલ્હીમાં મળ્યા. તે સાંભળી આનંદ પામેલા તેઓએ એ જ અલમસ્તાઈમાં તા. ૨૮/૮નું પ્રાતઃભ્રમણ તો શ્રી નરેન્દ્રભાઈ વઢવાણાના ઘરઆંગણે વરસતા વરસાદમાં જ કર્યું. ત્યારબાદ નાનકડા ટેબલ જેવા નેતરના મૂડા પર બેસી વરસાદી સ્નાનનો પણ લાભ લીધો.

આમ, પાંચ દિવસ સુધી દિલ્હીને તરબોળ કરનારા સ્વામીશ્રીએ તા. ૩૧/૮ની સાંજે મોદીનગરને પાવન કર્યું. અત્રે વિખ્યાત ઉદ્યોગપતિ શ્રી કેદારનાથ મોદીનો પ્રેમભાવ સ્વીકારી તેઓ કનખલ પહોંચ્યા. તે સાથે જ ૪૫૦ સંતો-ભક્તોના સંગમાં તેઓની ઉત્તરાખંડની યાત્રાનો પ્રારંભ થઈ ગયો.

તેના પ્રથમ સ્થાનરૂપ આ કનખલના ગીતા આશ્રમમાં પૂજ્ય મોહનગિરિજીનો આદર સ્વીકારી સ્વામીશ્રી તા. ૧/૯ની સવારથી હરિદ્વારનાં તીર્થોની યાત્રાએ નીકળી પડ્યા.

## હરિદ્વારમાં

ભારતની સાત પ્રસિદ્ધ પુરીઓમાં સ્થાન ધરાવતા હરિદ્વારમાં સ્વામીશ્રી પ્રથમ પહોંચ્યા – પરમાર્થ આશ્રમમાં. અહીં પૂજ્ય ધર્માનંદ સરસ્વતીજીનો સ્નેહ ઝીલી તેઓનાં પગલાં પડ્યાં – ભારતમાતા મંદિરમાં. રાષ્ટ્રભક્તિ અને સર્વધર્મની પ્રેરણા આપતા આ સાત મજલાના ધર્મસંકુલમાં છઠ્ઠા માળે અક્ષર-પુરુષોત્તમ મહારાજ પ્રતિષ્ઠિત થયેલા છે. વૈદિક મંત્રોચ્ચાર સાથે તેઓનાં પૂજન-આરતી કરી સ્વામીશ્રીએ અહીંથી દેખાતા હરિદ્વાર પર દૃષ્ટિ કરી. સપ્તર્ષિઓનાં સ્નાન-સંધ્યાની સાનુકૂળતા માટે સપ્ત ધારાઓમાં વહેતા ગંગાજીનું દર્શન અત્રેથી ઘણું જ આહ્‌લાદક લાગતું હતું.

તે પર અમીનજર ઢોળી સ્વામીશ્રી મંદિરના પ્રત્યેક માળે પધરાવેલા સંતો, ભક્તો, આચાર્યોનાં દર્શન કરતાં કરતાં હર કી પૈડી પધાર્યા.

અત્રે બિરલા ટાવરવાળા ઘાટે ગંગાનાં શીતળ જળમાં ઊતરેલા તેઓએ પગથિયે ઊભા રહી ઠાકોરજીને પ્રેમપૂર્વક સ્નાન કરાવ્યું. ત્યારબાદ 'જ્યાં જ્યાં પાણીનો અભાવ છે ત્યાં ત્યાં વરસાદ થાય, અહીંથી પાણી ત્યાં જાય... યાત્રા નિર્વિઘ્ને પૂરી થાય... કલકત્તાના હરિભક્તો(યાત્રાના સૌજન્યદાતા)ને યાત્રાનું ફળ મળે...' વગેરે શુભ સંકલ્પો સાથે ધૂન કરી. ચારેકોર ઊભેલા સંતો-પાર્ષદો

પર પણ અતિ ઉલ્લાસપૂર્વક જળ ઉડાડ્યું.

છેવટે ગંગામૈયાનાં ઠંડાગાર જળમાં બે ડૂબકીઓ મારીને સ્વામીશ્રીએ સૌને વહેણમાં ઝંપલાવવા આદેશ આપ્યો. કેટલાકને તો પોતાના હાથે ઠેલ મારી જળમાં વહેતા કર્યા. તે જોઈ તેઓના હાથે વહેણમાં વહેતા થવા ઠઠ જામી ગઈ. સ્વામીશ્રીને પણ કોઈ મણા ન રાખવી હોય તેમ તેઓ દરેકને આ સુખ આપતા ગયા. સ્વયં પણ વિવેકસાગરદાસ સ્વામી અને યોગીચરણદાસ સ્વામીને પકડીને પ્રવાહમાં તરતા થયા.

આમ, પરમપાવની ગંગામાં પચીસેક મિનિટ સુધી સ્નાન કરી સ્વામીશ્રી અહીંના સ્વામિનારાયણ મંદિરે દર્શન કર્યાં બાદ આજની સાંજે ગુરુમંડલાશ્રમમાં પધાર્યા. અત્રે મહામંડલેશ્વર પૂજ્ય રામસ્વરૂપ શાસ્ત્રીજીનો આદર સ્વીકારી સ્વામીશ્રીએ હૃષીકેશ ભણી પ્રયાણ આદર્યું.

## હૃષીકેશમાં

સ્વામીશ્રી હરિદ્વારથી હૃષીકેશ જવા નીકળ્યા ત્યારે સંધ્યાટાણું થઈ ગયું હોવાથી આથમતા સૂર્યની ગુલાબી આભા આકાશને રંગી રહેલી. એ આકાશના આંગણે રમતાં વાદળાં પળે-પળે અવનવી રંગછટાઓ ધારણ કરી મનોહારી સૃષ્ટિ સર્જી રહેલાં. તેની છાયા તળે પર્વતો પર પથરાયેલી વનરાજીનો લીલો રંગ વધુ ઘેરો જણાઈ રહેલો. એ વનશ્રીના ખોળે ખેલતાં પક્ષીઓની પાંખો ઢળતા સૂર્યનાં છેલ્લાં કિરણોથી વધુ ચમકતી હતી. એકધારી વહી જતી ગંગાનો કલકલ નિનાદ પંખીઓના કલરવ સાથે ભળી જઈને મધુર સૂરાવલિ ગુંજાવતો હતો.

આવા મનોહારી વાતાવરણમાં પચીસેક કિલોમીટરનું અંતર તો પલવારમાં કપાઈ ગયું અને સ્વામીશ્રી આવી પહોંચ્યા – ગુરુનિવાસમાં.

ગંગાના કિનારાથી હાથવેંતમાં આવેલા આ સ્થળે જ દિવ્ય જીવન સંઘના અધ્યક્ષ પૂજ્ય ચિદાનંદ સ્વામીનો આવાસ હતો. સ્વામીશ્રી પણ અહીં જ રોકાવાના હતા. સો દિવસ સુધી ચાલનારા શિવાનંદ શતાબ્દી મહોત્સવના આજે ૯૩મા દિવસે સ્વામીશ્રી પધારતાં ચિદાનંદ સ્વામીએ પંચાંગ પ્રણામ કરી પોતાનો પૂજ્યભાવ પ્રગટ કર્યો. સ્વામીશ્રીએ પણ નમીને આ આદરમાન સ્વીકાર્યાં.

તે પછીના યાત્રા-ચરણમાં તેઓ તા. ૨/૯ની સવારે શિવાનંદ ઝૂલા

પરથી ચાલતાં ચાલતાં જઈ રહેલા ત્યારે હવામાં ઝૂલતા આ સેતુની નીચેથી ભાગીરથી પૂરપાટ વહી જતી હતી. રસ્તામાં ચોપાસ નિસર્ગનો નજારો જામેલો. વાદળો પર્વત સાથે વાતે વળગેલાં. વાતાવરણમાં ઠંડી નહીં, પણ મનભાવન ઠંડક હતી. તેમાં સ્વર્ગાશ્રમ, ગીતામંદિર તથા ભારત સાધુ સમાજના કંઈક આશ્રમો વટાવતાં સ્વામીશ્રી પોણા નવ વાગ્યે પરમાર્થ નિકેતન પહોંચ્યા. અત્રે અધ્યક્ષ પૂજ્ય ધર્માનંદ સરસ્વતીજીએ તેઓનો યથોચિત સત્કાર કર્યો. સંઘનો રાતવાસો અહીં જ હોવાથી સ્વામીશ્રી પધારતાં સંતો પણ રાજી થયા.

તેઓ સાથે સંકુલમાં સર્વત્ર પગલાં કરી, અલ્પાહાર લઈ, સ્વામીશ્રી આવી પહોંચ્યા – લક્ષ્મણઝૂલાએ.

## साक्षात् नारायण का दर्शन

તીર્થક્ષેત્ર તપોવનમાં લક્ષ્મણઝૂલાના સ્થાને પધારેલા સ્વામીશ્રી અત્રે લક્ષ્મણજીના મંદિરે દર્શન કરી પ્રાંગણમાં ઊભેલા પીપળાના ઓટે બિરાજ્યા. અહીં તેઓએ મંદિરના પૂજારી પાસેથી રસપૂર્વક ઇતિહાસ સાંભળ્યો.

જે-તે તીર્થના મહિમામાં ઊંડા ઊતરવું એ સ્વામીશ્રીની પ્રકૃતિ. તેથી જ આ યાત્રામાં જે જે સ્થાનોએ જવાનું થતું ત્યાં જતાં પૂર્વે તેઓ સભા ભરી તે તે સ્થાનો સાથે સંકળાયેલી પૌરાણિક અને સાંપ્રદાયિક તવારીખો સંતો પાસે ખાસ વંચાવતા. તેમાં કંઈક પૂર્તિ કરવા જેવું લાગે તો કરતા. આમ, અપ્રતિમ આસ્તિકભાવ સાથે યાત્રામાં આગળ ધપતા સ્વામીશ્રી હવે લક્ષ્મણઝૂલાના સહારે લક્ષ્મણ મંદિરની સામે આવેલા ઘાટ પર પધાર્યા.

અત્રે તેઓ ગંગાસ્નાન માટે પગથિયાં ઊતરી રહેલા ત્યાં જ એક દેવતાઈ શ્વેત ગાય સામે મળી. જાણે ગંગા જ ગાયનું રૂપ ધરીને આવી કે શું ! સ્વામીશ્રીએ તેના પર હાથ ફેરવી, ચાંદલો કરી આશીર્વાદ આપ્યા.

ત્યારબાદ ગંગાજળમાં ઊતરેલા તેઓએ ઠાકોરજીને સ્નાન કરાવ્યા પછી 'સદ્ગુરુ સંતો તથા તમામ સંતોનાં સ્વાસ્થ્ય સારાં રહે' તે સહિત વિવિધ સંકલ્પોની સિદ્ધિ માટે ધૂન કરાવી. સહયાત્રીઓ પર જલાભિષેક અને સ્વયં ડૂબકી લગાવી સ્નાન વગેરે દ્વારા પણ સૌને અપાર સ્મૃતિઓ આપી.

આ રસલહાણ જારી રાખતાં સ્વામીશ્રીએ નદીની પાળે થોડી વાર બિરાજી સંતો પાસે ભજનો ગવડાવ્યાં. આ કીર્તનભક્તિના અંતે તેઓ સંતસેવા

આશ્રમમાં પધરામણી કરી આજની સાંજે શિવાનંદ શતાબ્દી ઉપક્રમે યોજાયેલી સભામાં પધાર્યા.

અહીં તેઓનો સત્કાર કરતાં પૂજ્ય ચિદાનંદજીએ સ્વાનુભવ વ્યક્ત કર્યો કે – 'आज हमारे परम प्रिय गुरुदेव शिवानंदजी के आश्रम में प्रमुखस्वामीजी पधारे, तो मंगलमय जो भी पर्व है, वह आज यहाँ ही है। गंगा, जमुना, नर्मदा, सरस्वती... सब तीर्थराज आज यहाँ हैं। संत जंगम नारायण हैं। वे जब आते हैं, तब साक्षात् नारायण का दर्शन होता है। मैं यह भावनात्मक बात नहीं कह रहा हूँ, पर यह बात बिलकुल सच है। धन्य है ऐसे गुरु को। आज आप जितने भाग लेने आए हों, वे सब आपके पुण्य के फल का अनुभव कर रहे हों...'

આ અહોભાવને ઉપસ્થિત મેદનીએ તાળીઓના પ્રચંડ ગડગડાટથી વધાવી લીધો. આ પ્રસંગે સ્વામીશ્રીએ 'દિવ્ય જીવન'નો મર્મ સમજાવતાં કહ્યું : 'દિવ્ય જીવન એટલે ગુરુની આજ્ઞાનું પાલન કરીને તે મુજબ જીવન બનાવવું. ગુરુના વચનમાં શંકા થવી ન જોઈએ. જો થશે તો દિવ્ય જીવન નહીં થાય.'

આ સદ્‌બોધ વહાવી સ્વામીશ્રી દત્ત મંદિર, શિવાનંદ સમાધિ, શિવ મંદિર વગેરે સ્થાનોમાં દર્શન કરી ઉતારે પહોંચ્યા.

## યમુનોત્રીની યાત્રા

તા. ૩/૯ની સવારથી સ્વામીશ્રીનો હિમાલય-પ્રવાસ શરૂ થતો હોવાથી આ અવસરે તેઓને વળાવવા આવી ગયેલા પૂજ્ય ચિદાનંદ સ્વામીએ મૃત્યુંજયી મંત્રો ઉચ્ચારી સ્વામીશ્રીને પૂજ્યા બાદ ચરણમાંયે ચાંદલો કરી દીધો. તે પછી તેઓએ આરતી અને સ્તોત્રગાન ગાઈ સ્વાસ્થ્યની શુભકામના સાથે સ્વામીશ્રીને વિદાય આપી.

તે સ્વીકારી નીકળેલા સ્વામીશ્રીની ગાડી પર્વતોની કમરે કંદોરા કોર્યા હોય એવા સર્પાકાર રસ્તાઓ પર સરકવા લાગી. આ સમયે ગાડીના કાચ ખોલી નાંખ્યા હોવાથી શિવાલિક પર્વતમાળાની ઠંડી હવા તેઓને વીંટળાઈ વળતી. આ લાભ ક્યારેક વાદળાં પણ લઈ લેતાં. આ રસ્તે પહાડોના વળાંકે આવતાં ખાંચ-કોતરમાં એકાદ નાળું તો વહેતું જોવા મળે જ. આવી ખાંચોમાં ઘણી વાર સળંગ પથ્થરની સીધી ઊભી કરાડ હોય ત્યારે નાળાને બદલે સફેદ દૂધ જેવો ધોધ ૨૦-૨૫ કે ૫૦-૧૦૦ ફૂટ ઊંચેથી પડતો હોય. આવા એક ધોધ પાસે સ્વામીશ્રીએ ગાડી થોભાવી દૃષ્ટિ કરી. સ્ફટિક જેવું સ્વચ્છ અને

બરફ જેવું શીતળ જળ પ્રભુકૃપાની જેમ વરસી રહેલું.

આવા સુરમ્ય વાતાવરણ વચ્ચે ફકોટ, જાજલ, ચંબા, નૌટીઆલ વગેરેને વટાવતાં સ્વામીશ્રી બપોરે સાડા બાર વાગ્યે બરકોટથી આશરે ૨૧ કિ.મી. દૂરના સ્થળે અટક્યા – ઠાકોરજીને થાળ ધરાવવા માટે.

તેઓ જ્યાં વિરમ્યા ત્યાં ચીડનાં વૃક્ષોનું ઘાટું વન હતું. એક જ હરોળમાં ૭૦-૮૦ ફૂટની ઊંચાઈ સુધી એકસરખાં વધેલાં આ વૃક્ષો કુદરતના અનોખા ગ્રાફિક ડીઝાઈનિંગનો નરવો નમૂનો હોય તેવાં જણાતાં હતાં. તેની નિશ્રામાં થાળ થયો ત્યાં સુધી સ્વામીશ્રી એક શિલા પર બિરાજ્યા.

આ રીતે અડધો-એક કલાકના વિશ્રામ બાદ આગળ વધેલી યાત્રામાં બપોરે પોણા ત્રણ વાગ્યે સ્યાનાચટ્ટી આવ્યું. આશરે ૬,૬૦૦ ફૂટની ઊંચાઈએ વસેલા આ સ્થાનમાં ગઢવાલ નિગમના અતિથિગૃહે અલ્પ વિશ્રામ લઈ સ્વામીશ્રી સાંજના સુમારે પહોંચ્યા યમુના સેતુ પાસે. અહીંથી તેઓએ યમુના પર દૃષ્ટિ ઠેરવી. તેથી હર્ષિત થઈ ઊઠેલી કાલિંદીના કિનારે ઊભેલા અતિથિ-આવાસમાં સ્વામીશ્રીએ રાત્રે સંતસભા ભરી.

તેમાં સંતો દ્વારા ગવાતા પદમાં પંક્તિ આવી: *'વન-પર્વત ઓળંગ્યાં દશ-વીશ...'* તેના આધારે જ સ્વામીશ્રીની વાણી વહી રહી:

''મહારાજે દશ-વીશ પર્વતો ઓળંગ્યા. સગવડનો વિચાર ન કર્યો. મહારાજે આપણા માટે તપ કર્યું. હવે આપણે તો એમણે જે જ્ઞાન આપ્યું છે એ માટે મંડી પડવું. કથા-વાર્તા, ભજન કરીને તથા અક્ષર-પુરુષોત્તમની વાત કરીને હરિભક્તો બને એ માટે જોર રાખવું. જે કામ સોંપ્યું એમાં સારધાર પાર ઊતરી જવું. વિઘ્ન આવે તો પડ્યું રહે – એવું નહીં. મહારાજને કેટલાં વિઘ્ન આવ્યાં ? પરંતુ તીર્થોનું જે નિશાન રાખેલું તે ચૂક્યા નહીં.

મહારાજને તો વચ્ચે રોકનારા ઘણા મળ્યા. રાજ્ય દેનારા, કન્યા દેનારા મળ્યા, પણ ના એટલે ના. આપણે તો ટીંગાઈ જઈએ. ના મળતું હોય તોય મનથી ઊભું કરીએ. મહારાજનું વનવિચરણ જોઈએ ત્યારે થાય કે મનુષ્યથી આ થઈ શકે એમ નથી. મહારાજ આત્મબળ રાખીને ચાલ્યા, એમ આપણે ઢીલા ન થવું. યાત્રા કરીને કરંટ (એટલે કે ઉત્સાહ) વધવો જોઈએ.''

ખળખળ વહેતી સરિતાની જેમ સ્વામીશ્રીની અમૃતધારા રેલાઈ રહી. તેનું પાન કરી પરિપુષ્ટ થયેલો સંત-સંઘ તા. ૪/૯ની સવારે નીકળી પડ્યો – યમુનોત્રીની વાટે.

સ્વામીશ્રીને તો આ યમુનોત્રી-યાત્રા માટે તબીબોએ પરવાનગી ન આપતાં તેઓ આખો દિવસ સ્યાનાચટ્ટીમાં જ ગાળવાના હતા, પરંતુ પોતાના પ્રાણપ્યારા ઠાકોરજી સાથે સૌને વળાવતાં તેઓએ કહ્યું: 'મારા વતી દર્શન કરજો. ઠાકોરજી સાથે આજની જળઝીલણીનો ઉત્સવ જમુનોત્રીમાં કરજો. મહારાજને સ્નાન કરાવજો.'

આ રીતે સૌને વિદાય આપી અતિથિગૃહમાં રોકાયેલા સ્વામીશ્રીએ અત્રે કેટલોક સમય સ્થાનિક રહેવાસીઓ સાથે ગાળી તેઓ પાસેથી પ્રાદેશિક વિશેષતાઓનો પરિચય મેળવ્યો.

ત્યારબાદ બપોરે ત્રણ વાગ્યે શૌચવિધિથી પરવારેલા સ્વામીશ્રીને સ્નાન કરાવવા માટે સેવક ગરમ પાણી લઈને આવે તે પહેલાં તો વરસાદ શરૂ થયો. તે જોઈ સીધા પ્રાંગણમાં આવી ગયેલા સ્વામીશ્રી વર્ષાની ધારે જ સ્નાન કરવા લાગ્યા. ઠંડા પવન અને બર્ફીલા પર્વતોના સંગમાં આ પાણી ઘણું જ ઠંડું લાગે, છતાં સ્વામીશ્રીએ ઘણી વાર સુધી સ્નાન કરી વિશિષ્ટ રીતે જળઝીલણી એકાદશીનો ઉત્સવ ઊજવ્યો.

તેને અનુસરતાં તેઓએ તા. ૫/૯ની સવારે યમુના સેતુ પર જ ભ્રમણ કર્યું. તે સમયે પુલ નીચેથી વહેતો યમુનાનો પૂરપાટ પ્રવાહ તેઓનાં પગલાં સાથે તાલ મિલાવતો રહ્યો. તે પછી પુલની પાળી પર થોડી વાર બિરાજી સ્વામીશ્રીએ સૌને દર્શનસુખ આપ્યું અને સવારે દસ વાગ્યે વિદાય થયા.

## ઉત્તરકાશીમાં

આ અરસામાં મોટર-પ્રવાસ દરમ્યાન 'ઉત્તરની યાત્રા' પુસ્તક વાંચતા રહેતા સ્વામીશ્રીએ આ ક્રમ પ્રયાણ આદર્યું તે સાથે જ આરંભી દીધો.

પરંતુ માર્ગમાં આવેલા કુથનોંદ પાસે એક રમણીય ઝરણું વહી જતું જોઈ સંતોએ ગાડી ઊભી રખાવી. તેથી સ્વામીશ્રી વાંચન અટકાવી નીચે ઊતર્યા. પણ થોડી જ વારમાં મેઘરાજા વરસવા લાગતાં ગાડીમાં બેસી મુસાફરી આગળ વધી. આ રસ્તે ભણસાલી ગામની નજીક નદીના વહેણ પર એક કુટિયા જોઈ સંતોને કુતૂહલ થયું કે 'ઝરણા પર ઝૂંપડી કેવી રીતે બાંધી હશે?'

આ જિજ્ઞાસા સંતોષવા તપાસ કરતાં ખબર પડી કે 'તે તો જળઘંટી છે.' આ નવીન રચના જોવા સૌએ સ્વામીશ્રીને પણ સાથે લીધા. ત્યાં જઈને જોયું તો નાની-શી અંધારી ઓરડીમાં એક વૃદ્ધ અને તેનો દીકરો ઘઉં દળી રહેલા.

સ્વામીશ્રી તો તેઓની પાસે જ પલાંઠી વાળીને બેસી ગયા અને વાતે વળગ્યા. નામ પૂછતાં જવાબ મળ્યો – લુંગત્યા. બાજુમાં વસેલું ખનેડા એનું ગામ.

આ પ્રાથમિક પરિચય બાદ સ્વામીશ્રીએ ઘંટીની સંરચના અને કાર્યપદ્ધતિ પૂછી. તે જણાવીને એ પહાડી ક્ષત્રિયે સ્વામીશ્રીને થોડો લોટ ભેટ ધર્યો. એ સંતોને આપતાં સ્વામીશ્રીએ કહ્યું: ‘આ ઠાકોરજી માટે વાપરજો.’

આમ, એક રંકનું ઝૂંપડું પાવન કરી આગળ વધેલા તેઓના રસ્તે ઉત્તરકાશી ચૌદેક કિલોમીટર દૂર રહ્યું ત્યારે બપોરના દોઢ વાગ્યાનો સમય થયેલો. તેથી નાકુરી ગામ આગળથી ખળખળ વહી જતા એક જળપ્રવાહને કિનારે પાળ પર ઠાકોરજીને પધરાવી થાળ ધરાવાયો. સ્વામીશ્રી પણ પ્રકૃતિના પાટલે બેસી ભોજન અંગીકાર કર્યા બાદ બપોરે ત્રણ વાગ્યે આશરે ચાર હજાર ફૂટની ઊંચાઈએ વસેલા ઉત્તરકાશી પહોંચ્યા.

અહીં આવતાંવેંત તેઓએ કાશીવિશ્વનાથ મંદિરમાં દર્શન કર્યાં. તે વખતે પૂજારીએ તેઓના હસ્તે અભિષેક કરાવ્યો અને પૂજારી-પુત્રે સ્વામીશ્રીના ભાલે ચાંદલો ચોડ્યો. તે પછી આ મંદિર પરિસરમાં જ ખોડેલા ૨૩ ફૂટ ઊંચા તોતિંગ ત્રિશૂળના સ્થાનને પાવન કરી સ્વામીશ્રી ગીતા આશ્રમમાં ઉતારે પહોંચ્યા ત્યારે અત્રે પૂજ્ય ઉમાનંદગિરિજીએ સર્વ વ્યવસ્થા કરી રાખેલી. તેઓનો સત્કાર સ્વીકારી પહેલે માળે આવેલા ઉતારે અલ્પ વિશ્રામ લીધા બાદ સ્વામીશ્રી સાંજે ગંગાકિનારે ખીલેલા ઉદ્યાનમાં ભ્રમણ માટે પહોંચ્યા.

આ વ્યાયામથી પરવારી તેઓ ઉતારે પરત ફર્યા ત્યારે અહીં ડૉ. કિરણભાઈએ આવતીકાલની ગંગોત્રી-યાત્રાના સંદર્ભમાં કહ્યું: ‘બાપા! આટલી ઊંચાઈએ જવું એ આપની તબિયત માટે નકામું અને કેદારનાથમાં તો આપે ન જ જવું જોઈએ.’

પરંતુ આ સાવચેતીના સૂર સામે સ્વામીશ્રીનો નિર્ધાર ઊછળી આવ્યો કે ‘આપણે ક્યાં ત્યાં રહેવું છે? રહેવું હોય તો ચિંતા. મને કશો જ વાંધો નથી આવવાનો અને આવશે તો ડૉક્ટરોને સાથે લાવ્યા છીએ શા માટે? ખોટી શંકાઓ ન કરો.’

આ દૃઢતા સાથે રાત્રે પોણા દસ વાગ્યે પોઢવા જઈ રહેલા સ્વામીશ્રીએ વ્યવસ્થાપકોને પૂછ્યું: ‘બધા સંતો સૂઈ ગયા?’

‘સૂવાની તૈયારીમાં છે.’

‘સૌ ચેષ્ટા બોલ્યા?’

આ પૂછપરછ દ્વારા સૌમાં આહ્નિકનો ખટકો પ્રેરી શયનાધીન થયેલા સ્વામીશ્રીને આશરે સવા વાગ્યાના સુમારે પેશાબ કરવા માટે ઊઠવાનું થયું. તે ક્રિયાથી પરવારી તેઓ પલંગ પર બેઠા, પણ પોઢ્યા નહીં. તેથી નારાયણ-ચરણદાસ સ્વામીએ પૂછ્યું: ‘સૂવું નથી ?’

ત્યારે સ્વામીશ્રી બોલ્યા: ‘બસ ! મનમાં એમ જ થાય છે કે આખી રાત ભજન જ કરવું છે. ભજનમાં શાંતિ છે.’ આમ કહી તેઓ અડધો કલાક જેટલો સમય ભજન કરતાં પલંગ પર બેસી રહ્યા !

આવી ભજની પ્રકૃતિ ધરાવતા સ્વામીશ્રી લાખો માણસોના ભીડામાં રહ્યા એ જ તેઓની કૃપા અને કરુણા.

## ગંગોત્રીની ગોદમાં

તા. ૬/૯ની સવારે સંઘ સાથે ગંગોત્રી જવા નીકળેલા સ્વામીશ્રીના રસ્તે આવતા ડુંગરાઓ દેવદારનાં વૃક્ષોથી સઘન જણાતા હતા. *‘સૌ સાલ ખડા, સૌ સાલ પડા, સૌ સાલ સડા’* – આ લોકોક્તિ અનુસાર ૩૦૦ વર્ષનું આયુષ્ય ધરાવતા આ ઝાડ અને પહાડની સંગત નયનરમ્ય જણાતી હતી. તેની વચ્ચેથી પસાર થતાં સ્વામીશ્રી લક્ષેશ્વર મહાદેવ, ભટવારી, હરસીલ વગેરેને પાર કરતાં ગંગોત્રી પહોંચ્યા ત્યારે સવારના સાડા અગિયાર વાગેલા.

આશરે દસ હજાર ફૂટ ઊંચા આ સ્થાને ગંગાદેવી મંદિરમાં બિરાજેલા ગંગાજીની જમણી બાજુએ થોડાં પગથિયાં ઊતરતાં જ ભગીરથ શિલા આવે. તેની પાસે ઊભેલા પીપળાના વૃક્ષ નીચે પાળી પર સ્વામીશ્રી પણ બિરાજ્યા.

અત્રે પાછળ આવી રહેલા સંઘની પ્રતીક્ષામાં બેઠેલા તેઓએ કીર્તનો ગાવાની આજ્ઞા કરતાં સંતોએ *‘તેરી શરણ મેં આય કે...’* ભજન ઉપાડ્યું. થોડી વારમાં સૌ આવી પહોંચતાં સ્વામીશ્રી ખુરશીમાં બિરાજી ગંગાપ્રવાહની નજીકમાં જ પડેલી એક શિલા પાસે પધાર્યા. અહીં પાણી ઠંડું હોવાથી તબીબોએ સ્નાન કરવાની અનુમતિ ન આપતાં તેઓ ધોતિયું ગોઠણ સુધી ચઢાવી ગંગામાં પગ બોળી-બોળીને કાઢી લેતા હતા. જો કે ડૉક્ટર સ્વામીને તો તેઓએ લોટે-લોટા ભરી નવડાવ્યા.

ત્યારબાદ પુનઃ ભગીરથ શિલાએ પધારેલા સ્વામીશ્રીએ અહીં પંડાના ચોપડામાં હસ્તાક્ષર કરી આપ્યા. ત્યાં સુધીમાં સંતો પણ સ્નાન કરીને આવી જતાં સૌ સાથે તેઓ ગંગામૈયાનાં દર્શને પધાર્યા. અત્રે તેઓને ગર્ભગૃહમાં લઈ

જઈ પૂજારીઓએ આદર અભિવ્યક્ત કર્યો. સામાન્યતયા આ ગર્ભગૃહમાં પૂજારી સિવાય અન્યનો પ્રવેશ નિષિદ્ધ છે, પરંતુ સ્વામીશ્રીને પૂરા પ્રેમ સાથે પધરાવવામાં આવ્યા.

આ દર્શન બાદ સંતો ભોજન લઈને વિદાય થયા, પણ સ્વામીશ્રી દિવ્ય જીવન સંઘની શિવાનંદ કુટિરમાં રોકાયા. ત્યાંથી સામે જ હિમાચ્છાદિત સુદર્શન પર્વત અને તેમાંથી વહી આવતો હિમનદ દૃષ્ટિગોચર થતો હતો. સ્વામીશ્રીએ દૂરબીન દ્વારા તેને વધુ નજીક આણી તે પર નજર કરી. ત્યારબાદ આ કુટિરમાં જ ભોજન-વિશ્રામ લઈ તેઓ બહાર નદી તટે આવેલી એક મોટી શિલા પર બિરાજ્યા. તેથી બરાબર પાછળ ગોઠવાયેલો સુદર્શન પર્વત અને હરિયાળી વનરાજી સ્વામીશ્રીના સંગે શોભી ઊઠ્યાં. આવી આહ્‌લાદક આબોહવામાં પ્રાસંગિક જ્ઞાનવાર્તા સંભળાવી સ્વામીશ્રી મુખબા, ધરાલી, ગંગનાની વગેરે ગામો પર દૃષ્ટિ વેરતાં પુનઃ ઉત્તરકાશી આવી પહોંચ્યા.

## કેદારનાથની કેડીએ

તા. ૭/૯ની સવારે ઉત્તરકાશીથી નીકળેલા સ્વામીશ્રીએ વચમાં અગસ્ત્ય મુનિના સ્થાનમાં દર્શન-ભોજન તથા સ્નાનાદિક કરીને બપોરે ગુપ્તકાશીને પાવન કર્યું. આશરે ૪,૫૦૦ ફૂટ ઊંચે આવેલા આ તીર્થમાં નીલકંઠવર્ણી જે સમયગાળામાં પધારેલા એ જ સમયે સ્વામીશ્રી પણ પહોંચેલા. તેની સ્મૃતિ સાથે તેઓએ ચંદ્રશેખર મહાદેવ અને અર્ધનારીશ્વર મંદિરોમાં દર્શન કર્યાં. આ મંદિરોના પ્રાંગણમાં આવેલા મણિકર્ણિકા કુંડમાં એક ધારા ગંગોત્રીમાંથી અને બીજી ધારા યમુનોત્રીમાંથી આવતી હોવાથી તેનું માહાત્મ્ય ઘણું. તેથી તેનું જળ પણ સ્વામીશ્રીએ મસ્તકે ચડાવ્યું.

ત્યારબાદ સોનપ્રયાગ જતાં રસ્તામાં જલપ્રપાતનું મનોહારી દૃશ્ય આવતાં સૌએ સ્વામીશ્રીને ત્યાં ઊભા રાખી તસવીરો ખેંચી. તે પછી આગળ વધેલી યાત્રામાં સ્વામીશ્રી સોનપ્રયાગની અશોક વાટિકામાં રખાયેલા ઉતારે પધાર્યા.

અહીંથી તા. ૮/૯ના રોજ નિબિડ વનોમાંથી પસાર થતી મંદાકિનીના વહેણની વિરુદ્ધ દિશામાં તેના મૂળ તરફ ચઢવાનું હતું. આ આરોહણ સ્વામીશ્રી પણ સ્થાનિક કારીગરોએ તૈયાર કરેલી ખાસ ડોલીમાં કરવાના હોવાથી સૌ ઉમંગમાં હતા. તેની વચ્ચે પ્રાતઃપૂજાથી પરવારી સ્વામીશ્રી સવારે

સવા છ વાગ્યે ગૌરીકુંડ પધાર્યા. અહીં તેઓ જે એલ્યુમિનિયમની આરામ-ખુરશીમાં બિરાજ્યા તેને છ પર્વતારોહકોએ ઉપાડી. તે વખતે ગાંઠ મારેલા ગાતરિયા પર શાલ અને માથે ગરમ ટોપી ધારણ કરેલા સ્વામીશ્રીની મૂર્તિ ઘણી જ મનમોહક ભાસતી હતી. હાથમાં જપમાળા તો તેઓએ ડોલીમાં બિરાજતાં જ ફરતી કરી દીધેલી.

'જય જય ભોલે... હર હર મહાદેવ... જય કેદારનાથજી કી...'ના ઉદ્‌ગારો સાથે આગળ ધપ્યે જતા અન્ય યાત્રાળુઓના સંઘને આજે અનાયાસે સ્વામીશ્રીનાં દર્શનનો લહાવો પણ મળી રહેલો. તેથી કેટલાય મુમુક્ષુઓ હાથ જોડી, તો કેટલાય મસ્તક નમાવી સ્વામીશ્રીને વંદન કરી લેતા. આ પ્રણામ ઝીલતાં સ્વામીશ્રી રામબાડા અને ગરુડચટ્ટીમાં વિસામો લેતાં લેતાં સાડા અગિયાર વાગ્યે આશરે ૧૨,૦૦૦ ફૂટ ઊંચાઈએ વસેલા કેદારનાથ આવી પહોંચ્યા.

નગાધિરાજ હિમાલયની ગંધમાદન પર્વતમાળાનાં શિખરોની ગોદમાં એક વિશાળ લંબચોરસ ચબૂતરા પર અહીંનું મંદિર બંધાયું છે. ચોખંડો સભાખંડ અને શિખરબદ્ધ ગર્ભગૃહ એવા બે ભાગમાં વહેંચાયેલા આ મંદિરના પ્રાંગણમાં પ્રવેશતાં જ સ્વામીશ્રીએ ડોલીમાંથી ઊતરવાની વાત કરી. ડોલી ઠેઠ મંદિર સુધી જઈ શકે એમ હોવા છતાં તેઓએ કહ્યું: 'ભગવાનનાં દર્શને જઈએ ત્યારે આ રીતે ન જવાય. ચાલીને જવું જોઈએ.' આમ કહેતાં તેઓ પગપાળા જ મંદિરે પધાર્યા.

અહીંના વ્યવસ્થાપકો તેઓને હારતોરાથી વધાવી શિવલિંગ સુધી દોરી ગયા. આ જ્યોતિર્લિંગ આગળ બિરાજેલા સ્વામીશ્રી પાસે પૂજારી અને તેઓના સહાયકોએ પૂજન-અભિષેક કરાવ્યાં. સ્વર્ગારોહણ વખતે પાંચ પાંડવો આ શિવલિંગને ઘૃતલેપન કર્યા બાદ હૈયાં સરસું ચાંપી આગળ વધેલા. તે સમયથી અહીં ઘીનું લેપન કરવાનો અને મસ્તક અડાડવાનો મહિમા પ્રચલિત થયો છે. સ્વામીશ્રી પણ તે પ્રણાલીને અનુસર્યા.

આ રીતે પરંપરાગત પૂજન બાદ પ્રદક્ષિણા ફરીને નંદી પાસે પધારેલા તેઓ સાથે સૌની સમૂહછબી લેવાઈ. તે પછી મંદિર-સંકુલના અતિથિગૃહ મોદી ભવનમાં ભોજન અને અલ્પ વિશ્રામ કર્યા બાદ સ્વામીશ્રીએ શંકરાચાર્યની સમાધિનાં દર્શન કરી દોઢ વાગ્યે ઉતરાણ આરંભ્યું.

આ સમયે આકાશમાંથી ઊતરી આવેલી મેઘસવારીથી બચવા સંતોએ

છત્રી ટેકવી, પણ તેજ ગતિએ ફૂંકાતા પવન સામે તે કારગત ન જણાતાં સ્વામીશ્રીને ગળા સુધી લાલ સ્લીપિંગ બેગમાં ઢબૂરી દીધા. તે પર છત્રી રાખવામાં આવી. થોડી વારે વરસાદ બંધ થતાં આ આવરણો હટી ગયાં અને સ્વામીશ્રી સાંજે પાંચ વાગ્યે ગૌરીકુંડ પધાર્યા.

## આપણો છેલ્લો જ જન્મ છે

ગૌરીકુંડના ગરમ પાણીમાં સ્નાન કરવાનું આરંભતાં પૂર્વે સ્વામીશ્રીએ ઠાકોરજી મંગાવ્યા. મહારાજ ન પધાર્યા ત્યાં સુધી તેઓ થાક્યા હોવા છતાં ઊભા જ રહ્યા. જ્યારે હરિકૃષ્ણ મહારાજ આવ્યા ત્યારે તેઓને નવડાવતાં પૂર્વે ગરમ પાણીમાં ઠંડું જળ ઉમેરી તેને નવશેકું કરવાનું પણ સ્વામીશ્રી ન વીસર્યા. કડકડતી ઠંડીમાંયે તેઓની ભક્તિ ઠીંગરાઈ ગઈ નહોતી તેનો આ પુરાવો !

આ ભક્તિભાવ સાથે સ્વામીશ્રી ઠાકોરજીને સ્નાન કરાવવા માંડ્યા ત્યારે સંતોએ વૈદિક મંત્રોના ઘોષથી વાતાવરણ ગજવી મૂક્યું. સ્વામીશ્રીએ સ્નાન કર્યું ત્યારે પણ આ મંત્રોચ્ચાર ગુંજતો રહ્યો.

સ્નાનવિધિ બાદ સૌને મસ્તકે જળ ચડાવતા સ્વામીશ્રીએ અહીં સાંકડા, નીચા અને ગીચ ઉતારાની એક અંધારી ઓરડીમાં બેસી ઠાકોરજી જમાડ્યા. આ સમયે તેઓએ ડોલી ઊંચકનારા છ વ્યક્તિઓને પણ જમાડવાની સૂચના આપી. તે ઉપરાંત બક્ષિસ અપાવી તેઓનાં હાથ-હૈયાં ભરી દીધાં.

તે પછી સ્વામીશ્રી તા. ૯/૯ના રોજ સોનપ્રયાગથી વિદાય લઈ રુદ્રપ્રયાગ અને કર્ણપ્રયાગને વટાવતાં પીપલકોટી પહોંચ્યા. આ રસ્તે ગિરિપ્રપાતે થોડી અડચણ ઊભી કરી, પણ સ્વામીશ્રીની દયાથી તેણે ઝાઝો સમય ન ખાધો. તેથી પીપલકોટીમાં ભોજન-વિશ્રામ લઈ યાત્રા આગળ વધી. પરંતુ ગાડીચાલકની સરતચૂકને કારણે સ્વામીશ્રીની મોટર પાંડુકેશ્વર પહોંચી ત્યાં જ ટ્રાફિક નિયામકની વ્હીસલ વાગતાં ગાડી થોભાવવી પડી. તે વખતે દોડી આવેલા એક અધિકારીએ કહ્યું : 'તમે પરવાનગી વિના અહીં કેવી રીતે આવી ગયા ?'

'અમને કોઈએ રોક્યા નહીં. તમારી જેમ વ્હીસલ પણ ન વાગી. વચ્ચે 'રસ્તા બંધ'નું કોઈ પાટિયું પણ ન આવ્યું. તેથી અમને કેવી રીતે ખબર પડે કે આ પ્રતિબંધિત વિસ્તાર છે ?'

ગાડીચાલકે આમ બચાવ કર્યો, પણ હવે આવશ્યક ગતિવિધિમાં કલાક

વીતે તેમ જણાતાં સ્વામીશ્રી નિકટવર્તી રઘુનાથ આશ્રમમાં પધાર્યા.

અત્રે પૂજારીનો સત્કાર સ્વીકારી તેઓએ આગળ જવાનો માર્ગ મોકળો થાય ત્યાં સુધી સહયાત્રીઓને જ્ઞાનવાર્તાનું સુખ આપતાં કહ્યું: 'આપણને જોગ બરાબર થયો છે. શ્રીજીમહારાજનો આશરો થયો અને જોગીબાપા જેવા ગુરુમાં નિષ્ઠા થઈ એટલે હવે આપણો છેલ્લો જ જન્મ છે. ગમે એમ કરીને આપણા જીવમાંથી બડવાળ કાઢીને ધામમાં લઈ જશે.'

આટલું કહી સ્વામીશ્રી સામે પધરાવેલી પવનસુતની પ્રતિમા બતાવી બોલ્યા: 'જુઓ, આ હનુમાનજી બેઠા છે ને! એમને રામ વગર કશું જ ગમે નહીં. બીજાનું જોઈને એના પ્રત્યે અહો... અહો... ન થઈ જાય. આપણે પણ એવી દૃઢતા રાખવી.'

આ રીતે જ્ઞાનનું ભાથું બંધાવતા સ્વામીશ્રી સાંજે સાડા છ વાગ્યે અગિયારેક હજાર ફૂટ ઊંચાઈએ વસેલા બદરીનાથ આવી પહોંચ્યા. અહીં પરમાર્થ લોકમાં રખાયેલા ઉતારાના વ્યવસ્થાપક શ્રી શંકરાનંદ સ્વામીએ તેઓનો યથોચિત સત્કાર કર્યો.

## બદરીનાથનાં દ્વારે

બદરીનાથમાં તા. ૧૦/૯ની સવારે પ્રાતઃપૂજામાં લીન થયેલા સ્વામીશ્રી સમક્ષ મધુર સૂરાવલિઓ ગુંજી રહી: *'પવન મંદ સુગંધ શીતલ, હેમમંદિર શોભિતમ્; નિકટ ગંગા બહત નિર્મલ, બદરીનાથ વિશ્વંભરમ્...'*

નીલકંઠવર્ણીએ જ્યાં ઘણા દિવસ સુધી મુકામ ઠરાવી પૂજારીના થાળ આરોગેલા, તે આ પ્રાસાદિક તીર્થના મુખ્ય મંદિરે સ્વામીશ્રી દસ વાગ્યે દર્શનાર્થે પધાર્યા. અહીં પણ તેઓ મંદિર આવતાં જ ખુરશી પરથી ઊતરી ગયા અને પગથિયાં ચઢીને ઉપર પહોંચ્યા.

અત્રે લાકડાંની કમાન અને કોતરણીવાળા દરવાજામાં બિરાજેલા ગરુડજીને વંદન કરી આગળ વધેલા સ્વામીશ્રી પાસે મંદિરના મુખ્ય કાર્યવાહક શ્રી પંત આવી પહોંચ્યા. તેઓ શંકરાચાર્યજીની મૂર્તિવાળી જગ્યાએ સ્વામીશ્રીને દોરી ગયા. અહીં આ અધિકારી સાથે થોડો વાર્તાલાપ સાધી સ્વામીશ્રી ગર્ભગૃહના દરવાજે પધાર્યા ત્યારે મુખ્ય ધર્માધિકારીએ તેઓને ગર્ભગૃહમાં લઈ જઈને બદરી પંચાયતનનું પૂજન કરાવ્યું. આ ગર્ભગૃહમાં પૂજારી સિવાય કોઈ પ્રવેશી શકતું નથી, પરંતુ તેમાં સ્વામીશ્રીને પધરાવી સંચાલકોએ કૃતાર્થતા

અનુભવી.

આ અવસરે નીલકંઠવર્ણીના પ્રસાદીભૂત સ્થાનમાં આનંદ પામતા સ્વામીશ્રીએ પણ મંદિરના સંકુલમાં વસેલાં લક્ષ્મીજી, ઘંટાકર્ણ વગેરેનાં દર્શન કરી મંદિરના કાર્યાલયમાં પગલાં પાડ્યાં. અહીંથી તેઓને મુખ્ય પૂજારી પોતાના આવાસમાં લઈ ગયા અને પ્રાસાદિક તુલસી-ચંદન ભેટ ધર્યાં. આ પ્રસાદી સ્વામીશ્રીએ યાત્રાના સૌજન્યદાતા બનેલા કલકત્તા મંડળ માટે ઠેઠ સુધી સાચવી રાખવા કહ્યું. તેની સાથે આ હરિભક્તોને બદરીનારાયણનો પ્રસાદ મળી રહે તે માટે તેઓએ ખાસ થાળ ધરાવવા સંતોને મંદિરે મોકલ્યા.

ભક્તોની આ ખેવના સાથે આગળ વધેલા સ્વામીશ્રી અહીંથી તપ્તકુંડ જઈ સાંજે સ્વામિનારાયણ મંદિરે દર્શન માટે પહોંચ્યા.

## સેહેજમાં ભક્તનું કષ્ટ કાપ્યું

તા. ૧૧/૯ની સવારે પોણા છ વાગ્યે બદરી વિશાલના મુખ્ય મંદિરની પાછળ ઊભેલું ૨૧,૦૦૦ ફૂટની ઊંચાઈનું 'નીલકંઠ' શિખર એકાએક ખુલ્લા થયેલા આકાશ તળે ફૂટી નીકળ્યું. બરફમઢ્યા એના ઢોળાવો પર સૂર્ય જાણે પોતાનાં કિરણો દ્વારા સોનું જ પાથરી રહ્યો હોય તેમ જણાતું હતું. બદરીનાથનો પ્રત્યેક યાત્રિક જે દર્શનની ઝંખના સેવે તે આજે લાધી જતાં સૌ ઝૂમી ઊઠ્યા. સ્વામીશ્રીએ પણ તેઓના ઉતારાની બારીમાંથી આ દૃશ્ય નિહાળી પર્વતને પાવન કર્યો.

હવે આજે જ બદરીનાથથી પુનઃ સપાટ પ્રદેશો તરફ ઉતરાણ કરવાનું હોવાથી સંતો સવારે વિદાય થયા. સ્વામીશ્રી થોડા મોડા નીકળવાના હતા, પણ આ ભૂમિ જાણે તેઓને છોડવા ન માંગતી હોય તેમ તેઓના નીકળતાં પહેલાં જ સમાચાર આવ્યા કે 'ગિરિપ્રપાતથી રસ્તો અવરોધાઈ ગયો છે.'

આમ, સમય અણધાર્યો વધી પડતાં સ્વામીશ્રી ભારતીય સરહદના છેલ્લા ગામ માણા જઈ પહોંચ્યા. એક પૌરાણિક માન્યતા અનુસાર ધર્મ-ભક્તિના નિવાસસ્થાન ગણાતા આ ગામના આંગણે બેસી વ્યાસજીએ વેદાદિ સાહિત્યની રચના કરેલી છે. તેઓના આ યુગકાર્યને અંજલિ આપી સ્વામીશ્રીએ દૂર દેખાતી વસુધારા પર દૂરબીન દ્વારા દૃષ્ટિ કરી.

ત્યારબાદ બદરીનાથ પરત પધારેલા તેઓ પુનઃ મુખ્ય મંદિરે દર્શન કરવા પહોંચી ગયા. અહીંથી પાછા વળતાં સ્વામીશ્રીએ તપ્તકુંડમાં ચરણ બોળી

તેને પણ પ્રસાદીભૂત કર્યો અને બપોરે સવા વાગ્યે બદરીનાથથી વિદાય લીધી.

આ મુસાફરીમાં જોષીમઠનાં દર્શન કરીને સ્વામીશ્રી સાંજે સાત વાગ્યે રુદ્રપ્રયાગ પહોંચ્યા.

પૂર્વનિર્ધારિત આયોજન અનુસાર તો આ દિવસની રાત્રિએ સંતોને હૃષીકેશ પહોંચવાનું હતું, પરંતુ રસ્તે ઊભી થયેલી મુશ્કેલીને કારણે કાર્યક્રમ ખોરવાઈ ગયેલો. ગબડેલી શિલાઓને સંતોએ જાતે જ હટાવીને માર્ગ તો મોકળો કરી દીધેલો, છતાં તેમ કરવામાં વીતેલા સમયથી હૃષીકેશ પહોંચ બહાર થઈ ગયેલું. તેથી સ્વામીશ્રીએ રુદ્રપ્રયાગમાં જ ઊભા રહીને, પાછળ આવી રહેલા સંઘ માટે રહેવા-જમવાની વ્યવસ્થા માત્ર એકાદ કલાકમાં ઊભી કરી સૌને *'સેહેજમાં ભક્તનું કષ્ટ કાપ્યું...'*નો અનુભવ કરાવી દીધો.

## કર્યો રંકને રાય સમાન

રુદ્રપ્રયાગમાં સંઘના રોકાણની સઘળી તજવીજ કરીને આગળ વધેલા સ્વામીશ્રીએ તા. ૧૧/૯ની રાત્રે શ્રીનગરમાં રાતવાસો કર્યો. સંપ્રદાયના ગ્રંથોમાં શ્રીપુર તરીકે વિખ્યાત આ સ્થાનમાં કમલેશ્વર મઠના આંગણે રોકાયેલા નીલકંઠવર્ણીએ હિંસક સિંહને પણ શાંત કરી દીધેલો. આ મઠનું પૂરતું અને પ્રમાણભૂત સંશોધન કરાવી સ્વામીશ્રી તા. ૧૨/૯ની સવારે ત્યાં જઈ પહોંચ્યા.

અહીં મહંત શ્રી ગોવિંદપુરીજી પાસેથી સ્થાનનો પૂર્વ-ઈતિહાસ સાંભળી બધે દર્શન કરતાં સ્વામીશ્રી બોલ્યા: 'વર્ણી આ જ મઠમાં પધાર્યા હતા.' આ નિર્ણય આપતાં તેઓએ પાછળ આવતા સહયાત્રીઓ પણ આ દર્શન ચૂકી ન જાય તે માટે હરિભક્તોને ઊભા રાખી હૃષીકેશ તરફ પ્રયાણ આરંભ્યું.

તે રસ્તે વચ્ચે દેવપ્રયાગ આવ્યું. અહીં ભાગીરથી અને અલકનંદાનો સંગમ થાય છે અને આ સંયુક્ત ધારા ગંગા નામ ધારણ કરી આગળ વધે છે, પરંતુ આ સંગમસ્થળ ઘણું નીચાણમાં હોવાથી તેને સ્વામીશ્રી દૂરથી જ નીરખી રહ્યા.

તે જ વખતે આવી ચડેલા એક ગરીબ બાળક વિક્રમસિંહે સંતોના હાથમાં ઠાકોરજી જોઈ પોતાની મેલી-ઘેલી થેલીમાંથી મકાઈના થોડા ડોડા કાઢી મહારાજને ધર્યા. તેનો આ ભક્તિભાવ જોઈ રાજી થયેલા સ્વામીશ્રીએ પૂછ્યું: 'कितने पैसे ?'

'कुछ नहीं। यह भगवान के लिये भेंट है।' બાળક બોલ્યો.

એક દરિદ્રની આ સેવાભાવનાથી રાજી થઈ સ્વામીશ્રીએ તેને ખૂબ આશીર્વાદ આપ્યા. તેની સાથે ઠાકોરજીની થાળીમાં રહેલાં બે ફૂલ પણ તેને આપતાં કહ્યું: 'तू नीचे जाकर ये दो फूल नदियों के संगम में डाल देना।' આમ કહી સ્વામીશ્રીએ તે બાળકને પાંચ રૂપિયાયે અપાવ્યા.

તે સાથે વિક્રમસિંહ ફૂલ લઈને ઊપડ્યો ત્યારે ગાડીમાં બેસતાં સ્વામીશ્રી બોલ્યા: 'બાઉદ્દીન[૭] જેવું થયું.' તેઓના મુખેથી મોજ સરી પડી!

તે દ્વારા એક બાળકના નસીબ આડેનું પાંદડું હટાવતા સ્વામીશ્રી પોણા બાર વાગ્યે હૃષીકેશ આવી પહોંચ્યા.

અહીં તેઓની રાહ જોઈને ઊભેલા ચિદાનંદ સ્વામી સ્વામીશ્રીને હાર પહેરાવતાં ભેટી જ પડ્યા. તેઓનો આ સ્નેહ સ્વીકારી શિવાનંદજીના સમાધિ-સ્થળે રાખવામાં આવેલી સભામાં પધારેલા સ્વામીશ્રીએ અત્રે આશીર્વચનનો લાભ આપી હરિદ્વારમાં પદાર્પણ કર્યું.

## સાધુસમાજના શિરતાજ

ભારત સાધુ સમાજના અધ્યક્ષ પૂજ્ય રામસ્વરૂપ શાસ્ત્રીજીની અંતરતમ ઈચ્છા હતી કે – 'પ્રમુખસ્વામીજીને એક વાર હરિદ્વાર લઈ જઈને સૌને તેમનાં દર્શન કરાવવાં. 'આનું નામ સાધુતા કહેવાય' એ બતાવવું.'

આ તક તેઓએ આ વખતે ઝડપી લેતાં તા. ૧૨/૯ની સાંજે ગુરુ-મંડલાશ્રમમાં સ્વામીશ્રીનો ભવ્ય સત્કાર સમારંભ યોજાયો. ષડ્દર્શન સાધુ સમાજ તરફથી યોજાયેલા આ સમારોહમાં પંચપુરીના[૮] નિરંજની, નિર્મળ, પંચાયતી, ઉદાસી, આનંદ, આવાહન, અગ્નિ, જૂના, નવા વગેરે તમામ સાધુ અખાડા અને સંસ્થાઓના સંતવર્યો ઉમંગભેર સામેલ થયેલા. તે સૌનો પરિચય કરાવ્યા બાદ ભારત સાધુ સમાજના મંત્રી મહામંડલેશ્વર પૂજ્ય શ્યામસુંદર-દાસજીએ પૂજ્ય રામસ્વરૂપ શાસ્ત્રીજીને સ્વામીશ્રીનું સન્માન કરવા વિનંતી

---

૭. લાકડાંના ભારા વેચી ગુજરાન ચલાવતા બાઉદ્દીન નામના ગરીબ બાળકે ઠંડીથી ધ્રૂજતા ગુણાતીતાનંદ સ્વામીને તાપણું કરવા થોડાં લાકડાં પૈસાની કોઈ લાલચ વિના આપેલાં. તેની આ સેવાથી પ્રસન્ન થઈ સ્વામીએ તેને આશીર્વાદ આપેલા. તેના પ્રતાપે કંગાલ બાઉદ્દીન સમય જતાં જૂનાગઢનો દીવાન બનેલો.

૮. માયાપુરી (હરિદ્વાર), જ્વાલાપુર, કનખલ, ભીમગોડા, ભૂપતવાલા.

કરી. તેને અનુસરતાં ભારત સાધુ સમાજના આ અધ્યક્ષે પુષ્પહાર, સુખડનો હાર, ભગવી શાલ અને અભિનંદન-પત્ર અર્પણ કરી સ્વામીશ્રીને સન્માન્યા. ત્યારબાદ તો ઉપસ્થિત સૌ સંતો-મહંતોએ એક પછી એક આવીને સ્વામીશ્રીને પુષ્પહારોથી આચ્છાદિત કરી દીધા.

આ અવસરે શબ્દસુમનોથી પણ સ્વામીશ્રીનો સત્કાર કરતાં પૂજ્ય શ્યામસુંદરદાસજીએ જણાવ્યું કે 'આ યુગમાં આવા કોઈ મંડલેશ્વર નથી. એમની સાધુચર્યા પ્રભાવિત કરે એવી છે. ખૂબ જ સરળ, નમ્ર અને ગુણગ્રાહી પ્રમુખસ્વામી સૌનો આદર કરે છે.'

આ જ રીતે અવધૂત મંડલના પૂજ્ય સ્વામી મહેશ્વરદેવજી તથા પૂજ્ય શ્રી હંસપ્રકાશદાસજી, મનસા મંદિરના મહામંડલેશ્વર પૂજ્ય સ્વામી માધવાચાર્યજી, નિર્મલ સંતપુરાના પૂજ્ય શ્રી રઘુવીરસિંહજી વગેરેએ પણ સ્વામીશ્રી પ્રત્યે અહોભાવ વ્યક્ત કરતાં કહ્યું: 'आप केवल स्वामिनारायण संप्रदाय के ही आचार्य नहीं, किन्तु समस्त विश्व के आचार्य हों, क्योंकि आप नारायण का स्वरूप हों। प्रमुखस्वामीजी जैसे महापुरुष का पदार्पण जहाँ होता है वह तीर्थ बन जाता है। उनके दर्शन से अड़सठ तीर्थों में दर्शन और स्नान का फल मिलता है। प्रमुखस्वामीजी के मन में जो बात है वही उनकी वाणी में है और वही उनके वर्तन में। ऐसे महापुरुष ही समाज, देश और धर्म का कल्याण करने में समर्थ हैं।'

આમ, ગંગાના પ્રવાહની સમાંતર સ્વામીશ્રીના ગુણગાનની ગંગા પણ વહેતી રહી. તે પર પૂર્ણવિરામ મૂકતાં ભારત સાધુ સમાજના મંત્રીએ સ્વામીશ્રીને કહ્યું: 'संस्कृति की रक्षा के लिए षड्दर्शन साधु समाज आपके पीछे चलने को तैयार है।'

સૌની આ લાગણીનો પ્રતિભાવ આપતાં સ્વામીશ્રી બોલ્યા: 'आप सबने मुझे सम्मान दिया, (पर) मैं सम्मान के लायक नहीं हूँ, मैं तो आप सबका नम्र सेवक हूँ। आप सबके आशीर्वाद से ये सब कार्य होता है। भगवान की कृपा के बिना हम कुछ नहीं कर सकते।'

આ નમ્રતા સાથે સ્વામીશ્રી આજના સમારંભ બાદ સૌ સંતો-મહંતો સાથે જ ઠાકોરજી જમાડવા બિરાજ્યા. અહીં પતરાવળાં અને કોડિયાંમાં પીરસાવાનું હોવાથી તેઓ પતરાવળામાં પત્તર મૂકી તે કાષ્ઠપાત્રમાં જ જમ્યા અને કોડિયાથી જલપાન કર્યું.

## સાધુતા જ આપણી શોભા

ગુરુમંડલાશ્રમમાં મહામંડલેશ્વરોનો સ્નેહ-સત્કાર સ્વીકારી કનખલના ગીતા મંદિરે પધારેલા સ્વામીશ્રીએ અત્રે એક સંતસભા યોજી દીધી, કારણ કે અહીંથી અમુક સંતો ગુજરાત પરત ફરવાના હતા, તો ઘણાખરા છપૈયા તથા પૂર્વાંચલની યાત્રાએ આગળ વધવાના હતા. તેથી ચાર ધામની યાત્રાનું સમાપન કરતાં સ્વામીશ્રીએ કહ્યું :

''બહુ સરસ રીતે ઉત્તરાખંડનો પ્રવાસ થયો. શ્રીજીમહારાજ, શાસ્ત્રીજી મહારાજ અને યોગીબાપાની દયાથી વિઘ્ન વગર જાત્રા થઈ ગઈ. આવી યાત્રા કરીને કરવાનું એ જ છે કે એકબીજાનો મહિમા સમજાય, સેવા-કથાનો ઉમંગ જાગે, આપણામાં ધર્મ, જ્ઞાન, વૈરાગ, ભક્તિ દૃઢ થાય, સંપ વધે એ કરવાનું છે. શ્રીજીમહારાજે આપણા માટે કેટલું કષ્ટ વેઠ્યું એ આપણે જોયું ત્યારે ખ્યાલ આવ્યો. તીર્થમાં આવી મહિમાની દૃષ્ટિ રાખી હોય તો અહો... અહો... રહ્યા કરે. દેહાભિમાન સાથે જાત્રા કરી હોય તો સુખ ન આવે.

જે સંતની લોકો વાતો કરે છે એ સંત તો આપણા ઘેર છે. આપણને કરોડગણી પ્રાપ્તિ છે. મહારાજે કહ્યું કે 'બધા કરતાં અમને અમારી કોરનું ઠીક લાગે છે.' એમ બધાં તીર્થોનો મહિમા તો છે જ, પણ મુખ્ય વસ્તુ ભુલાવી ન જોઈએ. ગમે ત્યાં જઈએ, પણ પહેલી આપણી સાધુતા શોભવી જોઈએ. એ જ આપણી શોભા છે. આજે બધા વિદ્વાનો ને મહામંડલેશ્વરો બેઠા હતા. એની વચ્ચેય આપણી શોભા શાથી? તો આપણા નિયમો દૃઢ છે.''

યાત્રાના આ મજકૂરને સૌના હાથમાં મૂકતા સ્વામીશ્રી તા. ૧૩/૯ના રોજ કનખલમાં દક્ષેશ્વર મહાદેવનાં દર્શન કરી બાજુમાંથી જ નહેરરૂપે વહેતી ગંગાના કિનારે વડ નીચે બિરાજ્યા અને સંતો પાસે કીર્તનો ગવરાવ્યાં. ત્યારબાદ નહેરનાં પગથિયે બેસી લોટા વડે સ્નાન કરી તેઓએ નહેરના કાંઠે જ સંતોએ તૈયાર કરેલા આસન પર સ્થાન ગ્રહણ કર્યું.

અહીં પણ બાજુમાંથી વહેતી ગંગાની જેમ સ્વામીશ્રીની અમૃતધારા વહેવા લાગી : 'શ્રીજીમહારાજ ગુણાતીતાનંદ સ્વામી દ્વારા અખંડ રહ્યા. ભગતજી મહારાજ, શાસ્ત્રીજી મહારાજ અને યોગીજી મહારાજ દ્વારા અનંત જીવો માયાથી પર થયા. જેમ ગંગાનું વહેણ કાયમી ચાલુ છે એમ આવો મુક્તિનો મારગ પણ પૃથ્વી પર હંમેશાં ચાલુ જ છે. આ પ્રવાહ અખંડિત છે અને અખંડિત

રહેશે. શ્રીજીમહારાજનો પૃથ્વી પર આવીને આ મહાન ઉપકાર છે.'

આ અમૃતવર્ષાથી સૌને ભીંજવી સ્વામીશ્રી સ્ટેશનના નિકટવર્તી ગરીબદાસી આશ્રમમાં પગલાં કરી ઉતારે પધાર્યા ત્યારે અત્રે છેલ્લા દિવસના જમણરૂપે પૂરણપોળી બની રહેલી. તે જોઈ સંતો સાથે પૂરણપોળી શેકવા બિરાજી ગયેલા સ્વામીશ્રીએ સૌને યાત્રાનું સોનેરી સંભારણું આપી દીધું.[૯]

તેને જીવતરના ચોપડે અંકિત કરી સંત-સંઘ છપૈયા જવા નીકળ્યો અને સ્વામીશ્રી દિલ્હી આવી પહોંચ્યા. અહીં તા. ૧૫/૯ના રોજ બહાઈ સેન્ટરની મુલાકાત લેનારા તેઓ તા. ૧૬/૯ની રાત્રે કલકત્તા પધારી ગયા.

## સહાય કરશું વસમે સમે

કલકત્તાના હવાઈ મથકે સાડા દસ વાગ્યે ઊતર્યા બાદ નિવાસસ્થાને જતાં પહેલાં જ સ્વામીશ્રીએ ઇચ્છા વ્યક્ત કરી કે 'હકુ બીમાર છે તો આપણે તેને મળી આવીએ.'

કેન્સરથી પીડાતા આ યુવાન શ્રી રાજેન્દ્ર અજમેરા માટે સ્વામીશ્રીને ઘણી લાગણી હોવાથી જ્યારે આ યુવક સારવાર માટે અમેરિકા ગયા ત્યારે તેઓને ઊભી થનારી લોહીની જરૂરિયાતને પહોંચી વળવા સ્વામીશ્રીએ શિકાગોના સત્સંગ મંડળ પર પત્ર લખી મોકલેલો. તેને પ્રતિસાદ આપતાં અહીંના યુવકોએ જે સમયે એક બોટલ લોહીની કિંમત ૫૦૦ ડૉલર થતી હતી તે સમયે ૩૬ બોટલ લોહી તૈયાર રાખેલું! સ્વામીશ્રીએ સીંચેલા સેવા અને સુહૃદભાવના સદ્‌ગુણોનું આ તેજ જોઈ અમેરિકન આલમ પણ અંજાઈ ગયેલી.

પરંતુ હકુની બીમારી કાબૂ બહાર જતાં ડૉક્ટરોએ અમંગળનાં એંધાણ આપી દીધેલાં. આ સંજોગોમાં સ્વામીશ્રીએ તેને પુનઃ ભારત આવી જવા જણાવેલું. તે જાણી ડૉક્ટરોએ કહેલું: 'આ સાહસ ખેડવા જેવું નથી. કદાચ પ્લેનમાં જ છેલ્લો શ્વાસ આવી જશે.'

છતાં સ્વામીશ્રીના ભરોસે જીવતા એ યુવાન તેઓની પત્ની અને સસરા શ્રી જયંતભાઈ મહેતા સાથે ભારત આવવા નીકળેલા, પરંતુ રસ્તામાં

---



૯. નીલકંઠવર્ણીના પગલે-પગલે સ્વામીશ્રીએ મહિમાપૂર્વક કરેલી ઉત્તરાખંડની આ તીર્થયાત્રાનો આનંદ લૂંટવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઈન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...

જર્મનીના ફ્રેન્કફર્ટ ઍરપોર્ટ પર જ હકુને એવો શ્વાસ ચડવા લાગ્યો કે ભારત પરત પહોંચવાની શક્યતાઓ ધૂંધળી થઈ ગઈ. તેથી તાબડતોબ હવાઈમથકની હૉસ્પિટલમાં ખસેડાયેલા તેઓની સારવાર અંગે સંબંધીઓ વિચારી રહેલા. તે જ વખતે અચાનક આવી ચડેલા એક ડૉક્ટરે શ્રી જયંતભાઈ સાથે વાર્તાલાપ કરી હકુને દવા આપતાં વણસેલી પરિસ્થિતિ કાબૂમાં આવી ગઈ!

તે જોઈ યુવાનની પત્નીને થયું કે 'આ ડૉક્ટરે આપેલી દવાનો એક ડોઝ જો સાથે લઈ રાખીએ તો આગળની મુસાફરીમાં વાંધો ન આવે.' આમ વિચારી તેઓ પેલા ડૉક્ટરની ભાળ કાઢવા ગયા તો હૉસ્પિટલના તબીબો દવા આપી ગયેલા ડૉક્ટરથી અજાણ માલૂમ પડ્યા. તે વખતે હકુનાં પત્ની અને સસરાને લાગ્યું કે 'ડૉક્ટરના પરિવેશમાં શ્રીજીમહારાજ જ દવા દઈ ગયા, જેથી આપણે હેમખેમ કલકત્તા પહોંચી શકીએ.'

આમ, મહારાજની કૃપાથી કલકત્તા આવી ગયેલા હકુ સ્વામીશ્રીને જ સંભાર્યા કરતા. તેથી જ તો તેઓને મળવા ઉત્સુક સ્વામીશ્રી પણ ઍરપોર્ટથી સીધા તેઓના ઘેર જવા માંગતા હતા. પરંતુ એ યુવાનના એક સંબંધીએ જ કહેવડાવ્યું: 'અત્યારે હકુ આરામમાં છે. તેને આપને મળવાની ઇચ્છા છે, તો કાલે સવારે આપ પધારો.'

આ સમાચાર સાંભળી સ્વામીશ્રી ઉતારે પહોંચી ગયા, પરંતુ તેઓનો આગ્રહ યોગ્ય હતો તેની ખબર રાત્રે ૨:૧૦ વાગ્યે પડી. આ સમયે હકુ દુનિયાને અલવિદા કરી ચાલી નીકળ્યા.

આ જાણ તા. ૧૭/૯ની સવારે થતાં પ્રાતઃપૂજાથી પરવારેલા સ્વામીશ્રી અલ્પાહાર લીધા વિના સીધા જ પહોંચ્યા એ અક્ષરવાસી યુવાનના ઘેર. અહીં તેઓએ સર્વે સંબંધીઓને સાંત્વન આપી સદ્‌ગત યુવાનના પાર્થિવ શરીરને પંચામૃત અને ચારેય ધામનાં પવિત્ર જળથી સ્નાન કરાવ્યું. તે પછી શરીરને ઘરના દીવાનખંડમાં લાવતી વખતે સ્વામીશ્રીએ જાતે જ તેને ટેકો ધર્યો! મુખ્ય ખંડમાં પણ પાર્થિવ શરીરનું ચંદનથી પૂજન કર્યા બાદ સ્વામીશ્રીએ તેને બદરીનાથનો અને ઠાકોરજીનો પ્રાસાદિક હાર પહેરાવ્યો.

આ પ્રસંગે તેઓ બોલ્યા પણ ખરા કે 'હકુ મુક્ત હતો. એ ધામમાં જ ગયો છે. અમારે મળવાની બહુ ઇચ્છા હતી. દેહની રીતે ભલે ન મળ્યા પણ એનો આત્મા ને અમારો આત્મા એક થઈ ગયો. દિવ્ય તેજ સાથે ગયો છે.'

સ્વામીશ્રીના આ શબ્દોમાં *'આવશું તેડવા તને અમે, સહાય કરશું વસમે*

*સમે...'*નો ભાવ પડઘાઈ રહ્યો. આ વખતે સારવારમાં રહેલી પરિચારિકાએ હકુના મુખે સાંભળેલા છેલ્લા શબ્દો 'હું ધામમાં જઉં છું'નો તાળો સૌને મળી ગયો. પોતાના આશ્રિતોને અંતકાળે તેડવા આવવાનું સ્વામીશ્રીનું સામર્થ્ય વધુ એક વાર છતું થઈ રહ્યું.

## આ ચાંદલો તો અક્ષરધામનો છે

તા. ૨૦/૯ના રોજ છપૈયા વગેરે સ્થાનોની યાત્રા કરી આવી પહોંચેલા સંતોના સાંનિધ્યમાં સ્વામીશ્રીએ કલકત્તા મંડળના હરિભક્તોને યાત્રાનું ફળ મળે તે માટે વિધિવત્ મહાપૂજા કરાવી.

ત્યારબાદ આ સંત-સંઘ સાથે જ તેઓ ઉતારે પધારતાં વૈકુંઠ નાનું ને ભગત ઝાઝા જેવો ઘાટ થઈ રહ્યો. અહીં સ્વામીશ્રીએ યજમાન શ્રી પ્રવીણભાઈ શેઠ તથા તેઓના ચારેય દીકરાઓને સંતોની ઓળખાણ કરાવ્યા પછી શીખ આપતાં કહ્યું :

"તમને બધાને સત્સંગ તો છે જ, પણ હવે નિયમિત સભામાં જવાનું રાખવું. મંદિરે રોજ દર્શને જવું જ. 'હૃદયમાં બેઠા જ છે ને!' એવું ખોટું માનવાની જરૂર નથી. પૂજા પણ રોજ કરવી. એમ તો મારામાંય ભગવાન બેઠા છે તોય હું પૂજા ને દર્શન કરું જ છું. આપણા કરતાં વધારે છે એય કરે જ છે, તો આપણેય કરવું જ. આપણે એનાથી મોટા નથી. માટે એવું ખોટું જ્ઞાન ન રાખવું. પૂજા જ્યાં જઈએ ત્યાં લઈ જવી. તે કર્યા વિના પાણી પણ ન પીવું. દર્શન કરીને જશો તો બે ઘરાક વધારે આવશે. નિયમમાં રહીને જ ધંધો કરવો. સત્સંગ શિર સાટાનો રાખવો.

આ સંતો આવ્યા. ઘર ભરાઈ ગયું. કેટલી દયા! લાખો રૂપિયા ખર્ચો તોય આટલા સંતો ઘેર ન આવે. મહારાજ આટલા બધા સંતોને લઈને તેડવા આવશે, જો સત્સંગનો આવો ને આવો ઉમળકો રાખશો તો! તિલક-ચાંદલો કરીને નીકળવું. આપણે કોના બાપની સાડાબારી છે? આપણે મહારાજ અને સ્વામીના છીએ. આ ચાંદલો તો અક્ષરધામનો છે. માટે કાયમ રાખવો."

આમ, અસ્ખલિત વાક્ધારામાં સત્સંગના મહત્ત્વના મુદ્દા દૃઢાવતા સ્વામીશ્રીએ આજે રાત્રે પણ શયનાધીન થતાં પૂર્વે એક નોંધનીય વાત કરી કે 'બદરીનાથની યાત્રાનો સંકલ્પ બાવન વર્ષે પૂરો થયો! ઠેઠ પૂર્વાશ્રમથી સંકલ્પ હતો. સારા સંકલ્પ ગમે ત્યારે પૂરા તો થાય જ છે. થોડી ધીરજ રાખવી પડે.'

આમ કહી સૌને આનંદ પમાડતાં સ્વામીશ્રી પોઢ્યા.

## રહું કર જોડી

તા. ૨૨/૯ની બપોરે કલકત્તાથી નીકળેલા સ્વામીશ્રી કટક અને ભુવનેશ્વર થઈને જગન્નાથપુરી પધાર્યા. અહીં તેઓનો નિવાસ સરકારી અતિથિગૃહમાં હતો, પણ તા. ૨૩/૯ની સવારે છ થી આઠ વાગ્યા સુધી ગ્રહણનો સમૈયો કરવા સ્વામીશ્રી ભારત સેવાશ્રમમાં આવી બિરાજ્યા.

આ ગ્રહણ-સમાપ્તિ બાદ તેઓએ દરિયાસ્નાન, પ્રાતઃપૂજા વગેરેથી પરવારી જગન્નાથ મંદિર, ઇન્દ્રદ્યુમ્ન સરોવર વગેરે પ્રાસાદિક તીર્થોની યાત્રા કરી. તેને અનુસરતાં સ્વામીશ્રી તા. ૨૪/૯ના રોજ કોણાર્કના વિખ્યાત સૂર્યમંદિર તથા ભુવનેશ્વરના લિંગરાજ મંદિરમાં દર્શન કરતાં રાત્રે કલકત્તા આવી પહોંચ્યા.

આ વખતે શ્રી અનુભાઈ અજમેરાના ઘેર રોકાયેલા તેઓ પ્રાતઃપૂજા, કથા વગેરેનો લાભ આપવા અહિંસા ભુવનમાં પધારતા. તે ઉપરાંત, તા. ૨૭/૯ના રોજ તેઓએ સત્સંગીઓના સ્મૃતિ સંમેલન નિમિત્તે અગરપારા જૂટ મિલના અતિથિગૃહનેય પ્રસાદીભૂત કર્યું. એ જ રીતે લક્ષ્મીનારાયણ મંદિર, પાટીદાર સમાજનો હૉલ તથા કામાણી જૈન ભુવન પણ પ્રાસંગિક સમારંભોથી પાવન થયાં.

તેની સમાંતર આ અરસામાં નવરાત્રિના દિવસો આવ્યા હોવાથી આખું શહેર દુર્ગાપૂજાના હિલોળે ચડેલું. ઠેર ઠેર બંધાયેલા કલાત્મક પંડાલોમાં મહિષાસુર-મર્દિનીને પધરાવેલાં. આ ભક્તિભર્યો ઉત્સવ સ્વામીશ્રીની દૃષ્ટિથી પાવન થાય તે હેતુસર હરિભક્તો તા. ૨૮/૯ની રાત્રે સ્વામીશ્રીને બકુલબગાન, ભવાનીપુર, મહંમદઅલી પાર્ક વગેરે વિસ્તારોમાં લઈ ગયા.

શક્તિના આ પર્વમાં દુર્ગા તથા દેવતાઓની ચિત્તાકર્ષક મૂર્તિઓ બનાવતા કુશળ કસબી શ્રી પ્રદીપ પાલ તા. ૨/૧૦ના રોજ દર્શને આવી ચડ્યા. તેઓએ વાતચીતમાં સ્વામીશ્રીને કહ્યું : 'મેં ભગવાન સ્વામિનારાયણની દસ હાથવાળી મૂર્તિ બનાવી છે. વધારે હાથ હોય તો વધારે શક્તિ લાગે.'

'ભગવાનને એવું નથી. એને તો આપણી જેમ બે હાથ છે. એમના બે હાથમાં બધી જ શક્તિ છે. અમારા મત પ્રમાણે દસ હાથની કાંઈ જરૂર નથી.' સ્વામીશ્રી બોલ્યા.

ભગવાનના સ્વરૂપ સંબંધી શુદ્ધ અને સાચી સમજ તેઓના શબ્દોમાંથી નીતરી રહી.

તેથી તરબતર થયેલા પેલા કલાકારને સ્વામીશ્રીની પણ એક મૂર્તિ તૈયાર કરવાની મહેચ્છા હોવાથી તેઓએ સ્વામીશ્રીની કેટલીક છબીઓ પાડી. છેવટે કહ્યું : 'स्वामीजी! अभयहस्त रखिये।'

'ऐसे हाथ तो भगवान रखते हैं, संत तो हमेशा हाथ जोड़ते हैं।'

'हमारे लिये तो आप ही भगवान हैं।'

'हम तो भगवान के सेवक हैं।' પોતાની ઓળખ આપતાં સ્વામીશ્રી બોલ્યા.

તેથી એ કલાકાર ઘણી રકઝક પછી પણ અભયહસ્તની મુદ્રાવાળી સ્વામીશ્રીની તસવીર ન જ લઈ શક્યા. અલબત્ત, કરબદ્ધ નમ્રમૂર્તિ તરીકે સ્વામીશ્રીની છબી તો તેઓના અંતરમાં જરૂર જડાઈ ગઈ.

## તું ભવદુઃખભંજન ભૂધરા

તા. ૩/૧૦ની સાંજે કલકત્તાથી અમદાવાદ પધારેલા સ્વામીશ્રી ઍરપોર્ટ પર ઊતર્યા બાદ બાપુનગર થઈને શાહીબાગમાં આવેલા અનિર્દેશ ઍપાર્ટમેન્ટમાં પહોંચ્યા. અત્રે બીમાર ભક્ત શ્રી મનુભાઈ પટેલની ખબર-અંતર પૂછવા પધારેલા તેઓનાં દર્શનનો લહાવો લેવા આ જ ઍપાર્ટમેન્ટમાં રહેતા છ-એક સત્સંગી કુટુંબીઓ પણ પોતાનાં ઘેર તાળાં મારી અહીં એકત્રિત થઈ ગયેલા. તે સૌને જોઈ તેઓનાં ઘેર પણ પગલાં કરવાનો ઉમંગ સ્વામીશ્રીને આવી ગયો, પરંતુ તેઓ પધારે તેવી કોઈને કલ્પનાયે નહીં. તેથી ઘરમાં કોઈ તૈયારી નહીં. જોઈએ એવી સુઘડતા પણ નહીં.

છતાં દરેક ઘર પાવન કરી સ્વામીશ્રી અહીંથી બહાર રસ્તા પર આવ્યા ત્યારે કેટલાક ભરવાડભાઈઓ પગે લાગવા દોડી આવ્યા. તેઓને જોઈ સ્વામીશ્રીએ હસતાં-હસતાં પૂછ્યું : 'અત્યારે દુકાળ છે. આમાંથી બે-ચાર જણને સાધુ થવા આવવું છે ?'

આ સાંભળી એ ગોપાલકો ફિક્કું હસ્યા. તેઓના એ હસવામાંથી 'ના' પડઘાઈ રહી. સંતને તાન જીવને ઉગારવાનું અને જીવને તાન સંસારજળમાં ઝંપલાવવાનું !

પરંતુ જીવ ભલે સમજે કે ન સમજે, તેને ઉગારવાની પ્રવૃત્તિ ચાલુ જ

રાખતા સ્વામીશ્રી તા. ૪/૧૦ના રોજ વિદ્યાનગર પધાર્યા. અહીંથી તા. ૫/૧૦ની સવારે કરમસદ પહોંચેલા તેઓના વરદહસ્તે અત્રે નિર્માણાધીન 'પ્રમુખસ્વામી મેડિકલ કૉલેજ'નો ખાતવિધિ સંપન્ન થયો. આ પ્રસંગને ચરોતરના અનેક રાજકીય-સામાજિક આગેવાનોએ હર્ષોલ્લાસથી વધાવી લીધો. સ્થાનિક અગ્રણી અખબાર 'નયા પડકાર'માં તો નોંધાયું પણ ખરું કે – 'ધાર્મિક વ્યક્તિઓ દેવાલયો જ બાંધે એવું નહીં, રુગ્ણાલયો પણ ઊભાં કરે; પૂજારીઓ માટે પાઠશાળાઓ જ નહીં, તબીબો માટે વિજ્ઞાનશાળાઓ પણ ઊભી કરે તેવું પ્રમુખસ્વામીએ પ્રતિપાદિત કરી આપ્યું છે.'

આમ, સમાજસેવાનું પ્રશંસનીય પગલું ભરી આણંદના એક ઘેર ઠાકોરજી જમાડવા જઈ રહેલા સ્વામીશ્રીની ગાડી ગુજરાત મિલ્ક માર્કેટિંગ ફેડરેશનના સંકુલ પાસે પહોંચી ત્યાં જ તેઓને ડેરી ઉદ્યોગના માંધાતા ડૉ. કુરિયન જોઈ ગયા. તેથી પોતાની મોટર થોભાવી વાહનમાંથી ઊતરી ગયેલા આ મહાનુભાવ માર્ગે ઊગેલા એક આસોપાલવના વૃક્ષની છાયામાં ઊભા રહી સ્વામીશ્રીને મળ્યા. તે જોઈ સૌની આંખોમાં ઘૂંટાતો આશ્ચર્યનો ભાવ વિશેષ ઘેરો ત્યારે બન્યો જ્યારે આગળ વધેલી મુસાફરીમાં સ્વામીશ્રી હિંમતભાઈ કૉન્ટ્રાક્ટરના ઘેર પહોંચ્યા.

અત્રે ભોજન ગ્રહણ કરવા બિરાજેલા તેઓની નજર સંસ્થામાં પૂર્વે સેવા કરનારા રસોઈયા શંકર પર પડતાં જ તેને નામ સાથે નજીક બોલાવી સ્વામીશ્રી હેતપૂર્વક મળ્યા. થોડી પળો પહેલાં આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતા એક મુરબ્બીને મળનારા કે થોડા કલાક પહેલાં એક વિશાળ કૉલેજનો પાયો નાંખનારા સ્વામીશ્રીની આ સમતા અને મમતાનો સ્વાદ સૌ મમળાવી રહ્યા.

આ જ રીતે આજની સાંજે આર્કિટેક્ટ કૉલેજમાં પગલાં કરી બોચાસણ જવા નીકળેલા સ્વામીશ્રી કોમર્સ કૉલેજના આચાર્ય શ્રી શનુભાઈ પટેલના ઘેર જઈ પહોંચ્યા. આ સત્સંગીનો ૨૨ વર્ષીય દીકરો અચાનક અક્ષરવાસી થયો હોવાથી સ્વામીશ્રીએ તેઓને આશીર્વાદ આપ્યા.

આમ, અમદાવાદમાં ઉતરાણ કર્યાના માત્ર ૪૮ કલાકમાં જ સ્વામીશ્રી કેવાં કેવાં નિમિત્તે કેટકેટલાં ઘરો ઘૂમી વળ્યા! જ્યારે તેઓની કરોડોની સહાયથી આલિશાન ઈમારતોના પાયા નંખાઈ રહ્યા હોય, જેઓને કચેરીઓમાં પણ મળવું મુશ્કેલ બને તેવા મહારથીઓ પોતાને મળવા ઊભે રસ્તે ખડા થઈ રહેતા હોય, ત્યારે પણ સ્વામીશ્રી ભક્તોની સૂક્ષ્મ સંભાળ લેતા રહેતા. તેઓની

રહેણી *'તું ભવદુ:ખભંજન ભૂધરા...'*ની યાદ અપાવે તેવી હતી.

## પશુપાલન નહીં, પશુપોષણની વાત

વિદ્યાનગરથી બોચાસણ પધારેલા સ્વામીશ્રીના સાંનિધ્યમાં અહીં તા. ૬/૧૦ના રોજ શરદ પૂર્ણિમાનો ઉત્સવ ઊજવાયો ત્યારે તેઓએ ઊભાં ઊભાં સૌને અપીલ કરી કે –

'ખાસ બધાને વિનંતી કે આ વખતે દુકાળ ભયંકર છે. તો આપણાથી જ્યાં જ્યાં જુવાર કે ઘાસ વાવી શકાય એમ હોય અને સગવડ હોય તો જરૂર વાવવું. તેની નોંધ સંતોને કરાવી દેજો. આપણે બાર મહિના સુધી આ ચલાવવાનું છે. મૂંગાંનો આધાર આપણે જ છીએ. જો ભગવાને આપ્યું હોય તો રોકડરૂપે કે ઘાસરૂપે આપજો. આપણી સગવડ હોય તો જ કરવાનું છે. તમારી ખેતીના ભોગે આપણે કરવું નથી. અમારે તમે દુ:ખી થાઓ એવું નથી કરવું. પણ આ તો અડધામાંથી અડધું કરવું. તમારી જરૂર પૂરતું અનાજ વાવીને વધારાની જમીનમાં ઘાસ વાવજો. ઝાઝા હાથે બધું સરળ થશે. માટે સૌ ભળજો.'

આમ, પોતાના ખભે દુષ્કાળ-રાહત કાર્યનો મોભ ઊંચકનારા સ્વામીશ્રીને આ અરસામાં નાની બોરુના હરિભક્ત શ્રી કેશુભાઈએ કહ્યું: 'હવે ઢોરાં વેચી દેવાનો વિચાર છે.'

આ સાંભળી સ્વામીશ્રીએ સલાહ આપી કે 'આપણે કોઈ ઢોર વેચવાં નથી. તમે ઢોર મંદિરમાં મૂકી જજો. એ માટે દિવાળી પછી આયોજન થવાનું છે. ગામમાં પણ હરિભક્ત હોય એને વાત કરજો. આવતી સાલ ખેતીમાં કામ લાગે એવાં રાખવાં છે.'

સ્વામીશ્રીનો ઇરાદો ઢોરોને પાલવવાનો નહીં, પણ પોષવાનો હતો. ઢોર જીવી જાય તેટલું પૂરતું નહીં, પણ તે આવતા વર્ષે ખેતી માટે ઉપયોગી બને તેવાં સશક્ત બની રહેવાં જોઈએ – આ ઇરાદા સાથે તેઓ રાહતકાર્યમાં પ્રવૃત્ત થઈ ગયા. સમાજસેવાની કેવી આગવી સૂઝ અને કેવી ઉદાત્ત ભાવના!

## સાંભળીને ચક્કર ચઢે છે

બોચાસણથી તા. ૭/૧૦ની રાત્રે ગોંડલ પધારેલા સ્વામીશ્રી અહીં દર્શન કર્યાં બાદ સભામાં બોલ્યા: 'અક્ષર દેરી તો સર્વે તીર્થોનો રાજા છે. આજે તેનાં દર્શન થયાં. યાત્રા પૂરી થઈ.'

આ મહિમા સાથે તેઓએ તા. ૮/૧૦ના રોજ શ્રી છોટુભાઈ અજમેરા દ્વારા આયોજિત કેટલ કેમ્પનું ઉદ્‌ઘાટન કર્યું. દસ મહિના સુધી ૧૦,૦૦૦ ઢોરોને સાચવવાનું એક ભગીરથ કાર્ય સ્વામીશ્રીના આશીર્વાદથી શરૂ કરતાં આ દાનવીર શેઠે કહ્યું: 'સ્વામી! આપની સાથે ચાર ધામની યાત્રાનો લાભ મળ્યો એટલે વિચાર થયો કે આ વખતે કંઈક સારું કામ કરી જ નાંખીએ.'

સ્વામીશ્રીનો સહવાસમાત્ર કેવી શુભ પ્રેરણાઓ જન્માવનારો હતો!

આવા સ્વામીશ્રી આ સમયે ડગલે ને પગલે દુષ્કાળ-રાહતની પ્રવૃત્તિને પ્રોત્સાહન આપી રહેલા. તેથી એક હરિભક્તે ખેતરમાં કૂવો કરવાના આશીર્વાદ માંગ્યા ત્યારે પણ તેઓએ કહ્યું: 'જો પાણી થાય તો બે-પાંચ વીઘાંમાં ઢોર માટે જાર વાવજો.'

બોરસદના શ્રી ઈશ્વરભાઈનેય તેઓએ આદેશ આપેલો કે 'આપણે અન્નક્ષેત્ર ખોલવું પડશે. માટે દસ હજાર મણ બાજરો ભેગો કરવાનો છે.'

જો કે પ્રેરણાનું પ્રચંડ પૂર વહાવવા છતાં કોઈ છોડ ઊખડી ન જાય તેની પણ સ્વામીશ્રી કાળજી લેતા. તેથી જ ટૂંકી જમીન પણ ઊંચી ભાવના ધરાવતા ઉંદેલના શ્રી સોમાભાઈ પટેલે જ્યારે પાંચસો પૂળા દુષ્કાળના રાહતફાળામાં નોંધાવ્યા ત્યારે સ્વામીશ્રીએ તેઓને કહ્યું : 'તમારે જમીન થોડી છે તો પૂળા ન આપી શકાય એનો વાંધો નહીં. મનમાં ન રાખવું. સૌનું સારું થાય એવો સંકલ્પ કરવો એય સેવા છે.'

આમ, અત્યંત સંતુલિત રીતે દુષ્કાળને ફેડવા તત્પર બનેલા સ્વામીશ્રી તા. ૧૧/૧૦ના રોજ તો બોલી ગયા: 'આ બધું (દુષ્કાળનું દુઃખ) સાંભળીએ છીએ ને ચક્કર ચઢે છે. અત્યારે તો બધે એવું દુઃખ છે કે જોયું જતું નથી ને સાંભળ્યું જતું નથી.'

સ્વામીશ્રીના કરુણામય હૃદયનો કાર્ડિયોગ્રામ છે આ શબ્દો!

## અહીં તો ગુણોની પૂજા છે

દુષ્કાળ-રાહતની પ્રવૃત્તિના ફરતાં થયેલાં ચક્ર વચ્ચે સ્વામીશ્રીએ તા. ૧૨/૧૦ની રાત્રિસભામાં અમૃતધારા વહાવી કે –

"આપણે તો સેવક થવું, તો સુખ આવે. પૂર્ણાનંદને મહારાજે માનની મૂર્તિ કહ્યા ને એવું પગથી ચોટી સુધી ચઢી ગયું કે ત્યાંથી ઊપડી જ ગયા. ભગવાન આગળ દાસ થઈ ગયા હોત તો શું વાંધો આવત? પણ સ્વભાવ છે

એ મુકાતા નથી, કારણ કે આપણે સ્વભાવ ભેગા લઈને જન્મ્યા છીએ, પછી કેમ મુકાય? સ્વભાવ તો જન્મસિદ્ધ હક છે. પછી ક્યાંથી મુકાય? પણ એવું નહીં. સ્વભાવ ભયંકર છે. એને લીધે સત્સંગ, સેવાનું સુખ ન આવે. સ્વભાવ હોય તો મડદાની જેમ ફેંકાઈ જવાય. દાસ થઈને સેવા કરવી. પકડ ન રાખે તો વાંધો ન આવે. રઘુનાથદાસ અટંટ રહ્યા તો રહી ગયા. ક્યાં મહારાજ ને ક્યાં એ? ભલે ને જૂના હોય. આમાં સીનિયોરિટી કામ નથી લાગતી.

અહીં તો ગુણોની પૂજા છે, પણ અભિમાન આવે ત્યારે કોઈનું મનાય નહીં. સંત ઉપદેશ આપે તોય એને અવળું પડે. પેલો વીંછી તણાતો હતો ને મહાત્માએ કાઢ્યો તો એને જ ડંખ માર્યો. મૂરખ આવા જ હોય. સામો ડંખ મારે. 'મૂરખ, મકોડો ને મગર, પકડતાં આવડે પણ મૂકતાં ન આવડે.' અહં રાખવા સો જાતના ઉપાય કરે. ઉપદેશ આપીએ તો સામો થાય. ધમાલ કરે. પછાડા મારે. જે નમ્ર બન્યા એણે રાજીપો લઈ લીધો. જેણે સ્વભાવ પકડી રાખ્યા એનું ઠેકાણું ન રહ્યું. જેણે ભગવાનને પકડ્યા એ સુખિયા થઈ ગયા.''

## જન્મ-મરણનો રોગ મટાડવાનું આવડે છે

તા. ૧૩/૧૦ની પ્રાતઃકથામાં સ્વામીશ્રીની પરાવાણી આમ રેલાઈ રહી કે 'આ લોકનું આપનારા ઘણા મળશે, પણ મોક્ષ આપનારા નહીં મળે.'

આ સાંભળી શ્રોતાવર્ગમાં બેઠેલા શ્રીકૃષ્ણ પંડ્યા કે જેઓના ઘેર સ્વામીશ્રીના આશીર્વાદથી પુત્રજન્મ થયેલો તેઓ સ્વામીશ્રી તરફ નિર્દેશ કરી બોલ્યા: 'આ મહાત્મા તો દીકરો અને મોક્ષ બેય આપે એવા છે.'

તે વખતે સ્વામીશ્રીએ કહ્યું: 'મૂળ મોક્ષ આપવા આવ્યા છે. જન્મ-મરણનો રોગ મટાડવાનું આવડે છે. બીજી સમૃદ્ધિ આપતાં એમને આવડતું નથી. આ તો તમને ઘૂઘરો (દીકરો) આપ્યો તે રમાડ્યા કરો. ગમે તે રીતે એ સૌનું કલ્યાણ કરવા આવ્યા છે. મૂળ આ લોકમાં એમને બંધાવા દેવા નથી, એટલે આપેય ખરા ને બંધાવા ન દે. આપીને તોડી પણ નાંખે.'

આ રીતે પોતાનું કાર્ય અને કાર્યપદ્ધતિ – બંનેને સ્પષ્ટ રીતે સમજાવતા સ્વામીશ્રી તા. ૧૪/૧૦ની પ્રાતઃકથામાં પણ ખરેખરા ખીલ્યા. આ સમયે 'આટલું જ સમજવાનું છે...' એ 'સ્વામીની વાત'નો મર્મ સમજાવતાં તેઓએ જણાવ્યું કે –

''દેહ મૂકીને જેને પામવા હતા તે દેહ છતાં જ મળ્યા છે – આટલું જ

સમજવાનું છે. આ જો ન સમજ્યા હોઈએ તો અધૂરું રહે. ઉપર દૃષ્ટિ જાય. 'હજી કાંઈ દેખાતું નથી' એમ થાય. પણ બીજું ધામ ક્યાં જોવા જવું? 'આ છે એ જ અક્ષરધામ' – એટલું થઈ જાય પછી બીજે આઘા-પાછા થવાનું રહે જ નહીં. અક્ષરધામમાં જ બેઠા છીએ. જે ધામના શ્રીજીમહારાજની વાત કરીએ છીએ એના એ જ અહીં આવ્યા છે.'

સ્વ-સ્વરૂપની આ ચોખ્ખી વાતના દોરમાં જ સ્વામીશ્રી સામે બેઠેલા એક તબીબને સાંકળતાં બોલ્યા: 'શું ડૉક્ટર? બાટલા લઈ જવા પડે, ચેક કરવા પડે... આવું બધું દેખાય એટલે થઈ જાય ને કે 'આ તો આપણા જેવા જ છે.' પણ હકીકતે જુદા છે. આવી વાતો બધાને ક્યાંથી મનાય? એ તો વિશ્વાસ હોય તો મનાય. 'સાક્ષાત્ અક્ષરધામ છે' એ વાત સમજીએ તો ભેગા રહેવાનું સુખ આવે. ભગવાન ને સંત એવા માયાના ચક્કરમાં નાંખી દે કે આઘું-પાછું થઈ જાય. એવી લીલા કરે કે મન પાછું પડી જાય. એ અજ્ઞાન છે. સમાગમ કરવાથી એ ટળે.''

## ખાલી 'વાહ... વાહ...' થાય એવું નથી કરવું

આ અરસામાં દુષ્કાળના સંકટનો સામનો કરવા કમર કસીને તૈયાર થયેલા સ્વામીશ્રી ગણતરીબદ્ધ પગલાં મૂકી રહેલા. તેના એક ચરણરૂપે તેઓએ જુદે જુદે ઠેકાણે ચાલતા કૅટલ કૅમ્પનો અભ્યાસ કરવા એક ટુકડી મોકલેલી, તો ગામોગામ ફરતા સંતોને દુષ્કાળગ્રસ્ત ગામોમાંથી કેટલાં ઢોર સાચવવાનાં થાય તેનું સર્વેક્ષણ કરવાનો આદેશ પણ આપેલો. તેની સાથે કૅટલ કૅમ્પ માટે જળ-છાયાની જુક્તિ ધરાવતાં સ્થળોની તપાસ ચાલુ કરાવેલી, તો આશરે એક વર્ષ સુધી ચાલનારા આ રાહતકાર્ય માટે જરૂરી પૂળા-પૈસા એકત્રિત કરવાના આયોજનની પાંખ પણ સક્રિય કરી દીધેલી.

એકસાથે ખોલેલા આવા અનેક મોરચાની વ્યૂહરચના ઘડવા સ્વામીશ્રીએ તા. ૧૫/૧૦ના રોજ યોજેલી સંસ્થાના કાર્યવાહક સંતોની બેઠકમાં સૌ પોતાને સોંપાયેલી કાર્યવાહીનો અહેવાલ લઈને આવેલા. પરંતુ આ બેઠકની શરૂઆતમાં એક સંતે સીધી જ કામકાજ સંબંધી સૂચનાઓ આપવાનું ચાલુ કરતાં સ્વામીશ્રીએ તેઓને રોક્યા અને કહ્યું: 'આપણે પહેલું મંગલાચરણ કરી લો. પછી બધું ચાલુ કરીએ.'

આ સૂચન દ્વારા સ્વામીશ્રીએ એક વિરાટ પ્રકલ્પના પાયામાં

પરમેશ્વરને પૂર્યા.

તે અનુસાર મંગલાચરણ બાદ વિવિધ વિષયો અંગે ચાલેલા વિશદ વિમર્શના અંતે આશીર્વાદ આપતાં તેઓએ જણાવ્યું: 'પહેલાં અમારે બોચાસણમાં મીટિંગ રાખવી હતી, પરંતુ પછી થયું કે અહીં રાખીએ તો દુકાળનો વધારે ખ્યાલ આવે.'

સ્વામીશ્રી એકેએક નિર્ણય વિચારપૂર્વક લેતા – તે તેઓના આ શબ્દો પરથી ફલિત થયું. તે અનુસાર જ આજે તેઓએ રાહતકાર્યનાં નિશાન-નકશા આંકી આપતાં કહ્યું:

"આપણે કામ કરવું તો છે જ, પણ હઈસો... હઈસો... નહીં. નક્કર, ઠેઠ સુધી સારી રીતે ઢોરને નભાવી શકીએ એવું કરવું છે. ખાલી 'વાહ... વાહ...' થાય એવું નથી કરવું. આપણે તો સેવા જ કરવી છે. બને એટલી સહાય થાય એ કરવું છે. થોડો ખર્ચો ભલે વધારે થાય. કઠણ તો છે જ. તાવડી તેર વાનાં માંગે. આપણે દરેક જગ્યાએ કેમ્પમાં ઓછામાં ઓછો અઠવાડિયાનો સ્ટોક તો હોવો જ જોઈએ. સંતો-કાર્યકર્તાઓએ કેડ બાંધવાની છે. દરેકે દ્વિશતાબ્દીનો ઉત્સવ માનીને કાર્ય કરવાનું છે. આ ઠાકોરજીની સેવા માનીને કાર્ય કરવાનું છે. હરિભક્તોએ અત્યાર સુધી આપ્યું છે એટલે એનાં ઢોરની સાથે બીજાઓનાં પણ ઢોર લેવાનાં જ છે. આપણે ખાલી પોતા પૂરતું જ કરીએ છીએ એવું નથી. ભગવાન કર્તા છે. હિંમત હારવી નહીં. કામ સારી રીતે થઈ જશે. સર્વોપરી કામ કરવું છે."

સ્વામીશ્રીની શુદ્ધ અને સ્વચ્છ નીતિ-નિયતના ઉત્તમ નમૂનારૂપ છે આ પ્રવચન.

## દસ પૈસાની ચોકસાઈ!

તાજેતરમાં જ પૂર્ણ થયેલી ઉત્તરાખંડની યાત્રાના રસોડાનો હિસાબ લઈને આવેલા બ્રહ્મતીર્થદાસ સ્વામીને સ્વામીશ્રી ગોંડલમાં મળ્યા ત્યારે રાત્રિના ૧૧:૫૫ વાગ્યાનો સમય થયેલો. આ સમયે હિસાબપત્રક પર ઊડતી નજર ફેરવતાં સ્વામીશ્રીએ પૂછ્યું: 'એક માણસ દીઠ એક ટંકનો ખર્ચ કેટલો થાય છે?'

આ પ્રશ્નનો ઉત્તર આપવો જરા અઘરો હતો, કારણ કે યાત્રાળુઓની સંખ્યામાં પ્રવાસ દરમ્યાન વધ-ઘટ થતી રહેલી. જે તે સ્થળે સ્થાનિક સત્સંગીઓની સંખ્યા પણ ઉમેરાતી રહેલી. સાથે લીધેલાં સીધાં-સામગ્રી કે

રસોઈયાઓનો કલકત્તા જેવા શહેરમાં ઉપયોગ કરવાનો નહોતો થયો. આવાં પરિબળોને કારણે ખર્ચનું અનુમાન લગાવવું મુશ્કેલ હતું, છતાં સ્વામીશ્રીએ પૂછ્યું : 'કેટલા જમ્યા હશે ?'

તેથી બ્રહ્મતીર્થદાસ સ્વામીએ ટંક દીઠ અમુક સંખ્યા અટકળે જણાવી. તે સાંભળી સ્વામીશ્રી બોલ્યા : 'તો હવે ગણો કે માણસ દીઠ કેટલો ખર્ચ થયો ?'

આ સાંભળી ગણતરી માંડતાં પેલા સંતે કહ્યું : '૧૧ રૂપિયા ૫૦ પૈસા થાય છે.'

'ના, ૧૧ રૂપિયા ૪૦ પૈસા થાય છે.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓ પણ એ સંતની સાથે જ મનોમન ગણતરી કરવા લાગેલા. તે અનુસાર તેઓએ આમ કહ્યું, અને તેઓની ગણતરી સાચી નીકળી ! તે જ વખતે ઘડિયાળમાં રાત્રિના બાર વાગ્યાના ટકોરા પડ્યા.

પરંતુ એ ટકોરામાં સૌને આખા દિવસના શ્રમ પછી મધરાતે થતા કાર્યમાં પણ સ્વામીશ્રી દ્વારા લેવાતી ચોકસાઈના ડંકા જ સંભળાતા રહ્યા.

## આ ભીડો નથી, ભક્તિ છે

છેલ્લા કેટલાક દિવસોથી દુષ્કાળ-રાહત કાર્ય અંગે અવિરામપણે ચાલી રહેલી વિવિધ બેઠકોના દોરની ફલશ્રુતિરૂપે સ્વામીશ્રીએ તા. ૧૬/૧૦ના રોજ આદેશ આપી દીધો કે – લાભપાંચમથી બોચાસણ, સાંકરી, ભવાનપુરા અને અટલાદરા મુકામે કેટલ કૅમ્પ ખોલવા.

અલબત્ત, આ સમયે તેઓએ છેલ્લા ત્રણ મહિનાથી ડાંગરામાં તો કેટલ કૅમ્પ ચાલુ કરી જ દીધેલો. તેમાં ૩૫૦ જેટલાં પશુઓની માવજત કરી રહેલા જ્ઞાનપ્રસાદદાસ સ્વામીએ સ્વામીશ્રીને કહેલું : 'અત્યારે જેટલાં ઢોર છે તેનાથી આગળ વધવા જેવું નથી.'

પરંતુ આ સાંભળી સ્વામીશ્રી બોલેલા : 'મારે તો લાખ ઢોર રાખવાં છે. ન કેમ રાખી શકીએ ? હું ૩૦૦ સંતોને કામે લગાડીશ. અત્યારે બેસી રહેવાય એવું નથી. પશુઓનું દુ:ખ તો જુઓ !'

સ્વામીશ્રીએ આ જે કહેલું તેના શ્રીગણેશ તેઓએ હવે કરી દીધા.

તેના ભાગરૂપે પ્રત્યેક કેન્દ્રમાં કયાં કયાં સ્થળોનાં પશુઓ રાખવાથી માંડીને તેની રખેવાળી કોણ, કેવી રીતે કરશે સહિતની તમામ રૂપરેખા આ બેઠકોમાં ઘડાઈ ચૂકી. હવે દુષ્કાળના દૈત્યને નાથવા રણમોરચે જઈ રહેલા

સંતો-કાર્યકરોને આશીર્વાદનું પીઠબળ આપતાં સ્વામીશ્રીએ તા. ૧૬/૧૦ના રોજ જણાવ્યું કે –

“ધ્યાન, ભજન, માળા, કથા આ બધું અત્યારે તો આ જ છે. કામ એવી રીતે ગોઠવવું કે વ્યવસ્થિત થાય અને હાંફી ન જવાય. બીજી સંસ્થાઓ પણ અત્યારે કામ કરી રહી છે. એનું ઘસાતું ન બોલવું. બધાં એની રીતે સારું કામ કરે છે. આપણે આપણી રીતે સોલિડ (મજબૂત) કામ કરો. એકાઉન્ટમાં બરાબર વ્યવસ્થિત રહેજો. આપણે કોઈનું મફતનું લેવું જ નથી. ઓછું લેવાય એનો વાંધો નથી, પણ યોગ્ય રીતે ખર્ચો કરવો. આ કાર્ય લોકને દેખાડવા માટે નથી. ‘આપણું કાર્ય ભગવાન જાણે છે’ એ ધ્યેય રાખીને કામ કરજો. ‘અગવડ પડે એ વેઠીને આ કામ કરવું જ છે, કરવું જ છે,’ એવો દૃઢાવ હશે તો ભીડો પડવાનો નથી. આ ભીડો નથી, ભક્તિ છે. માટે ઉત્સાહથી મંડી પડો.”

સ્વામીશ્રી દ્વારા થતી પ્રવૃત્તિની હારમાળામાં પરાભક્તિ અને પ્રામાણિકતાનો દોરો સોંસરો ચાલ્યો જતો. આજે પણ સૌના મનને આ ‘ડબલ દોરા’માં પરોવીને તેઓએ દરેકને પ્રવૃત્તિના પ્રવાહમાં વહેતા કર્યા.

## કરુણાના સાગર રેલાય રે

ગોંડલથી વિદાય લઈ તા. ૧૭/૧૦ના રોજ ડાંગરા પધારેલા સ્વામીશ્રીએ અહીં ચાલતા કેટલ કૅમ્પની મુલાકાત લઈ નિઃશુલ્ક અનાજ વિતરણનું કાર્ય આજથી જ આરંભી દીધું. તેઓની આ સેવા-સરિતાનો પટ સમયાંતરે તો એટલો પહોળો થયો કે દુષ્કાળના સમયગાળામાં આશરે ૨,૯૩,૮૦૦ કિલોથી વધુ અનાજનું વિતરણ સંસ્થા દ્વારા થયું. તેની સાથે પચીસ હજાર કિલોથી વધુ સુખડી પણ વહેંચાઈ.

સેવાના આ પ્રવાહમાં તરતા સ્વામીશ્રી ડાંગરાથી ભાદરા પધાર્યા ત્યારે તેઓએ અહીં પણ તા. ૧૯/૧૦થી છાશ વિતરણ કેન્દ્ર ખોલી દીધું. તે માટે સવારે સવા દસ વાગ્યે ગુણાતીત ગેસ્ટ હાઉસના પ્રાંગણમાં આવી બિરાજેલા તેઓ સ્વયં હાથમાં જગ લઈને અસરગ્રસ્તોનાં દોણી-દેગડાંની સાથે દિલ પણ ભરવા લાગ્યા. સ્વામીશ્રીની આ મદદે પણ સમય જતાં મહાનદનું સ્વરૂપ પકડ્યું. તેથી દુષ્કાળના કપરા કાળમાં સંસ્થા દ્વારા વિવિધ સ્થળે ખૂલેલાં ૨૦૦ છાશ વિતરણ કેન્દ્રોમાં ૧,૨૭,૫૭,૦૦૦થી વધુ દુષ્કાળ-પીડિતોની આંતરડી ઠરી.

સેવાકાર્યોની આ શૃંખલામાં સ્વામીશ્રીએ દેવચરણદાસ સ્વામીને પણ જણાવ્યું કે –

'તમે અને થોડા શિક્ષકો ગોંડલના ગુરુકુળ તથા ભાદરાની હાઈસ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓના ઘેર જઈને સર્વે (તપાસ) કરી આવો. જે મા-બાપ રાહતકામ કરીને પોતાનું માંડ પૂરું કરતાં હોય એ બિચારાં છોકરાંની ફી કઈ રીતે ભરી શકે? માટે એવા જેની જેની ફી લીધી હોય એ પાછી આપી આવજો અને આવતી સાલની ફી પણ લેતા નહીં. એને યુનિફોર્મ કરાવી આપજો. ભણવાનાં પુસ્તક અને નોટબુક પણ મફત આપજો. અનાજ પણ જોઈએ તો આપજો. જો લેતાં અચકાય તો એનું માન જળવાય એમ ઘેર જઈને આપી આવજો. ભલે ખર્ચો થાય. ખરા સમયે આપશું તો ભગવાન બધું સંભાળનારા છે.'

આમ, એક પછી એક સેવાપ્રવાહો વહેવડાવવા માંડેલા સ્વામીશ્રીએ તા. ૨૦/૧૦ના રોજ બેડીના કેટલ કેમ્પની મુલાકાત લીધી. રાજકોટના કલેક્ટર શ્રી રાજીવ ટકરૂના આમંત્રણથી અત્રે આવેલા તેઓએ જોયું કે માલિકો દ્વારા તરછોડાયેલાં હજારો પશુઓ આમથી તેમ દિશાશૂન્ય ઘૂમી રહ્યાં છે. પરંતુ તેમાંના એક બળદને જોઈ સ્વામીશ્રી બોલી ઊઠ્યા: 'કેવો સરસ બળદ છે! બિચારાની શું દશા થશે?'

અબોલ પશુઓની આ ચિંતા સાથે ઘૂમતા તેઓ બેડીથી રતનપુરના કેમ્પમાં પધાર્યા ત્યારે તો તેઓની પાછળ-પાછળ વાછરડાંઓનું ટોળું ઘૂમવા લાગ્યું. આ આશ્ચર્યનો ઉકેલ આપતાં કેમ્પના નિયામકે કહ્યું: 'આ પશુઓને પૂરતો આહાર મળતો નથી. તેથી જે નવી વ્યક્તિ આવે તે કંઈક લાવી હશે તે આશાએ તેઓ તેની પાછળ ફર્યા કરે છે.'

આ વિગત સાંભળી સ્વામીશ્રી શૂન્યમૌન બની ગયા.

એ જ અવસ્થામાં તેઓ રાજકોટ પધાર્યા ત્યારે અહીં બપોરે સંતોને ખબર પડી કે 'સ્વામીશ્રીના ડાબા પગની ત્રીજી આંગળીએ એક કાપો પડ્યો છે અને તેમાંથી ધીરે ધીરે લોહી વહી રહ્યું છે.' સ્વયં સ્વામીશ્રી આ ઈજાથી અજાણ હતા, પણ કેટલ કેમ્પની મુલાકાત દરમ્યાન કંઈક વાગી ગયાની શંકા સેવાઈ રહી.

પરસેવો તો ઠીક, મૂંગાં પશુઓની માવજત માટે પોતાનું લોહી વહેવડાવી દેનારા સ્વામીશ્રીને સૌ સજળ નયને જોઈ જ રહ્યા.

## એ દૃશ્ય હું જોઈ ન શક્યો

તા. ૨૦/૧૦ની સાંજે જ રાજકોટથી ગોંડલ આવી ગયેલા સ્વામીશ્રીએ અહીં જ્ઞાનપ્રસાદદાસ સ્વામીને કહ્યું: 'આજે સવારે કૅમ્પમાં ગયા હતા. રતનપુરમાં જે રીતે વાછડાંઓ પાછળ દોડતાં હતાં એ દૃશ્ય હું જોઈ ન શક્યો, પણ રાજકોટ મંદિરે કહેવડાવી દો કે છ ખટારા ભરીને ઘાસની વ્યવસ્થા એ કૅમ્પ માટે કરે.'

આ વખતનો દુષ્કાળ જો કોઈ અભૂતપૂર્વ ગણે તો આ વખતની સ્વામીશ્રીની કરુણા પણ અભૂતપૂર્વ કહેવી પડે એ રીતે રેલાવા માંડેલી. કોઈ પણ ભોગે દુષ્કાળના ખપ્પરમાં હોમાતાં પશુઓને બચાવવાં તેઓ કૃતનિશ્ચયી બનેલા. આ અંગે તેઓના જુસ્સાનો અનુભવ તા. ૨૧/૧૦ના રોજ થયો.

આ દિવસે આવેલી કાળી ચૌદશે હનુમાનજીની પૂજા કરતાં સ્વામીશ્રી બોલ્યા: 'તમે પવનસુત છો તો પવન ખેંચી લાવો ને વરસાદ કરો. દુકાળનું મોઢું ભાંગી જાય. બધામાં ભક્તિભાવ વધે.'

દુકાળની પનોતીને ભોં ચાટતી કરવાની આ ભલામણમાં સ્વામીશ્રીનાં દયા-દર્દ જ નીતરી રહ્યાં.

તે કારણે જ તેઓએ આ વર્ષે શરદ પૂર્ણિમાના ઉત્સવની ધામધૂમપૂર્વક ઉજવણી રદ કરેલી. તેની સાથે સ્વાદુ ભોજન ન જમવું, ફટાકડા ન ફોડવા, મંદિરોમાંથી દિવાળીના શુભેચ્છાપત્રો ન લખવા જેવા આદેશો પણ સ્વામીશ્રીએ સત્સંગ-સમુદાય માટે જારી કરેલા. આ વર્ષના અંતે ગોઠવાયેલી સંત શિબિર પર પણ ચોકડી મારતાં તેઓ બોલેલા: 'અત્યારે તો આ કૅટલ કૅમ્પ છે એ જ શિબિર.'

## સાચવણીની કેળવણી

દુષ્કાળની પરિસ્થિતિને લક્ષમાં રાખીને આ વર્ષે સમગ્ર સંસ્થામાં દિવાળી-અન્નકૂટના ઉત્સવો સાદગીથી ઊજવવાનો સ્વામીશ્રીનો આદેશ હોવાથી તે મુજબ જ ગોંડલમાં ચોપડાપૂજન થયું. તેને અનુસરતાં તા. ૨૩/૧૦ની સવારે નૂતન વિક્રમ સંવત ૨૦૪૪ની પ્રથમ મહાપૂજા પણ સાદગીથી સંપન્ન થઈ.

આ દિવસે સ્વામીશ્રી સૌને વ્યક્તિગત દર્શનનો લાભ આપવા બિરાજ્યા તે વખતે સુરેશભાઈ નામના એક સત્સંગી કો'કની નિત્યપૂજા

સ્વામીશ્રીના પગે અડાડીને પ્રસાદીભૂત કરી ચાલી નીકળ્યા, પણ સ્વામીશ્રીએ તેઓને પાછા બોલાવી કહ્યું : 'પૂજા પગે ન અડાડવી. આપણે સેવક છીએ.'

આ દાસભાવ સાથે સાડા દસ વાગ્યે અન્નકૂટની આરતી ઉતાર્યા બાદ સ્વામીશ્રી ગોંડલથી વિદાય લઈ સારંગપુર આવી પહોંચ્યા. અહીં મંદિરના ત્રણેય ખંડના દરવાજા પહોળા અને ઊંચા થઈ ગયા હોવાથી દર્શનનું સુખ સારું આવતું હતું.

તે માણતાં અન્નકૂટની આરતી ઉતારી સ્વામીશ્રી તા. ૨૫/૧૦ની સવારે સ્મૃતિમંદિર તરફ જઈ રહેલા ત્યારે કોઈકે પૂછ્યું: 'બાપા! સંસ્કૃત ભણ્યા બાદ શાસ્ત્રીજી મહારાજનાં ઉચ્ચારણ કેવાં હતાં?'

'એમની ભાષા દિવ્ય જ લાગે. એ જેવું બોલે એવું ગમે.' આટલું કહી સ્વામીશ્રીએ ઉમેર્યું: 'તે દા'ડે રેકોર્ડિંગની એટલી બધી સગવડ નહોતી. નહીં તો શાસ્ત્રીજી મહારાજની ભાષા સાંભળવાનું તમને સુખ આવત.'

ગુરુ વિશે આવો દિવ્યભાવ અખંડ ધરાવતા સ્વામીશ્રી તા. ૨૬/૧૦ના પ્રભાતે પ્રાતઃપૂજાથી પરવાર્યા ત્યાં જ તેઓની નજર લીંબડીના રામજીભાઈ પર જતાં તેઓ એ ભક્તની નજીક પહોંચી ગયા અને સાવ નીચે જ બેસી તેઓના કુશળ પૂછવા લાગ્યા. આ જ રીતે અહીં એક વાર ખાંભડાના શ્રી અમરશીભાઈને જોઈ સ્વામીશ્રી બોલેલા: 'કેમ છો? કાલે તમને યાદ કરેલા.'

ભક્તો પ્રત્યેની આવી અગાધ આત્મીયતા સાથે વિચરતા તેઓએ આજે રસોડાના નિરીક્ષણ દરમ્યાન એક મોટા તપેલામાં દૂધી-ચણાનું શાક જોયું, પરંતુ શાકની માત્રા પ્રમાણે પાત્ર મોટું લાગતાં સ્વામીશ્રીએ વ્યવસ્થાપકને ટકોર કરી કે 'મંદિરમાં નાનાં તપેલાં નથી? આવડા મોટા તપેલામાં શાક કર્યું છે, પણ એમાં બળતણ કેટલું વપરાય?'

એક તરફ રોજના લાખો રૂપિયાના ખર્ચે ધમધમતા કેટલ કેમ્પના આયોજન કરનારા સ્વામીશ્રી એક-એક વ્યક્તિ અને એક-એક વસ્તુની આટલી સૂક્ષ્મ દરકાર કરી જાણતા. સાચે જ, સાચવણીની કેળવણી તેઓ જેવી કોઈ નહીં આપી શકે!

## જીવ-પ્રાણીમાત્રને ઓળખનારા

તા. ૨૬/૧૦ની રાત્રે સ્વામીશ્રીએ જ્ઞાનપ્રસાદદાસ સ્વામીને વાત કરતાં કહ્યું: 'અમે બેડી ગયા હતા ત્યારે ૪૫,૦૦૦ ઢોરોમાં એક બળદ ઓશિયાળો

થઈને ઊભો હોય તેવું લાગતું હતું. એ સફેદ છે ને બહુ મોટાં શિંગડાં નથી. એટલો સરસ હતો કે જોઈને ગમી જાય. અત્યારે અઠવાડિયું થયું હશે એટલે સુકાઈ ગયો હશે, પણ તમે તપાસ કરજો. ઓળખાઈ જશે. એને લઈ આવો.'

સ્વામીશ્રીએ ચીંધેલું આ કામ કરુણાપૂર્ણ હતું, તો કપરુંયે હતું. છતાં સ્વામીશ્રીના વચનમાં ઝંપલાવી કેટલ કૅમ્પમાં પહોંચેલા સંતો અહીં ખૂણે-ખાંચરે ફરવા લાગ્યા. છેવટે બે દિવસની રઝળપાટને અંતે સૂનમૂન ઊભેલો એક બળદ નજરે ચડ્યો. તેનું વાનવર્ણન સ્વામીશ્રીએ કહ્યા મુજબનું જ લાગ્યું. છતાં વિશેષ ખાતરી કરવા ત્યાં કામ કરતા એક મજૂરને પૂછ્યું ત્યારે તેણે કહ્યું : 'આ બળદને માલિક મૂકી ગયો ત્યારથી તે ખાતો-પીતો નથી અને રડ્યા કરે છે.' આટલું કહી એ કામદારે ઉમેર્યું : 'અઠવાડિયા પહેલાં કલેક્ટર અને એક મોટા મા'ત્મા અહીં આવેલા. એ આની સામે જોઈ ઊભા રહેલા.'

આ બયાનથી સૌને 'સ્વામીશ્રીએ ચીંધેલો બળદ આ જ છે' તેવી ખાતરી થઈ ગઈ.

પાટણવાવ ગામના એ બળદને મંદિરે લઈ જવાની અનુમતિ કૅમ્પના કાર્યકર્તાઓ પાસે સંતોએ માંગી ત્યારે એ વ્યવસ્થાપકો બોલી ઊઠ્યા : 'અમને બીક હતી કે આ બળદ ખાતો નથી, તેથી મરી જશે. પણ પ્રમુખસ્વામીની દૃષ્ટિ પડી ગઈ એટલે એનો ઉદ્ધાર થઈ ગયો. પ્રમુખસ્વામી જીવ-પ્રાણીમાત્રને ઓળખી શકે છે. તેઓ અહીં પધાર્યા ત્યારે ઝાઝું રોકાયા નહોતા. છતાં હજારો ઢોરમાં આ બળદની વેદના ઓળખી ગયા એટલે એ નક્કી ભગવાનનું સ્વરૂપ છે, સામાન્ય સંત નથી.'

આખરે એ બળદ ગોંડલના મંદિરે લાવવામાં આવ્યો ત્યારે મોં સૂજી જવાને કારણે તે બે દિવસ સુધી તો કશું જ ખાઈ ન શક્યો, પરંતુ ઔષધ-ઉપચાર થતાં ધીરે ધીરે ખાતો-પીતો થઈ ગયો. મૂંગાં પશુઓનીયે વેદનાને વાંચનારું સ્વામીશ્રીનું હૃદય કેટલું ઋજુ-સમજુ હતું ![10]

---

૧૦. આ બળદ મંદિરમાં આવ્યા બાદ જ્યારે સ્વામીશ્રી ગોંડલ પધાર્યા ત્યારે તેઓ આ બળદનું પૂજન કરી બોલેલા : 'આ એ જ બળદ છે. તેને જોઈને મને શાસ્ત્રીજી મહારાજે લીધેલો લીંબાસીવાળો બળદ યાદ આવી ગયેલો. એની જોડ જ મળતી નહોતી.'

આ ઉદ્‌ગાર સાંભળનારા સૌને બળદને મંદિરમાં લાવવા અંગે સ્વામીશ્રીએ કરેલી મહેનતનો મર્મ પકડાયો. ગુરુના એક સાધારણ સંકલ્પને પણ સ્વામીશ્રી ચાર દાયકા પછી પૂર્ણ કરીને રહ્યા. કેવી ગુરુભક્તિ !

## ભગવાન અને સંત જ્યાં ફર્યા તે સોનાની મેડી

તા. ૨૯/૧૦ની સાંજે સારંગપુરથી વિદાય થયેલા સ્વામીશ્રી રસ્તામાં બોટાદના મહાજને કરેલા કેટલ કેમ્પની મુલાકાત લઈ ગઢડા પધાર્યા.

અહીં તા. ૩૦/૧૦ની સવારે ઠાકોરજીનાં દર્શન કરી રહેલા તેઓને લંડનના સી. એમ. પટેલે કહ્યું: 'મૂર્તિ આગળ ધૂન કરવાથી ઘણા સંકલ્પો પૂરા થયા છે, પણ આ વખતે લંડનના મંદિર અંગે બહુ ધૂન કરી તોય...'

'એ સંકલ્પેય પૂરો થશે. ધૂન નિષ્ફળ નહીં જાય.' આટલું કહી સ્વામીશ્રીએ ઉમેર્યું: 'જે પૈસા ખર્ચ્યા છે એ વ્યાજ સહિત પાછા આવશે. મહારાજને બેસવું છે એટલે આ રીતે જ (ગઢડામાં છે એમ અક્ષરબ્રહ્મની સાથે જ) બેસી જશે.'

સ્વામીશ્રીની આ આર્ષવાણી અત્યારે સાકાર થયેલી જોઈ શકાય છે.

આવા વચનસિદ્ધ તેઓ તા. ૩૧/૧૦ની સવારે ઉગામેડી પધાર્યા ત્યારે અત્રે આગમનની કોઈ આગોતરી જાણ નહોતી કરી. છતાં ભરચક થઈ ગયેલા મંદિરમાં સ્વામીશ્રીએ આશીર્વાદ આપ્યા કે 'ઉગામેડી તો સોનામેડી છે. ભગવાન અને સંત જ્યાં-જ્યાં ફર્યા ત્યાં-ત્યાં સોનાની મેડી જ કહેવાય.'

આ મહિમા સાથે તેઓ અસ્વસ્થ તબિયત ધરાવતા અહીંના વડીલ ભક્ત શ્રી માધાભાઈને આશીર્વાદ આપી ગઢડા આવી પહોંચ્યા.

અત્રે તેઓની કરુણાવર્ષાથી ભીંજાયેલા વેળાવદરના શ્રી રામજીભાઈએ અહોભાવ પ્રગટ કર્યો કે 'બાપા ! તમે આ મૂંગાં પશુઓનું બાવડું ઝાલ્યું ખરું !'

'સૌના હાથ ભગવાન ઝાલે છે. આપણે તો શું કરી શકવાના હતા ?' સ્વામીશ્રી તરત જ બોલ્યા.

ઐશ્વર્યના અનેક અધ્યાયો અને પુરુષાર્થનાં પ્રચંડ પ્રકરણો રચી દીધાં પછી પણ તેઓનો સૂર તો આ જ રહેતો.

## આપનારાની જય, ન આપનારાની પણ જય

તા. ૩૧/૧૦ની રાત્રે ગઢડાથી અમદાવાદ પધારેલા સ્વામીશ્રીના સાંનિધ્યમાં અહીં તા. ૧/૧૧ના રોજ ૧,૦૦૦ જેટલાં પુરુષ-મહિલા કાર્યકરોની સભા સહજાનંદ શોપિંગ સેન્ટરમાં યોજાઈ. દુષ્કાળ-રાહત માટે ભંડોળ એકત્રિત કરવા જનારા આ સેવાભાવી વર્ગને દિશાદર્શન ચીંધતાં

સ્વામીશ્રીએ જણાવ્યું :

'આ ઢોર પોતાનાં છે એમ માનીશું તો જ કામ સારું થશે. આ કામમાં એકાઉન્ટ વિભાગ મહત્ત્વનો છે. જે પૈસો મળે એ સારી રીતે, પ્રામાણિકપણે ઠાકોરજીના ભંડારમાં જવો જોઈએ. ત્યાંથી ગાયોની સેવામાં. સૌને નમ્રતાથી વાત કરવી. આપણે તો આપનારાની પણ જય ને ન આપનારાની પણ જય. આપણે કદાચ વાત કરીએ ને પેલાને બીજી સંસ્થામાં દાન આપવાની પ્રેરણા મળે તો પણ આપણે સફળ જ છીએ.'

સ્વામીશ્રીનાં કાર્યો હંમેશાં હરીફાઈમુક્ત રહેતાં. તેથી તેમાં ઘર્ષણ કે ઘાલમેલને કોઈ જ અવકાશ ન રહેતો.

## પોપટની પૂછપરછ

તા. ૨/૧૧ના રોજ આવેલી પ્રબોધિની એકાદશીએ અમેરિકાના હન્ટ્સવીલમાં રહેતા મનુભાઈનો દીકરો સ્વામીશ્રીનાં દર્શને આવ્યો. તેના ઘેર સ્વામીશ્રી સન ૧૯૮૪માં ઊતરેલા ત્યારે ત્યાં એક પાળેલો પોપટ હતો. તેની પૂછપરછ કરતાં આજે સ્વામીશ્રી બોલ્યા : 'રામદાસ (પોપટ) શું કરે છે ?'

તેઓની આ પૃચ્છાથી સૌને આશ્ચર્ય થયું. ભક્તના આંગણે ખેલતા પંખીને જે વર્ષો પછીયે ન ભૂલે તે સ્વામીશ્રી ભક્તને તો શેં ભૂલે !

તેથી જ તો તેઓ તા. ૩/૧૧ની સવારે ઘોડાસરમાં રહેતા શ્રી નરહરિભાઈ શાસ્ત્રીના ઘેર જઈ પહોંચ્યા. બીમારીમાં કણસતા આ હરિભક્તના જીવનમાં વર્ષોથી દાંત અને અન્નને વેર જેવી પરિસ્થિતિ હતી. જો કે છેલ્લા કેટલાક સમયથી દિનમાન ઠીક ઠીક સુધરતાં તેઓએ આજે ઠાકોરજીને પ્રસાદ તરીકે ખાંડ ધરાવી.

તેમાંથી એક દાણો જમનારા સ્વામીશ્રી આવા નિર્ધન ભક્તના ખાટલે પણ એ જ ભાવથી અને એટલો જ સમય બેઠા, જે ભાવથી તેઓ આ ખોરડે આવતાં પહેલાં વિરાટ ઔદ્યોગિક ગૃહ 'નિરમા'ના માલિક શ્રી કરસનભાઈના બંગલે બિરાજેલા !

## ઠેઠ સુધીનો ધબ્બો મારવો છે

તા. ૩/૧૧ની સાયંસભામાં લાભ આપીને સ્વામીશ્રી ઉતારે પધાર્યા ત્યારે પત્ર-પરિચારકને ખ્યાલ આવ્યો કે સ્વામીશ્રીનાં ચશ્માં તો સભામાં જ

ભુલાઈ ગયાં છે. તેથી તેઓએ તપાસ તો કરાવી પણ તે હાથ ન લાગ્યાં. તેથી બીજાં ચશ્માં પહેરીને પત્રવ્યવહાર પૂર્ણ કરનારા સ્વામીશ્રીએ રાત્રે બાર વાગ્યે પોઢતી વખતે સામે ઊભેલા વિશ્વવિહારીદાસ સ્વામીને ગમ્મતના સૂરમાં કહ્યું: 'તમારી વ્યવસ્થા આવી કેવી? ગમે ત્યાંથી ચશ્માં શોધી કાઢો.'

'આપ બધું જાણો જ છો, તો કહી દો ને કે કોણે લીધાં છે?'

'તો પછી તમને સેવા ન મળે ને!'

સ્વામીશ્રીના આ શબ્દોથી સૌને સમજાઈ ગયું કે 'સર્વશક્તિમાન તેઓને કોઈની જરૂર ન હોવા છતાં તેઓ આપણા કલ્યાણ માટે આપણને સેવા સોંપે છે. તેથી સ્વામીશ્રી જ્યારે જે ચીંધે તે કરી લેવામાં જ શાણપણ છે.'

આ ડહાપણને વરેલા કેટલાક ચુનંદા કાર્યકરો તા. ૪/૧૧ના રોજ દુષ્કાળ-રાહત સંબંધી એક બેઠક માટે એકઠા થયેલા. મીટિંગના અંતે તે સૌ સ્વામીશ્રીનાં વ્યક્તિગત દર્શન માટે પણ આવવાના હતા. તેની જાહેરાત કરતાં આત્મસ્વરૂપદાસ સ્વામીએ કહ્યું: 'બાપા! દરેકને એવો ધબ્બો મારો કે વરસ સુધી વાંધો જ ન આવે.'

'આપણે તો વરસ પૂરતું નહીં, ઠેઠ સુધીનો ધબ્બો મારવો છે. જોગીબાપાએ જે ધબ્બો માર્યો છે એને આગળ ચલાવીએ છીએ.' સ્વામીશ્રી કેફથી બોલ્યા.

તેઓએ જાણે સમજાવી દીધું કે 'જેને-જેને તેઓના ધબ્બા મળે છે તેનું એક વર્ષનું નહીં, પણ ઠેઠ સુધીનું કામ નીકળી જાય છે.'

## ધીરજ ધર ને અરે! અધીરા...

આ અરસામાં દુષ્કાળ-રાહત કાર્ય અંગે સખત પરિશ્રમ ઉઠાવી રહેલા સ્વામીશ્રીને જોઈ ઘણી વાર સંતો-ભક્તો તેઓને હળવા સૂરમાં કહેતા કે – 'બાપા! બધું આપના હાથમાં છે. એક સારો વરસાદ થઈ જાય એવો સંકલ્પ કરો... અહીં થોડું ઐશ્વર્ય વાપરો. અક્ષરધામમાં ઐશ્વર્યની ક્યાં જરૂર છે?... આપ કહો એમ શ્રીજીમહારાજ કરે. જેટલામાં રાજાનું રાજ્ય તેટલામાં રાણીનું...'

'એ ખરું, પણ ના કરવું હોય ત્યારે રાણી પણ બેસી રહે. મહારાજ જો ધારે તો અક્ષરનેય લીન કરવા સમર્થ છે, એમ ઇચ્છા ન હોય ત્યારે રાણીનેય એકબાજુ બેસાડી દે. એટલે અમુક દુઃખ તો ભોગવ્યે જ છૂટકો છે.'

આટલું સમાધાન આપી સ્વામીશ્રી ઉમેરતા: 'દુઃખ ઓછું થશે એ

ભજન કરવાથી જ થશે. જેમ જનમટીપ થઈ હોય ને એમાં કેદી જો સારું કામ કરે તો જેલ ઓછી થઈ જાય; એમ પ્રારબ્ધ ભોગવવાનું હોય એમાં જો ભજન કરીએ તો પ્રારબ્ધ ભોગવવાનું ઓછું થાય. માટે ભગવાનનો આશરો ન મૂકવો. ધીરજથી કામ કર્યે જાય તો ધીરે ધીરે કામ સરેડે ચઢી જાય. ભગવાન આગળ હુકમ ન થાય, વિનંતી થાય. વિનંતી ભલે પાંચ-દસ વાર કરવી પડે, એમાં પડતું ન મૂકવું. એમને ભલે ફાઈલમાં મૂકવું હોય તો મૂકી રાખે. ગમે ત્યારે ફાઈલમાંથી આપણો કેસ કાઢશે. આપણે શ્રદ્ધા મૂકવી નહીં.'

વળી, પ્રાર્થનાની સાથે મહેનતનીયે પ્રેરણા આપતાં સ્વામીશ્રી જણાવતા :

'દુઃખ આવ્યું છે તો તેનું નિવારણ થાય એ માટે બને એટલી મદદ કરવી. આવા વખતે બેસી નથી રહેવાનું. આપણે પુરુષાર્થ કરવો. પછી ઢોરને બચાવવાં - ન બચાવવાં એ ભગવાનના હાથની વાત છે.'

આવા જ્ઞાનદાનની સાથે માનવ-સ્વભાવની વિચિત્રતા પણ સ્વામીશ્રી વર્ણવતા કે 'સુખ આવે ત્યારે કેવી કૂદંકૂદા કરીએ છીએ ! તે વખતે ભગવાન સાંભરતાયે નથી. તો દુઃખ આવે ત્યારેય ભગવાનને ફરિયાદ ન કરવી. જ્યારે સુખ આપ્યું ત્યારે કોઈ ભગવાનને 'થેંક યુ' કરવા પણ ન ગયા અને અત્યારે દુઃખ આવ્યું એટલે ભગવાનને ટોકવા જાય. માણસનો આવો સ્વભાવ છે.'

આમ, સૌને વિધવિધ રીતે ધીરજનાં ભાથાં બંધાવી સ્વામીશ્રી શાતા અને સંતોષ પમાડતા. તેથી દૂરદર્શન અને આકાશવાણી દ્વારા પણ તેઓના સંદેશા પ્રસારિત કરવામાં આવ્યા. તેમાં સ્વામીશ્રીએ દુષ્કાળની દારુણતા સામે સહિયારા પ્રયત્નથી મંડી પડવા સૌને હાકલ કરી.

## દુકાળમાં સુકાળ !

તા. ૫/૧૧ના રોજ કાર્તિકી પૂર્ણિમાનો ઉત્સવ અમદાવાદમાં ઊજવી સ્વામીશ્રી તા. ૬/૧૧ની સવારે અહીંથી વિદાય લઈ રહેલા. આ સમયે મંદિરમાં દર્શન કરવા ગયેલા તેઓએ ઘનશ્યામ મહારાજને ધારણ કરાવેલા વિશિષ્ટ શણગાર જોઈ પૂજારીને પૂછ્યું : 'આ કયા વાઘા છે ?'

'રાસ રમતા હોય એવા વાઘા પહેરાવ્યા છે. માથે પણ એ જ રીતે બાંધ્યું છે.'

'માથે બાંધ્યું છે એ બરાબર છે, પણ આ નીચે સરસ ધોતિયું પહેરાવ્યું છે અને લટકતો ખેસ રાખ્યો છે, તે રાસમાં આવો ડ્રેસ ન હોય.'

સ્વામીશ્રી બોલ્યા.

તેઓનું નિરીક્ષણ અને તારણ સચોટ હતું. તેઓની ભક્તિને સૌ વંદી રહ્યા.

આમ, અઢળક પ્રવૃત્તિમાંયે ભગવાનમાં વૃત્તિ રાખતા સ્વામીશ્રી અમદાવાદથી રાસકા પધાર્યા.

અત્રે યદુકાંતભાઈ નામના ભાવિકે ઘાસચારો ઉગાડવા માટે સંસ્થાને અર્પણ કરેલી ૧૬૭ વીઘાં જમીન પર પુષ્પવૃષ્ટિ અને અમીદૃષ્ટિ વેરી તેઓ ભવાનપુરા લાટ પહોંચ્યા.

અહીં રાવજીભાઈ, ચીમનભાઈ અને ગોરધનભાઈની ૭ એકર જમીન પર વિસ્તરેલી લીંબડાની ઘેઘૂર છાયા તળે, રોજ ૩૨,૦૦૦ કિલો ચારો અને ૪૫,૮૦૦ લિટર પાણી દ્વારા લગભગ ૧,૬૦૦ જેટલાં પશુઓની માવજત થઈ રહેલી. ચારામાં પણ લીલો રજકો, લીલી મકાઈ અને લીલી જુવાર !

તે જોઈ સ્વામીશ્રી બોલી ઊઠ્યા : 'પશુઓને શીખંડ, લાડુ, દૂધપાકની જ રસોઈ મળી છે.' જાણે દુકાળમાં સુકાળ !

અત્રે ઈશ્વરચરણદાસ સ્વામીની દોરવણી હેઠળ કાર્યરત સત્સંગિ-જીવનદાસ સ્વામી વગેરે સંતો તેમ જ કાર્યકરો દ્વારા થતી સંભાવનાથી હૃષ્ટપુષ્ટ પશુઓને જોઈ કલેક્ટર શ્રી રવિ સક્સેનાના મોંમાંથી પણ શબ્દો નીકળી ગયા કે 'આ બધાંમાંથી એકેય ઢોર દુકાળનું લાગતું નથી. કામગીરી તો સરકારી રીતે પણ ચાલે છે, પરંતુ જેમાં પ્રેમ અને ભક્તિનો સમાવેશ છે ત્યાં જુદો પ્રકાશ દેખાય. એ વાત મને અહીં જોવા મળી.'

આમ, જે જે મહાનુભાવો સંસ્થાના કેટલ કેમ્પની મુલાકાતે આવતા તેઓ અહીંની વ્યવસ્થા જોઈને દંગ રહી જતા. સ્વચ્છ ગમાણો, બે પશુઓ વચ્ચે સુયોગ્ય અંતર, કુદરતી કે કૃત્રિમ છાંયડાની સગવડ, પૂરતા પ્રમાણમાં લીલા-સૂકા ચારાની ગોઠવણી, બીમાર પશુઓ માટે ખડે પગે ઊભેલા પશુચિકિત્સકો, સમયે-સમયે મૅડિકલ ફૂટબાથ (પશુઓની ખરીઓને સ્વચ્છ રાખવાની પ્રક્રિયા), સ્વાસ્થ્યપ્રદ પાણી વગેરે જોઈને બળદના કાઠિયાવાડી માલિકો પણ બોલી જતા કે 'આવું સોખ્ખું તો અમે ઘેરેય ભાળ્યું નથ્ય. ન્યાં તો કીસકાણ હોય. આંય તો કોરું કડાક જેવું. સંતોના કામમાં કે'વાપણું જ નો' હોય.'

સ્વામીશ્રીએ ઢોરવાડા નહીં, પણ 'પશુ કલ્યાણ કેન્દ્ર' જ ઊભાં કરેલાં.

તેઓનું આવું સુઘડ આયોજન જોઈ સેંકડો સજ્જનોએ પોતાની જમીનો ઘાસચારો ઉગાડવા સંસ્થાને એક મોસમ માટે આપી દીધી. કેટલાયે

આર્થિક સેવાઓ વહેતી કરી સ્વામીશ્રીએ તોળેલા પશુપાલનના ગોવર્ધનને ટેકો અડાડ્યો.

## બધાં ઢોર ભગવાનનાં છે

ભવાનપુરાથી વિદાય લઈ સ્વામીશ્રી સાંખેજ, સોખડા અને વસોમાં વાસ કરતાં તા. ૭/૧૧ની સાંજે બોચાસણ પધાર્યા. અત્રે નીલગીરીની છાયા ધરાવતી ૧૫ એકરની સંસ્થાકીય ભૂમિ પર રોજનાં ૫૪,૫૦૦ કિલો ઘાસ અને ૭૭,૩૦૦ લિટર પાણી દ્વારા અઢી હજારથી વધુ પશુઓનો નિભાવ થતો હતો. આ કેટલ કેમ્પના એકેએક વિભાગ સ્વામીશ્રીએ તા. ૮/૧૧ની સવારે રસપૂર્વક નિહાળ્યા. એક બળદને તો નાડાછડી પણ બાંધી. કેટલાંયને ઘાસ નીર્યાં.

અહીં ત્યાગવલ્લભદાસ સ્વામીના માર્ગદર્શન અનુસાર સેવારત વેદજ્ઞદાસ સ્વામી વગેરે સંતો તેમ જ સ્વયંસેવકોને સ્વામીશ્રીએ આદેશ આપ્યો કે 'આ બધાં ઢોર ભગવાનનાં છે. માટે મારું-તારું એવા ભેદ રાખશો નહીં. 'હું પણ ભગવાનનો જ છું' આ વિચાર દરેક જણા રાખજો.'

દુષ્કાળ-રાહત નિમિત્તે રાજ્યભરમાં ઘણા કેટલ કેમ્પ ચાલ્યા હશે, પણ આવી દૃષ્ટિ ક્યાંય મળી હશે? સ્વામીશ્રી સમજતા અને સમજાવતા કે 'આ ભરવાડનું કામ નથી, પણ ભગવાનનું કામ છે.' તેથી જ તેઓએ સંતોને ભલામણ કરી કે 'રસ્તામાં ઢોર લઈને માલધારીઓ જતા હોય એનેય આપણે ઘાસ આપવું.'

માત્ર રસ્તે જતાં જ નહીં, પરંતુ જુદી જુદી પાંજરાપોળોમાં ખીલે બંધાયેલાં પશુઓ માટે પણ સ્વામીશ્રીએ દુષ્કાળના સમયમાં ૨૩ લાખ કિલોથી વધુ માત્રામાં ઘાસનું વિતરણ કરાવ્યું અને વિવિધ સેવાભાવી સંસ્થાઓમાં લાખો રૂપિયાની આર્થિક સેવાઓ અપાવી.

આ રીતે સામૂહિક ધોરણે સહાયનો સ્રોત વહાવનારા તેઓએ કચ્છ-કાઠિયાવાડના કંઈક દુષ્કાળગ્રસ્ત ખેડૂતોને ચરોતરના હરિભક્તોની ખેતીલાયક જમીનો પર વસાવી આ કપરો કાળ પાર કરાવ્યો. તેથી પીડિતોનાં ઢોર-ઢાંખર અને આબરૂ તો બચ્યાં, પણ મોટો લાભ એ થયો કે દૂર દેશના સત્સંગીઓ એકમેક સાથે સુહૃદભાવના સૂત્રથી ગૂંથાતાં નવાં સગાં-વહાલાં પામ્યાં.

આમ, અમર્યાદ બનીને ચોમેર ફરી વળેલી સ્વામીશ્રીની કરુણાગંગાએ કંઈકને તારી લીધા.

## જીવતરના ખેતરમાં સ્નેહજળની વર્ષા

તા. ૧૦/૧૧ની સવારે બોચાસણથી વિદાય લઈ સ્વામીશ્રી જ્યાં પધાર્યા તે વલ્લી ગામનો સત્સંગ માત્ર સાત જ વર્ષનો. છતાં અહીંના તળપદા પટેલો, હરિજનો, કોળી, મુસ્લિમ વગેરેએ મળીને આશરે ૩૫૦ વીઘાં જમીન ઘાસચારો વાવવા માટે સંસ્થાને સુપ્રત કરેલી.

ગરીબ મનુષ્યોની આ અમીરાત જોઈ સ્વામીશ્રીએ સૌને રૂડા આશીર્વાદ આપતાં કહ્યું: 'આ ગામની વસ્તી ભલે સામાન્ય છે પણ સત્સંગ અને ધર્મની દૃષ્ટિએ આપ ઊંચા છો. આપે જમીન આપી એ નાની-સૂની વાત નથી.'

આ આશીર્વાદ બાદ ભૂમિદાતાઓનાં નામ એક પછી એક બોલાવા માંડ્યાં. તે ક્રમ મુજબ સૌ સ્વામીશ્રી પાસે આવવા લાગ્યા. તેમાં છેલ્લે બે નામ બોલાયાં – ભગાભાઈ અને રત્નાભાઈ. બંને હરિજન. બંનેએ એક-એક વીઘું જમીન ઘાસ વાવવા વર્ષ પેટે આપેલી, પરંતુ તેઓ હાજર ન હોવાથી સ્વામીશ્રી પાસે ન આવ્યા. તેથી સભા બાદ ઉદેસંગભાઈની ઓસરીએ જમવા બિરાજેલા સ્વામીશ્રીએ મોંમાં કોળિયો મૂકતાં પહેલાં ગુણનિધિદાસ સ્વામીને કહ્યું: 'છેલ્લાં બે નામ બોલાયાં એમને બોલાવો. આપણે એમને મળવું છે. તે પછી જમીશું.'

આમ કહી સ્વામીશ્રી એ બે હરિજન ભાઈઓની પ્રતીક્ષા કરવા લાગ્યા! પરંતુ તેઓ બહારગામ ગયાના ખબર મળ્યા એટલે સ્વામીશ્રીએ ભોજન શરૂ કર્યું, તોય સૂચના આપી કે 'ચાર વાગ્યે એ બંને ભાઈઓને બોલાવજો. મારે એમને ખાસ મળવું છે.'

તે મુજબ સાંજે ચાર વાગ્યે એ હરિજન ભાઈઓ આવ્યા ત્યારે તેઓને પ્રેમપૂર્વક આશીર્વાદ આપતાં સ્વામીશ્રીએ કહ્યું: 'આ તમે મોટું કામ કર્યું છે. શેઠિયાઓ લાખ રૂપિયા આપે અને તમે એક રૂપિયો આપો તોય સરખું પુણ્ય છે. ભગવાન ખૂબ લાભ આપશે.'

આટલું કહી સ્વામીશ્રી એ હરિજન બંધુઓની જમીન પર દૃષ્ટિ કરવા પણ પધાર્યા.

તેઓએ વરસાવેલાં આ સ્નેહજળથી એ ભાઈઓનાં જીવતરનાં ખેતરમાં સત્સંગની હરિયાળી ફેલાઈ ગઈ. તેઓ સદાચારમય જીવન જીવતા થઈ ગયા.

## રહે સદા જે જગથી ઉદાસી

વલ્લીથી વિદાય થયેલા સ્વામીશ્રી કનેવાલના નવજાગૃતિ કુમાર છાત્રાલય અને પંડોળીની પટેલ વાડીમાં ધર્મલાભ આપતાં વિદ્યાનગર પધાર્યા ત્યારે અત્રે તા. ૧૧/૧૧ની સવારે એક વિસ્મયકારી દૃશ્ય સર્જાયું. આ સમયે સ્વામીશ્રીની પ્રાતઃપૂજા બાદ અહીંના છાત્રાલયમાં ભણતા વિદ્યાર્થીઓએ મૂંગાં પશુઓની સેવા માટે ૪૬,૦૦૦ રૂપિયા ઠાકોરજીનાં ચરણે ધર્યા !

આ ભંડોળ એકત્રિત કરવા કોઈએ ફટાકડા ફોડવાનું કે પતંગ ઉડાડવાનું બંધ કરેલું, તો કોઈએ નવાં પહેરણ-પાટલૂન ખરીદવાનું મુલતવી રાખેલું. કોઈએ કપડાંને ઇસ્ત્રી કરાવવાનું ટાળી રકમ બચાવેલી, તો કોઈએ સવારના નાસ્તા પર કાપ મૂકી ફાળો નોંધાવેલો. છેલબટાઉ યુવાનોને પણ અન્યને કાજે જીવતા કરી મૂકે એવી રહેતી સ્વામીશ્રીની સંવેદના અને સેવાભાવના.

એવી જ તેઓની ત્યાગભાવના. તે આજની બપોરે ઝળહળી ઊઠી.

આ સમયે સ્વામીશ્રી માટે પરદેશથી આવેલી બે સોનેરી રંગની પેન જ્યારે પત્ર-પરિચારકે બતાવી ત્યારે સ્વામીશ્રી બોલ્યા : 'આપણી જે કાળી પેન છે તે સારી. આ તો કોઈને એમ લાગે કે મહાત્મા સોનાની પેન વાપરે છે.'

'પાછી કોઈ ચોરી પણ જાય !' કો'ક આમ બોલ્યું ત્યારે સ્વામીશ્રીએ જણાવ્યું : 'ચોરી જાય તો તો નિરાંત. આપણે લપ જાય.'

સારું મળે ત્યારે રાજી થનારા ઘણા, પણ સારું ટળે ત્યારે રાજી થનારા તો સ્વામીશ્રી એક જ હશે !!

આવા વિશ્વ થકી વિરક્ત તેઓ તા. ૧૧/૧૧ની રાત્રે વિદ્યાનગરથી અટલાદરા પધાર્યા ત્યારે અહીં શ્રી અશોકભાઈ પટેલ તથા તેઓના સુપુત્રો અલર્કભાઈ અને સિદ્ધાર્થભાઈની ૧૦ એકર જમીન પર કેટલ કૅમ્પ ધમધમતો હતો. તેમાં રાજેશ્વરદાસ સ્વામી, હરિપ્રકાશદાસ સ્વામી વગેરે સંતો તથા કાર્યકરોની દોરવણી હેઠળ રોજ ૨૮,૫૦૦ કિલો ઘાસ અને ૪૦,૭૦૦ લિટર પાણી દ્વારા આશરે ૧,૪૦૦ પશુઓનો નિભાવ થઈ રહેલો. અત્રે વૃક્ષોનું કુદરતી છત્ર પૂરતા પ્રમાણમાં ન હોવાથી સંતો-ભક્તોએ જાતમહેનત કરી વિશાળ આશ્રયસ્થાનો ઊભાં કરેલાં.

તેની નીચે લેવાતી પશુસંભાળ જોઈને કેન્દ્રીય દુષ્કાળ-રાહત સમિતિના મંત્રી શ્રી સનત મહેતા લખી ગયેલા : 'અહીં માવજત મેળવી પાછાં જનારાં

પશુઓને ખબર પણ નહીં રહે કે ૧૯૮૭ના ગુજરાતમાં ત્રીજો દુકાળ આવ્યો હતો.'

સ્વામીશ્રીનું રાહતકાર્ય દુકાળનું દુ:ખ ભુલાવી દે તેવું છે એવી મહોર-છાપો રોજેરોજ વાગ્યા જ કરતી.

## ધ્યેય શ્રીજીમહારાજ રાજી થાય એ જ

'અત્યારે તો કથા-વાર્તા, કીર્તન-ધ્યાન બધું દુષ્કાળનું જ ચાલે છે. આપણે સમાજની સાથે છીએ અને સાથે રહેવાનું છે. મુશ્કેલીઓ તો આવે, પણ આ દુ:ખ આપણું સહિયારું છે. કથા-વાર્તા મૂકી નથી દેવાનાં, પણ આવી પડેલી વાતનેય કથા-વાર્તા માનીને જ ચાલવાનું છે. આમાં કાંઈ યશ, લાભ મેળવવાનો નથી. ધ્યેય શ્રીજીમહારાજ રાજી થાય એ જ છે.'

તા. ૧૩/૧૧ની સવારે અટલાદરામાં સ્વામીશ્રીએ રેલાવેલી આ અમૃતધારામાં તેઓની સ્પષ્ટ નીતિ અને સ્વચ્છ રીતિ ઝળકે છે.

તે સાથે આજની સાંજે સુરત પધારેલા તેઓએ અહીં સરદારનગરમાં રખાયેલા ઉતારે તા. ૧૪/૧૧ની સાંજે ગાતરિયું પાથરી નખ કાપ્યા. તે વખતે સામે ઊભેલા યજમાન શ્રી પંકજભાઈ પટેલે કહ્યું: 'બાપા! લાવો, હું નખ નાંખી આવું.'

'ના, આ તો અમે સ્ટોક કરીએ છીએ. ભાવ વધશે પછી કાઢીશું.'

માર્મિક ગમ્મત કરતાં બોલાયેલા સ્વામીશ્રીના આ શબ્દો સાંભળી પેલા યુવકે કહ્યું: 'આપ માંગો એ ભાવ આપું.'

'પણ અમારે કાઢવા જ નથી, પછી શું?' આમ કહી સ્વામીશ્રીએ એ યુવાનને જણાવ્યું: 'આપણે મૂર્તિ હૃદયમાં રાખી લેવી. પેલી પ્રસાદી તો જ્યાં મૂકી ત્યાં પડી રહેશે. મૂર્તિ તો ગમે ત્યારે ધારવી હશે ત્યારે ધરાશે.'

આટલું કહી ઊભા થયેલા સ્વામીશ્રી સ્વયં જ યોગ્ય સ્થાને નખ પધરાવી આવ્યા.

તે પછી નિત્યક્રમમાં પરોવાયેલા તેઓ પાસે તા. ૧૫/૧૧ની સવારે એક કાર્યકર કોઈ વ્યસનીને લઈ આવ્યા. એક વાર વ્યસન મૂકી દેનારા તેઓને આ ભૂત પુનઃ વળગેલું. તેનો બચાવ કરતાં તેઓએ પોતા પર થયેલી શસ્ત્રક્રિયાનો ચીરો બતાવતાં કહ્યું: 'આ ઑપરેશન કર્યું એટલે ડૉક્ટરે મને દારૂ પીવાની સલાહ આપી.'

તે વખતે સ્વામીશ્રીએ પણ પોતાનું ગાતરિયું ઊંચું કરી કહ્યું: 'જુઓ, મારે પણ ઑપરેશન થયેલું છે. તમારા કરતાં મોટો કાપો છે. અમે લીધું નથી તો અમને કાંઈ વાંધો આવતો નથી. ડૉક્ટર તો મૂરખ હશે. લીધા વગર કોઈ મરી જતું નથી.'

સ્વામીશ્રીની આ પ્રેક્ટિકલ (પ્રાયોગિક) પ્રસ્તુતિ એ વ્યસનીને અસર કરી જતાં તે પુનઃ નિયમબદ્ધ થયો.

## પશુઓની પિક્નિક!

સુરતથી વિદાય થયેલા સ્વામીશ્રી સાંકરી થઈને તા. ૧૬/૧૧ના રોજ કરચકા પધાર્યા ત્યારે અહીં શ્રી ભૂલાભાઈ અને મગનભાઈની ૧૬ એકર જમીન પર રોજનાં ૧૫,૭૫૦ કિલો ઘાસ અને ૨૨,૫૦૦ લિટર પાણી દ્વારા આશરે ૮૦૦ પશુઓનો નિભાવ થતો હતો. મીંઢોળા નદીના કાંઠે ઊભી કરાયેલી આ વસાહત વન-વગડામાં આવેલી હોવાથી સ્વામીશ્રીએ હળવા સૂરમાં કહ્યું: 'પહેલાં બધા વગડામાં ઉજાણી કરવા જતા હતા, એમ સૌરાષ્ટ્રનાં ઢોરોને ૧૦ મહિના માટે પિક્નિક (ઉજાણી) કરવા લાવ્યા છીએ. એની સાથે જે આવ્યા એ બધાયને પિક્નિક.'

આમ કહેતાં સમગ્ર કૅમ્પની મુલાકાત લેનારા સ્વામીશ્રીને જ્યારે પ્રભુસ્વરૂપદાસ સ્વામી, આચાર્ય સ્વામી વગેરે સંચાલકોએ જણાવ્યું કે 'અત્રે પશુઓને ખવડાવવા માટે મઢી તથા બારડોલીની સુગર ફેક્ટરીમાંથી રોજ શેરડીની ચીમળી આવે છે.'

ત્યારે સ્વામીશ્રીએ કહ્યું: 'એકલી ચીમળી ખવડાવો તો ગરમ પડે, એટલે એની એક નીણ કરીને બીજી નીણ ડાંગરની પરાળ તથા જારની કરવી.'

સ્વામીશ્રીનું આ સૂચન સોનેરી હતું, પણ તે સાંભળી સૌને આશ્ચર્ય થયું કે 'ઢોરચારાનું આવું સૂક્ષ્મ જ્ઞાન સ્વામીશ્રીને ક્યાંથી?' પ્રથમ વાર જ હાથમાં લીધેલા કાર્યમાં પણ સ્વામીશ્રીનું ઊંડાણ સૌને હેરત પમાડે તેવું રહેતું.

તેથી જ તેઓએ પશુઓને વિશેષ સુવિધા આપવાના હેતુસર કરચકાનો આ કૅટલ કૅમ્પ તા. ૨૫/૧૧થી સાંકરીના મંદિરની આમ્રઘટાઓ નીચે ફેરવ્યો. તેમાં રમણભાઈ, ગોવિંદભાઈ, સોમાભાઈ, ઈશ્વરભાઈ, વિનોદભાઈ વગેરેએ શ્રમદાન તેમ જ ભૂમિદાન દ્વારા સહયોગ આપ્યો.

આમ, ફક્ત દસ જ દિવસમાં સ્વામીશ્રીએ ચાર કૅટલ કૅમ્પોનો

વિદ્યુતવેગી પ્રવાસ ખેડી નાંખ્યો. જેમ માનવકલ્યાણ માટે ભારતમાં ચાર ધામ ઊભાં છે, તેમ સ્વામીશ્રીએ પશુકલ્યાણનાં આ ચાર ધામ સર્જી દીધેલાં ![૧૧]

## સંવેદનશીલ

સાંકરીથી નીકળેલા સ્વામીશ્રી નવસારી, ચીખલી અને કુંડીને લાભ આપતાં તા. ૧૮/૧૧ની સાંજે વાપી પધાર્યા.

અત્રે યોજાયેલી એક ઔપચારિક સભા બાદ તેઓને કાર્યપાલક ઇજનેર શ્રી હિંમતસિંહ સોલંકીના ઘેર પધરામણી કરવાની હતી; પરંતુ આ મુરબ્બી તો સભા બાદ ઘેર તૈયારી કરવા ઊપડી ગયા અને સભામાં કોઈની પાસે તેઓનું સરનામું નહીં, તેથી અંધારામાં ફાંફાં મારવાનાં થયાં.

છતાં સ્વામીશ્રીએ રાષ્ટ્રીય રાજમાર્ગ નં. ૮ પર ઊભા રહી અડધો કલાક સુધી 'હિંમતસિંહનું ઘર ક્યાં ?' એમ પૂછપરછ ચલાવી પ્રયત્નમાં કોઈ કસર ન છોડી, પરંતુ પેલા હરિભક્તના લત્તાનો પત્તો ન લાગતાં અને હજી છેક મુંબઈ સુધીનો પંથ કાપવાનો હોવાથી વધુ રાહ જોવી મુનાસિબ ન જણાતાં સૌએ ગાડી હંકારી મુકાવી.

આ મુસાફરીમાં ટ્રાફિક અને અકસ્માતોનાં કારણે મોટરની ગતિ વારંવાર અવરોધાતી રહેતાં સ્વામીશ્રી રાત્રે ૧૧:૩૫ વાગ્યે મુંબઈ પહોંચ્યા.

તેઓનું રાત્રિ ભોજન તો આ પ્રવાસની હડફેટે ચડી ગયું, પરંતુ તેનો સ્વામીશ્રીને લેશ ધોખો નહોતો. તેઓને તો ખેદ હતો – પેલી પધરામણી ન થઈ તેનો ! તેથી તેઓએ મુંબઈ પહોંચતાંવેંત વાપીના એ સત્સંગી પર પત્ર લખી મોકલ્યો કે –

> *'ગઈકાલે આપને વાત કરેલ ને આવવાનું હતું પણ આપ આગળ નીકળી ગયા. હમો (અમો) ઊભા પણ કોઈ દેખાયું નહીં એટલે આગળ નીકળી ગયા, તો રાજી રહેશો. આપને ફરી રાજી કરીશું. ન આવી શક્યા તે માટે હમો ઘણા દિલગીર છીએ.'*

પોતાની કોઈ જ ભૂલ ન હોવા છતાં દિલસોજી વ્યક્ત કરતા

---

૧૧. સ્વામીશ્રીએ વહાવેલી આ કરુણાગંગામાં સ્નાન કરવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઇલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



સંવેદનશીલ સ્વામીશ્રીના હૃદયની ઋજુતા આ પત્રના શબ્દે-શબ્દે છે.

## 'અહિંસારત્ન' સ્વામીશ્રી

મુંબઈમાં ઊજવાનારા મંદિરના કળશ મહોત્સવ અને સ્વામીશ્રીની ૬૭મી જન્મજયંતી નિમિત્તે તા. ૧૯/૧૧ થી ૨૧/૧૧ દરમ્યાન રોજ રાત્રે અનુક્રમે ષણ્મુખાનંદ હૉલ, બિરલા માતુશ્રી હૉલ અને ભાઈદાસ સભાગૃહમાં સાંસ્કૃતિક કાર્યક્રમો યોજાયા. મહોત્સવ પ્રસંગે પ્રકાશિત થનારા સોવેનિયરમાં સહયોગ આપનારા દાતાઓ માટે આયોજિત આ શૃંખલામાં પ્રથમ દિવસે વિખ્યાત સૂરસમ્રાટ શ્રી પંકજ ઉધાસ પોતાની કલા રજૂ કરી કૃતાર્થ થયા. તેને અનુસરતાં તા. ૨૦/૧૧ના રોજ સ્વામીશ્રીને આ વર્ષનો 'અહિંસારત્ન' ખિતાબ એનાયત કરવામાં આવ્યો.

તેની ઘોષણા કરતાં ઑલ ઇન્ડિયા જૈન યુવક કૉન્ફરન્સના મંત્રી શ્રી પ્રશાંત ઝવેરીએ કહ્યું: 'હું પોતે જૈન છું અને મારી સાથે ૨૮૦ જૈન સંસ્થાઓ તથા એક કરોડ જૈન પ્રજા છે. પરંતુ દ્વિશતાબ્દી મહોત્સવથી પ્રમુખસ્વામી મહારાજના પરિચયમાં આવેલો હું તેઓથી પ્રભાવિત થયો છું. સંતને તો ઍવોર્ડ શું આપવા? પરંતુ સ્વામીજીનું કાર્ય એવું છે. તેથી માનવ કલ્યાણ કેન્દ્ર તરફથી આ સાલનો 'અહિંસારત્ન' પૂજ્ય પ્રમુખસ્વામી મહારાજને આપવાનું જાહેર કરું છું.'

આ સન્માન સ્વામીશ્રીએ ઠાકોરજીને અર્પણ કરીને ખૂબ જ નમ્રતાપૂર્વક સ્વીકાર્યું. જ્યારે જ્યારે તેઓને કોઈ ખિતાબોથી વિભૂષિત કરવામાં આવતા ત્યારે ગર્વ અને ગૌરવનો ભાવ સન્માન કરનારાના ચહેરા પર દેખાતો, સ્વામીશ્રીના ચહેરા પર નહીં. પ્રતિષ્ઠા જે તે સન્માનને મળતી, જેમ ઠાકોરજી પર ફૂલ ચડવાથી ફૂલની મહત્તા વધે તેમ!

## પ્રાણ મારા તમો પ્રભુજી

કળશ મહોત્સવ નિમિત્તે વડાલાની સિદ્ધાર્થ કૉલેજના પ્રાંગણમાં રચાયેલા ઉત્સવ-સ્થળ 'બ્રહ્મધામ'માં તા. ૨૨/૧૧થી સ્વયંસેવકોની ભોજન-શાળાનો પ્રારંભ થતો હતો. તેનું ઉદ્‌ઘાટન કરવા સ્વામીશ્રી રસોડે પધાર્યા ત્યારે વિધિવત્ પૂજન માટે આગળ આવેલા એક સંત તેઓને ચાંદલો કરવા ગયા, પરંતુ એ સંતને અટકાવતાં સ્વામીશ્રી બોલ્યા: 'પહેલાં ઠાકોરજીને

ચાંદલો હોય એ ખબર નથી ?'

આ દાસભાવ સાથે પૂજન સ્વીકારી તેઓ રસોડા વિભાગના સંતોને ચાંદલા ચોડતાં બોલ્યા : 'ભૂખે ભજન ન થાય, માટે બધાને બરાબર જમાડજો. આ ચાંદલા એટલે કરું છું.'

હેતપૂર્વક આટલી શીખ આપી આગળ વધેલા સ્વામીશ્રી સર્વ સ્થળે નિરીક્ષણ કરતાં કરતાં પાણી પુરવઠા વિભાગ પાસે પહોંચ્યા ત્યારે અહીં રસોડાના ઉદ્‌ઘાટન નિમિત્તે ઠાકોરજીને ધરાવવાનો શીરો લઈને ધર્મભૂષણદાસ સ્વામી આવ્યા.

આ સમયે સ્વામીશ્રી કાદવ-કીચડવાળી જગ્યામાં ઊભેલા, છતાં તેઓએ થાળ ધરાવતી વખતે ચંપલ કાઢી નાખ્યાં. પરંતુ તેઓ સંતોને પ્રસાદ આપવા માટે જ્યાં શીરાને અડ્યા કે તે ગરમ લાગ્યો. તેથી બોલ્યા : 'અલ્યા, આ તો બહુ ગરમ છે. આવું કેવું કર્યું ?'

આટલું કહી સ્વામીશ્રીએ જાતે જ થાળીના એક ભાગમાં શીરાને પહોળો કરી ઠાર્યો અને તે વાનગી ઠાકોરજીને પુનઃ ધરાવતાં ક્ષમા માંગવા લાગ્યા કે 'મહારાજ ! પહેલાં ગરમ ગરમ ધરાવ્યો એ બદલ માફ કરજો. ગરમ શીરો ગાલે ચોંટ્યો હશે, એટલે ફરી ધરાવીએ છીએ.' આમ બોલતાં સ્વામીશ્રી ગળગળા થઈ ગયા.

તેઓનો પ્રાણ ઠાકોરજી હોવાથી ભગવાનની પીડા પોતે પણ અનુભવી રહેતા.

## દેહાભિમાન મૂકી દઈએ એટલે કળશ ચડી ગયો

'બ્રહ્મધામ'માં વિવિધ વિભાગોના નિરીક્ષણ દરમ્યાન સ્વયંસેવક સભામાં પધારેલા સ્વામીશ્રીએ અહીં ઉત્સવ-સેવા માટે થનગનતા યુવાધનને પ્રેરણાપીયૂષ પાતાં કહ્યું :

'શરીરના હાથ-પગ સારા હોય તો ક્રિયાઓ સારી રીતે થઈ શકે. તેમ યુવાનો હાથ-પગ છે. આપણે પૂર્ણ જવાબદારીથી કાર્ય કરવું. શિસ્ત જેટલી સાચવીશું એટલી વિશેષતા રહેવાની. આપણે એવો કળશ ચઢાવવો છે કે શ્રીજીમહારાજની સેવામાં બેસાય. કોઈ દા'ડો મોળપ ન આવે. ગુરુ મળ્યા છે એમાંથી મન ચલિત ન થાય.

મોટા સમૈયામાં થોડી ગરબડ થઈ જાય. કોઈને બોલાવવાનું ભૂલી પણ

જવાય, ત્યારે મન પાછું પડી જાય, પણ દેહાભિમાન મૂકી દઈએ એટલે કળશ ચડી ગયો. જેનું સરળ જીવન હશે એને વાંધો નહીં આવે. આપણે આપણું મમત્વ મૂકી દેવાનું. ભલે સમાસ થાય એવું લાગતું હોય, પણ સમાસ કરાવનારા ભગવાન અને સંત બે જ છે. આપણું કામ તો એટલું કે આજ્ઞામાં રહીને કામ કરવું.'

મહોત્સવનો આ મર્મ સમજાવી છેલ્લે સૌને હળવેથી ટપારતાં સ્વામીશ્રી બોલ્યા: 'હવે મુખ્ય દરવાજા આગળ સાફસૂફી કરી નાંખજો. ત્યાં મને ગંદકી જેવું લાગ્યું છે. આ તો તમને સૂચન કર્યું. માણસ વિઝિટે આવે તો કાંઈક કહેવું તો પડે ને! તો લાગે કે બરાબર જોયું છે. નહીં તો લાગે કે એમનેમ જતા રહ્યા.'

સ્વામીશ્રીની આ ટકોર કરવાની રીતથી સભામાં હાસ્યનું મોજું પ્રસરી રહ્યું. તેની વચ્ચે તેઓનું સૂચન પણ શીરાની જેમ સૌનાં ગળે ઊતરી ગયું.

## प्रमुखस्वामी पुरुषविशेष ईश्वर हैं

તા. ૨૫/૧૧થી 'બ્રહ્મધામ'ના આંગણે આરંભાયેલાં વિવિધ આયોજનોના ક્રમમાં આવેલી તા. ૨૬/૧૧ની સાયંસભામાં બિરાજેલા સ્વામીશ્રીએ પત્ર-પરિચારક પાસે ટપાલો માંગી, પણ એ સેવક વાંચવાનાં ચશ્માં મંદિરે ભૂલી ગયા હોવાથી તેઓએ પત્રો ન આપ્યા. તે સમયે સ્વામીશ્રી બાજુમાં બેઠેલા વિવેકસાગરદાસ સ્વામીનાં ચશ્માં પહેરીને પત્રો વાંચવા લાગ્યા. ગંગાના પ્રવાહને વહેતો કોઈ ન રોકી શકે તેમ મુશ્કેલીમાં માર્ગ કાઢતી સ્વામીશ્રીની સેવાસરિતા પણ અવિરત વહેતી રહેતી.

તેના તટે તા. ૨૭/૧૧ના રોજ શુભ વિધિ-વિધાનની ત્રિવેણી રચાઈ રહી. તેની પ્રથમ ધારારૂપે સવારે વિશ્વશાંતિ મહાયાગ યોજાયો. ૫૧૦ યજમાનોની ઉપસ્થિતિમાં થયેલા આ યજ્ઞમાં સ્વામીશ્રીએ સુવર્ણકળશોનું પૂજન કર્યું. તેને અનુસરતાં યોજાયેલી સભામાં પૂજ્ય શ્રી રામસ્વરૂપ શાસ્ત્રીજીએ સ્વામીશ્રીના ગુણાનુવાદ ગાતાં કહ્યું: 'ऐसे पवित्र महापुरुष की छत्रछाया में हमारे साधु समाज का मुख उज्ज्वल है।'

સ્વામીશ્રીની આવી છત્રછાયા તળે આજની સાંજે સમૂહલગ્ન અને ઉપનયન સંસ્કારના કાર્યક્રમો સંપન્ન થયા. તેમાં આદિવાસીથી પરદેશી સુધીનાં યુગલોએ મહોત્સવના માંડવા નીચે દહેજમુક્ત પદ્ધતિને વરીને પ્રભુતામાં પગરણ માંડ્યાં.

તેથી અભિભૂત થયેલા ભારત સાધુ સમાજના મહામંત્રી પૂજ્ય હરિનારાયણાનંદજીએ આજની રાત્રિસભામાં જણાવ્યું:

'प्रमुखस्वामी हमारे साधु समाज के विश्वकर्मा हैं। वे ऐसा समाज बनाते हैं जो संसार से बिलकुल मुक्त हो फिर भी जनजीवन से हिलमिल गया हो। मैं प्रमुखस्वामी की चर्चा बारबार इसलिये करता हूँ, क्योंकि न उनमें दंभ है, न घमण्ड है, न क्रोध है। उन्होंने आत्म-साक्षात्कार कर लिया है। प्रमुखस्वामी पुरुषविशेष ईश्वर हैं। मैं ये तोलकर बोलता हूँ। स्वामीजी हमारे स्तंभ हैं।'

## આપણે તો કાંઈ નથી

તા. ૨૮/૧૧નો દિવસ પણ કળશ સ્થાપન સમારોહ, દીક્ષા સમારોહ અને સ્વામીશ્રીના ૬૭મા જન્મજયંતી સમારોહની ત્રિવેણીમાં ઝબકોળાયેલો રહ્યો. આ શુભ દિવસની સવારે મંદિરનાં શિખરો પર ૬ મોટા અને ૭ નાના કળશો યથાસ્થાને ગોઠવાઈને અક્ષર-પુરુષોત્તમની કાંતિ ઝગમગાવી રહેલા. તેનો સ્થાપનવિધિ સ્વામીશ્રીએ મંદિરની અગાશીમાં પધારીને કર્યો. તે વખતે કળશ સાથે ફરકી ઊઠેલી ધજાઓ સ્વામીશ્રીની કીર્તિપતાકા સમી ભાસી રહી.

તેની અગ્રભૂમાં ઊભેલા સ્વામીશ્રીએ બે ઘુમ્મટીઓની વચ્ચે આવી રસ્તા પરથી લાભ લેતા હરિભક્તો પર અમૃતધારા વરસાવી કે – 'આજે કળશ ચઢી ગયા. આપણું મંદિરનું કાર્ય સફળ થયું. આ મંદિર એવી જગ્યામાં છે કે લાખોને દર્શન થશે. આ ચોકમાં ઊભા રહીનેય દર્શન કરશે એ બધાનું કલ્યાણ થશે. સ્થાપત્યની દૃષ્ટિએ બહુ જ સુંદર કામ કર્યું છે. મૂર્તિઓ પણ સર્વોપરી બની છે.'

આ આશીર્વર્ષા બાદ સૌ ભક્તો પર ખોબલે-ખોબલે પુષ્પવર્ષા કરી નીચે પધારેલા સ્વામીશ્રીએ યોગીજી મહારાજના દિવ્ય શ્રીવિગ્રહને મંદિરમાં જ્યાં પધરાવવામાં આવલો તે સ્થળે નિર્માણ પામેલા ઓટા પર ચરણારવિંદ પ્રતિષ્ઠિત કર્યાં.

તે પછી તેઓ 'બ્રહ્મધામ'માં પધાર્યા ત્યારે અહીં તો દીક્ષા લેવા થનગની રહેલા ૭૬ પાર્ષદો અને ૧૬ યુવાનોના ત્યાગ-વૈરાગ્યની ભગવી આભા લીંપાઈ ગયેલી. તે સૌના ઉમંગને પડઘાવતાં કીર્તનો ગુંજી રહેલાં. તેને માણતાં પૂજ્ય ચિદાનંદ સ્વામી, શ્રી કૃષ્ણશંકર શાસ્ત્રીજી વગેરે મૂર્ધન્ય મહાત્માઓ સહિત હજારોનો મહેરામણ મંત્રમુગ્ધ બનેલો.

આવી સ્મરણીય સવારે સ્વામીશ્રીએ ૯૨ મુમુક્ષુઓને ગુરુમંત્ર આપી દીક્ષિત કર્યા ત્યારે તેઓનું આ યુગકાર્ય જોઈ ચિદાનંદ સ્વામી બોલી ઊઠ્યા :

‘अनंत ब्रह्म का चलना नहीं हो सकता, लेकिन ऐसी (प्रमुखस्वामी महाराज जैसी) दिव्यमूर्ति चलते चलते सबको अनुगृहीत करती है। वकील को देखने से अदालत की याद आती है, डॉक्टर को देखते ही अस्पताल की याद आती है. वैसे प्रमुखस्वामीजी के दर्शन से भगवान याद आते हैं। यह मात्र स्वामिनारायण संप्रदाय का ही सौभाग्य नहीं है, केवल हिंदू धर्म की शोभा नहीं है, परंतु सारे भारतवर्ष का सौभाग्य है।’

આવી કંઈક બિરદાવલીઓ ઝીલનારા સ્વામીશ્રી સભા બાદ બે કલાક સુધી સૌને વ્યક્તિગત મળવા મંચની ધારે આવી બિરાજતાં તેઓને બપોરે છેક અઢી વાગ્યે ભોજનનો મેળ પડ્યો.

તેઓના આવા પ્રેમ અને પરિશ્રમનું પ્રકરણ રાત્રે યોજાયેલી જન્મ-જયંતીની સભામાં પણ પૂરેપૂરું પ્રકાશી રહ્યું. આ સમારોહમાં એક પછી એક રેલાવા માંડેલાં સ્વામીશ્રીનાં ગુણગાન કરતાં વક્તવ્યો, કીર્તનો, સ્વાગત-ઉપચારો, ૬૭ મણ સાકરના પ્રસાદ વગેરે દ્વારા ચારેકોર મધુરતા અને મંગલતા જ પ્રસરી રહ્યાં. તેથી અભિભૂત થયેલા વિદ્વાન વ્યાખ્યાતા શ્રી પાંડુરંગ શાસ્ત્રીજીએ તો કહી દીધું કે ‘પ્રમુખસ્વામીને ભગવાનનો ડાયરેક્ટ (સીધો) સંબંધ છે.’

આવા સંતની ૬૭મી જન્મજયંતીએ મુંબઈના હરિભક્તોએ દુષ્કાળ-રાહત, આદિવાસી ઉત્કર્ષ અને ખાનદેશમાં કેળવણીના વિકાસ માટે લાખો રૂપિયાની આર્થિક સેવા જાહેર કરી સ્વામીશ્રીની પ્રસન્નતા મેળવી.

આમ, ‘શાનદાર’ શબ્દ પણ ઊણો ઊતરે તે રીતે સરકી રહેલા આ સમારંભના સમાપનમાં સ્વામીશ્રીને આશીર્વાદ આપવાની વિનંતી થઈ ત્યારે તેઓએ કહ્યું : ‘મારે આશીર્વાદ આપવાના ન હોય, આપ સૌના લેવાના હોય. મારા પર પ્રેમ રાખીને આપ સૌ આ કાર્ય કરો છો એથી આનંદ થાય છે. આપણે તો કાંઈ નથી. ભગવાન અંદર બેઠા છે એ જ બધું કાર્ય કરાવે છે. ‘મેં કર્યું છે’ એવું તો કદાપિ માનવું નહીં. ભગવાન પાસે એટલી જ પ્રાર્થના કરવાની છે કે દરેક રીતે આપને રાજી કરી શકીએ.’

સ્વામીશ્રીના આ આશીર્વાદની સમાપ્તિ સાથે જ તેઓના જયજયકારથી ગગન ગાજી ઊઠ્યું. વીસ હજારથી વધુ ભક્તોનો એ પ્રેમભાવ સ્વીકારતાં

સ્વામીશ્રી મંદિરે પધાર્યા ત્યારે રાત્રિના બાર વાગી ચૂકેલા. આ જ મુંબઈમાં સન ૧૯૬૮માં યોગીજી મહારાજે આજ્ઞા કરેલી કે 'પ્રમુખસ્વામીની જયંતી રાત્રે બાર વાગ્યા સુધી શાનદાર રીતે ઊજવવી,' તે વચન આજે સાર્થક થઈ રહ્યું. ખરેખર, આજે કળશ ચઢી ગયો![૧૨]

## નીચી ટેલ કરે ઘણી તેહ

તા. ૨૯/૧૧ની સવાર પડી ત્યારે પણ ગઈકાલે ઊજવાયેલા ઉત્સવનાં ઘેન હજી ઓસર્યાં નહોતાં. તેથી એ જ આનંદમાં મ્હાલતા સૌ આજેય બ્રહ્મધામમાં આભાર-દર્શનનો સમારોહ માણવા આવી ચૂક્યા. તેઓ સમક્ષ સમૈયામાં સેવા આપનારા સૌની સરાહના કર્યા બાદ, કોઠારી સ્વામી સ્વામીશ્રીના આશીર્વાદ લેવા ગયા ત્યારે પોતાના આસન પરથી ઊભા થઈ ગયેલા સ્વામીશ્રી કોઠારી સ્વામીને ભેટી પડ્યા. તે વખતે સ્વયં સ્વામીશ્રી, કોઠારી સ્વામી અને આ દૃશ્ય જોનારા સૌની આંખો તરલ બની ગઈ.

આવા અત્યંત ભાવસભર વાતાવરણમાં કળશ મહોત્સવની પૂર્ણાહુતિ કરી સ્વામીશ્રી સીધા જ ચર્ચગેટ વિસ્તારમાં શ્રી સુરેન્દ્રભાઈ દલાલના ખબર-અંતર પૂછવા દોડી ગયા. શાસ્ત્રીજી મહારાજના પ્રાસાદિક કુટુંબના આ સત્સંગી બીમારીને કારણે સમૈયામાં ન આવી શકાયાનો ખેદ અનુભવી રહેલા, પણ તેઓ પાસે સામેથી પહોંચેલા સ્વામીશ્રી બોલ્યા: 'આખો સમૈયો જ અહીં આવી ગયો.'

તેઓની આ અનહદ કૃપાથી પથારીવશ હરિભક્ત તો ગદ્ગદ થઈ ગયા.

આમ, *'દુઃખી રહ્યું નહીં કોય...'*ની રીતે કળશ મહોત્સવ ઊજવી તા. ૩૦/૧૧ની સવારે મુંબઈથી લોનાવાલા પહોંચેલા સ્વામીશ્રીએ અહીં સાંજે સહાની હોલી-ડે હોમના સભાગૃહમાં પરદેશી હરિભક્તોની શિબિરનો દીપ પ્રગટાવી દીધો.

આ શિબિર દરમ્યાન શ્રી પ્રતાપભાઈ મિરાણીના બંગલે રોકાયેલા સ્વામીશ્રી તા. ૨/૧૨ની સાંજે ભ્રમણ કરવા પધાર્યા ત્યારે તેઓએ જે રસ્તે

---

૧૨. સ્વામીશ્રીના ૬૭મા જન્મજયંતી મહોત્સવમાં સહભાગી થવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



ચાલવું આરંભ્યું તે પર આગળ જતાં એક મોટો પથરો આવ્યો. તે સમયે આજુબાજુ સંતો ચાલતા હોવા છતાં સ્વામીશ્રીએ સ્વયં નીચા નમીને તે પથરો જાતે ઉપાડી બાજુમાં નાંખી દીધો !

આ નમ્રતા સાથે સાયંભ્રમણ કર્યા બાદ તેઓ જ્યારે રસોડાની કાર્યવાહી જોવા પહોંચ્યા ત્યારે અહીં આડણી પર થાપી થાપીને રોટલા થતા હતા. તે જોઈ સ્વામીશ્રીએ રોટલાકારને પૂછ્યું : 'હાથથી થાપતાં નથી આવડતું ?'

'ના.'

તે સાંભળી સ્વામીશ્રીએ પોતાના હાથ પાણીવાળા કર્યા અને એક ગુલ્લું લઈ તેને હાથ વડે થાપતાં થાપતાં રોટલો તૈયાર કરી આપ્યો. આ રોટલાની પ્રસાદી સૌને ભોજનવેળાએ વહેંચવામાં આવી ત્યારે તેને જમનારા 'મા'ની મીઠપ પણ ભૂલી ગયા.

## બ્રહ્મરૂપ ન થઈએ ત્યાં સુધી નવા

લોનાવાલામાં પરદેશી હરિભક્તોની ત્રિદિવસીય શિબિર બાદ મુંબઈના વયસ્ક સત્સંગીઓની શિબિર યોજાઈ હતી. તેમાં સ્વામીશ્રીએ તા. ૬/૧૨ના રોજ જણાવ્યું :

''આ માર્ગમાં નાના-મોટાની વાત જ નથી. પાછળ બેઠા એ નાના થઈ ગયા ને આગળ બેઠા એ મોટા એવું છે જ નહીં. બીજાનો વિચાર કરવા રહેશે એનો આધ્યાત્મિક વિકાસ કદાપિ નહીં થવાનો. સત્સંગમાં પહેલાં મારાપણાનું અસ્તિત્વ જવું જોઈએ. આપણે તો આત્માનું અને ભગવાનનું અસ્તિત્વ જ રાખવું. આપણી વાત અને આપણી જાતને ભૂલીએ તો જ કાર્ય કરી શકીએ, આગળ વધી શકીએ. આપણી મહત્તા વધારવાનો પ્રયત્ન ન કરવો, પણ ભગવાન અને સંતની, અક્ષર અને પુરુષોત્તમની જ મહત્તા વધારવી.

આપણે હવે ૬૦ (વર્ષ) તો થયાં. વનમાં પેઠા પછી વ્યવહાર ન થાય. હવે સત્સંગ કરાવવા જ મંડો. 'આપણે સત્સંગ માટે શું કરીએ છીએ ?' એ જ વિચાર રાખવો. આપણે તો 'સત્સંગ આપણા માટે શું કરે છે ?' એવી સામી ઈચ્છા રાખીએ છીએ. હક માટે સત્સંગ નથી, કલ્યાણ માટે છે. એના માટે બધો ત્યાગ કરવો પડે તોય ઓછું છે. એટલે આ શિબિરમાંથી 'સત્સંગ માટે, સંસ્થા માટે અને ભગવાન માટે શું કરવું ?' એ વિચાર લઈને સૌ ઊપડો.''

આમ, સ્વામીશ્રીએ વાનપ્રસ્થાશ્રમીઓને વ્યવહારનો વીંટો વાળી

સત્સંગની સેવામાં જોડાઈ જવાનું આહ્‌વાન આપી દીધું.

પોતાની આ રુચિ પ્રગટ કરનારા તેઓ પાસે આજે એક સત્સંગીની ઓળખ આપતાં કહેવાયું કે 'સ્વામી! આમને એમ રહ્યા કરે છે કે હું હજી નવો છું.'

'સત્સંગમાં તો હંમેશાં નવા ને નવા જ રહેવાનું છે. જ્યાં સુધી બ્રહ્મરૂપ ન થઈએ ત્યાં સુધી નવા જ રહેવાનું છે.' સ્વામીશ્રી બોલ્યા.

નવાની નવી વ્યાખ્યા તેઓએ સમજાવી દીધી.

## આસને કરીને ક્યાં આપણી મોટપ છે?

તા. ૬/૧૨ની સાંજે લોનાવાલાથી નીકળેલા સ્વામીશ્રી કાલેગાંવ અને તલેગાંવને પાવન કરતાં રાત્રે પોણા નવ વાગ્યે પૂના પધાર્યા.

અત્રે ગુણાનુરાગી શેઠ શ્રી હીરાલાલ માલુના ઘેર રોકાયેલા તેઓને તા. ૭/૧૨ની સવારે પૂજાથી પરવાર્યા બાદ અલ્પાહાર માટે બેસવાનું હતું. પરંતુ આ સમયે સ્વામીશ્રીને જાણ થઈ કે 'હજી હરિભક્તો માટેનો નાસ્તો તૈયાર નથી થયો.' આ સાંભળી પોતાના અલ્પાહારને ઠેલતાં સ્વામીશ્રી બોલ્યા: 'હરિભક્તોનો નાસ્તો તૈયાર થાય પછી આપણે ભેગા બેસીએ.'

ભક્તો પ્રત્યેના આ વાત્સલ્ય સાથે વિચરતા તેઓ આજની રાત્રે જાહેર-સભામાં લાભ આપી સાડા અગિયાર વાગ્યે ઉતારે પહોંચ્યા. અહીં સોફા પર બેસવા જઈ રહેલા તેઓને ઠંડું ન લાગે તે માટે એક સંત પાથરણું બિછાવવા ગયા ત્યારે સ્વામીશ્રી બોલ્યા: 'રહેવા દો ને! આસને કરીને ક્યાં આપણી મોટપ છે?'

અક્ષરબ્રહ્મ તરીકેની અનાદિની મોટપના ધારક તેઓને મન લૌકિક મહત્તા મીંડાં સમાન હતી.

## જે જે કહે તે સર્વે ખમે

તા. ૮/૧૨ની સાંજે પૂનાથી આવાસ ગામે પધારેલા સ્વામીશ્રીએ અહીં શ્રી કિરીટભાઈ બાખડાના બંગલે રખાયેલા એક દિવસના રોકાણ દરમ્યાન આ ફાર્મ હાઉસના કૂવામાંથી જાતે પાણી સિંચી ઠાકોરજીનાં ચરણ પખાળ્યાં.

આ ભક્તિ અદા કરી તેઓએ તા. ૯/૧૨ની સાંજે થલ ગામના દરિયાકિનારે સાયંભ્રમણ કરી તે પટને પણ પાવન કર્યો.

ત્યારબાદ તા. ૧૦/૧૨ની સવારે અગિયાર વાગ્યે થાણામાં આવેલી પૂજ્ય પાંડુરંગ દાદાજીની તત્ત્વજ્ઞાન વિદ્યાપીઠમાં પધારેલા સ્વામીશ્રીએ અત્રે સમગ્ર દિવસ ગાળ્યો. તે દરમ્યાન સંકુલની મુલાકાત તથા પ્રાસંગિક સભા વગેરેમાં લાભ આપી તેઓ સાંજે દાદર મંદિરે આવી પહોંચ્યા.

અહીંથી તેઓએ તા. ૧૩/૧૨ની સાંજે પ્રેમપુરી આશ્રમમાં યોજાયેલી પૂજ્ય અખંડાનંદજીની શ્રદ્ધાંજલિ સભામાં હાજરી આપી. તે પછી તા. ૧૪/૧૨ની સાંજે કાંદિવલીમાં આવેલા સરદાર પટેલ તરણહોજના પ્રાંગણમાં જાહેર-સભા ભરી.

આ કાર્યક્રમ સંપન્ન કરી દાદર મંદિરે પધારેલા સ્વામીશ્રી પર લંડનના રોમફર્ડથી એક પત્ર આવ્યો. તેમાં કોઈ ત્રાહિત વ્યક્તિએ રોષ ઠાલવતાં લખેલું :

*'તમારે આટલા મોટા કાફલા સાથે યાત્રાએ નીકળવું ન જોઈએ. તમારી તારીખે-તારીખ અમારી યાત્રા ચાલતી હતી. તમારે લીધે અમને બધી જ જગ્યાએ ઉતારામાં અગવડ પડી. અમારા કુટુંબને તમે દુઃખી દુઃખી કરી નાંખ્યું.'*

સ્વામીશ્રીએ તાજેતરમાં કરેલી ચાર ધામની યાત્રાના સંદર્ભમાં પત્ર મોકલનારે આ બળાપો કાઢેલો. તેમાં બે-ત્રણ મહિના પૂર્વેથી ઉતારાની ગોઠવણી કરીને જનારા સ્વામીશ્રીનો તો કોઈ જ કસૂર નહોતો. જે કાંઈ વાંક હતો તે આંધળૂકિયું આયોજન કરીને ચાલી નીકળેલા એ પત્ર લખનારાનો જ કહી શકાય. છતાં સ્વામીશ્રીએ તેઓને લખી જણાવ્યું :

*'તમને તકલીફ પડી એ બદલ માફ કરશો. ત્યાં તમે અમને વાત કરી હોત તો અમે તમને મદદરૂપ થાત, સગવડ કરાવી દેત. તમને તકલીફ પડે એવો અમારો આશય નહોતો.'*

સ્વામીશ્રીની કેવી નમ્રતા ! કેવી સહનશીલતા !

## આ તો અનાદિની મોટપ છે

મુંબઈના નિવાસ દરમ્યાન સ્વામીશ્રી પાસે આવેલા એક માલેતુજાર શેઠે કહ્યું : 'મારે આપની સંસ્થા દ્વારા ચાલતા કેટલ કૅમ્પમાં એક લાખ રૂપિયા આપવા છે.'

પરંતુ સ્વામીશ્રીએ તેઓને સલાહ આપી કે 'આ રકમ બીજે ઘણા કેટલ કૅમ્પ ચાલે છે તેમાં આપો.'

'ના, સ્વામીજી ! આપના કેટલ કૅમ્પમાં જ આપવી છે. તેમાં મને વધુ વિશ્વાસ છે.' પેલા આગંતુક મહાનુભાવ બોલ્યા.

આવા એક નહીં, લાખોના ભરોસાપાત્ર બનેલા સ્વામીશ્રી ! પોતાના પવિત્ર વર્તનથી તેઓએ વિશ્વમાં વિશ્વાસનું વાતાવરણ ખડું કરી દીધેલું.

તેની વચ્ચે નિત્ય યોજાતી સત્સંગ-સભામાં 'ગુણપુષ્પમાલા'ના કાર્યક્રમ હેઠળ ભાગવતમાં લખેલાં સંતનાં ૩૯ લક્ષણોનો સ્વામીશ્રીમાં સધાયેલો સમન્વય સૌને સંતપ્રવચનો દ્વારા માણવા મળી રહેલો.

આ ક્રમમાં તા. ૧૮/૧૨ના રોજ સ્વામીશ્રીના પ્રસંગો રજૂ થયા ત્યારે તે સાંભળી સ્વામીશ્રીએ હસતાં-હસતાં કહ્યું :

'સંતોએ તો પ્રસંગો બહુ કહ્યા પણ પછી પ્રશ્નો બહુ આવશે. બધા અહીં પૂછવા આવશે. મુશ્કેલી થશે. ભગવાન ભજવા અને ભજાવવા જેવી ઉત્તમ બીજી કોઈ વાત નથી. શ્રીજીમહારાજને સંભારીને બધું કાર્ય કરીએ છીએ. એ જેવું બુદ્ધિ, બળ આપે એ રીતે કહીએ છીએ.'

આમ, પોતાના સામર્થ્યને છુપાવતા સ્વામીશ્રીએ 'જ્ઞાન કરતાં છકી જાવું નહીં...' એ 'સ્વામીની વાત' પર બ્રહ્મરસ રેલાવતાં કહ્યું :

'જો સર્વકર્તા ભગવાનને માને તો વાંધો ન આવે. 'મોક્ષ થશે કે કેમ ? ફાવશે કે કેમ ?' એ રીતે ગ્લાનિ પણ ન પામવી. સ્થિરતા રાખીને કાર્ય કરવું. ઘણી વખત હારના પ્રસંગો આવે. કેટલીક વખત આંતરિક દોષોને લીધે ગ્લાનિ પામી જવાય. પણ એના થયા પછી કસર ક્યાંથી રાખશે ? ભજન-ભક્તિ કર્યે જ જવાનું. ચોખ્ખા કરીને ધામમાં બેસાડી જ દેશે. સર્વોપરી ભગવાન અને સંત મળ્યા છે, પછી બાકી શું રહેવાનું ?'

આ રીતે બળભરી વાતો સંભળાવી સ્વામીશ્રીએ આ જ 'સ્વામીની વાત'માં આવતું વાક્ય – 'સમજો છો એમ સમજવું પણ બારણે મોટાઈ કહેવી નહીં' પર નિરૂપણ કરતાં કહ્યું :

'સમજવું બરોબર પણ કહેવું ઘટે એમ. તો જ સમાસ થાય. કહ્યે કાંઈ મોટપ થઈ જતી નથી. આ તો અનાદિની મોટપ છે. કહેવું ખરું, એની 'ના' નથી, પણ કહેવાથી મોટપ વધે છે એવું નથી. કોઈ કદાચ 'ના' કહે તો એમનામાં જે છે તે જતું પણ નથી રહેવાનું. આ તો નવા માણસને કઈ રીતે સત્સંગમાં લાવવો એ વાત સમજાવી છે.'

અનંત જીવોના કલ્યાણ માટે અવતરતા ભગવાન અને સંત સમુદાયને

સદે એવો માર્ગ અપનાવે છે. આ રીત શિખવાડતા સ્વામીશ્રીના મુખેથી આજે તેઓની અનાદિ અને અવિચળ મોટપનો પણ અનાયાસે ઘટસ્ફોટ થઈ ગયો.

## એના પર દૃષ્ટિ રહે, રહે ને રહે જ

તા. ૧૯/૧૨ની સંધ્યાસભામાં 'ગુણપુષ્પમાલા'નાં અંતિમ પુષ્પો ગૂંથાયાં પછી 'મોટાનો સિદ્ધાંત એ છે જે...' એ 'સ્વામીની વાત'ના આધારે અસ્ખલિત વાણીપ્રવાહ વહેવડાવતાં સ્વામીશ્રી બોલ્યા :

"એક રહેણીએ સત્સંગમાં રહે તો એનું શોભી જાય. કોઠારી અક્ષરસ્વરૂપદાસ જ્યારથી સાધુ થયા ત્યારથી એક જ રહેણી. શાસ્ત્રીજી મહારાજને ખૂબ રાજી કર્યા. કોઈ દિવસ નરમ-ગરમ ન થાય. સોનાનો દોરો. આવા હોય એને જિંદગી સુધી વાંધો ન આવે. આપણે એકધારું વર્તીએ તો એમના આશીર્વાદ છે જ. જ્યાં બેસો ત્યાં એમનો રાજીપો છે જ. પહેલાં આવે ત્યારે બધાની સેવા કરે, પણ ધીરે ધીરે બરાબર જામી ગયા પછી થાય: 'તું મને કોણ કહેનારો?' પણ 'पहले जैसे निर्मानी थे वैसा ही रहना चाहिये।' શું? ભગવાન જેવા ગુણ આવે તે ઘડીએ પણ 'હમ ભી ડીચ' ન થવું જોઈએ. હંમેશાં સેવકના સેવક. આ વાત સાધુ કે સત્સંગી બધાએ રાખવાની છે.

એક રહેણી હોય તો એ પછી દૂર હોય કે નજીક, એના પર દૃષ્ટિ રહે, રહે ને રહે જ. આજ્ઞાથી ગમે ત્યાં સેવા કરતો હોય, રાજીપો રહે જ. ત્યાગવલ્લભ સ્વામી ગાદીસ્થાનના કોઠારી છે, છતાં હજી સેવકભાવ જ. આ કોઠારી (સ્વામી) મૂર્તિમાન બેઠા. એકધારું જીવન. કોઈ સેવા કરે - ન કરે, કોઈ ઉપવાસ કરે - ન કરે પણ કોઈનો વાદ નહીં. આટલો બધો વિષયનો પ્રસંગ છે છતાં સાવ નિર્લેપ. આપણે તો સહેજમાં જ કેટલીય જાતનું આઘુંપાછું થઈ જાય.

ઘણા તો આખો દિ' કૂથલી કરે ને આરતીના ડંકે કહે કે 'જાજરૂ જવું છે.' પણ આપણે કથામાં, દર્શનમાં આવી જ જવું. આ આપણી રહેણી છે, શોભા છે, ઘરેણાં છે. આ તો સારી સભા જોઈને તબલાં પર બેસી જાય ને નાની સભા હોય ત્યારે 'મને સારું નથી' એમ બહાનાં કાઢે. ભગવાનના ગુણ ગાવામાં મોટી સભા, માણસો, સ્થળ કે 'મૂડ'ની જરૂર નથી. આ અંગ એવું દૃઢ કરવું કે આશીર્વાદ માંગવાની જરૂર જ ન પડે."

## આ તો કસ્તૂરીનું ખાતર

તા. ૨૦/૧૨ની સાંજે હકડેઠઠ ભરાયેલી રવિસભામાં 'કરોડ રૂપિયા હોય ને એક દોકડો ખોવાય...' એ 'સ્વામીની વાત' પર અમૃતધારા વરસાવતાં સ્વામીશ્રીએ જણાવ્યું: 'જેને ભગવાનનો મહિમા સમજાય તેને કોઈ વાતની ગણતરી ન રહે. કોઈ વાતનું દુ:ખ ન મનાય. પ્રાપ્તિનો કેફ રહે...'

આટલું કહેતાં તેઓએ એક હાથ ઊંચો કરી *'મને પ્રગટ મળ્યા પુરુષોત્તમ આજ, આનંદ અંતર છાઈ રહ્યો...'* પદ ઝિલાવવું શરૂ કર્યું. આવી વિરલ સ્મૃતિ મળતાં આખી સભા હિલોળે ચડી. સૌ બુલંદ અવાજે કીર્તનની કડીઓ ઝીલવા લાગ્યા. ત્રણેક પંક્તિઓ આમ ઝિલાવી સ્વામીશ્રીએ આગળ વાત ઉપાડી કે –

'આવું બળ હોય એને વાંધો જ ન આવે. આ કેફમાં જ રહેવું. શું? 'આ તો ઠીક છે, આવી પડ્યા...' એવું નહીં. કોનો સંબંધ થયો છે! લોકમાં કોઈને સારો વેવાઈ મળી જાય તોય કેફ રહે છે તો આ તો સાક્ષાત્ પુરુષોત્તમ મળ્યા. પ્રાપ્તિ કેટલી મોટી છે! કરોડ જન્મેય ન મળે એવી!! ને ન મનાય તો ખોટ પણ એટલી જ. આ તો કસ્તૂરીનું ખાતર. લાભ થાય તોય મોટો ને ન સમજાય તો ખોટ પણ મોટી. માટે મહિમા ને કેફ અખંડ રાખવો. મનુષ્યદેહે જે પામવાનું છે એ વસ્તુ મળી છે.'

## પહેલેથી જ સંબંધ

તા. ૨૨/૧૨ની સાંજે પરેલ વિસ્તારના દામોદર હૉલમાં યોજાયેલી સ્વયંસેવક સભામાં લાભ આપી સ્વામીશ્રી દાદર મંદિરે પરત ફર્યા ત્યારે અહીં તા. ૨૪/૧૨ની બપોરે પૂજ્ય પાંડુરંગ આઠવલેજી આવી પહોંચ્યા. સંતોનું આમંત્રણ સ્વીકારી સ્વામીશ્રી સાથે ભોજન લેવા પધારેલા તેઓ આજે ૩૬ વર્ષમાં પહેલી વાર પોતાના ઘર સિવાય બીજે જમવાના હતા. પરંતુ સ્વામીશ્રીએ તેઓને કહ્યું: 'આ તમારું ઘર જ છે. એટલે બીજે ન જમવાના નિયમનો ભંગ થયો જ નથી.'

સ્વામીશ્રીની આ આત્મીયતાથી ગદ્ગદ થઈ ગયેલા પૂજ્ય દાદાજી સ્વામીશ્રી સાથે જમવા બિરાજ્યા ત્યારે સંતોએ સુભાષિતો ગાયાં. તે પછીના પ્રાસંગિક વાર્તાલાપમાં પૂજ્ય પાંડુરંગ શાસ્ત્રીજીએ સ્વામીશ્રીને પૂછ્યું:

'યોગીબાપા સાથેનો આપનો કેટલાં વર્ષોથી સંબંધ?'

'આમ તો પહેલેથી જ.' સ્વામીશ્રી બોલી ઊઠ્યા. તેઓનો આ ખુલાસો ગુરુ સાથે તેઓની અનાદિસિદ્ધ એકતાનું દર્શન કરાવી ગયો.

## ભક્તિની ખેડ

આ અરસામાં ચાલી રહેલા કેટલ કેમ્પના સંદર્ભમાં એક મશીન જોવા ગયેલા સંતો જે તે સ્થળે નિરીક્ષણ કરીને પરત ફર્યા ત્યારે તા. ૨૬/૧૨ની બપોરનો પોણો વાગી ચૂકેલો. આ સમયે ઠાકોરજી જમાડી રહેલા સ્વામીશ્રી સમક્ષ સંતોએ મુલાકાતનો અહેવાલ આપ્યો. તેની સાથે કૈલાસપતિ નામનું એક નવીન ફૂલ લાવેલા તે પણ સ્વામીશ્રીને સૂંઘવા ધર્યું. પરંતુ ઠાકોરજી પોઢી ગયેલા હોવાથી તેઓને આ ફૂલ ધરાવ્યું નહોતું. તેથી સ્વામીશ્રીએ તે ન સૂંઘ્યું. અલબત્ત, આ પ્રસંગે સૌને સ્વામીશ્રીની ભક્તિની સુગંધ તો ભારોભાર માણવા મળી.

તેને સૌ શ્વાસમાં ભરી રહેલા ત્યાં જ ભોજન બાદ મધ્યાહ્ન કથા શરૂ થઈ. તેમાં ગ્રંથવાંચન દરમ્યાન એક કહેવત આવી કે *'દિવાળી દીઠી ને કોઠંબી મીઠી.'*

આ સાંભળી સૌ તેનો અર્થ સમજવાની કસરત કરવા લાગ્યા, પરંતુ કોઈ ન ફાવ્યું ત્યારે સ્વામીશ્રી બોલ્યા : 'કાઠિયાવાડમાં ચીભડાં જેવું એક નાનું ફળ થાય છે, જેને કોઠંબી કહે છે. એ કડવી ને મીઠી બે પ્રકારની થાય. કડવી કોઠંબી પણ દિવાળી પછી મીઠી થઈ જાય.'

આ સ્પષ્ટતા સાંભળી સૌને સ્વામીશ્રીના સર્વદેશી જ્ઞાનની વધુ એક ઝાંખી મળી.

તેથી જાગેલા અહોભાવ વચ્ચે સ્વામીશ્રી આજની સાંજે સભામાં જતાં પહેલાં નિયત ક્રમાનુસાર ઠાકોરજીનાં દર્શને પધાર્યા, પરંતુ આજે તેઓ દર્શન બાદ દંડવત્ પણ કરવા લાગતાં નવાઈ પામેલા સંતોએ પૂછ્યું : 'સ્વામી! કેમ આજે દંડવત્?'

'આજે પાર્લા જવાનું છે ને!' સ્વામીશ્રીએ કહ્યું.

આજની રાત તેઓ પાર્લામાં રોકાવાના હોવાથી મંદિરમાંથી વિદાય લેતી વખતે દંડવત્ કરીને નીકળવાની ભક્તિરીતિને સ્વામીશ્રી અનુસરેલા.

જો કે બહારગામ જવા માટે વિદાય લેતા હોઈએ તો જ દંડવત્ કરીને

મંદિરમાંથી પ્રસ્થાન કરવાની પ્રથા છે. અહીં તો સ્વામીશ્રી મુંબઈના જ એક વિસ્તારમાંથી બીજા વિસ્તારમાં જઈ રહેલા. તેથી તેઓ દંડવત્ ન કરે તોપણ કોઈ મર્યાદાભંગ થવાનો નહોતો, પરંતુ સ્વામીશ્રીનું ભક્તિસભર હૈયું મગજના તર્કને ગાંઠતું નહીં. તે તો નિમિત્ત મળતાં ભક્તિની ખેડ કરી જ લેતું.

## દરિયાવ દિલની દયાના દાખલા

તા. ૨૬/૧૨ની સાયંસભા બાદ સ્વામીશ્રી એક અદ્યતન હૉસ્પિટલમાં સારવાર લઈ રહેલા સત્સંગી શ્રી સોમાભાઈની તબિયત જોઈ પાર્લા તરફ આગળ વધ્યા. તે વખતે તેઓએ ગાડીચાલક યુવાન પ્રકાશ લુલાને હમણાં જ પોતે જ્યાં ગયેલા તે હૉસ્પિટલ સંબંધી વિગતો પૂછી. ૩૩ કરોડ રૂપિયાના ખર્ચે તૈયાર થયેલી એ હૉસ્પિટલની વાતો સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'હૉસ્પિટલ સરસ છે, પણ એનો લાભ સુખી માણસો જ લઈ શકે એવું છે. આટલા બધા પૈસા છે તો એમણે (હૉસ્પિટલ બંધાવનારે) ત્રણ-ચાર કરોડ રૂપિયા બેંકમાં મૂકીને એના વ્યાજમાંથી ગરીબો માટે મફત દવાની વ્યવસ્થા કરવી જોઈએ.' આટલું કહી સ્વામીશ્રીએ ઉમેર્યું: 'તમે એમને મારી પાસે લઈ આવજો. હું તેઓને વાત કરીશ.'

આ અભિપ્રાયમાંથી સમાજમાં છેલ્લી પાયરીએ ઊભેલા મનુષ્યો પ્રત્યેની સ્વામીશ્રીની કરુણા નીતરી રહી.

તે સાથે વિચરતા તેઓ તા. ૨૭/૧૨ની સવારે પાર્લાના ભાઈદાસ હૉલમાં આયોજિત સંતોની કીર્તન આરાધનામાં લાભ આપી દાદર મંદિરે પરત પધાર્યા.

અત્રે તા. ૨૮/૧૨ના રોજ સ્વામીશ્રીને મળવા આવેલા મુરબ્બી શ્રી પરમાનંદ વોરાએ દુષ્કાળ-રાહત માટે એક લાખ રૂપિયાની રકમ એકત્રિત કરેલી. આ નિધિ સંસ્થા-સંચાલિત કેટલ કેમ્પોમાં વાપરવાની તેઓની ઇચ્છા જાણી સ્વામીશ્રી બોલ્યા: 'આ રકમ તમે બોટાદ અને ગઢડાની પાંજરાપોળમાં તથા ગોંડલમાં ચાલતા અજમેરાના કેમ્પમાં પણ આપજો.'

આ જ રીતે મુંબઈની ટ્રેનોમાં ભજન-કીર્તન દ્વારા એકત્રિત કરેલી સવા લાખ રૂપિયાની રાશિ આપવા આવેલા સાંઈ સત્સંગ મંડળના એક સભ્ય ઢસાના વતની છે તે જાણતાં સ્વામીશ્રીએ તેઓને કહેલું: 'તમે ઢસાના હોવાથી ગઢડાની નજીકના છો, તો ગઢડાની અને બોટાદની પાંજરાપોળને પણ દાન

આપજો. ત્યાં એ બધાને બહુ જરૂર છે.'

કઠણ કાળમાંયે સ્વામીશ્રીના દિલની ઉદારતા આમ છલકાતી જ રહેતી. તેઓ એકલપેટા નહીં, પણ સાગરપેટા હતા તેની આ નિશાની.

## જેના આપમાં હરિનો વ્યાપ

આ અરસામાં પોતાનો કસબ અજમાવતા કલાકાર શ્રી ભગવાનરામે શ્રીજીમહારાજની એક મૂર્તિ માટીમાંથી બનાવેલી. તેના નિરીક્ષણ માટે સ્વામીશ્રી તા. ૨૮/૧૨ની રાત્રે નવેક વાગ્યે મંદિરના મધ્ય શિખરની ઓરડીમાં પધાર્યા ત્યારે એક કુશળ શિલ્પકારની જેમ માર્ગદર્શન આપતાં તેઓએ પ્રથમ તો વધારે પડતી ઢળતી એ મૂર્તિને થોડી ટટ્ટાર કરાવી. અભયહસ્ત પણ સહેજ સીધો કરાવ્યો. મુખારવિંદ ભરાવદાર કરવાનીયે સૂચના આપી. ઉદરને પણ થોડું ઉપસાવવાનું કહ્યું.

ત્યારબાદ મૂર્તિના પ્રમાણ અંગે ઝીણી-ઝીણી વિગતો પૂછવા લાગેલા સ્વામીશ્રીને નાભિથી છાતી સુધીના ભાગનું માપ જરા વધુ લાગ્યું. એટલે તેઓએ એક સામાન્ય સૂતળી વડે પોતાની નાભિથી છાતીના મધ્ય ભાગ સુધીનું માપ લેવડાવ્યું અને તે પ્રમાણે મૂર્તિ કરવાનું કહ્યું !

તેથી *'જેના આપમાં હરિનો વ્યાપ...'* પંક્તિ સાર્થક થઈ રહી.

## ધર્મનો લોપ કરીને સત્સંગ કરાવવો નથી

તા. ૨૯/૧૨ની સવારે ચોકઠાંની ચિકિત્સા માટે ડૉ. ઉમરીગરના દવાખાને પધારેલા સ્વામીશ્રી મંદિરે પરત પધાર્યા ત્યારે અહીં તા. ૩૦/૧૨ની સવારે તેઓને લંડનથી આવેલો એક પત્ર મળ્યો. તેમાં લખેલી વિગત વાંચી સ્વામીશ્રીએ આ મંડળના અગ્રણી હરિભક્ત શ્રી ચિત્તરંજનભાઈને બોલાવી કહ્યું: 'તમે ત્યાં જઈને યુવકોને વાત કરજો કે ધર્મનો લોપ કરીને આપણે સત્સંગ કરાવવો નથી. છોકરા-છોકરી ભેગાં નાચે એવો કોઈ કાર્યક્રમ કરવો નહીં. ભલે સેવા થોડી આવે એનો વાંધો નથી. સેવા ભેગી કરવાને નિમિત્તે પણ એવા બહારના કાર્યક્રમો ગોઠવવા નહીં. સ્ટેજ ઉપર પુરુષો જ હોય એવા કાર્યક્રમો ગોઠવવા. યોગીબાપાએ આખું પ્લેન જતું કરેલું તે શાને માટે ?'

હરહંમેશ ધર્મપાલનના જ હિમાયતી રહેલા સ્વામીશ્રી લૌકિક લાભ માટે કદી ધર્મભંગ થવા ન દેતા.

આ રીતે સદાચારની સડક પર સદા સરકતા તેઓ હવે ટૂંક સમયમાં સુરત પધારવાના હોવાથી તે સંબંધી એક પત્ર તેઓએ આજની બપોરે સુરતથી આવેલા યુવક શ્રી દીપક જરીવાલાને લખી આપ્યો. તે જોઈ એ યુવાને મનોરથ પ્રગટ કર્યો કે 'બાપા! આ વખતે સુરત પધારો છો તો મારા ઘેર જમવાનું રાખજો.'

આ નિમંત્રણ સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'અમે જ્યાં રહીએ તેને તારું ઘર નથી માનતો? જ્યાં જમીએ, જ્યાં રહીએ ત્યાં ઘર જ માની લેવું, તો ચિંતા ન થાય. અમે તો બધે ઘર જ માનીએ છીએ.'

અગણિત અગવડો વેઠીનેય વિચરતા રહેલા સ્વામીશ્રીના અવિરત ઉત્સાહનું એક રહસ્ય આજે તેઓના મુખેથી સરી પડ્યું. સમગ્ર વિશ્વને જ પોતાનું ઘર માનનારા તેઓએ કદી સગવડો સંબંધી સવાલ ઉઠાવ્યો નહોતો, કારણ કે 'ઘર'માં તો માંગણી નહીં, લાગણીનું સામ્રાજ્ય હોય ને!

તેથી જ તા. ૩૧/૧૨ની રાત્રે બાર વાગ્યે સન ૧૯૮૭નું વર્ષ આથમ્યું ત્યારે તેના ૩૬૫ દિવસ, તે દરમ્યાન સ્વામીશ્રીની પદરજથી પાવન થયેલાં ૨૨૨ ગામો-શહેરો, તેમાં વસતા લાખો મનુષ્યો અને કેટલ કૅમ્પનાં હજારો પશુઓ સ્વામીશ્રીએ વહાવેલી લાગણીથી લદબદ હતાં. એ લાગણીની લિપિથી સ્વામીશ્રીને વધાવતાં સૌનું હૈયું વારંવાર એક જ સૂર ઘૂંટતું રહ્યું કે –

*'સંત કરુણા રેલી તો અમે જીવ્યા...'*



# શોભે સૂરજ સમ ઉદાર રે

## સન ૧૯૮૮

### મહારાજ જ્યાં હોય ત્યાં આપણે

સન ૧૯૮૮ના પ્રથમ દિવસે અલ્પાહાર કરવા બિરાજેલા સ્વામીશ્રીને સંતોએ સમાચાર આપ્યા કે 'તાજેતરમાં જ રાજ્યસ્તરે યોજાયેલી એક મુદ્રણ સ્પર્ધામાં ગુજરાતભરના મુદ્રકોએ ભાગ લીધો હતો. તેમાં આપણી સંસ્થાના મુદ્રણાલય સ્વામિનારાયણ અક્ષરપીઠને પ્રથમ ક્રમાંકનાં ત્રણ અને દ્વિતીય કક્ષાનાં બે પારિતોષિકો મળ્યાં છે.'

સ્વામીશ્રીનું આ ગૌરવગાન ગળથૂથીમાં જ પીવા મળતાં નવી સાલ હરખાઈ ઊઠી. મોક્ષથી મુદ્રણકલા સુધીનાં વિવિધ ક્ષેત્રોમાં કુશળ સ્વામીશ્રીના સંગે સરકવા માંડેલી તે તા. ૩/૧ના રોજ તો ઉત્સવમય બની રહી. આ દિવસે પવઈ-સ્થિત અક્ષરવાડીમાં ગુણાતીતાનંદ સ્વામીનો દીક્ષાદિન ઊજવી, સ્વામીશ્રી તા. ૭/૧ની સાંજે માધવબાગમાં પધાર્યા.

અત્રે દુષ્કાળ-રાહત સેવા સમિતિ દ્વારા આયોજિત પારાયણમાં પ્રેરણા-પીયૂષ વરસાવી તેઓ પૅડર રોડ તરફ જવા નીકળ્યા. આ રસ્તે વચમાં એક ટ્રાફિક સિગ્નલ પાસે તેઓની ગાડી ઊભી રહી ત્યારે આ મોકો ઝડપી ગુલાબ વેચવા ઊભેલો એક બાળક સ્વામીશ્રી પાસે દોડી આવ્યો. તેણે આપેલું ગુલાબ

સ્વીકારતાં સ્વામીશ્રીએ પણ તેના મસ્તક પર પોતાનો વરદહસ્ત સ્થાપ્યો.

તે દ્વારા એક દરિદ્રનો ભાગ્યોદય કરી મંદિરે પરત પધારેલા સ્વામીશ્રી અહીં તા. ૧૧/૧ની બપોરે જમવા બિરાજ્યા. તે વખતે તેઓ સમક્ષ બોરીવલીના બાળમંડળનો હસ્તલિખિત અંક વંચાવા માંડ્યો. તેમાં એક બાળકે સ્વામીશ્રીને ઉદ્દેશી લખેલું: 'આપનું એડ્રેસ બતાવો.'

શિશુની આ પૂછપરછને દર્શન માટે બેઠેલા સંતોયે વળગી પડ્યા અને તેઓ પણ સ્વામીશ્રીને કહેવા લાગ્યા: 'આપનું એડ્રેસ બતાવો.'

'એ તો મહારાજે લખ્યું જ છે ને!' વાતને ટાળવાના ભાવથી સ્વામીશ્રી બોલ્યા.

પરંતુ સંતોએ પૃચ્છા ચાલુ રાખતાં સ્વામીશ્રીએ કહ્યું: 'મહારાજ જ્યાં હોય ત્યાં આપણે. એ જ્યાં હોય ત્યાં આપણે અખંડ સેવામાં.'

શ્રીજીમહારાજ જણાવે છે કે '...એ અક્ષર બીજે રૂપે કરીને પુરુષોત્તમ નારાયણની સેવામાં રહે છે...'[૧૩] સ્વામીશ્રી એ અક્ષરબ્રહ્મનું જ સ્વરૂપ હતા. પોતાની આ ઓળખ તેઓએ આજે હળવેથી છતી કરી દીધી.

## અક્ષરધામમાં જે છે એ જ આ છે

તા. ૧૨/૧ની સાયંસભામાં વચનામૃત (ગ.મ. ૨૧) રેલાવતાં સ્વામીશ્રીએ કહ્યું:

"આ મુદ્દાનું વચનામૃત છે. મુદ્દો સચવાઈ જાય તો બધું સચવાઈ જાય ને મુદ્દો જાય તો બધું નકામું. જાન લઈને ગયા હો અને જાનૈયા તૈયાર થઈને માંડવે પહોંચી જાય ને વર પાછળ રહી ગયો હોય તો કન્યા-પક્ષના પૂછે કે 'વર ક્યાં છે?' તો કહે: 'પાછળ છે.' તો પેલા તરત કહે: 'કન્યા કાંઈ ઓછી તમને પરણાવવાની છે?' વર એ મુદ્દો છે. એ સચવાય તો સામૈયાં થાય, સાકરનાં પાણી પાય.

જમવામાં શાક, ચટણી, ફરસાણ બધું જ હોય, પણ લાડુ શેર-શેર ઘીના ન આવે તો મુદ્દો આવ્યો ન કહેવાય. 'સગપણમાં સાઢુ ને જમવામાં લાડુ' એ બેનો બહુ મહિમા હોય.

આ મુદ્દાની વાત સંત સમજાવે છે. એ પરમાત્માનું બળ લઈને ફરે છે. એને ક્યાં બૈરાં-છોકરાં છે? ગગા ઓછા પરણાવવાના છે? એને બીજો કોઈ

---

૧૩. વચનામૃત ગઢડા પ્રથમ પ્રકરણ ૨૧.

સ્વાર્થ જ નથી. આ માર્ગમાં આપણે ઘણી ભૂલો કરીએ તોય એની સામું ન જોતાં બોલાવી-ચલાવીને આગળ લે છે. એકની એક વાત કરતાં એમને કંટાળો નથી આવતો; ભલે પેલો માને કે ન માને, છતાં કર્યે જ રાખે. માટે સ્વરૂપનિષ્ઠામાં ફેર ન પડવા દેવો. વહાણમાં ધ્રુવપાંખડીને જોવી પડે. જરાક એક પોઈન્ટ ફરે તોય ક્યાંનું ક્યાં જતું રહે. શ્રીજીમહારાજ - ગુણાતીતાનંદ સ્વામી થકી જ કલ્યાણ છે એ નિશ્ચયમાં ફેર પડવા દેવો નહીં. શાસ્ત્રીજી મહારાજે આ મુદ્દા ઉપર જ આ સંસ્થા સ્થાપી છે.''

આમ કહી સ્વામીશ્રી બાજુમાં બિરાજેલી શ્રીજીમહારાજની ઉત્સવમૂર્તિ જેવી જ મુદ્રા કરતાં બોલ્યા: ''જુઓ, આ મહારાજ કહે છે કે 'આવો! તમારું કલ્યાણ થઈ જશે. આ ને આ જન્મે થઈ જશે.' જુઓ, કેટલા થનગની રહ્યા છે! જુઓ, કેવા બેઠા છે પ્રત્યક્ષ! અક્ષરધામમાં જે સ્વરૂપ છે એ જ આ સ્વરૂપ છે. ભગવાન અને સંત મનુષ્યરૂપે આવ્યા એ સમજાતા નથી ને પેલામાં પ્રતીતિ નથી આવતી. એના કરતાં આ છે એમાં દૃઢતા કરી લેવી.''[૧૪]

## હું જ ત્યાં આવું છું

તા. ૧૪/૧ના રોજ સ્વામીશ્રીની નિશ્રામાં ઊજવાયેલી ઉત્તરાયણની પુણ્યપર્વણી પ્રસંગે સૌએ સમર્પણની સરિતા વહાવી રાજીપાની કમાણી રળી લીધી. આ અવસરે સ્વામીશ્રીએ પણ તમામ બાળકોને સ્વહસ્તે પતંગની લહાણી કરી તેઓને આનંદ-આકાશમાં તરતા મૂકી દીધા.

આમ, નાના-મોટા સૌને કિલ્લોલ કરાવતાં તેઓ પાંચમા માળે આવેલા ઉતારા તરફ જવા નીકળ્યા ત્યાં જ એક યુવકે કહ્યું: 'બાપા! મારા સસરાની બેય કિડની ફેઈલ થઈ ગઈ છે. આપના આશીર્વાદની ઇચ્છા છે. હમણાં તેઓને લઈ હું આપની પાસે આવું છું.'

'એમને ઉપર લઈ આવવાની તકલીફ ન આપતા. હું જ ત્યાં આવું છું.' આટલું કહેતાં તો સ્વામીશ્રી એ બીમારની પાસે જઈ પહોંચ્યા અને આશીર્વાદ પાઠવ્યા.

---



૧૪. સ્વામીશ્રીના શ્રીમુખેથી વહેલી આ અમૃતધારામાં અવગાહન કરવા માટે બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...

અન્યને શક્ય એટલી ઓછી તકલીફ આપવી અને દુખિયાની વહારે સામેથી દોડી જવું એ તેઓનો સાહજિક સ્વભાવ.

તે સાથે વિચરતા સ્વામીશ્રી તા. ૧૫/૧ની સાંજે મુંબઈથી નીકળી દેવલાલી પધાર્યા. અત્રે તા. ૧૬/૧ની સવારે ગુરુ નાનકદેવજી ગુરુદ્વારામાં પગલાં કરી વિદાય થયેલા તેઓ આજની સાંજે નાસિક અને માલેગાંવને લાભ આપતાં અમલનેર પહોંચ્યા ત્યારે રાત્રિના સાડા બાર વાગ્યા હતા.

અહીં તા. ૧૭/૧ની સવારે ૪,૦૦૦ ખાનદેશી ભક્તોની ઉપસ્થિતિમાં નૂતન મંદિરનો ખાતવિધિ કરી સ્વામીશ્રી ચોપડા, કુસુંબે, વરખેડા, ધૂલિયા, નવાપુર, સોનગઢ, ઉકાઈ, વ્યારાને પાવન કરતાં તા. ૨૧/૧ના રોજ સાંકરી પધાર્યા.

## પાવરફુલ નિરીક્ષણ

તા. ૨૨/૧ના રોજ મંદિરના હૉલમાં પ્રાતઃપૂજા માટે બિરાજેલા સ્વામીશ્રી સમક્ષ ગવાઈ રહેલાં કીર્તનોમાં એક હરિભક્તે ઝીલણિયું ભજન ઉપાડ્યું, પરંતુ તેની કડીઓ ઝીલવામાં પુરુષો કરતાં મહિલાઓનું જોર વધુ રહ્યું. તેથી બહેનોનો અવાજ વિશેષરૂપમાં સંભળાવા લાગતાં સ્વામીશ્રીએ કીર્તન લલકારતા મુમુક્ષુને કહ્યું : 'તમે એકલા ગાઓ. ઝિલાવવાની જરૂર નથી.'

સ્વામીશ્રીની ભક્તિ સદા ધર્મયુક્ત જ રહેતી.

તે જ રીતે તેઓએ તા. ૨૩/૧ના રોજ અહીં વસંત પંચમીનો ઉત્સવ ઊજવ્યો. આ લાભ આજની સાંજે સુરતને પણ આપનારા સ્વામીશ્રીનાં પગલાં તા. ૨૬/૧ની સવારે હજીરાના સમીપવર્તી કૃભકોના સંકુલમાં પડ્યાં. રાસાયણિક ખાતરના આ ગંજાવર કારખાનામાં સર્વત્ર પુષ્પો વરસાવતા સ્વામીશ્રી પરિસરમાં જ બંધાઈ રહેલા નિર્માણાધીન મંદિર પાસે આવ્યા. અત્રે તેઓએ મંદિરના મુખ્ય ગૃહનો દરવાજો મોટો રાખવાની સૂચના આપ્યા બાદ પૂછ્યું : 'इस मंदिर का चीफ एन्जिनियर कौन है ?'

આ સાંભળતાં જ હાજર થયેલા શ્રી દેસાઈને સ્વામીશ્રીએ કહ્યું : 'મંદિરના બાંધકામમાં સળિયા કેમ બહુ જાડા નાખ્યા છે ?'

આ પ્રશ્નથી ચકિત થતાં એ ઈજનેર બોલી ઊઠ્યા : 'સ્વામીજી ! આપનું નિરીક્ષણ બહુ પાવરફુલ (જોરદાર) છે. આપની વાત સાચી છે. આ આખા સંકુલના વધ્યા-ઘટ્યા માલનો ઉપયોગ અહીં કર્યો છે, એટલે સળિયા જાડા છે.'

સૂક્ષ્મ સૂઝ અને બહોળા અનુભવના સમન્વય સમા સ્વામીશ્રીને પરિસ્થિતિ પારખવામાં પળનોય વિલંબ ન લાગતો.

## પ્રામાણિકતાનાં પ્રમાણપત્રો

તા. ૨૬/૧ની સાંજે સુરતની સરદાર નગર સોસાયટીના ઉદ્યાનમાં ગોઠવાયેલી જાહેર-સભામાં સ્વામીશ્રીએ શહેરના પ્રતિષ્ઠિત નાગરિકોને દુષ્કાળ-રાહત કાર્યમાં સામેલ થવા અનુરોધ કર્યો. તેને પ્રતિસાદ આપતાં શહેરના પોલીસ કમિશનર શ્રી પી. કે. બંસલે કહ્યું: 'આ સંસ્થાને મદદ કરવામાં મને રસ છે, કારણ કે વિશ્વાસ રહે છે કે અહીં એકેએક પૈસાનો સદુપયોગ થશે. અહીં નાના બાળકોને જે સંસ્કાર આપવામાં આવે છે તે પોલીસને ઘણી મદદ કરે છે.'

આ જ રીતે સ્વામીશ્રીને મળવા આવેલા સાયણની સુગર ફેક્ટરીના ચૅરમેન શ્રી મગનભાઈ તો બોચાસણનો કૅટલ કૅમ્પ જોયા બાદ અઠવાડિયાના પાંચ દિવસ ટ્રક ભરીને ચીમળી મોકલવા માંડેલા. તેનું કારણ જણાવતાં તેઓ બોલ્યા: 'મને લાગ્યું કે અહીં જે જાય છે એ સાર્થક છે.'

આવો જ અનુભવ લઈ સ્વામીશ્રીને મળ્યા – સહકારી સ્પિનિંગ મિલોના ચૅરમેન શ્રી વ્રજલાલ. તેઓએ વાત કરી કે 'મારા એક વૃદ્ધ મિત્રે પોતાની હાજરીમાં જ જમણવાર કરી લેવાની ઇચ્છા મને જણાવી, ત્યારે મેં તેઓને કહેલું કે જમણવારમાં તમારે જેટલી રકમ ખર્ચવી છે તે પ્રમુખસ્વામીના કૅટલ કૅમ્પમાં આપી દો. ત્યાં એકેએક પૈસો લેખે લાગશે.'

સ્વામીશ્રીના પ્રત્યેક કાર્યને સમાજના શ્રેષ્ઠીઓ દ્વારા પ્રામાણિકતાનાં પ્રમાણપત્રો મળતાં જ રહેતાં.

આવા વિશ્વસનીય તેઓ ભરૂચ થઈને વડોદરા આવી પહોંચ્યા ત્યારે અહીં પણ તેઓનાં પ્રામાણિક જીવન-કાર્યનો પડઘો ગુંજી ઊઠ્યો.

અત્રે તા. ૨૮/૧ની સાંજે ધી બરોડા પીપલ્સ કો-ઑપરેટિવ બૅંકના કર્મચારીઓ તથા હોદ્દેદારોએ સ્વામીશ્રીને બૅંકના સંકુલમાં પધરાવી દુષ્કાળ-રાહત નિમિત્તે એકત્રિત કરેલો આર્થિક-નિધિ અર્પણ કર્યો.

આ પ્રસંગે બૅંકના ચૅરમેન શ્રી ભોગીભાઈએ કહ્યું: ''આમ તો અમારી બૅંક ઉપર મદદ કરવા માટે ઘણી જગ્યાએથી કાગળો આવ્યા હતા, પરંતુ અમારા બૉર્ડના સભ્યોએ પ્રમુખસ્વામી મહારાજનો કૅટલ કૅમ્પ જોયો હતો.

એટલે બધાએ નક્કી કર્યું કે 'પૈસા આપવા તો આ કૅમ્પમાં જ આપવા.' હું પણ ત્યારપછી કૅમ્પ જોવા ગયેલો. ત્યારે મને લાગ્યું કે 'જે દાન કર્યું છે એ સુંદર અને વ્યવસ્થિત જગ્યાએ કર્યું છે.' અમને સંતોષ થયો છે.''

સમગ્ર સમાજને બેંક પર ભરોસો; પરંતુ એ બેંકવાળાને સ્વામીશ્રી પર ભરોસો! તે જોઈ આ સભામાં બેઠેલા સુહાસ સોસાયટીના સભ્યોએ પણ કૅટલ કૅમ્પ માટે એકઠી કરેલી ધનરાશિ સંસ્થાને સમર્પિત કરી દીધી.

## ભાવે ભક્તિ ભલી કરે

તા. ૨૯/૧ની સાયંસભામાં બિરાજેલા સ્વામીશ્રી પત્ર-પરિચારક પાસેથી એક પછી એક ટપાલોની વિગતો જાણી યથાયોગ્ય સમાધાન આપી રહેલા. એ જ વખતે 'સ્વામીશ્રી આશીર્વાદ આપશે' એવી જાહેરાત થતાં તેઓ સમક્ષ માઈક ગોઠવાયું. તે સાથે જ સ્વામીશ્રીએ આશીર્વાદનો પ્રારંભ કરતાં પૂર્વે પરંપરાની જય બોલાવવી શરૂ કરી, પરંતુ એ જયનાદ બોલતાં-બોલતાં તેઓએ સેવક પાસેથી એક પત્રની વિગતો સાંભળી લીધી!

આ રીતે પળેપળને નિચોવતા સ્વામીશ્રીનાં દર્શને તા. ૧/૨ની સવારે વિદ્યાનગરનું સંતમંડળ આવ્યું. તેમાંના એક સંત જ્યારે ઠાકોરજીના ગર્ભગૃહમાં ઊભેલા સ્વામીશ્રીને પગે લાગ્યા ત્યારે સ્વામીશ્રીએ તરત ટકોર કરી કે – 'ઠાકોરજી આગળ નીચા નમીને પગે ન લાગવું. બે હાથ જોડવા. બહાર જઈને ૧૦૦ દંડવત્ કરો એનો વાંધો નહીં, પણ અહીં નહીં. મર્યાદા જાળવાવી જોઈએ. રાજા આગળ એના નોકરોને પગે લાગીએ તો કેવું લાગે?'

સ્વામીશ્રીની આ દાસત્વભક્તિથી આજનું પ્રભાત રંગાઈ ગયું.

## પરિશ્રમ અને પરિણામ

તા. ૧/૨ની સાંજે અટલાદરાથી નીકળેલા સ્વામીશ્રી કોસીન્દ્રા અને ઘેલપુરને ઘેલું કરતાં તા. ૨/૨ની સાંજે જબુગામ પધાર્યા ત્યારે અત્રે તેઓના વરદહસ્તે અક્ષર-પુરુષોત્તમ કુમાર છાત્રાલયનું ઉદ્‌ઘાટન થયું. વનવાસીઓના ઉત્કર્ષ માટે સંસ્થાની સખાવતથી નિર્માણ પામેલા આ સંકુલને કાર્યરત કરી આગળ વધેલા સ્વામીશ્રી પાવી-જેતપુરને પાવન કરતાં રાત્રે ખાંડિયા અમાદર પહોંચ્યા.

આ પંથકમાં જામેલા સત્સંગની દશાબ્દી ઊજવી રહેલા અહીંના

આદિવાસી ભક્તોએ સ્વામીશ્રી માટે તારાપુરથી અહીં સુધીનો નવ કિલોમીટરનો રસ્તો જાતમહેનત દ્વારા સમથળ કરેલો. તે પર પગલાં પાડતાં સ્વામીશ્રી પધાર્યા ત્યારે આસપાસનાં ગામોમાંથી ઉત્સવનો લાભ લેવા ઊમટેલા ત્રણ હજાર ભક્તોથી હોળી ચકલા મેદાનમાં બાંધેલો ગુણાતીત સભામંડપ ચિક્કાર હતો. તેમાં રાત્રે સાડા આઠ વાગ્યે દીપપ્રાગટ્ય દ્વારા મહોત્સવનું ઉદ્‌ઘાટન સ્વામીશ્રીનાં કરકમળોથી થતાં સ્થાનિક આગેવાનોની ભાવોર્મિઓ વહેવા લાગી. આ વક્તવ્યો આદિવાસી ગામોમાં સ્વામીશ્રીએ પાથરેલાં અજવાળાંની જ વાતો ઘૂંટતાં રહ્યાં.

તેની ઝાંખી કરાવતાં સાત-આઠ વર્ષના બાળકોએ છટાદાર શૈલીમાં પ્રવચનો રજૂ કર્યાં. તેથી મંચ પર બેઠેલા એક ધારાસભ્ય અને જિલ્લા શિક્ષણ સમિતિના ચૅરમેન તો એટલા ખુશ થઈ ગયા કે તેઓએ ત્યાં જ તે બાળકોને ૧૦૧-૧૦૧ રૂપિયાની બક્ષિસ આપી નવાજ્યા; પરંતુ એ બાળકોએ પોતાને મળેલા આ પુરસ્કાર એ જ ઘડીએ ધરી દીધા ઠાકોરજીનાં ચરણે – દુષ્કાળ રાહતની સેવા નિમિત્તે ! તે વખતે આ બાળકોમાં સ્વામીશ્રીએ સિંચેલી સેવા-ભાવના નિહાળી સમગ્ર સભા અંજાઈ ગઈ.

આવા જીવન-ઘડવૈયા સ્વામીશ્રી આજની ઉત્સવ-સભા બાદ એક વાગ્યે શ્રી રણછોડભાઈના જે ઘેર પોઢ્યા તે ઘરની દીવાલો પર હજી બારી-બારણાં જડાયાં નહોતાં. સંડાસ-બાથરૂમની વ્યવસ્થા પણ કપડાંની આડશ નાંખીને કરવામાં આવેલી. આદિવાસીઓના ઉત્થાન માટે આવો પરિશ્રમ ઉઠાવનારા મહાપુરુષ કેટલા ?

## સવાર-સાંજ એક જ આલોચ

તા. ૩/૨ની સવારે ખાંડિયા અમાદરથી વિદાય લઈ સ્વામીશ્રી પાવી-જેતપુરને લાભ આપતાં બપોરે અડાસ પહોંચ્યા. અહીંના હરિજનવાસમાં સંસ્થાના સહકારથી તૈયાર થયેલા મંદિરમાં હનુમાનજીની પ્રતિષ્ઠા કરી તેઓ કોઠિયાપુરા પર કૃપા વરસાવતાં રાત્રે બોચાસણ પધાર્યા.

અત્રે તેઓએ કૅટલ કૅમ્પના કાર્યવાહક સંતો-ભક્તોને આશીર્વાદ આપતાં જણાવ્યું કે 'મહારાજે અત્યાર સુધીનાં કાર્યોમાં બરકત પૂરી જ છે. હવે ઉનાળાના દિવસો આવે છે તો નિરાશ ન થવું. કાર્ય પૂરું કરવું જ છે. વધારે ભીડો પડે તો મૂંઝાવું નહીં. જેટલો વધારે ભીડો એટલાં શરીર અને મન

તંદુરસ્ત રહે. આ બધો બોજો શાસ્ત્રીજી મહારાજે ઉપાડ્યો છે.'

આમ, આ અરસામાં દુષ્કાળગ્રસ્તોની ચિંતામાં જ ડૂબેલા સ્વામીશ્રી આજે અહીં આવતાંવેંત બોલ્યા હતા કે 'અત્યારે તો સવારથી સાંજ એનો જ આલોચ રહે છે.'

તે સાથે તેઓ તા. ૫/૨ની સવારે બોચાસણના રણછોડજી મંદિરના જીર્ણોદ્ધારનું ખાતમુહૂર્ત કરી વડોદરાના પોલો ગ્રાઉન્ડમાં પધાર્યા. અત્રે તેઓના હસ્તે ગુજરાત રક્તપિત્ત-નિવારણ સેવા સંઘ દ્વારા આયોજિત ભાગવત પારાયણનો દીપ પ્રજ્વલિત થયો. આજે સંપન્ન થયેલાં ઉપરોક્ત બંને સત્કાર્યો પૈકી પ્રથમ કામમાં સ્વામીશ્રીએ સ્થપતિઓ પૂરા પાડી સહકાર આપેલો, તો બીજા કામમાં સ્વયંસેવકો પૂરા પાડેલા. તે ઉપરાંત બંને ઠેકાણે સંપત્તિનાં યોગદાન પણ સંસ્થા વતી અપાવેલાં.

## પશુ સાથે પશુપાલકોનું જતન

વડોદરાથી પરત ફરેલા સ્વામીશ્રી તા. ૫/૨ની રાત્રે પોણા આઠ વાગ્યે બોચાસણના કૅટલ કૅમ્પમાં આયોજિત સભામાં પધાર્યા ત્યારે અત્રે તેઓનું આસન ઘાસનાં પૂળિયાંની ગોળાકાર છત્રી નીચે, ઘાસની પાર્શ્વભૂમાં, ઘાસથી જ સજાવેલા હિંડોળા પર ગોઠવેલું. સ્વાગતમાં પણ નવજાત વાછરડાંઓ બે હરોળમાં ઊભાં રહી ગયેલાં.

પશુ અને પશુપાલકોનો આ પ્રેમ સ્વીકારતાં સ્વામીશ્રી સભામાં બિરાજ્યા ત્યારે સ્વાગતની ઔપચારિક વિધિ બાદ કૅટલ કૅમ્પમાં સેવા આપતા ૭૫ વર્ષીય ભુરાભાઈ પ્રજાપતિ આગળ આવ્યા. ખાંભડાગીર ગામના આ વતની એક જમાનામાં ૭૦૦ વીઘાં જમીનના માલિક હતા, પણ છેલ્લા સાઠ વર્ષથી વળગેલી અફીણની લતમાં તેઓ ૬૮૫ વીઘાં જમીન ગુમાવી ચૂકેલા, પરંતુ બળદની દેખરેખ માટે અહીં આવેલા તેઓના કાને સંતકથાના શબ્દો રોજ ગુંજતા રહ્યા. તેની ફલશ્રુતિ જણાવતાં તેઓ આજે બોલ્યા : 'જો હું આ કૅમ્પમાં ન આવ્યો હોત તો મારી ૧૫ વીઘાં જમીન પણ જાત. હું રોજ અફીણ ઘોળતો. તેની સાથે ૫૦ બીડી પીતો. આ બેય વ્યસન આજથી છોડું છું. મેં મારા પૌત્રોને અફીણ આપવાનું શરૂ કરેલું, પણ ઘેર જઈશ પછી એ બધાયને છોડાવીશ.'

આમ, સ્વામીશ્રીના કૅટલ કૅમ્પમાં પશુઓની સાથે પશુપાલકોનો પણ

ઉદ્ધાર થઈ રહેલો. આવી તો ૧૭૫ વ્યક્તિઓ કેવળ બોચાસણના આ કૅમ્પમાં જ વ્યસનમુક્ત થઈ. તેઓ સહિત સૌને આશીર્વાદ આપતાં સ્વામીશ્રીએ કહ્યું :

'તમે ભાગ્યશાળી છો કે અહીં આવવાનું થયું. બીજે ગયા હોત તો કદાચ ઢોર તો નભી જાત, પણ તમે ન સુધરત. માટે હવે ઘેર જાઓ ત્યારે પણ આ સંતોના દાખડા સામું જોજો. આ સંતો કાંઈ નોકરી-ધંધા વગરના ન'તા. હજારોના પગાર મૂકીને આવેલા છે. એમને એક જ ધ્યેય છે કે 'લોકોની સેવા કરવી.' આપણે પણ આ ભાવના કેળવવી.'

## આજ જનનાં કરો છો કાજ

બોચાસણથી વિદાય લઈ સ્વામીશ્રી તા. ૬/૨ની સાંજે વિદ્યાનગરની વી. પી. સાયન્સ કૉલેજના સભાગૃહમાં પધાર્યા ત્યારે અત્રે ચારુતર વિદ્યામંડળની ૧૪ શાળા-કૉલેજના વિદ્યાર્થીઓ અને શિક્ષકો તથા કર્મચારીઓ એકત્રિત થયેલા. તેમાંથી છાત્રોએ પોતાની ખિસ્સા-ખર્ચીમાંથી બચાવેલી રકમ અને પગારદારોએ પોતાના એક દિવસની આવક દુષ્કાળ-રાહત કાર્ય માટે સંસ્થાને સમર્પિત કરી.

તેઓની આ ભાવનાથી પ્રસન્ન થયેલા સ્વામીશ્રીએ જણાવ્યું કે – 'આ શુભ વિચારો આવ્યા એ ભવિષ્ય માટેની સારી તક કહેવાય. આપ સૌએ જે મદદ કરી એમાં પૈસા તો ગૌણ છે, પણ આપની લાગણી અને ભાવના છે એ કરોડો રૂપિયા બરાબર છે. અબજો રૂપિયા ગણીએ તોય ઓછું છે.'

આવા ભાવગ્રાહી સ્વામીશ્રી તા. ૮/૨ની સવારે બાકરોલના નવનિર્મિત મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજને પ્રતિષ્ઠિત કરી આણંદ, કરમસદ, સુણાવ, મહેળાવને લાભ આપતાં નડિયાદ પધાર્યા.

અત્રે તેઓના સાંનિધ્યમાં ચાલી રહેલી તા. ૧૦/૨ની સાયંસભા વખતે નરસંડાના વૃદ્ધ ભક્ત શ્રી ગોરધનભાઈ મંચની ધારે આવીને ઊભા રહી ગયા. તેઓને કંઈક પૂછવું હતું. તેથી સ્વામીશ્રીએ એક સંતને તેઓ પાસે મોકલ્યા, પણ આટલેથી જાણે સંતોષ ન થયો હોય તેમ સ્વામીશ્રી સ્વયં જ આસન પરથી ઊભા થઈ મંચના છેડે જઈ પહોંચ્યા અને નીચા નમી એ સત્સંગીની વાત સાંભળવા લાગ્યા.

આ સમયે પેલા હરિભક્ત સ્વામીશ્રીને પોતાના ઘેર પધારવાનું નિમંત્રણ આપવા માંડ્યા. તે સાંભળી પાસે ઊભેલા એક સ્થાનિક સંતે કહ્યું :

'બાપા ! ત્યાં જવા જેવું નથી.'

અલબત્ત, આ વાત પર લક્ષ્ય ન દેતાં સ્વામીશ્રીએ તે હરિભક્તને આશીર્વાદ આપ્યા અને તેઓ ગયા બાદ પેલા સંતને કહ્યું: 'તમે એમ કેમ બોલ્યા કે જવા જેવું નથી ?'

'સ્વામી ! આ પહેલાં આપ ગયા ત્યારે આપને તાવ હતો તોય તેઓએ બે-પાંચની જગ્યાએ પચાસ પધરામણીઓ કરાવેલી !!'

પરંતુ સ્વામીશ્રીનું તો ગણિત જ જુદું. તેમાં ભાગાકાર કે બાદબાકીની વાત નહીં. તેથી તેઓએ પેલા સંતને કહ્યું: 'તમને ખબર છે કે એમણે શાસ્ત્રીજી મહારાજના વખતમાં આપણો કેવો પક્ષ રાખ્યો હતો ? જ્યારે એ ગામમાં કોઈ આવવા ન દે એવી સ્થિતિ હતી ત્યારે શાસ્ત્રીજી મહારાજને ગામના મંદિરમાં ઉતારતા. સીધું એમના ઘેરથી આવતું. ભલે જઈ ન શકાય, પણ 'જવા જેવું નથી' એમ ન બોલવું.'

સ્વામીશ્રીના શબ્દે-શબ્દે લૌકિક વિવેક નહીં, પણ મહિમાસભર કૃતજ્ઞતા નીતરી રહી. તે જોઈ સૌ અવાક્ બની ગયા.

## 'વિશેષ સત્સંગ કરીએ' એમ બોલો ને !

તા. ૧૧/૨ની સવારે આયોજિત વિદાય-સભામાં અમૃતધારા વરસાવતાં સ્વામીશ્રીએ કહ્યું :

''સત્સંગમાં બળની વાત ખૂબ થાય છે, પણ આપણને જુદું બળ ચઢ્યું છે. હું ને મારાં બૈરાં ને મારાં છોકરાં – એનો જ હંમેશાં વિચાર કરીએ છીએ. માયાવી જીવ છીએ એટલે ચોંટ્યા પછી ઊખડતા નથી. હમણાં સભામાંથી ઊઠીશું એટલે દર્શનની પડાપડી તો બહુ થશે, પણ દરવાજા બહાર ગયા પછી સૌ સૌના રસ્તે, કારણ કે અહીં જે વાતો થાય છે તે પ્રમાણે વર્તવાનો દૃઢાવ નથી. મંડવાનો દૃઢાવ જોઈએ. જેવી આત્મબુદ્ધિ દેહ અને સંબંધીમાં છે એવી ભગવાન અને સંતમાં જોઈએ.

અહીં આત્મબુદ્ધિ કરવામાં કંઈ વ્યવહારને બાધ નથી આવતો. આ તો 'આ વસ્તુ કરવી જ છે' એવું જીવમાં થયું નથી. આ વસ્તુ ન થાય એવું નથી. આપણે નડિયાદ એકલું રંગી નાંખો તોય ઘણું છે. 'આવડતું નથી ને શી રીતે કરવું ?' એમ બેસી ન રહેવું. જે એકાવનમાં ચાલ્યા (એટલે કે જેને ૫૧ વર્ષ થયાં) એણે તો નક્કી જ કરી રાખવું. એણે આ ધંધો લઈ જ મંડવો. આપણી

વાત સાચી છે. સાચો રૂપિયો છે. અડધી રાતે આંખો મીંચીને આપો તોય ચાલે. આપણા ગુરુ બનાવટી નથી. અક્ષર-પુરુષોત્તમનું જ્ઞાન સાચું છે. માટે મહિમા કહેતા રહેવો.''

સ્વામીશ્રીની આ આશીર્વર્ષા વિરમતાં જ ઉદ્‌ઘોષક શ્રી સુભાષભાઈ જાહેરાત કરતાં બોલ્યા: 'આપણે પૂજ્ય બાપાને વિનંતી કરીએ કે તેઓ આ વર્ષે પરદેશ જઈને પાછા આવે ત્યારે આનાથી વિશેષ લાભ નડિયાદને આપે.'

'વિશેષ લાભ તો આપીએ જ છીએ ને! 'વિશેષ સત્સંગ કરીએ' એમ બોલો ને!' સ્વામીશ્રીએ કહ્યું.

તેઓના આ ઉદ્‌ગારમાં સત્સંગીને તેની ફરજ પ્રત્યે સભાન રહેવાનો સંદેશ છે.

## ભક્ત મનોરથપૂરક, વાંછિત વરદાતા

તા. ૧૧/૨ની સવારે પીપલગ પધારેલા સ્વામીશ્રીએ અહીં મહારાજના પ્રાસાદિક સિદ્ધેશ્વર મહાદેવના સ્થાનમાં શ્રીજીનાં ચરણારવિંદ પ્રતિષ્ઠિત કર્યાં.

તે દ્વારા વધુ એક શ્રીહરિ-ચરિત્રને ચિરંતન કરી તેઓ આજની સાંજે નરસંડા પધાર્યા ત્યારે અત્રે આગળ ચાલી રહેલી સંતોની ગાડી સીધી જવા માંડી. તેથી સ્વામીશ્રીના ગાડીચાલક પણ તેને અનુસરવા ગયા, ત્યારે તેઓને રોકતાં સ્વામીશ્રી બોલ્યા: 'ગોરધનભાઈનું ઘર તો આ શેરીમાં છે. પેલી ગાડી કેમ આગળ ગઈ?' આમ કહી તેઓએ પોતાની ગાડી આ હરિભક્તના ઘેર લેવડાવી.

ગઈકાલે આ સત્સંગી દ્વારા થયેલી અરજને પ્રતિસાદ આપતાં સ્વામીશ્રી આજે અહીં આવી ગયેલા, પરંતુ તેઓએ આ આગમન અંગે અગાઉથી સમાચાર આપ્યા નહોતા. તેથી સ્વામીશ્રીને જોતાં જ ગોરધનભાઈ તો ભાવવિભોર બની ગયા. જો કે એથી અધિક પ્રેમ સાથે સ્વામીશ્રી ચાદર પાથર્યા વગરના ખાટલા પર જ બેસી તેઓના ખબર-અંતર પૂછવા લાગ્યા.

વૃદ્ધ ઉંમર અને પગમાં ખોડ હોવાથી આ હરિભક્ત ઝડપથી હરફર કરી શકે એમ નહોતા. તેથી સ્વામીશ્રીએ પધરામણીના પૂજનની સામગ્રી તૈયાર કરવા સંતોને મોકલ્યા. ઘરના ઉપલા માળે તૈયાર કરી રાખેલા સત્સંગ-ભુવનમાં પણ સંતો દ્વારા ઠાકોરજીને મોકલી પધરામણી કરાવી.

આમ, એક ભક્તનો મનોરથ પૂર્ણ કરતા સ્વામીશ્રી અહીંથી વરતાલ

અને ધર્મજ થઈને બોચાસણ આવી પહોંચ્યા.

## અતિ હેત-પ્રીત્ય ગુરુ માંઈ

તા. ૧૨/૨ની સવારે મંદિરમાં દર્શન કરવા નીકળેલા સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજના પ્રાસાદિક ઓરડે પધાર્યા ત્યારે અહીં મૂકેલું ઘંટીનું પ્રાસાદિક પડ જોઈ તેઓનું સ્મૃતિચક્ર પણ ફરવા લાગ્યું. તે પર સવાર તેઓ તત્કાલીન ઓરડાની ભૂગોળ સમજાવતાં કહેવા લાગ્યા: 'આ રૂમમાં જ ખૂણામાં ચોકડી હતી. એમાં આ પડ જડેલું હતું. એના પર બેસીને સ્વામી સ્નાન કરતા. ઉનાળો હોય ત્યારે ક્યારેક બહાર ઓટલે પણ કરતા. રૂમના વચલા પાટડે પીંજરું લબડાવતા. રસોઈ કરીને એમાં મૂકી દેવાની. સ્વામી પૂજા કરીને આવે ને આપણે ઉકાળો તૈયાર રાખ્યો હોય એ પી લે.'

સ્વામીશ્રી એવું અદલ વર્ણન કરી રહેલા કે તે સાંભળી એકે પૂછ્યું: 'બાપા! આપને આંખો મીંચતાં જ શાસ્ત્રીજી મહારાજની મૂર્તિ પ્રત્યક્ષ જોતા હો એવી તાદશ થઈ જાય છે?'

'એકદમ.'

આ એક જ શબ્દ દ્વારા સંમતિ આપી સ્વામીશ્રી બોલ્યા: 'ભેગા રહ્યા હોય, હેત કર્યું હોય, સુખ લીધું હોય, એટલે એવું રહે જ ને!'

અસાધારણ હેતને કારણે સ્વામીશ્રીની વૃત્તિ ગુરુની મૂર્તિમાં તૈલધારાવત્ રહેતી. તેથી આજની સાંજે પણ ગુરુસ્મૃતિમાં ગરકાવ થઈ તેઓ બોલ્યા કે –

''સ્વામી સાથે ફરતા ત્યારે સ્વામીને નવડાવવા, જમાડવા, રસોઈ કરવી એમ બધી સેવા કરતા. સાથે જ રૂમમાં સૂવાનું. સ્વામીને નસકોરાં બોલતાં ખરાં. એમને રાત્રે લઘુ(પેશાબ) કરવા બહુ ઊઠવું પડતું નહીં. થાય તોય મને ઉઠાડે નહીં. સ્વામીની રૂમ અહીં ને પાણી ગરમ કરવા માટે ઠેઠ ભંડારે જવું પડે. કો'ક વાર ચૂલો પેટાવવો પડે. ઘણી વાર તો પાણી તૈયાર થયું હોય ને કો'ક લઈ જાય એટલે પાછો માણસને બેસાડવો પડે. તે દિ' પૂજામાં બેસીને કીર્તન ગાવાનો રિવાજ નહીં.

સ્વામીની રસોઈ ભંડારમાં જ કરતા. છેલ્લી અવસ્થામાં જુદી કરતા. મિષ્ટાન્ન ઓછું જમતા. મેસૂબ, જલેબી કે પૂરણપોળી હોય તો થોડી લે. ખોરાક પણ ઓછો. ચાર વાગ્યે ઠાકોરજીનો જે પ્રસાદ હોય એ ખાઈ લે. બીમાર પડે તો દેશી વૈદની જ દવા લે. છેલ્લે છેલ્લે વિલાયતી લેતા. (મને)

ઘણી વાર ભેટતા. કોઈ પ્રસંગ હોય, સમૈયા હોય ત્યારે સ્વામી બોલાવી લેતા. પારાયણ હોય ત્યારે ખાસ બોલાવતા. સ્વામી પ્રસાદી બહુ આપતા.''

આમ, સ્વામીશ્રીનો સ્મૃતિપ્રવાહ ધડધડાટ રેલાઈ રહેલો ત્યાં જ કો'કે પૂછ્યું: 'બાપા! શાસ્ત્રીજી મહારાજ ધામમાં ગયા બાદ આપ યોગીજી મહારાજમાં સહેજે જ જોડાઈ ગયા, કેમ?'

'હા, તરત જ.' આ ખુલાસો આપી સ્વામીશ્રીએ ઉમેર્યું: 'શાસ્ત્રીજી મહારાજ સાથે વધારે જોડાણ હોય, ભેગું રહ્યા હોઈએ એટલે ધામમાં ગયા ત્યારે દુઃખ તો થાય જ ને! પણ યોગીજી મહારાજમાં જોડાતાં વાર ન લાગી. જોગીબાપાની મરજી પ્રમાણે સેવા કરી. જે આજ્ઞા કરે એ પ્રમાણે જ કરવાનો પહેલેથી નિશ્ચય રાખ્યો હતો.'

સ્વામીશ્રીની ગુરુપ્રીતિનો આજે એક અધ્યાય ઊઘડી ગયો. તેથી સૌ આનંદની સાથે ગુરુભક્તિની દિશા પણ પામ્યા.

## એનું નામ સત્સંગી

તા. ૧૩/૨ની પ્રાતઃકથામાં અમૃતધારા રેલાવતાં સ્વામીશ્રીએ જણાવ્યું કે 'સભા ચાર વાગ્યે શરૂ થતી હોય તો સાત વાગ્યે ન જવું. સભા શરૂ થાય એ પહેલાં પહોંચી જવું. ગાડીનો સમય હોય ને પાંચ મિનિટ મોડા જઈએ તો ગાડી હાથમાં આવે? પ્લેન પકડવું હોય તો ક્યારે જાઓ છો? બે કલાક વહેલા જવું પડે છે ને!? ત્યાં કેટલો ખટકો રાખે છે? એવો અક્ષરધામમાં જવાનો રાખવો. એના માટે ભક્તિ, શાસ્ત્રોનું વાંચન નિયમિત જોઈએ.'

આટલું કહી સ્વામીશ્રીએ સામે બેઠેલા એક લંડનવાસી યુવકને પૂછ્યું: 'શું રમેશ! પૂજા થાય છે?'

આ પ્રશ્નનો જવાબ આપતાં ખચકાયેલા તે યુવાનને જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'પૂજા નહીં થતી હોય.'

'આજે રહી ગઈ છે.' યુવકે કબૂલાત કરી.

આ સાંભળી સ્વામીશ્રી કહેવા લાગ્યા: 'કાલે ભોજન કર્યું ને આજે નહીં કરે તો ચાલશે? આજેય ભોજન લેવું પડશે. એમ રોજ પૂજાનીય જરૂર છે. પૂજા કર્યા વિના પાણી પણ મોંમાં ન મુકાય, એનું નામ સત્સંગી.'

સત્સંગની પાયાની બાબતો સૌમાં દૃઢ થાય તે અંગે સ્વામીશ્રીનો ખટકો ખૂબ રહેતો, કારણ કે સુગંધ વિનાનું ફૂલ શા કામનું?

## સાંભળો, વિદ્યાર્થીઓ !

તા. ૧૩/૨ની સાંજે ભ્રમણ કર્યા બાદ સ્વામીશ્રી સંતઆશ્રમના ચોકમાં હિંડોળા પર બિરાજતાં જ વિદ્યાનગરના છાત્રાલયમાંથી આવેલા વિદ્યાર્થીઓ તેઓને વીંટળાઈને બેસી ગયા. તે સમયે સ્વામીશ્રી સમક્ષ શરૂ થયેલા એક ધાર્મિક સામયિકના વાંચનમાં એકાગ્રતા સંબંધી વાત આવી. તેના અનુસંધાનમાં સ્વામીશ્રી બોલ્યા :

"સાંભળો, વિદ્યાર્થીઓ ! જુઓ, આમાં શું કહે છે ? એકાગ્રતા હોય તો કામ સારું થાય. અત્યારે છોકરાઓને ખાવું-પીવું, મોજમજા કરવી, ટી.વી. જોવું (વગેરે છે), એટલે ભણવામાં એકાગ્રતા ન થાય. પછી પરીક્ષામાં પેપર આવે ને અઘરું લાગે એટલે ધમાલ થાય, હડતાલ પડે ને પેપર નાખીને જતા રહે. આવું ભણે એ એના ઘરનો, દેશનો, અરે ! પોતાનો ઉદ્ધાર પણ શું કરવાના ? એકાગ્ર થાય તો હડતાલ જ ન પડે. એકાગ્રતા ધીરે ધીરે આવે. ભલે વાંચતા હોવા છતાં બીજો વિચાર આવે, દર્શન કરતી વખતે બીજો વિચાર આવે, પણ એ સાધના મૂકી ન દેવી. કંટાળો ન લાવવો. કષ્ટ વગર કાંઈ થાય નહીં. ગમે એટલાં વિઘ્નો આવે પણ અભ્યાસ કરવો એટલે કરવો જ છે. ભગવાન ભજવા છે એટલે ભજવા જ છે. આપણે ગુંદરની ગાર નાંખીને બેસવું. ડિગ્રી મેળવ્યા સિવાય ઊખડવાનું જ નહીં."

આટલી પ્રેરણા પીરસી સ્વામીશ્રી વાળુની વેળા થતાં રસોડે પધાર્યા. અહીં પણ યુવકો દર્શન કરવા સામે ગોઠવાઈ ગયા, પરંતુ હજી ભોજન આવ્યું નહોતું. તેથી સ્વામીશ્રીએ વિદ્યાર્થીઓને વાતની વાનગી વહેંચતાં કહ્યું :

'અત્યારે આપણે સગવડનો વિચાર બહુ કરીએ છીએ. પાછી કો'કની કંપની જોઈએ. પણ આપણે ભગવાન અને સંતની કંપની મોટી. એકલવ્યની સ્ટૉરી (વાત) ખબર છે ને ! એને કંપની હતી ? છતાં અર્જુન કરતાં વધારે થઈ ગયો. ક્લાસમાં ધ્યાન રાખ્યું હોય તો બીજાનો આધાર ન લેવો પડે. આપણો આધાર બીજા લે એવું કેમ ન કરીએ ?'

આટલું પીયૂષપાન સ્વામીશ્રીએ કરાવ્યું તેટલામાં તો તેઓની સામે ભોજન મુકાઈ ગયું. તેથી તેઓએ જમવાનું શરૂ કર્યું, પરંતુ આ સમયે પણ પ્રસંગોપાત્ત નીકળેલી વાતોના સંદર્ભમાં સ્વામીશ્રી સામે બેઠેલા યુવકોને કહેવા લાગ્યા કે –

'તમે લોકોએ અત્યારથી ગોતી નથી રાખ્યું ને ! અત્યારથી લવ (પ્રેમ) ન કરવો. અત્યારે ભગવાન, સંત અને અભ્યાસમાં લવ છે એ બરોબર છે. ભણી-ગણીને હોશિયાર થશો તો પેલું તો સામે ચાલીને જોઈએ એવું મળશે. છોકરીઓની બાબતમાં ધ્યાન રાખવું. અત્યારથી કમિટમેન્ટ (કરાર) કરવું જ નહીં. ઉતાવળમાં ક્લેશ થાય. માટે ધીરજ રાખવી. એક વખત પેલા વિચારે ચઢી જવાય પછી હોશિયાર હોય તોય ગાંડા જેવો થઈ જાય. લાઈફ બગડી જાય. પાછળથી લગ્ન થવાનાં જ છે ને !'

આજે સ્વામીશ્રી એક નિષ્ણાત મનોવૈજ્ઞાનિકની જેમ યુવાનોના માનસને પકડીને બોલી રહેલા. તેથી તેઓની વાત એક યુવકના અંતરને ઢંઢોળી ગઈ. તેણે સૌ વચ્ચે જ સ્વામીશ્રીને પૂછ્યું : 'બાપા ! જ્યારે એવો પ્રેમ થયો હોય ત્યારે બધા એકતરફી જ વિચારો આવે. બીજા કોઈ વિચારો ન આવે એનું કારણ શું ?'

'એ અજ્ઞાન છે.' નિદાન કરતાં સ્વામીશ્રી બોલ્યા. પછી સચોટ માર્ગદર્શન આપતાં જણાવ્યું :

'વિદ્યાર્થી-જીવનમાં હજી આપણું મગજ સ્થિર થયું ન હોય, એટલે પછી જ્યાં જુએ ત્યાં સાંધા બઝાડવાની વાત ચાલે. પણ તું થોડો અભ્યાસ કર, વિચાર પ્રાપ્ત કર, સ્થિર થા અને પછી લગન તો છે જ ને ! સ્થિર થયા પછી જે કરીશ તેમાં વિવેક આવશે. પહેલી બુદ્ધિની સ્થિરતા જોઈએ. કાચી બુદ્ધિમાં કાચું જ કપાય.'

સ્વામીશ્રીએ આજે વિદ્યાર્થી-જીવનમાં ઉપયોગી ઘણા પાઠ શિખવાડી દીધા. તેથી તેઓનું બોલવું વિરમ્યું ત્યારે યુવકો પ્રગતિનો પીરિયડ ભરીને છૂટ્યા હોય એવું વાતાવરણ અનુભવી રહ્યા.

## અનુગ્રહનો અર્થ

તા. ૧૪/૨નો દિવસ રવિવારનો હોવાથી સ્વામીશ્રીએ આજે રવિસભામાં જવાની વાત ઉચ્ચારતાં સંતોએ ખુલાસો કર્યો કે 'કેટલ કેમ્પમાં સેવા કરતા ભક્તોને આજે સભામાં સ્લાઇડ-શૉ બતાવવાના છે, તેથી કથા-વાર્તા નથી રાખી.'

'તો આપણે અહીં જ ઉતારે રવિસભા કરી લઈએ.' આટલું કહેતાં સ્વામીશ્રીએ પોતાના નિવાસસ્થાનના ચોકમાં રવિસભાનો તખ્તો ગોઠવાવ્યો

અને તેમાં વચનામૃત(ગ.મ. ૧૪)ના આધારે વાત આરંભી કે 'જે સ્વરૂપની પોતાને દઢતા થઈ હોય એને વિષે જ સુખ મનાય, એની દરેક ક્રિયામાં આનંદ જ આવે અને અખંડ દિવ્યભાવ રહે એ તદાત્મકપણું.'

શાસ્ત્રીય પરિભાષાને સ્વામીશ્રી ખૂબ જ સરળ અને વ્યવહારુ રીતે સમજાવતા.

એ જ રીતે વચનામૃત બાદ 'સ્વામીની વાતો'નું વાંચન શરૂ થયું ત્યારે તેમાં આવ્યું કે 'હાલ ભગવાનનો અનુગ્રહ ઘણો છે. તે શું જે, પરાણે ભજન કરાવે છે...' તે સંદર્ભમાં સ્વામીશ્રી બોલ્યા :

'આપણે તો ભજન કરવું નથી પણ પરાણે કરાવે. કેટલ કેમ્પમાંથી થાક્યા-પાક્યા આવ્યા હોઈએ ને કહે, 'રવિસભા કરવી છે.' આ એમનો અનુગ્રહ છે. એમને ક્યાં સ્વાર્થ છે? ઘણી વાર આપણને કથા સાંભળવાનું તાન હોય ને ઉકરડા ઉથામવા મોકલે. કથામાં બેસવું સારું જ છે ને! પણ એમાંથી ઉઠાડે ને બીજી ક્રિયામાં જોડે. આ પણ જો અનુગ્રહ સમજાયો હોય તો સંશય ન થાય.'

## ભવસાગર તરતાં આવડ્યું?

દુષ્કાળ-રાહત કાર્ય અંતર્ગત સંસ્થા-સંચાલિત છાશ કેન્દ્રોમાં વિતરણ કરવા માટે ત્રણ પ્રકારની છાશ તૈયાર કરવામાં આવેલી. તા. ૧૫/૨ની સવારે આ ત્રણેય નમૂનાનું ચાખીને પરીક્ષણ કરનારા સ્વામીશ્રીએ તેમાંથી એક પ્રકારને પસંદ કર્યો.

અસરગ્રસ્તો સાથે આટલા એકરસ થઈને તેઓની ખેવના રાખનારા તેઓ બોચાસણના રોકાણ દરમ્યાન સમીપવર્તી ઉંદેલ, ખંભાત, જલુંધ, બોરસદ, બામણગામ, જેસરવા, પેટલાદ વગેરેને પાવન કરી તા. ૧૯/૨ની સવારે ભવાનપુરા જવા નીકળ્યા.

આ રસ્તે તેઓએ ખેડાના કલેક્ટરનો બંગલો પાવન કરી, સમાદરા અને સાંખેજને પણ લાભ આપ્યો. અંતે સાંજે તેઓ ભવાનપુરા પધાર્યા ત્યારે અત્રે સ્વામીશ્રી માટે રજકાની લીલી જાજમ અને લીલી જારનાં તોરણોનું સુશોભન કરવામાં આવેલું. પરંતુ તેઓને તો રસ હતો – પશુઓની માવજતમાં! તેથી આ લીલું સન્માન સ્વીકારતાં સ્વીકારતાં પણ તેઓ ઢોર-ઢાંખરનાં ઘાસ-ગમાણ સંબંધી જ પૂછપરછ કરતા રહ્યા.

ત્યારબાદ નેનપુર પધારેલા સ્વામીશ્રીએ અહીં ચોરે જાહેર-સભામાં લાભ આપી સંસ્થાકીય જમીન શાંતિવનમાં પગલાં કર્યાં.

અત્રે સઘળું નિરીક્ષણ કરી રહેલા તેઓને એક તરણહોજનો નિર્દેશ કરતાં કોઈકે કહ્યું: 'બાપા ! અહીં ઘણા સંતો તરતાં શીખી ગયા.'

'એ શું કામનું? સાધુતા શીખ્યા? ભવસાગર તરતાં આવડ્યું?' સ્વામીશ્રી બોલ્યા.

તેઓને મન કલા-કસબ કરતાંય અધિક કિંમત હતી સાધુતાની.

## અમારે તો સાધુની લાઈન છે

તા. ૨૦/૨ની બપોરે પોણા બે વાગ્યે નેનપુરથી અમદાવાદ પધારેલા સ્વામીશ્રી અત્રે સાયંસભામાંથી ઉતારા તરફ જઈ રહેલા ત્યારે નરોડાની જમીન પર ઘાસ ઉગાડવાની સેવા કરતા હેમાંગ પોંડા પર તેઓની દૃષ્ટિ ગઈ. આ સાધકના[૧૫] પગમાં પટ્ટી મારેલી જોઈ સ્વામીશ્રીએ પૂછ્યું: 'આ શું થયું છે ?'

'બાપા ! કાંટો વાગેલો.'

'માયાનો નથી વાગ્યો ને ?'

'ના.'

'તો વાંધો નહીં આવે.' એમ કહેતાં સ્વામીશ્રી ઉતારે પધાર્યા.

તેઓની આ માર્મિક પૂછપરછમાં પંચવિષયના કાંટાથી બચતા રહેવાની શીખ સમાયેલી છે.

આવી જીવનોપયોગી પ્રેરણા તેઓ ઘણી વાર પ્રસંગો ઊભા કરીને પણ દઈ દેતા. તે મુજબ તા. ૨૩/૨ની રાત્રે અગિયાર વાગ્યે કામકાજથી પરવારેલા સ્વામીશ્રી ટિપાઈ પર પડેલો કૉર્ડલેસ ફોન ઉપાડી ગમ્મતમાં 'હેલ્લો... હેલ્લો...' કરવા લાગ્યા, પરંતુ તેઓની આ ચતુરાઈથી અજાણ એક સંતે હાથમાંથી ફોન લઈ લેતાં કહ્યું: 'લાવો, આ તમારી લાઇન નહીં.'

'હા, અમારે તો સાધુની લાઇન છે. એ લાઇનમાં સુખ છે એવું બીજી એકેય લાઇનમાં નથી.'

સ્વામીશ્રીના આ ઉદ્‌ગારમાં *'સંત સુખી સંસાર મેં...'*નો સૂર પડઘાઈ રહ્યો. ગમ્મતમાં પણ સાચી લાઇન (દિશા) ચીંધતાં તેઓ આરામમાં પધાર્યા.

---

૧૫. તેઓ સમયાંતરે સ્વામીશ્રીના હસ્તે દીક્ષા લઈ સાધુ સર્વનિવાસદાસ બન્યા.

## રાજીપો એ જ મોક્ષ

તા. ૨૪/૨ની પ્રાતઃકથામાં 'સ્વામીની વાતો'(૨/૬૨)ના આધારે અમૃતધારા રેલાવતાં સ્વામીશ્રીએ કહ્યું:

"સંતને રાજી કરવાના ચાર ઉપાય છે – પદાર્થ જોઈતો હોય તો આપવો; સેવા, વિનય અને અનુવૃત્તિ. તેમાં અનુવૃત્તિ પ્રમાણે ચલાય એ મોટી વસ્તુ. પદાર્થ આપવામાં મનને મારવું ન પડે પણ અનુવૃત્તિમાં મનનો ભીડો આવીને ઊભો રહે. મનધાર્યું મુકાવે એમાં તો આકાશના તારા દેખાઈ જાય. 'ઓહોહો... આટલું બધું ફેરવવાનું! બ્રહ્માંડ આખું?!' એવું લાગે. પણ રાજીપો લેવો હોય તો આપણા ઠરાવ મૂકીને એમના ઠરાવે વર્તવું જ પડે.

મનમાં બેસે કે ન બેસે. જેણે અનુવૃત્તિ એ જ ભક્તિ ને રાજીપો એ જ મોક્ષ માન્યો છે તેને વસમું નથી લાગ્યું. બ્રહ્માનંદ સ્વામીને મહંતાઈ છોડાવી ત્યારે બીજા ઘણા ટીકા કરવા લાગ્યા પણ એમને કાંઈ ન થયું. આપણે ટાણું આવ્યું છે તો મનનો કે દેહનો ગમે એટલો ભીડો પડે પણ પાછું ન પડવું. અનુવૃત્તિ ન સચવાય ને બીજું ગમે એવું કર્યું હોય પણ નકામું."

## ભજે ભાવે ભરી ભગવાન

તા. ૨૫/૨ની સવારે અલ્પાહાર લઈ રહેલા સ્વામીશ્રીએ સામે બેઠેલા શ્રી હરીશભાઈ પટેલને સામેથી બોલાવી મગસની પ્રસાદી આપી. તે જોઈ આબુ મુકામે સેવા કરતા એ યુવકે કહ્યું: 'બાપા! આ પ્રસાદીથી સ્વાદ નીકળી જાય એવું કરજો.'

'એ તો બધું થશે. બાવો મળ્યો છે એટલે કાઢશે.'

સ્વામીશ્રીના આ ઉદ્‌ગારમાં સ્વ-સામર્થ્યની ઝાંખી ઝળકી રહી.

તેઓના આવા બળભર્યા શબ્દોમાં એક સંદેશનું ફિલ્માંકન કરવા તા. ૨૬/૨ના રોજ ગુજરાત રાજ્ય માહિતી વિભાગના અધિકારીઓ આવી પહોંચ્યા. રાષ્ટ્રીય એકતા અને ધાર્મિક સંવાદિતાને લક્ષમાં રાખીને રજૂ થનારા કાર્યક્રમ 'સબ કા માલિક એક'માં વિવિધ ધર્મગુરુઓના ટી.વી. સંદેશાઓનું પ્રસારણ થવાનું હતું. તે માટે હિંદુ ધર્મના વડા તરીકે સ્વામીશ્રીની પસંદગી કરવામાં આવેલી.

તે અનુસાર સંદેશો પાઠવી સ્વામીશ્રી તા. ૨૭/૨ની સવારે રાજ્યના

ડ્રગ્સ ઍન્ડ હેલ્થ ઍસોસિયેશનના મુખ્ય કમિશનર શ્રી મનુભાઈ પટેલના ઘેર પધાર્યા. અત્રે દિવાનખંડમાં ડાબા પગ પર જમણો પગ ચઢાવીને બિરાજેલા તેઓની બાજુમાં જ એક સંતે આવીને ઠાકોરજી પધરાવ્યા. તેથી સ્વામીશ્રીનો જમણો પગ ઠાકોરજી તરફ આવે એવું બન્યું. આ જોઈ સ્વામીશ્રીએ તરત જ જમણો પગ નીચે લઈ લીધો અને તે પર ડાબો પગ ચઢાવી બિરાજ્યા.

ભક્તિસંબંધી તેઓની આવી સૂક્ષ્મ સૂઝથી આજની રાત્રિ પણ પ્રકાશી રહી. આ સમયે ડૉ. દીપકભાઈ ત્રિવેદીના ઘેર પધારેલા સ્વામીશ્રીનો સત્કાર કરવા આ યજમાન ભક્ત કપૂરનો હાર લઈ આવ્યા, પરંતુ તેને કંઠમાં ન પહેરતાં સ્વામીશ્રીએ એ હાર આવતીકાલે મંદિરના ઠાકોરજીને ધરાવવા માટે પોતાની પાસે રાખી મૂક્યો.

## કુશળતાનો કલ્યાણકારી વિનિયોગ

આ અરસામાં સ્વામીશ્રીએ ઉપાડેલા પશુપાલનના પ્રકલ્પમાં સમાજનાં વિવિધ ક્ષેત્રોનો સહયોગ મેળવવાના એક ભાગરૂપે સંતો, કાર્યકરો જુદી જુદી શાળાઓમાં જતા અને સૌને સંકટની ભીષણતાથી માહિતગાર કરતા. તેથી વિદ્યાર્થીઓ ખિસ્સા-ખર્ચીમાં કાપ મૂકી ફાળો નોંધાવતા, તો શિક્ષકો પગારનો અમુક હિસ્સો નોંધાવતા. આ રીતે સહયોગ આપનારી શાળાઓના આચાર્યો, શિક્ષકો, વિદ્યાર્થીઓની ખાસ સભા સ્વામીશ્રીના સાંનિધ્યમાં યોજાતી. તેમાં શાળાના યોગદાનની વિગતો જાહેર થતી અને સ્વામીશ્રીના હસ્તે આચાર્યોને અભિનંદન-પત્રો એનાયત કરવામાં આવતાં.

રાહતકાર્યમાં સહભાગી બનનારી અમદાવાદની આવી ૧૫૪ શાળાઓના પ્રતિનિધિઓ તા. ૨૭/૨ની સાયંસભામાં સ્વામીશ્રીના કૃપાશિષ પામી ધન્ય થયા.

આ જ રીતે કંઈક ઉદ્યોગપતિઓ, પરગજુ સજ્જનો, સામાજિક સંગઠનો વગેરે પણ સંસ્થાના કેટલ કૅમ્પથી પ્રભાવિત થઈને સેવાનિધિ અર્પણ કરવા સ્વામીશ્રી પાસે આવતા રહેતાં. કેટલાક હરિભક્તો તો ધંધા-નોકરીમાં રજાઓ મૂકીને દુષ્કાળ-રાહતના કાર્ય માટે આર્થિક અનુદાન ઉઘરાવવા ફરતા, તો કેટલાય સત્સંગીઓ વિવિધ સેવાભાવીઓ દ્વારા ચાર-જાર ઉગાડવા માટે સંસ્થાને મળેલી જમીનો પર પડાવ નાંખી મોલની માવજતમાં જોડાઈ ગયેલા.

કોઈ પણ કાર્ય માટે હજારોનાં દિલ-દિમાગને એક જ દિશામાં સક્રિય

કરી દેવામાં સ્વામીશ્રી પાવરધા હતા. પોતાની આ કલ્યાણકારી કુશળતા તેઓ આ સમયે અબોલ પશુઓને ઉગારવા માટે નિચોવી રહેલા.

## 'સાયા'ની સલિલલીલા

તા. ૨૯/૨ની સવારે અલ્પાહાર બાદ પત્રવ્યવહારમાં પરોવાયેલા સ્વામીશ્રી એક પત્રનું સરનામું વાંચતાં જ બોલ્યા: 'રાજુલાવાળા ભગવાનજી સોલંકી તો કાલે જ અહીં આવેલા. ધર્મચરણ(સ્વામી)ને ખબર નહીં હોય! નહીં તો (આ ટપાલ) હાથોહાથ પહોંચી જાત.'

હજારોની અવર-જવરમાં પણ કયા ગામના કોણ આવ્યા-ગયાની નોંધ સ્વામીશ્રીનું મગજ ચોકસાઈપૂર્વક લેતું રહેતું. તેની સાથે લાખો રૂપિયાના ખર્ચે ધમધમતા કેટલ કૅમ્પનાં સૂત્રો સંભાળતા તેઓ એકાદ રૂપિયાની ટપાલ-ટિકિટનોયે ખોટો ખર્ચ ન થાય તેની પણ તકેદારી લેતા જતા.

આવી અનેરી કાર્યશૈલી સાથે સ્વામીશ્રી આજે અમદાવાદથી વડા ગામ પધાર્યા. અહીં તેઓ સાયા એમ્યુઝમેન્ટ પાર્કના કાર્યવાહકોનો મનોરથ પૂરો કરવા બમ્પર બોટમાં ઠાકોરજી સાથે બિરાજ્યા. આ સમયે તેઓએ બીજી બોટમાં મહંત સ્વામીને પણ બેસાડ્યા અને તેઓની બોટ સાથે પોતાની બોટ વેગવાન રીતથી લાવી અફાળવા લાગ્યા.

તેઓની આ જળક્રીડા વખતે સંતોએ કહ્યું: 'બાપા! આપની બોટમાંથી ઠાકોરજી લઈ લઈએ.'

'છો ને રહ્યા.'

'પણ બોટ અથડાવતાં ઊથલી પડશે.'

'એ છે એટલે જ નથી ઊથલાતું, માટે રાખો. વાંધો નથી.' આમ કહી સ્વામીશ્રીએ ઠાકોરજીને પોતાની સાથે જ રાખ્યા.

આ રીતે શ્રીજીમહારાજના જ ભરોસે વિચરતા તેઓ આજે જળ પર સરકતા રહી સૌને અનેરી સ્મૃતિઓની રસલહાણ કરવા લાગ્યા.

મહંત સ્વામી બાદ જુદા જુદા સંતોને પણ બીજી બોટમાં બેસાડી સ્વામીશ્રીએ ચાલીસેક વાર તે બોટ સાથે પોતાની બોટ અફળાવી ગમ્મતની છોળ્યો ઉડાડી.

અન્ય બોટનો પીછો કરી તેની ગતિ અને દિશાને નાથતા ખૂબ જ કુશળતાથી ખેલી રહેલા સ્વામીશ્રીની બોટ જ્યારે બીજી બોટને અફળાય ત્યારે

પાણીનો ફુવારો ઊડતો. તે સાથે સ્વામીશ્રીનું નિર્દોષ હાસ્ય પણ ઊછળતું. ક્યારેક તેઓ બે હાથ ઊંચા કરીને આનંદ વ્યક્ત કરતા. તેઓનું એ હસવું અને અધ્ધર થયેલા બે હાથ કાંઠે બેઠેલા સંતોના મુખ પર પણ હાસ્ય ફરકાવી દેતા. આ રીતે આશરે સવા કલાક સુધી જળલીલાનું અવિસ્મરણીય સુખ આપી સ્વામીશ્રીએ યજમાન શ્રી નિર્મળસિંહ રાણા સહિત સૌને તરબોળ કરી દીધા.

## ધન્ય ધન્ય છે સ્વામી તુજને

જળક્રીડા બાદ શરૂ થયેલા સંતશિબિરના સાયંસત્રમાં સ્વામીશ્રીને પ્રસંગકથન કરવાનું હતું. તે માટે તેઓ સમક્ષ સંતોએ રજૂ કરેલા વિકલ્પમાં શાસ્ત્રીજી મહારાજે પ્રમુખપદની ચાદર ઓઢાડી તે પ્રસંગ, અમદાવાદના મંદિરનો ઇતિહાસ, વહીવટી કાર્યોમાં શાસ્ત્રીજી મહારાજ સ્વામીશ્રીને સાથે રાખતા તે ઘટનાક્રમ તથા મકરાણામાં સ્વામીશ્રીએ વેઠેલી મુસીબતો – આ ચાર વિગતોનો સમાવેશ થયેલો.

તે જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'પહેલાં ત્રણમાંથી કોઈ એક કહીશું. મકરાણાનું તો ઠીક છે. ત્યાં તો ખાલી આવતા-જતા. એમાં બીજું વિશેષ નથી.'

હકીકતે ઇતિહાસ સાક્ષી પૂરે છે કે મકરાણામાં સ્વામીશ્રીએ વેઠેલી પારાવાર મુશ્કેલીઓ લોઢાના ચણા ચાવવા જેવી હતી, પરંતુ તેને વર્ણવી લોકોની 'વાહ...' ઉઘરાવવાની લેશ તાલાવેલી તેઓએ ન દર્શાવી. પ્રથમ ત્રણ પ્રસંગોમાં ગુરુ શાસ્ત્રીજી મહારાજનો મહિમા રેલાવવાની તક જોઈ તેઓનું મન તે તરફ ઢળી ગયું.

તે અનુસાર આગળ સરકેલા શિબિર-સત્ર બાદ, સ્વામીશ્રી સૌ સંતો સાથે ઠાકોરજી જમાડવાના હતા. તે વખતે તેઓએ ભોજન માટે સૌને બોલાવવાની પુરાણી સાંપ્રદાયિક પરંપરા અનુસાર જાતે જ 'વાસુદેવ હરે...'નો સાદ પાડ્યો.

તે પછી ભોજન ગ્રહણ કરી પરિસરમાં નિરીક્ષણ કરવા નીકળેલા સ્વામીશ્રી રમકડાંનાં બીબાં બનાવવાનું કામ જોવા પધાર્યા. તે વખતે વાઘનું એક મહોરું જોઈ તેઓએ પૂછ્યું: 'આની એક આંખ નાની અને બીજી મોટી કેમ છે?'

'એ તો સ્વામી! બાળકોને મજા આવે એ માટે એમ કર્યું હશે!'

સાથે ચાલતા એક શિબિરાર્થીએ કરેલો આ ખુલાસો સાંભળી સ્વામીશ્રી

કશું જ ન બોલ્યા, પરંતુ તે જ વખતે મૂર્તિકાર શ્રી પ્રદીપ પાલ ત્યાં આવી ચડ્યા. તેઓને જ સ્વામીશ્રીએ પૂછ્યું: 'इसकी एक आँख छोटी और दूसरी बड़ी है। वह गलती से बन गई है या बच्चों के आनंद के लिये बनाई है?'

'स्वामीजी ! वैसा तो मैंने ध्यान ही नहीं दिया है। मगर छोटी-बड़ी होगी तो वह गलती से ही होगी।' કલાકારે કહ્યું.

પ્રાણીની બે આંખોનાં માપમાં દોરાભાર રહી ગયેલો ફરક સ્વામીશ્રીની નજરે ઝડપી લીધેલો. કલાકારે પોતાની આ ભૂલ કબૂલી અને સૌએ સ્વામીશ્રીની સૂક્ષ્મ નિરીક્ષણ-શક્તિ !!

## ઊંધા પડ્યા એનેય ઘણી ખમ્મા...! ઘણી ખમ્મા...!

તા. ૧/૩ની સવારે યોજાયેલા શિબિર-સત્રમાં વચનામૃત(કા.૯)ના આધારે પરાવાણી રેલાવ્યા બાદ સ્વામીશ્રી સવા બાર વાગ્યે ઉતારે પધાર્યા ત્યારે અહીં ઠાકોરજીને થાળ ધરાવાતો હતો. તે જોઈ સ્વયં થાળગાન કરવા બેસી ગયેલા સ્વામીશ્રીને થાળની ઊંચાઈ કરતાં ઠાકોરજીનું આસન સહેજ નીચું જણાતાં, તેઓએ પોતા સારુ રાખેલાં ઢીંચણિયાં પર ઠાકોરજીને પધરાવવાનું કહી મહારાજનું આસન સપ્રમાણ કરાવડાવ્યું. તે પછી અનિમિષ નયને દર્શન કરતાં કરતાં થાળનાં પદો ગાતા સ્વામીશ્રી બે પદની વચ્ચે 'મહારાજ-સ્વામી જમો... વન-મહોત્સવના મીઠા મેવા જમો...' વગેરે ઉદ્‌ગાર દ્વારા ઠાકોરજીની સંભાવના કરતા રહ્યા. અંતે સ્વહસ્તે જ મહારાજને થાળ ધરાવનારા તેઓએ હસ્તપ્રક્ષાલનની ભાવના સાથે થોડું પાણી ઢોળી જલપાન પણ કરાવ્યું.

આ રીતે રેલાઈ રહેલી સ્વામીશ્રીની ભક્તિના તરંગો પર આગળ ધપતી શિબિરમાં નૌકાવિહાર ગોઠવાયો. તે વખતે એક બોટમાં ઈશ્વરચરણદાસ સ્વામીને લઈ સ્વામીશ્રી બિરાજ્યા. બીજી બોટમાં વારાફરતી સંતો ગોઠવાતા અને બેય બોટ વચ્ચે હરીફાઈ જામતી.

આ ક્રમમાં આત્મસ્વરૂપદાસ સ્વામી અને યજ્ઞપ્રિયદાસ સ્વામી બીજી બોટમાં ગોઠવાયા, પરંતુ તેઓની બોટ સાથે થયેલી ટક્કરમાં સ્વામીશ્રીની બોટ ઊંધી વળી ગઈ. જો કે સ્વામીશ્રી તો સમયસૂચકતા ધરાવનારા; તેથી બોટ ઊંધી વળતાં જ પાણીમાં ઊંડે જતા રહેલા તેઓ ધીરે ધીરે તરતાં તરતાં ઉપર આવી ગયા. તે વખતેય તેઓના મુખારવિંદ પર પ્રસન્ન હાસ્ય રેલાઈ રહેલું.

એ હાસ્યમાં મુખેથી બોલાતા શબ્દો ડૂબી જતા હતા, પણ સ્વામીશ્રી કહી રહેલા કે 'બે એન્જિનિયરો (ઇજનેરી અભ્યાસ કરેલા બે સંતો) ભેગા થયા ને આપણને હરાવ્યા. અમને થયું કે ઈશ્વર સ્વામીને સુખ આપવું તો બધી રીતનું આપીએ. મારા ભ'ઈ! ઈશ્વર સ્વામીને આ સ્મૃતિ કાયમ રહેશે.'

આમ, આનંદ કરાવતા સ્વામીશ્રી ભીનાં વસ્ત્રો બદલી નિત્યક્રમાનુસાર સાયંભ્રમણ કરવા પધાર્યા ત્યારે બ્રહ્મપ્રકાશદાસ સ્વામીએ છડી પોકારી, પરંતુ તેઓ અડધેથી ભૂલ્યા. તે વખતે ધર્મપ્રકાશદાસ સ્વામીએ અધૂરી છડી પૂરી કરી. તેમાં છેલ્લે આવ્યું : 'ઘનશ્યામ મહારાજને ઘણી ખમ્મા...! ઘણી ખમ્મા...!'

ત્યારે ભ્રમણ કરી રહેલા સ્વામીશ્રી પણ હસતાં હસતાં બોલ્યા : 'ઊંધા પડ્યા એનેય ઘણી ખમ્મા...! ઘણી ખમ્મા...!'

તેઓની આ પ્રાસંગિક પૂર્તિથી ઊઠેલા હાસ્યના જબરજસ્ત હિલોળથી તો સૌ ઊંધા પડી ગયા! આનંદમય બ્રહ્મની આ લીલા નિહાળી ગોટો વળી ગયેલો આજનો દિવસ પણ રાત્રિમાં ડૂબી ગયો.

## રખજો રાજરો ગુલામ

તા. ૨/૩ની સાંજે વડા ગામથી વિદાય થયેલા સ્વામીશ્રી વહેલાલ થઈને અમદાવાદ પધાર્યા ત્યારે અત્રે તા. ૩/૩ના રોજ પ્રાગજી ભક્તનો જન્મોત્સવ ધામધૂમથી ઊજવાયો.

તેને અનુસરતાં તા. ૪/૩ની સવારે સ્વામીશ્રી જ્યારે મંદિરે દર્શન માટે પધાર્યા ત્યારે ઠાકોરજી કેસરી વાઘામાં શોભી રહેલા. તે જોઈ પ્રસન્ન થઈ ઊઠેલા સ્વામીશ્રી ઘનશ્યામ મહારાજનાં ચરણારવિંદ પર ફૂલ ચઢાવતાં બોલ્યા : *'કેસરિયા માને હો, રખજો રાજરો ગુલામ...'*

આ સેવકભાવ સાથે તેઓ આજની સાંજે પોણા પાંચ વાગ્યે ઠાકોરજીને ધરાવેલો પ્રસાદ ગ્રહણ કરી રહેલા ત્યારે આફ્રિકા જતા શ્રી મગનભાઈ પટેલ તેઓ પાસે વિદાય લેવા આવી પહોંચ્યા. સ્વામીશ્રીને આ અરસામાં જ એક પત્ર નૈરોબી મુકામે મોકલવાનો હોવાથી તેઓ પ્રસાદ લેવાનું અટકાવી કાગળ લખવા બેસી ગયા.

સ્વયં કષ્ટ ઉઠાવીને ભક્તોનાં ટાણાં સાચવવાની સ્વામીશ્રીની આ પ્રકૃતિ આજની રાત્રે પણ ઝળહળી ઊઠી.

આ સમયે તેઓ જ્યારે સભા બાદ ઉતારે પધારી રહેલા ત્યારે તેઓને

આંખમાં પહેરેલો લેન્સ ખૂંચી રહેલો. તેથી અસહ્ય બળતરા થતી હતી. નાકમાંથી પણ પાણી દદડી રહેલું. તે જોઈ એક કાર્યકર લેન્સ કાઢવા-પહેરાવવાની સેવા કરતા સેવકને બોલાવવા દોડ્યા, પણ સ્વામીશ્રીએ તેઓને રોક્યા, કારણ કે તે વખતે પોતે પંદર દિવસથી સેવા કરનારા સ્વયંસેવકોને ચાલતાં-ચાલતાં મળી રહેલા. આ ભક્તમિલનમાં વિક્ષેપ થાય તે સ્વામીશ્રીને ન રુચ્યું. એ સ્વયંસેવકોને મળ્યા બાદ તેઓએ બારમા ધોરણના વિદ્યાર્થીઓને પણ આશીર્વાદ આપ્યા. તે પછી જ સ્વામીશ્રીએ ખૂંચતો લેન્સ ઊભાં-ઊભાં કઢાવ્યો. પોતાની આંખો કરતાંય તેઓને ભક્તો અધિક વહાલા હતા.

## કોમળ વર્તન અને વાણી વિવેકી

આ વર્ષના એપ્રિલ મહિનાથી સ્વામીશ્રીનો પરદેશ-પ્રવાસ શરૂ થતો હોવાથી તેઓની અનુપસ્થિતિમાં કેટલ કેમ્પની ઇતિશ્રી થવાની હતી. તેથી તે સંબંધી માર્ગદર્શન આપવા તેઓએ દરેક મંદિરના અને કેટલ કેમ્પના વ્યવસ્થાપક સંતોની એક બેઠક તા. ૪/૩ના રોજ યોજેલી. તેમાં સ્વામીશ્રીએ જણાવ્યું કે 'બળદ પાછા આપતી વખતે કોઈ માલિક આર્થિક રીતે સાવ નબળો હોય તો એને ભાડું પણ આપવું. સૌ સંતોષ લઈને જાય એમ કરવું. મોટું મન રાખવું.'

સ્વામીશ્રી એક લાગણીપ્રધાન વ્યવસ્થાપક હોવાથી કોઈ દુખાય તેવું તેઓ કદી ન થવા દેતા.

તા. ૫/૩ની સવારે પણ આ દર્શન સૌને લાધ્યું. આ દિવસે ઊજવાનારા ફૂલદોલોત્સવમાં સૌ શિસ્ત જાળવે તે માટે સ્વામીશ્રીની પ્રાતઃપૂજાના અંતે સૂચનાઓ આપી રહેલા એક ઉદ્‌ઘોષકે જાહેરાતને વજનદાર બનાવવા 'હું તમને કહી દઉં છું કે...' એમ શબ્દપ્રયોગ કર્યો.

પરંતુ તેને સુધરાવતાં સ્વામીશ્રીએ કહ્યું : 'આવું ન બોલાય. હરિભક્તોનો તો મહિમા સમજીને તેઓને વિનંતી કરવાની હોય.'

આ જ વાત તેઓએ અલ્પાહાર વખતે અને ઉત્સવ-સભામાં પણ દોહરાવી.

## અમારે તો ગુણોના ઢગલા પડ્યા છે

પ્રતિવર્ષ સારંગપુરના સુરમ્ય વાતાવરણમાં મોટા પાયે ઊજવાતો

ફૂલદોલોત્સવ આ વર્ષે દુષ્કાળની પરિસ્થિતિને કારણે સંકોચાઈને અહીં મંદિરના પટાંગણમાં સમાઈ ગયેલો. છતાં કૃત્રિમ વૃક્ષોને કાગળનાં પાંદડાંથી સજાવી ઉત્સવમંચ પર વસંતને આબેહૂબ ખડી કરવામાં આવેલી. તેની વચ્ચે ગુણાતીતાનંદ સ્વામીને રંગે રમાડી રહેલા શ્રીજીમહારાજનું તૈલચિત્ર, તાંબાકૂંડી, પિચકારી વગેરે ઉપકરણોથી રંગોત્સવને તાદૃશ કરવામાં આવેલો. આ સઘળી શોભા સ્વામીશ્રી પધારતાં જ જીવંત થઈ ઊઠી.

તેમાંય હાથમાં પિચકારી લઈ તેઓ જ્યારે સૌને રંગમાં રસબસ કરવા નીકળ્યા ત્યારે તો *'વા'લમના વરસે વ્હાલ, સ્વામી હેતે ઉડાડે ગુલાલ...'*નો માહોલ પ્રવર્તી રહ્યો. આ વખતે માંડવાના થાંભલે-થાંભલે ગુલાલભર્યા ફુગ્ગા લટકાવેલા. તેનેય પિચકારીમાંથી વછૂટતી રંગધારાના વેગથી ફોડવાનું સ્વામીશ્રી ચૂકતા નહોતા. તેથી વરસેલી રંગ-ગુલાલની ઝડીથી કોઈ કોરું ન રહ્યું.

આ રીતે સૌને રંગે રમાડ્યા બાદ ધાણી-ખજૂરના પ્રસાદથી પણ તેઓને તૃપ્ત કરી સ્વામીશ્રી ભંડારમાં પધાર્યા. અહીં તેઓએ સંતોનેય ઠાકોરજીના પ્રાસાદિક ઘૃતમિશ્રિત ખજૂરના લાડુ આપ્યા. ત્યારબાદ સ્વામીશ્રીએ ઘીવાળા પોતાના હાથ સંતોના માથે ઘસી શ્રીજીલીલાની ઝાંખી કરાવી દીધી.

તેઓના આ ચરિત્રથી ઊડેલા હરખના ગુલાલ વચ્ચે એક સ્થાનિક ભક્તે કો'કને કહ્યું : 'હવે તો તમને અમદાવાદનો ગુણ આવ્યો ને ?!'

આ વાક્ય ઉતારા તરફ જઈ રહેલા સ્વામીશ્રી સાંભળી ગયા. તેથી તેઓ એકદમ ઊભા રહીને બોલ્યા : 'લ્યો, આ કહે છે કે 'ગુણ આવ્યો ?' પણ અમારામાં તો શ્રીજીમહારાજની કૃપાથી અનંત ગુણો છે જ. અમારે તો એમની દયાથી ગુણોના ઢગલા પડ્યા છે. તમારે આવતા ને જતા હશે. અમારે તો કાયમ રહે છે.'

સ્વામીશ્રીના આ શબ્દોએ સૌનાં અંતર રંગી નાંખ્યાં.

## પહેલાં ઠેઠનું, પછી પેટનું, પછી શેઠનું

તા. ૫/૩ની સાંજે અમદાવાદથી લીંબડી થઈને ભાદરા પહોંચેલા સ્વામીશ્રીએ તા. ૬/૩ના રોજ દુષ્કાળગ્રસ્ત આણદા અને નેસડા ગામોમાં જઈ સ્વહસ્તે છાશ, ઘાસ અને અનાજનું વિતરણ કર્યું. ત્યારબાદ જામનગર, ડાંગરા, રાજકોટને પાવન કરતાં તેઓ ગોંડલ આવી ગયા.

અત્રે તા. ૯/૩ની પ્રાતઃકથામાં અમૃતધારા વહાવતાં સ્વામીશ્રીએ કહ્યું કે – 'કથાવાર્તા આપણી કવાયત છે. કથામાં ન બેસે તો માન, કામ, ક્રોધ વગેરે ચઢી જ બેસે. કથામાં બેસે તો શબ્દની હાર થાય અને એ દેશકાળે કામ લાગે. જગતનું ઓછું થશે એનો વાંધો નથી. એ તો પાછળ કરનારા મળશે પણ આપણા વતી ભજન કરનાર નહીં મળે. માટે પહેલાં ઠેઠનું, પછી પેટનું ને પછી શેઠનું કરવું.'

ખૂબ સાહજિકતાથી આ જીવનક્રમ બતાવી ઉતારે પધારેલા સ્વામીશ્રી અહીં એક પ્રાસંગિક વાર્તાલાપમાં બોલ્યા: 'શાસ્ત્રીજી મહારાજને 'વા'નું જોર બહુ હતું. પગનાં ઢીંચણ ફૂલી ગયાં હતાં. જાતે ઊભા ન રહેવાય એવી પરિસ્થિતિ. ત્રણ-ચાર મહિના તો ઊંચકીને મંદિરે લઈ જવા પડતા. ફરવામાં લાકડી રાખવી પડતી. તેઓ આમ લખવામાં જમણે હાથે લખતા પણ બીજી ક્રિયાઓમાં ડાબોડી હતા. લાકડી ડાબા હાથે પકડતા.'

'શાસ્ત્રીજી મહારાજનો વાન આપનાથી ઊજળો હતો ?' કો'કે પૂછ્યું.

ત્યારે સ્વામીશ્રીએ કહ્યું: 'ના, મારા જેવો જ. ઊંચાઈ પણ મારા જેટલી જ !' વળી, ઉમેર્યું: 'શાસ્ત્રીજી મહારાજનું વજન બહુ યાદ નથી, પણ ૬૫ થી ૭૦ કિલો હતું.'

## અપમાનથી શોક ન થાય

તા. ૧૦/૩ની સવારે સ્વામીશ્રી નિત્યક્રમથી પરવારી સભામાં પધાર્યા ત્યારે ન્યૂયોર્કવાસી એક મુરબ્બીના પિતાશ્રી ઘૂમરાતા વાયરાની જેમ આવી ચઢ્યા. તેઓનું મગજ ગેરસમજથી ઊભરાતું હોવાથી ચાલુ સભામાં જ સ્વામીશ્રીને બેફામ બોલવા લાગ્યા, પરંતુ તેઓના પથરા જેવા શબ્દો સ્વામીશ્રી પુષ્પવર્ષાની જેમ ઝીલતા રહ્યા. આ સમયે પેલી વ્યક્તિનો આક્રોશ ઠારવા ઊભા થયેલા બે-ચાર સંતો-ભક્તોને પણ સ્વામીશ્રીએ બેસાડી દીધા.

થોડી વારે ઉકળાટનો ઉકરડો ઠલવાઈ જતાં પેલી વ્યક્તિ સમસમીને સ્વામીશ્રીની સામે જ ઊભી રહી ગઈ. તે વખતે સ્વામીશ્રીએ એક સંતને કહ્યું: 'આમને મંદિરમાં દર્શન કરાવો. પછી આપણા રસોડે જમાડજો.'

હાડોહાડ અપમાનથી લેશ વ્યથિત થયા વિના સ્વામીશ્રીએ તેઓની પ્રેમપૂર્વક સંભાવના કરી ! અંગોઅંગે વીંધાયા પછી પણ વાંસળીના અંતરમાંથી તો સુમધુર સૂર જ ઊઠે છે ને !

સ્વામીશ્રીની આ રીતભાતથી એ ત્રાહિત જન ચકિત થઈ ગયા. તેઓનો પૂર્વગ્રહ પીગળી ગયો. પશ્ચાત્તાપની ગંગા ફૂટી નીકળી.

તેઓ ભોજન બાદ સ્વામીશ્રીને મળવા ઓરડામાં આવ્યા અને 'હું તમને ઓળખી ન શક્યો' કહી માફી માંગતાં ગળગળા થઈ ગયા. તે વખતે પણ સ્વામીશ્રી શાંતિથી બોલ્યા : 'વાંધો નહીં. ભેગા મળીએ એટલે ગેરસમજ દૂર થઈ જાય.'

ગેરસમજથી ગંધાતા એક મગજને પોતાની સાધુતાની સુગંધથી મઘમઘતું કરી સ્વામીશ્રી પત્રલેખનમાં પરોવાઈ ગયા.

## બબ્બે માળા જોડે, ફેરવે તાણી રે

તા. ૧૦/૩ની સાંજે ગોંડલથી વિદાય લઈ રહેલા સ્વામીશ્રીને બાલમુકુંદ સ્વામીએ ગુલાબનો ભવ્ય હાર પહેરાવ્યો ત્યારે સ્વામીશ્રી આ હાર બાજુમાં ઊભેલા છોટુભાઈ વકીલને પહેરાવવા ગયા. તે જોઈ એ હરિભક્ત બોલ્યા : 'આ હાર મને ન હોય.' પછી સખાભાવે ઉમેર્યું : 'વિદાયનો હાર કોઈને ન આપવો.'

આ સાંભળી 'એમ ?' કહેતાં સ્વામીશ્રીએ કંઠમાંથી કાઢેલો તે હાર પાછો પહેરી લીધો. તેઓની આ સરળતા સૌ માટે સ્મરણીય થઈ રહી.

આ સરળતાની સડકે જ ગઢડા પહોંચેલા સ્વામીશ્રી અહીં દર્શન-દંડવત્ બાદ સાયંભ્રમણરૂપે મંદિર પર જ ત્રીસ પ્રદક્ષિણા ફર્યા.

ત્યારબાદ તા. ૧૧/૩ના ઊગતા પ્રભાતે અત્રે છાશ કેન્દ્રનો પ્રારંભ કરાવીને તેઓ તા. ૧૨/૩ની સવારે ટાટમ, બોટાદને લાભ આપતાં રાણપુર પહોંચ્યા. અહીંની એ. ડી. હૉસ્પિટલમાં સ્ત્રી-રોગ નિદાન કેન્દ્રનું ઉદ્‌ઘાટન કરી આગળ વધેલા સ્વામીશ્રી જાળીલાને લાભ આપી બરવાળાના રસ્તેથી સારંગપુર જવા નીકળ્યા ત્યારે સાંજના સાતેક વાગ્યાનો સુમાર થયેલો.

આ મુસાફરીમાં ખાંભડાનો બંધ આવતાં ગાડીમાંથી ઊતરી ચાલવા લાગેલા તેઓનાં ધોતિયા-ગાતરિયાને વેગથી વહેતો પવન ફગફગાવવા માંડ્યો. તે વખતે ચાર બાળકો સામા મળ્યા. આ મંડળી સ્વામીશ્રીનાં દર્શન માટે સારંગપુર ગયેલી, પણ ત્યાં ત્રણેક કલાક સુધી વાટ જોયા પછીયે સ્વામીશ્રી ન આવતાં આ શિશુઓ પાછા ખાંભડા જઈ રહેલા. તેઓને આમ અચાનક સ્વામીશ્રી ભેટી જતાં આનંદની સીમા ન રહી. સૌ વિચારી રહ્યા કે 'આ બાળકોની તપશ્ચર્યા સાર્થક કરવા જ સ્વામીશ્રીએ ગાડીમાંથી ઊતરી

ચાલવા માંડ્યું હશે કે શું ?!'

આ રીતે ચાલતાં ચાલતાં સારંગપુર પહોંચેલા સ્વામીશ્રી અહીં તા. ૧૩/૩ની સવારે પોતાના ઓરડાની બહાર બાંધેલા હિંડોળે બિરાજી હરિભક્તોને મળતા હતા. તે વખતે એક સત્સંગીએ પોતાની માળા પ્રસાદીની કરવા તેઓને આપી. સ્વામીશ્રી તે ફેરવવા લાગ્યા ત્યારે જ બીજા એક ભક્તે પણ માળા ધરી. તેનેય 'લાવો ત્યારે' કહેતાં સ્વામીશ્રીએ લીધી અને બંને માળા એકસાથે ફેરવવા લાગ્યા. તેઓનું આ ચરિત્ર દોરામાં પરોવાયેલા મણકાની જેમ જ સૌનાં મનમાં પરોવાઈ ગયું.

## તીર્થસર્જક અને તીર્થરક્ષક

સારંગપુરમાં પ્રતિદિન મંદિરની પાછળના ખુલ્લા પ્રાંગણમાં પૂર્વમુખે પ્રાતઃપૂજા કરવા બિરાજતા સ્વામીશ્રી તા. ૧૪/૩ની સવારે પણ મંદિરનો દર્શનક્રમ પૂર્ણ કરીને પૂજા કરવા મંચ પર ચઢ્યા ત્યાં જ એક કાંટાળું ગોખરુ તેઓના પગમાં ભોંકાયું, પરંતુ તેથી લેશ વિચલિત થયા વિના તેઓએ જાતે જ એ કાંટો કાઢી બાજુમાં ઊભેલા સંતને આપી ફેંકી દેવા જણાવ્યું. તે પછી તેઓ રોજની જેમ જ પૂજાની પાટ પર બિરાજી કાચી સેંકડમાં તો ધ્યાનમગ્ન બની ગયા. જ્યાં કાંટો વાગ્યો ત્યાં જોવા, પંપાળવાની કોઈ દરકાર પણ તેઓએ ન લીધી !

આવી દેહાતીત અવસ્થામાં નિરંતર રહેતા સ્વામીશ્રીને પ્રાતઃપૂજા બાદ ચાલતી થયેલી મુલાકાતના દોરમાં ગામના સરપંચ અને ઉપ-સરપંચ મળવા આવ્યા. તેઓને સ્વામીશ્રી સીધું જ કહેવા લાગ્યા : 'બાપુ ! અમે સાંભળ્યું છે કે ગામમાં જુગાર અને દારૂના અડ્ડા મોટા પ્રમાણમાં ચાલુ થયા છે. તમે ગામના આગેવાન છો તો આ બાબતે તમારે ધ્યાન રાખવું. તીરથની પવિત્રતા જળવાવી જોઈએ. આ બદી અહીં ઘૂસવી ન જોઈએ. તમે જો કહેતા હો તો જે ગરીબો જુગાર રમે છે એને અમે અહીં મંદિરમાં જમાડશું. જોઈતું હશે તો અનાજ આપીશું, પણ આ વસ્તુ તો ઘુસાડતા જ નહીં.'

દેશની સરહદ પર આક્રમણ થાય ત્યારે સૈન્ય સાબદું થઈ જાય છે, તેમ વ્યસનો એ સ્વામીશ્રીને સંસ્કૃતિ પરનાં આક્રમણો સમાન લાગતાં. તેથી તે જ્યાં દેખા દે ત્યાંથી તેને ખદેડવાં તેઓ સજ્જ થઈ જતા. તેમાંય તીર્થસ્થાનો તો સૌની આસ્થાનાં પ્રતીકો ! તે અનીતિથી અભડાય તે સ્વામીશ્રીને કેમ પરવડે ?

આ બાબતે તો તેઓ જરૂર પડ્યે સરકારી તંત્રનું પણ ધ્યાન દોરતા. ગુજરાતનાં તીર્થોની પવિત્રતા ટકાવવામાં સ્વામીશ્રીનો આવો સિંહફાળો પેઢીઓની પેઢીઓ યાદ કરતી રહેશે. તેઓ તીર્થસર્જકની સાથે તીર્થરક્ષક પણ હતા.

## ક્ષમાવંત અત્યંત છે શાંતિ

તા. ૧૪/૩ની બપોરે ચાલી રહેલી મુલાકાતના ક્રમમાં સ્વામીશ્રી પાસે આવેલા બોચાસણના એક મુરબ્બીને સારી જાતની ગાયો ખરીદવી હતી. તેઓનો આ હેતુ સાંભળી સ્વામીશ્રીએ આરુણિ ભગતને ભલામણ કરી કે 'આમને જમાડજો, ઉતારો આપજો. ગાયો લેવી છે તો યોગ્ય વ્યક્તિને બધી વાત કરજો.'

સ્વામીશ્રીના આ શબ્દોમાં આશ્ચર્ય પામવા જેવું કશું નહોતું, છતાં સૌ ચકિત થઈ ગયા, કારણ કે સ્વામીશ્રી જે વ્યક્તિની ખેવના કરી રહેલા તે પાંચેક વર્ષ પહેલાં બોચાસણવાસી મંદિરનો વિરોધ કરવાની પ્રવૃત્તિનો ઝંડો ઉપાડવામાં અગ્રેસર હતી. તેઓની આ હરકતોથી સ્વામીશ્રી પૂરેપૂરા વાકેફ. છતાં કોઈ અજાણ્યાને અણસાર પણ ન આવે તેમ તેઓએ આજે એ ઉપદ્રવીની સંભાળ લીધી.

ખરેખર, સ્વામીશ્રીની ક્ષમાશીલતા વિષે છેલ્લો શબ્દ કદી લખી શકાશે નહીં.

## મારા સ્વામીએ આજ મને રંગમાં રસબસ કીધો

તા. ૧૪/૩ની સાંજે એક સત્સંગી કુટુંબના દીકરાનો વેવિશાળવિધિ સ્વામીશ્રીના સાંનિધ્યમાં યોજાયેલો. તે સમયે વિધિ કરાવનારા સંત જરૂર પડે ત્યાં નામોચ્ચાર કરવા વરપક્ષની ઓળખાણ વિષે એક પરિચિતને પૂછવા લાગ્યા, પરંતુ આ પૂછપરછ સાંભળી ગયેલા સ્વામીશ્રી ઉત્તર આપતાં બોલ્યા : 'અડવાળના અગરસંગ બાપુના દીકરા હરભમજીના દીકરા ઈન્દ્રસિંહના આ રાજેન્દ્રસિંહ છે.'

તેઓ જે રીતે ચાર પેઢી કડકડાટ બોલી ગયા તે જોઈ સૌને વરપક્ષની સાથે સાથે ભક્તવત્સલ સ્વામીશ્રીની ઓળખાણ પણ પાકે પાયે થઈ ગઈ.

આવા સ્વામીશ્રીના સાંનિધ્યમાં તા. ૧૫/૩ની રાત્રે મંદિરની પાછળ આવેલા બગીચામાં ફૂલદોલોત્સવ ગોઠવાયેલો. તેમાં પ્રથમ તો ધાણીની

સેર્યોથી શણગારેલા હિંડોળા પર બિરાજી સ્વામીશ્રીએ સૌને રસબસ કરી દીધા. તે પછી તેઓને પહેરાવાયેલો ધાણીનો હાર એમ ને એમ જ રાખી, હાથમાં મંજીરા રણઝણાવતાં ભજનમાં ભળેલા સ્વામીશ્રીએ કીર્તનરૂપી કેસૂડાનો રંગ છાંટ્યો. તેને અનુસરતાં એક તબક્કે તો ઊભા થઈ ગયેલા તેઓએ પ્રથમ કરતાલ અને બાદમાં સુશોભિત સોનેરી દાંડિયા હાથમાં લઈ ઘનશ્યામચરણદાસ સ્વામી સાથે રાસરમણનો રંગ પણ ઉડાડ્યો.

અંતે આશીર્વાદ અને પ્રસાદના ફગવા આપી સ્વામીશ્રીએ સૌને ધરવી દેતાં, પ્રતીકરૂપે ઊજવાયેલો આ પુષ્પદોલોત્સવ સુખ-સ્મૃતિના પ્રતીક સમો બની રહ્યો. તેમાં રંગાયેલા સૌ ગાઈ ઊઠ્યા :

*'નહીં કોઈ રંગ કે નહીં ગુલાલ, નહીં ચંદન નહીં કંકુ;*
*નહીં પિચકારી નહીં ફુવારો, તોયે રોમ રોમ ભીંજાયું...*
*મારા સ્વામીએ આજ મને રંગમાં રસબસ કીધો.'*

## ભોમિયો વિદેશનો રે જી

આ અરસામાં સ્વામીશ્રીની દિનચર્યાનું ફિલ્માંકન કરી રહેલા દિગ્દર્શક શ્રી શૈલેશભાઈ દવેની ઇચ્છા હતી કે 'સુકાતાં ધોતિયાંઓ વચ્ચેથી પસાર થતા સ્વામીશ્રીનું એક દૃશ્ય ઝડપવું.'

તે માટે તા. ૧૭/૩ની સવારે નિશ્ચિત જગ્યાએ પધારી ગયેલા સ્વામીશ્રીએ દિગ્દર્શકને પૂછ્યું : 'અમારે કઈ રીતે જવાનું છે એ રસ્તો બતાવો.'

આ સાંભળી સહેજ સંકોચાઈ ગયેલા એ ફિલ્મકારે કહ્યું : 'સ્વામીજી ! આપને રસ્તો બતાવનાર હું કોણ ?'

'આ લોકનો તમે બતાવો. પરલોકનો અમે બતાવીશું.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓના આ ઉદ્‌ગારોમાં હાશનો અનુભવ કરાવે એવી હૈયાધારણ છલકાઈ રહી.

માનવીને મૃત્યુ બિહામણું લાગે છે, કારણ કે આંખ મીંચાયા પછીની એ તદ્દન અગોચર દુનિયામાં તેની આંગળી પકડનારું કોઈ નથી હોતું. તે સમયે તેનો હાથ પકડીને તેને ભગવાનના ખોળે મૂકે તેવા ભોમિયા હતા સ્વામીશ્રી.

## એક હજાર કૅટલ કૅમ્પ કરવા છે

દિનચર્યાનું ફિલ્માંકન કરવાના ક્રમમાં ભીની ભૂમિ પર પગલાં પાડતાં

સ્વામીશ્રી જઈ રહ્યા છે તેવું દૃશ્ય કંડારવા માટે તા. ૧૭/૩ના રોજ સ્વામીશ્રીને અડવાણા પગે ચાલવાનું થયું. તેથી તેઓનાં ચરણ કાદવવાળાં થયાં. તેને ધોવા માટે પાટલો તૈયાર રખાયેલો, પરંતુ સ્વામીશ્રીએ તે પાટલો નજીકમાં આવેલી નાળિયેરીના થડ પાસે ખસેડાવી ત્યાં પગ ધોયા, જેથી તે પાણી સીધું વૃક્ષના મૂળમાં ઊતરે.

આ રીતે એક ટીપાનોય દુર્વ્યય ન થવા દેનારા તેઓ ચરણપ્રક્ષાલન બાદ બગીચામાં બાંકડે બિરાજ્યા ત્યારે અહીં તેઓ પાસે એક સસલું રમવા આવી ચડ્યું. તેની સાથે એક શિશુ પણ. તે બંનેને લાભ આપી સ્વામીશ્રીએ તા. ૧૮/૩ની સવારે ૬:૪૭ થી ૭:૦૫ વાગ્યા સુધી ગ્રસ્તોદિત સૂર્યગ્રહણનો સમૈયો કર્યો. તેને અનુસરતાં આજની સાંજે તુરખા પધારેલા તેઓને સૌએ ઉમળકાભેર વધાવ્યા. સ્વામીશ્રી પણ અત્રે મંદિરના શીઘ્ર અને નિર્વિઘ્ન નિર્માણ માટે આશીર્વાદ આપી સારંગપુર પરત પધાર્યા.

અહીં તેઓ તા. ૨૦/૩ની બપોરે ભોજન ગ્રહણ કરી રહેલા ત્યારે કેટલ કેમ્પનો અહેવાલ આપતાં અમૃતચરણદાસ સ્વામીએ જણાવ્યું: 'અટલાદરાના કેમ્પમાં સેવા કરતા હરિપ્રકાશ સ્વામીએ કહેવડાવ્યું છે કે સ્વામીબાપાને કહેજો કે હવે પછી એક પણ કેટલ કેમ્પ ખોલવો નહીં એવો નિયમ લે.'

પશુપાલનના આયોજનમાં એક પછી એક આવતી અણધારી આફતો જણાવવાના હેતુસર મોકલાવાયેલું આવું કહેણ તો કેવળ ગમ્મત ખાતર જ હતું, પરંતુ તે સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'હવે તમે જઈને એમને કહેજો કે આવા કેટલ કેમ્પ એક હજાર કરવા છે. એક કેટલ કેમ્પમાં શું હારી ગયા? આમાં કંટાળો હોતો હશે? મોળી વાત શું કરો છો?'

અબોલ પશુઓ અને નિરાધાર મનુષ્યોને દુષ્કાળના દોઝખમાંથી ઉગારવાના કાર્યમાં સ્વામીશ્રી કેવા કરુણાપૂર્ણ અને કૃતનિશ્ચયી હતા તે તેઓના ઉપરોક્ત અભિપ્રાયમાંથી પડઘાઈ રહ્યું.

થોડા સમય પૂર્વે જ એક કરોડોપતિ શેઠ સ્વામીશ્રીને કહી ગયેલા કે 'પાલિતાણામાં અમે કેટલ કેમ્પ શરૂ કર્યો છે. રોજનો લાખ રૂપિયા ખરચો આવે છે. કઈ રીતે રકમ ભેગી કરવી એ પ્રશ્ન છે. ઢોર બહુ દુઃખી થાય છે. હું મોટી મુશ્કેલીમાંથી પસાર થઈ રહ્યો છું.'

આમ, ધનકુબેરો માટે પણ જ્યારે કેટલ કેમ્પનું સંચાલન કપરી કસોટી જેવું બની રહેતું ત્યારે અકિંચન સ્વામીશ્રીનો એક હજાર કેટલ કેમ્પ કરવાનો

ઉત્સાહ તેઓને કરુણાનો સાગર અને હિંમતનો હિમાલય પુરવાર કરી જાય છે.

## હું પરલોકમાં જ રહું છું

તા. ૨૧/૩ની સવારે સંતો સાથે ચાલી રહેલા હળવા વાર્તાલાપમાં એક સંતે પૂછ્યું: 'સ્વામી! આપને એવું નથી થતું કે બસ! હવે બે-એક અઠવાડિયાંમાં પરદેશ જતું રહેવાનું?'

'જ્ઞાનીને મતે આવવા-જવાનું છે જ ક્યાં?'

'પણ આ લોકની દૃષ્ટિએ તો જશો ને?'

'હું આ લોકમાં રહેતો જ નથી. પરલોકમાં જ રહું છું.' વિનમ્રતાપૂર્વક આટલું કહી સ્વામીશ્રીએ ઉમેર્યું:

'અમે આ લોકમાં રહેતા હોઈએ તો આ લોકનું બંધન હોય ને! સેવકનું, સ્થાનનું, પદાર્થનું – છે અમને કોઈ બંધન?'

પોતાની જળકમળવત્ સ્થિતિનો આમ અણસાર આપતાં તા. ૨૧/૩ના રોજ સારંગપુરથી વિદાય થયેલા સ્વામીશ્રી ગાંધીનગર, ભાલિયાપુરા, ભવાનપુરાને પાવન કરી તા. ૨૨/૩ની રાત્રે દસ વાગ્યે બોચાસણ જવા નીકળ્યા, પરંતુ આ વખતે તેઓએ તારાપુરના રસ્તે મોટર લેવડાવી. આ માર્ગે લીંબાસી આવતાં સ્વામીશ્રીએ ગાડીને ગામમાં વળાવી.

આ સમયે રાત્રિના પ્રહર જામી ચૂક્યા હોવાથી સર્વત્ર સૂનકાર અને અંધકાર વ્યાપી ગયેલો. કયા રસ્તે ગાડી લેવી તેની ગમ ચાલકને પડે એમ નહોતી. પરંતુ સ્વામીશ્રીને રાજમાર્ગોની સાથે ગામડાંની શેરીઓનો પણ એટલો જ પરિચય. તેથી તેઓએ ગાડી કેન્સરગ્રસ્ત ડાહ્યાભાઈના આંગણે પહોંચાડી દીધી.

આ હરિભક્ત તો આટલી મોડી રાત્રે સ્વામીશ્રીને જોઈ ભાવવિભોર બની ગયા. ગામમાં પણ જેમ જેમ ખબર પડતી ગઈ તેમ તેમ સૌ ભેગા થવા લાગ્યા. તે સૌને પ્રેમથી મળી સ્વામીશ્રીએ બીમાર હરિભક્તને આશીર્વાદ આપ્યા ત્યારે ખાટલાવશ ડાહ્યાભાઈ ગદ્ગદ થતાં બોલી ઊઠ્યા: 'મને પરમ દિવસે ભાસ થયેલો કે બાપા જરૂર આવશે.'

સ્વામીશ્રીની ભક્તવત્સલતા આજે અડધી રાતે ખરેખરી ચમકી રહી. ભક્તો સાથે પોતાના જીવનને કેટલું રસબસ કરી મૂક્યું હોય ત્યારે આમ એક-એક હૃદયના ભાવોને જાણી શકાય અને તેને સંતોષી શકાય?

## અતિ ઉદાર મોટા મનના

લીંબાસીથી નીકળેલા સ્વામીશ્રી રાત્રે બાર વાગ્યે બોચાસણ પહોંચ્યા ત્યારે અહીં એક હરિભક્ત નવી ટ્રકનું પૂજન કરાવવા ઊભેલા. પોતાનો દૈનિક ક્રમ ખોરવાયો હોવા છતાં સ્વામીશ્રી ભક્તની આ ભાવનાને પ્રતિસાદ આપી નિદ્રાધીન થયા.

તે પછી તા. ૨૩/૩ની સવારે નિત્યક્રમથી સમયસર પરવારેલા તેઓ આંખોમાં લેન્સ ધારણ કરી રહેલા ત્યારે સામે બેઠેલા એક સંતે પૂછ્યું કે 'બાપા ! આપ આટલા બધા સારા અને ઊંચા આદેશો અમને આપો છો; પણ અમે એ રીતે વર્તી નથી શકતા, તો એ બાબતનો આપને ખરખરો નથી થતો ?'

'ખરખરે મેળ પડે એમ જ ક્યાં છે ? જીવ એ જીવ છે. શ્રીજીમહારાજે પણ મોટી દૃષ્ટિ રાખી છે. જોગમાં આવ્યા એ જ મોટી વાત છે. ધીરે ધીરે સમજાતું જાય છે ને કામ થતું જાય છે. એમ કરતાં કરતાં બ્રહ્મરૂપ થઈ જશે.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓમાં ઉદારતા અપાર હતી અને શ્રદ્ધા બેસુમાર. તેઓ વર્તવાની વાતો ભારપૂર્વક જરૂર કરતા, પણ કોઈની શિથિલતા જોઈ ખિન્ન ન થતા. અહં અને અપેક્ષા વિના જ્ઞાન પીરસાતું હોય તો જ આ શક્ય બને.

આ રીતે લેન્સ ધારણ કરી સ્વામીશ્રી મંદિરે દર્શન કરવા પધાર્યા ત્યારે ત્યાં ઊભેલા કુંજરાવના શ્રી પી. ટી. પટેલે કહ્યું : 'બાપા ! આ મંદિરમાં જ્યારે ચાંદીનાં કમાડ કરાવ્યાં ત્યારે મેં સેવા કરેલી. શાસ્ત્રીજી મહારાજ અને યોગીબાપા બેય મારા ઘેર આવી ગયા છે, પણ તે દા'ડે ઓળખાયા નહીં.'

'અત્યારે ઓળખાયા.' તેઓના ખભે હાથ મૂકતાં સ્વામીશ્રી બોલ્યા.

તે દ્વારા ગુરુજનો સાથે એકતા દર્શાવતા તેઓ પ્રાતઃપૂજામાં પધારી ગયા.

## આત્મીયતાની અગાધતા

તા. ૨૩/૩ની સવારે સ્વામીશ્રીની વિદાય-સભા યોજાઈ હોવાથી મંદિરનો સભામંડપ ભક્તમેદનીથી ચિક્કાર થઈ ગયેલો. તેમાં મંચ પર પધારતાં જ સ્વામીશ્રીએ સંતોને સૂચના આપી કે 'પેલા ખેડાના છોટાકાકા ઊભા છે. તેઓને ખુરશીમાં બેસાડો.'

આ આદેશનો અમલ કરવા જ્યાં એક સંત તત્પર થયા ત્યાં જ

સ્વામીશ્રી બોલ્યા: 'ખુરશી નજીકના થાંભલે સ્પીકર આગળ મુકાવજો. નહીં તો એમને કાંઈ નહીં સંભળાય.'

સભામાં આવેલા સ્વામીશ્રીને પોતાના વિદાયમાનની લેશ પડી નહોતી. તેઓ તો રાચી રહેલા – ભક્તોની સેવા-સંભાવનામાં.

સ્વામીશ્રીની આવી અગાધ આત્મીયતા તેઓ જ્યારે બોચાસણથી અટલાદરા પધાર્યા ત્યારે પણ જોવા મળી.

અત્રે તા. ૨૪/૩ની સવારે યોજાયેલી તેઓની વિદાય-સભામાં પૂર્વ તથા વર્તમાન નગરપતિઓ, ઉપમેયરો, ધારાસભ્યો વગેરે કંઈક મહાનુભાવો એક પછી એક મળવા આવી રહેલા. તે ક્રમમાં સભા બાદ શરૂ થયેલાં વ્યક્તિગત દર્શન વખતે એક વ્યક્તિને જોતાં જ સ્વામીશ્રી બોલ્યા: 'આવ, હસન ! કેમ છે બધું ?'

સ્વામીશ્રીની આ પ્રેમાળ પૂછપરછ એ બિરાદરને ગદ્ગદ કરી ગઈ.

તે વખતે સ્વામીશ્રીએ નજીકમાં ઊભેલા સાધુવલ્લભદાસ સ્વામીને પૂછ્યું : 'આમને ઓળખો છો ?'

'ના.'

'આ યોગીજી મહારાજના વખતના જૂના હરિભક્ત છે. ઠાકોરજીની મૂર્તિ ઘરમાં રાખે છે. તેના ઘેર જવું, મળવું.'

સ્વામીશ્રીના આ આદેશને અનુસરતાં સંતો થોડા સમય બાદ જ્યારે નોંધણા ગામના એ હસનભાઈની નાની સામાન્ય ઓરડીમાં ગયા ત્યારે આ મુસ્લિમ ભક્તે જણાવ્યું: 'મારા આ ઘરમાં સ્વામીબાપા બે વખત આવ્યા છે.'

જ્યાં સૂર્યકિરણ પણ ન પહોંચે તેવા અંધારિયા ઓરડાઓમાં સ્વામીશ્રીનાં પગલાંનો પ્રકાશ પથરાયાની આવી તો થોકબંધ ગાથાઓ છે.

## તકલીફ શાની ?

તા. ૨૪/૩ની સાંજે અટલાદરાથી વિદાય થતાં પૂર્વે સ્વામીશ્રીએ અહીંના કેટલ કેમ્પમાં સેવારત સંતોને માર્ગદર્શન આપતાં જણાવ્યું: 'કેટલ કેમ્પમાં મન મોટું રાખવું. કંટાળો ન લાવવો. વિઘ્ન તો આવે, પણ પાર કરવું એ બુદ્ધિવાળાનું કામ છે. શાંતિથી કામ લેવું. આપણે હરિભક્તોનાં ઢોર લાવ્યાં છીએ એ સેવા માટે લાવ્યાં છીએ. કાંઈ ઉપકાર નથી કરતા.'

આવા ઉમદા આશય સાથે સમાજની સેવામાં પરોવાયેલા સ્વામીશ્રી

ભરૂચ અને સાંકરીને લાભ આપી તા. ૨૫/૩ની સાંજે સુરત પધાર્યા ત્યારે અત્રે યોજાયેલો ઋણાભિવ્યક્તિ સમારોહ જનમેદનીથી ખીચોખીચ હતો. કેટલ કેમ્પના કાર્યમાં સંસ્થાને મદદરૂપ બનેલા સજ્જનોને નવાજવાના હેતુસર યોજાયેલી આ સભાને સંબોધતાં બૉમ્બે માર્કેટ ચૅરિટેબલ ફાઉન્ડેશનના ચૅરમેન શ્રી વસંતભાઈ જરીવાલાએ કહ્યું :

'અમારા ટ્રસ્ટે આ વર્ષે કેટલ કેમ્પ ખોલવાનો વિચાર કર્યો, પણ જેમ જેમ ઊંડા ઊતરતા ગયા તેમ તેમ ખ્યાલ આવ્યો કે ગમે એટલા પૈસા ખર્ચીએ કે માણસો રાખીએ તોય આ કામ થઈ શકે એમ નથી. એ અરસામાં અમે સંસ્થાનો સાંકરીનો કેમ્પ જોવા ગયા. અતિશયોક્તિ નથી, પણ મને લાગે છે કે આ કેમ્પમાં કોઈ ખામી શોધી ન શકાય.'

આવી કંઈક બિરદાવલીઓ વચ્ચે તા. ૨૬/૩ના રોજ શ્રી સ્વામિનારાયણ જયંતીનો ઉત્સવ ઊજવી વિદાય થયેલા સ્વામીશ્રી નવસારી, ચીખલી, વલસાડ, વાપી, દમણ, સેલવાસ, નરોલીને પાવન કરતાં તા. ૨૮/૩ની બપોરે એક વાગ્યે મુંબઈ પધાર્યા.

છેલ્લા દોઢ જ દિવસમાં તેઓએ આઠ નગરોનો વિદ્યુતવેગી પ્રવાસ ખેડી નાંખેલો. છતાં અહીંની સ્વાગત-સભામાં જ્યારે એક હરિભક્તે 'બાપા ! કાંઈ તકલીફ તો નથી પડી ને ?' એમ પૂછ્યું ત્યારે સ્વામીશ્રી બોલ્યા: 'મહારાજ-સ્વામી અને શાસ્ત્રીજી મહારાજ-યોગીબાપા મળ્યા પછી તકલીફ શાની ? એનું જે બળ છે એ મોટી વાત છે. એને સંભારીએ એટલે બધું વિઘ્ન ચાલ્યું જાય. તકલીફ તો પહેલાં હતી. ખાવા ન મળે ને માર પડે. હવે તો જ્યાં જઈએ ત્યાં બધું વ્યવસ્થિત તૈયાર. આજે તો વેરી ઘા વખાણે એવી વાત થઈ. બહારથી ભલે બોલ્યા કરે પણ મનમાં ઘા રમી જાય કે 'આવો સત્સંગ, આવું કાર્ય, આવા સંતો બીજે ક્યાં મળે ?' હવે તો ભગવાન ન ભજીએ એટલી આપણી ખોટ. માટે ભગવાનનું ભજન કરી લેવું.'

જેમ ગગનગામીને ધરતીના ખાડા-ટેકરા ન નડે તેમ ગુરુગામી સ્વામીશ્રીને પણ કોઈ મુશ્કેલી કનડી શકી નહોતી.

## હું તો ફરતો જ રહું છું

તા. ૨૮/૩ની સાંજે બિરલા માતુશ્રી મંદિરમાં એનાર્ડે ફાઉન્ડેશન તરફથી યોજાયેલા 'સંત-સંનિધિ' કાર્યક્રમમાં સ્વામીશ્રીએ શ્રોતાસમૂહમાં

પોતાનું સ્થાન ગ્રહણ કરેલું. અહીં થોડી જ વારમાં એક વિશાળ ઔદ્યોગિક ગૃહના સૂત્રધાર શ્રી આદિત્ય બિરલા પણ આવી પહોંચ્યા. સ્વામીશ્રીને વંદન કરી તેઓની બાજુમાં જ બેઠેલા આ ઉદ્યોગપતિએ વાતચીત દરમ્યાન પૂછ્યું: 'સ્વામીજી ! આપનું નિવાસસ્થાન કયું ?'

'હું તો ફરતો જ રહું છું. તેમ છતાં સંસ્થાની હેડ ઑફિસ અમદાવાદમાં છે.'

'ત્યાં આપ કેટલું રહો છો ?'

'વર્ષે ૧૦-૧૫ દિવસ.'

સ્વામીશ્રીનો આ ઉત્તર એ ઔદ્યોગિક માંધાતાને ચોંકાવી ગયો. જન-ઉત્કર્ષ માટે પલાંઠી વાળીને ન બેસનારા સ્વામીશ્રીને નિરાંતે મળવાની ઇચ્છા તેઓને થઈ આવી.

સ્વામીશ્રી વિષે આવું જ આકર્ષણ ધરાવતા મહાનુભાવોથી ભરચક આજની સભામાં ઉદ્‌બોધન કરતાં એનાર્ડે ફાઉન્ડેશનના સંયોજક શ્રી મહીપતભાઈ શાહ બોલી ઊઠ્યા: 'પ્રમુખસ્વામી સર્વ ધર્મના છે, વિશાળ દિલના છે. ક્ષમાનું સંપૂર્ણ અસ્તિત્વ એમની પાસે છે. આપણે આપણાં કર્મો ખપાવી શકીએ એવું એમનું સાંનિધ્ય છે.'

## હરતું-ફરતું અક્ષરધામ

'મોટાપુરુષની રીત અલૌકિક છે. ક્રિયા કરાવીનેય બંધન ન થવા દે. કો'ક વાર રમાડી-જમાડીને ભગવાનમાં જોડે. કોઈ વાર ન આપીનેય સ્મૃતિ આપે. જાબાલિ જ્ઞાન લેવા આવ્યો ને એને ગાયોમાં જોડ્યો. કેવી ઊલટી ક્રિયા? અત્યારે સંતોને કૅટલ કૅમ્પમાં જોડી દીધા, પણ મોટાપુરુષ આવું કરાવીનેય અંતર શુદ્ધ કરી નાંખે.'

તા. ૧/૪ની સાયંસભામાં ઉપરોક્ત શબ્દો દ્વારા સત્પુરુષની અલૌકિક રીતનું નિવેદન કરી ઉતારે પધારેલા સ્વામીશ્રી અહીં ભોજન લેવા બિરાજ્યા. તે વખતે વંચાવા માંડેલા પુસ્તકમાં આવ્યું કે 'गुरु के चरणों में रहना यह परिपाटी है।'

આ વિધાનનો મર્મ સમજાવતાં સ્વામીશ્રી બોલ્યા: 'ગુરુને મૂકીને ક્યાંય ન જાય એ ચરણોમાં રહ્યા. સુખ પડે કે દુઃખ, માન થાય કે અપમાન, પણ બીજો વિચાર ન થાય. બાકી કાયમ કાંઈ ઓછું ચરણોમાં રહેવાય છે? ગુરુ

કહે એમાં મનુષ્યભાવ ન આવવો જોઈએ.'

આ સમયે એક દર્શનાર્થી યુવકે પૂછ્યું: 'બાપા! આપ શાસ્ત્રીજી મહારાજ અને યોગીજી મહારાજમાં કેવી રીતે જોડાયેલા?'

'એના થકી કલ્યાણ માન્યું હતું. એ જેમ કહે તેમ. તલવાર કે રૂમાલ જે કહે તે બરાબર.'

'સ્વામી! અક્ષરધામમાં ગયા વિના કેવી રીતે ખબર પડે કે ત્યાંનું સુખ કેવું હશે?'

'આપણને જે ભગવાનનું સ્વરૂપ મળ્યું છે તેનાથી જે સુખ આવે છે એનાથી અનુમાન કરવું. એ સ્વરૂપને વળગી રહેવું.'

સ્વામીશ્રીએ જ્યાં આ ઉત્તર કર્યો ત્યાં જ એક સંત પેલા યુવકને સમજાવતાં બોલ્યા: 'આ સામે બેઠું છે એ હરતું-ફરતું અક્ષરધામ.' આટલું કહી એ સંતે સ્વામીશ્રીને જ પૂછ્યું: 'બાપા! બરાબર ને?'

'હા, બરાબર.' સ્વામીશ્રીએ પણ મહોર મારી આપી.

## કરુણા અને કાર્યશક્તિનો દસ્તાવેજ

તા. ૭/૪થી આરંભાતા વિદેશ-પ્રવાસ માટે ઍરપોર્ટ પર પહોંચવા સ્વામીશ્રીને સવારે ત્રણ વાગ્યે ઊઠવાનું હતું. છતાં તેઓએ તા. ૬/૪ની રાત્રે ૧૧:૪૦ વાગ્યે છેલ્લી મુલાકાત આટોપી. ત્યારબાદ પણ તેઓ સૂવા માટે પલંગ પર ન બેસતાં પત્ર લખવા માટે સોફા પર બિરાજ્યા અને ત્રિગુણભાઈ ભટ્ટ નામના હરિભક્તને ઉદ્દેશી લખ્યું: 'આપને મળવા આવવાની અમારી ઘણી ઇચ્છા હતી, પરંતુ સંજોગો એવા આવી ગયા કે અમે આવી શક્યા નથી તો માફ કરશો. મહારાજને સંભારીને ભજન કરશો. મહારાજ બધું સારું કરશે.'

બંને કિડની ફેઇલ થઈ જવાથી હૉસ્પિટલમાં સારવાર લઈ રહેલા સત્સંગીને સ્વામીશ્રીએ લખેલો આ પત્ર દસ્તાવેજ છે – તેઓની કરુણા અને કાર્યશક્તિનો.

જે સમયે વિદાયમાનના ભવ્ય હારતોરા પોતાના કંઠમાં આરોપાતા હતા, જે સમયે વિદેશયાત્રા પૂર્વે છેલ્લા આશીર્વાદ લેવા મહાનુભાવોની હારમાળા પોતાની આગળ ખડકાતી હતી, જે સમયે કૅટલ કૅમ્પ જેવાં અનેક સંસ્થાકીય કાર્યો સંબંધી બેઠકોના સળંગ દોર ચાલતા હતા તથા જે સમયે એક દીર્ઘ અને દમામદાર વિદેશયાત્રા શરૂ થવાને માત્ર સાત જ કલાક બચ્યા હતા,

ત્યારે નજરથી ઓઝલ એક સામાન્ય ભક્તને યાદ રાખી તેને પત્ર લખવા સમય કાઢવો, અપરાધભાવ અનુભવતાં તેની માફી માંગવી એમાં સ્વામીશ્રીની અનહદ કરુણા અને બેહદ કાર્યશક્તિ જોઈ શકાય છે.

## મધરાતની મમતા

તા. ૭/૪ના રોજ ઊગેલી મુંબઈની સવાર ધુમ્મસથી ધૂંધળી હતી – વિદેશયાત્રા માટે વિદાય લઈ રહેલા સ્વામીશ્રીનાં દર્શને ઊમટેલા હજારો ભક્તોનાં અંતરની જેમ જ. બહારનું ધુમ્મસ તો ટૂંક સમયમાં સૂર્યની ગરમીથી ઓગળવાનું હતું, પણ ભક્તોનાં અંતરમાં વ્યાપેલી ધૂંધળાશ હટવાની નહોતી, કારણ કે તેઓથી તો સ્વામીશ્રીરૂપી સૂર્ય જ દૂર જઈ રહેલો !

પરિભ્રમણની પ્રક્રિયાને કારણે પૃથ્વીના અડધા ગોળા પર સૂર્યનું અજવાળું અને અડધા ગોળા પર અંધારું રહે છે. સાતમી તારીખની સવારે સાત વાગ્યે ઍર ઇન્ડિયાના વિમાન દ્વારા સ્વામીશ્રી આકાશમાં ઊડ્યા ત્યારે પણ કંઈક એવું જ બની રહ્યું. તેઓની ૧૨મી વિદેશયાત્રાના પ્રારંભની એ ઘડીએ દેશવાસી ભક્તોનાં મુખ મ્લાન થઈ ગયાં, પરંતુ વિદેશીવાસી ભક્તોના ચહેરા પુલકિત થઈ ઊઠ્યા.

આ મિશ્ર ભાવો વચ્ચે આશરે સાડા નવ કલાકની હવાઈ મુસાફરી કરી સ્વામીશ્રી સ્થાનિક સમય અનુસાર તા. ૭/૪ની સવારે ૧૧:૫૦ વાગ્યે લંડન પહોંચ્યા.

અત્રે તેઓનાં વધામણાં કરતી ભવ્ય સ્વાગત-સભા મંદિરના જ હૉલમાં સાંજે સાત વાગ્યે શરૂ થઈ. તેમાં સત્સંગીઓની સાથે રાજકીય-સામાજિક ક્ષેત્રના અનેક અગ્રણીઓ દ્વારા વહેતી થયેલી જયનાદો, પુષ્પહારો તથા સ્વાગતોર્મિઓની ત્રિવેણીએ સ્વામીશ્રીને તરબતર કરી મૂક્યા. લાગણીઓનાં આ પૂર વચ્ચે જ અમૃતધારા વહાવી સ્વામીશ્રી વ્યક્તિગત દર્શન આપવા બિરાજ્યા ત્યારે તેઓની શરીર-ઘડિયાળ મુજબ તો રાત્રિના પોણા ત્રણ વાગી ચૂકેલા. તેથી થોડી વારમાં જ જાહેરાત થવા લાગી કે 'દર્શનાર્થીઓ ઝડપથી આગળ વધે... સ્વામીબાપાને તો રાત્રિના ત્રણ વાગી ચૂક્યા છે...!'

પરંતુ ત્રણ વર્ષે મળેલો આ લાભનો લાડવો ઝડપથી આરોગી જવા કોઈ તૈયાર નહોતું. તેમાંયે રૂમિલ નામના શિશુને લઈ આવેલા તેના દાદા બોલ્યા : 'બાપા ! આ છોકરો કેટલાય વખતથી કહ્યા કરે છે કે મારે સ્વામી-

બાપાની જનોઈ જોવી છે.'

આટલું સાંભળતાં જ સ્વામીશ્રીએ પોતાનું ગાતરિયું એક કોરેથી ઊંચું કરી હાથમાં જનોઈ લઈ એ બાળકને બતાવી.

આ રીતે એકેએકને સુખ-સ્મૃતિ આપી ઉતારે પધારેલા સ્વામીશ્રીએ ભોજન લીધું. તે પછી તેઓને આરામમાં જ જવાનું હતું. ત્યાં જ કડકડતી ટાઢમાં પાર્કિંગની સેવા કરતા યુવકો દર્શન માટે દોડી આવ્યા. તેમાંના એક શ્રી તરુણે કહ્યું: 'બાપા! મારા હાથ બરફ જેવા થઈ ગયા છે. નહીં તો શેકહેન્ડ (હસ્તધૂનન) કરત.'

'એમ? લાવ જરા જોઉં તો કેવા ઠંડા છે?' આમ કહેતાં સ્વામીશ્રીએ એ તરુણના હાથમાં હાથ મિલાવ્યા.

તે સાથે જ સત્પુરુષની ઉષ્માનો સંચાર ટાઢીબોળ તરુણાઈમાં થવા માંડતાં તે થનગનવા લાગી. સ્વામીશ્રીના આગમનનો હેતુ બર આવ્યો.

## આપણે તો દાસ છીએ

તા. ૮/૪ની બપોરે મુલાકાત બાદ સ્વામીશ્રી ભક્તોના ભોજનની વ્યવસ્થા પર દૃષ્ટિ કરવા પધાર્યા ત્યારે અહીં એક થાળીમાં રહેલી વાનગી જોઈ કો'ક બોલ્યું: 'આ અમૃતપાક લાગે છે.'

'નો'ય અમૃતપાક. એ તો જુદો હોય.' સ્વામીશ્રીએ કહ્યું.

ત્યારે અન્ય એકે જણાવ્યું કે 'મગસ છે.'

જો કે આ ખુલાસાથી પણ સંતોષ ન પામતાં સ્વામીશ્રીએ જાતે જ તે મિષ્ટાન્નની ચપટી લઈ તેને સૂંઘ્યું. પછી બોલ્યા: 'આ તો ખાંડી બુંદીનાં ચકતાં છે. છૂટી બુંદી, બાંધી બુંદી ને ખાંડી બુંદી. છૂટી બુંદી દોથે પીરસે. બાંધી બુંદીના લાડવા વળે ને એ જ બુંદીને ખાંડી નાંખી ચોકીમાં દાબે ને ચકતાં પાડે.'

એક અચ્છા પાકશાસ્ત્રીની અદાથી આટલું વિવરણ કરી આગળ વધેલા સ્વામીશ્રીને આજની સાયંસભામાં બ્રેન્ટના મેયર અને ઉપમેયરની બેવડી ફરજ નિભાવતા શ્રી લેન વિલિયમ્સે 'ફ્રીડમ ટુ ધ સિટી'નું સન્માન આપ્યું.

આ બહુમાન ઝીલી સ્વામીશ્રી નિજનિવાસમાં પધાર્યા ત્યારે યુવક મંડળના અગ્રણી કાર્યકર શ્રી કૃષ્ણમૂર્તિ સામે આવીને ઊભા રહ્યા. તેઓએ તાજેતરમાં જ પાર કરેલી એક અભ્યાસકીય પરીક્ષાના સંદર્ભમાં પૂછ્યું: 'બાપા! હું પાસ થયો તો યુવકોને શેની પાર્ટી આપું?'

'ભગવાનની જે ઇચ્છા હોય તે.'

'તમે જ અમારા ભગવાન છો.'

'ભગવાન તો એક શ્રીજીમહારાજ છે. આપણે તો એના દાસ છીએ, ભક્ત છીએ.'

'પણ આપનામાં ભગવાન રહ્યા છે ને!'

'એ તો જે દાસ હોય તેમાં એનો વાસ હોય.'

આ માર્મિક બોધ આપી સ્વામીશ્રીએ ભક્તિની રીત શિખવાડતાં કહ્યું: 'આપણને ભાવે તે ઠાકોરજીને ધરાવવું.'

## એમ સંતશિરોમણિ, જીત્યા સ્વાદને જેહ

લંડનની ધરતી પર સૂરજદાદો પ્રકાશનું પાથરણું પાથરે ત્યારે તેની પર ગોરાઓ ગાંડા થઈને ગલોટિયાં ખાવા લાગે. તેને એ લોકો 'લવલી ડે' (સુંદર દિવસ) ગણે. સ્વામીશ્રીના આગમનના પ્રથમ બે દિવસ આવા 'લવલી' રહ્યા. પરંતુ પળે પળે પલટાતી રહેવામાં પાવરધી અંગ્રેજી આબોહવાએ તા. ૯/૪ની સવારે પોતાનાં રૂપ-રૂખ બદલતાં વીંઝાતા વાયરા સાથે હિમવર્ષા શરૂ થઈ. તે જોઈને સ્વામીશ્રી બોલ્યા: 'કોઈ પીંજારો રૂ પીંજતો હોય ને ઊડતું ઊડતું ખરે એવું લાગે છે.'

આ રીતે એક દિવસ સુધી પ્રભુ-પીંજારો બરફરૂપી રૂની ગાંસડીઓ પીંજી-પીંજીને આભની અટારીએથી પૃથ્વી પર મોકલતો રહ્યો.

પરંતુ વાતાવરણની આવી વિષમતાને ગણકાર્યા વિના ભક્તમેદની તો મંદિરમાં કાયમ જામેલી રહેતી. સ્વામીશ્રી પણ કો'કને બોલાવીને, તો કો'ક સામે હાથ ઊંચા કરીને; કો'ક સામે મલકીને, તો કો'કને નેણ ઉલાળીને પૂરવની પ્રીતના તાંતણે બાંધતા જતા. વળી, ચાલતાં ચાલતાં બે શબ્દ એવા બોલે કે ચારેકોર હરખનો વરસાદ વરસી રહે.

નાના બાળકોના ગાલે હળવેથી સ્પર્શ કરી, ચપટી વગાડી, ચાંદલો કરી કંઠી બાંધે. આ વહાલ-વર્ષાથી બાપની હથેળીઓમાં ઝૂલતા એ શિશુઓ ખિલખિલાટ કરવા લાગે. હાથ-પગ વીંઝતાં હુલસવા લાગે.

'ખાવા-પીવાનું કેમ છે? કપાળ કોરું કેમ છે? રવિવારે આવો છો કે નહીં?...' જેવી પૂછપરછની સાથે 'વાંધો નહીં આવે, દુકાન કાઢી નાંખજો... દીકરીનું ગોઠવાઈ જશે. સામેથી દરવાજા ખટખટાવતાં આવશે...' જેવા

આશીર્વાદ સભામાંથી આવતાં-જતાં સ્વામીશ્રીના મુખેથી નીકળતા રહે. તે દ્વારા કેટલાય પરિવારોનાં યોગક્ષેમની રખેવાળી થતી જાય.

આમ, ક્ષણમાત્રમાં સૌનો હૈયાભાર હળવો કરતા તેઓ તા. ૧૦/૪ની સવારે અલ્પાહાર માટે બિરાજ્યા ત્યારે સામે દર્શનાર્થીઓમાં એક યુવાન એકાગ્ર થઈને સ્વામીશ્રી જે જે જમી રહેલા તે તે નીરખી રહેલો. પોતે લાવેલાં ઢેબરાં સ્વામીશ્રી જમે અને મને તેની જ પ્રસાદી આપે તેવો સંકલ્પ તેના મનમાં રમી રહેલો. તે વખતે સ્વામીશ્રીએ ઢેબરું ભાંગીને ટુકડો મોંમાં મૂક્યો એટલે પેલો યુવાન મલકાયો. એ ટુકડો મમળાવતાં જ સ્વામીશ્રીએ બ્રહ્મતીર્થદાસ સ્વામીને પૂછ્યું : 'આ કોણ લાવ્યું ?'

'આ ભાવિન.'

'એને પ્રસાદીનું ઢેબરું આપો.'

સ્વામીશ્રીની આ વાત સાંભળી એ યુવાન તો ઊછળી ઊઠ્યો, પણ જેવો ઢેબરાનો ટુકડો મોંમાં મૂક્યો ત્યાં જ તે ઠરી પણ ગયો, કારણ કે તેમાં મીઠું જ નહોતું. તેને ખ્યાલ આવ્યો કે ભક્તોના ભાવને જ આરોગનારા સ્વામીશ્રી સ્વાદવૃત્તિથી સદંતર મુક્ત છે.

## ... એ મોટી લીડરશિપ

અલ્પાહાર બાદ શરૂ થયેલી મુલાકાતમાં લગ્નના આશીર્વાદ લેવા આવેલા એક યુવાનનો પરિચય આપતાં વ્યવસ્થાપકે કહ્યું : 'સ્વામી ! આ યુવકની લીડરશિપ એવી છે કે બધા તેનું માને.'

આ ઓળખ સાંભળી સ્વામીશ્રી બોલ્યા : 'સત્સંગમાં દાસાનુદાસ થઈને રહે એ મોટી લીડરશિપ. એનાથી કોઈ મોટું નથી. એનું બધા માને.'

સ્વામીશ્રીના મુખેથી અગ્રેસરની અદ્‌ભુત વ્યાખ્યા સરી પડી.

તે અનુસાર જીવન પણ ધરાવતા તેઓની નિશ્રામાં તા. ૧૦/૪ના રોજ યોજાયેલી રવિસભામાં પૂર્વ-આફ્રિકન દેશોના આર્થિક સલાહકાર તરીકે ફરજ નિભાવતા શ્રી વૉશિંગ્ટન ઓકુમુ ઉપસ્થિત હતા. તેઓ ગઈકાલે મળ્યા ત્યારે સ્વામીશ્રીની જાણમાં આવેલું કે 'આ મહાનુભાવ દારૂ-તમાકુ લેતા નથી અને સંપૂર્ણ શાકાહારી છે.'

આવા પવિત્ર જીવનથી પ્રસન્ન થયેલા તેઓએ કાર્યકરોને કહેલું : 'આમને કાલે આપણી સભામાં લાવજો. જાહેરમાં તેમનું સન્માન કરવું પડે.

બહુ ભલા માણસ છે.'

તે મુજબ આજે સ્વામીશ્રીએ આ રાજદ્વારીનું પુષ્પહાર પહેરાવી સન્માન કર્યું ત્યારે તેઓના આ સૌજન્યથી ગદ્‌ગદિત થતાં એ નિષ્ણાત નેતા બોલી ઊઠ્યા : 'હું ખ્રિસ્તી છું છતાં સ્વામીશ્રીએ મારા પર અદ્‌ભુત પ્રેમ વરસાવ્યો છે. હું આનું વર્ણન કરી શકું તેમ નથી. સ્વામીશ્રીમાં મને જે જ્ઞાની પુરુષનો અનુભવ થયો છે તે મારા જીવનમાં આ પહેલો જ છે.'

## મનનું મૂકે તે એકાંતિક

તા. ૧૧/૪ની સાયંસભામાં ઇનર લંડન ઍજ્યુકેશન ઑથોરિટી(ILEA)ના નેતા શ્રી નીલ ફ્લેચરે અર્પણ કરેલો શિલ્ડ સ્વીકારનારા સ્વામીશ્રીએ તા. ૧૩/૪ની સત્સંગ-સભામાં કહ્યું :

'આજે તો સૌને ભીડામાં લેવા છે. તે ભીડામાં લેવા એટલે શું ? એકાંતિક કરવા છે. મનનું મૂકે તે એકાંતિક. બધાને રાજી નહીં કરી શકો, પણ ભગવાન ને સંતને રાજી કરી લો. એક સંતને જ રાજી કરો તેમાં ભગવાન પણ રાજી થઈ જાય. આપણું બધું ભગવાનને અર્થે કામ આવે એટલે એકાંતિક.'

એકાંતિકપણાની આ સરળ સમજૂતી આપી વિદાય થયેલા સ્વામીશ્રી તા. ૧૫/૪ની સવારે અલ્પાહાર કરવા બિરાજ્યા ત્યારે બાળકોએ *'તારી એક-એક પળ જાય લાખની...'* ભજન લલકાર્યું. તે યાદ રાખી ઉકાળા-પાણી બાદ ઓરડામાં જવા ઊભા થયેલા સ્વામીશ્રીએ સૌ બાળકોને ભેગા કરી પૂછ્યું :

'હમણાં કીર્તન ગાયું તેમાં વાત આવી કે *'ભક્તો ચેતીને ચાલો જમના મારથી...'* તો વૉટ ઇઝ જમ ?' (જમ શું છે ?)

સ્વામીશ્રીના આ પ્રશ્નથી બાળકો મૂંઝાયા, પણ એ મૂંઝવણને વિદારતાં સ્વામીશ્રી બોલ્યા :

'જમ એટલે કિંગ ઑફ નરક. અંગ્રેજીમાં તમે જેને હેલ (hell) કહો છો તેનો રાજા. એની આંખો મોટી મોટી હોય. માથે શિંગડાં હોય. મોટા મોટા દાંત હોય. મોટું મોઢું હોય. તે ભગવાન ન ભજે તેને મારે. ખોટું કામ કરે તેને મારે. એના મારથી ચેતવાનું છે. જેમ ચોરી કરીએ તો પોલીસ મારે ને !

સત્સંગમાં આવ્યા પછી તોફાન કરીએ, ખોટું બોલીએ, કોઈને હેરાન કરીએ, મારીએ તો ભગવાન જમને મોકલે. આપણાથી કોઈનું ખરાબ થાય નહીં. કોઈ વઢે તો હાથ જોડવા પણ સામું ન બોલાય. વાંક ન હોય તોય કહે

તો આપણે રાજી રહેવું. બધાને નમવું. સેવા કરવી. હળીમળીને રહેવું.'

સ્વામીશ્રીએ ઊભાં-ઊભાં બાળસભા જ યોજી દીધી !

આ પણ તેઓની એક નિરાળી પદ્ધતિ. પાંચ-પચીસ બાળકો-યુવકોને તેઓ હાલતાં-ચાલતાં સંબોધી લે. તેમાં તેઓએ વહાવેલી પ્રેરણા આયોજિત સભા જેવી જ અસરકારક પુરવાર થાય.

## બધાની સાથે બધે ફાવે

તા. ૧૬/૪ની સવારે સ્નાનવિધિ બાદ ધોતિયું ધારણ કરી રહેલા સ્વામીશ્રીને ભગવત્ચરણદાસ સ્વામીએ પૂછ્યું : 'બાપા ! આપની સાથે અત્યારે બધા નવા સેવકો છે. એટલે સેવામાં ગફલત રહી જાય તોય આપ કશું કહો નહીં. આ સમયે જૂના સેવકો યાદ આવે કે નહીં ?'

'સાથે રહેતા હોય એટલે યાદ આવે, પણ તમે બધા સાથે છો એટલે વાંધો નથી.' આટલું કહી સ્વામીશ્રીએ ઉમેર્યું : '(મને) બધાની સાથે બધે ફાવે.'

જીવનમાં કોઈ ગમો-અણગમો ન હોય, કોઈ રાગ-દ્વેષ ન હોય, કોઈ લોભ-લાલચ ન હોય, કેવળ પ્રભુમાં પ્રીત અને અન્યના હિતની ભાવના હોય ત્યારે જ સ્વામીશ્રીએ કહેલા ઉપરોક્ત શબ્દો મોંમાંથી નીકળી શકે. માત્ર આ ચાર શબ્દો જ તેઓનું વ્યક્તિત્વ આકાશ જેટલું ઊંચું અને વિશાળ સાબિત કરવા માટે પૂરતા નથી લાગતા ?

## શક્તિ કરતાં ભક્તિ અધિક

તા. ૧૭/૪ની રાત્રે સ્વામીશ્રીને આપવામાં આવી રહેલી આવતીકાલની વિશિષ્ટ યુવાસભાની સમજૂતીમાં એક વાત આ રજૂ થઈ કે 'સ્વામીશ્રીને સભાખંડના મુખ્ય દ્વારેથી મંચ પર બિરાજેલા ઠાકોરજી પાસે પાલખીમાં લઈ જવા.'

પરંતુ આ પ્રસ્તાવને ફગાવતાં સ્વામીશ્રી બોલ્યા : 'ઠાકોરજી પાસે ઊંચે બેસીને જઈએ તે સારું નહીં. હરિકૃષ્ણ મહારાજને પાલખીમાં બેસાડો. હું ચાલતો આવીશ.'

છતાં યુવકો અને વડીલોનો પ્રેમાગ્રહ ચાલુ રહેતાં સ્વામીશ્રીએ તેઓની ભાવના અને પોતાની ભક્તિને જાળવતાં કહ્યું :

'હું હરિકૃષ્ણ મહારાજને લઈને બેસીશ, પણ એક શરત કે પાલખી

જમીનથી એક ફૂટ જ ઊંચી રહેવી જોઈએ. જેમ ખુરશીમાં બેસીને જઈએ છીએ તેમ. પાલખીને ખભે નહીં ઊંચકવાની.'

આ સાંભળી કાર્યકર શ્રી ઉપેન્દ્રભાઈએ કહ્યું: 'બાપા! આપનામાં શક્તિ બહુ છે. આપ વજન મૂકી દેજો ને! અમે ઊંચકી જ ન શકીએ.'

'શક્તિ તો બહુ છે, પણ ઊંચા થઈએ તો નીકળી જાય. ઠાકોરજીની, મંદિરની મર્યાદા રહેવી જોઈએ.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓની શક્તિ ક્યારેય તેઓની ભક્તિને ઓળંગી શકી નહોતી.

## એક જ ક્લાઈમેટ (આબોહવા)

તા. ૧૮/૪ના રોજ યોજાયેલી પ્રાતઃકથા દરમ્યાન 'સત્સંગમાં એમ વાત થાય છે...' એ 'સ્વામીની વાત'નું નિરૂપણ કરતાં સ્વામીશ્રીએ જણાવ્યું કે –

''ચોવીસે કલાક - ટ્વેન્ટી ફોર અવર્સ - રજોગુણ, તમોગુણ, સત્ત્વગુણના વિચારો ચાલ્યા જ કરે છે. તેમાં 'હું કોણ છું?' એ ખ્યાલ નથી રહેતો. વૃત્તિ પાછી વળે એ સાધુ. સત્સંગમાં વાત તો થાય છે પણ વા'ણું, ગાણું ને દુઝાણું હાલ્યું જાય તેમ બધું વહ્યું જાય છે. સત્પુરુષનો વિચાર રાખ્યો હોય તો બીજો વિચાર ઊઠે નહીં. એક એના સંકલ્પને લીધે જ આ બધું ચાલે છે. આપણે તો જગત જોઈને અહોહો... કરીએ. પણ કોને લઈને? એને લઈને છે. સત્સંગ સત્પુરુષને આધારે છે. તેની ઇચ્છા હશે તો વધશે ને નહીં હોય તો નહીં વધે. આપણે સુખિયા રહેવું. 'એ જે કરે છે તે સારું કરે છે' એવો વિશ્વાસ રાખવો. એના કાર્યમાં સંશય ન કરવો. દૂધ આખરે પણ 'થયું કે નહીં?..થયું કે નહીં?' એમ આંગળી બોળ્યા કરે તો?..''

સ્વામીશ્રીએ જ્યાં આમ દૃષ્ટાંત આપ્યું ત્યાં જ એક મુમુક્ષુએ ડહાપણ ડહોળ્યું કે 'બાપા! અહીં ક્લાઈમેટ પ્રમાણે કરવું પડે.'

આ તર્કનું સમાધાન કરતાં સ્વામીશ્રીએ કહ્યું:

'એની ક્લાઈમેટ તો એક જ છે, પણ આપણી ફર્યા કરે છે. તેની સ્થિતિમાં ફેર નથી. ઈંગ્લેન્ડ, અમેરિકા, ભારત કે આફ્રિકા – તેની ક્લાઈમેટ એક જ છે. યોગીજી મહારાજ વિશે ઘણા કહેતા કે 'એ શું જાણે?' પણ તેઓ પાસે શક્તિ હતી તે ભગવાનની હતી. કેવો વ્યવહાર ને મોક્ષ કર્યા! ઘણા ભૂલા પડી ગયા. માટે તેની પાસે નિષ્કપટપણે વર્તવું.'

સ્વામીશ્રીની આજની વાતો સંશયો છેદનારાં તાતાં તીર જેવી રહી.

## દૂધ સાચું પણ પાત્ર ખોટું

તા. ૧૮/૪ની બપોરે સ્વામીશ્રીનાં ભોજન-દર્શન માટે બેઠેલા યુવકોએ બાળકોની જેમ *'તમારી મૂર્તિ વિના...'* પદનું સમૂહગાન શરૂ કર્યું. તે સાંભળી ખડખડાટ હસી પડતાં સ્વામીશ્રી બોલ્યા :

'દૂધ સાચું છે પણ પાત્ર ખોટું છે. તમે બધું લઈને બેઠા છો (એટલે કે સંસાર માંડીને બેઠા છો), બાળકો તો નિર્દોષ કહેવાય. ભગવાનની મૂર્તિ સિવાય બીજું હોય નહીં. એટલે એ માંગે તે બરાબર કહેવાય. તમે બોલો છો એ બરાબર ન કહેવાય.' આમ રમૂજ કરતાં સ્વામીશ્રી ખૂબ હસ્યા.

આવી જ હાસ્યની છોળ્યોથી આજે સાંજે યોજાયેલી યુવાસભાયે તરબોળ થઈ ગઈ. તેમાં ત્રણેક કલાક સુધી લાભની લહાણી કર્યા બાદ સ્વામીશ્રી રાત્રે પોણા બાર વાગ્યે યુવકોને જમાડવા પણ પહોંચી ગયા! આ વખતે તેઓએ પંગતમાં ફરી ફરી સૌને હલવાસણના રૂપમાં હેત પીરસ્યું. તેને મમળાવતાં સૌ વિદાય થયા.

## સદ્‌નસીબ શિષ્યો

તા. ૧૯/૪ના રોજ આવેલી અખાત્રીજે મિડલેન્ડ્સ તરફ પ્રસ્થાન કરતાં પૂર્વે 'આવા સાધુ તો ખાસડાં મારે તોય અક્ષરધામમાં લઈ જાય...' એ 'સ્વામીની વાત'ના આધારે કથામૃત રેલાવતાં સ્વામીશ્રી બોલ્યા : 'અત્યારે તો ખાસડાં મારીને નહીં, પણ લાડવા જમાડીને અક્ષરધામમાં લઈ જાય છે.'

તેઓના આ સાહજિક ઉદ્‌ગારમાં કલ્યાણ કરવાની તેઓની અનોખી શૈલી ઉપસી આવી. આનંદ સાથે અધ્યાત્મ, ભોજન સાથે ભજન અને મોજ સાથે મોક્ષ આપનારા તેઓ જેવા ગુરુને પામનારા શિષ્યો સાચે જ સદ્‌નસીબ હતા.

તેમાંય તા. ૧૯/૪ની સવારે સ્વામીશ્રી વેલિંગબરો પધારતાં અહીંનું ભાગ્ય વિશેષ ઊઘડ્યું. તેથી હરખઘેલા બનેલા ભક્તોએ યોજેલી સાંજની સ્વાગત-સભામાં મેયરશ્રી સહિત અનેક અગ્રણીઓએ સ્વામીશ્રીને સન્માન્યા.

હિંદુ મંદિરે યોજાયેલી આ સભા બાદ સ્વામીશ્રી રમણભાઈ પટેલના ઘેર રખાયેલા ઉતારે પરત ફરી રહેલા ત્યારે ગાડીચાલક માર્ગ ચૂક્યો. તે જોઈ સ્વામીશ્રી બોલ્યા : 'હવે આ રસ્તેથી મોટર પાછી વાળીને પાછળના રસ્તેથી લઈ લે.'

રોજ રસ્તો રગડનારા ભૂલા પડ્યા, પણ એક જ વાર એ રસ્તેથી પસાર થનારા સ્વામીશ્રીને કેટલું યાદ !

## સેવે શ્રીહરિને આઠે જામ

વેલિંગબરોથી નોર્ધમ્પ્ટન અને બર્મિંગહામને લાભ આપતાં પ્રેસ્ટન પધારેલા સ્વામીશ્રીએ અત્રે તા. ૨૨/૪ના રોજ મંદિરનો ચોથો પાટોત્સવ ઊજવ્યો.

તેને અનુસરતાં આજની સાંજે જ તેઓની વિદાય-સભા પણ આવી પહોંચી. તેમાં જતાં પહેલાં સ્વામીશ્રી અચાનક મંદિરમાં દર્શન કરવા ગયા ત્યારે થાળ ચાલતો હોવાથી પડદા પાડેલા હતા, પરંતુ એ પડદાને ખસેડતાં તેઓ અંદર જઈને ઊભા.

અહીં તેઓએ દર્શન બાદ થાળ પર દૃષ્ટિ કરી તો તેમાં દાળ-ભાત કે ખીચડી-કઢી ન જોતાં પૂછ્યું : 'દાળ-ભાત નથી બનાવ્યાં ?'

આટલું કહી જવાબની રાહ જોયા વિના જ થાળ ગાતા દિનકરભાઈને સ્વામીશ્રીએ સૂચના આપી કે 'દાળ-ભાત તૈયાર થાય પછી તે ધરાવીને થાળ લેજો.'

તે પછી સભામાં જતાં સામે મળેલા સ્થાનિક સત્સંગી શ્રી ભાનુભાઈ પટેલને પણ તેઓએ કહ્યું : 'દાળ-ભાત બનાવડાવો ને થાળમાં મોકલો.'

તેથી જ્યાં સુધી દાળ-ભાત તૈયાર થઈને ન આવ્યાં ત્યાં સુધી પેલા હરિભક્ત થાળ ગાતા રહ્યા. છેલ્લે દાળ-ભાત ધરાવીને તેઓએ જ્યાં પાણી પાવા પ્યાલો ઊંચક્યો તો તે સાવ ખાલી જણાયો ! તે જોઈ દિનકરભાઈ વિચારી રહ્યા કે 'દાળ-ભાત આવવામાં થયેલા વિલંબને કારણે જ ઠાકોરજી જલપાન કરી ગયા હશે કે શું ?!'

*'સેવે શ્રીહરિને આઠે જામ...'* એવા સ્વામીશ્રીને ઠાકોરજીનું અનુસંધાન અખંડ રહેતું. તેથી જ આજે અંતર્યામીપણે પડદો ખસેડી અંદર પધારેલા તેઓએ ભક્તિમાં રહી ગયેલી ભૂલ સુધારી હશે ને !

## વધવું, પણ ઘટવું નહીં

તા. ૨૩/૪ના રોજ આવી રહેલા મુલાકાતીઓમાં ૧૬ વર્ષીય દિવ્યેશ ટેલરને જોતાં જ તેનો હાથ પકડી સ્વામીશ્રીએ પૂછ્યું : 'યાદ છે, તું નાનો હતો ત્યારે ઊંચેથી જયઘોષ કરતો'તો ! હવે કરે છે કે ભૂલી ગયો ?'

આમ કહેતાં સ્વામીશ્રી અગિયાર વર્ષ પૂર્વે જોયેલી એક બાળકની લાક્ષણિકતાને સંભારી રહ્યા. એકસાથે આસપાસ ઊડતાં અનેક પતંગિયાંઓમાંથી દરેકનાં રૂપ-રંગ યાદ રાખવાં તે કેટલું અઘરું? તેમ રોજેરોજ સંપર્કમાં આવતાં કંઈ કેટલાંય નાનાં-નાનાં બાળકોમાંથી દરેકની વિશેષતાને દસકાઓ વીતવા છતાં યાદ રાખનારા સ્વામીશ્રીની મેધા કેવી ગણવી?

આવી અસાધારણ પ્રતિભા ધરાવતા તેઓએ આજે સામે ઊભેલા પેલા કિશોર આગળ પોતાનો ડાબો હાથ મુઠ્ઠી વાળીને ઊંચો કરતાં જયનાદ ગજવી બતાવ્યો. તે દ્વારા એ કિશોરને તેના બાલ્યકાળની સ્મૃતિ કરાવવાની સાથે શીખ પણ આપી કે 'તું પૂજા કરતો, તિલક-ચાંદલો કરતો. હવે બધું ચાલુ રાખજે. વધવું, પણ ઘટવું નહીં.'

એકના મિષે બધાને આ બોધ આપતા સ્વામીશ્રીએ પ્રેસ્ટનથી વિદાય લીધી.

## અમારે હાયવોય છે જ નહીં

તા. ૨૩/૪ની સવારે પ્રેસ્ટનથી આસ્ટન આવેલા સ્વામીશ્રીનું સ્થાનિક સત્સંગ મંડળે ઉમંગભેર સ્વાગત કર્યું ત્યારે સૌ પર પ્રસન્નતા વરસાવતાં સ્વામીશ્રીએ કહ્યું: 'અહીં આસ્ટનમાં અમે જોયું છે. બધાને ત્યાં મંદિર ચોખ્ખાં મળે. એક નિષ્ઠા. નિષ્ઠા ને ઉપાસનાની વાત બેસી જાય તો જાણવું કે 'તે જૂના છે.' નવાને ટાઈમ લાગે.'

વ્યક્તિની જેમ મંડળે-મંડળની વિશેષતાઓ પણ સ્વામીશ્રીની સ્મૃતિના ચોપડે અકબંધ રહેતી. એ ચોપડો વર્ષો પછી ખૂલે તોય તેમાંથી એક અક્ષર આછો-ઓછો થયેલો જોવા ન મળે.

આ રીતે આસ્ટનમાં બિરાજેલા સ્વામીશ્રીની સ્વાગત-સભા તા. ૨૪/૪ની સાંજે ટેમસાઇડ થિયેટરમાં યોજાઈ. તેમાં સ્વામીશ્રીને સત્કારતાં મેયર શ્રી ફીટ્‌ઝ પેટ્રિક બોલી ઊઠ્યા: 'પ્રમુખસ્વામી મહારાજ પોપ જહોન પૉલ જેવા પવિત્ર આત્મા છે.'

આવા જ અનુભવમાંથી પસાર થયા શ્રી કાળિદાસભાઈ. IAS અધિકારીનો દરજ્જો અને ગુજરાતની ભાષા નિયામક કચેરીનું અધ્યક્ષપદ ધરાવતા આ મુરબ્બી ગઈકાલે સ્વામીશ્રીને મળતાંવેંત બોલેલા: 'આપનાં દર્શનથી એટલો આનંદ અનુભવું છું કે જાણે હમણાં જ હૈયું ફાટી જશે!'

સ્વામીશ્રીના સાંનિધ્યમાં થતા રહેતા આવા અવનવા અનુભવોની હારમાળામાં તા. ૨૫/૪ના રોજ એક સહપ્રવાસીએ અનોખો સૂર છેડ્યો કે 'સ્વામી! વિદેશમાં આપની સાથે વિચરણની મજા આવે છે. કશી હાયવોય નહીં. ત્યાં દેશમાં તો આપણને શાંતિ જ ન લેવા દે. એકનું બાંધવાનું ને એકનું છોડવાનું. બધી માથાકૂટ.'

આ સાંભળી સ્વામીશ્રી બોલ્યા : 'અમારે હાયવોય છે જ નહીં. તમારે એ બધું ખરું. અમારું તો બધું ભગવાન માથે. એ બધું કરી દે છે. અમે તો ભગવાનનું ભજન કરીએ, હાયવોય નહીં.'

પ્રવૃત્તિમાં પૂરેપૂરા પરોવાઈને પણ સ્વામીશ્રી તેથી નોખા-નિરાળા રહેતા.

## અક્ષરરૂપની ઓળખ

તા. ૨૫/૪ના રોજ સ્થાનિક મંડળે મંદિરમાં યોજેલી મહાપૂજામાં કંકુ-ચોખા અને પાન-સોપારીની ગોઠવણીથી માંડીને કોણ, કેવી રીતે મંત્રોચ્ચાર કરશે તે સહિત બધું દિશાદર્શન સ્વામીશ્રીએ કર્યું. આ સૂચનોથી વિધિ ઘણો જ સુંદર રીતે થતાં તેઓએ આશીર્વાદમાં જણાવ્યું : 'આપણે ફળિયામાં ઘોડો ફેરવી લીધો. આ પણ મોટો યજ્ઞ થઈ ગયો. અહીંના હરિભક્તોનો ભાવ હતો કે 'કોઈને ભૂખ્યા રાખવા નહીં.' એટલે સંતોને (નોમના ઉપવાસે જમવાની) છૂટ આપી છે.'

આ સાંભળી એક હરિભક્ત બોલ્યા : 'સંતોને સ્મૃતિ રહી જશે.'

'સ્મૃતિ અને સ્ફૂર્તિ બેય !'

આમ કહી સ્વામીશ્રીએ પુરાણી ભાગવત વાંચે ત્યારે જો ઉપવાસ કર્યો હોય તો મરતું મરતું બોલે તે સાભિનય કરી બતાવ્યું. તે પછી પુનઃ વાત ઉપાડી કે 'જો દૂધનો પાલો (પ્યાલો) ચડાવીને પુરાણી શરૂ કરે તો 'શ્રીવાસુદેવવિમલામૃત-ધામવાસમ્ ...' એમ જોરથી ઉપાડે. પોથીમાં રહેલા ભગવાનને પ્રત્યક્ષ કરી દે.'

'આ પ્રત્યક્ષ દેખાય છે ને !' કો'ક બોલ્યું.

ત્યારે સ્વામીશ્રીએ પણ કહ્યું : 'દેખાય છે પણ મનાતા નથી. પાછળ ચક્કર ફરતું હોય, સમાધિ થતી હોય, આકાશમાં ઊડે એ બધું મનાય.'

'સામે દર્શન થાય છે એમાં બધું આવી ગયું !'

''એ જ્ઞાનની સ્થિતિ કરવાની છે. સાક્ષાત્ અક્ષરધામમાં જ બેઠા છીએ. મહારાજ પ્રગટ્યા ને અંતર્ધાન થયા એ તો નરનાટ્ય છે. એ પ્રગટ જ રહ્યા છે;

ગયા નથી. ગયા હોય તો મોક્ષનું કાર્ય બંધ થઈ જાય. અહીં આ હરિભક્તો સામાન્ય લાગે પણ બધા મુક્ત છે. દેહભાવને લઈને મનાય નહીં, પણ મનાશે પછી જ સુખ આવશે. કોઈ સાથે અરુચિ ન થાય, આનંદ-આનંદ રહે, ક્રોધ ન આવે, ઉતાવળા થઈને ઊંચે સાદે બોલાય નહીં, ભાવફેર ન થાય તો જાણવું કે અક્ષરરૂપ થયા. મંદિરોમાં, સમૈયામાં જઈએ ને ચલાવી લઈએ, ધક્કો ન લાગે તો અક્ષરરૂપ.

ભગવાનની મૂર્તિમાં સાક્ષાત્‌નો ભાવ રહે પણ 'આ સાક્ષાત્ છે' તે ન મનાય. એ મનાય ત્યારે જાણવું કે અક્ષરરૂપ થયા. સંત દ્વારા ભગવાન સર્વાંગે રહીને આ દર્શન આપે છે. એટલે સમજી સમજીને આટલું જ સમજવાનું છે. આ બેઠા છે એમાં વૃત્તિ જોડી દેવી. ઊંચે દેખાવાનું નથી ને છે તે મનાતું નથી. પછી અધ્ધર જ લટકી જવાનું ને! શિયાળને થાય કે ઊંટનો હોઠ ક્યારે પડે ને ક્યારે લઉં? તે ઊંટની સાથે દોડ્યા કરે. તેમ ઘણાને એમ થાય – 'હમણાં તેજ દેખાશે.' પણ એમ હમણાં-હમણાંમાં જ જિંદગી પૂરી થઈ જાય."

આમ, સ્વામીશ્રીએ આજે 'અક્ષરરૂપ'ની આગવી ઓળખ આપી દીધી.

## ભીડાભક્તિનો ભવ્ય ભૂતકાળ

મહાપૂજા પૂર્ણ કરીને મહાપ્રસાદ લેવા બિરાજેલા સ્વામીશ્રી સમક્ષ તેઓની પૂર્વ પરદેશ-યાત્રાઓની સ્મૃતિઓનો પ્રવાહ વહેતો થયો. તેમાં ભળતાં સ્વામીશ્રી બોલ્યા :

"૧૯૭૭ વખતે તો સવારથી ચક્કર ચાલુ થાય તે રાત્રે બાર કે એક વાગ્યે બધા એક ઠેકાણે સૂવા પૂરતા ભેગા થઈએ. આવીએ એટલે કોઈ કોઈને પૂછે નહીં. સીધા ધબ્બ લઈને પથારીમાં! લંડનેય એટલું ને અમેરિકાએય એટલું ખેંચાવ્યું. સૂવાનું બીજે, પૂજા બીજે ને નાસ્તો ત્રીજે ઠેકાણે હોય. ત્યાંથી પધરામણી ચાલુ થાય તે વળી બપોરે જમવાનું જુદી જ જગ્યાએ ગોઠવ્યું હોય. એ દૂર દૂર જઈને જમીએ ત્યાં બે-ત્રણ વાગે. વળી, પાંચ વાગ્યે પધરામણીમાં. પછી સભામાં ને રાત્રે જમવાનું કંઈક ચોથી જ જગ્યાએ હોય. એવું ચક્કર ચાલે કે ઉતારે આવતાં બધા પથારીમાં ફસકી પડે. 'કેમ છો?' પૂછવાની વાત જ નહીં. સીધા સૂઈ જ જાય.

મુંબઈ ઊતર્યા ને પડ્યા (બીમાર). હું સવારે જાગ્યો ત્યારે તાવ હતો. એ મને તો ખબર જ નહીં. આ તો નોર્મલ આપણે જેમ ઊઠીએ ને લઘુ કરવા

જઈએ તેમ હું ગયો. એ ટાણે તો હાથ ઝાલવાનો નહીં ને ! એટલે ચોકડીમાં જ પડી ગયો. ભાન જ નહીં. ઊંચકીને પાછો રૂમમાં લઈ ગયા. તાવ બહુ હતો. ઊતરે જ નહીં. દવા કામ ન કરે. મને ગરમી ગરમી લાગે. શરીરને ક્યાંય ગોઠે નહીં. પડ્યા તે એવા પડ્યા... પછી (વિચરણમાં) બ્રેક વાગી...''

સ્વામીશ્રીએ કરેલા કાયાના કચુંબરની આ કથની સાંભળી સૌ અહોભાવ ઉચ્ચારી ગયા.

## આજ્ઞા પાળે તે સત્યુગમાં જીવે છે

આસ્ટનમાં શ્રી વિનુભાઈ પટેલના ઘેર રોકાયેલા સ્વામીશ્રી તા. ૨૫/૪ની સાંજે અહીંથી ધર્મલાભ આપવા ઓલ્ડહામ પહોંચ્યા. અત્રે તેઓએ નરનારાયણની ગાદીના હરિમંદિર અને ઇન્ડિયન ઍસોસિયેશનના રાધા-કૃષ્ણ મંદિરે દર્શન કર્યાં બાદ વર્નેથ પાર્ક હૉલમાં આશીર્વાદ વરસાવ્યા.

આવી જ અમૃતધારા રેલાવતાં સ્વામીશ્રીએ તા. ૨૬/૪ની સવારે આસ્ટનથી પ્રયાણ કરતાં પૂર્વે વિદાય-વચનો ઉચ્ચાર્યાં કે –

''ઘણા કહે – 'સત્યુગ આયેગા.' પણ કામ, ક્રોધ, લોભ, મોહ, છળ, કપટ, પ્રપંચ, મારું-તારું, ઈર્ષ્યા-અસૂયા, દેહાભિમાન બધું છોડી સંત કહે તેમ કરે તેને સદા સત્યુગ જ છે. આજ્ઞા પાળે તે સત્યુગમાં જીવે છે. અહીં ગવર્નર આવે તે કેવા લાગે ? આપણા જેવા. પણ કેટલો ફેર છે ? એનાથી થાય તે સામાન્ય મનુષ્યથી થાય છે ? એમાં એની ઓળખાણ થઈ જાય તો ? ઘેર ઉતારીએ ને ચા-પાણી એમ દોટાદોટ કરી મૂકીએ.

એવું જ સંતનું છે. તેની ઓળખાણ નથી ત્યાં સુધી સૂનું રહે. પણ 'સાક્ષાત્ ભગવાનનું સ્વરૂપ છે, ભગવાન એ દ્વારા કલ્યાણ કરે છે, વિચરે છે' એમ જાણવું તે ઓળખાણ. માણસ ભવિષ્ય જોવડાવે. સારું હોય તો રાજી થાય ને સારું ન હોય તો દુઃખ થાય. (પણ) ભગવાન ભજવા એ આપણું ભવિષ્ય.''

આમ, ભવિષ્યની દિશા ચીંધી સ્વામીશ્રી આજની બપોરે બાર વાગ્યે લીડ્ઝ પહોંચ્યા.

## સત્સંગ મૂકીને જતા નથી તે બ્રહ્મરૂપ

લીડ્ઝમાં આવતાંવેંત હિંદુ મંદિરમાં યોજાયેલી સ્વાગત-સભામાં ધર્મલાભ આપનારા સ્વામીશ્રીએ આ સંકુલમાં જ બપોરનું ભોજન ગ્રહણ કર્યું.

ત્યારબાદ સાંજે લેઉઆ પટેલ કમ્યુનિટી સેન્ટરમાં અમૃતવાદળી વરસાવી તેઓ બ્રેડફર્ડ પધાર્યા.

અહીં પણ સત્સંગ-સભાનો લાભ આપી પુનઃ લીડ્ઝ પહોંચેલા તેઓએ અત્રે તા. ૨૭/૪ની સવારે હિંદુ મંદિરના હૉલમાં પૂજા કરી આ મંદિરમાં જ અલ્પાહાર ગ્રહણ કર્યો અને મુલાકાતમાં પરોવાયા.

તે વખતે આવેલા એક હરિભક્તના નાનકડા પુત્ર વંદનને સ્વામીશ્રીએ ખોળામાં લઈ હેતથી રમાડ્યો. મુલાકાતમાંથી ઊભા થયા પછીયે જેમ દાદા પૌત્રને લાડ લડાવે તેમ વાંકા વળી એનાં બે કાંડાં પોતાના બેઉ હાથથી ઝાલી એ સૂતેલા શિશુને બેઠો કર્યો. વળી, સુવાર્યો. વળી, બેઠો કર્યો. આમ, એક વણફૂટ્યા દાંતવાળા શિશુ પર સ્વામીશ્રીએ એવી સ્નેહવર્ષા કરી કે આસપાસ ઊભેલા સૌની દંત-બત્રીસી ખીલી ગઈ!

આવા ગમ્મતમય બ્રહ્મ સ્વામીશ્રી મંદિરેથી ડૉ. વિજયભાઈ પંચોલીના ઘેર આવ્યા ત્યારે સાહજિક વાર્તાલાપમાં બોલ્યા: 'મળ્યા છે તે મૂકે તેવા નથી. ઉપવાસ કરાવીનેય તથા જમાડીને પણ દોષ ટાળીને બ્રહ્મરૂપ કરશે. તે માયા પર છે તો માયા પર કરશે.'

આ સાંભળી એક સંતે કહ્યું: 'મહારાજના વખતમાં દરેક મંડળમાં બ્રહ્મરૂપ થયેલા સંતો હતા. અત્યારે બહુ દેખાતા નથી.'

'દૃષ્ટિ જોઈએ. સત્સંગ મૂકીને જતા નથી તે બ્રહ્મરૂપ જ છે.' આટલો ખુલાસો કરી સ્વામીશ્રીએ ઉમેર્યું: 'અહીં ચારેબાજુથી ભીડો. બધાને ભગવાન ને સંતને રાજી કરવા તાન છે. સત્સંગમાં પડ્યા છે તે જાણવું બ્રહ્મરૂપ છે. મોટાપુરુષની આજ્ઞા પ્રમાણે રહે છે તે બ્રહ્મરૂપ કહેવાય.'

સ્વામીશ્રીની બ્રહ્મદૃષ્ટિ અનોખી હતી.

## પરદેશી પાર્લામેન્ટમાં પ્રથમ પદાર્પણ

તા. ૨૮/૪નો દિવસ ભારતીય સંસ્કૃતિ, સ્વામિનારાયણ સંપ્રદાય અને બ્રિટિશ શાસન – ત્રણેયના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત થવાનો હતો, કારણ કે આ દિવસે ૮૦૦ વર્ષ જૂની બ્રિટિશ પાર્લામેન્ટમાં પ્રથમ વાર જ કોઈ ભારતીય ભગવાંધારીનાં પગલાં પડી રહેલાં. જે સામ્રાજ્ય પરથી એક સમયે સૂર્ય કદી આથમતો નહોતો, તે અંગ્રેજ અનુશાસનના મુખ્ય મથક સમી આ પાર્લામેન્ટના આકર્ષક સદન પાસે સ્વામીશ્રી પહોંચ્યા ત્યારે શ્રી કિથ વાઝ,

ર્‌હોડ્‌ઝ બૉયસન, રોબર્ટ શેલ્ડન, ટોની જેસલ, પૉલ બોટંગ, જેરેમી કોરબીન, હ્યુ ડાઈક્સ, મેક્સ મેડન વગેરે સાંસદોએ તેઓને પુષ્પહારથી આવકાર્યા અને પાર્લામેન્ટના રૂમ નંબર-૧૪ સુધી દોરી ગયા. સમય હતો – સાંજના ૩:૪૦ વાગ્યાનો.

અત્રે સ્વામિનારાયણ સંપ્રદાયની મર્યાદા અનુસાર બેઠકો ગોઠવાઈ હતી. હાઉસ ઑફ કૉમન્સના મુખ્ય મંચની મધ્યમાં સ્વામીશ્રી પોતાની આગળ ઊંચા પાટલા પર ઠાકોરજી પધરાવીને બિરાજ્યા. સામે અઢીસો ઉપરાંત હિંદુઓ તથા અન્ય નાગરિકોએ સ્થાન લીધું. સંતો-સાંસદો પણ યથાયોગ્ય જગ્યાએ બેઠા. સમારોહના પ્રારંભમાં સંતોનાં વેદગાન અને શાંતિપાઠ ગુંજ્યાં, ત્યારબાદ અક્ષર-પુરુષોત્તમનો જયનાદ ગાજ્યો. તે ઊંચા ગુંબજ સાથે અફળાઈને જોરદાર પડઘા પાડી રહ્યો.

એ જયકારમાં પોતાનો સૂર ભેળવતાં ભારતીય મૂળના પ્રથમ બ્રિટિશ સાંસદ કિથ વાઝે કહ્યું: 'સ્વામીશ્રીને આવકારતાં મને ખૂબ આનંદ થાય છે. પહેલી જ વાર તેઓ જેવા સુવિખ્યાત ધાર્મિક નેતાએ આ પાર્લામેન્ટ હાઉસની મુલાકાત લીધી છે.'

આ સ્વાગતોર્મિ બાદ સાંસદ શ્રી પૉલ બોટંગે 'ગંગામાં તણાતો વીંછી પોતાને બચાવનાર માણસને ડંખ મારતો રહ્યો છતાં તે માણસે વીંછીને બચાવવાનું ચાલુ રાખ્યું,' એ દૃષ્ટાંત દઈને કહ્યું: 'સ્વામીજી ! એ ઉત્તમ સ્વભાવ આપનામાં છે.'

ત્યારપછી વિવેકસાગરદાસ સ્વામી, ધર્મવત્સલદાસ સ્વામીનાં પ્રવચનો અને *'વહાલું લાગે સ્વામિનારાયણ નામ...'* કીર્તનગાન રજૂ થયાં. તેને અનુસરતાં સાંસદ શ્રી જેરેમી કોરબીને જણાવ્યું કે 'સ્વામીજી ! આપની મુલાકાત આ દેશની સાંસ્કૃતિક શક્તિને ઘડે છે. એટલે જ વિનાશને પંથે જઈ રહેલી દુનિયાને સાચી શાંતિનો રાહ બતાવવા માટે આ પાર્લામેન્ટ હાઉસમાં આપની ઉપસ્થિતિ ખૂબ જ આવકાર્ય છે.'

આ ભાવોદ્‌ગાર પછી પણ વિવિધ સાંસદો દ્વારા સ્વામીશ્રીની બિરદાવલીઓ ગુંજતી રહી. અંતે કિથ વાઝે બ્રિટિશ પાર્લામેન્ટ વતી 'હાઉસ ઑફ કૉમન્સ શિલ્ડ' સ્વામીશ્રીને અર્પણ કર્યો ત્યારે તો સંસદ-ભવન તાળીઓના ગડગડાટથી ગાજી ઊઠ્યું.

સમારોહની આ ભવ્યતામાં પોતાના આશીર્વાદની દિવ્યતા ઘોળતાં

સ્વામીશ્રીએ જણાવ્યું: 'અહીં આજે ધર્મસભા યોજીને એક મહત્ત્વનું કાર્ય કર્યું છે. ધર્મને સાથે રાખી કાર્ય કરવામાં આવે તે રાજ્ય માટે જરૂરી છે. અમારી સંસ્થામાં કોઈ રાજકીય ભાવના નથી પણ માત્ર ધર્મભાવના જ છે. લોકો અને વિશ્વ સુખી થાય, શાંતિમય સંસ્કારપૂર્ણ જીવન જીવે એ જ ભાવના છે. અહીંની પ્રજા સાથે સુમેળ રાખી, સારું જીવન જીવી, સરકારને મદદરૂપ થાય એવી ભાવના હંમેશ માટે રહી છે.'

આ અમૃતધારાથી બ્રિટિશ સંસદને પાવન કરી સ્વામીશ્રીએ અધ્યક્ષ શ્રી બર્નાર્ડ વેધરીલને મળવા વિદાય લીધી ત્યારે ૪:૫૫ વાગ્યાનો સમય થયેલો.

જ્યાં જૂજ મુલાકાતીઓને જ પ્રવેશ મળે છે તે અધ્યક્ષના વિશાળ કક્ષમાં સ્વામીશ્રી પધાર્યા ત્યારે આ વરિષ્ઠ પદાધિકારીએ તેઓનું યથોચિત સ્વાગત કર્યું. ત્યારબાદ શરૂ થયેલા ઔપચારિક વાર્તાલાપમાં અધ્યક્ષશ્રીએ ભારતની ગરિમા વર્ણવતાં કહ્યું: 'મારા પાંચ વર્ષના ભારત-વસવાટ દરમ્યાન મારા પર એ સંસ્કૃતિની એટલી ઊંડી અસર થઈ કે હું અત્યાર સુધી શાકાહારી રહ્યો છું. ભારત સિવાય મારા માટે બધું પરદેશ છે.'

તેઓનો આ ભાવ જોઈ સ્વામીશ્રી પણ પ્રસન્ન થતાં બોલી ઊઠ્યા: 'આ તમારો છેલ્લો જન્મ છે.'

આ સાંભળતાં જ અધ્યક્ષ તો ગદ્‌ગદિત થઈ ગયા. જાણે તેઓને આત્માના સાચા સગાની પરખ થઈ ગઈ! તેઓએ લળી લળીને આશીર્વાદ માંગ્યા. વારંવાર પધારીને પાર્લામેન્ટને ધન્ય કરવા વિનંતી ઉચ્ચારી. ઠેઠ પાર્લામેન્ટના પ્રાંગણ સુધી સ્વામીશ્રીને વળાવવા આવ્યા. સ્વામીશ્રી ગાડીમાં બેસી વિદાય થયા બાદ જ તેઓ નિજભવનમાં પરત ફર્યા.

આ રીતે પૂરા આદરમાન સાથે પાર્લામેન્ટ હાઉસથી વિદાય થયેલા સ્વામીશ્રીના હાથે સંપ્રદાયની વધુ એક વિજયપતાકા આજે ફરકી ગઈ.[૧૬]

## યુનિટી એટલે યુનિટી

સંસદ-ભવનથી લુટન પહોંચેલા સ્વામીશ્રી અહીંના સનાતન મંદિરમાં



૧૬. બ્રિટિશ પાર્લામેન્ટમાં થયેલા સ્વામીશ્રીના આ સન્માનને નીરખવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઈન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...

યોજાયેલી જાહેર-સભામાં પધાર્યા ત્યારે સત્સંગી શ્રી શશિકાંતભાઈ લવિંગ-એલાયચીનો હાર પહેરાવી સ્વાગત કરવા આવ્યા, પરંતુ આ કલાત્મક સ્વાગતોપચાર પોતાને નહીં, પણ બાજુમાં બિરાજેલી ઉત્સવમૂર્તિને અર્પણ કરવાની સૂચના સ્વામીશ્રીએ આપી. દુનિયામાં ગાજે એવું સન્માન ઝીલ્યા પછીયે તેઓ ઠાકોરજીની દાસત્વભક્તિ ન ચૂક્યા.

તે સાથે જ આજની સભામાં એક મનનીય મુદ્દો સમજાવતાં સ્વામીશ્રી બોલ્યા : 'માણસ ચંદ્ર સુધી પહોંચ્યો, પણ મંદિર સુધી નથી પહોંચ્યો.'

સૌને સજાગ કરતો આ સંદેશ વહાવી રાત્રે બાર વાગ્યે લંડન પરત ફરેલા સ્વામીશ્રીએ તા. ૨૯/૪ની સાંજે ક્રોલીની ટોમસ બેનિટ સ્કૂલમાં ધર્મલાભ આપ્યો.

અહીંથી તેઓ નિસડનના મંદિરે પધાર્યા ત્યારે અત્રે તા. ૧/૫ના રોજ નેશનલ કોંગ્રેસ ઑફ ગુજરાતી ઑર્ગેનાઇઝેશન(NCGO)ની ૯૧ સંસ્થાના કાર્યવાહકો મળવા આવી પહોંચ્યા. આ હોદ્દેદારો સાથે હિંદુ ધર્મના ઉત્કર્ષ માટે વિચાર-વિનિમય થયા બાદ તેઓને ધર્મના વિકાસની રૂપરેખા દોરી આપતાં સ્વામીશ્રીએ જણાવ્યું :

"હિંદુને હિંદુત્વની ખુમારી હોવી જોઈએ. લગ્ન તો ધાર્મિક વિધિ છે. તેમાં દારૂની પાર્ટી હોય? હિંદુને દહેજ પણ હોવું જ ન જોઈએ. એ આપણી પ્રથા નથી. આપણે સૌએ આ ચારિત્ર્ય માટે જાગવું પડશે. હવે બેઠા નહીં રહેવાય. ડગલું ભરવું પડશે. અહીં જ્યૂ (યહૂદી) લોકો વર્ષોથી રહ્યા છે ને પોતાનો ધર્મ, ભાષા, સંસ્કૃતિ બધું જાળવી રાખે છે. આપણે ધંધા ને પૈસાની પાછળ પડ્યા છીએ. તમારે દર રવિવારે ભેગા થવું જ જોઈએ. સત્તાની માથાકૂટ નહીં. જો એની લાલચ હશે તો ઊંચા નહીં અવાય. યુનિટી (એકતા) એટલે યુનિટી. નહીંતર અહીંનાં મોજમજા, વિલાસમાં આપણા છોકરાઓ ખોવાઈ જવાના છે એ નક્કી વાત છે."

સ્વામીશ્રીની આ હૃદયસ્પર્શી વાણીથી નવી દિશા પામેલા સૌ તે તરફ ડગલાં માંડવા કટિબદ્ધ થયા.

## તમે સુખી થાવ એ અમારું સુખ

આખેઆખા હિંદુ સમાજને દિશા ચીંધી સ્વામીશ્રી જે એક સત્સંગીની સમસ્યા ઉકેલવા બિરાજ્યા તે પ્રશ્ન ઘણો પેચીદો હતો. મોટી ઉંમરે સંપત્તિ

બાબતે પત્ની અને પુત્રો સાથે વિખવાદ ઊભો થતાં, એક વડીલ કુટુંબના કજિયાને કૉર્ટના કઠેડા સુધી લઈ ગયેલા. એ વ્યક્તિને સ્વામીશ્રીએ આજે મળવા બોલાવેલી. તેઓ આવતાંવેંત કહેવા લાગ્યા: 'બાપા! હું તો લપસી પડ્યો છું.'

'તમારે ત્યાં ને ત્યાં પડી રહેવું છે કે ઊભા થવું છે? અમે તમને ઊભા કરવા આવ્યા છીએ. અમારે તમને અક્ષરધામમાં લઈ જવા છે. તમારે આવવું છે કે નહીં?'

'આવવું છે.'

'તો અમે કહીએ તેમ કરો.'

'પણ બાપા! મારું કોઈ નથી.'

'કેમ? અમે તમારા જ છીએ ને! જો તમારા ન હોત તો તમને બોલાવત શું કરવા? તમે દેશમાં આવો. તમારી બધી સગવડ કરી આપીએ. તમે કહો તે પ્રમાણે તમારા કુટુંબમાં જ સંપત્તિની ગોઠવણ નક્કી કરી દઈએ.'

'મારે પહેલાં પૈસા જોઈએ. દેહનો કોઈ નિર્ધાર નહીં.'

'તમને માયા ખરેખરી જીવમાં પેસી ગઈ છે.'

'ના, પેસી નથી. પેસાડી છે.'

આમ, સ્વામીશ્રી સામે એ વડીલ જે રીતે વાતો કરી રહેલા તે જોતાં કોઈને આ મડાગાંઠ ઊકલે તેમ જણાતું નહોતું. છતાં સ્વામીશ્રીની તપશ્ચર્યાથી એ વ્યક્તિએ અક્કડતા છોડતાં સ્વામીશ્રીએ તેઓના દીકરાઓને બોલાવ્યા અને તે સૌને સાથે બેસાડી વાત માંડી કે 'તમે બૅરિસ્ટર ઊંધા પકડ્યા. આ બૅરિસ્ટર અમે કંઈ ખોટા હતા? જેના થકી મોક્ષ-કલ્યાણ માન્યું એનો વિશ્વાસ તમે ગુમાવી બેઠા, પછી શું સમજ્યા? શું સત્સંગ કર્યો? તમારા વકીલને અહીં બોલાવી લાવો. હું એને મગજમાં બેસાડીશ. હું એને સલાહ આપું. મને અંતર્યામી જાણતા હો તો આ કરો. ભગવાન અને સંત જ આપણું સારું કરવાના છે એ સમજી રાખો.'

આ રીતે એક મોભીની જેમ સ્વામીશ્રી મધ્યસ્થી થતાં બંને પક્ષે સુખદાયક બને એમ કોકડું ઊકલ્યું. તે જોઈ દાવો માંડનારા વડીલ બોલી ઊઠ્યા: 'બાપા! આપ રાજી છો ને?!'

'રાજી જ છીએ. તમે સુખી થાવ એ અમારું સુખ.'

'તમે વચમાં પડ્યા તો પાર પડ્યું. નહીંતર ઉકેલ ન આવત.'

'પાર તો પડવાના જ હતા પણ તમે મને વાત જ ન કરી ને! હવે જે અક્ષરધામમાં જવું છે ત્યાં બેસીને આ નિર્ણય લીધો છે એટલે ફાઈનલ થઈ ગયું.' આમ કહી સ્વામીશ્રીએ સૌને આશીર્વાદ આપ્યા. તેઓની આ કૃપાથી કૃતાર્થ થયેલા પેલા વડીલે તો પોતાનું શેષ જીવન ભારતના એક મંદિરમાં સેવા કરતાં કરતાં જ વિતાવ્યું.

આવા એક નહીં, અનેક પરિવારોને બેહાલીમાંથી બચાવનારા હતા સ્વામીશ્રી!

## હાથમાં લીધું તે કામ મૂકવું નહીં

તા. ૨/૫ની સવારે મુલાકાતોનો ક્રમ પૂરો કરી સ્વામીશ્રી ઊભા થયા ત્યારે તેઓની સામે ૪ x ૨ ફૂટની વિશાળ છાયાપ્રતિમાઓ મૂકવામાં આવી. તે પર હસ્તાક્ષર કરવા માટે સ્વામીશ્રીને સિલ્વર શાહીની પેન આપવામાં આવી. આ કલમ વડે લખવા માંડેલા સ્વામીશ્રીનું લખાણ રૂપેરી રંગની શાહી હોવાથી તૈલચિત્રોના કાળા ભાગ પર આકર્ષક રીતે ઊઘડવા માંડ્યું. તે જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'આપણે કાળામાં ધોળું કરવું પણ ધોળામાં કાળું ન કરવું.'

આ માર્મિક બોધ આપતાં તેઓ સહીઓ કરી રહેલા, પરંતુ ચિત્રો ઘણાં હોવાથી સંતોએ કહ્યું: 'બાકીનું હવે પછી રાખજો.'

'એક વાર હાથમાં લીધું તે કામ મૂકવું નહીં. લીધું એટલે પતાવવાનું.'

સ્વામીશ્રીના આ શબ્દો નથી, આ તો હતી તેઓની જીવનશૈલી!

## પેરિસમાં પગલાં

તા. ૩/૫ના રોજ હવાઈમાર્ગે લંડનથી પેરિસ પધારેલા સ્વામીશ્રીની સત્કાર-સભા અત્રે આજની સાંજે રૂઈ આલ્બર્ટ દ' લાપર્રે હૉલમાં યોજાઈ. તેમાં ભારતીય એલચી સહિત સૌનો આદર ઝીલનારા સ્વામીશ્રી, તા. ૪/૫ની સવારે શ્રી રમેશભાઈ વગેરે ભક્તોની વિનંતીથી હેલિકોપ્ટરમાં બિરાજ્યા.

આ પ્રકારના હવાઈયાનને તેઓ પ્રથમ વાર જ પાવન કરતા હોવાથી એક વાર બારી વગર હેલિકોપ્ટર ઉડાડવામાં આવ્યું. તે વખતે પેરિસ પર પુષ્પવૃષ્ટિ વરસાવનારા સ્વામીશ્રીની બીજી સફર થોડી લાંબી હોવાથી બારીઓ બંધ કરવામાં આવી. આ યાત્રામાં શહેર પર અમીદૃષ્ટિ ઢોળનારા સ્વામીશ્રીએ વીસેક મિનિટના આ ઉડ્ડયન બાદ વિશ્વની અજાયબી સમા એફિલ ટાવરને

પણ પોતાની પદરજથી પાવન કર્યો. અહીંથી જ તેઓએ સીન નદીનેય નીરખી. દૂરબીન દ્વારા દૃષ્ટિના દોર દૂર સુધી લંબાવી પેરિસની દસે દિશાઓને પણ જકડી લીધી. ત્યારબાદ ટાવરની અંતિમ ઊંચાઈએથી લિફ્ટ દ્વારા નીચે આવતાં સ્વામીશ્રીએ *'જોગી જોયા જોવાનું કાંઈ ન રહ્યું રે...'* કીર્તન ગવડાવી યોગ સાથે સાંખ્યનો સાંધો જડી આપ્યો.

આ રીતે ઍફિલ ટાવરને તીર્થભૂત કરી નીકળતાં પૂર્વે ટોકાડોરો પ્રદર્શનની વિશાળ ગૅલેરીમાં સ્વામીશ્રીને ઊભા રાખી ઍફિલ ટાવરની અગ્રભૂમાં તેઓની છબીઓ લેવામાં આવી. તે પછી પ્રસિદ્ધ કૌતુકાલય લુ વ્ર, યુદ્ધમાં શહીદ થયેલા સુભટોની સ્મૃતિમાં ઊભેલા સ્મારક આર્ક દ ટ્રિયોંફ, જ્યાંથી ફ્રાન્સના રાષ્ટ્રીય દિને જગવિખ્યાત પરેડ નીકળે છે તે એવન્યુ દ શાઝ્ઝ લીક્ઝે, બે હજાર વર્ષ પુરાણા ખ્રિસ્તી દેવળ નોટ્રડેમ વગેરે સ્થળોને પાવન કરતાં સ્વામીશ્રીએ બપોરે ત્રણ વાગ્યે ઉતારે પધારી ભોજન અંગીકાર કર્યું.

અહીંથી તેઓ રાત્રે આઠ વાગ્યે જહોનવીલ કૅમ્પિંગ સાઈટ પર પધાર્યા. પેરિસમાં સત્સંગ-વિકાસ માટે પ્રયત્નશીલ લંડનવાસી શ્રી સુરેશભાઈએ કાયમી ધોરણે ભાડે રાખેલી આ જમીન પર એક કૅરેવાન ઊભેલી. છેલ્લાં ત્રણ વર્ષથી અહીં ચાલતી અઠવાડિક સત્સંગ-સભાનું એ સ્થાન આજે સ્વામીશ્રી દ્વારા પ્રાસાદિક થયું. આ વાહનની બાજુમાં જ લંડનના યુવકો જે કૅરેવાન લઈને આવેલા તે ઊભી હતી. તેમાં થઈ રહેલી રસોઈ જોવા પધારેલા સ્વામીશ્રીએ અહીં એક ભાખરી વણી પેરિસને સ્વાદિષ્ટ સંભારણું આપી દીધું.

સ્મૃતિઓના આવા રસથાળની સાથે તેઓ સૌને ભગવાનની ભેટ પણ આપતા જતા. તેથી જ આજે ઉતારે બિરાજેલા સ્વામીશ્રી યજમાન ભક્ત પ્રવીણભાઈ ભાવસાર અને તેઓના પુત્રો તેમ જ ભાઈઓ વગેરેને આશીર્વાદ આપતાં બોલ્યા : 'તમે બધાએ સેવા કરી એનું ફળ અમે બીજું તો શું આપીએ, પણ અમારી પાસે ભગવાન છે તે આપીએ, આશીર્વાદ આપીએ.'

આ રીતે પેરિસમાં વરસી સ્વામીશ્રીએ તા. ૫/૫ની સવારે પોર્ટુગલ જવા વિદાય લીધી.

## તારી દયાના મેઘ મંડાણા

પોર્ટુગલના લિસ્બન મુકામે પધારેલા સ્વામીશ્રી અત્રે ગુજરાતી સમાજના હૉલમાં સાંજે સવા ચાર વાગ્યે ભોજન ગ્રહણ કરી શ્રી મહેન્દ્રભાઈ

મશરુના ઘેર પધાર્યા. અહીં તેઓને પાંચેક વાગ્યે વિશ્રામ માટે પોઢાડવામાં આવ્યા ત્યાં જ ૪૦૦ કિ.મી.ની મુસાફરી કરીને તેઓનાં દર્શન માટે આવી પહોંચ્યો – એક પોર્ટુગીઝ પરિવાર.

આ કુટુંબ પર સન ૧૯૮૪માં સ્વામીશ્રીની કરુણા અપરંપાર વરસેલી. તે વખતે પિતા આલ્બીનો અને માતા લુસિયાનો ત્રણેક વર્ષીય પુત્ર બર્નાડિનો મૂંગો અને મંદબુદ્ધિ હતો, પરંતુ અનાયાસે સાંપડેલા સ્વામીશ્રીના યોગથી આ હતભાગી બાળકનું ભવિષ્ય ઊજળું થઈ ગયેલું. તે જણાવતાં આજે તેના પિતા કબૂલી રહ્યા કે 'મારો દીકરો બુદ્ધિશાળી અને બોલતો થયો તે કેવળ સ્વામીશ્રીની જ કૃપા છે. એ ચાલતો ત્યારે પણ તેને પડી જવાનો ભય સતાવતો, પણ આજે તે દોડતો થઈ ગયો છે.'

તેની આ દોડાદોડી અત્યારે સ્પષ્ટ જોઈ શકાતી હતી. સ્વામીશ્રીને મળવાની તાલાવેલીમાં તે અહીં-તહીં કૂદાકૂદ કરી રહેલો. તે સાથે પોતાની કાલી-ઘેલી ભાષામાં કહેતો હતો કે 'સ્વામીજીએ મને ક્યાં, ક્યારે, કેવી રીતે સ્પર્શ કર્યો તે બધું જ યાદ છે.' વળી, ડહાપણભરી વાત કરતાં તેણે એ પણ કહ્યું કે 'કોઈ સિગારેટ પીએ એ સ્વામીજીને નથી ગમતું. તેથી અમે અમારા ઘેર 'નો સ્મોકિંગ'(ધૂમ્રપાન નિષેધ)નું બૉર્ડ જ લગાવી દીધું છે. કોઈ મળવા આવે ને ઇચ્છા થાય તો બહાર જઈને પીએ, પણ ઘરમાં નહીં.'

સાત વર્ષીય આ બાળકની આવી શાણી વાણી સાંભળી કોઈ કલ્પી પણ ન શકે કે ચાર વર્ષ પૂર્વે તે અબુધ અને મૂક હશે! આ બાળકની માતા તો ડૉક્ટર હોવાને નાતે દીકરાની બીમારીથી પૂરેપૂરી વાકેફ હતી. તેથી તેને દૃઢ જ હતું કે પોતાનો પુત્ર છેક છેલ્લી ઉંમર સુધી આવો જ અવિકસિત રહેવાનો છે. પરંતુ તેય તબીબી વિજ્ઞાનને પાંગળું પુરવાર કરતી સ્વામીશ્રીની કૃપા અનુભવી આજે હર્ષાશ્રુ વહાવી રહેલી.

પોતાના તારણહારને મળવા આજે આ આખું કુટુંબ બે કલાક સુધી પ્રતીક્ષા કરતું બેસી રહ્યું. અંતે સાંજે સાત વાગ્યે સ્વામીશ્રી જાગ્રત થયા ત્યારે તેઓને મળતાં પિતા-પુત્ર હરખાઈ ઊઠ્યા. બર્નાડિનો તો સ્વામીશ્રીનાં ચરણોને જ ચોંટી પડ્યો. એ ચરણોમાં તેણે એક પુષ્પ ભેટ ધર્યું. બે અઠવાડિયાં સુધી ન કરમાય એવું આ પાંચ પાઉન્ડનું ફૂલ તે જળભરેલી કાચની નળીમાં સ્થાપીને લાવેલો. એ કોમળ કુસુમ આ શિશુની ભાવનાનો પરિમલ પ્રસરાવી રહ્યું.

તે સ્વીકારતાં સ્વામીશ્રીએ બર્નાડિનોને આશીર્વાદ અને પ્રસાદની સાથે

કંઠી-માળા આપી કલ્યાણના માર્ગે ચડાવ્યો. તેના પિતાને પણ એ જ રીતે અનુગૃહીત કર્યા. સ્વામીશ્રીનો આ પ્રેમ પામી ગદ્ગદિત થયેલા આ પરિવારે વતન જવા વિદાય લીધી ત્યારે તેઓની આંખો ભીની થઈ ગઈ.

## અમે પાંચમા અનુગામી છીએ

તા. ૬/૫ના રોજ ખ્રિસ્તીઓના પ્રસિદ્ધ તીર્થસ્થાન ફાતિમા પધારેલા સ્વામીશ્રીએ અત્રે સ્થાનિક પૂજારી શ્રી જહોન વીલા નોવાનો સત્કાર સ્વીકારી તેઓ સાથે વાર્તાલાપ પણ સાધ્યો. તેના અંતે દેવળનાં પગથિયાં પર બેસી પૂજારીને આશીર્વાદ આપતાં સ્વામીશ્રીએ લખ્યું :

*'ભગવાન સ્વામિનારાયણ ઉત્તર ભારતમાં ૨૦૦ વર્ષ પહેલાં પ્રગટ થયા. તેમના ૫૦૦ પરમહંસોએ ગામોગામ ફરી ભગવાનનું ભજન કરાવ્યું અને લોકોને પાપમુક્ત કર્યા. તે સંપ્રદાયના અમો પાંચમા અનુગામી છીએ. લોકો અત્રે આવશે ને પાપમુક્ત થશે.'*

સ્વામીશ્રીની કલમેથી નીકળેલું આ દસ્તાવેજી લખાણ પામી કૃતાર્થતા અનુભવી રહેલા પૂજારીએ સ્વામીશ્રીને ધર્મચંદ્રક ભેટ ધર્યો. તે સ્વીકારી આગળ વધેલા સ્વામીશ્રી વ્યાખ્યાનગૃહની મુલાકાત લઈ સમીપવર્તી ઉદ્યાનમાં એક ઝાડ નીચે રચાયેલી વેદિકા પર બિરાજ્યા. અહીં તેઓએ પોતા પાસે દોડી આવેલા બાળકોને પેંડાની પ્રસાદી આપી રાજી કર્યા. ત્યારબાદ અત્રે જ ઠાકોરજી જમાડનારા સ્વામીશ્રીએ બપોરની કથાના ભાગરૂપે વચનામૃત (સારંગ. ૭) રેલાવી નૈમિષારણ્ય ક્ષેત્ર ખડું કરી દીધું. તેની વચ્ચે બપોરનો વિશ્રામ અહીંના આરામગૃહમાં લઈ તેઓ રાત્રે લિસ્બન આવી પહોંચ્યા.

અત્રે તા. ૭/૫ના રોજ પણ હરિભક્તોની વિનંતી સ્વીકારી સ્વામીશ્રી પધરામણીઓ બાદ દર્શનીય સ્થળોને પાવન કરવા નીકળ્યા.

આ કાર્યક્રમથી પરવારેલા તેઓ આજની સાંજે પલંગ પર બિરાજીને જ હરિભક્તો સાથે વાતચીત કરી રહેલા. તે દરમ્યાન થોડી થોડી વારે ડાબો-જમણો હાથ પાછળ ટેકવતા તેઓને જોઈ અક્ષરજીવનદાસ સ્વામીએ કહ્યું : 'બાપા ! સોફા પર બિરાજો તો ટેકો રહે.'

'અમારે ભગવાનનો ટેકો છે એ મોટો છે. બીજા ટેકાની જરૂર ન પડે.'

સહજભાવે ઉચ્ચારાયેલા સ્વામીશ્રીના આ ઉદ્ગાર તેઓની બ્રહ્મખુમારી છલકાવી ગયા. ભગવાનનું અખંડ સાંનિધ્ય અનુભવતા તેઓને દુનિયાના

તકલાદી ટેકાની શું વિસાત![17]

## અક્ષરધામની પ્રસાદી

તા. ૮/પની સવારે લિસ્બનથી ૧૦૦ કિ.મી.ના અંતરે આવેલા ફોરુશ દ અફૈતૈરાને પાવન કરનારા સ્વામીશ્રી અત્રે શ્રી નટુભાઈ પટેલના ફાર્મમાં ધર્મલાભ આપી ટૈપદાસ પહોંચ્યા. અહીં પણ એક ગુણાનુરાગીના ફાર્મને પ્રસાદીભૂત કરી તેઓ ગુજરાતી સમાજના હૉલમાં ઠાકોરજી જમાડવા બિરાજ્યા.

આ વખતે સાથે ફરતા લંડનના યુવકો દૂધમાં બાંધેલા લોટની રોટલીઓ જમાડવા ક્રમાનુસાર આવવા લાગ્યા. તે સૌનો આ પ્રેમ સ્વીકારનારા સ્વામીશ્રી છેલ્લે દરેકને સૂતરફેણીનો પ્રસાદ આપવા માંડ્યા. તે જોઈ એક બટકબોલા યુવાને કહ્યું: 'બાપા! આ તો છે જ. અક્ષરધામની વાત કરો.'

'આ અક્ષરધામની જ પ્રસાદી છે. અહીંથી બીજું ન મળે.' સ્વામીશ્રીએ જણાવ્યું.

વાતવાતમાં તેઓએ જીવના અજ્ઞાન પર હળવી ચોટ મારી સ્વ-સ્વરૂપની ઓળખ આપી દીધી.

આ રીતે પોતાનાં દર્શન, પ્રસાદી અને વાતો દ્વારા સૌને અક્ષરધામનું જ સુખ આપતા સ્વામીશ્રીનું સાંનિધ્ય તા. ૯/પથી સ્પેનના ભાગ્યમાં આવ્યું.

## અમે ભગવાન બતાવીએ

સ્પેનના બાર્સેલોનામાં સ્વામીશ્રીની પરોણાગત કરનારા લાલચંદભાઈના સત્સંગના મૂળમાં *'મોહ્યું મન મુખને મરકલડે, ગિરધરજી ગમિયા છો દલડે...'*ની અનુભૂતિ. મુંબઈમાં ફિલ્મ જોવા જઈ રહેલા આ મુરબ્બી કુતૂહલવશ દાદરના મંદિરમાં આવેલા. તે સમયે ત્યાં બિરાજતા સ્વામીશ્રીના મરમાળા મુખનું દર્શન થતાં ફિલ્મોના આ રસિયાને સત્સંગનો રંગ લાગી ગયેલો.

તેઓ તથા ભરતભાઈ, હેમંતભાઈ વગેરે સત્સંગીઓ આજે સ્વામીશ્રીને કોલંબસે જ્યાંથી પ્રસ્થાન કરીને અમેરિકા શોધ્યું તે જગ્યાએ લઈ ગયા. અહીં

---

૧૭. પેરિસ અને પોર્ટુગલમાં વહેલી સ્વામીશ્રીની પ્રેમલધારાનો પ્રસાદ પામવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



રમણીય દરિયાકિનારે એક હાથ ઊંચો કરી અમેરિકા તરફ અંગુલિનિર્દેશ કરતા કોલંબસનું પૂતળું છે. ત્યાં સ્વામીશ્રીને ઊભા રાખી તેઓની તસવીરો લેવાની ઇચ્છા સૌને હતી. તે પૂરી કરવા સ્વામીશ્રી ઊભા તો રહ્યા, પણ હાથ ઊંચો કરી આંગળી ચીંધતાં બોલ્યા: 'અમે અમેરિકા તો નહીં, પણ ભારતમાં ભગવાન બતાવીએ.'

તેઓની એ મુદ્રા કચકડે કંડારાઈ ગઈ, શબ્દો કાળજડે. ભૂમધ્ય સમુદ્ર પણ આજે સત્પુરુષનો સ્પર્શ પ્રથમ વાર પામી ઘૂઘવી રહ્યો.

એ જ રીતે ભક્તિદાસ નામ ધારણ કરી ચૂકેલા એક સ્પૅનિશ સજ્જનનો દિલ-દરિયો પણ શશી સમા સ્વામીશ્રીને જોઈ રમણે ચડી ગયો. સ્વામીશ્રીનો સત્સંગ માણવા એક દિવસની રજા લેનારા આ સંગીત-વિશારદે સભામાં અને પ્રાતઃપૂજામાં વાજિંત્રોના તાર રણઝણાવી પોતાની ભક્તિ-કલા પાવન કરી. આવા એકલદોકલ મુમુક્ષુઓનાં કામ કાઢવાં જ સ્વામીશ્રી દૂર દૂરના દેશોમાં વિચરતા હશે ને!

## પ્રભુભજન કરે તે તો ભલું

તા. ૧૦/૫ની સવારે અગિયાર વાગ્યે સ્વામીશ્રીને લઈ બાર્સેલોનાથી ઊપડેલું વિમાન આકાશમાં તરતું થયું તે સાથે જ નીચેથી આલ્પ્સ પર્વતમાળા સરકવા માંડી. આ પહાડના હિમપ્રભુત્વને કારણે યુરોપના કેટલાક દેશોની લીલી ચૂંદડી પર મોગરાના ભરત ભરતી બરફવર્ષા થતી રહે છે, પરંતુ દુનિયાના આકર્ષણરૂપ ગણાતી આ ગિરિશૃંખલા ઉપરથી પસાર થઈ રહેલા સ્વામીશ્રી તો નીચે ડોકિયું કરવાની પણ દરકાર છોડી પોતાની બેઠક પર બેસી માળા ફેરવવા લાગ્યા. નેત્રો મીંચી, પલાંઠી વાળી, ડાબી સાથળ પર જમણો ચરણ ટેકવી ભજનમાં લયલીન બની ગયેલા તેઓનું આ દર્શન સૃષ્ટિના સ્વર્ગ સમું સ્વિટ્ઝરલૅન્ડ આવ્યું ત્યાં સુધી થતું રહ્યું.

આ દેશને પ્રથમ વાર પાવન કરવા ક્લોટન ઍરપૉર્ટ પર ઊતરેલા સ્વામીશ્રી ઝુરિચથી ૭૦ કિ.મી. દૂરના ફ્લાવીલ ગામે જઈ પહોંચ્યા.

અત્રે શ્રી શાંતિભાઈ પટેલના ઘેર બપોરે અઢી વાગ્યે જમવા બિરાજેલા તેઓને ભગવત્ચરણદાસ સ્વામીએ પૂછ્યું: 'આજે પ્લેનમાં દુષ્કાળનો વિચાર કરતા હતા?'

'ભગવાનનો વિચાર કરતા હતા. ભજન સિવાય શું કરવાનું હોય?'

સ્વામીશ્રી બોલ્યા. દેશ હોય કે પરદેશ, તેઓનું તાન-જ્ઞાન એક જ રહેતું!

## પહેલેથી પડી ગયેલી ટેવ

તા. ૧૦/૫ના સાયંકાળે ઉતારાની બહાર પથરાયેલા નીરવ વાતાવરણમાં ચોતરફ ફેલાયેલી હરિયાળી વચ્ચે સ્વામીશ્રી માથે ગરમ ટોપી, શરીર પર ગાંઠ વાળેલું ગાતરિયું અને તે પર શાલ ઓઢી માર્ગ પર ભ્રમણ કરવા લાગ્યા.

વનમાં વિહરતા વનરાજની ઝાંખી કરાવતું આ દુર્લભ દર્શન તા. ૧૧/૫ની સવારે આલ્પ્સના એક હિમશિખર સાન્તિસને મળવાનું હતું. અહીં જવાના ભક્તોએ ગોઠવેલા કાર્યક્રમ અનુસાર સ્વામીશ્રી તો વેળાસર તૈયાર થઈ ગયા, પણ તે જ વખતે વાહન-વ્યવસ્થા ખોરવાતાં અડધા કલાકનો વિલંબ થશે તેમ જણાવાયું.

તે સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'સમયસર તૈયાર રહેવું જોઈએ. નીકળવાનું હોય ત્યારે તૈયાર જ હોય કે 'કઈ ગાડીમાં કોણ બેસવાનું?'

આટલું કહી તેઓએ ઉમેર્યું:

"મારે યોગીબાપાના વખતમાં પ્રોગ્રામ બહુ કરવા પડતા. તે વખતે પૂજા-પાઠ, ઉકાળા-પાણી પતે એટલે ગાડીઓ આવી જ ગઈ હોય! યોગી-બાપાને આવીને ગાડીમાં બિરાજવાનું. બીજા બેસીને તૈયાર હોય. સ્વામીને બહુ ખોટી નહીં કરવાના. એ ગાડીમાં બેઠા એટલે ગાડી ચાલુ. સાત-આઠ ગાડીઓ ભેગી હોય. આ ગામ ને પેલું ગામ. જમવાનું ને રમવાનું ને સભા, તે બધું ચોકસાઈથી જ થાય.

તેથી મને પહેલેથી ટેવ પડી ગયેલી કે 'આ થવું જ જોઈએ.' કોઈ મોઢું બગાડી એમ કહે કે 'નથી. શું જમાડવું? ક્યાં જમાડવું?' એ તો કાનમાં એવું વાગે ને! મોળી વાત મને બિલકુલ ન ગમે. ભલા'દમી! મંદિર આવડું મોટું છે. સેવ-ગાંઠિયા, મગજની લાડુડી તો છેવટે હોય ને! આમ-તેમ કરીને કામ પૂરું કરવું જોઈએ."

સ્વામીશ્રીને જેવો હઠનો અણગમો તેવો જ પીછેહઠનો પણ. જરા અમથા લાસરિયાવેડા કે અંધધંધ આયોજન તેઓના પુણ્યપ્રકોપનું કારણ બને. અલબત્ત, તે પાછળ હેતુ શિષ્ય-ઘડતરનો! જે રીતે માળી આડા-અવળાં ફૂટી નીકળેલાં ડાળખાં-પાંદડાંને કાતરથી કાપી ઘાટદાર ઝાડ બનાવે, તે રીતે સ્વામીશ્રી પણ ટકોર કરી ટકોરાબંધ કામ કરવાનું શીખવતા.

## હેતસભર અને હેતુસભર હિમલીલા

તા. ૧૧/૫ની સવારે પોણા દસ વાગ્યે ફ્લાવીલથી નીકળેલા સ્વામીશ્રી ૩૨ સંતો-ભક્તોના સંઘ સાથે ૧,૩૫૨ મીટરની ઊંચાઈએ ઊભેલા સાન્તિસ શિખરે જઈ પહોંચ્યા. અહીં તેઓએ જ્યાં ખડકાયેલા બરફનો સ્પર્શ કર્યો ત્યાં જ યુવકો બરફના ગોળા વાળી-વાળી સ્વામીશ્રીના હાથમાં મૂકવા લાગ્યા. તેને સૌ પર ફેંકતાં સ્વામીશ્રી શીત બરફની હૂંફાળી સ્મૃતિઓ આપી રોપ-વે દ્વારા વધુ ૧,૧૪૯ મીટર ઊંચે પધાર્યા.

અહીંથી પણ ખુરશી પર બિરાજી તેઓ ૭૫ પગથિયાં ઉપર ગયા. આ હિમશિખર આ વિભાગમાં સર્વોચ્ચ હતું. વાદળો ઘણાં નીચે રહી ગયાં હોવાથી અત્રે તાપ હતો, પવન શાંત હતો અને ચારેકોર બરફ પથરાયેલો. પોતાનાં તમામ તોફાન મૂકી ઋતુ આજે ઋતંભરને વધાવવા સંપૂર્ણ સાનુકૂળ થઈ ગયેલી.

તેથી અડધા કલાક સુધી રોકાયેલા સ્વામીશ્રીએ સંકલ્પ કર્યો કે – 'અહીં જે કોઈ આવે તેનું કલ્યાણ થાય, અહીં પક્ષી ઊડે તેનું ને સર્વે જીવોનું કલ્યાણ થાય. ધૂન કરો.'

આમ કહી સૌ પાસે ધૂન કરાવનારા સ્વામીશ્રી કીર્તનો ઝિલાવતાં પરત પધાર્યા.[૧૮]

## વિયેનામાં વિહાર

આ વખતના વિદેશ-વિચરણમાં વધુ એક નવો દેશ ખેડતાં સ્વામીશ્રી તા. ૧૨/૫ની બપોરે ૧:૦૫ વાગ્યે ઑસ્ટ્રિયાના પાટનગર વિયેના પહોંચ્યા. દાન્યુબ નદીના કાંઠે વસેલા આ સ્થાનમાં મે મહિનો બરફથી ઢંકાયેલો જ હોય. પરંતુ અત્યારે તો તડકો નીકળેલો! તે ઝીલતાં સ્વામીશ્રી મહેશભાઈ પટેલના ઘેર આજની એકાદશીનું ફરાળ કરી સ્પાઇકર હૉટલમાં વિશ્રામ માટે પધાર્યા.

અહીંથી તેઓ સાંજે હિંદુ મંદિરે આયોજિત સભામાં આવ્યા ત્યારે ભારતીય રાજદૂત શ્રી હીરમથ પણ લાભ લઈ ધન્ય થયા.

---



૧૮. સ્પેન અને સ્વિટ્ઝરલૅન્ડની ભૂમિ પર રેલાયેલી સ્વામીશ્રીરૂપી સંતસરિતાનો નિનાદ માણવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઈન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...

આવી ધન્યતા સાથે જ તા. ૧૩/૫ના રોજ ૯૭મી યોગી જયંતીનું પરોઢ ઊગ્યું. આજના આ વિશિષ્ટ દિનને વધુ સ્મૃતિસભર કરવા વિશ્વના વીસેક દેશોના રાષ્ટ્રધ્વજ સ્વામીશ્રીની પ્રાતઃપૂજામાં મૂકીને સુંદર શોભા રચવામાં આવી. તેથી વિશ્વના આંગણે બિરાજી સ્વામીશ્રી પૂજાવિધિ કરતા હોય એમ જણાતું હતું.

આ રીતે પૂજા સંપન્ન કરી ભક્તોએ ઘડેલા કાર્યક્રમ મુજબ બસમાં બેસી વિયેના પર દૃષ્ટિ કરવા નીકળેલા સ્વામીશ્રીએ ૫૦૦ વર્ષ પુરાણો મહેલ, સ્કોનબ્રુન ગાર્ડન, બાવીસ ટન વજનનો ઘંટ ધરાવતા પુરાતન દેવળ વગેરેને પાવન કર્યાં. અત્રે તેઓ સૌનો મનોરથ પૂરો કરવા બે ઘોડાની બગીમાં બિરાજી દેવળની જમણી પાંખના રસ્તા પર પંદરેક મિનિટ સુધી નગરફેરીમાં પણ ફર્યા. ત્યારબાદ નીચે ઊતરતાં સ્વામીશ્રીએ સંતોને ઘોડા અને ગાડીચાલકનાં નામ નોંધી લેવા આજ્ઞા કરી.[૧૯]

આમ, વિયેનામાં વિહાર બાદ ઉતારે આવી જમવા બિરાજેલા તેઓએ યોગી જયંતી નિમિત્તે સંતોને ખીર પીરસાવી. ત્યારબાદ તેઓ બપોરની કથામાં વચનામૃત(ગ.પ્ર. ૭૬)ના આધારે વાતો કરવા લાગ્યા. તેમાં ભગવાન મનગમતું મુકાવે તે વિગત આવી ત્યારે એક સંત બોલ્યા : 'આજ તો સ્વામીશ્રી ભક્તના ગમતામાં જ રહે છે એટલે વાંધો નથી આવતો.'

પરંતુ આ સાંભળતાં જ સ્વામીશ્રીએ કહ્યું : 'કો'ક દા'ડો ભડાકો થાયેય ખરો. જ્યાં લગી ગમતામાં રહે ત્યાં લગી સારું રહે. પણ કો'ક દા'ડો સ્ટિયરિંગ આમેય મચેડી નાંખે ને એક્સિડન્ટ ખરેખરો કરી નાંખે. ભુક્કા બોલાવી દે. તે ઘડીએ આ સ્થિતિ રહેવી જોઈએ. મનગમતું મૂકવું એ મોટામાં મોટો ભીડો છે. મહિનાના ઉપવાસ થઈ જાય, સેવા મોટી લાખો-કરોડોની જબરજસ્ત કરી નાંખે, સત્સંગ કરાવી નાંખે, પણ મનનું મૂકી દે તે ખરો! મોટા મોટાને આ મનનો ભીડો છે. પાકા સત્સંગી થવું હોય તેણે આ વાંચવું ને ઉતારવું.'

## ભગવાન તો બધું જોનારા છે ને!

યોગી જયંતીની બપોરે ભોજન બાદ સ્વામીશ્રી વિશ્રામ માટે જઈ રહેલા ત્યારે લંડનવાસી યુવકો શ્રી હિતેશ પટેલ વગેરેએ વિનંતી કરી કે

---

૧૯. સ્વામીશ્રીની સેવા કરી ધન્ય થયેલા એ અશ્વો બાર્લી અને બરલી હતા તથા ચાલક વૉલ્ટર હતો.

'બાપા ! આજે સાંજે યોગીબાપાની સ્મૃતિસભા યોજવી છે. તેમાં આપને હાર પહેરાવવાની ઇચ્છા છે.'

'યોગી જયંતીની સભા તો કરવી જ જોઈએ. હાર કરજો, પણ પછી પેલું ટોપું ઘાલવાનું નથી.' શબ્દોનાં ઘર ઓળખનારા સ્વામીશ્રી યુવકોનાં મનમાં રમતી વાત પકડીને બોલ્યા.

સૌને તેઓના શિરે પુષ્પમુકુટ ધરાવવાની નેમ હતી, પણ દાસભાવના દરિયા જેવા સ્વામીશ્રીમાં આવા તરંગ ઊઠે જ કેવી રીતે ?

તેથી તેઓએ કહેલી 'ના' સાંભળી યુવકો બોલ્યા: 'બાપા ! આ વાત અમે કોઈને નહીં કરીએ.'

'ભલા'દમી ! કોઈને શું, ભગવાન તો બધું જોનારા છે ને ! આપણે તો ભક્તિ કરવાની છે. એમાં જણાવવા - ન જણાવવાની વાત જ ક્યાં છે ?'

આ શબ્દો સ્વામીશ્રીની પ્રામાણિક પરાભક્તિનો પડઘો ચોમેર ગજવી રહ્યા. લાખોની જનમેદની વચ્ચે તેઓનું વર્તન જેવું રહેતું તેવું જ કો'ક ખૂણે ૨૫-૫૦ની સંખ્યાના સમુદાયમાં પણ જોવા મળતું.

તેથી યોગી જયંતીની સભા બાદ યુવકો સ્વામીશ્રીને ફક્ત પુષ્પહાર જ પહેરાવી શક્યા. એ એક હાર સ્વામીશ્રી સાથે ફરતા સાતેક યુવકોને વારાફરતી પહેરાવવા લાગ્યા. એકના કંઠમાં તેઓ હાર આરોપે. વળી, પાછો કાઢે. તે પછી બીજા યુવકના ગળામાં... એમ દરેકને આ લાભ આપ્યો. તેઓની આ વિરલ લીલામાં સૌ 'જોગી'ના લાડ જ અનુભવી રહ્યા.

## હૈયે પ્રીત્ય હરિમાંહી ઘણી

વિયેનાથી વિદાય લઈ તા. ૧૩/૫ની રાત્રે સાડા અગિયાર વાગ્યે જર્મનીમાં ડુસેલડોર્ફના હવાઈ મથકે ઊતરેલા સ્વામીશ્રી અહીંથી ૬૦ કિ.મી. દૂર આવેલા બોખુમમાં ડૉ. અરવિંદભાઈના ઘેર પહોંચ્યા.

અહીં કાર્યકરોએ ગોઠવેલા આયોજન અનુસાર તેઓ તા. ૧૪/૫ના રોજ બોખુમ યુનિવર્સિટી પર દૃષ્ટિ કરતાં બોખુમ તળાવે પધાર્યા. આ તળાવના તીરે ગાડીમાંથી ઊતરી ગયેલા સ્વામીશ્રી કિનારે-કિનારે પચીસેક મિનિટ સુધી ભ્રમણ કરીને ઉત્તરકાંઠે આવેલી એક નાની ટેકરીએ ઘાસ પર શાલ પથરાવી બિરાજ્યા.

એ અવસ્થામાં કેટલાક સમય સુધી જ્ઞાનવાર્તાનો લાભ આપી ઉતારે

પરત ફરેલા તેઓ સમક્ષ એક મોટી કેક લાવવામાં આવી. યોગી જયંતી નિમિત્તે લંડનના મહિલા મંડળે મોકલેલી આ વાનગી યુવકોએ ઠાકોરજીને ધરાવી દીધેલી. તેથી સૌએ કહ્યું : 'સ્વામી ! આ કાપો.'

આ વિનંતી મુજબ સ્વામીશ્રીએ કેક કાપી જણાવ્યું : 'ઠાકોરજીને ધરાવી દો.'

'બાપા ! ધરાવી દીધી !'

'આમ આખી ને આખી ઠાકોરજી કેવી રીતે જમી શકે ? હવે આ કાપી છે તે ફરી ધરાવી દો.' આમ કહેતાં સ્વામીશ્રીએ જ થાળીમાં વ્યવસ્થિત રીતે ટુકડા ગોઠવ્યા. એ ગોઠવણીમાંથી તેઓની ભક્તિની ભાત ઊપસતી રહી.

તેથી શોભતી કેક યુવકો ઠાકોરજીને ધરાવી સ્વામીશ્રી પાસે લાવ્યા ત્યારે તેઓ એક ટુકડાની કોરને સહેજ કોરી મોંમાં મૂકતાં બોલ્યા : 'જય યોગીબાપા !'

સ્વામીશ્રીનો આ ઉદ્ગાર એટલો તો ભાવસભર હતો કે જોનારાને થયું : 'આ ઘડીએ યોગીજી મહારાજે જરૂર ઓડકાર ખાધો હશે !'

## ... ત્યારે મને મૂંઝવણ ને દુઃખનો પાર નહીં

બોખુમમાં બિરાજતા સ્વામીશ્રીનો લાભ લૂંટવા ૩૫૦ કિ.મી. દૂર વસેલા ફ્રૅન્કફર્ટથી દોડી આવેલા હરિભક્તો તા. ૧૫/૫ની સવારે પાછા વળવાના હતા. સ્વામીશ્રીને આ ખબર. તેથી આજે પોતાનો અલ્પાહાર પૂર્ણ કરી તેઓ સીધા ગયા રસોડામાં અને સંતોને વ્યવસ્થિત પ્રસાદ બાંધી આપવા કહ્યું. તેય કેવળ મૌખિક યાદી નહીં, જે-જે વાનગી ભાથામાં મૂકવાની હતી તેનો સ્પર્શ કર્યો. સાથે ઢેબરાં વગેરે તીખું મૂકવા પણ સૂચના આપી. સ્વામીશ્રીની આ સંભાળે ભક્તોને ભીંજવી દીધા.

અનર્ગળ પ્રવૃત્તિ વચ્ચે એક-એકની આવી ઝીણી દરકાર કરવી તે ભીતરમાં ભક્તો વિષે ભારોભાર ભાવ ભર્યો હોય તો જ શક્ય બને.[૨૦]

તે સાથે વિચરતા સ્વામીશ્રી તા. ૧૫/૫ની સવારે જર્મનીથી લંડન

---

૨૦. ઑસ્ટ્રિયા અને જર્મનીમાં સ્વામીશ્રીના સંગે પ્રસરેલી સત્સંગની લહેરને અનુભવવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઇલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



આવી પહોંચ્યા.

અત્રે તેઓએ આજની સાંજે યોજાયેલી યોગી જયંતીની સભામાં *'યોગી આવો તે રંગ...'* કીર્તન ગાઈને સૌને ભાવસમાધિમાં મૂકી દીધા. એ સુખમાં ગરકાવ ભક્તોએ સ્વામીશ્રીને પુષ્પહાર અને પુષ્પચાદર પહેરાવ્યાં. તે વખતે છાની રીતે પુષ્પમુકુટ લઈ આવેલા સી. એમ. પટેલની ગતિવિધિ સ્વામીશ્રીની ચકોર નજરના દોરમાંથી છટકી ન શકી. તેથી તેઓ જ્યારે મુગટ પહેરાવવા ગયા ત્યારે સ્વામીશ્રીએ તેઓનો હાથ એવો મજબૂતાઈથી ઝાલી રાખ્યો કે મુગટ મસ્તક સુધી પહોંચી જ ન શક્યો! તે જોઈ હરિભક્ત શ્રી જશભાઈ મદદમાં પહોંચ્યા, તોય દોઢેક મિનિટની ટક્કર પછી પણ ભક્તો ન ફાવ્યા.

અંતે સ્વામીશ્રી તેઓને ઉત્સવમૂર્તિ સુધી લઈ આવ્યા અને ઘનશ્યામ મહારાજના માથે તે મુગટ સ્વામીશ્રીએ જ ધારણ કરાવી દીધો. તે વખતે પરાભક્તિનો સંતોષ તેઓના મુખારવિંદ પર લીંપાઈ ગયો.

તે સાથે સ્વામીશ્રી આજની રાત્રે પોઢવા જઈ રહેલા ત્યારે આ પ્રસંગના સંદર્ભમાં હરિભક્તોએ પૂછ્યું: 'બાપા! આપ રાજી છો ને?'

'રાજી જ છીએ. (મુગટ) પહેરાવ્યો હોત તો કોચવાત.' આમ કહી સ્વામીશ્રીએ ઉમેર્યું: 'બધું રીતમાં રાખવું. એ શોભે. એક વખત મુગટ પહેરાવી દીધો હોય પછી તેનો પ્રચાર થાય. ફોટા-ફોટીમાં આવે ને બધે હારની સાથે આ પણ લફરું ચોંટે. ત્યારે મને મૂંઝવણ ને દુઃખનો પાર નહીં. મુગટનો શણગાર મહારાજને હોય, આપણને ન શોભે.'

સ્વામીશ્રીનું હૈયું ઉલેચી-ઉલેચીને દાસભાવ વહાવી રહ્યું. હાર-મુગટનાં સન્માનોને 'લફરાં'ની કક્ષામાં મૂકનારા તેઓ નર્યા ભક્તિભર્યા હતા.

## સત્પુરુષ કહે તેમ કરવું તે ખીલો

તા. ૧૬/૫ની સાયંસભામાં ઉપસ્થિત થયેલા વિખ્યાત ધર્માચાર્ય શ્રી પુષ્પરાજજીએ હરિભક્તો દ્વારા થયેલો સત્કાર સ્વીકારી પોતાનો અનુભવ વહેતો મૂક્યો કે 'આજે પ્રમુખસ્વામીજી મળતાં આત્મા શીતળ થઈ ગયો. અમારા આશ્રમમાં લાખો આવે છે, પણ અહીં જે આનંદ હું જોઉં છું તે જુદો છે. આ સાધુમૂર્તિ પ્રમુખસ્વામી મહારાજે બધાને ખેંચી રાખ્યા છે.'

આટલું કહી તેઓ હિંદીમાં અહોભાવ ઉચ્ચારવા લાગ્યા કે 'तपस्या करनेवाले होंगे, व्रत करनेवाले मिलेंगे किन्तु इन्द्रिय-संयम ग्रहण करके

ब्रह्मचर्य का पालन करनेवाले करोड़ों में एक ही है – प्रमुखस्वामी महाराज! वे आपको मिल गए हैं। दूसरा, मैं इन्हें भगवान कह दूँ तो शायद अतिशयोक्ति नहीं होगी।'

એક માન્યવર મહાત્માના આ આદરભાવને ઝીલી સ્વામીશ્રી તા. ૧૮/૫ની સાંજે છ વાગ્યે સેન્ટ્રલ હૉલ વેસ્ટ મિન્સ્ટરના આંગણે પધાર્યા ત્યારે અહીં NCGOની ૯૧ હિંદુ સંસ્થાઓએ સંયુક્તરૂપે તેઓનો સન્માન સમારોહ યોજેલો. પરંતુ સાત વાગ્યે શરૂ થનારા આ કાર્યક્રમને હજી અડધો કલાકની વાર હોવાથી આયોજકો સ્વામીશ્રીને અતિથિ કક્ષમાં પધરાવી પૂર્વતૈયારી માટે મુખ્ય હૉલમાં ગયા.

આ સમયે સ્વામીશ્રીની આસપાસ વીંટળાઈ વળેલા થોડા હરિભક્તો પૈકીના એક શ્રી અરવિંદભાઈ ગુરુએ 'રાજાધિરાજ પ્રમુખસ્વામી મહારાજ પધાર્યા છે...' એમ લહેકાથી ઉચ્ચાર્યું.

તે સાંભળી 'અમે ક્યાં રાજાધિરાજ છીએ?' કહેતાં સ્વામીશ્રી બોલ્યા : 'રાજાધિરાજ હોઈએ તો આગળ-પાછળ પ્રોટોકોલ પ્રમાણે માર્ચિંગ (કૂચ) કરતા છડીદારો ને બધો સાજ-સરંજામ ન હોય?' એમ જણાવી પોતે જાણે ઠાકોરજીના કિંકર-સિપાહી હોય તે રીતે સ્વામીશ્રીએ પ્રોટોકોલના દમામથી બે-ત્રણ મિનિટ કૂચ કરી બતાવી. પછી કહ્યું : 'અમે તો સેવક છીએ. સેવકનો આ ધર્મ.'

એક અદકેરા સન્માનની પૂર્વ પળોમાં સ્વામીશ્રીની આ હળવાશ સૌનાં અંતરમાં જડાઈ ગઈ. ત્યારબાદ જીવનરીતિ શિખવાડતાં તેઓએ જણાવ્યું :

'ધણિયાતું ઢોર ગમે ત્યાં જાય પણ સાંજ પડ્યે ખીલે આવી જાય. તેમ આપણા ધણી ભગવાન છે ને સત્પુરુષ ખીલો છે. આપણે ધણિયાતા છીએ. જેના-તેના ખેતરમાં પેસીએ તો ડફણાં પડે. ધણી રાજી ન થાય ને ખીલો લાજે. વ્યવહાર-સંસાર બધું કરીએ પણ સાંજ પડ્યે મંદિરમાં પહોંચી જઈએ.'

આ વખતે કો'કે પૂછ્યું : 'બાપા! સત્પુરુષ તો બધે વિચરતા હોય. તો ખીલે કેમ બંધાવું?'

'સત્પુરુષ કહે તેમ કરવું તે ખીલો. પછી ભલે હજારો ગાઉ છેટે હોય! એની આજ્ઞામાં રહેવું એ સત્પુરુષમાં જ બંધાયા છીએ. એને દુ:ખ ન આવે. આવવાનું હોય તો ટાળી દે, વધારે આવવાનું હોય તો ઓછું કરી નાંખે. રક્ષા કરે.' સ્વામીશ્રીએ સમજાવ્યું.

## ધર્મગુરુઓના અગ્રસ્થાને

ગણ્યાગાંઠ્યા ભક્તો સાથે સત્સંગ-ગોષ્ઠી પૂર્ણ કરીને સ્વામીશ્રી સાત વાગ્યાના ટકોરે સભાગૃહમાં પ્રવેશ્યા ત્યારે અહીં તો માહોલ જ કંઈક અનેરો હતો. હૉલ તો ઠીક, મંચ પણ ભરચક હતો. સ્વામીશ્રીને સત્કારવા એકત્રિત થયેલા સમાજસેવી સંગઠનોના ૯૦થી વધુ હોદ્દેદારો મંચ પર પાર્શ્વભૂમાં વ્યવસ્થિત રીતે ગોઠવાઈ ગયેલા. સ્વાગતોર્મિઓ વહ્યા બાદ તે સૌ દ્વારા પુષ્પહારોનો પ્રવાહ વહેતો થયો. તે સાથે જ જયનાદો ગાજવા લાગ્યા. તે પડછંદાને ઊંચા ગુંબજે ઝીલીને સો ગણા વધારી દીધા. તાળીઓના ગડગડાટ સાથે આ સત્કારવિધિ વિરમ્યો ત્યારે સ્વામીશ્રી પાસે પુષ્પહારોનો ઢગ ખડકાઈ ગયેલો.

તેની વચ્ચે 'સ્વામીબાપા ! આપ તો ગુજરાતના બધા જ ધર્મગુરુઓના અગ્રસ્થાને બિરાજો છો' એમ અંજલિ આપતાં NCGOના પ્રમુખ શ્રી કાંતિભાઈ તથા મહામંત્રી શ્રી યશવંતભાઈએ સ્વામીશ્રીને સન્માનપત્ર અર્પણ કર્યું. તે વખતે ખીચોખીચ મેદનીએ ઊભા થઈને સ્વામીશ્રીને બિરદાવ્યા.

દોઢેક કલાકના આ સમારોહ બાદ જ્યારે સ્વામીશ્રી વિદાય થયા ત્યારે બીજા વિશ્વયુદ્ધની ઝાળથી દાઝેલા શાંતિચાહકોએ જ્યાં પહેલી વાર શાંતિના વાવટા ફરકાવેલા તેવા આ સ્થળે સ્વામીશ્રીની ધર્મધજા પણ ફરફરી રહી. હિંદુ ધર્મની વરિષ્ઠ સંસ્થાઓ દ્વારા થયેલાં તેઓનાં સન્માનની આ ઘડીઓ સનાતન ધર્મના ઇતિહાસની સુવર્ણક્ષણો તરીકે આલેખાઈ ગઈ.

## અંતર અરોગી રે

લંડનમાં ડંકો મારી સ્વામીશ્રી સ્કેન્ડિનેવિયન ઍરલાઇન્સ દ્વારા તા. ૧૯/૫ની બપોરે બે વાગ્યે ગુટેનબર્ગના લેટવેટર ઍરપોર્ટ પર ઊતર્યા ત્યારે સ્વીડન દેશ તેઓના સાંનિધ્યથી પાવન બન્યો.

અત્રે આજની સાંજે બુરોસના ક્રિતિસ ગાર્ડનના હૉલમાં જાહેર-સભાનો લાભ આપી તેઓ રાત્રે શ્રી ટપુભાઈ મદલાણીના ઘેર ભોજન બાદ ચેષ્ટાગાનમાં પરોવાયા. તેના મધ્યાંતરમાં ધ્યાન ધરવાનો વિધિ આવ્યો ત્યારે યુવકોએ પૂછ્યું : 'બાપા ! આપ કોનું ધ્યાન ધરો છો ?'

'ભગવાનનું. બીજું કોનું ? વહેવારને લઈને વાત થાય, પણ અંતરમાં

કંઈ નહીં. અંતરમાં તો એ એક જ.' સ્વામીશ્રીએ અંતરની વાત છતી કરતાં કહ્યું.

ત્યારે યુવકોએ પૂછ્યું : 'સ્વામી ! લંડનથી સ્વીડન આવ્યા એ પ્લેન તો દેખાય છે, પણ આપ અમને અક્ષરધામમાં કેવી રીતે લઈ જશો ?'

'અહીં આવ્યા એમ !'

'(લેવા) તમે જ આવશો ને ?'

'બધા જ આવશે. શ્રીજીમહારાજ, શાસ્ત્રીજી મહારાજ, યોગીજી મહારાજ – બધા ભેગા જ હોય ને ! (અહીં) બેઠા છીએ એમ બેસી જવાનું.'

પ્રત્યક્ષ જોતા હોય એમ સ્વામીશ્રીએ અગમની ગતિવિધિ કહી આપી.

## સ્વીડનમાં સ્નેહના સ્વાદ

તા. ૨૦/૫ની સવારે ગુટેનબર્ગમાં પધરામણીઓ કરી સાંજે યોનશોપિંગ ગામે પધારેલા સ્વામીશ્રીએ અહીં હિંદુ મંદિરમાં દર્શન અને કેરહોક્સ ગાર્ડન હૉલમાં સભાનો લાભ આપ્યો.

ત્યારબાદ પુનઃ બુરોસ આવી ગયેલા તેઓ અહીંથી તા. ૨૧/૫ની સવારે અગિયાર વાગ્યે મારિયાસ્ટાડ પહોંચ્યા. અત્રે સાંજે ટુનાહોમસ્કુલાન્સ હૉલમાં તેઓએ ધર્મસભાનો લાભ આપ્યો.

આ સભા બાદ પ્રવીણભાઈ પટેલના ઘેર ઉતારે પધારેલા સ્વામીશ્રીએ ભોજન પછી હરિભક્તો સાથે આરંભેલી ગોષ્ઠી રાત્રે સાડા અગિયાર વાગ્યા સુધી ચાલી. તે પૂરી થતાં બેઠકખંડથી શયનખંડ તરફ જતાં તેઓના રસ્તામાં રસોડું આવ્યું. ત્યાં યુવકોને સાફસૂફી કરતા જોઈ સ્વામીશ્રી તે બાજુ વળ્યા.

તેઓને જોતાં જ ટોળે વળી ગયેલા યુવાનો સાથે હિંદીમાં હળવો વાર્તાલાપ શરૂ કરતાં સ્વામીશ્રીએ પૂછ્યું : 'क्या यह अब भी चलता है ? कोई बात नहीं, अच्छी तरह से बरतन साफ कर ड़ालो। बरतन में समझें ?'

યુવકો માટે આ શબ્દ અજાણ્યો હોવાથી સ્વામીશ્રીએ સ્વયં એંઠી તપેલી હાથમાં લેતાં કહ્યું : 'इसको बरतन बोला जाता है। और यह सुफुरिया[२१]।'

આમ, સ્વામીશ્રી ગમ્મત કરાવતા હતા ત્યારે કૃષ્ણમૂર્તિ બોલ્યા : 'आपने पीत्झा नहीं खाया।'

'हमने खा लिया।'

---

૨૧. આ સ્વાહિલી ભાષાનો શબ્દ છે, જેનો અર્થ 'તપેલું' થાય.

'नहीं... नहीं... हमने देखा है। बिलकुल नहीं खाया है।'

'हमने भगवान को याद करके भोजन लिया। और तुम सबमें रहकर हमने खा लिया। देखो, ये हमारे पेट को।' એમ કહેતાં સ્વામીશ્રીએ ગાતરિયું ઊંચું કરી સૌને ઉદર-દર્શન કરાવ્યું.

તેઓની આવી ગમ્મત અને હળવાશનાં કામણ ભાષાભેદ, વયભેદ વગેરે સઘળું ઓગાળી નાંખી યુવાનોને સ્વામીશ્રી સાથે એકરસ કરી દેતાં. પછી સ્વામીશ્રી જે ઘાટમાં ઢાળે તે ઘાટમાં યુવાની ઢળી જતી.

## સુવિધા સાથે મોક્ષનું સદાવ્રત

તા. ૨૨/૫ની સવારે મારિયાસ્ટાડથી પ્રસ્થાન કરતાં પૂર્વે અહીંના સ્થાનિક ભક્તોને વિદાયનું ભાથું બંધાવવા માંડેલા સ્વામીશ્રીએ સામે ઊભેલા શ્રી હીરાભાઈ રાજાને કહ્યું : 'આવો રાજા ! આ જોગ થયો તે ભૂલશો નહીં. દેશમાં આવો ત્યારે મુંબઈમાં દાદર સ્ટેશન સામે જ આપણું મંદિર છે. ત્યાં જજો ને ઊતરજો. અમદાવાદ, વડોદરા, ગોંડલ, ગઢડા, સારંગપુર બધે મોટાં મંદિરો છે. અમારે તો બેય સદાવ્રત અખંડ ચાલે છે. સુવિધા સાથે મોક્ષનુંયે સદાવ્રત ચાલે છે.'

બી.એ.પી.એસ.નાં મંદિરોની આ આગવી ઓળખ આપી મોટરમાર્ગે નોર્વે જવા નીકળેલા સ્વામીશ્રીએ માર્ગમાં આવતાં થોલહેથનના હિંદુ મંદિરમાં સભા કરી. તે પછી આગળ વધેલી મુસાફરીમાં જોરદાર વરસાદ મોટા ફોરે શરૂ થયો. તેની છોળ્યો ઝીલતી ગાડીઓ ધૂંધળે રસ્તે આગળ સરકતી હતી. ત્યાં જ વચ્ચે કાન ફાટી જાય એવો મોટો કડાકો થયો. અત્રે રસ્તા પર ગાડીઓ દોડતી હોય ત્યારે બહારનો ઘોંઘાટ લેશ ન સંભળાય એવી વ્યવસ્થા હોય છે. છતાં આ ધડાકો સાંભળી સૌ અધ્ધર-શ્વાસ થઈ ગયા.

તે જ વખતે આંખને આંજતો વીજળીનો એક ભયંકર લિસોટો આકાશમાંથી ઊતરી આવ્યો. તે આગળ રહેલી સ્વામીશ્રીની ગાડી પરથી પસાર થતો કડાકા સાથે ડાબી બાજુએ રહેલા વીજળી વહન કરતા દોરડામાં સ્પાર્ક સાથે સમાઈ ગયો ! આ વખતે સ્વામીશ્રી બોલ્યા : 'હરિકૃષ્ણ મહારાજે બચાવ્યા.'

આમ, એક ઘાતક ઘટનામાંથી હેમખેમ ઊગરી ગયેલા સૌ નોર્વેના સાર્પ્સબર્ગ મુકામે શ્રી ચુનીભાઈ પટેલના ઘેર આવી ગયા. અહીં બપોરે ભોજન લઈ સ્વામીશ્રીએ હેનેસ્ટાડસ્કૂલ હૉલમાં ધર્મલાભ આપ્યો.

એ જ રીતે તા. ૨૩/૫ના રોજ ડ્રોબક થઈ ઑસ્લો પધારેલા તેઓએ અહીંની રોમન સ્કૂલમાં અમૃતધારા વહાવી. તે દ્વારા સ્થાનિક ભક્ત શ્રી રશ્મિભાઈ વગેરેનો દાખડો સુફળ કરી સ્વામીશ્રી યુરોપયાત્રાના અંતિમ મથક સેસ્મોક્રોસેટને લાભ આપતાં લંડન જવા માટે ઊડ્યા.[૨૨]

બે કલાકની આ આકાશી સફર માટે સાંજે ૫:૨૦ વાગ્યે વિમાને ફોર્નેબુ હવાઈ મથકેથી ગતિ સાંધી ત્યારથી લંડન આવ્યું ત્યાં સુધી સ્વામીશ્રી આંખો મીંચીને માળા જ ફેરવતા રહ્યા. તેઓએ આસપાસ શું ચાલી રહ્યું છે, કોણ આવ્યું-ગયું, પ્લેન ક્યાં ઊડે છે વગેરે કશી જ સ્પૃહા ન જણાવી. જો કે આ આખા યુરોપ-પ્રવાસમાં સૌ સહપ્રવાસીઓએ તેઓની આ લાક્ષણિકતા નોંધેલી કે જેવું નિત્યવાંચન, પત્રવ્યવહારનું કાર્ય પૂરું થાય તે સાથે જ સ્વામીશ્રી હરિભજનમાં તલ્લીન બની જતા. તે સમયે *'પ્રભુ વિના ગમે નહીં કાંઈ...'*ની તેઓની સ્થિતિ સહેજે અનુભવાતી.

## બાપા તો બરાબર જ છે

તા. ૨૪/૫ના રોજ લંડનથી લેસ્ટર પધારેલા સ્વામીશ્રી સૌનું સ્વાગત સ્વીકારી મંદિરના સભાગૃહમાં બિરાજ્યા ત્યારે અત્રે પુષ્પહારવિધિ બાદ સીધી જ આશીર્વાદની જાહેરાત થઈ. તે જોઈ સ્વામીશ્રી સમક્ષ માઇક ગોઠવનારા યુવકે પૂછ્યું : 'બરાબર છે બાપા !?'

'બાપા તો બરાબર જ છે. હવે તારે બરાબર થવાનું છે.'

સ્વામીશ્રીના આ શબ્દોમાં તેઓની નિર્દોષ સ્થિતિ ઝળકી રહી.

તે સાથે આશીર્વર્ષા વરસાવી સ્વામીશ્રીએ ભોજન ગ્રહણ કર્યું. તે પછી વંચાયેલા વચનામૃત(ગ.પ્ર. ૪૯)ના આધારે અંતર્દૃષ્ટિની મૌલિક સમજૂતી આપતાં તેઓએ કહ્યું : 'ભગવાન અને સંત જે ક્રિયા કરે છે તે દિવ્ય છે – એમ માનવું તે અંતર્દૃષ્ટિ.'

આવાં જ મૂલ્યવાન મોતીઓનો મેઘ સ્વામીશ્રીએ આજની સાંજે દ' મોન્ટફોર્ટ હૉલમાં યોજાયેલી જાહેર-સભામાં પણ વરસાવ્યો. તેને ઝીલી કૃતાર્થ

૨૨. સ્વામીશ્રીના સંગે નોર્વે અને સ્વીડનમાં પ્રસરેલો સત્સંગનો ઉજાસ પામવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



થયેલા પચીસથી વધુ રાજકીય, સામાજિક, ધાર્મિક સંગઠનના વડાઓએ સ્વામીશ્રીને સત્કાર્યા.

તેઓનો આ આદરભાવ સ્વીકારી શ્રી પ્રદીપભાઈ ગાધેરના ઘેર પધારેલા સ્વામીશ્રીના કાનમાં આ અરસામાં ખંજવાળની તકલીફે ઉપાડો લીધેલો. તેમાં રાહત રહે તે માટે કાનમાં ઔષધનાં બે-ત્રણ ટીપાં નાખવામાં આવતાં. આ સમયે આડે-પડખે પોઢેલા સ્વામીશ્રીના હાથની કોણી ઊંચી હોય અને એ હાથ વડે તેઓ સળીને કાનમાં ઘુમાવતા હોય. તેઓની આ સળી ઘુમાવવાની લીલામાં પણ એવી દિવ્યતા અનુભવાય કે તેને સંભારતાં અંતરનો મેલ નીકળી જાય.

## દુખિયારાનાં દુઃખ હરે

સૌનું અંતર નિર્મળ કરવાના હેતુસર જ વિશ્વમાં વિચરતા સ્વામીશ્રીએ લેસ્ટરના રોકાણ દરમ્યાન કોવેન્ટ્રી, લફબરો, નાઇટન, ઓડબી વગેરે કેન્દ્રોમાં પણ સત્સંગ-લાભ આપ્યો.

આ ક્રમમાં તા. ૨૭/૫ની સવારે તો લેસ્ટરના મેયર શ્રી ગાયકોલિસે પણ પોતાની કચેરીમાં સ્વામીશ્રીને પધરાવી ધન્યતા અનુભવી. તેઓએ પુષ્પહાર તથા 'Court of Arms'નો શિલ્ડ અર્પણ કરીને સ્વામીશ્રીને સન્માન્યા.

તેની સાથે સનાતન મંદિર, જૈન મંદિર, જલારામ મંદિરમાં પણ જે તે મંદિરના કાર્યવાહકોનું નિમંત્રણ સ્વીકારી સ્વામીશ્રી પધાર્યા. એ જ રીતે સોરવેલી કૉલેજનો હૉલ પણ તેઓની સંનિધિથી પાવન થતો રહ્યો. અંતે તા. ૨૯/૫ની સવારે ગ્રેનબી હૉલમાં ભવ્ય મહાપૂજા અને સાંજે વિદાય-સભા સંપન્ન થયાં.

તેમાં અપાયેલું વિદાયમાન સ્વીકારી તા. ૩૦/૫ના દિવસે લેસ્ટરથી નીકળતાં પૂર્વે સ્વામીશ્રીએ દેશમાં ચાલી રહેલા કૅટલ કૅમ્પના કાર્યવાહક સંતોને ફોન પર જણાવ્યું કે –

'જેણે જેણે કૅટલ કૅમ્પમાં ઢોર મૂક્યાં છે તે બધાને હવે વાવણી નજીક છે, તો પશુઓ ઘેર લઈ જવા દેશો. તમે જ મોકલવાની બધી વ્યવસ્થા કરશો. ઘેર પણ ઘાસચારાની જરૂર પડશે. તેની વ્યવસ્થા કરશો. હરિભક્તોને અનાજ-છાશ આપવાનું લંબાવવું પડે તો વાંધો નથી. જેને જેને જરૂર છે તે બધાને આપજો. દૂધનો પાઉડર બેલ્જિયમથી આવે છે. ત્યાં મેં કહી દીધું છે, તો સૌને

જાળવી લેશો. ભીડા ભેગો ભીડો.'

આમ, એકશ્વાસે સ્વામીશ્રીની કરુણા વહી રહી. હજારો માઈલ દૂર હોવા છતાં તેઓ દેશમાં વરસતા વરસાદના સમાચાર જાણવા ખૂબ ઉત્સુક રહેતા. ક્યારેક ક્યારેક તો ભોજન કે કોઈ બીજી ક્રિયા વખતે અલક્ષ્ય દૃષ્ટિ કરતા સ્વામીશ્રી, કીકીને અનંતમાં સ્થિર કરીને ક્યાંક ખોવાઈ ગયા હોય એવું લાગે. તે સમયે અનુભવાય કે તેઓનું ખોળિયું અહીં છે અને આત્મા તો કચ્છ-કાઠિયાવાડ કે સૌરાષ્ટ્ર-હાલારના દુષ્કાળગ્રસ્ત માનવીઓની ભૂમિ પર વિચરણ કરવા નીકળી પડ્યો છે !

## जंगम ऋषि-संस्कृति

લેસ્ટરથી ડનમો થઈને લંડન પધારેલા સ્વામીશ્રીએ અત્રે તા. ૩૧/૫ની સાંજે ઈસ્ટ લંડનના બાર્કિંગ ટાઉન હૉલમાં ધર્મલાભ આપ્યો. ત્યારબાદ તા. ૩/૬ની બપોરે અમેરિકા જવા મંદિરેથી નીકળેલા તેઓના રસ્તે હેસ્ટન આવ્યું.

અહીં ધોરીપથની જમણી બાજુ એક હરિયાળી ટેકરી પાસે હાથમાં હાર લઈને યુવકો ઊભા હતા. તેઓને જોતાં જ સ્વામીશ્રી ગાડી થોભાવી નીચે ઊતર્યા અને સૌનો ભક્તિભાવ સ્વીકારી ઊભાં ઊભાં એક આશ્ચર્યકારી વાત કરી કે 'તમે બધા બળ કરજો. મંદિર સર્વોપરી કરવું છે. વળી, અમે બીજો એક સંકલ્પ કર્યો છે – 'અહીંથી ૫૧ સાધુ કરવા.'

'૫૧ નહીં, ૧૫૧ કરવાના છે.' અરુણકુમારનો ઉત્સાહ ઊછળી આવ્યો.

તે સાંભળી સવાયો ઉત્સાહ જણાવતાં સ્વામીશ્રીએ કહ્યું: '૫૧થી શરૂઆત કરીએ, પછી ૧૫૧ થાય ને ૨૫૧ પણ થાય. બધે ડંકો મારવો છે.'

વિદેશી આબોહવામાં ઊછરતા યુવાનોને આટલી બહોળી સંખ્યામાં ભગવાં ઓઢાડવાનો સંકલ્પ તો જેનામાં હરિનું હીર હોય તેથી જ થઈ શકે !

આ હીર સાથે વિચરતા સ્વામીશ્રીએ બપોરે ત્રણ વાગ્યે 'સમુદ્રગુપ્ત' વિમાન દ્વારા ન્યૂયોર્ક તરફ પ્રયાણ આરંભ્યું.

આ પ્રવાસમાં દોઢ કલાક સુધી સ્વામીશ્રીનો સત્સંગલાભ માણનારા ભારતીય સંસદના સ્પીકર શ્રી બલરામ જાખડે સ્વામીશ્રીને જ કહ્યું: 'આપનું સન્માન બ્રિટિશ રાજસત્તા કરે તે ખૂબ પ્રશંસનીય છે.'

આ અહોભાવ સાથે તેઓએ દિલ્હીમાં પણ મંદિર બાંધવા અરજ કરી, ત્યારે સ્વામીશ્રીના મુખમાંથી શબ્દો સરી પડ્યા: 'અમે પ્રયત્ન કરીએ છીએ.

મંદિર સારું અને મોટું કરવાનો વિચાર છે.'

સ્વામીશ્રીનો આ સૂચક ઉદ્‌ગાર આજે તો સંપૂર્ણપણે સાકાર થઈ ઊઠ્યો છે.

આવા વચનસિદ્ધ સંતનું સાંનિધ્ય માણી ઊભા થતાં શ્રી જાખડ બોલી ઊઠ્યા: 'आज मैं अधिक पुण्यभागी हूँ कि मुझे जो जंगम ऋषि-संस्कृति है उनके चरण में बैठने को मिला।'

## શું કહીએ સદ્‌ગુણ તે તણા

લંડનથી ન્યૂયોર્કની મુસાફરી દરમ્યાન સંતોએ સ્વામીશ્રીને વાંચવા આપેલા તેઓની સાંપ્રત વિદેશયાત્રાના એક અહેવાલ-પત્રમાં છેલ્લાં બે સપ્તાહનાં વિચરણની વિગતો સમાયેલી. ઝીણા અક્ષરે લખાયેલાં પંચાવન પાનાંની એ સાહિત્ય-સામગ્રીનું એકેએક પૃષ્ઠ વિવિધ કાર્યક્રમોમાં થયેલાં અસંખ્ય પ્રવચનોના અંશો; જે તે સત્સંગ-કેન્દ્રોની ભૌગોલિક, ઐતિહાસિક અને સાંપ્રદાયિક તવારીખ; સ્વામીશ્રીને મળેલા મહાનુભાવો, સત્સંગીઓ, બાળકો, કિશોરો, યુવકોની લાંબી નામાવલીઓ; બેહદ આંકડાકીય માહિતીઓ; અગણિત પ્રસંગો વગેરેથી ભરચક હતું.

પરંતુ આ બધાં જ પાનાંનો સળંગ પાઠ કરી ગયેલા સ્વામીશ્રીએ વાંચનના અંતે વિચરણ-પત્ર લખનારા અક્ષરજીવનદાસ સ્વામીને કહ્યું: 'આમાં બીજી જૂને થયેલા વેવિશાળની જે વિગત લખી છે તેમાં પિતાનું નામ રમણભાઈ છે, તેને બદલે કનુભાઈ કરવું અને લેસ્ટરવાળા ભટ્ટજી મહેન્દ્રભાઈ નહીં, પણ ભૂપેન્દ્રભાઈ લખવું.'

સ્વામીશ્રીના આ સૂચનમાંથી એકસાથે નીતરી રહેલી તેઓની સૂક્ષ્મતા, એકાગ્રતા, આત્મીયતા વગેરે જોઈ સૌ ગાઈ ઊઠ્યા: *'શું કહીએ સદ્‌ગુણ તે તણા...'*

આવા સદ્‌ગુણ-સંચય સાથે સ્વામીશ્રીએ સ્થાનિક સમય અનુસાર તા. ૩/૬ની સાંજે ૪:૫૨ કલાકે ન્યૂયોર્કમાં ઉતરાણ કર્યું ત્યારે અહીંના JFK ઍરપોર્ટ પર હરિભક્તોનો ભક્તિભાવ સર્વત્ર છવાઈ ગયેલો. ત્રણ-ત્રણ હજાર માઈલ દૂરથી ગુરુહરિને વધાવવા દોડી આવેલા સત્સંગીઓનો ઉમળકો સ્વીકારતાં મંદિરે પધારેલા સ્વામીશ્રી અહીં ઠાકોરજીને દંડવત્ કરી છીપ આકારે ગોઠવેલા સિંહાસન પર બિરાજ્યા. તે વખતે અમેરિકાના ખૂણે ખૂણે

વિસ્તરેલા સત્સંગના સૂત્રધારોએ તેઓનો કંઠ પુષ્પહારોથી ભરી દીધો.

આ સ્વાગત સ્વીકારી શ્રી હસમુખભાઈના ઘેર ઉતારે આવેલા સ્વામીશ્રી અહીં તા. ૪/૬ની બપોરે વિશ્રામ માટે પોઢ્યા ત્યારે સંતોએ ઓઢાડેલો ધાબળો જોઈ તેઓ બોલ્યા : 'આ પાતળો ને હલકો છે.'

આ સાંભળી બીજો ધાબળો લાવીને ઓઢાડવામાં આવ્યો. તે વખતે પાતળો પણ ઓઢી રાખવાની રુચિ જણાવતાં સ્વામીશ્રીએ કહ્યું : 'એય ભલે રહ્યો. કાલે આખી રાત ઠંડી લાગી.'

'તો અમને ઉઠાડ્યા કેમ નહીં ? અમને ઉઠાડી દેવા જોઈએ.'

'મને થયું ક્યાં ઉઠાડવા ? બધા થાક્યા-પાક્યા સૂતા હોય.' સ્વામીશ્રીએ જણાવ્યું.

ગઈકાલે વરસાદી વાતાવરણને કારણે રહેલી કાતિલ ઠંડી તેઓ રાતભર સહન કરતા રહેલા.

## ધર્મ પાળે, પળાવે તે સ્વસ્થ

તા. ૪/૬ની રાત્રે જમવા બિરાજેલા સ્વામીશ્રી જમણો પગ ઊભો રાખી, ડાબા પગની પલાંઠી વાળી, તે પગની બાજુમાં પડેલી ગાદી પર ડાબો હાથ ટેકવી ગ્રાસ લઈ રહેલા. તેથી *'જમતાં ડાબા રે, પગની પલાંઠી વાળી; તે પર ડાબો રે, કર મેલે વનમાળી; જમણા પગને રે, રાખી ઊભો શ્યામ...'*ની રીતે જમતા શ્રીજીમહારાજની ઝાંખી સૌ તેઓમાં કરી રહ્યા.

આવા સ્વામીશ્રી સાથે તા. ૫/૬ના રોજ યોજાયેલી એક મીટિંગ માટે એટલાન્ટાના કાર્યકરો આવી પહોંચ્યા. તેમાં નીકળેલી સ્વામીશ્રીના એટલાન્ટાના કાર્યક્રમોની વાતમાં એવો ઉલ્લેખ થયો કે 'સ્વામીશ્રીના રોકાણ દરમ્યાન આવતી એકાદશીએ કાર્યકરો, સત્સંગીઓને ફરાળ જમાડીશું, પણ આમંત્રિતોને રાબેતા મુજબનું ભોજન પીરસીશું.'

આ સાંભળી સ્વામીશ્રી બોલ્યા : 'એકાદશીએ અનાજ રાંધવું જ નહીં. બધાને જમાડી શકાશે.'

'પણ બાપા ! હરિભક્તો કહે છે કે આમંત્રિતોને શિખંડ-પૂરી જમાડીએ.'

'એ પણ કરી શકાય. રાજગરાની પૂરી કરો. બટાટાનું રસાદાર શાક બનાવો. એમાં બધું આવી ગયું. આપણે એકાદશી કરવી જ પડે. એટલે આ દિવસે તો ફરાળ જ કરાવવું.'

સ્વામીશ્રીના આ અભિપ્રાયમાંથી ધર્મરક્ષક તરીકેની તેઓની છવિ ઊપસી રહી.

## Very great personality (અતિ મહાન વ્યક્તિત્વ)

તા. ૫/૬ની સાંજે ફૉરેસ્ટ હિલ હાઈસ્કૂલના વિશાળ હૉલમાં યોજાયેલા જાહેર સન્માન-સમારંભમાં વિવિધ હિંદુ સંગઠનો તથા અમેરિકન અગ્રણીઓએ સ્વામીશ્રીને બિરદાવ્યા. તેમાંના એક કોંગ્રેસમેન શ્રી જેમ્સ શૉવરે સ્વાનુભૂતિ વર્ણવી કે –

'હું પાર્લામેન્ટના સભ્યોની વિશ્વવ્યાપી સંસ્થાનો પ્રમુખ છું. બે મહિના પહેલાં જ ઈંગ્લેન્ડ ખાતે આયોજિત એક સંમેલનમાં હું આર્ક બિશપ ઑફ કેન્ટરબરી, ઑસ્ટ્રિયાના કાર્ડિનલ, કલકત્તાના મધર ટેરેસા તથા અન્ય દેશોના ધાર્મિક નેતાઓને મળ્યો છું. તેને હું આશ્ચર્યજનક ઘટના માનતો હતો. પરંતુ આજે પ્રમુખસ્વામીજીને મળતાં જે આનંદ અને ચિત્તની પ્રસન્નતા અનુભવું છું તે બીજા કરતાં કંઈક જુદી છે. પ્રમુખસ્વામીજીને આવકારવાનો આ દિવ્ય અનુભવ મારી જિંદગીના મોટા અનુભવો કરતાં ચડિયાતો છે.'

આ અહોભાવ ઝીલી સ્વામીશ્રીએ તા. ૬/૬ના રોજ સિદ્ધાચલમ્ આશ્રમમાં પગલાં પાડ્યાં. અહીં વિખ્યાત જૈનાચાર્ય શ્રી સુશીલકુમારજીને મળી તેઓ ઇન્ડિપેન્ડન્સ શહેરમાં સંસ્થાએ સંપાદિત કરેલી ૧૬૨ એકર જમીન પર પધાર્યા. અત્રે જ્યાં સુધી જીપ ગઈ ત્યાં સુધી સ્વામીશ્રી સ્વયં જ પુષ્પો વેરતા રહ્યા. તે પછી ઉપરની ટેકરીએ ઠાકોરજી સાથે સંતોને મોકલ્યા.

તે વખતે અહીં ન્યૂયોર્ક તેમ જ ન્યૂજર્સીના ભક્તો ડાબરા ઉત્સવ કરવા પણ આવી પહોંચેલા, પરંતુ મોડું ઘણું થઈ જતાં તે સૌની વચ્ચે ઊભાં ઊભાં જ આશીર્વાદ આપતાં સ્વામીશ્રીએ આર્ષવાણી ઉચ્ચારી કે 'આખું અમેરિકા જુએ તેવું મોટું મંદિર કરવું છે. બધા પ્રાર્થના કરજો.'

આમ, ઠેર ઠેર ઉપાસનાનું પ્રસારણ કરવા કટિબદ્ધ તેઓ તા. ૮/૬ના રોજ કનેક્ટીકટ રાજ્યના ડેનબરી મુકામે પધાર્યા. અત્રે એન્ડ્રુ દ' ગ્રેઝીયા વૃદ્ધાશ્રમના હૉલમાં યોજાયેલી જાહેર-સભામાં સ્વામીશ્રીનાં દર્શન કરતાં જ ઇન્ડિયન કમ્યુનિટી એસોસિયેશનના પૂર્વ પ્રમુખ શ્રી રામ કોહલીના મુખેથી શબ્દો સરી પડ્યા: 'સ્વામીજીનું સ્વાગત એ સમગ્ર ભારતનું સ્વાગત છે. Pramukh Swami is a very great personality. (પ્રમુખસ્વામી અતિ

મહાન વ્યક્તિ છે.)'

અનેકનો આ એક અનુભવ !

## ભીડાની સ્મૃતિ કરો તોય સુખ મળે

તા. ૯/૬ના રોજ રહોડ આઇલેન્ડ સ્વામીશ્રીની પદરજથી પાવન થયું ત્યારે અહીંના સ્ટેટ હાઉસમાં તેઓને પધરાવી અમેરિકન આગેવાનોએ ગૌરવ અનુભવ્યું. આ અવસરે સ્વામીશ્રીને રાજ્ય વતી માનપત્ર પણ અર્પણ કરવામાં આવ્યું. આ સન્માન સ્વીકારી સ્વામીશ્રી પ્રોવિડન્સ શહેરને પાવન કરતાં રાત્રે નવ વાગ્યે મીલફર્ડ પહોંચ્યા.

અત્રે શ્રી બાબુભાઈના ઘેર ભોજન બાદ વિશ્રામ પૂર્વે નાનકડી સભા ભરાઈ. તે વખતે જ આવી પહોંચેલા પુરુષોત્તમચરણદાસ સ્વામી, અક્ષરચરણદાસ સ્વામી વગેરે સંતોએ અહીં ઘણી પધરામણીઓ કરી સૌમાં લાભની ભૂખ જગાડેલી. આ વિચરણ દરમ્યાન થયેલા અવનવા અનુભવોની વાતો સંતો કહેવા માંડ્યા ત્યારે સ્વામીશ્રી બોલ્યા :

'મોટાપુરુષ જે આપે તેમાં સુખ જ હોય. ભીડો આપ્યો હોય તેની સ્મૃતિ કરો તોય સુખ મળે. આ તો તમને ખબર પડે ને, કે ભીડો કોને કહેવાય ! અમે (૧૯૭૭માં) આખું અમેરિકા મોટરમાં ફરેલા. આ છેડેથી પેલા છેડે. તેમાં સાથે હતા એમને પૂછજો. એક તો ન્યૂયોર્કવાળા ઘનશ્યામભાઈ, ભરતભાઈ ને બાબુભાઈ તથા શિકાગોના સુરેશભાઈ સાથે ફરતા. પોટલાં ઊંચકતા, ગોઠવતા, ઉતારતા. એટલું ફાસ્ટ (ઝડપી) વિચરણ કે પથારીમાં પડ્યે કોઈ વાત કરવા ભેગા ન થાય. અત્યારે તો સુખપાલ છે. થોડામાં હારી જઈએ તે કેમ ચાલે ?'

સ્વામીશ્રીના મુખેથી સરી રહેલી તેઓના પૂર્વવિચરણની આ વાતો સાંભળતાં સૌ સ્થળ-કાળ ભૂલી ગયા.

એ જ અવસ્થામાં તા. ૧૦/૬નું પરોઢ ઊગ્યું. આ સમયે પૂજાવિધિમાં બિરાજેલા સ્વામીશ્રીને અચાનક ઉમળકો આવતાં તેઓ આસપાસ બેઠેલા બાળકોને સ્વહસ્તે તિલક-ચાંદલો કરવા લાગ્યા. પ્રથમ તો નીચા નમી દૂર હાથ લાંબો કરી બાળકોનાં કપાળમાં તિલક તાણ્યાં. ત્યારબાદ કુમકુમની દાબડીમાં આંગળી બોળીને ચાંદલા કર્યા. તે વખતે એ સાતેક સદ્‌ભાગી શિશુઓના કુમળા ગાલ પર લાભની લાલાશ હસુ હસુ થઈ રહી.

## સમરથ સ્વામી ! છો અંતરયામી

મીલફર્ડથી નીકળેલા સ્વામીશ્રી સ્પ્રિંગફિલ્ડ થઈને હોલી-ઓક પહોંચ્યા ત્યારે અત્રે મોન્ટ મેરી સ્કૂલમાં જાહેર-સભા યોજાઈ. તે પછી રાત્રે નોર્થ હેમ્પ્ટનમાં શ્રી વિનુભાઈના ઘેર રોકાયેલા તેઓ અહીં તા. ૧૧/૬ની સવારે એક મુમુક્ષુને વ્યસન છોડાવતાં બોલ્યા: 'તમે વ્યસન મૂક્યું તે પાંચ લાખ ડૉલર આપ્યા બરાબર છે. તમે સુખી થાઓ એ અમારે મોટી સેવા છે.'

આવા ઉમદા આશય સાથે વિચરતા સ્વામીશ્રી પ્લેનવીલને પાવન કરતાં લિટલટન પધાર્યા. અહીંથી પચાસેક કિ.મી. દૂર આવેલી લૉવેલ સ્કૂલના હૉલમાં સાયંસભા યોજાયેલી. તેમાં બોસ્ટનના મેયર વતી સ્વામીશ્રીને 'કી ટુ ધ સિટી' અને સન્માનપત્ર એનાયત થયાં.

આ અભિવાદન સ્વીકારી લિટલટન જવા નીકળેલા સ્વામીશ્રી લૉવેલ ટાઉનમાં જ અચાનક શ્રી હરમાનભાઈ નામના એક મુમુક્ષુના ઘેર જઈ પહોંચ્યા. આ ભાવિકે લૉવેલની સભામાં બેઠાં બેઠાં વિચારેલું કે 'જો સ્વામીબાપા મારે ત્યાં પધરામણી કરવા આવે તો મારે બીડી પીવાનું વ્યસન મૂકી દેવું.'

તેઓના મનની આ વાત પકડીને અહીં પગલાં પાડી રહેલા સ્વામીશ્રીએ ઘરમાં પ્રવેશતાં જ કહ્યું: 'હવે પેલો સંકલ્પ તમે પૂરો કરો. અમે આવી ગયા.'

આ સાંભળી હરમાનભાઈ તો ગદ્‌ગદ થઈ ગયા. બીડી એ તો તેઓનું જીવન બની ગયેલી, પણ સ્વામીશ્રીની અંતર્યામી શક્તિના પ્રતાપે તે સહજમાં છૂટી ગઈ.

## પાર્લામેન્ટમાં પરાભક્તિનો પ્રકાશ

તા. ૧૨/૬ના રોજ બોસ્ટનથી મોન્ટ્રીઅલ પધારેલા સ્વામીશ્રી અહીં કેનેડાના સત્સંગીઓનું ભાવભર્યું સ્વાગત સ્વીકારી તા. ૧૩/૬ની બપોરે ઓટાવા જઈ પહોંચ્યા.

અત્રે આજે કેનેડાની પાર્લામેન્ટના 'હાઉસ ઑફ કોમન્સ'માં તેઓના પાવનકારી પગલાં પડવાનાં હતા. પરંતુ આવા ગૌરવશાળી પ્રસંગે પણ સ્વામીશ્રીના ચહેરા પર હરખની કોઈ રેખા ફરકી નહોતી. તેઓ તો શ્રી સુધીરભાઈ રૂપારેલિયાના ઘેર ઠાકોરજી જમાડી નીકળ્યા ત્યારથી છેક સંસદ-ભવન આવ્યું ત્યાં સુધી પત્રો વાંચવામાં જ મશગૂલ રહ્યા. સન્માન કરતાંય

સત્સંગી વહાલા હોય તો જ આ શક્ય બને.

આખરે બપોરના સવા બે વાગ્યે એ ઐતિહાસિક ક્ષણ આવી જ્યારે કેનેડાની સંસદના ચાલુ સત્રમાં સ્વામીશ્રીને માનવંતા મહેમાન તરીકે આવકારી અતિ આદરણીય અતિથિઓની બેઠક પર પધરાવવામાં આવ્યા. તે વખતે સંસદના અધ્યક્ષ શ્રી જોહ્ન ફ્રેઝરે પોતાના સ્થાન પરથી ઊભા થઈને કહ્યું :

'I wish to draw to the members' attention - the presence in the gallery of Pramukh Swami Maharaj...' – ગૅલેરીમાં પધારેલા પ્રમુખસ્વામી મહારાજની ઉપસ્થિતિ તરફ હું સાંસદોનું ધ્યાન ખેંચવા માંગું છું...

આ ઘોષણા સાથે જ તાળીઓના ગડગડાટથી કેનેડાની સંસદ ગુંજી ઊઠી. મહાનુભાવોની ગૅલેરી તરફ નજર ઠેરવતા ૧૨૫ સાંસદો સ્વામીશ્રીનાં દર્શન માટે તલસી રહ્યા. પરંતુ આશ્ચર્ય ! સૌનો આ સત્કાર ઝીલવા સ્વામીશ્રી ઊભા ન થયા. તેઓ ઠાકોરજી લઈને બેઠેલા નિર્ભયસ્વરૂપદાસ સ્વામીને ઊભા થવા જણાવી રહ્યા. કેનેડાની લોકસભામાં પહેલી જ વાર બની રહેલી કોઈ ધર્મગુરુના અભિવાદનની આ ક્ષણે સ્વામીશ્રીને ઉમંગ હતો શ્રીજીમહારાજને છતરાયા કરવાનો, નહીં કે પોતાના અસ્તિત્વને ! તેઓની આ ભક્તિ દૂરદર્શન દ્વારા સમગ્ર કેનેડાએ જોઈ. આ રીતે સૌને ઠાકોરજીનાં દર્શન કરાવ્યાં બાદ સ્વામીશ્રી સંસદનું સન્માન ઝીલવા ઊભા થયા.

આમ, બ્રિટિશ પાર્લામેન્ટ બાદ કેનેડાની સંસદમાં પણ અક્ષર-પુરુષોત્તમનો વિજય-વાવટો ફરકાવી સ્વામીશ્રી વિપક્ષ વડા શ્રી જહોન ટર્નરને તેઓના આલિશાન મિલન-કક્ષમાં મળ્યા. આ સમયની અનુભૂતિ વર્ણવતાં એ કેનેડિયન નેતા બોલી ઊઠ્યા : 'આપ એવી વિભૂતિ છો કે મારા મનને આપે ખેંચી રાખ્યું હોય એવું અનુભવું છું.'[૨૩]

## એવા સંત જન સુખકારી

તા. ૧૩/૬ની સાંજે રાયડ્યુ હૉલમાં જાહેર-સભાનો લાભ આપતાં

---

૨૩. કેનેડાની સંસદના 'હાઉસ ઑફ કોમન્સ'માં થયેલા સ્વામીશ્રીના પદાર્પણને નિહાળવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



સ્વામીશ્રી મેનોટિક, બેલવીલ થઈને ટોરોન્ટો પધાર્યા. અત્રે માર્ખમ ઉપનગરમાં રોકાયેલા તેઓ તા. ૧૫/૬ની સવારે સેન્ટ એન્ડ્રુઝ યુનાઈટેડ ચર્ચમાં પ્રાત:પૂજા અને કથા-વાર્તાના કાર્યક્રમ બાદ પ્રિન્સેસ માર્ગારેટ હૉસ્પિટલમાં જઈ પહોંચ્યા.

અહીં ધારાધોરણ મુજબ મોં પર માસ્ક બાંધી સ્વામીશ્રી બ્લડ કેન્સરની સારવાર લેતા શ્રી ભગવાનજીભાઈ માંડવિયાને આશીર્વાદ આપવા પધાર્યા ત્યારે પરિસ્થિતિ સાવ જુદી જ થઈ રહી. સ્વામીશ્રીની પ્રાપ્તિના કેફમાં ગુલતાન આ મરણાસન્ન હરિભક્તના મુખ પર મૃત્યુનો લેશ ભય જોવા મળતો નહોતો. એ ચહેરા પર સ્વામીશ્રીએ જ સિંચેલી આત્મનિષ્ઠાનાં નૂર ઝળકી રહેલાં. તે સાથે સૂતેલા શ્રી ભગવાનજીભાઈએ અહીં હૉસ્પિટલના બિછાને રહ્યાં થકાં સ્વામીશ્રીનો કેનેડા ખાતેનો સમગ્ર કાર્યક્રમ ગોઠવેલો. તે અનુસાર દરેક આયોજન સફળતાપૂર્વક સંપન્ન થાય તે માટે પણ તેઓ પ્રયત્નશીલ રહેલા. શુકદેવજી દ્વારા પ્રાપ્ત થયેલી બ્રાહ્મીસ્થિતિને કારણે પરીક્ષિત મૃત્યુથી નિર્ભય બની ચૂકેલો એ પૌરાણિક કથાનક, આજે હળાહળ કળિયુગમાં સાકાર થયેલું જોઈ સૌ ચકિત બની ગયા.

આ સમયે પથારીવશ એ ભક્તે સ્વામીશ્રીને કહ્યું : 'આપે અહીં આવવાની તકલીફ શા માટે લીધી ? હું અહીં સુખિયો છું.'

ભક્તોને ફિકર સ્વામીશ્રીની અને સ્વામીશ્રીને ચિંતા ભક્તોની.

સત્સંગની આ દિવ્યતાને હૉસ્પિટલમાં પ્રસરાવી સ્વામીશ્રી ચંદ્રકાંતભાઈ સચદેવના ઘેર ઉતારે પધાર્યા ત્યારે અહીં ઠાકોરજીને થાળ થઈ ચૂકેલો. હવે તેઓને ભોજન માટે બેસવાનું હતું, પણ એ જ સમયે એક હરિભક્તે આવીને વાત ઉચ્ચારી કે 'બાપા ! મારે ત્યાં આપની પધરામણી બાકી રહી ગઈ.'

આ સાંભળી સ્વામીશ્રીએ લેશ થડકો અનુભવ્યા સિવાય એક સંતને કહ્યું : 'ઠાકોરજી લઈને મારી સાથે ચાલો. પધરામણીએ જવાનું છે.'

બપોરના પોણા વાગ્યાના એ સમયે સ્વામીશ્રીએ તૈયાર ભાણું ઠેલીને હરિભક્તનું ટાણું સાચવ્યું. જ્યારે તેઓ પધરામણીથી પરવારી ભોજન માટે બિરાજ્યા ત્યારે ઘડિયાળમાં બે વાગ્યાના ટકોરા પડ્યા !

## સુખનો પગાર

તા. ૧૫/૬ની સાંજે મીસીસાગા કમ્યુનિટી સેન્ટરમાં યોજાયેલી સભામાં અમૃતધારા વહાવતાં સ્વામીશ્રીએ જણાવ્યું કે –

"જુવાનીમાં ભક્તિ કરી હોય તો ઘડપણમાં શાંતિ; હાલ્યા-મા'લ્યા હોય તો અશાંતિ. આખી જિંદગી ધમાલ કરી હોય પછી ઘડપણમાં ભગવાન ક્યાંથી સાંભરે?

છોકરા કહે: 'બાપા! રામ નામ લો.' તો કહે : 'લીધા જેવું ખરું!'

કુંભારને ત્યાંથી છોકરાં રામૈયું લાવ્યા ને કહ્યું: 'બોલો બાપા! આ શું છે?'

'શકોરું.'

આખી જિંદગી પોતાનું ને પારકું શકોરું કર્યું હોય તે બીજું શું બોલે? કીર્તનમાં કહ્યું: *'ખોખરી દોણીમાં આગ કાઢે...'* દોણી પણ સારી ન લે. પૈસા ઓછા બેસે. અહીં તો બંગલા બાંધ્યા પણ તે ક્યાં સાથે આવવાના છે? જ્યાં જવાનું છે ત્યાંની તૈયારી કઈ કરી? તે વિચારવું. શાસ્ત્રો કહે છે તેમ કરવામાં જ જીવન સુખી બને છે. સંતના સમાગમે શાસ્ત્ર સમજાય છે. નોકરીએ એક કલાક જાવ તો એક કલાકનો પગાર મળે, તેમ આ ભગવાનની નોકરી છે. તેમાં જેટલું આવશો તેટલો ભગવાન પગાર આપશે. એમનો પગાર સુખનો છે."

માનવીય મગજમાં ઠરે તે રીતે સ્વામીશ્રીએ સુખનો સદુપદેશ આપી દીધો.

## મને પહેલેથી બહુ ચીવટ

તા. ૧૬/૬ના રોજ સ્કારબરોમાં યોજાયેલી એકદિવસીય શિબિરમાં દર્શન-આશીર્વાદની લહાણી કરી બપોરે પુનઃ માર્ખમ પરત ફરેલા સ્વામીશ્રી અહીં ઉતારે ખુરશી પર બિરાજ્યા.

તે વખતે સ્થાનિક અગ્રણી સત્સંગી શ્રી નરેશભાઈ રૉયે પૂછ્યું: 'બાપા! અત્યારે આપને પહેલાંનું વિચરણ યાદ આવતું હશે, કેમ?'

'એ વખતે તો ખૂબ ઝડપ હતી. દિવસમાં ૩૦-૩૫ પધરામણીઓ તો સહેજે કરી નાખીએ. બીજા થાકે, હું ન થાકું. પાછળ-પાછળ બધા ખેંચાયા આવે એવી ઝડપ. અત્યારે પાંચ-સાત (પધરામણી) થાય તો થાકી જવાય.'

'પહેલાં તો મને આપની મુખમુદ્રા એટલી ગંભીર લાગે કે ડરી જતો.'

'મને પહેલેથી બહુ ચીવટ. ગરબડ ચલાવી ન લઉં. કોઈને કહેવું પડે, વઢવું પડે તો કહી દઉં, કારણ કે એમાં એનું હિત હોય.'

'આજે અમે આપની વ્યવસ્થા-શક્તિ જોઈએ છીએ તે શરૂઆતમાં કેવી રીતે કેળવાઈ?'

'આમ તો શાસ્ત્રીજી મહારાજે જવાબદારી સોંપી તે પહેલાંથી મંદિરનાં કામકાજ ને હરિભક્તોને બોલાવવા-ચલાવવાનું અંગ. મંદિરમાં આવે, સમૈયામાં આવે એ બધાની વ્યવસ્થા કરવી, ઉતારા કરાવવા, બેસાડવા-ઉઠાડવા, જમાડવા, આગતા-સ્વાગતામાં ઊભો રહેતો. શાસ્ત્રીજી મહારાજને એ બહુ ગમે. (એમને) ચિંતા નહીં. પછી યોગીજી મહારાજના વખતમાં વિશેષ થયું. દરેક સમૈયાની જવાબદારી બરાબર સંભાળવાની. તેના પ્રશ્નો કેવી રીતે ઉકેલવા તે મને પહેલેથી જ અંગ. પાછો તો પડું જ નહીં. એક વાર કામ હાથમાં લીધું તેને કરી છૂટવું – એવું!'

ધીરે ધીરે સ્વામીશ્રીની કાર્યપદ્ધતિના અંકોડા ખૂલી રહેલા. તેથી નરેશભાઈએ વધુમાં પૂછ્યું :

'સ્વામી! આપ ગમે તેટલા બિઝી (વ્યસ્ત) હો છતાં જે કામ મહત્ત્વનું હોય તેને ઉપર તારવી, જેને જેટલું સોંપવાનું હોય તેને તેટલું વ્યવસ્થિત કહી શકો છો. છતાં અન્ય કામ પણ રૂટિન (રાબેતા) મુજબ હોય છે જ. આટલાં બધાં કામમાં આ વસ્તુ આપ કેવી રીતે યાદ રાખી શકો છો?'

'શાસ્ત્રીજી મહારાજની કૃપા ને યોગીજી મહારાજની દૃષ્ટિ થઈ ગઈ તે ચાલ્યા કરે છે.'

શ્રોતાઓ માત્ર બે જ હતા, છતાં ગુરુ ગૌણ ન થાય અને પોતાની મહત્તા ન વધે તે રીતે સ્વામીશ્રી બોલ્યા.

છેલ્લે નરેશભાઈએ વિનંતી કરી કે 'બાપા! આપ શાસ્ત્રીજી મહારાજના અતિ નિકટમાં આવ્યા છો, સાથે ઘણું રહ્યા છો. તો એમની સાથેનો આપનો હૃદયસ્પર્શી પ્રસંગ કહો.'

આ સમયે સ્વામીશ્રીએ કહ્યું : 'આમ તો શાસ્ત્રીજી મહારાજના બધા જ પ્રસંગ એવા છે કે મને હૃદયમાં કોતરાઈ ગયા હોય. પણ એમાંથી એક પ્રસંગ એવો છે કે જેમાં શાસ્ત્રીજી મહારાજે મને જે હેત-પ્રીત કરી ને વહાલ દેખાડ્યું છે તે ક્યારેય નથી ભુલાતું. બહુ યાદ આવે છે.'

આમ પ્રસ્તાવના બાંધી તેઓએ સારંગપુરમાં શાસ્ત્રીજી મહારાજને અજાણતાંમાં અપાઈ ગયેલી ઝેરી દવાના પ્રસંગની વાત વિસ્તારથી કરી. અંતે ઉમેર્યું: 'આ મારો નાનપણનો પ્રસંગ મને વધારે ગમે છે. શાસ્ત્રીજી મહારાજે એ વખતે મને હૂંફ આપી તે નથી ભૂલી શકતો.'

આ વાત કરતાં સ્વામીશ્રી અડધી સદી પાછળ જઈ શાસ્ત્રીજી મહારાજ

સાથે એકાકાર બની ગયા હોય તેમ જણાયું. તેઓના મુખમરોડ અને પાંપણના પલકારા તેની સાક્ષી પૂરી રહ્યા.

## ભગવાનને રાજી કરવા છે તેને કંટાળો ન હોય

તા. ૧૬/૬ની સાંજે માર્ગદર્શન મેળવવા આવેલા સ્થાનિક ગુજરાતીઓના ચાલીસેક હિતવર્ધકોને સ્વામીશ્રીએ સંસ્કૃતિના જતનની વાત ભારપૂર્વક સંભળાવી.

ત્યારબાદ તેઓ તા. ૧૭/૬ની સવારે મેજર મેકેન્ઝી ડ્રાઇવની ઉત્તરે આવેલી જેન સ્ટ્રીટમાં મંદિર માટે સંપાદિત કરેલી ભૂમિ જોવા પધાર્યા. ૨૨ એકરની આ જમીન પર સંસ્કૃતિના ધામ સમું મંદિર બાંધવાની નેમ સ્વામીશ્રીએ સેવેલી. તેથી તા. ૨૯/૪ના રોજ કેનેડાના પૂર્વ સોલિસિટર જનરલ શ્રી બોબ કપ્લાનના હાથે આ ભૂમિમાં ધરબાયેલી સોપારી સ્વામીશ્રીએ આજે ભૂમિનું ઉત્ખનન કરીને બહાર કાઢી. તે પછી એ જ સોપારી સ્વહસ્તે ભૂમિમાં દાટીને બધે પુષ્પો વેરવા નીકળેલા તેઓ એક ઝાડના છાંયે ઊભા રહી બોલ્યા :

'હવે આ જગ્યા ફાઇનલ. આને ફેરવવી નહીં, કારણ કે હાઇ-વે આને અડીને જ જાય છે. વળી, બંને બાજુ રોડ પડે છે. બાજુમાં જ વન્ડર લૅન્ડ છે. ત્યાં બધા હરવા-ફરવા આવે ને મંદિર સુધી પણ આવે. આથી ભવિષ્યમાં સારું વિકસશે.'

આમ, મંદિર-વિકાસની રૂપરેખા દોરી આપી અહીંથી નીકળેલા સ્વામીશ્રીએ આજની સાંજે રીચમંડ હિલના વિષ્ણુ મંદિરમાં ધર્મલાભ આપ્યો.

તેને અનુસરતાં તા. ૧૮/૬ના રોજ પ્રાતઃપૂજા દ્વારા સ્કારબરોની સ્ટીફન લીકોક સ્કૂલને પાવન કરી. આજે પ્રમુખવરણી દિન હોવાથી હરિભક્તોએ સુંદર કેક સાથે ફળાદિની પણ કલાત્મક ગોઠવણી કરેલી.

તેની વચ્ચે પૂજાવિધિથી પરવારી ઉતારે પધારેલા સ્વામીશ્રી અલ્પાહાર માટે બિરાજ્યા ત્યારે સંસ્થા દ્વારા ચાલતી દુષ્કાળ-રાહત પ્રવૃત્તિનો અહેવાલ આપતાં સંતોએ જણાવ્યું : 'ભાદરાથી વિવેકસ્વરૂપદાસ સ્વામી લખે છે કે – અહીં સુખડી-વિતરણ માટે અમે જઈએ ત્યારે કેટલાક એવું કહે છે કે આ તો કેટલુંય આવતું હશે ત્યારે આપણને આપે છે. લોકોનું લઈને લોકોને આપે તેમાં શું ?'

આ સાંભળી સ્વામીશ્રીએ કહ્યું : 'બોલનારા તો બોલે, આપણે

ભગવાનને માથે રાખીને કાર્ય કર્યે જવું. સાંભળવા રહીએ તો કાર્ય ન થાય. ઘણા અણસમજણે બોલતા હોય. સમજાશે પછી નહીં બોલે.'

સ્વામીશ્રીના મુખમાંથી લેશ કડવાશ ન નીકળી. વધુમાં તેઓએ ઉમેર્યું: 'ભગવાન જીવના ગુના સામું જોતા જ નથી. જો જુએ તો જીવનું કલ્યાણ ન થાય. એમની કૃપાનો પાર નથી. શ્રીજીમહારાજે બધાનું હિત ઇચ્છ્યું હતું. આપણે પણ બધાનું હિત ઇચ્છવું.'

સ્વામીશ્રીના આ મંતવ્યમાંથી સાત્ત્વિકતાની સરસાઈ કરે તેવી આધ્યાત્મિકતા ફૂટી રહી.

તે સાંભળી સંતોએ પૂછ્યું: 'સ્વામી! આપ આટલું ને આવું સરસ કામ કરો તેમાં લોકો બોલે તો કંટાળો ન ચઢે કે કાંઈ કરવું નથી, મૂકો પડતું!'

'ભગવાનને રાજી કરવા છે તેને કંટાળો ન હોય. આપણે જે કામ લીધું છે તે પોતા માટે નથી. ભગવાન માટે છે. એવું સમજીએ તો કંટાળો ન ચઢે. ઉત્સાહ રહે. નહીંતર આઘુંપાછું થઈ જાય.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓના જીવનમાં નિરાશા કે નિસાસાની એક ક્ષણ પણ આવી નહોતી. તેનું કારણ આ સમજણ.

## હૃદયસ્પર્શી સુવાક્ય

તા. ૧૮/૬ની સવારે સ્કારબરોમાં પ્રમુખવરણી દિન નિમિત્તે યોજાયેલી સભામાં લાભ આપી સ્વામીશ્રી બપોરે પોણા બે વાગ્યે કેમ્બ્રિજ પહોંચ્યા.

અત્રે ઠાકોરજી જમાડી તેઓ સાંજે જઈ પહોંચ્યા – કિચનરની કાફમેન પબ્લિક સ્કૂલના વિશાળ હૉલમાં. અહીં અમૃતધારા વરસાવી રાત્રે કેમ્બ્રિજ પરત ફરેલા સ્વામીશ્રી તા. ૧૯/૬ની સવારે પુનઃ સ્કારબરો આવી ગયા.

અત્રે શ્રી જયંતીભાઈ બ્રહ્મક્ષત્રિયના ઘેર આયોજિત સાયંસભામાં ઉપસ્થિત થયેલા ઓન્ટારિયો રાજ્યના સાંસદ શ્રી ગેરી ફિલિપ્સે જણાવ્યું: "સ્વામીજીનું એક વાક્ય મને ખૂબ જ સ્પર્શી ગયું છે કે 'બીજાના ભલામાં પોતાનું ભલું, બીજાના સુખમાં પોતાનું સુખ, બીજાના ઉત્કર્ષમાં પોતાનો ઉત્કર્ષ.' આ ભાવના જો બધામાં જાગ્રત થાય તો દુનિયાના મોટા ભાગના પ્રશ્નો હલ થઈ જાય."

આવો સર્વજીવ-હિતાવહ સંદેશ તા. ૨૦/૬ની સાંજે નોર્થ યોર્કના યોર્કવુડ ગ્રંથાલયમાં યોજાયેલી સભામાં વહાવી સ્વામીશ્રી તા. ૨૨/૬ની સવારે

ટોરોન્ટોથી વિદાય થયા. માર્ગમાં આવતાં નાયગરા ધોધ, રોચેસ્ટર અને વેસ્ટલને પાવન કરતાં તેઓ તા. ૨૩/૬ની સાંજે ન્યૂયોર્ક પધાર્યા.

અહીંથી હવે વેસ્ટ ઈન્ડિઝમાં ધર્મધજા ફરકાવવા જઈ રહેલા તેઓને તા. ૨૪/૬ની સાંજે ચાર વાગ્યે શ્રી કિશોરભાઈ મહેતાના ઘેરથી વિદાય લેવાની હતી, પરંતુ દેશમાં મોકલવાની ટપાલો ઘણી બાકી હોવાથી ભોજન બાદ પોણા બે વાગ્યે નીચે જ બેઠેલા સ્વામીશ્રી ખોળામાં પેડ લઈ મંડ્યા પત્રો લખવા.

એક બાજુ ઘડિયાળના કાંટા એક પછી એક આંકડા વટાવતા હતા, તો બીજી તરફ સ્વામીશ્રીનાં ધીરજ અને ખંત, ચોકસાઈ અને સમયસૂચકતા, દેહનો અનાદર અને ભક્તોની ખેવના વગેરે પણ સીમાઓ વટાવી રહ્યાં. તેથી સૌએ પોઢવા વિનંતી કરી ત્યારે તેઓ બોલ્યા: 'આ અગત્યનું છે તે પતાવવું છે.' એમ કહી સ્વામીશ્રીએ ત્રણ વાગ્યા સુધી પત્રલેખન ચાલુ જ રાખ્યું.

## વેસ્ટ ઈન્ડિઝમાં અમૃતધારાનું આગમન

ન્યૂયોર્કથી પાન-એમ ઍરલાઈન્સના વિમાન દ્વારા વેસ્ટ ઈન્ડિઝ જવા નીકળેલા સ્વામીશ્રીના હવાઈયાને વેનેઝુએલાના કેરાકસમાં થોડો વિશ્રામ લીધો ત્યારે સાઈમન બોલિવર ઍરપોર્ટ પર પ્લેનની બહાર આવી સ્વામીશ્રીએ ઠાકોરજીની દૃષ્ટિ આ નવા દેશ પર કરાવી. તે દ્વારા તેઓએ દક્ષિણ અમેરિકાના સત્સંગનું ખાતું ખોલી નાખ્યું.

ત્યારબાદ આગળ વધેલા તેઓ રાત્રે પોણા એક વાગ્યે ટ્રિનિદાદના પોર્ટ ઑફ સ્પેનમાં પિયારકો હવાઈ મથકે ઊતર્યા ત્યારે વધુ એક ભૂખંડ તેઓનું સાંનિધ્ય પામી ધન્ય બન્યો. ટ્રિનિદાદ ઍન્ડ ટોબેગો, ગ્રનાડા, બાર્બેડોસ, જમૈકા, એન્ટીગુઆ વગેરે બાર ટાપુઓના સમૂહથી બનેલા આ વેસ્ટ ઈન્ડિઝમાં હરિકૃષ્ણ મહારાજનું આગમન, અહીં વસતાં દોણજાનાં શ્રીમતી લલિતાબહેનના ભક્તિભાવથી થયેલું.

આ પધરામણીને વધાવવા ભારતીય એલચીના પ્રતિનિધિ સહિત ઘણા મુમુક્ષુઓ દોડી આવ્યા. તેઓનું સ્વાગત સ્વીકારી સાન ફર્નાન્ડોમાં શ્રી ગોવિંદભાઈના ઘેર આવી પહોંચેલા સ્વામીશ્રી અત્રે રાત્રે ત્રણ વાગ્યે પોઢ્યા.

## દિવ્ય ચેતના જગાડનારા પુરુષ

તા. ૨૫/૬ની સાંજે પાંચ વાગ્યે સેન્ટ ઓગસ્ટિનમાં આવેલા સનાતન

ધર્મ મહાસભાના હૉલમાં યોજાયેલી ધર્મપરિષદમાં સ્વામીશ્રી પધાર્યા ત્યારે અહીં હિંદુ ધર્મનું નેતૃત્વ કરતા શ્રી કૃષ્ણ મહારાજ તથા ડૉ. શર્મા, ખ્રિસ્તી ધર્મના પ્રતિનિધિ ફાધર ફ્રાન્સિસ અને ફાધર પેન્ટીન તેમ જ મુસ્લિમ સમુદાય વતી હાજી શ્રી ઝીન્યુ ખાન વગેરે ઉપસ્થિત હતા.

તેઓ સાથે ધર્મ સંબંધી વિમર્શ કરતાં સ્વામીશ્રીએ જણાવ્યું :

'ધર્મ પ્રેમ ઉપજાવે છે. આપણે આપણું છોડીને બીજાનું લેવા જતાં બંને ગુમાવીએ છીએ. પોતાનું રાખીને બીજાનું સારું ગ્રહણ કરવાથી ધર્મની વૃદ્ધિ થાય છે. જીવન-પરિવર્તન કરો, ધર્મ-પરિવર્તનથી કંઈ નહીં થાય. અમે જ્યાં જઈએ ત્યાં ગુરુ તથા ભગવાનમાં શ્રદ્ધા દૃઢ કરાવીએ છીએ. તે મુખ્ય વસ્તુ છે.'

સ્વામીશ્રીનો આ સમન્વયકારી સદ્‌બોધ સાંભળ્યા પછી જાણે કશું જ કહેવાનું બાકી ન રહ્યું હોય તેમ સૌ ધર્માત્માઓ ખૂબ હર્ષિત જણાયા.

તે પ્રસન્નતા વ્યક્ત કરતાં અહીં જ સાંજે સાડા છ વાગ્યે યોજાયેલા સ્વામીશ્રીના સન્માન-સમારંભમાં શ્રી ફ્રાન્સિસ બોલ્યા : 'આજે હું ધર્મપરિષદમાં સ્વામીજીને મળ્યો ત્યારથી મને તેઓના મુખારવિંદ પર કોઈ અજબ શાંતિ અને સ્નેહની અનુભૂતિ થાય છે. આ અનુભવ મને કાયમ રહે એવું ઇચ્છું છું.'

આવી જ લાગણી અભિવ્યક્ત કરતાં શ્રી કૃષ્ણ મહારાજે સ્વામીશ્રીને પુષ્પહારથી સન્માની કહ્યું : 'હું ઘણા મહાત્માઓના સંપર્કમાં આવ્યો છું, પણ પ્રમુખસ્વામીજીનાં દર્શનમાં કંઈક જુદો જ આનંદ અનુભવ્યો. પરમાત્મા સ્વામીજીને દીર્ઘાયુ આપે.'

પારલૌકિક અનુભવોનું આ પ્રકરણ તા. ૨૬/૬ની સવારે ચેગ્વાનઝના એડીનબર્ગ હિંદુ મંદિરમાં આયોજિત જાહેર-સભામાં પણ ખૂલ્યું. અહીં રોમન કેથલિક ધર્મના સ્થાનિક વડા શ્રી બેનિડિક્ટ ટેલરે સ્વામીશ્રીનું અભિવાદન કરતાં કહ્યું : 'આપનું પ્રેમપૂર્ણ અને સહકારપૂર્ણ વ્યક્તિત્વ જોઈ અમારો સાક્ષી કબૂલ કરે છે કે આપ શાંતિના દૂત છો. આપની હાજરી અમને દિવ્ય લાગે છે.'

આ અનુભૂતિને અનુસરતાં આગેવાન શ્રી વિષ્ણુ ટીકેસિંઘ પણ બોલ્યા : 'સ્વામીજી પ્રેરણાનું મૂળ છે. આજના જેવો ઉત્તમ દિવસ કે સમય મને કદી નહીં મળે.'

આગવા અનુભવોના આવા એકતારા આજની સાંજે મારાવાલ વિસ્તારના સેન્ટ જેમ્સ હિંદુ મંદિરમાં યોજાયેલી જાહેર-સભામાં પણ ગુંજી ઊઠ્યા.

અત્રે ઉપસ્થિત સેન્ટ ઓગસ્ટિનના સાંસદ શ્રી જહોન હમ્ફ્રીએ

સ્વામીશ્રીને પુષ્પહાર પહેરાવી જણાવ્યું: 'આ કદાચ મારા માટે પહેલો અવસર હશે કે જેમાં મારું હૃદય કોઈ ઊંચી ભૂમિકાને સ્પર્શી રહ્યું હોય.'

આ અહોભાવમાં પોતાનો સૂર મિલાવ્યો – વિદેશમંત્રી શ્રી સહદેવ બસુદેવે. તેઓએ સ્વામીશ્રીને વધાવતાં ઉચ્ચાર્યું: 'આપનું સાહિત્ય વાંચ્યું તેમ તેમ આપને મળવાની જિજ્ઞાસા વધતી ચાલી. આપ ખરેખર મહાન વિભૂતિ અને દિવ્ય ચેતના જગાડનારા પુરુષ છો.'

આમ, વેસ્ટ ઇન્ડિઝમાં થયેલી સ્વામીશ્રીની પધરામણી આગવી અનુભૂતિઓના અધ્યાય આલેખનારી બની રહી.

## દીવો-દીવીને અજવાળે, દગે દીઠા છે

તા. ૨૭/૬ની સવારે યોજાયેલા એક પત્રકાર-મિલનથી સ્વામીશ્રી પરવાર્યા ત્યારે સંતોએ કહ્યું: 'હવે આપણે એવું કરવું જોઈએ કે મળનારા આપના ઉતારે આવે અને અમુક સમયે જ મળાય.'

આ સૂચનનો છેદ ઉડાડતાં સ્વામીશ્રી બોલ્યા: 'શરીર ચાલશે ત્યાં સુધી આવું જ (વિચરણ) ચાલશે. શરીર નહીં ચાલે પછી બધા (ઉતારે) આવશે જ ને!'

ભીડાને ભેટવાની આ તત્પરતા સાથે તેઓ આજની સાંજે સાડા ચાર વાગ્યે વિશ્રામમાંથી જાગ્યા ત્યારે પવન વિના વરસાદ વરસી રહેલો. તેથી સ્વામીશ્રી ઉતારાના પ્રાંગણમાં સ્નાન કરવા પહોંચી ગયા. અહીં ક્યારેક બે હાથમાં ધૂધવો ઝીલતા, તો ક્યારેક શિર પર ધારાને ઝીલતા; ક્યારેક મસ્તક પર પડતા ધીમા ધીમા ધૂધવાને હાથથી રમાડતા, તો ક્યારેક સંતો પર જળ ઉડાડતા સ્વામીશ્રી બાળસહજ ગમ્મત કરતાં *'આવ રે વરસાદ, ઘેબરિયો પરસાદ...'* કડી બોલ્યા.

વળી, ઇન્દ્રને સૂચના આપતા હોય તેમ તેઓએ કહ્યું: 'ગુજરાતમાં જઈને આવો જ વરસજે.' આમ જણાવી સ્વયં ધૂન કરવા લાગેલા સ્વામીશ્રી મસ્તક પર મોતીની ઝૂલની જેમ ફેલાઈ જતી હળવી જલધારામાં ખૂબ શોભી રહ્યા. દસેક મિનિટનો આ લાભ આપી તેઓ બે સાથળ વચ્ચે ધોતિયાને દબાવી તેનું પાણી નિતારતાં ઉતારામાં પધાર્યા.

અત્રે વસ્ત્ર-પરિધાન કરી સ્વામીશ્રી પીનાલના કૃષ્ણ-બલરામ મંદિરે આયોજિત સભામાં પધાર્યા ત્યારે વરસાદને કારણે વીજળી વેરણ હોવાથી

તેઓની આસપાસ ત્રણ દીવા મૂકવામાં આવ્યા. તેથી સૌને *'દીવો-દીવીને અજવાળે, દગે દીઠા છે...'*ની હરિસ્મૃતિ તાદૃશ થઈ આવી. આ ઝાંખીને જીવતરના ચોપડે જમા કરવા આજની સભામાં ઓરોપાઉચ અને સીપારીઆના સાંસદો પણ ઉપસ્થિત હતા.

## વેસ્ટ ઇન્ડિઝની પાર્લામેન્ટમાં

તા. ૨૮/૬ની સવારે ટ્રિનિદાદના ઉપપ્રમુખ શ્રી લીયોનાર્ડ બ્રેડશૉનું આમંત્રણ સ્વીકારી સ્વામીશ્રી પાર્લામેન્ટમાં પહોંચ્યા ત્યારે અહીં આ યજમાન પ્રતીક્ષામાં જ ઊભેલા. તેઓએ સ્વામીશ્રીને પુષ્પહાર પહેરાવતાં ભાવોર્મિ વહાવી કે 'આજે આપને મળવાનું થયું તે મારા જીવનની એક સુવર્ણ તક માનું છું.'

આ તકનો લાભ ઉઠાવતાં શ્રી બ્રેડશૉએ અહીં નિર્માણાધીન નૂતન સંસદ-ભવન માટે સ્વામીશ્રીના આશીર્વાદ લીધા. તે પછી તેઓએ યુવાનોને ડ્રગ્સના સેવનની લતથી છોડાવવાનો ઉપાય પૂછ્યો ત્યારે સ્વામીશ્રીએ કહ્યું: 'ધર્મના જ્ઞાન વગર સમાજ-રચના અશક્ય છે. ચોરી, જુગાર, વ્યસનો વગેરેથી થતી બરબાદી અટકાવવાનું ઉત્તમ શસ્ત્ર ધર્મ છે. તે સમાજની ચેતના છે. તે વિના સમાજ એક મડદું જ બની રહેશે.'

સ્વામીશ્રીનો આ સદ્‌બોધ સાંભળી ઉપપ્રમુખ નતમસ્તક થઈ ગયા.

તેઓને સ્વામીશ્રીની મોહિની એવી લાગી ગઈ કે મુલાકાતની નિશ્ચિત સમયમર્યાદા પૂરી થતાં તેઓના સચિવો વારંવાર આગળના કાર્યક્રમની યાદ આપી રહ્યા, છતાં શ્રી બ્રેડશૉએ ઊભા થવાનું નામ ન લીધું. તેઓએ પાંચ-દસ મિનિટને બદલે લગભગ પોણો કલાક સુધી સ્વામીશ્રીનું સાંનિધ્ય માણ્યું.

છેલ્લે સ્વામીશ્રીને વળાવવા છેક નીચે સુધી આવ્યા ત્યારે પણ આ ઉપપ્રમુખશ્રી બોલ્યા: 'સ્વામીજીની મુલાકાત પ્રથમ વાર જ થઈ છતાં આ દર્શનના અનુભવનું વર્ણન કરવા મારી પાસે શબ્દો નથી. જાણે શાંતિના ઝરામાં મને ઝબકોળી દીધો! મારી આજુબાજુ શાંતિ વીંટળાઈ વળી હોય એવી શીતળતા વ્યાપી ગઈ!'

આવા શાંતિના સ્ફુલિંગો આ કેરેબિયન ટાપુઓ પર સતત ફેલાતા રહે તે માટે સ્વામીશ્રીએ તા. ૨૮/૬ની રાત્રે ટ્રિનિદાદમાં સત્સંગ મંડળની સ્થાપના કરતાં કહ્યું: 'કોઈ સભામાં ન આવે તો ઘરના સાથે બેસવું. છેવટે એકલા પણ સભા કરવી.'

## નાહ્યા નિર્મળ જળમાં જઈ

તા. ૨૯/૬ની સવારે શ્રી અશ્વિનભાઈના ઘેર નિત્યક્રમથી પરવારેલા સ્વામીશ્રી 'મરકસ બે' નામના દરિયાકિનારે પધાર્યા. અહીં રત્નાકરનું રેતીમઢ્યું તળિયું સ્પષ્ટ દેખાતું હતું. મંદ મંદ લહેરો આવતી હતી. નીલવર્ણાં જળને વણી-વણી સમુદ્ર એક પછી એક તરંગમાળા મોકલતો હતો.

આવા દરિયામાં હરિકૃષ્ણ મહારાજને ભાવપૂર્વક સ્નાન કરાવ્યા બાદ સ્વામીશ્રીએ એકધારી ધૂન આરંભી. વચ્ચે સંતો રમૂજ કરે-કરાવે ત્યારે પોતે આછું સ્મિત આપે પણ ધૂનનો દોર તૂટવા ન દે. આ વખતે ખૂબ ચોકસાઈથી ધીમી ગતિએ ચાલી આવતી મોજાંની એકસરખી હારમાળાને કારણે સ્વામીશ્રી સહેજ ઊંચકાઈને નીચે મુકાતા હતા. દરિયાદેવે આટલું સુખ કદી લીધું નહોતું! તેથી એક શંખલું કે તરણું પણ તીર પર તણાઈને આવેલું જોવા ન મળે એવો ચોખ્ખોચણાક આ કેરેબિયન સાગર પહેલી જ વાર બ્રહ્મનું સુખ માણતાં હુલસી રહ્યો. સ્વામીશ્રી પણ તેને અંજલિ આપતાં બોલી ઊઠ્યા: 'અત્યાર સુધીમાં આના જેવું સ્વચ્છ-નિર્મળ પાણી ક્યાંય જોયું નહીં.'

તેમાં લગભગ એકાદ કલાક સુધી જળક્રીડાનો લાભ આપતા સ્વામીશ્રીએ 'આ પાણી ગુજરાતમાં જઈને વરસે' તેવી પ્રાર્થના પણ કરી. તે સાથે તેઓએ ઇન્દ્રને આવાહન કરતા હોય તેવી છટા પણ બે હાથ ઊંચા કરી દર્શાવી.

## સોને મઢ્યા સ્ફટિક સમું સાંનિધ્ય

તા. ૨૯/૬ની રાત્રે યોજાયેલી વેસ્ટ ઇન્ડિઝ ખાતેની અંતિમ સભા ટ્રિનિદાદ ઍન્ડ ટોબેગોના વડાપ્રધાન શ્રી રોબિન્સન, ભારતીય રાજદૂત શ્રી શિવકુમાર સહિત અનેક મહાનુભાવો તેમ જ ભાવિકોથી ભરચક હતી.

તેમાં વડાપ્રધાને તો સ્વામીશ્રી વિષે અહોભાવ ઉચ્ચાર્યો કે 'આપની હાજરી અમારા માટે સોને મઢ્યા સ્ફટિક જેવી બની જશે. મને આપનાં આ ટૂંકા પરિચય અને દર્શનમાં જ એક સુંદર જીવન જીવવાની પ્રેરણા મળી છે.'

આવી લાગણી સાથે એલચીશ્રી પણ બોલ્યા: 'બધાની જેમ મનેય સ્વામીશ્રી આ જ રીતે અંતરમાં સ્પર્શી ગયા છે.'

આમ, પાંચ દિવસના ટૂંકા રોકાણમાંયે સૌનાં હૃદયમાં સ્થાન જમાવતા સ્વામીશ્રીને તા. ૩૦/૬ના રોજ અમેરિકા જવાનું હતું. તે માટે વિમાન સવારે

સાત વાગ્યે ઊપડતું હોવાથી તેઓને વહેલી સવારના સાડા ત્રણ વાગ્યે જાગવાનું થયું. તે પછી નિત્યક્રમથી પરવારેલા સ્વામીશ્રી સૌની ભાવભીની વિદાય લઈ બપોરે સાડા બાર વાગ્યે માયામી આવી પહોંચ્યા.[૨૪]

## સાધુ તો માથાના મુગટ

તા. ૩૦/૬ની સાંજે માયામીની સનરાઇઝ સ્કૂલના વિશાળ હૉલમાં યોજાયેલી જાહેર-સભામાં પ્લાન્ટેશન શહેરના મેયર શ્રી ફ્રેન્ક વેલફીએ સ્વામીશ્રીને ચંદનહાર અને 'કી ટુ ધ સિટી'નું બહુમાન આપીને સત્કાર્યા. તેની સાથે તેઓએ ભાવોર્મિ પ્રગટ કરી કે 'સ્વામીજી એક મહામાનવ છે, જે માનવમાં માનવતા પ્રગટાવી સાચો માનવ બનાવવાનું કાર્ય કરે છે.'

આ અહોભાવ ઝીલી ફોર્ટ માયર્સ અને ટેમ્પાને પાવન કરતાં સ્વામીશ્રી તા. ૨/૭ની બપોરે ઓર્લાન્ડો પધાર્યા.

અત્રે આજની સાંજે બૉબ કેર પરફોર્મિંગ આર્ટ્સ સેન્ટર ખાતે યોજાયેલી જાહેર-સભામાં તેઓને મેયર વતી શહેરના અગ્રણીઓએ 'કી ટુ ધ સિટી'નું સન્માન આપી આવકાર્યા.

તે પછી બે દિવસ સુધી અત્રે બ્રહ્મરસની લહાણ કરી તા. ૪/૭ની સાંજે ઓર્માન્ડ બીચમાં શ્રી મોહનભાઈના ઘેર પધારેલા સ્વામીશ્રી અહીં રાત્રિ ભોજન બાદ એ જ આસને બેસી સંતો સાથે ગોષ્ઠી કરતા હતા.

આ જ સમયે તેઓ પર અંગત માર્ગદર્શન માંગતો એક ફોન આવતાં સ્વામીશ્રી સ્વયં ઊભા થઈને બાથરૂમમાં ગયા. ત્યાં દસેક મિનિટ સુધી ઊભાં ઊભાં વાર્તાલાપ કરી બહાર પધાર્યા ત્યારે પોઢવાનો સમય થઈ ગયો હોવાથી પલંગ પર બિરાજ્યા.

તે વખતે સંતોએ તેઓને જણાવ્યું : 'સ્વામી ! આપે કહ્યું હોત તો અમે ઓરડાની બહાર નીકળી જાત. આપે જાતે ઊભા થવાની તસ્દી શા સારુ લીધી ?'

'સાધુને 'ખસો' એમ કહેવાય ? તે તો માથાના મુગટ ગણાય. બધાને ખસવાનું કહું તે કરતાં હું જ ન ખસું ?' સ્વામીશ્રી બોલ્યા.

---



૨૪. સ્વામીશ્રીએ ખેડેલા વેસ્ટ ઇન્ડિઝના આ ધર્મપ્રવાસને નિહાળવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઇલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...

નમ્રતા અને સરળતા તો તેઓની નસેનસમાં વહેતી હતી.

## લાલ બત્તી જેવી વાત

તા. ૫/૭ની સવારે ઓર્માન્ડ બીચથી વિદાય લઈ સ્વામીશ્રી ઓકાલા, વાલ્ડોસ્ટા, સ્વેન્સબરોને પાવન કરતાં તા. ૬/૭ની સાંજે ઑગસ્ટા પધાર્યા.

અત્રે સેક્રેડ હાર્ટ કલ્ચર સેન્ટરમાં યોજાયેલી જાહેર-સભામાં મેયર શ્રી ચાર્લ્સ દ' વોનીએ તેઓને પુષ્પહાર અને 'કી ટુ ધ સિટી' આપી નવાજ્યા.

આ સભા બાદ શ્રી હરીશભાઈના ઘેર ઉતારે પહોંચેલા સ્વામીશ્રી અહીં પણ સ્થાનિક ભક્તોને લાભ આપવા બિરાજ્યા. તેમાં એક પાયાનો મુદ્દો સ્પષ્ટ કરતાં તેઓ બોલ્યા :

'સ્ત્રીઓ સ્ત્રીઓની સભામાં જ કીર્તન ગાય, વાતો કરે; પુરુષોની સભામાં નહીં. શરૂઆતમાં સભા ચલાવનાર ન હોય તો કેસેટ મૂકવી. ભગવાન સ્વામિનારાયણે સ્થાપેલી મર્યાદામાં સહેજ પણ ફેર ન પડે. તમારી બહેન-દીકરી પાસે ઘેર આવીને કોઈ પુરુષ વાત કરે તો કેવું લાગે ?! એ નથી ગમતું, તેમ કથામાં પણ એ જ રીત છે. જ્ઞાનમાર્ગમાં ટ્રાફિક નિયમની શી જરૂર છે ? છતાં પાળીએ છીએ. લાલ બત્તી થઈ ત્યાં ઊભું રહી જ જવું પડે. નહીં તો થાય એક્સિડન્ટ.'

ધર્મને ઉવેખીને થતો ધર્મપ્રચાર સ્વામીશ્રીને મન માથું વાઢીને મુગટ પહેરાવવા જેવો નિરર્થક હતો.

## ભાવે કરી ભજે ભગવંત

તા. ૭/૭ની સવારે હિંદુ મંદિરમાં પૂજાવિધિ કરી ઑગસ્ટાથી વિદાય થયેલા સ્વામીશ્રી આજની સાંજે એટલાન્ટાના ક્લાર્કસ્ટન મુકામે આવી પહોંચ્યા.

અત્રે ૧૮,૦૦૦ ચોરસ ફૂટનું સભાગૃહ સત્સંગ-ભવન માટે તૈયાર મળી જતાં હરિભક્તોના ઉમંગનો પાર નહોતો. તેમાં સ્વામીશ્રીએ પ્રથમ પગલાં કરતાં સૌએ તેઓને જયનાદોથી આવકાર્યા. સ્વામીશ્રી પણ સ્થાન જોઈ બોલ્યા :

'સૂતાં સાકરનો ગાંગડો મળે તે રીતે જગ્યા પ્રાપ્ત થઈ ગઈ. બંદૂક કંધેથી ફૂટી ! અહીં હરિભક્તો થોડા પણ ભાવ મોટો.'

આ આશીર્વાદ આપી તા. ૮/૭ની સાંજે સ્મર્ના પહોંચેલા સ્વામીશ્રીએ અત્રે ઈન્ડિયન-અમેરિકન કલ્ચરલ સેન્ટરમાં આયોજિત બાલશિબિર તથા

જાહેર-સભામાં લાભ આપ્યો.

વિચરણના આ ક્રમમાં સ્વામીશ્રી તા. ૯/૭ની સાંજે સિવિક સેન્ટરે યોજાયેલી જાહેર-સભા માટે નીકળી રહેલા ત્યારે જ એક ભાવિક શ્રી ઈન્દ્રજિતસિંહ માટીની પોટલી લઈને આવી પહોંચ્યા. આ માટી તેઓ જ્યાં મોટેલ બાંધી રહેલા તે ભૂમિની હતી. તેને કપડા પર પાથરી તે પર સ્વામીશ્રીનાં ચરણ મુકાવવાની તેઓની ઈચ્છા. તેથી જેવા સ્વામીશ્રી પ્રકાશભાઈ અમીનના ઘેર રખાયેલા ઉતારામાંથી બહાર આવ્યા કે પેલા આગંતુક મુમુક્ષુએ વિનંતી કરી: 'બાપા ! અહીં પગલાં પાડો.'

પરંતુ સ્વામીશ્રીએ સેવકને કહ્યું: 'ઠાકોરજી નીચે મૂકો, વાઘા ઉતારો.' આટલું કહેતાં સ્વયં નીચે બેસી ગયેલા તેઓએ હરિકૃષ્ણ મહારાજનાં ચરણનો સ્પર્શ માટીને કરાવ્યો. તે પછી તે પર પુષ્પ પધરાવ્યાં.

આમ, ઉતાવળમાં પણ સેવકધર્મને હડફેટે ન ચઢાવતા સ્વામીશ્રી સભામાં જવા નીકળ્યા ત્યારે તેઓના રૂંવે-રૂંવેથી ઝરી રહેલી પરાભક્તિથી સૌનાં હૈયાં ભીંજાઈ રહ્યાં.

## ... તો અમારું આવ્યું સાર્થક

તા. ૯/૭ની સાયંસભામાં એટલાન્ટાના મેયર શ્રી એન્ડ્રુ યંગે આપેલું તામ્રમંડિત સન્માનપત્ર સ્વીકારી ઉતારે પરત ફરેલા સ્વામીશ્રી અહીં તા. ૧૦/૭ની સવારે અલ્પાહારથી પરવાર્યા ત્યારે એક સંતે પૂછ્યું: 'સ્વામી ! આપને સારંગપુર યાદ આવે ?'

'યાદ તો આવે જ ને ! બધા મુક્તો-સંતો રહે છે તે યાદ આવે.'

'ત્યાં જલદી પહોંચી જવાનું મન ન થાય ?'

'અક્ષરની દૃષ્ટિમાં બધું ભેગું જ છે. જુદું મનાય તો જવા-આવવાનું રહે. બધે જ મુક્તો રહે છે.' સ્વામીશ્રીની બ્રહ્માકાર વૃત્તિ પ્રકાશી રહી.

તે સાથે જ તા. ૧૦/૭ની સવારે ફેરબન પહોંચેલા તેઓ અત્રે ઉતારા તરીકે રખાયેલી મોટેલમાં પધારતાં જ સૌએ પુષ્પ-અક્ષત, કંકુ-શ્રીફળ વગેરે માંગલિક ઉપચારોથી તેઓનું સ્વાગત કર્યું.

તે પછી સંપન્ન થયેલા સભા અને ભોજનના કાર્યક્રમ બાદ યજમાન પરિવાર સાથે ચાલી રહેલા વાર્તાલાપમાં આઠ વર્ષીય ઋષિ વચમાં જ ટહુક્યો કે 'બાપા ! આ મારા ડેડી (પિતાજી) સિગારેટ પીએ છે તો એ છોડાવી દો ને !'

તેની આવી કાલી વાણી સાંભળી સ્વામીશ્રીએ તેની પીઠ થાબડી ત્યાં જ આ પુરસ્કારથી પોરસાઈ ઊઠેલા તે શિશુએ વધુ એક પર્દાફાશ કર્યો: 'સ્વામીબાપા! ડેડી ક્યારેક તો બિયર પણ પીએ છે.'

આ સાંભળી સ્વામીશ્રીએ તેના પિતાને કહ્યું: 'અમે અહીં રહ્યા તે સારો બંગલો જોઈને નથી આવ્યા. બંગલા તો ઘણાના આથીયે સારા છે. અમારે એમાં શું મોહ? તમે તમારું જીવન સુધારો તો અમારું આવ્યું સાર્થક ગણાય. બંગલા ને મોટર દેનારા હજારો છે. ખાવાનું બીજે નથી મળતું એટલે અહીં આવ્યા? અમારે બીજો સ્વાર્થ શું હોય? અમારે તો એક જ છે કે 'તમે લોકો સુખી થાવ, ભગવાનનું સુખ પામો.' આ તમારા બાળકના સંસ્કાર તો જુઓ!'

સ્વામીશ્રીની આ નિઃસ્વાર્થ વાતોથી યજમાનો વીંધાયા. તેઓએ 'અમે હવે સમજી ગયા, લાવો, મૂકી દઈએ,' કહેતાં હાથમાં પાણી લઈ વ્યસનોને તિલાંજલિ આપી.

આમ, કેવળ લોકહિતનો હેતુ લઈને જ વિચરતા સ્વામીશ્રી અહીંથી જોન્સબરોને લાભ આપતાં તા. ૧૨/૭ની બપોરે બર્મિંગહામ પહોંચ્યા.

## સળંગ અને સહજ સહનશીલતા

તા. ૧૨/૭ની સાંજે બર્મિંગહામની શેડ્ઝ વેલી હાઈસ્કૂલના હૉલમાં ધર્મલાભ આપી આગળ વધેલા સ્વામીશ્રી તા. ૧૩/૭ની સવારે ઍથેન્સને પાવન કરતાં આજની સાંજે હન્ટ્સવીલ પહોંચ્યા.

અહીં એડવ્હાઈટ સ્કૂલના સભાગૃહમાં અમૃતધારા વરસાવી શ્રી મનુભાઈના ઘેર ઉતારે પધારેલા તેઓ રાત્રે પોઢતી વેળાએ બોલ્યા: 'ગઈકાલે બર્મિંગહામમાં ઍરકન્ડિશન્ડે સારું એવું ટાઢું કર્યું.'

'ઓઢ્યું નહોતું?' સંતોએ પૂછ્યું.

ત્યારે સ્વામીશ્રીએ કહ્યું: 'ઓઢવાનું કડક હતું. લુસ (ઢીલું) હોય તો દબાવી દેવાય. આ તો અંદરથી ટાઢ આવતી હતી.'

'અમને ઉઠાડી દેવા જોઈએ ને!'

'મને થયું કે ઊંઘમાંથી ક્યાં ઉઠાડવા? ટૂંટિયું વાળીને પડ્યો રહ્યો.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓની સહનશીલતા અને અન્યની સગવડ સાચવવાની ભલમનસાઈ શ્વાસોચ્છ્વાસની જેમ સળંગ અને સહજ રહેતી.

તે સાથે તા. ૧૪/૭ની સવારે હન્ટ્સવીલથી નીકળેલા સ્વામીશ્રી માર્ગમાં આવતાં ફેટવીલ અને શેલ્બીવીલને ધન્ય કરતાં બપોરે સવા બાર વાગ્યે લેબેનોન આવી પહોંચ્યા.

## તીવ્ર મેધા અને મમતા

લેબેનોનમાં તા. ૧૪/૭ની બપોરે શ્રી શંકરભાઈ પટેલના ઘેર ઠાકોરજી જમાડી વિશ્રામ માટે જઈ રહેલા સ્વામીશ્રીએ સામે ઊભેલા એક સંતને કહ્યું: 'આ વખતે 'પ્રકાશ'માં મિલનનું નામ રહી ગયું છે, તો અમદાવાદ (પ્રેસમાં) યાદ કરાવી દેજો.'

સ્વામીશ્રીની આ ટકોરે સૌને ચોંકાવી દીધા, કારણ કે ૭૨ પાનાંની દળદાર પુસ્તિકાનું કદ ધરાવતો 'પ્રકાશ'નો એ દુષ્કાળ-રાહત વિશેષાંક સંખ્યા-બંધ આંકડાકીય માહિતીઓ અને ઐતિહાસિક તવારીખોથી ઊભરાતો હતો. આવા આ સામયિકના છેલ્લા પાને સંસ્થા-સંચાલિત ચાર કેટલ કેમ્પમાં સેવા કરનારા આશરે ૧૩૯ સંતો-ભક્તોની નામાવલિ મુકાયેલી. તેમાં સરતચૂકથી છાપવાનું રહી ગયેલું એક યુવાનનું નામ સ્વામીશ્રીની સૂક્ષ્મ નજરમાં ઝડપાઈ ગયેલું. તેઓની આ તીવ્ર મેધા અને મમતા સૌનાં હૈયે વસી ગઈ.

આશ્ચર્યની હદ તો એ હતી કે બોચાસણના કેટલ કેમ્પમાં સેવા કરતા આ યુવાનને સ્વામીશ્રી તા. ૨૩/૩ના રોજ અતિ તડામારી વચ્ચે જૂજ ક્ષણો માટે જ મળેલા. તે પછી વીતેલા ૧૦૯ દિવસોમાં તેઓ બ્રિટન, કેનેડા અને વેસ્ટ ઇન્ડિઝની સંસદોમાં સન્માન પામ્યા, કંઈક મેયરોએ તેઓને શહેરની ચાવીઓ સુપ્રત કરી બિરદાવ્યા, હજારો દેશી-પરદેશી વ્યક્તિઓ તેઓને મળી, છતાં સ્વામીશ્રી એક યુવાનની સેવાને ભૂલ્યા નહોતા !!

## પૂરેપૂરા પારદર્શી

તા. ૧૫/૭ની બપોરે સ્વામીશ્રી જમવા બિરાજ્યા ત્યારે તેઓએ પહેરેલાં નવાં ચોકઠાંથી ચાવવામાં તકલીફ પડતી હતી. તેની નોંધ લઈ સેવક જૂનું ચોકઠું લઈ આવ્યા. ત્યારે સ્વામીશ્રી બોલ્યા: 'હવે પહેર્યું તે પહેર્યું, ભલે રહ્યું, નથી બદલવું.'

સહેજે-સહેજે ઓછું જમાય તેમાં તેઓ વધુ રાજી. તેથી આવી પળોજણને સ્વામીશ્રી પસંદ ન કરે.

આમ, વૈભવી દેશમાંયે વૈરાગ્યવૃત્તિ રાખી વિચરતા તેઓ આજની સાંજે મરફ્રિસબરોમાં આવેલી શ્રી સુમનભાઈની રમાડા ઇન મોટેલમાં રથયાત્રાનો ઉત્સવ ઊજવી તા. ૧૬/૭ની બપોરે ન્યૂયોર્ક આવી પહોંચ્યા.

અમેરિકામાં વિચરણના આ બીજા તબક્કામાં દક્ષિણ-પૂર્વ વિસ્તારનાં રાજ્યોને પાવન કરનારા સ્વામીશ્રી આ વખતે ભક્તોની વિનંતીથી ૧૫ સંતોનો સંઘ લઈને આવેલા. આ સંતો જ્યાં સ્વામીશ્રી પધારવાના હોય તે કેન્દ્રોમાં અગાઉથી પહોંચી પધરામણીઓ કરતા. તેમાં તેઓએ સૌને ભણાવેલા ભક્તિ-સદાચારના પાઠ સ્વામીશ્રી પધારે ત્યારે પાકા થઈ જતા. આમ, સંતોની પધરામણીઓ અને સ્વામીશ્રીની જાહેર-સભાઓથી ચારેકોર સત્સંગનાં પવિત્ર મોજાં એવાં પ્રસર્યાં કે ડૉલરિયો દેશ હિલોળે ચડી ગયો.

આ હિલોળમાં ભરતી ચઢાવતાં સ્વામીશ્રીએ અમેરિકામાં યોગી શતાબ્દી મહોત્સવનું ત્રિવાર્ષિક આયોજન તા. ૧૭/૭ની સવારે જાહેર કર્યું. આ સમયે ટ્રાવેલ્સ મોટેલના વિશાળ સભાગૃહમાં યોજાયેલી સમગ્ર અમેરિકાના કાર્યકરોની શિબિરમાં આ ઉત્સવના દુંદુભિ ગગડાવી, તેઓ તા. ૧૮/૭ના રોજ વ્રજભૂમિના સંકુલમાં પહોંચ્યા. સમીટ સ્ટેશનમાં આવેલા આ ૨૦૦ એકરના હરિયાળા પરિસરમાં ચાલતી બાળશિબિરમાં સ્વામીશ્રી પધારતાં સૌ શિબિરાર્થીઓ ગેલમાં આવી ગયા.

તેઓની તૃષા સંતોષી આજની સાંજે ભ્રમણથી પરવારેલા સ્વામીશ્રી અહીં એક જળાશયના ઓવારે બાંકડા પર બિરાજ્યા. તે વખતે દરેક શિબિરાર્થી સાથે છબી લેવાના કાર્યક્રમ માટે તેઓને ડાબા સાથળ પર જમણો પગ રાખીને બેસવાની સૂચના આપવામાં આવી. સ્વામીશ્રીએ તે મુજબ કર્યું તો ખરું, પણ પોતાના જમણા પગની પાની ધોતિયાથી ઢાંકી દીધી, કારણ કે ડાબી બાજુ ઠાકોરજી પધરાવવામાં આવેલા. તેઓની આ સૂક્ષ્મ ભક્તિ આજે પાડવામાં આવેલી પ્રત્યેક તસવીરમાં ઊપસતી રહી.

આ રીતે શિબિરાર્થીઓની વ્યક્તિગત છવિ લેવાઈ ગયા બાદ સહ-પ્રવાસી સંતો ક્રમાનુસાર આવવા લાગ્યા. તેઓના ફોટા પણ સ્વામીશ્રી સાથે લેવાતા ગયા. તે વખતે ચાખડી પહેરનારા સંતોએ સ્વામીશ્રીને કહ્યું : 'બાપા ! આપ ચાખડી પહેરી અમારી સાથે ફોટો પડાવો.'

'અમે ક્યાં ચાખડી પહેરીએ છીએ ? ન પહેરતા હોય ને પહેરવાનો દેખાવ શું કરવો ?' સ્વામીશ્રી બોલ્યા.

પૂરેપૂરા પારદર્શી રહેલા તેઓમાં દોરંગાપણું બિલકુલ જોવા ન મળે. છતાં સંતોની વારંવાર થયેલી વિનંતી સ્વીકારી સ્વામીશ્રીએ ચાખડીમાં ચરણ મૂક્યો, પરંતુ ચાખડી પ્રસાદીભૂત કરવા માટે એકાદ પળ પૂરતી કરવી પડેલી આ ક્રિયા પણ તેઓને ભારેખમ થઈ પડી.

## લેતા એ સહુની સંભાળ

તા. ૧૯/૭ની સવારે સ્વામીશ્રીની પ્રાતઃપૂજા દરમ્યાન કીર્તન-સ્પર્ધામાં ભાગ લેનારા બાળકો ભજનો રેલાવવા લાગ્યા ત્યારે તે બાળગાયકો પર સ્વામીશ્રીની પ્રસન્નતાભરી દૃષ્ટિ વરસવા લાગી. આ રીતે તેઓની પ્રાતઃપૂજા પૂર્ણ થઈ, તોયે હજી ત્રણ બાળકોનું કીર્તનગાન બાકી રહી ગયું. આ જાણી સ્વામીશ્રી પૂજાના આસન પર જ બિરાજી રહ્યા અને બાકીના ત્રણેય બાળકોને કીર્તન ગાઈ લેવા કહ્યું. તેમ કરવામાં આશરે વીસેક મિનિટ ગઈ, પરંતુ પોતાના અલ્પાહાર તથા આગામી આયોજનને ઠેલીને પણ સ્વામીશ્રીએ બાળકોને ઓછું ન આવવા દીધું.

આમ, સૌને સભર રાખતા તેઓએ તા. ૨૦/૭ની સવારે હૉમડેલ પાર્ક મુકામે આયોજિત ડાબરા ઉત્સવમાં દીપ-પ્રાગટ્ય દ્વારા અમેરિકા ખાતે ઊજવાનારા યોગીજી મહારાજ શતાબ્દી મહોત્સવનું ઉદ્‌ઘાટન કર્યું. આ પ્રસંગે યોગીસંદેશને ગગનગામી કરતા ફુગ્ગાઓ પણ આકાશમાં તરતા મૂકી સ્વામીશ્રી ન્યૂયોર્ક પધાર્યા.

અત્રે તા. ૨૧/૭ના રોજ તેઓનો લાભ લેવા દાનવીર શેઠ શ્રી સગાળશાના પરિવારમાં આવતા ૨૧મા વૈષ્ણવ-પીઠાધીશ ભીમા બાપા આવી પહોંચ્યા. ૮૯ વર્ષીય આ વૈષ્ણવાચાર્ય ઔપચારિક વાર્તાલાપ બાદ સ્વામીશ્રી સાથે જ વાળુ કરવા બેઠા ત્યારે સ્વામીશ્રીએ સંતોને કહ્યું: 'ભીમા બાપાને દાંત નથી તો પોચી ભાખરી બનાવી આપો.'

તેઓની આ દરકાર જોઈ વૈષ્ણવ પીઠાધિપતિનું બોખું મુખ અહોભાવથી ભરાઈ ગયું. પોતાના ભોજનમાં આવેલી કાંકરીઓને પણ સહેલાઈથી પચાવી જનારા સ્વામીશ્રી અન્યની આટલી સૂક્ષ્મ સંભાળ લઈ જાણતા.

## પુરુષાર્થનું પીયૂષપાન

તા. ૨૨/૭ની સવારે મુલાકાત આપી રહેલા સ્વામીશ્રી પાસે એક

હરિભક્ત નોકરી અંગેના આશીર્વાદ લેવા બીજી વાર આવ્યા. સ્વામીશ્રીને આ ખ્યાલ. તેથી તેઓએ કહ્યું :

'આશીર્વાદ સાથે તમારે પુરુષાર્થ કરવો પડે. એકલા આશીર્વાદ માગ્યા કરે એ ન ચાલે. તમને નહીં, તમારા પુરુષાર્થને આશીર્વાદ છે. હવે પુરુષાર્થ કરો એ જ આજ્ઞા છે. પરિશ્રમ વગર કોઈ વસ્તુની સિદ્ધિ થતી નથી. પરિશ્રમ કરનાર પર ભગવાન વગર માગ્યા આશીર્વાદ આપે જ છે. ભગવાનને આગળ રાખી નિયમ-ધર્મમાં રહી જે કંઈ કરીએ તેમાં સફળતા જ છે.'

સ્વામીશ્રી સ્વયં કઠોર પરિશ્રમનું મૂર્તિમંત સ્વરૂપ હોવાથી પોતાની સમીપે આવનારને પણ પુરુષાર્થનું પીયૂષપાન કરાવવાનું ન ચૂકતા. તેઓએ સૌને ભગવાનના ભરોસે જીવવાનું શિખવાડેલું, પણ કોઈને એદી-આળસુ બનાવ્યા નહોતા. શ્રદ્ધા અને શ્રમનું સુયોગ્ય સંતુલન જાળવી જાણનારા હતા તેઓ.

## ડેલાવરના કાંઠે દિલાવર

તા. ૨૨/૭ની સવારે પેન્સવીલમાં ડૉ. દેવેન્દ્ર જાનીના ઘેર પહોંચેલા સ્વામીશ્રીની સન્માન-સભા આ મકાનના વિશાળ બેઠકખંડમાં જ યોજાયેલી. તેમાં પેન્સવીલના નગરપતિ શ્રી જેમ્સ ગેલાગર તથા સેલમના મેયર શ્રી ચક વૉર્ડે તે તે નગરોની 'કી ટુ ધ સિટી' આપી સ્વામીશ્રીને નવાજ્યા.

આ સત્કાર સમારંભ બાદ સ્વામીશ્રીએ બંગલાની પાછળ વહેતા મહાનદ ડેલાવર પર ઠાકોરજીની દૃષ્ટિ કરાવી. કમરથી વળી સ્નાન પણ કરાવ્યું. તે વખતે ગોઠણ સમા જળમાં ઊભા રહેલા સ્વામીશ્રીની ભગવી આભા ઝીલી આ નદી ધન્ય થઈ ગઈ! પરંતુ જેવા સ્વામીશ્રી હરિકૃષ્ણ મહારાજને સ્નાન કરાવી નદીમાંથી બહાર નીકળ્યા કે ત્યાં જ મોટાં મોજાંઓ ઘુઘવાટ સાથે ધસી આવ્યાં! પ્રગટ સ્વરૂપને સ્નાન કરાવવાનો લાભ ન મળતાં વરુણે જાણે ખળભળાટ મચાવી વસવસો વ્યક્ત કર્યો. નદીમાં અવાજ અને વિક્ષોભ પેદા કરતાં આવેલાં આ મોજાંઓએ સૌનાં મનમાં ઘણું જ આશ્ચર્ય જગાવ્યું, કારણ કે આવું પ્રથમ વાર બનેલું. આ સમયે સ્વામીશ્રી મરક મરક હસી રહેલા!

એ મુસકાન સાથે તેઓ આજે રસાયણ વિજ્ઞાનમાં નોબેલ પારિતોષિક મેળવનારા શ્રી ચાર્લ્સ પીડરસનને મળ્યા. વૃદ્ધાવસ્થા અને રોગોને કારણે પથારીવશ આ વૈજ્ઞાનિકને આશીર્વાદ આપી સ્વામીશ્રી પૂછપરછ કરવા લાગ્યા કે 'કોણ સેવા કરે છે? બરાબર સંભાળ રાખે છે કે નહીં?' વગેરે. સૌને

સ્વજનતુલ્ય સમજતા તેઓ કોઈનીયે સંભાવનામાં તરત જોડાઈ જતા.

આ સ્નેહભાવ સાથે ઉતારે પરત ફરેલા સ્વામીશ્રી રાત્રિભોજન લઈ રહેલા ત્યારે આજે તેઓને બે નગરચાવીઓનાં સન્માન મળ્યાંની વાત નીકળી. તે સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'અમે તો બ્રહ્મર્ષિ છીએ. બ્રહ્મર્ષિને ચાવીની જરૂર નથી.'

બ્રહ્મખુમારીથી સભર તેઓનો આ ઉદ્‌ગાર સૌને આનંદ પમાડી રહ્યો.

## નિષ્ઠા ફરે તો ભૂલા પડ્યા

તા. ૨૩/૭ની સવારે પેન્સવીલથી વિદાય લઈ સ્વામીશ્રી સમરડેલ, વુરહીઝ, મિકલટનને લાભ આપતાં બાલ્ટીમોર પહોંચ્યા.

અત્રે ડૉ. રમેશભાઈ શાહના ઘેર તા. ૨૪/૭ની બપોરે ભોજન વખતે નીકળેલી વાતો દરમ્યાન, મુસાફરીમાં ભૂલી પડેલી એક ગાડીના સંદર્ભમાં કો'કે સી. એમ. પટેલને ગમ્મતના સૂરમાં પૂછ્યું: 'તમે ભૂલા ન પડ્યા?'

આ પ્રશ્નનો તે સત્સંગી હજી કંઈક ઉત્તર વાળે તે પહેલાં તો સ્વામીશ્રી બોલી ઊઠ્યા: 'હવે ભૂલા પડાય? અનંત જન્મોથી ભૂલા પડેલા. હવે તો મળી ગયા. નિષ્ઠા ફરે તો ભૂલા પડ્યા કહેવાય. આપણે ભૂલા ન પડવું.'

જીવનનો આ સાચો રાહ આજની સાંજે ફ્રેન્કલિન સ્કૂલમાં યોજાયેલી જાહેર-સભામાં પણ ચીંધી સ્વામીશ્રી તા. ૨૫/૭ની સવારે વૉશિંગ્ટન પધાર્યા.

## શ્રીજીરસના પાનાર

વૉશિંગ્ટનમાં શ્રી મયંકભાઈ પટેલના ઘેર રોકાયેલા સ્વામીશ્રી પાસે કૌશિકભાઈ નામના હરિભક્ત તેઓના છ માસના દીકરા જિજ્ઞેશને પગે લગાડવા લઈ આવ્યા. આ શિશુને પોતાના ખોળામાં રમાડતાં સ્વામીશ્રી બોલ્યા: 'ભગવાનની જિજ્ઞાસા રાખજે, જગતની નહીં. મોટો થઈને ભગવાન ભજજે. અમેરિકાનો રંગ ન લાગે.'

આમ, કેવળ છ મહિનાના બાળકની ગળથૂથીમાં તેઓએ ભગવાન ભરી દીધા. જાણે એ સૂતેલું શિશુ સઘળું સમજતું હોય તેમ સ્વામીશ્રી આત્મીયતાથી બોલી રહ્યા. આ સ્નેહનો સ્વાદ પૂરેપૂરો ઉઠાવતાં એ બાળક પણ સ્વામીશ્રીનો હાથ ઝાલી તેઓની પહેલી આંગળી મોંમાં લઈ ચૂસવા લાગ્યો!

આ વાત્સલ્યલીલા જોઈ અક્ષરજીવનદાસ સ્વામીએ પૂછ્યું: 'સ્વામી!

આ બાળકને કયો રસ આવતો હશે ?'

'ભગવાનનો રસ આવે છે.' સ્વામીશ્રી બોલ્યા.

અંગોઅંગમાં શ્રીજીમહારાજને ધારણ કરનારા તેઓમાંથી અન્ય કયો રસ ઝરવાનો ?!

## ભક્તોના કોડ પૂરા કરો છો આજે

તા. ૨૬/૭ની સવારે વૉશિંગ્ટનથી વિદાય લઈ ડેટ્રોઈટ પહોંચેલા સ્વામીશ્રીએ બપોરે બે વાગ્યે ઠાકોરજી જમાડ્યા. તે પછી આજની સાંજે ટ્રોયના ભારતીય મંદિરમાં સાયંસભાનો લાભ આપી તેઓએ તા. ૨૭/૭ની સાંજે કેન્ટેનમાં નિર્માણાધીન હિંદુ મંદિરનું ભૂમિપૂજન કર્યું.

ત્યારબાદ તા. ૨૮/૭ની સવારે સ્વામીશ્રી ડૉ. કપિલ પટેલના ઘર-આંગણે પૂજાવિધિ માટે બિરાજ્યા ત્યાં જ વરસાદની ઝીણી ઝરમર શરૂ થઈ. તેથી તમામ વ્યવસ્થા ઘરમાં ખસેડવી પડી. અહીં પૂજાનું આસન કલાત્મક રીતે સજાવનારા યજમાનનાં પત્નીનો પ્રબળ સંકલ્પ હતો કે 'સ્વામીશ્રી ઘરમાં પૂજા કરે.'

આ મનોરથ પૂર્ણ કરવા જ અંતર્યામી સ્વામીશ્રીએ પૂજાવિધિ ઘરની અંદર લેવડાવ્યો હશે, કારણ કે ઓરડામાં પૂજા શરૂ થતાં જ બહાર વરસતો વરસાદ પણ થંભી ગયો !

આ રીતે પ્રેમી ભક્તોની મનોકામના પૂરી કરવા જ વિચરતા સ્વામીશ્રી અહીંથી નીકળી ટોલીડોને લાભ આપતાં ક્લીવલેન્ડ પધાર્યા.

અત્રે તા. ૨૯/૭ની સાંજે ક્લીવલેન્ડ સ્ટેટ યુનિવર્સિટીના સભાગૃહમાં ગુરુપૂર્ણિમા ઊજવનારા તેઓએ તા. ૩૦/૭ની સવારે ઇન્ડિયન કમ્યુનિટી સેન્ટરમાં પૂજાવિધિ બાદ આશીર્વાદ આપતાં જણાવ્યું: 'પ્રગટ મળ્યા છે એમને રાજી કરી લો. વર્તમાનકાળે વિચરતા પ્રગટ સંતમાં જોડાઈ જવું એને માટે સત્યુગ જ છે.'

આવો જ માર્મિક બોધ વહાવવા તેઓ આજની સાંજે યુનિવર્સિટીના હૉલમાં આયોજિત જાહેર-સભામાં પધાર્યા ત્યારે અહીં ઘણા અમેરિકન અગ્રણીઓ ઉપસ્થિત હતા.

આ પ્રસંગે કોંગ્રેસમેન શ્રી એડવર્ડ ફીએને સ્વામીશ્રીના વિશિષ્ટ બહુમાન માટે અમેરિકાનો ધ્વજ મોકલાવ્યો હતો. તેને સ્વામીશ્રીએ મુખ્ય મંચ

પર ફરકાવી વિશિષ્ટ દર્શન આપ્યાં. તેથી વ્યાપેલા હરખ વચ્ચે 'આજના દિવસને 'પ્રમુખસ્વામી ડે' (પ્રમુખસ્વામી દિન) ઘોષિત કરવામાં આવ્યો છે' – તે જાહેરાત પણ થઈ.

આમ, સર્વત્ર વિજયધ્વજ લહેરાવતા સ્વામીશ્રી આજની રાત્રે દસ વાગ્યે શ્રી કનુભાઈ પટેલના ઘેર ભોજન ગ્રહણ કરવા બિરાજ્યા. અહીં તેઓને લંડનવાસી ભક્તોએ વિનંતી કરી કે 'બાપા ! આ વર્ષે જેમ આફ્રિકામાં આપની જન્મજયંતી યોજાઈ છે તેમ આવતા વર્ષે જન્મજયંતી ઊજવવા લંડનમાં આવવાનું છે.'

'લંડનમાં સમૈયો થાય, પણ તે વખતે (માગશર માસમાં) ઠંડી બહુ હોય છે.'

'આપને ઠંડી ન લાગે એવું કરી આપીશું.'

'અમારે તો ઠીક, પણ સંતો-ભક્તોની વ્યવસ્થા ન થાય. એમને ઠંડી લાગે ને !'

સ્વામીશ્રીના પ્રત્યેક આયોજનમાં ભક્ત અને ભગવાનની ગણતરી પહેલી રહેતી. પોતાની તો બિલકુલ નહીં.

## મૌનનો મર્મ

તા. ૩૧/૭ની બપોરે ક્લીવલેન્ડથી પીટ્સબર્ગ પહોંચેલા સ્વામીશ્રીની જાહેર-સભા અહીં આજની સાંજે હિંદુ-જૈન મંદિરમાં યોજાઈ. તેમાં બર્મિંગહામના મેયર શ્રી રીચર્ડ એરીંગ્ટને મોકલાવેલા 'કી ટુ ધ સિટી' અને સન્માનપત્રનાં બહુમાન સ્વીકારી સ્વામીશ્રી ડેટન તથા કેસલટનને લાભ આપતાં તા. ૩/૮ના રોજ શિકાગો પધાર્યા.

અહીં તેઓની પ્રાતઃપૂજા અને પ્રાતઃકથાનું અમૃત ગ્લેન એલન વિસ્તારમાં આવેલા મંદિરે રેલાતું. સાયંસભાઓ ભાવિકોના ભરાવાને લક્ષમાં રાખી માનવ સેવા મંદિર, ઑ' હેર એક્સપો સેન્ટર તથા ટેફ્ટ હાઈસ્કૂલના હૉલમાં રાખેલી. જો કે દરેક કાર્યક્રમમાં સભાગૃહો સાંકડા સાબિત થતા રહ્યા.

સત્સંગ-સભાઓની આ પરંપરામાં તા. ૭/૮ની રવિસભામાં આશીર્વાદ આપતાં સ્વામીશ્રીએ કહ્યું :

'આજે રવિવારનો દિવસ એટલે રેસ્ટ (આરામ)નો દિવસ. આરામ એટલે ? ભગવાનની ભક્તિ કરીએ, સત્સંગ કરીએ એ મોટો આરામ.

રવિવારનો દિવસ ભગવાન પાસે જવાનો છે. કેટલાક માણસો મૌન રાખે છે પણ ક્રિયાઓ જુદી જ થાય. મૌન હોય ને ટી.વી. જોયા કરે. ભગવાનની મૂર્તિ સામે જોવું, તેનું ભજન કરવું ને સાંભળવું તે ઉત્તમ મૌન છે.'

## ત્રિકાળમાંય અનુભવ નહીં

તા. ૮/૮ના રોજ શિકાગોથી રેસીન પધારેલા સ્વામીશ્રી અત્રે ડૉ. શ્રી હેમેન્દ્રભાઈ કાટબામણાના ઘેરથી સભામાં જવા માટે નીકળતા જ હતા તે વખતે એક પત્રકાર મુલાકાતે આવી ચડ્યા. તેઓએ ઔપચારિક વાતચીત બાદ સ્વામીશ્રીને પૂછ્યું : 'આપને અનુભવ છે કે સ્ત્રી કેવી હોય ?'

'ત્રિકાળમાંય નહીં. અમે અનુભવ જ નથી કર્યો એ બાબતનો.'

સ્વામીશ્રીના મુખેથી તરત જ થયેલો આ ખુલાસો સાંભળી સૌને શ્રીજીમહારાજનાં વચનો યાદ આવી ગયાં કે 'જે દિવસ થકી અમે જન્મ્યા છીએ તે દિવસથી કરીને આજ દિવસ પર્યંત કોઈ દિવસ જાગ્રતમાં અથવા સ્વપ્નમાં દ્રવ્યનો કે સ્ત્રીનો ભૂંડો ઘાટ થયો હોય તો આ સમગ્ર પરમહંસના સમ છે. અને એવી રીતે અમે સદાય નિર્દોષપણે છીએ.'[૨૫]

સ્વામીશ્રીની આ સ્થિતિ જોઈ પેલા આગંતુક પત્રકાર પણ નવાઈભરી આંખે તેઓને નીરખી જ રહ્યા. એ જ અવસ્થામાં તેઓએ બીજો પ્રશ્ન પૂછ્યો : 'આપ આ શહેરમાં ફરી આવ્યા તો શું ગમ્યું ?'

'અમે અહીં ફરવા નથી આવ્યા, જોવા નથી આવ્યા. જોવા રહીએ તો અમે જે કામ લઈને આવ્યા છીએ તે રહી જાય.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓના એકેએક જવાબ અમેરિકન પત્રકારને હેરત પમાડી રહ્યા. હોઠ ચાવતાં-ચાવતાં તે આ શબ્દોને કાગળ પર ટપકાવતા ગયા. છેલ્લે 'OK' અને 'થેંક યુ'નો શિષ્ટાચાર વ્યક્ત કરી તેઓ ઊભા થયા ત્યારે તેઓને અટકાવવા જમણો હાથ ઊંચો કરી સ્વામીશ્રીએ સાદ પાડ્યો કે 'ઊભા રહો, એય !'

સ્વામીશ્રીનો સ્વર સાંભળી તે પત્રકાર થંભી ગયા. હવે સ્વામીશ્રી તેઓની ઊલટ-તપાસ કરતાં 'તમે સ્મોકિંગ કરો છો ? દારૂ પીઓ છો ?' વગેરે પૂછવા લાગ્યા. તે સાંભળી સંકોચના માર્યા વેંત જીભ બહાર કાઢતાં તે ખબરપત્રી વિસ્ફારિત આંખે સ્વામીશ્રીને જોઈ રહ્યા. તેઓના હાવભાવથી પરખાતું હતું કે 'તેઓ આજે કોઈ જુદી જ વ્યક્તિના પંજામાં આવી ગયા છે.'

---

૨૫. વચનામૃત ગઢડા મધ્ય પ્રકરણ ૩૩.

સ્વામીશ્રીએ તેઓને પત્રકાર-ધર્મ સમજાવતાં કહ્યું: 'તમે સ્મોકિંગ કરતા હો ને બીજાને છાપામાં ઉપદેશ દેતા હો તે કોઈ માને ખરું? તે લખેલું વાંચી કોનું જીવન બદલાય? એટલે પહેલાં તમારું જીવન તમે સારું બનાવો.'

મન-કર્મ-વચનની એકતાના પૂજારી સ્વામીશ્રીને પવિત્રતા વિનાની પોલી પંડિતાઈમાં રસ નહીં.

## બધા દિવસો વિશિષ્ટ જ છે

તા. ૮/૮ની સાંજે મિલવોકીની ગ્રિન્ડેલ હાઈસ્કૂલ ખાતે આયોજિત સભામાં સ્વામીશ્રીએ મનનીય બોધ આપતાં કહ્યું: 'એકબીજા પર સત્તાની જમાવટ કરવા કરતાં પોતાના પર શાસન કરતાં શીખવું. તેનાથી સુખ થાય છે.'

આમ, સત્તા જમાવવા-અજમાવવાનું સ્થાન બતાવી ઉતારે પધારેલા સ્વામીશ્રીના સહવાસીઓને આજે આવેલો તા. ૮/૮/'૮૮નો દિવસ તેમાં રહેલા આઠના અંકના સુયોગને કારણે વિશિષ્ટ લાગી રહેલો. આ વિગત તેઓએ સ્વામીશ્રીને કહી ત્યારે સ્વામીશ્રી બોલ્યા: 'આપણે તો સંત મળ્યા ત્યારથી બધા દિવસો વિશિષ્ટ જ છે. સમય સમયનું કામ કર્યે જાય છે. આપણે આપણું ભગવાન ભજવાનું કામ કર્યે જવું, એટલે બધા દિવસો રૂડા.'

આ રીતે સદા નિજાનંદ-સહજાનંદમાં રમમાણ સ્વામીશ્રીથી આકર્ષાઈને આવેલા રેસીનના મેયર શ્રી ઑવન ડેવિસે સ્વામીશ્રીને 'ફ્રીડમ ટુ ધ સિટી'નું સન્માન આપતાં ખોબામાં સમાય તેવડો ક્રિસ્ટલ (સ્ફટિક) અર્પણ કર્યો. તે ઠાકોરજીને ધરી સ્વામીશ્રી રેસીનથી શિકાગો થઈને તા. ૧૧/૮ની બપોરે કેનેડાના વાનકુવરમાં આવી પહોંચ્યા.

## તારી ક્રિયા શાંતિ દેનારી

પર્વતીય ઢોળાવોમાં વસેલા નયનરમ્ય નગર વાનકુવરમાં સ્વામીશ્રીનો લાભ લૂંટવા ૫૦૦ થી ૧૧૦૦ માઈલની મુસાફરીઓ કરીને ભક્તો દોડી આવેલા. તેઓ પર આજની સાંજે લક્ષ્મીનારાયણ મંદિરમાં અમૃતધારા વરસાવનારા સ્વામીશ્રીની બીજા બે દિવસની સાયંસભાઓ બર્નવીના રાધાકૃષ્ણ મંદિરમાં યોજાઈ.

સ્વામીશ્રીનો આટલો અલ્પ સહવાસ પામીને પણ મંદિરના વ્યવસ્થાપક શ્રી પ્રમેયચૈતન્યજી તો અભિપ્રાય ઉચ્ચારી ગયા કે 'હું આ વખાણ માટે નથી

કહેતો પણ હકીકત અનુભવ કહું છું કે અહીં ઘણા સંતોએ પ્રવચન કર્યાં છે, પણ આવી શાંતિનો અનુભવ ક્યારેય થયો નથી. જાણે સાક્ષાત્ ભગવાન આજે આપણી વચ્ચે છે. જાણે હિમાલયમાં બેઠા હોઈએ એવો અનુભવ થાય છે.'

આમ, સ્વામીશ્રી જ્યાં પધારતા ત્યાં નોખા તરી આવતા.

વિદેશ-વિચરણમાં જોડાયેલા સહપ્રવાસીઓનો પણ આ અનુભવ કે 'સ્વામીશ્રી સ્થળ-કાળથી પર વર્તે છે.' એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતાં ઊભા થતા સમય-તફાવતને કારણે સહવાસીઓને નિદ્રાનાં સમયપત્રક ખોરવાઈ જતાં, પણ સ્વામીશ્રી જે પરિસ્થિતિ સર્જાય તેને તરત અનુકૂળ થઈ રહેતા.

શિકાગોથી વાનકુવર બે કલાક પાછળ ચાલે. તેથી શ્રી સૂર્યકાંતભાઈના ઘેર ઊતરેલા સ્વામીશ્રી તા. ૧૨/૮ની રાત્રે બાર વાગ્યે પત્રલેખન કરી રહેલા ત્યારે તેઓની શરીર-ઘડિયાળ મુજબ તો રાત્રિના બે વાગી ચૂકેલા. તે કારણે કેટલાક સહવાસી સંતોની આંખો મળી ગયેલી, પણ સ્વામીશ્રી જ્યારે પોઢવા માટે ઊભા થયા ત્યારે તે સંતો જાગીને દર્શન માટે દોડી આવ્યા. જો કે દરેકની મુખરેખાઓ ઊંઘના ભરડાની ચાડી ખાઈ રહેલી. તેથી સ્વામીશ્રીએ પૂછ્યું: 'સૂઈ ગયેલા ?'

'હા. આંખો પર તો જાણે મણિકાં બાંધી દીધાં હોય એવું થયું.' એક સંતે કહ્યું.

આ સાંભળી સ્વામીશ્રી ઉખાણું બોલ્યા કે –

*'મહેતો-મહેતી મણમણિયાં, છોકરાં બે અધમણિયાં;*
*નાવડું મણનો ભાર ખમે, સામે પાર કેમ જવું ?'*

આખા દિવસના કાર્યભાર પછી પણ મધરાતે પોઢતી વખતે સૌને આનંદ કરાવતા સ્વામીશ્રી હંમેશાં હળવાફૂલ જણાતા.

## આપણને સાચવવા એ એમની જવાબદારી

વાનકુવરથી વિદાય લઈ તા. ૧૪/૮ની સવારે પોર્ટલેન્ડ પધારેલા સ્વામીશ્રી અત્રે એક દિવસનો લાભ આપી તા. ૧૫/૮ની બપોરે સાનફ્રાન્સિસ્કો પહોંચ્યા.

આગમનના આ દિવસે ભારતીય મંડળના હૉલમાં સાયંસભા કરી તેઓ શ્રી ઈશ્વરભાઈ કોઠારીના ઘેર ઉતારે બિરાજ્યા. અહીં નિરાંતની પળો ઘણા સમયે મળતાં સંતો-ભક્તો સ્વામીશ્રીને વીંટળાઈ વળ્યા. તે વખતે ચાલતા

થયેલા સાહજિક વાર્તાલાપમાં સ્વામીશ્રીએ જણાવ્યું :

'શાસ્ત્રીજી મહારાજના વખતમાં સેવા ને કારખાનાં ચાલે, પણ કથાવાર્તા મોળી ન પડે. બધાને ખ્યાલ કે રાત્રે પોઢતી વખતે સ્વામી વાત કરે છે એટલે બધા આવીને બેસે. પહેલાના સંતો પગે ચાલીને ગામડે જાય એટલે ગામડે-ગામડે પડાવ નાંખે. અઠવાડિયું - પંદર દા'ડા રહે. તેથી સહેજે સહેજે સત્સંગ પાકો થાય. ઉતાવળે વિચરણ થાય તેમાં બધા હેત-પ્રીતને લીધે મળે, સત્સંગનો જમાવો લાગે, પણ ખરી સમજણ, નિષ્ઠા-નિયમનો સત્સંગ કથાવાર્તાથી થાય.'

આમ, સ્વામીશ્રી સત્સંગની પુરાતન રીતો ઉદ્‌ઘાટિત કરી રહેલા ત્યારે તેઓએ કરેલી સેવાનો પણ અધ્યાય ખૂલ્યો. તેની એક વાત કરતાં સ્વામીશ્રી બોલ્યા : 'શાસ્ત્રીજી મહારાજના વખતમાં તો યુવકોય ન મળે. તેથી મહેમાનોને સવારે નહાવા ગરમ પાણી જાતે પહોંચાડતો.'

'આપના પર શાસ્ત્રીજી મહારાજ કોઈ વાર ખિજાયા નહોતા. તે એવો વિશ્વાસ કે...'

'પહેલેથી જ વાતચીતોમાં બંનેની એક જ વાત પડે.'

'શાસ્ત્રીજી મહારાજ ધામમાં ગયા ત્યારે યોગીજી મહારાજને તો ખબર જ હોય ને કે હવે મારે સંભાળવાનું છે ?!'

'ખબર હોય ને ! પણ ઢાંકી રાખે.'

'ગુરુ હોય તે એમનું ઢાંકી રાખે કે પોતે જ પોતાનું ઢાંકી રાખે ?'

'ગુરુય ઢાંકે ને પોતેય ઢાંકે. પોતે જાતે સંકોચ રાખે કે ગુરુ છે ત્યાં સુધી આપણાથી એવી રીતે વર્તવું ન જોઈએ. આપણે મહત્તા એની જ છે ને ! આપણે ત્યાં વધે છે એનું કારણ જ એ છે ને ! એકને વિષે જ નિષ્ઠા. એ છે ત્યાં સુધી બીજાનો સંકલ્પ થાય નહીં ને કરે પણ નહીં. મળ્યા છે તેનો લાભ પૂરેપૂરો લઈ લેવો. સાચા ભાવે ભક્તિ કરી હશે તો એવું ને એવું આપણને મળી રહેશે. ભવિષ્યનું કરનાર ભગવાન બેઠા છે. તેની ચિંતા આપણે શીદ કરવી ? એવા વિચાર કે સંકલ્પ કેમ થાય ? આ બેઠા છે તેને મારી નાંખવા છે ?' આમ કહી સ્વામીશ્રી સાહજિક હાસ્ય રેલાવી રહ્યા.

વળી, વાતનો તંતુ જોડતાં તેઓએ જણાવ્યું :

'આપણે પૂરણકામ ને આત્મારામ માનવું. અધૂરું ન માનવું. 'કેમ થશે ? શું થશે ? ભવિષ્યમાં કોણ ?' એવા બધા વિચારો આપણે શું કરવા

કરીએ? કોણ શું? ભગવાન છે જ આપણા. એને લઈને તો આપણે આવ્યા છીએ. પછી બીજા ખબર રાખે - ન રાખે એનું આપણે શું? વિચાર ન હોય તો અધૂરું લાગ્યા કરે. પણ જેને આશરે બેઠા છીએ તે પૂર્ણ છે. આપણને સાચવવા એ એમની જવાબદારી છે. તે સાચવશે જ. સત્પુરુષમાં જોડાણ હશે તો રક્ષા કરશે જ. માટે હવે તો મંડી જ પડવું.'

સ્વામીશ્રીએ આજે પરભાવમાં આવીને એવો ખજાનો ખોલી નાંખ્યો કે સૌ અનુભવી રહ્યા: *'નિરધનિયા તો અમે નથી, મહા મળ્યો છે માલ..'*

## કથા તો આપણું જીવન છે

સાનફ્રાન્સિસ્કોથી પ્લેઝન્ટન પધારેલા સ્વામીશ્રીએ તા. ૧૭/૮ના રોજ જાણે કથા-વાર્તાના બારે મેઘ ખાંગા કરી મૂક્યા. આ દિવસની સવારે નવ વાગ્યે તેઓએ શરૂ કરેલું વચનામૃત (ગ.મ. ૬૩) નિરૂપણ બપોરે સાડા બાર વાગ્યા સુધી સળંગ વહેતું રહ્યું!

શ્રી પ્રમોદભાઈ પટેલના ઘેર યોજાયેલી આ પ્રાતઃકથામાં યજમાનના ભાઈઓ શ્રી મહેશભાઈ, હિતેશભાઈ વગેરે સહિત માંડ ૨૫-૫૦ની સંખ્યાનો શ્રોતાવર્ગ હોવા છતાં સ્વામીશ્રી *'પીવત પાત ન થાકે...'*ની જેમ કથારસ રેલાવી રહ્યા.

અંતે સેવકે કહ્યું: 'ચાલો, જમવા,' ત્યારે જ તેઓ ઊઠ્યા. પરંતુ ભોજન બાદ તેઓએ એક સંતને પુનઃ કથા વાંચવા જણાવ્યું! તે વખતે એ સંત બોલ્યા: 'હજી કથા પૂરી કરીને તો આવ્યા ને જમ્યા. હવે શું વાંચવી?'

'એ અમારી કથા હતી. આ તમારી કથા. કથા તો આપણું જીવન છે. દેહનો ખોરાક લીધા પછી આત્માનો ખોરાક લઈ લેવો પડે.' આમ કહી સ્વામીશ્રીએ વચનામૃત વંચાવ્યું.

## સુખકારી છે સ્વામીજી! તમારી મૂરતિ રે

કથાકુંભ કરમાં ગ્રહી ઠેર ઠેર અમૃતની લહાણી કરતા સ્વામીશ્રી તા. ૧૮/૮ના રોજ પ્લેઝન્ટનથી સાનહોઝે પધાર્યા ત્યારે અહીં તા. ૨૦/૮ની સાંજે વેલી ક્રિશ્ચિયન સ્કૂલમાં તેઓની જાહેર-સભા યોજાઈ. તેમાં ઉપસ્થિત શ્રી હ્યુ વાયર એટલે સાંતાક્લારા કાઉન્ટીની કાઉન્સિલ ઑફ ચર્ચીઝના નિયામક. તેઓએ સ્વામીશ્રીને પુષ્પહારથી સન્માન્યા બાદ સામેથી પ્રવચન

કરવાની ઇચ્છા જણાવી.

તેની અનુમતિ મળતાં આ અતિથિ બોલ્યા: ‘સ્વામીજીને મળવામાં જે સુખની અનુભૂતિ થઈ છે તે વ્યક્ત કરવા જ હું માઇક પર આવ્યો છું, પણ લાગે છે કે તે હું શબ્દો દ્વારા વ્યક્ત નહીં જ કરી શકું. સ્વામીજીને નમસ્કાર કરીને મનોમન આનંદ પામું છું.’

સ્વામીશ્રીનાં શબ્દ, સાંનિધ્ય કે સ્મરણ – બધું જ એકસમાન સુખકારી.

તેનો અનુભવ આજે એક પરધર્મીને કરાવી સ્વામીશ્રી પ્રકાશભાઈ પટેલના ઘેર વાળુ કરવા બિરાજ્યા ત્યારે સામે બેઠેલા લંડનના યુવકોએ પૂછ્યું: ‘બાપા! આપ નાના હતા ત્યારે કઈ રમતો રમતા?’

‘અમે તો સામાન્ય રમતો ખો-ખો, હુતુતુતુ, આંબલી-પીપળી રમતા.’

‘એ ઝાડ હજુ હશે?’

‘હવે તો શું હોય? બધું ગયું. મૂક્યા પછી શું સંભારવું? અમારે કશું નથી. છતાં બધું અમારું છે.’

અપૂર્વ બ્રહ્મખુમારીથી આટલું બોલી ગયેલા સ્વામીશ્રીએ એ જ ભાવમાં આગળ ઉમેર્યું: ‘અમારે તો લંડન નથી, ઘર નથી, બાર નથી. એક ભગવાન રાખ્યા છે તે બસ છે. ભજન કરીએ છીએ ને કરાવીએ છીએ.’

ભજનનો તાલ તૂટવા દીધા સિવાય સ્વામીશ્રીએ બધું જ કર્યું – આ તેઓની વિશેષતા.

## I have God (મારી પાસે ભગવાન છે)

તા. ૨૨/૮ના રોજ સાનહોઝેથી લૉસ એન્જલસ પધારેલા સ્વામીશ્રીના આગમનને પોતાની કળાથી વધાવવા વિશ્વવિખ્યાત ડિઝનીલેન્ડમાં સંગીત પીરસતી મંડળી ‘સુલતાન્સ ઑફ ડિક્સી’ના ચાર અમેરિકન સંગીતકારો આવી પહોંચ્યા. તેઓનાં ગીત-સંગીત સાંભળવા સ્વામીશ્રી મંદિર સંકુલમાં તૈયાર કરાયેલા હૉલમાં બિરાજ્યા ત્યારે અત્રે સંગીત નિર્દેશક શ્રી જહોન હેનકોક અને તેના ત્રણ સાગરિતોએ અંગ્રેજી ગીતોની તર્જ વગાડી. તેમાં પણ ‘When you are smiling...’ – તમે જ્યારે મલકો છો ત્યારે આખું જગત મલકે છે – એ ભાવનું સ્વરચિત ગીત શ્રી હેનકોકે ગાયું ત્યારે સ્વામીશ્રી પણ સ્મિત વેરી રહ્યા.

આ ગીતની ભાવપ્રચુરતાએ સભાજનોને ડોલાવી દેતાં સૌએ તે પુનઃ

ગવડાવ્યું. અંતે સ્વામીશ્રીએ વાદકો-ગાયકોને આશીર્વાદની સાથે મદ્યપાન-માંસાહારના નિષેધનો નિયમ પણ આપ્યો. તેઓની આત્મીયતાના સૂત્રે બંધાયેલા તે ચારેય કલાકારોએ આ આદેશ શિરે ચડાવ્યો. તેથી તેઓના સૂરીલા સંગીત સાથે મધુરા જીવનસંગીતની સંગત પણ જામી ગઈ!

આ સંગીતકારોની જેમ સ્વામીશ્રીએ તા. ૨૩/૮ની સવારે એક ધનકુબેરના જીવનસંગીતમાં પણ શાંતિનો સૂર ભરી દીધો. મોટેલ-ઉદ્યોગમાં કાઠું કાઢનારા એ ૬૨ વર્ષીય ધનાઢ્યનું નામ શ્રી કાર્લોસ વેગા. તેઓના મનમાં સ્વામીશ્રીને મળવાની તમન્ના જાગી ગયેલી, પણ ખબર પડી કે 'સ્વામીશ્રી તો ગુજરાતી જાણે છે, અંગ્રેજી નહીં.' તેથી એક અઠવાડિયા સુધી મહાવરો કરી આ મહાનુભાવ કેટલાંક ગુજરાતી વાક્યો શીખીને આવેલા. તેમાંનું એક એટલે 'પરસ્પર પ્રીતિ પ્રસરાવે તે ધર્મ.'

તેઓએ સ્વામીશ્રીને મળતાં જ કહ્યું: 'અહીં હું શીતળતાનો અનુભવ કરું છું. કદાચ જિંદગીમાં પહેલી જ વાર!' વળી, ઉમેર્યું: 'મારી પાસે શું નથી? મોટર છે, બંગલા છે, બધું છે. I have money.'

'I have God. I have no money.' (મારી પાસે ભગવાન છે, પૈસા નથી) આમ કહી સ્વામીશ્રી બોલ્યા: 'ભગવાન રાખ્યા છે તેમાં બધું આવી ગયું!'

પોતાનો જમણો હાથ છાતી પર મૂકી 'I have God' (મારી પાસે ભગવાન છે) બોલતી વખતે સ્વામીશ્રીના શબ્દોમાં રહેલો સત્યનો રણકો કોઈનાય સાક્ષીને ભેદે તેવો હતો. તે સાંભળનારા સૌનાં રોમ-હૃદય ઝંકૃત થઈ ઊઠ્યાં.

## સ્વભાવ જાય તે મોટી સિદ્ધિ

તા. ૨૫/૮ના રોજ ૨૩ માઈલની સામુદ્રી સફર કરીને કેટેલીના ટાપુ જવા નીકળેલા સ્વામીશ્રીએ ૪૦૦ ભક્તોના સંઘ સાથે સાન પેડ્રોના ધક્કેથી વિદાય લીધી ત્યારે પ્રશાંત મહાસાગરનાં જળ હિલોળે ચઢ્યાં અને સ્વામીશ્રી માળા લઈ હરિસ્મરણમાં મગ્ન બન્યા.

આ રીતે બે કલાકનો દરિયાઈ પ્રવાસ કર્યા પછી કેટેલિનાના કાંઠે લાંગરેલા એ જહાજમાંથી નીચે ઊતરતાં પૂર્વે સ્વામીશ્રી ઠાકોરજી સાથે તૂતક પર પધાર્યા અને ચારેકોર ભગવાનની દૃષ્ટિ કરાવી. ત્યારબાદ રિક્ષામાં બેસી દૂરના એક કાંઠે પહોંચ્યા.

અત્રે યોજાયેલી સભામાં *'સહજાનંદ સિંધુ રે, આજ મારે ઊલટ્યા...'* પદ સમજાવતાં સ્વામીશ્રી પણ સાગરની જેમ જ રેલ્યા. તેઓએ પોતાની ગરવી-ગંભીર વાણીમાં જણાવ્યું :

'આ લોકનું કોઈ ભવની ભૂખ ભાંગે એમ નથી. અનંત જન્મથી રખડતા હતા. હવે આ વખતે જોગ મળી ગયો. હવે તો કામ પૂરતું કામ. સંસારમાં ચોંટી ન જવું. ટેલિફોનમાં સમય પૂરતી વાત કરી લીધા પછી તેને પાછો મૂકી દઈએ છીએ, તેમ થોડો વ્યવહાર કરી પછી ભક્તિ-સત્સંગમાં, કથા-વાર્તામાં મન લગાડી દેવું. કંગાલપણું શું ? કલ્યાણ માટે ફાંફાં મારતા તે. એ હવે ન રહ્યું. લોકો આકાશમાં ઊડે તેને સિદ્ધિ માને, પણ કાગડા-સમળાય ક્યાં નથી ઊડતા ! જમ્બો (વિમાન) ૭૦૦ને લઈને ઊડે છે. પણ સ્વભાવ જાય તે મોટી સિદ્ધિ. મોક્ષ મળે તે મોટી સિદ્ધિ.'

આમ, ખારા જળના દરિયે મીઠી અમૃતધારા વહાવી સ્વામીશ્રીએ કેટેલિના કેન્ગોન હૉટલના ૫૦૧ ક્રમાંકિત ઓરડે ભોજન તથા વિશ્રામ કર્યાં. ત્યારબાદ સાંજે પાંચેક વાગ્યે ઠાકોરજીને દરિયાસ્નાન કરાવી રાત્રે પુનઃ મંદિરે આવી ગયા.

## શરણ આવ્યા તેને નથી તમે પરહર્યા

થોડા દિવસ અગાઉ પોતાના ગીત-સંગીતનો જાદુ પાથરી સૌને મંત્રમુગ્ધ કરી જનારા ડિઝનીલેન્ડના સંગીતકાર શ્રી જ્હોન હેનકોક પર સ્વામીશ્રીનાં કામણ પથરાઈ ગયેલાં. તેથી તેઓ તા. ૨૭/૮ના રોજ પોતાના જન્મદિવસે આશીર્વાદ લેવા સ્વામીશ્રી પાસે પુનઃ દોડી આવ્યા.

આ સમયે તેઓ સ્વામીશ્રીના ઉપકારથી કૃતજ્ઞ પણ હતા. તેની વિગત જણાવતાં તેઓએ જ કહ્યું : 'અમારા વિસ્તારમાં લાગેલી આગે એકસામટા પાંચ-છ ઘર ઝડપી લીધેલાં. મારું ઘર જ્વાળાઓમાં લપેટાવાની તૈયારીમાં જ હતું. તે વખતે મેં 'સ્વામિનારાયણ'નું ભજન કરતાં કરતાં પ્રમુખસ્વામીને યાદ કર્યા. તે સાથે જ પવને દિશા બદલી. હું ખરેખર ઊગરી ગયો !'

આટલું બોલતાં એ સ્વરકાર ગદ્‌ગદ થઈ ગયા. આજના રક્ષાબંધનના દિવસે તેઓ ખરેખરી રક્ષા અનુભવી રહેલા.

આસપાસ ઊભેલા સંતો-ભક્તો પણ *'શરણ આવ્યા તેને નથી તમે પરહર્યા...'*નો અનુભવ સ્વામીશ્રીમાં કરી રહ્યા.

## પ્રગટ પટ મૂરતિમાં રે

તા. ૨૮/૮ના રોજ રવિવાર અને એલ.એ. મંદિરના ચતુર્થ પાટોત્સવનો સંગમ થઈ જતાં મંદિર ભાવિકોથી ચિક્કાર ભરાઈ ગયેલું. તેની વચ્ચે આશરે દોઢસો યજમાનોની ઉપસ્થિતિમાં સ્વામીશ્રી અક્ષર-પુરુષોત્તમની મૂર્તિ પર જલપ્રોક્ષણનો વિધિ કરવા લાગ્યા.

આ સમયે જ વિચરણ માટે નીકળી રહેલા કેટલાક સંતોમાંના એક આચાર્ય સ્વામી વિદાયપૂર્વે સ્વામીશ્રી પાસે રજા લેવા ગયા. તે વખતે તેઓને સ્વામીશ્રીએ 'આટલી સેવા કરતા જાવ' કહી પોતે જે રૂમાલથી મૂર્તિ લૂછતા હતા તે રૂમાલ આપ્યો અને પોતે અન્ય પ્રતિમા પર જલપ્રોક્ષણ કરવા પધાર્યા.

સ્વામીશ્રીની આજ્ઞા થતાં પેલા સંતે હાથમાં રૂમાલ લઈ ગુણાતીતાનંદ સ્વામીની મૂર્તિ લૂછવાની શરૂઆત કરી, પણ તેઓના મનમાં કંઈક સંશય સળવળ્યો. તેથી તેઓએ રૂમાલમાં જ હાથને રાખીને ગુણાતીતાનંદ સ્વામીની મૂર્તિનો અંગૂઠો જરા જોરથી દબાવ્યો. બરાબર એ જ સમયે અન્ય ક્રિયામાં પરોવાયેલા સ્વામીશ્રી બોલ્યા : 'આચાર્ય ! આસ્તે !'

આ સાંભળી દિગ્મૂઢ થઈ ગયેલા એ સંતે પૂછ્યું : 'સ્વામી ! આપને કેવી રીતે ખબર પડી ?'

'પડે જ ને !' મંદ સ્મિત વેરતાં સ્વામીશ્રી બોલ્યા. તે દ્વારા મૂર્તિઓ સાથેનો તેઓનો તાદાત્મ્યભાવ છતો થઈ રહ્યો.

તે સાથે આજની પાટોત્સવ-સભામાં વરસતાં તેઓએ જણાવ્યું : 'પહેલું ન્યૂયોર્ક, પછી શિકાગો અને પછી એલ.એ. – એમ ત્રીજું મંદિર અમેરિકામાં થયું. વ્યાજનું વ્યાજ ગણાય. તેના પર તો વધુ હેત હોય.'

આ હેતની હેલી લૉસ એન્જલસમાં શ્રાવણ માસના સાત દિવસ વરસાવી સ્વામીશ્રી તા. ૨૯/૮ના રોજ હ્યુસ્ટન પધાર્યા.

## આ વિચાર ટળતો જ નથી

હ્યુસ્ટનના સ્ટેફર્ડ વિસ્તારમાં પાંચ એકરની જમીન પર નિર્માણ પામેલા આકર્ષક મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ પધરાવવા માટે જ સ્વામીશ્રીનું અહીં આગમન થયેલું.

તે નિમિત્તે ગગડી ઊઠેલાં વધામણીનાં વાજાં હજી તો શાંત નહોતાં થયાં

ત્યાં જ તા. ૧/૯ની સાંજે હિંદુ મંડળના અગ્રણીઓ તેઓ પાસે આવી પહોંચ્યા. આ આગેવાનોએ કેટલાક પ્રશ્નોમાં માર્ગદર્શન મેળવી અંતે આશીર્વાદ માંગ્યા કે 'સ્વામીજી ! અમને ખ્યાલ છે કે આપ સ્પર્શ કરો ત્યાં પરિવર્તન થાય છે...'

પોતાના વિષેનો આ અહોભાવ સાંભળતાં જ સ્વામીશ્રી બોલવા લાગ્યા : 'અમે ભગવાનને યાદ કરીને પ્રાર્થના કરીએ છીએ. અમને ચમત્કાર જણાવતાં આવડતું નથી. ભગવાન કામ કરી જાય એટલે એવું લાગે.'

સ્વામીશ્રીનો આ માર્મિક ખુલાસો તેઓની આગવી પ્રતિભા ઉઘાડી ગયો.

તેની છાયામાં મંદિર-પ્રતિષ્ઠા ઉપક્રમે તા. ૩/૯ના રોજ ૩૬ કુંડી મહાયાગ યોજાયો. જન્માષ્ટમીના આ દિવસે ૨૫૦ યજમાનોએ યજ્ઞનારાયણને આપેલી આહુતિથી પ્રજ્વલિત થયેલી જ્વાળાઓને વરસતો વરસાદેય બુઝાવી ન શક્યો. સાંજે દોઢ કિ.મી. લાંબી નગરયાત્રા પણ શહેરવાસીઓના આકર્ષણનું કેન્દ્ર બની રહી. તેમાં બિરાજી સ્વામીશ્રીએ સૌને દર્શનદાન આપ્યાં.

તેને અનુસરતાં તા. ૪/૯ના ઐતિહાસિક દિવસે તેઓના વરદહસ્તે અક્ષર-પુરુષોત્તમ મહારાજ નૂતન મંદિરમાં પ્રતિષ્ઠિત થતાં અમેરિકામાં ચોથું ધામ સ્થપાયું ! ૩૦,૦૦૦ માણસોના જમણવાર સાથે સંપન્ન થયેલું આ સમગ્ર પ્રતિષ્ઠાપર્વ અમેરિકાની ખ્યાતનામ પ્રસારણ-સંસ્થા ABC દ્વારા કચકડે મુદ્રિત થઈને આજના જ દિવસે બે વાર પ્રસારિત થયું. તેથી અક્ષર-પુરુષોત્તમ મહારાજ ઠેર-ઠેર ને ઘેર-ઘેર પહોંચી ગયા. હ્યુસ્ટનના હરિભક્તોનો દાખડો સુફળ થયો.

આ પ્રસંગે ઉપસ્થિત સ્ટેફર્ડના મેયર શ્રી લીઓનાર્ડ સ્કારસેલાએ જણાવ્યું કે 'અમેરિકા વિષે એવી માન્યતા છે કે તે melting pot (ભોગવાદની ભઠ્ઠી) છે. અહીં વિવિધ દેશોમાંથી આવીને વસેલા માણસો પોતાનો ધર્મ ટકાવી શક્યા નહીં, પણ આપ સૌ પ્રેમથી ને શાંતિથી જીવીને અહીં ધર્મ-સંસ્કૃતિને વિકસાવો છો. આ જોતાં મને ખાતરી થાય છે કે અમેરિકન સમાજને પૂર્વની શાંતિ મેળવી આપવામાં આપનો હિસ્સો હશે.'

આ રીતે અમેરિકન ભોગવાદ પર સ્વામીશ્રીના અધ્યાત્મવાદે મેળવેલા વિજયને નગરપતિએ બિરદાવ્યો.

આ જ માર્ગે ચાલતાં પ્રતિષ્ઠાદિનની સાંજે ગુજરાતી સમાજે પણ મહાત્મા ગાંધી કમ્યુનિટી સેન્ટરમાં જાહેર સન્માન સમારંભ યોજી સ્વામીશ્રીને નવાજ્યા. આ અવસરે સ્વામીશ્રી પર પ્રશંસાની ઝડીઓ વરસી રહી, છતાં

તેઓ તો લેશ ન ભીંજાયા.

તે જોઈ વિસ્મિત થયેલા મુમુક્ષુ શ્રી પ્રવીણભાઈ પરીખ સભા બાદ સ્વામીશ્રીને જ પૂછી બેઠા કે 'લોકો આપની આટલી પ્રશંસા કરે છે છતાં આપ અહંશૂન્ય કેવી રીતે રહી શકો છો?'

'અમે બધું ભગવાન પર છોડી દઈએ છીએ. જે કંઈ થાય છે તે ભગવાનને લીધે થાય છે. આપણે કરીએ તો અહં આવે ને!'

'આપને આવો વિચાર ક્યારે આવે?'

'આ વિચાર ટળતો જ નથી.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓનો આ ઉત્તર સાંભળી એ સજ્જન અવાક્ થઈ ગયા.

નદીઓ ઠલવાય છતાં ન ઊભરાય તો તે મહાસાગર જ હોઈ શકે. પેલા મુરબ્બી સ્વામીશ્રીમાં સદ્‌ગુણોનો સાગર લહેરાતો જોઈ રહ્યા.

## સમર્થ છતાં સરળ

હ્યુસ્ટનનું મંદિર પ્રથમ દિવસથી જ અનેક મુમુક્ષુઓની આસ્થા અને આકર્ષણના કેન્દ્ર સમાન બની જતાં તેનાં દર્શન માટે ઊમટવા માંડેલા કંઈક મનુષ્યોના ક્રમમાં તા. ૫/૯ની સવારે ફુલ ગોસ્પેલ ફેલોશિપ ચર્ચના પાદરી શ્રી રિચાર્ડ ફોર્ડ આવ્યા. તેઓ સ્વામીશ્રીના નિષ્ઠાવાન યુવકોને જોઈ બોલી ઊઠ્યા: 'આપની પાસે જેવા સમર્પિત યુવાનો છે, એવા જો મારી પાસે હોય તો આ આખા હ્યુસ્ટનને ખ્રિસ્તી કરી દઉં.'

એક પરદેશી પાદરી પર પડેલો સ્વામીશ્રીનો આ પ્રભાવ સૌને દંગ કરી ગયો.

આવા પ્રભાવશાળી સ્વામીશ્રી આજે મુલાકાતીઓને મળતા હતા તે વખતે જ તેઓને અચાનક શૌચ-સ્નાન માટે ઊભા થવાનું બન્યું, પરંતુ આ દેહક્રિયા માટે જતાં પહેલાં તેઓ વિનમ્રભાવે સૌની અનુમતિ માંગતાં બોલ્યા: 'તમે જરા થોડું બેસશો? હું સ્નાન કરી આવું. હમણાં બે મિનિટમાં આવ્યો.'

સ્વામીશ્રીની આ સરળતા પર સૌ ઓવારી ગયા.

## ભગવાન રાખ્યા છે એટલે ઠંડક છે

હ્યુસ્ટનના મહાત્મા ગાંધી કમ્યુનિટી સેન્ટરમાં યોજાયેલી સ્વયંસેવકોની રાષ્ટ્રીય શિબિરમાં તા. ૬/૯ની સાંજે સ્વામીશ્રી પધાર્યા ત્યારે અહીં યોગી

શતાબ્દીના સેવાયજ્ઞમાં યાહોમ થવાનો જુવાળ ફરી વળેલો. આ જુસ્સાને યોગીચીંધ્યા માર્ગે દોરતાં સ્વામીશ્રીએ કહ્યું કે –

'કેસરિયાં કરવાનાં છે. ૮ મહિના, ૧૨ મહિના રજા લઈ લેવી. મનથી બાવા થવાની જરૂર છે, દેહથી નહીં. મનની દૃઢતા કરીએ તો કંઈ કઠણ નથી. મનને પહેલાં મારી નાખવાની જરૂર છે. સેવા નિર્માની થઈને, દરેક સાથે પ્રેમ સંપાદન કરીને કરવી. વેઠીને કરે તો શોભે. નમવું. નમે તો જ કામ થાય. ધરો વળે તેમ વળી જવું. શબ્દ આકાશનો ભાગ સમજવો. યોગીજી મહારાજમાં આ બધા ગુણો હતા. તે મેળવવા આ સેવા કરવાની છે.'

શિબિરમાં આ સેવારીતિ શીખવનારા સ્વામીશ્રીએ તેનો વધુ એક પાઠ મંદિરમાં ભણાવ્યો. અહીં તેઓને એક સંતે પૂછ્યું: 'આપને ઠંડક કેમ રહે છે?'

'ભગવાન રાખ્યા છે એટલે ઠંડક છે, સુખ આવે છે.'

'આપ ભૂત-ભવિષ્યનું બધું જાણવા છતાં કેવી રીતે નિર્લેપ રહી શકો છો?'

'ભગવાન ઉપર બધું છોડીએ છીએ. આપણે તો એમની કથા-ભક્તિ-સેવા કર્યા કરવાની. ભૂતકાળનું જાણીને શો ફાયદો? ઉદ્વેગ રહે. ભૂલવામાં સુખ.' સ્વામીશ્રીએ જણાવ્યું.

## ધર્યું તન ધર્મસ્થાપન કાજ

હ્યુસ્ટનના મંદિરની પ્રતિષ્ઠાને કચકડે કંડારવા આવેલા ABCના અગ્રગણ્ય સંચાલિકા શ્રીમતી એલ્મા બરેરાએ સંપ્રદાયની મર્યાદા અનુસાર દૂરથી જ સ્વામીશ્રીનો દર્શનલાભ મેળવેલો. પરંતુ જેમ કરોડો કિલોમીટર દૂર રહેલા સૂર્યના તેજથી પૃથ્વી પરનું પુષ્પ પાંગરે છે, તેમ દૂરથી કરેલાં દર્શને પણ આ સ્પેનિશ મહિલાના અંતરાત્માને ઢંઢોળી મૂકેલો.

તેથી તેઓએ પત્ર લખીને પુછાવેલું કે 'સ્વામીજી! કેવા પ્રયત્નો કરું તો મારા અંતઃશત્રુ ટળે? મારી રીતે તો હું પ્રયત્નશીલ રહું છું, છતાં આપ વિશેષ માર્ગદર્શન આપશો. બીજું, મારા આધ્યાત્મિક જીવનમાં ગુરુની જરૂર ખરી?'

તા. ૮/૯ના રોજ મળેલા આ પત્રનો પ્રત્યુત્તર પાઠવતાં સ્વામીશ્રીએ જણાવ્યું: 'ભગવાનમાં શ્રદ્ધા ને વિશ્વાસ રખાય, ગુરુની આજ્ઞા મુજબ જીવન થાય ને ભજન-ભક્તિ થાય તો અંતઃશત્રુ ટળી જાય. આધ્યાત્મિક માર્ગમાં

ગુરુની જરૂર છે.'

આ રીતે અનેકની સમસ્યાઓને ઉકેલતા સ્વામીશ્રી તા. ૯/૯ની સાંજે બ્રાયનને લાભ આપી તા. ૧૦/૯ની સવારે ડલાસ પહોંચ્યા.

અહીં તેઓના વરદહસ્તે તા. ૧૧/૯ના રોજ નૂતન સત્સંગ-ભવનમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજ પ્રતિષ્ઠિત થઈ ગયા. તે દ્વારા ડલાસમાં ડંકો મારી સ્વામીશ્રીએ તા. ૧૨/૯ના રોજ મિડલેન્ડને પાવન કર્યું.

અત્રે તા. ૧૩/૯ની સવારે સામશ્રાવણી નિમિત્તે ડૉ. પીયૂષભાઈ પટેલના ઘેર યજ્ઞોપવીત બદલી તેઓ શાર્લોટ મુકામે આવી પહોંચ્યા. અહીં સ્વામીશ્રી જમવા બિરાજ્યા ત્યારે સમય થયેલો રાત્રિના અગિયાર વાગ્યાનો.

આ ભીડાભક્તિ સાથે તેઓ તા. ૧૪/૯ના રોજ હિંદુ મંદિરમાં યોજાયેલી જાહેર-સભામાં પધાર્યા ત્યારે આ મંદિરનું સંચાલન કરતી કાર્યવાહક સમિતિએ સ્વામીશ્રીને ધાતુપત્ર પર અંકિત સન્માનપત્ર અર્પણ કરી બિરદાવ્યા.

આ કાર્યવાહકો પૈકીના એક શ્રી ધીરુભાઈ તા. ૧૫/૯ના રોજ સ્વામીશ્રીને મળ્યા ત્યારે તેઓને સ્વામીશ્રીએ કહ્યું : 'તમારા મંદિરમાં એક એવું પાર્ટિશન બનાવી દો કે જેથી મંદિરથી લગ્ન સમારોહ વગેરે કાર્યક્રમો જુદા જ રહે, કારણ કે લગ્નમાં ને પાર્ટીમાં બધાં પગરખાં પહેરીને હરે-ફરે, એમાં મર્યાદા ન સચવાય. આ તો ભગવાનનું મંદિર છે.'

તેઓની આ વાત કબૂલ રાખતાં એ વ્યવસ્થાપકે કહ્યું : 'અમે મંદિર બાંધ્યું છે ત્યારથી ચોગાનમાં સિગારેટ પીવાની પણ મનાઈ કરી છે.'

આ સાંભળી પ્રસન્ન થયેલા સ્વામીશ્રી યોગીબાપાની લાક્ષણિકતાથી બે ધબ્બા આપતાં બોલ્યા : 'આવું જ હોવું જોઈએ. આ અમને ગમ્યું. દારૂ, માંસ, ઈંડાં આપણે ભારતીયને ખપે જ નહીં.'

'હું છું ત્યાં સુધી તો દઢતા રાખીશ જ.'

'પછીનુંય આવું જ રહેવું જોઈએ. અત્યારથી જ તમારા જેવી દઢતાવાળા કાર્યકરો ઊભા કરો. પરંપરા આ જ રહેવી જોઈએ. તેમાં ફેર નહીં.' સ્વામીશ્રીએ દિશા ચીંધી આપી.

*'ધર્યું તન ધર્મસ્થાપન કાજ...'* સમા તેઓને ધર્મમાં સડો પેસે તે મુદલ પસંદ નહીં. તેથી ભલે કોઈ ગમે તે દેવમાં માનતું હોય પણ સ્વામીશ્રી સૌમાં ધર્મનું ખમીર ધરબી દેતા.

## જીભ જ બંધ થઈ ગઈ !

તા. ૧૫/૯ની સવારે શાર્લોટથી નીકળેલા સ્વામીશ્રી કોન્કોડ અને થોમસવીલને લાભ આપતાં બપોરે ગ્રીન્સબરોમાં ડૉ. બાબુભાઈ પટેલના ઘેર પહોંચ્યા ત્યારે અહીં એક ગોરો મુમુક્ષુ શ્રી કેરી તેઓની પ્રતીક્ષા કરી રહેલો. સ્થાનિક હિંદુ મંદિરમાં પૂજા કરતો આ અમેરિકન હિમાલયનાં કંઈક ધર્મસ્થાન અને ધર્મગુરુઓનો સત્સંગ માણી ચૂકેલો. વળી, દૃઢ બ્રહ્મચર્ય પાળનારો. છતાં ક્યાંય તેનું હૈયું ન ઠરતાં તે પોતાની મૂંઝવણોમાંથી માર્ગ કાઢવા આજે સ્વામીશ્રીને મળવા માંગતો હતો.

પરંતુ સ્વામીશ્રીનાં દર્શન થતાં જ બત્રીસે કોઠે દીવાનો અનુભવ કરી રહેલા તેણે સ્વામીશ્રીને કહ્યું : 'હું અહીં આપની પાસે આવ્યો ત્યારથી કંઈક જુદી જ અનુભૂતિમાં ખોવાઈ ગયો છું, કારણ કે મેં આપને પૂછવાના કેટલાય પ્રશ્નો તૈયાર કર્યા હતા, પણ આપને પૂછવાનું જાણે કંઈ જ નથી રહ્યું એવું સુખ અનુભવું છું. જીભ જ બંધ થઈ ગઈ છે! મારે આપનું જ્ઞાન જાણવું છે, ભક્તિ કરવી છે.'

અલ્પ સંસર્ગમાં જ સ્વામીશ્રી આ અમેરિકનના હૃદયમાં બિરાજી ગયા. તેણે કંઠી ધારણ કરી ત્યારે તેને ભગવાનની મૂર્તિ આપી સ્વામીશ્રીએ નિત્યપૂજા કરવા કહ્યું.

## ભદ્રભાવનાનો ભંડાર

તા. ૧૬/૯ની સવારે અલ્પાહાર કરવા બિરાજેલા સ્વામીશ્રીને સમાચાર મળ્યા કે 'આ સદીનું મોટામાં મોટું વાવાઝોડું વેસ્ટ ઇન્ડિઝના નાના ટાપુઓને સમથળ કરતું અમેરિકા તરફ આવી રહ્યું છે.'

૪૦૦ માઈલના ઘેરાવા સાથે ધસમસતો આ વીફરેલો વાયરો ટેક્સાસ રાજ્યને થપાટ મારવાનો હતો. ચક્રવાતના ચાળે ચડેલો દરિયો પણ ૨૫-૨૫ ફૂટ ઊંચાં મોજાં ફંગોળવા માંડેલો. શિવલિંગ આકારે ઊંચકાતો આ પાણીનો જથ્થો પ્રલયનાં પૂર બની કાંઠા વિસ્તારની તબાહી નોંતરવાનો હતો. તેથી હજારોને ઘર ખાલી કરવાની ચેતવણીઓ અપાઈ ચૂકેલી.

આ વિગતો સાંભળી સ્વામીશ્રી બોલ્યા : 'આપણે ભગવાનને પ્રાર્થના કરીએ કે વાવાઝોડું ત્યાં ને ત્યાં શમી જાય, આગળ ન વધે. બિચારા માણસો

નાહકના દુઃખી થાય.'

આમ કહેતાં તેઓ અલ્પાહાર પડતો મૂકી ધૂન કરવા લાગ્યા.

ખરેખર, ભદ્રભાવનાનો ભંડાર હતા સ્વામીશ્રી ! તેની સાથે દાસભાવનો પણ દરિયો. પોતાના સંકલ્પમાત્રે પ્રકૃતિનાં તાંડવોને શમાવવા સમર્થ હોવા છતાં તેઓ હંમેશાં પ્રાર્થનાનો સહારો લેતા. તે દ્વારા સૌને શ્રીજીમહારાજનો મહિમા સમજાવતા.

આજે પણ તેઓની પ્રાર્થનાના પ્રતાપે દરિયામાંથી શરૂ થયેલું તોફાન દરિયામાં જ સમાઈ જતાં અમેરિકા પર તોળાતું ઝંઝાવાતનું સંકટ ટળી ગયું.

## જ્યાં ભારત અને અમેરિકા એક થઈ જાય છે

ગ્રીન્સબરોથી એટલાન્ટા પધારેલા સ્વામીશ્રીના સાંનિધ્યમાં અહીં તા. ૧૭/૯ના રોજ મંદિરની પ્રતિષ્ઠા નિમિત્તે યજ્ઞ અને નગરયાત્રા યોજાયેલાં. આ જ દિવસે હવામાન ખાતાએ જોરદાર વરસાદ ત્રાટકવાની પણ આગાહી કરેલી. તે અનુસાર આકાશમાં ટલ્લા દેતાં કાળાંડિબાંગ વાદળાં જોઈ આયોજકોના જીવ અધ્ધર થઈ ગયેલા, પરંતુ યજ્ઞમાં વરુણનું પૂજન કરી સ્વામીશ્રી બોલ્યા : 'હવે બધા શાંતિ રાખજો. વરુણ હેરાન નહીં કરે. ઉઘાડ કાઢશે. વરસાદ નહીં આવે. અક્ષર-પુરુષોત્તમ મહારાજની દૃષ્ટિ એટલાન્ટા શહેર પર પડે. નગરયાત્રામાં બધાએ જોડાવાનું છે.'

સ્વામીશ્રીની આ વાત ઇન્દ્ર સાનમાં સમજી ગયો હોય તેમ ૩૬ કુંડી યજ્ઞ તો હેમખેમ સંપન્ન થયો, પણ સાંજે એક કિ.મી. લાંબી નગરયાત્રા ત્રણ કિ.મી. સુધી નિર્વિઘ્નપણે સરકતી રહી. વાદળો જામ્યાં, ધુમ્મસ છવાયું, ઠંડક પ્રસરી, છતાં પડું પડું થતો વરસાદ ન પડ્યો ! શોભાયાત્રામાં ઊમટેલો ૨,૫૦૦ ભાવિકોનો મહેરામણ સ્વામીશ્રીના આ ઐશ્વર્યનો સાક્ષી બની રહ્યો.

આવી દબદબાભરી નગરયાત્રામાં સ્વયં સ્વામીશ્રીને પણ ૩૩ ફૂટ લાંબી લિમોઝીનમાં બિરાજમાન કરવામાં આવેલા. તેમાં એક તબક્કે સૌની વિનંતી સ્વીકારી તેઓએ આ મોટરની સૂર્યબારીમાંથી મુખારવિંદ બહાર કાઢી સૌને દર્શનદાન પણ આપ્યું.

આ અવસરની દિવ્યતા એવી રહી કે શોભાયાત્રા બાદ યોજાયેલી સભામાં જ્યોર્જિયાના કોંગ્રેસમેન શ્રી પેટ સ્વિન્ડેલ બોલી ઊઠ્યા : 'સ્વામીજી ! અહીં આવડી મોટી મેદની જોતાં મને લાગે છે કે તમે સૌનો પૂર્વગ્રહ તોડ્યો છે.

પૂર્વગ્રહ-રહિત થવું તે જેવી-તેવી વાત નથી. આ મંદિર અન્યનો પૂર્વગ્રહ તોડવામાં મદદરૂપ થશે. અહીં ભારત અને અમેરિકા એક થઈ ગયેલું લાગે છે.'

કોંગ્રેસમેનની આ અનુભૂતિને શતાંશ સત્ય ઠેરવતાં તા. ૧૮/૯ના રોજ જ્યારે સ્વામીશ્રીના વરદહસ્તે નૂતન મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજ પ્રતિષ્ઠિત થયા ત્યારે ૧૮,૦૦૦ ચોરસ ફૂટના આ સંકુલમાં તલપૂર જગ્યા ન બચી. સંસ્કૃતિની અસ્મિતા ગુમાવી બેઠેલા કંઈક ભારતીયો આ મંદિર જોઈ ટટ્ટાર થયા. એક પ્રતિષ્ઠિત ગુજરાતી શ્રી કનુભાઈ શાહ તો બોલી ઊઠ્યા: 'સ્વામીજી! યજ્ઞ અને શોભાયાત્રાના કાર્યક્રમો અમે ટી.વી.માં જોયા. હું તો આભો જ બની ગયો. કલ્પનામાં ન આવે એવું કાર્ય આપે અમેરિકાની ધરતી પર કર્યું. આ જોઈ લાગ્યું કે આપનામાં કોઈ દિવ્ય અગમ્ય શક્તિ કાર્ય કરે છે.'

ભારતીય સંસ્કૃતિ પ્રત્યે સૂગ ધરાવતા કેટલાય અમેરિકનો પણ આ સ્થાન અને ૧૧,૦૦૦ મનુષ્યોની ઉપસ્થિતિમાં સંપન્ન થયેલો આ સમૈયો જોઈ ચકિત થઈ રહ્યા.

## જે બીજાનું સુધારે તેનું બગડતું જ નથી

એટલાન્ટામાં અમેરિકાનું પાંચમું તીર્થ સર્જી સ્વામીશ્રી તા. ૧૯/૯ના રોજ રીચમન્ડ પધાર્યા ત્યારે અહીં યજમાન શ્રી મહેશભાઈ પટેલે ઠાકોરજી માટે અન્નકૂટ રચેલો. તેને ભાવપૂર્વક ધરાવ્યા બાદ સ્વામીશ્રી જમવા બિરાજ્યા તે વખતે આજે સહપ્રવાસી પંદરેય સંતો હાજર હતા. તેથી સ્વામીશ્રી સૌને ખાંતે કરીને પિરસાવવા લાગ્યા.

તે ક્રમમાં એક ભૂદેવ ભક્ત અક્ષરજીવનદાસ સ્વામીને પીરસવા આવ્યા, પણ આકંઠ તૃપ્ત થઈ ગયેલા તેઓએ વાનગી ન લીધી. તે જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'હરિભક્તોનો ભાવ તો જુઓ. તેઓનું બગાડવું નહીં.'

'પણ બીજાનું સુધારતાં પોતાનું પેટ બગડે તેનું કેમ સમજવું?'

'જે બીજાનું સુધારે છે તેનું બગડતું જ નથી!!' સ્વામીશ્રીને હોઠેથી ખૂબ જ હૃદયસ્પર્શી ઉદ્ગાર ફૂટી નીકળ્યો.

તે સાંભળી સંતોએ કહ્યું: 'આમાં તો બધો સાર આવી ગયો!'

'હા, વેદવાક્ય છે.' મહોરછાપ મારતાં સ્વામીશ્રી બોલ્યા.

આજે સૌ વાનગી કરતાંય આ વેદવાક્યની મીઠાશને વધુ મમળાવી રહ્યા!

## ગપ્પાંની ગમ્મત

રીચમન્ડથી હેમ્પ્ટન પધારેલા સ્વામીશ્રીના સાંનિધ્યમાં અહીં તા. ૨૦/૯ની જાહેર-સભા હકડેઠઠ ભરાયેલી. તેમાં *'જૂનું તો થયું રે દેવળ...'* કીર્તન ગવાયા પછી અમૃતધારા વહાવતાં સ્વામીશ્રીએ કહ્યું :

''આ શરીર ભગવાન ભજવા માટે જ છે, પણ માણસ તેનો ઉપયોગ જુદો જ કરે છે.

એક માણસને ગપ્પાં મારવાનો સ્વભાવ. તેના મિત્રો આ જાણે.

એક વાર બધાએ ભેગા થઈ કહ્યું : 'આ તારો સ્વભાવ મૂકી દે.'

ગપ્પાં મારનારે વિચાર્યું કે 'આ મૂકવું તો અહીં નહીં. બીજે ગામ જઈને મૂકી આવું.' તે ઊપડ્યો. ચાર ગાઉ ચાલી ગયો. રાત પડી. બીજે દિવસે વધુ દૂર ગયો. ચાર દિવસ સુધી ચાલ્યો ને પછી પાછો આવ્યો.

મિત્રોએ પૂછ્યું : 'ક્યાં ગયો હતો ?'

'ગપ્પાં મૂકવાં.'

આ સાંભળી બધા હસ્યા કે 'અલ્યા, ગપ્પાં તે મૂકવાની વસ્તુ છે ? ક્યાં મૂક્યાં ? કેવી રીતે મૂક્યાં ?'

ત્યારે તેણે કહ્યું : 'એકેય ગપ્પું પાછું આવે નહીં એવો બંદોબસ્ત કર્યો છે. ચાર દિવસ ચાલ્યો છું. પચાસ ગાઉ માથે (દૂર) ગપ્પું મૂકી આવ્યો છું.'

'પણ વાત તો કર.'

'તો સાંભળો. ચાલતાં-ચાલતાં ચણાનું ખેતર જોયું. બાજુમાં જંગલ હતું તે વાઘ આવ્યો. ક્યાંય ભાગીને જવાય એવું ન રહ્યું. એટલે ચણાના ઝાડ પર ચઢી ગયો. નીચે બેઠો બેઠો વાઘ ઘૂરકે. આંટા મારે. પણ આ બંદો હાથ આવે ?''

આમ સ્વામીશ્રી એવી રસપ્રદ રીતે વાત વર્ણવી રહેલા કે આખી સભા તે સાંભળી ખડખડાટ હસી પડી.

પરંતુ એ હાસ્યનાં મોજાંઓ ખાળતાં સ્વામીશ્રી બોલ્યા :

''અલ્યા, હસો નહીં. વાત તો હવે આવે છે...

વાઘે વિચાર્યું કે 'ખાઉં તો આને જ ખાઉં.' તેથી તે બેઠો. પછી સવાર પડ્યું. સવારે ઝાકળ વરસ્યું તેની ધાર થઈ. તે ધાર પકડીને વાઘ ઉપર આવ્યો ને મને પકડવા પ્રયત્ન કર્યો. પણ તેને થકાવી દીધો. પછી ચણાનું ઝાડ કેટલુંક ખમે. એક ડાળ ભાંગી ને એ પડ્યો. ત્યાં ને ત્યાં મરી ગયો ને હું બચી ગયો !'

આ સાંભળી બધા કહે: 'તેં આ ગપ્પાં મૂક્યાં કે વધાર્યાં?'

દુનિયામાં આવું છે. આવા સ્વભાવ હોય પછી ભગવાન ક્યાંથી ભજાય? સમયનો ઉપયોગ કેમ કરવો તેની ખબર જ નથી. કહેવત છે કે 'ઘણું બોલે એ ખોટું બોલે.''

આમ, સ્વામીશ્રીએ આજે ગપ્પાંની ગમ્મત ચલાવી સૌને સત્ય વાત સમજાવી દીધી. હાસ્યનાં હલેસાં વડે જ્ઞાનનાં મોજાં પર સફર કરાવવામાં તો તેઓ અતિ કુશળ.

## વર્તવાની દૃઢતા રાખશે તેનો વિશેષ આભાર

હેમ્ટનથી નોરફોર્ક થઈને ન્યૂજર્સી આવી પહોંચેલા સ્વામીશ્રી અત્રે તા. ૨૧/૯ની સાંજે ફર્સ્ટ એઇડ સેન્ટર ઑફ એડિસન મુકામે યોજાયેલી જાહેર-સભામાં વચનામૃત(ગ.મ. ૪૧)ના આધારે અનરાધાર વરસ્યા. ત્યારબાદ તેના અનુસંધાનમાં *'મૈં હૂં આદિ અનાદિ...'* કીર્તન ગવડાવી કથામૃતની વધુ લહાણી કરતાં સતત દોઢ કલાક સુધી સૌ તરબોળ થઈ રહ્યા. અંતે સૌની અનુભૂતિ વર્ણવતાં ઉદ્ઘોષક શ્રી દિલીપભાઈ ટાંક બોલ્યા: 'સ્વામીબાપાએ અદ્ભુત વાતો કરી. તેઓનો ખૂબ ખૂબ આભાર.'

'તમારા બધાનોય ખૂબ ખૂબ આભાર કે અમારી વાત સાંભળી. અને સાંભળ્યા પછી આ રીતે વર્તવાની દૃઢતા રાખશે તેનો એથી વિશેષ આભાર.' સ્વામીશ્રીએ કહ્યું.

તેઓના આ માર્મિક ઉદ્ગારોથી સભામાં આનંદની લહેર ફરી વળી.

આવો જ બ્રહ્માનંદ સ્વામીશ્રીએ તા. ૨૨/૯ના રોજ બેલમાર બીચ પર જળઝીલણીનો ઉત્સવ ઊજવી કરાવ્યો. આ પ્રસંગે અઢીસો જેટલા સંતો-ભક્તોને સાથે લઈ તેઓ બોટ દ્વારા એટલાન્ટિક મહાસાગરમાં પાંચેક માઈલ દૂર પહોંચ્યા. અહીં તેઓના હસ્તે ગણેશ વિસર્જન થયું.

## ઘરમંદિરથી હૃદયમંદિર

તા. ૨૪/૯ની સાંજે સ્વામીશ્રી જર્સી સિટી પધાર્યા ત્યારે અહીંની ફેરસ હાઈસ્કૂલના હૉલમાં ગોઠવાયેલા જાહેર સન્માન સમારંભમાં નગરપતિ શ્રી એન્થની કુસીએ 'કી ટુ ધ સિટી'નું બહુમાન આપી સ્વામીશ્રીને નવાજ્યા.

આ સન્માન સ્વીકારી તા. ૨૫/૯ના રોજ ન્યૂયોર્ક પહોંચેલા સ્વામીશ્રીએ

અહીં કાષ્ઠનિર્મિત ૫૧ ઘરમંદિરોમાં મૂર્તિઓની પ્રાણપ્રતિષ્ઠા કરી. ત્યારબાદ ઘરમંદિરની અનિવાર્યતા સમજાવતાં તેઓએ કહ્યું :

"આપણે ભગવાનના આશ્રિત સત્સંગી છીએ તો અમુક પાયાના નિયમ છે. ઘરમંદિરનો આગ્રહ એટલા માટે કે આપણે જેમ ઘર જોઈએ છે તેમ ભગવાનને પણ ઘરમાં એક પોતાનું ઘર જોઈએ ને! ભગવાન બેઠા હોય તો હંમેશાં એમની દૃષ્ટિ આપણા પર રહે. પહેલાં ઘરમંદિર થશે પછી હૃદય-મંદિર થતાં વાર નહીં લાગે.

ગામ કે શહેર જ્યાં રહેતા હોઈએ ત્યાં રોજ સાયંકાળે ભગવાનના મંદિરે જવાની આજ્ઞા છે. દૂર હોઈએ ને રોજ જઈ ન શકાય તો આ ઘર-મંદિરમાં વ્યવસ્થિત આરતી-થાળ કરીએ તો એટલું જ ફળ મળે. ઘરમંદિરથી દરરોજ ભગવાનનો સંબંધ રહે. ઘરમંદિર હશે તો બાળકોને સંસ્કાર પડશે.

ઘરમંદિર હોય તો પણ પોતાની વ્યક્તિગત પૂજા હોવી જોઈએ. જ્યાં જઈએ ત્યાં સાથે રાખીએ. શેવ (દાઢી)નો સામાન સાથે લઈને બહારગામ જઈએ છીએ, તેમ પૂજા પણ સાથે જ હોય. જે ઘરમંદિર કરશે તેનાં ઘરમાં, હૃદયમાં, કુટુંબમાં ને આત્મામાં ભગવાન બિરાજશે."

## આપણે તો કરોડગણું સારું છે

તા. ૨૫/૯ની સાંજે કોલ્ડન સેન્ટર ઑડિટોરિયમમાં લાભ આપી ન્યૂયોર્કના મંદિરે પધારેલા સ્વામીશ્રી અહીં રાત્રિભોજન માટે બિરાજતાં પૂર્વે પેશાબ કરવા માટે ગયા. ત્યારબાદ તેઓ પગમાં પહેરેલાં પગરખાં કાઢવા બીજા ઓરડામાં ગયા. તે પછી જમવાના આસન પર બેઠા.

આ જોઈ એક સંતે કહ્યું: 'આપ આટલું ચાલીને મોજડી કાઢવા ગયા તે કરતાં મને આપી હોત તો હું ત્યાં મૂકી આવત.'

'સાધુ પાસે ખાસડાં ઉપડાવાય?' સ્વામીશ્રી બોલ્યા.

તેઓનું વલણ શક્ય એટલું સ્વાવલંબી અને પૂરેપૂરું મહિમાસભર રહેતું.

આ રીતે વિચરતા સ્વામીશ્રી તા. ૨૭/૯ની બપોરે લોંગ આઇલેન્ડમાં શ્રી રમણભાઈ પટેલના ઘેર પત્રલેખનમાં પરોવાયેલા. તે વખતે સામે બેઠેલા હરિભક્ત શ્રી મોહનભાઈએ પૂર્વવિચરણની સ્મૃતિ કરાવતાં કહ્યું: 'સ્વામી! આ રમણભાઈને ત્યાં સંજાયા આપ પહેલી વાર પધાર્યા ત્યારે નીચે ગોદડું પાથરવા માંડ મળેલું. આવી પરિસ્થિતિમાં આપે વિચરણ કર્યું છે!'

'અમારે તો ગોદડુંય મળેલું. શાસ્ત્રીજી મહારાજ - યોગીજી મહારાજને તો આ પણ નહોતું.' પત્રલેખન અટકાવી સ્વામીશ્રી બોલ્યા. વળી, વધુમાં જણાવ્યું :

'તેઓ તો પરાળમાં સૂતા છે. ઢોર બાંધવાની કોઢમાં રહેલા છે. ઘરમાં મગફળી ભરી હોય તે ઉંદરડા ફરે. ઘરમાં એક બાજુ ખૂણો સાફ કરી ત્યાં ઉતારો કર્યો હોય. આવી સ્થિતિમાં પણ અલમસ્ત આનંદમાં રહી સત્સંગ કરાવ્યો છે. આપણે તો કરોડગણું સારું છે કે આટલું મળે છે !

મહારાજના વખતમાં ક્યાં કશી સુવિધા હતી ? મહારાજ વનમાં ફરતા ત્યારે સિદ્ધિઓ સેવા કરવા આવી. મહારાજે કહ્યું: 'ગુજરાતમાં મારા હરિભક્તોનાં ઘેર હું બોલાવીશ. ત્યાં એના દ્વારા સેવા લઈશ.' તે શાસ્ત્રીજી મહારાજ - યોગીજી મહારાજ બધે ફર્યા. હરિભક્તોની નાની સરખીયે સેવા સ્વીકારી, તેથી હરિભક્તોના વ્યવહાર સુધર્યા. જેણે આ સંતની સેવા કરી તેને સિદ્ધિઓ આવી છે.'

સ્વામીશ્રીએ આજે ઊલટભેર ગુરુમહિમા રેલાવી દીધો.

## મહિમાનો મહાસાગર

આ અરસામાં લંડન મુકામે યોજાનારી કિશોરો-યુવકોની એક શિબિર માટે સ્વામીશ્રીના આશીર્વાદ ધ્વનિમુદ્રિત કરવાના હતા. તેનો તખ્તો તા. ૨૭/૯ની રાત્રે સ્વામીશ્રીના ભોજન બાદ ગોઠવાઈ રહેલો, પરંતુ આયોજકોને છેલ્લે ખ્યાલ આવ્યો કે 'ટેપરેકોર્ડરમાં પાવર નથી.' તેથી પ્લગમાં વાયર ભરાવીને ધ્વનિમુદ્રણ કરવું પડે તેવી પરિસ્થિતિ ઊભી થઈ. પરંતુ ટૂંકો વાયર સ્વામીશ્રીના સોફા સુધી પહોંચી શકે તેમ નહોતો.

આ મૂંઝવણ પત્રલેખન કરી રહેલા સ્વામીશ્રી કહ્યા વગર પારખી ગયા. તેથી તેઓ તરત જ પત્ર લખવાનું થંભાવી સોફા પરથી ઊભા થયા અને પ્લગની નજીક આવી સાવ નીચે જ બેસી આશીર્વાદ આપવા લાગ્યા.

તેઓની આવી નમ્રતા અને સરળતા જ્યારે સંતમંડળો વિચરણ કરીને આવે ત્યારે પણ નીખરી ઊઠતી. તે વખતે સ્વામીશ્રી આ સંતોને આવકારવા તલપાપડ જણાય. તેઓ પાસેથી વિચરણનું વૃત્તાંત ઉમંગભેર સાંભળે. જમતી વખતે ખૂબ પીરસીને ધરવી દે. લાગ મળે તો સંતોને નમીને ચરણસ્પર્શ પણ કરી લે.

તાજેતરમાં જ એડિસનના રોકાણ દરમ્યાન જળઝીલણી એકાદશી

આવેલી. તે દિવસે ઠાકોરજીને સાષ્ટાંગ પ્રણિપાત કર્યા બાદ સ્વામીશ્રી આસપાસ ઊભેલા સંતોનેય પગે લાગવા માંડેલા. તે પાછળ તેઓની ભાવના એ કે 'આજે હું તબિયત અને અવસ્થાને કારણે શાસ્ત્રીજી મહારાજની આજ્ઞા અનુસાર નિર્જળા ઉપવાસ નથી કરી શકતો, પણ જે સંતોએ ઉપવાસ કર્યો છે તેઓને પગે લાગું તો મનેય ફળ મળે.'

સ્વામીશ્રી તો સ્વયં પૂર્ણકામ હતા. છતાં મુમુક્ષુને નમ્રતા અને તપ-વ્રતની પ્રેરણા આપવા જ તેઓએ આ ચેષ્ટા કરી હશે ને !

સ્વામીશ્રીની આવી મહિમાદૃષ્ટિ તા. ૨૯/૯ની સવારે અનોખી રીતે પ્રકાશી રહી. આ સમયે તેઓ જ્યારે અલ્પાહાર કરવા પધાર્યા ત્યારે પધરામણીઓ કરીને આવેલા શુકમુનિદાસ સ્વામી બારણે ઊભેલા. તેઓને પગે લાગવા વીજળીવેગે ઝૂકેલા સ્વામીશ્રી બોલવા લાગ્યા : 'આપણે પેટાળા ને આ પાંખાળા. ઊડ્યા (વિચરણ કર્યા) કરે છે. પધરામણીઓ કરી હરિભક્તોને રાજી કરે છે. આપણે તો કંઈ કરતા નથી. પડ્યા છીએ. નાસ્તો-ભોજન તૈયાર મળે છે, તે બેસી જઈએ.'

સ્વામીશ્રીના શબ્દોમાં દીનતાનો દરિયો અને મહિમાનો મહાસાગર છલકાઈ ઊઠ્યો.

## યોગે કરીને મહાન છે

તા. ૨૯/૯ની સાંજે મંદિરે યોજાયેલા યોગીગીતાના પારાયણ બાદ સ્વામીશ્રી આશીર્વાદ વરસાવવા લાગ્યા, પરંતુ તે જ વખતે સામે બેસીને રમતે ચડેલાં કેટલાંક બાળકોને જોઈ સ્વામીશ્રી પ્રવચન અટકાવી સૂચના આપવા લાગ્યા કે 'એય બાળકો ! લુક હિયર (અહીં જુઓ). બધા જુદા બેસો. પલાંઠી વાળી લો. લાઇનમાં ગોઠવાઈ જાઓ. અહીં કથા થાય છે તે સાંભળો. ડોન્ટ લાફ ઍન્ડ ડોન્ટ સ્પીક (હસવાનું અને બોલવાનું નહીં), હોં.'

આટલું કહી હસતાં-હસતાં સ્વામીશ્રી વડીલોને ઉદ્દેશી બોલ્યા : 'બાળક છે, અજ્ઞાન છે, પણ મંદિરમાં આવ્યા છે, સભામાં બેઠા છે તે જ બતાવે છે કે આ બધા પૂર્વના મુમુક્ષુ છે. પુણ્યશાળી આત્મા છે. એ જ મોટા થઈને સત્સંગનું કાર્ય દીપાવશે. બાળક છે પણ યોગ કોનો થયો છે ! યોગે કરીને મહાન છે.'

ગુણાતીત બાગનાં એકેએક કળી, કૂંપળ કે કુસુમને જોવાની દૃષ્ટિ સ્વામીશ્રીએ આપી દીધી.

## આ ડૉક્ટર જીવના છે

તા. ૨૯/૯ની રાત્રે સ્વામીશ્રી પાસે આવેલો ૩૭ વર્ષીય યુવાન શ્રી ગિરીશ શાહ જીવનથી કંટાળેલો અને વગર માંદગીએ દવાના રવાડે ચડી ગયેલો. ઔષધના સેવનથી 'હું બીમાર છું' એવી ગ્રંથિ તેના મનમાં વધુ ને વધુ ગંઠાતી જતી હતી. બે દિવસ પહેલાં આ વિગત તેણે સ્વામીશ્રીને પણ જણાવેલી. તેથી આજે તેના અનુસંધાનમાં જ સ્વામીશ્રીએ કહ્યું: 'તું ડૉક્ટર પાસે દોડે છે, પણ અહીં જીવની દવા થશે.'

એ ઉપચારના એક ભાગરૂપે જ સ્વામીશ્રી તેને કંઠી પહેરાવવા ગયા, પરંતુ તે યુવાનનું માનસ જાતજાતની શંકાના કીડાઓથી એવું ખદબદી રહેલું કે તે કંઠી ધારણ કરવામાંયે ફફડી રહ્યો. તેની આ અણસમજણનું નિવારણ કરતાં સ્વામીશ્રી બોલ્યા: 'ડૉક્ટર પાસે જાઓ ને તે પાટો બાંધે તો બીક લાગે છે? આ ડૉક્ટર જીવના છે. જીવને રોગ લાગુ પડ્યો છે તે મટાડવા આ પાટાપિંડી છે. તને તો નખમાંય રોગ નથી ને ગોળીઓ ચાલુ કરી દીધી! તારું શરીર તો મારા કરતાંય સારું છે. બધાએ તને ઊંધે રવાડે ચઢાવી દીધો છે.'

એક નીવડેલા મનોવૈજ્ઞાનિકની અદાથી સ્વામીશ્રી તે યુવકને દુરસ્ત કરવા લાગ્યા. છતાં ફસકી પડતાં તે મડદાલ યુવાન બોલ્યો: 'કંટાળો ચડે છે.'

'કઈ જગ્યાએ કંટાળો ચઢે છે? શરીર છે, હાથ-પગ છે, આંખો છે, જુવાન અવસ્થા છે, બે માણસ પૂછે એવી જવાબદારી છે. આમાં કંટાળાને સ્થાન જ નથી. કંટાળો કેવો? આપણને કંટાળો કેમ ચઢે? કંટાળા પર આપણે ન ચઢીએ! ભક્તિ કરીએ, ભજન કરીએ. સુખ સુખ વર્તે અક્ષરધામનું!'

સ્વામીશ્રીની આ વાત સાંભળી એ યુવાને કહ્યું: 'આપ એક ભગવાનનું કહો છો. બાકી હું જેના ટચ (સંપર્ક)માં આવ્યો છું તે કર્મનું કૂટ્યા કરે છે. આજે મને ખરું સમજાવનાર આપ મળ્યા. કર્મમાં તો મોક્ષનાં દ્વાર બંધ થઈ જાય ને?'

'બંધ જ છે, કારણ કે ભગવાન જ કર્મ કાપી શકે. કેવળ પુરુષાર્થથી કર્મ કપાતાં નથી. જીવમાં (તો તે) શક્તિ નથી. ભગવાનનો આશરો નાવ છે. તે ભવસાગર પાર ઉતારી દે. દેવાળિયો માણસ લાખોપતિ થઈ શકે ખરો? પણ એને જો અબજોપતિ સ્વીકારી લે તો બધું દેવું ચૂકતે થઈ જાય. જીવનું દેવું સંત પાસે ટળે છે.'

સ્વામીશ્રીની વાણીમાં હૃદયને સ્પર્શે તેવી લાગણી અને મગજને સંતોષે

તેવાં તર્ક હતાં. તેથી સાચી વાત સમજાતાં પેલા યુવાને કહ્યું : 'આજે મને ખૂબ આનંદ થયો છે. આવું તો મને કોઈએ સમજાવ્યું જ નથી !'

આમ, સ્વામીશ્રીની અમૃતધારાથી એક યુવાનના કંટાળાનો કાટ ધોવાઈ ગયો ત્યારે રાત્રિના સાડા બાર વાગી ચૂકેલા ! એક-એક યુવાનના જીવનમાં આટલો ઊંડો રસ લઈ નક્કર અને નવતર યુવાનીનો ફાલ વિશ્વને ભેટ ધરનારા હતા સ્વામીશ્રી.

## શોભે સૂરજ સમ ઉદાર રે

તા. ૩૦/૯ની સવારે ન્યૂયોર્કથી સ્ટેટન આઈલેન્ડ પહોંચેલા સ્વામીશ્રીને અહીં બોરો હૉલના પ્રમુખ શ્રી રાલ્ફ લેમ્બર્ટીએ પોતાની કચેરીમાં પધરાવી 'કી ટુ અવર હાર્ટ' અર્પણ કરતાં કહ્યું : 'અમારા બોરો હૉલમાં વસતા નાગરિકોનું હૃદય આપના આગમન માટે દરવાજા ખોલે છે. જે બધાનાં હૃદય પર રાજ કરવા સમર્થ હોય એવી વિભૂતિને અમે આ ચાવી આપીએ છીએ.' આટલો અહોભાવ વ્યક્ત કરી તેઓએ આજના દિવસને 'પ્રમુખસ્વામી દિન' તરીકે ઘોષિત કર્યો.

આ દિવસની સાંજે રોક્કો લાઉરી સ્કૂલમાં યોજાયેલી જાહેર-સભામાં પણ સ્વામીશ્રીને સન્માનપત્રથી વધાવવા દોડી આવેલા આ રાજદ્વારીએ જણાવ્યું : 'મને સ્વામીશ્રીનાં પ્રથમ દર્શને જ સારી ઇમ્પ્રેશન (છાપ) પડી. સ્વામીજી સૂર્ય જેવા છે. સૂર્ય કોઈ અમુક દેશનો કે સમાજનો હિતેચ્છુ નથી, એ બધાય માટે છે. તેમ સ્વામીજી બધાના છે.'

આવા સૂર્ય સમા ઉદાર અને ઉજજ્વળ સ્વામીશ્રીનો પ્રકાશ ઑક્ટોબરના પ્રથમ ત્રણ દિવસ દરમ્યાન વુડક્લેફ લેઇક, પસેક, લિવિંગ્સ્ટન, પિસ્કાટ્વે, ઑલ્ડબ્રિજને ઝગમગાવી તા. ૩/૧૦થી લોંગ આઈલેન્ડના આકાશમાં રેલાવા લાગ્યો.

## સગા તુલ્ય કરું છું સહન

લોંગ આઈલેન્ડમાં ડૉ. હર્ષદભાઈ ભટ્ટના ઘેર રોકાયેલા સ્વામીશ્રી સમક્ષ તા. ૫/૧૦ની બપોરે ભોજન બાદ વચનામૃત (ગ.પ્ર. ૬૮) વંચાયું. તેના આધારે કો'કે પૂછ્યું : 'સ્વામી ! આ વચનામૃતમાં કહ્યા મુજબ તો સત્પુરુષ બધું જ જાણે છે. છતાં આપ દરેકને હેત કરો છો તો મુખોમુખ તેની ભૂલની

ઓળખાણ શા માટે નથી કરાવતા ?'

આ સાંભળી સ્વામીશ્રી બોલ્યા : 'જાણીએ બધું. સમજતા પણ હોઈએ. પણ કહેવાની રીતે કહેતા હોય. જીવ પાછો ન પડી જાય એવું કરતા હોય. કહેવા માંડે તો કોઈ રહે જ નહીં. ઊઠી-ઊઠીને હાલતા જ થઈ જાય.'

સ્વામીશ્રીના આ અભિપ્રાયમાંથી *'કાંઈ આજ્ઞા કરો ઉલંઘન, સગા તુલ્ય કરું છું સહન...'*નો શ્રીજી-સૂર જ સંભળાઈ રહ્યો.

તેના સથવારે આગળ ચાલેલા વચનામૃતના વાંચનમાં ભગવાનની મૂર્તિની મર્યાદા રાખવાની વાત આવી, ત્યારે સ્વામીશ્રીને પુછાયું : 'આપને હરિકૃષ્ણ મહારાજ વિષે જે ભાવ રહે છે તે જુદો જ છે. એવો આપમાં થાય એનો શો ઉપાય ?'

આ જિજ્ઞાસા સંતોષતાં સ્વામીશ્રીએ જણાવ્યું :

"હરિકૃષ્ણ મહારાજને લીધે તો આપણે છીએ. એ નાની એવી પંચધાતુની મૂર્તિ લાગે છે, પણ જે કંઈ થઈ રહ્યું છે તે એમના લીધે છે. મંદિરમાં પણ જે મૂર્તિઓ પ્રતિષ્ઠિત કરી છે તેમાં સાક્ષાત્ ભગવાન રહ્યા છે. આપણે દર્શન કરીએ છીએ ત્યારે મન બીજે જ ભમતું હોય છે. દેહે કરીનેય શિસ્ત રહેતી નથી. અષ્ટકો ચાલતાં હોય ત્યારે એકાગ્ર ચિત્તે અષ્ટક બોલવાં પડે. સ્તુતિ કરવી જોઈએ. એ વખતે કોઈ પણ વાતચીત કઢાય નહીં. પહેલાં દેહે અને પછી મને સહિત ટેવ પાડવી. સતત પોતાનો વિચાર ને જાગૃતિ હોય તો કોઈ કામ અઘરું નથી. ગમે તેવું કામ મૂકીને પણ આરતી-અષ્ટકમાં ઊભું રહેવું જોઈએ. જો કે બધા કરે જ છે પણ હવે મને સહિત એકાગ્ર થવાની જરૂર છે. એમ ન થાય તો મૂળગું બંધ થઈ જાય ને ધીરે ધીરે નાસ્તિકભાવ આવતો જાય. ગયા તોય શું ને ન ગયા તોય શું ? એવું રહે."

સ્વામીશ્રીએ યથાર્થ ભક્તિરીતિ શીખવી દીધી.

## આજ્ઞામાં મંડી પડો એટલે બ્રહ્મરૂપ

હવે અમેરિકાની વિદેશયાત્રા પૂર્ણતાને આરે પહોંચી હોવાથી વિચરણ કરતાં સંતમંડળો પણ ન્યૂયોર્ક આવી ગયેલાં. તેઓએ તા. ૬/૧૦ની સવારે કહ્યું : 'સ્વામી ! આ યાત્રામાં પધરામણીઓ એટલી થઈ છે કે ભારતમાં જઈશું ત્યારે એમ થશે કે આપણે નવરા છીએ, શું કરીશું ?'

આ સાંભળતાં જ સ્વામીશ્રી બોલ્યા : 'જે સાધુ થયા તેને 'શું કરવું ?'

એવું હોય જ નહીં, કારણ કે ભગવાન ભજવા અને ભજાવવા એ તો કરવાનું જ છે. ચોવીસ કલાક ભગવાનની ભક્તિ કર્યા જ કરો. આજ્ઞાથી જ્યાં મૂક્યા ત્યાં મંડી પડો એટલે બ્રહ્મરૂપ. જેટલી આજ્ઞા પળાશે એટલા સ્વભાવ ટળશે. પોતાની મેળે કરવા જતાં ઊલટા વધે. આ વખતે બધાએ ખૂબ ભીડો વેઠ્યો. આત્મસત્તારૂપે વર્તી ગયા. હવે કાયમ એવું રહેવું. 'શું કરવું?' એમ નહીં. ભજન કરવું. સાથે ફર્યા, રહ્યા, વાતો થઈ એ બધી સ્મૃતિ કરવી. આમ, અખંડ વર્તાય તો દેશ-પરદેશ ક્યાં રહ્યા? અક્ષરધામમાં જ બેઠા છીએ.'

'પણ સ્વામી! આપે જે ભીડો વેઠ્યો છે એના સોમા ભાગનોયે ભીડો અમને નથી પડ્યો.'

'અમારાથી હવે ક્યાં કંઈ થાય છે? આ બેઠા છીએ. હમણાં ઊભા કરશે ત્યારે ઊઠશું. બધા સંતો-હરિભક્તો બહુ ભીડો વેઠે છે.' સ્વામીશ્રીએ જણાવ્યું.

*'જે ભક્ત જાણે મહિમા પ્રભુનો, તો તેહ જાણે મહિમા સહુનો...'*નું દર્શન સ્વામીશ્રીમાં હરહંમેશ થતું રહેતું.

## શિશુ સમક્ષ ક્ષમાયાચના!

તા. ૬/૧૦ની રાત્રે સ્વામીશ્રી ઠાકોરજી જમાડવા બિરાજ્યા ત્યારે પાંચ વર્ષીય યોગી ત્રિવેદી નીલકંઠ ચરિત્રના આધારે એક પ્રસંગ કહેવા લાગ્યો, પરંતુ એક આવશ્યક ફોન આવતાં સ્વામીશ્રી તેમાં પરોવાયા. તે વખતે સંતો પણ અન્ય વાતમાં ગૂંથાતાં પેલો બાળક ઉદાસ થઈ બીજા ઓરડામાં ચાલ્યો ગયો. અહીં તેને કોઈએ પૂછ્યું કે 'કેમ તેં વાર્તા કહેવાનું બંધ કર્યું?'

'ક્યાં કોઈ સાંભળે છે? બધા પોતાની વાતો કર્યા કરે છે.'

બાળકની આ અકળામણ સાંભળી તેને સ્વામીશ્રી પાસે લાવવામાં આવ્યો ત્યારે સ્વામીશ્રી બોલ્યા: 'મેં તારું ન સાંભળ્યું તો સૉરી, હોં!'

સ્વામીશ્રીની આ નમ્રતા સૌનાં કાળજાં કોરી ગઈ. તે સાથે તેઓએ બાળક પાસે પ્રસંગ કહેવડાવી તેને રાજી કર્યો.

અંતે તેના બાળમાનસને સમજાય તેવી ભાષામાં સ્વામીશ્રી કહેવા લાગ્યા: 'જો, યોગી! તારું કોઈએ ન સાંભળ્યું તેથી તને ખોટું લાગ્યું ને! તેમ સભામાં તું અને બીજા બાળકો આડા-અવળા બેઠા હો, વાતો કરતા હો, તો બોલનારને ખોટું ન લાગે? માટે કથા-વાર્તા ચાલતી હોય તે એકધ્યાનથી સાંભળવી. ઑલ રાઈટ! તું હવે સભામાં આવી રીતે વર્તજે, હોં!'

સ્વામીશ્રીએ બાળકની મનોભૂમિમાં શિસ્તનાં બીજ સહજતાથી રોપી દીધાં.

## સુઘડ સેવાની પરિપાટી

તા. ૮/૧૦ની સવારે ૧૧:૩૦ વાગ્યે સ્વામીશ્રી ન્યૂયોર્કના મંદિરે પધાર્યા ત્યારે અમેરિકાના વિવિધ વિસ્તારોમાંથી આવેલા મુખ્ય કાર્યકરોથી સમગ્ર સભાગૃહ ચિક્કાર ભરાઈ ગયેલું. યોગી શતાબ્દી મહોત્સવ ઉપક્રમે સન ૧૯૯૧માં અમેરિકા ખાતે ઊજવાનારા ભવ્યાતિભવ્ય મહોત્સવની ધરી બનનારા હતા આ કાર્યકર્તાઓ. તેઓને આશીર્વાદ આપવાની વિનંતી સ્વામીશ્રીને કરવામાં આવી ત્યારે તેઓ પોતાના આસન પરથી ઊભા થઈ ગયા અને 'હું પણ રોસ્ટ્રમ પર જ આવું છું' કહેતાં એક યુવાનની અદાથી માઈક પાસે પહોંચી ગયા.

પોતાની આ ચેષ્ટાને જ પ્રવચનની પ્રસ્તાવના બનાવતાં સ્વામીશ્રીએ કહ્યું: 'જ્યારે મોટું કામ લઈને બેઠા છીએ ત્યારે મોળું મોળું ન ચાલે. ઊભા જ થઈ જવું પડે.' આમ કહેતાં તેઓની અમૃતધારા વહી રહી:

"આપણામાં જેટલી દૃઢતા હશે તેટલું કામ થશે. જે કંઈ માર્ગદર્શન મળે તેમાં એકમેકને અનુકૂળ થઈને કાર્ય કરવાનું છે. બધાં ખાતાં આપણાં જ છે. પોતાનું વ્યવસ્થિત કરવા પાછળ ધ્યાન આપતાં બીજાનું સહેજ પણ ડાઉન (નીચું) ન કરાય એ જાણપણું રાખવું. દેશમાં બે ઉત્સવો થયા. તેમાં તમે બધા મહેમાન થઈને આવ્યા હતા. હવે તમારે ત્યાં બધા મહેમાન થઈને આવશે. તમારે સેવક થવું પડશે. આપણે ગુરુ ને આપણે જ ચેલા. ખમવું. મોટું મન રાખવું. દંડવત્ કરવા. નહીંતર અભિમાનમાં ફરીએ તો 'આ પડ્યું' – એમ થઈ જાય. પ્રશ્નો આવશે. કામ મોટું છે. નિર્ણયોમાં વિલંબ થાય ત્યારે શાંતિ રાખીએ. આપણો આ બ્રહ્મરૂપ થવાનો જ સમૈયો છે."

સુઘડ સેવા અને સફળ સમૈયાની આ પરિપાટી આપી સ્વામીશ્રી તા. ૯/૧૦ની રાત્રે ૯:૩૫ વાગ્યે લંડન જવા વિદાય થયા.[૨૬]

---



૨૬. આ વિદેશયાત્રામાં અમેરિકા પર વરસેલી સ્વામીશ્રીની અમૃત-ધારાઓને માણવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઈન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...

## અમેરિકામાં સર્વોપરી કામ

'આ વખતે અમેરિકામાં સર્વોપરી કામ થયું. ત્રણ પ્રતિષ્ઠાઓ ધામધૂમથી થઈ ગઈ. કેનેડા તો પહેલાં અને પછી, એમ બે ભાગમાં જઈ આવ્યા. હવે ત્યાં પણ વિકાસ થશે. બધે સભાઓ સારી થઈ. યોગીજી મહારાજે આશીર્વાદ આપેલા તેથી કાર્ય થયું ને હજુ ખૂબ થશે. સાથેના સંતો શ્રદ્ધાવાળા છે. કથા કરતાં ન થાકે. સાત સમેલિયા છે. સંતો ૪૭ સ્ટેટ (રાજ્ય) ફર્યા. ૫૦માંથી ૩ બાકી રહ્યાં. અમે ૨૫ જ (રાજ્ય) ફર્યા, કારણ કે પાંખાળા વધુ ઊડે. અમે પેટાળા. હરિભક્તો ખૂબ શૂરવીર. પોતાની ગાડી, પોતાના પેટ્રોલ સાથે જ સમય કાઢીને સંતો સાથે ફર્યા.'

તા. ૧૦/૧૦ની સવારે પોણા દસ વાગ્યે સ્વામીશ્રી ન્યૂયોર્કથી લંડન મંદિરે આવી પહોંચ્યા ત્યારે તેઓના જ શ્રીમુખે અમેરિકાના વિચરણની આ આછી ઝલક સરી પડી.

ચાર મહિના અને છ દિવસના અમેરિકી પ્રવાસમાં સ્વામીશ્રી ૨૫ રાજ્યોનાં ૧૧૬ નગરોમાં ઘૂમી વળેલા. ૬૦,૦૦૦ કિ.મી.ના આ વિદ્યુતવેગી વિચરણમાં ૯ મેયરોએ તેઓને શહેરની ચાવીઓનાં સન્માન ધર્યાં. ગવર્નરો તરફથી દસ સન્માનપત્રો અર્પણ થયાં. પત્રકાર પરિષદો, ટી.વી.-રેડિયો મુલાકાતો દ્વારા તેઓ આખા દેશમાં છવાયા. તેઓના પગલે-પગલે કેટલાંય ઘરોમાં સંસ્કૃતિની સુગંધ ફોરી, મૂર્તિઓ બેસી, ૫,૦૦૦થી વધુ વ્યક્તિઓ વ્યસનમુક્તિના માર્ગે ચઢી. અમેરિકાના ભોગવાદમાં ભૂંસાતી સનાતન આધ્યાત્મિકતા ઘૂંટાઈને ગાઢ થઈ. બાળ-યુવા-વડીલ એમ ત્રણેય પેઢીઓને આ ભગવાંધારી પાછળ ઘેલી થતી જોઈ અમેરિકનો પણ અચંબો પામી ગયા.

## એક કલ્પ બેસો તોય આ સુખ ન મળે

લંડનમાં સ્વામીશ્રીના આગમન સાથે જ અહીંના સત્સંગમાં ભરજુવાનીનો સંચાર થઈ ગયો હોય તેમ મંદિર વહેલી સવારથી મોડી રાત સુધી ધમધમવા લાગેલું. પગમાં પાંખો ફૂટી ગઈ હોય તેમ સૌ સેવામાં અહીં-તહીં ઘૂમતા હતા. સ્વામીશ્રીએ પણ આવતાંવેંત કથાના મેઘ વરસાવવા માંડ્યા. તેમાં ભીંજાતા ભક્તો અવર્ણનીય તૃપ્તિનો અનુભવ કરી રહ્યા. ફૂલ પરથી પતંગિયાં ખસે નહીં તેમ નાનાં બાળકો તો સ્વામીશ્રીની આસપાસ જ ઘૂમતાં રહેતાં.

આ ક્રમમાં તા. ૧૩/૧૦ની બપોરે સાડા બાર વાગ્યે યુવકો પણ દર્શન માટે આવી ગયા, પરંતુ મુલાકાતોમાં મોડું થયું. વળી, સ્વામીશ્રીને શૌચ-સ્નાન માટે જવાનું થતાં તેઓ બપોરે દોઢ વાગ્યે જમવા બિરાજ્યા.

તે જોઈ દિલીપ નામના યુવકે કહ્યું : 'બાપા ! અમે સાડા બાર વાગ્યાના આપની રાહ જોતાં બેઠા છીએ.'

'તોય સસ્તા છે. કલાક જ બેસવું પડ્યું. અક્ષરધામના સુખ માટે એક કલાક શું, એક કલ્પ બેસો તોય આ સુખ ન મળે.'

સ્વામીશ્રીના આ ઉદ્‌ગાર તેઓની કૃપા અને કરુણાનો પડઘો પાડી રહ્યા.

## સૂરજ અને સિતારાનું સખ્ય

તા. ૧૨/૧૦ના રોજ બાલદિનનું આમંત્રણ આપવા આવેલા બાળક હરિકૃષ્ણ દેપાલાએ સ્વામીશ્રીને હેતપૂર્વક કહ્યું : 'બાપા ! આવતીકાલે સાડા છ વાગ્યે અમારી બાળસભામાં આવી જવાનું છે, હોં !'

'આવીશું ને !'

'પ્રોમિસ ?'

'લે, પ્રોમિસ.' આમ કહી સ્વામીશ્રીએ પ્રેમપૂર્ણ પ્રતિસાદ આપ્યો.

આ વચનને નિભાવવા તેઓ તા. ૧૩/૧૦ની સાંજે વિશ્રામમાંથી જાગ્યા ત્યારથી પોતાના કાર્યક્રમને આગળ-પાછળ કરવા લાગ્યા. છતાં દંત-પરીક્ષણમાં ઘણો સમય જતાં સ્વામીશ્રી સાયંભ્રમણ અને યોગાસનનો રોજિંદો ક્રમ ઉતાવળે પૂરો કરી સભાખંડના આંગણે તો સમયસર પહોંચી જ ગયા.

અત્રે યજ્ઞેશ અને રાજેન્દ્ર નામના બે બાળકો તેઓને આંગળી પકડી મુખ્ય દ્વારથી સિંહાસન સુધી લઈ આવ્યા, ત્યાં જ થોડી વારમાં આરતી શરૂ થઈ. આ સમયે પેલા બે બાળકો હજી સ્વામીશ્રીની આસપાસ જ ઊભેલા. તે જોઈ સ્વામીશ્રીએ તે બંને માટે અલગ-અલગ આરતી તૈયાર કરાવી અને તેઓ પાસે પણ આરતી ઉતરાવી !

ત્યારબાદ સિંહાસન પર બિરાજેલા સ્વામીશ્રીને ચાર બાળકોએ ભરાવદાર પુષ્પહાર પહેરાવ્યો. તે હાર સ્વામીશ્રીએ ચારેય બાળકોને સંયુક્ત રીતે પહેરાવી દીધો.

આ રીતે એકેએક બાળકને પોતાના વહાલના વર્તુળમાં સમાવતા સ્વામીશ્રીને જોઈ સૌ હરખાઈ રહ્યા. તેથી ચારેકોર છાઈ રહેલા આનંદ-

કિલ્લોલમાં બાળકો દ્વારા એક પછી એક રજૂઆતો થતી રહી. તે દરેકને સ્વામીશ્રી રસપૂર્વક નિહાળતા રહ્યા. છેલ્લે તેઓના આશીર્વાદ બાદ જાહેરાત થઈ: 'બાપા ઉતારામાં પધારે છે. બધા બેસી રહે.'

પરંતુ સ્વામીશ્રી બોલ્યા: 'આજે બાલદિન છે તો આવો, બાળકોને આશીર્વાદ આપીએ. બધાને લાઇનબંધ આવવા દો.'

મોડું થયું હોવા છતાં બાળકો માટે બિરાજેલા તેઓ એક-એકના માથે હાથ મૂકી વહાલ વરસાવવા લાગ્યા. આ જોઈ પેલા હરિકૃષ્ણને તો એવો ઉમળકો આવી ગયો કે સ્વામીશ્રી પાસે આવતાં જ તે ઊંચો થઈ, કૂદકો મારી સ્વામીશ્રીની છાતીએ વળગી પડ્યો ![૨૭]

આમ, આજની સમગ્ર બાળસભા સૂરજ અને સિતારાના સખાભાવનું સુભગ દર્શન પામી ધન્ય બની રહી.

## અસુરની ઓળખાણ

કિશોરોના નામે ચઢેલી તા. ૧૪/૧૦ની સાયંસભામાં ભક્તિની અંગડાઈ લેતી તરુણાઈ સ્વામીશ્રીના સાંનિધ્યમાં પૂરબહાર ખીલેલી. એક સળંગ સૂત્રમાં વહેતા તેઓના કાર્યક્રમોમાં ટી.વી.નાં દૂષણો ઉઘાડાં પાડતો સંવાદ – સુગર કૉટેડ પોઈઝન (સાકરમઢ્યું ઝેર) પણ રજૂ થયો.

આ પ્રસ્તુતિને જ પોતાના પ્રવચનની પીઠિકા બનાવતાં સ્વામીશ્રીએ કહ્યું :

''ટી.વી. ઘરમાંથી મુકાતાં મુકાશે પણ જીવમાંથી જશે તો ઘરમાંથી જશે. 'ટી.વી. જોવું એ સારી વસ્તુ છે' એમ જો ગુણ લો તો પછી મૂકી શકાય નહીં. આજ્ઞા સામી દૃષ્ટિ હોય તો વાંધો ન આવે. પહેલાં અસુરો થયા તે હવે ટી.વી.રૂપે, ડ્રગ્સરૂપે આવ્યા છે. પહેલાં મનુષ્યરૂપે હતા, હવે પદાર્થરૂપે છે. 'ટી.વી.માંથી છોકરો શીખે છે ને ! સારું મળે છે ને !' એવો મોહ મૂકી સત્સંગ કરી લેવો. પહેલાં સારા-સારા મોટા માણસો થયા છે તે વખતે ક્યાં ટી.વી. હતાં ? માટે કથાવાર્તા, કીર્તનનું જોર રાખવું. ઘરસભા કરવી. ઘણાને એમ થાય કે 'ટી.વી. જોવામાં વિવેક રાખીશું.' પણ જરાય વિવેક રહેતો નથી. ઘરમાં ટી.વી. આવ્યું એટલે સંસ્કારનો લોપ કરે જ. કિશોરોએ રાસ સારો રજૂ કર્યો. આપણે હવે દર વરસે નોરતાંમાં આવા કાર્યક્રમો ગોઠવી દેવા. બહાર જવાનું ન રહે. બહાર તો ગરબા ભેગું ભેળસેળ ચાલે. તેમાં જવાની જરૂર નથી.''

---

૨૭. તેઓ સમયાંતરે સ્વામીશ્રીના વરદહસ્તે દીક્ષિત થઈ સાધુ મનોહરમૂર્તિદાસ બન્યા.

યૌવનધનને લૂંટી જતા અસુરો સામે સ્વામીશ્રી સાવધ સંત્રીની જેમ પૂરી જિંદગી સુધી ઊભા રહેલા.

## મોરલીની મોહિની

તા. ૧૭/૧૦ની સવારે સ્વામીશ્રી પાસે આવેલા હરિભક્ત શ્રી કાંતિભાઈ પટેલના હાથમાં રહેલી છબી વાંસળીવાદન કરતા સ્વામીશ્રીની જ હતી. તે જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'કાંતિ! આમાં શું સવાદ આવવાનો? સુખ તો અસલીમાં છે (એટલે કે પ્રગટ મૂર્તિમાં છે.)' આટલું કહી તેઓએ ગાયું: *'મોરલી વાગી રે મીઠી મોરલી વાગી, લંડનના યુવકોમાં ભક્તિ જાગી..'*

સ્વામીશ્રીના મુખેથી સરી પડેલી આ સહજ પંક્તિમાં તેઓનું કાર્ય પડઘાઈ રહ્યું.

હા, વિદેશના વિલાસી વાતાવરણમાં તેઓએ સત્સંગની મોરલી એવી વગાડેલી કે સેંકડો યુવાનો મોજ-શોખ, નાટારંગ, વ્યસન-દૂષણ, ક્લબ-પબ વગેરેનાં કુંડાળાં કૂદીકૂદીને સત્સંગની સેવામાં પરોવાઈ ગયેલા. મહિના-મહિનાનાં ધારણાં-પારણાં, લોભામણી બજારુ વાનગીઓ અને ટી.વી.-ફિલ્મ-નાટકના ત્યાગ, પૂજા-પાઠ ને ભભકાબંધ તિલક-ચાંદલા, કિશોરો-યુવકોનાં મુખેથી ફૂટી નીકળતા મંત્રો-કીર્તનોના મુખપાઠ, કડકડતી ઠંડીમાં કલાકો સુધી ઊભા રહી પાર્કિંગની સેવા બજાવવી અગર તો વાસણ ઊટકવાં કે એંઠવાડ ઉથામવાની નીચી ટેલની સેવાઓ વગેરેમાં રસબસ યુવાનોને જોઈ સૌ વિસ્મિત થઈ જતા. કેટલાક યુવાનોએ તો સંસારના અંચળા ઉતારી ભગવાં ઓઢી લીધેલાં. સ્વામીશ્રીએ છેડેલી મોરલીની તાનનો જ આ જાદુ.

ખરેખર, તેઓની મોરલીની મોહિની ગોપીઓને ભાન ભુલાવનારી કૃષ્ણની વાંસળી જેવી જ હતી.

## સો ટકાની વાત

સ્વામીશ્રીના લંડનના નિવાસ દરમ્યાન નવરાત્રિના દિવસો ચાલી રહ્યા હોવાથી તા. ૧૭/૧૦ની રાત્રે કેટલાક યુવાનોએ કહ્યું: 'બાપા! સૌ યુવકોની ઇચ્છા છે કે આપ અમારી સાથે રાસ લો.'

'ભગવાનની ભક્તિ થાય, સેવા થાય એ રાસ જ છે. રાસ લેવાનું હવે બહુ નથી ફાવતું. શરીર એવું ક્યાં છે?'

'પણ રાસ લો તો બધાને સ્મૃતિ રહે ને!'

'આ બેઠા, વાતો કરી, એ સ્મૃતિ રાખવી.'

'પણ રાસની સ્મૃતિ તો બધાથી વિશિષ્ટ કહેવાય ને!'

'જોઈશું.'

'જોઈશું એમ નહીં. પ્રોમિસ (ખાતરી) આપો.'

'એમ પ્રોમિસ ન અપાય. આ (શરીરરૂપી) પ્રોપર્ટી (મિલકત) અમારી નથી. પહેલાં મીટિંગમાં મૂકવું પડે. એમ ને એમ કંઈ ન થાય.'

સ્વામીશ્રીની આ ગમ્મતમાંથી તેઓના સ્નેહ-નિઃસ્નેહ બંને નીતરી રહ્યા. ભક્તો પ્રત્યેના સ્નેહને વશ તેઓએ પોતાના દેહ પર પણ પોતાનો હક રાખ્યો નહોતો. શરીરની સ્પૃહાથી વ્યક્તિ કેટલી વિરક્ત હોય ત્યારે આવું આત્યંતિક સમર્પણ થઈ શકે!

તે જોઈ વિસ્મિત થયેલા યુવકોએ કહ્યું: 'સારું બાપા! આપની ઇચ્છા એ અમારી ઇચ્છા.'

'બસ, સો ટકાની વાત કરી. આ સિદ્ધાંત સમજી રાખવો. એમની મરજી એ આપણી મરજી.' આ નિર્ણય આપતાં સ્વામીશ્રી આરામમાં પધાર્યા.

## આ જુદા છે

તા. ૧૮/૧૦ની સવારે સ્વામીશ્રી કથામૃત રેલાવી રહેલા ત્યારે જ સામે બેઠેલા એક યુવાનને ઝોકું આવી ગયું. તે જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'આમ જ એક વાર આંખ મીંચાઈ જશે. ભગવાન ભજી લેવા.'

આંખ મીંચાવાની ઘટનાને નિમિત્ત બનાવી આંખ ઉઘાડી દે તેવો આ ઉપદેશ આપી તેઓએ ઉમેર્યું: 'અહીં વગર ટિકિટે મફતનું બેસવા મળે એટલે ઝોલાં આવે, પણ બહાર ટિકિટ ખર્ચીને લોકો જાય છે તે ટીકી-ટીકીને જોયા જ કરે. ઊંઘ ઊડી જાય.' આમ કહી એકીટશે જોવાની અદા કરી સ્વામીશ્રીએ સૌને પોતાની મૂર્તિમાં ખેંચી લીધા.

પ્રસંગને અનુરૂપ હાવભાવ દ્વારા કથાને જીવંત બનાવવાની તેઓની આગવી રીત હતી.

તેને અનુસરતાં આજની સાયંકથામાં સ્વામીશ્રીએ નિષ્કુળાનંદ સ્વામીની વાત ઉપાડતાં જણાવ્યું: 'નિષ્કુળાનંદ સ્વામીના વૈરાગ્યની વાત સાંભળીને મનમાં ચટપટી થઈ જાય કે 'બેસી જઈએ મંદિરમાં જઈને.' અહીં યુવકો દીક્ષા

લે તે ઘણાને થાય કે 'ભૂરકી નાખે છે.' પણ ભૂરકી નાખ્યે સાધુ થવાતું હોય તો લ્યો, આ નાખી...'

આમ કહેતાં સ્વામીશ્રીએ ભૂરકી નાખવાનો અભિનય કર્યો. તેઓની આ ચેષ્ટાએ ભૂરકી ભભરાવવા જેવું જ કામ કર્યું. સૌનાં ચિત્ત તેઓમાં હરાઈ ગયાં.

આમ, આજે અલૌકિક રસલહાણ કરાવી રહેલા સ્વામીશ્રીએ છેલ્લે શરણાગતિનો સૂર રેલાવ્યો: 'મનમાં થાય કે આવી વાતો કરનારા ઘણા મળ્યા તેમ આ એક વધારે. પણ આ એવા નથી. આ જુદા છે. જાણી રાખવું. ઘણાને થાય – 'આકાશમાં ઊડતા હોય તે સંત સાચા.' આ તો બેઠા રહે છે, કંઈ કરતા નથી. પણ શાંતિ પમાડે તેને સંત કહીએ. ભક્તની ચિંતા ભગવાનને છે. પોતાની ચિંતા પોતે કરે તો શરણાગતિમાં ખામી કહેવાય.'

## સો ટચનું સોનું થવું

તા. ૧૯/૧૦ની રાત્રે વાળુ બાદ પાર્કિંગ, રસોડું, સ્વચ્છતા વગેરે સેવામાં કાર્યરત યુવકોને આશીર્વાદ આપતાં સ્વામીશ્રીએ કહ્યું:

'તમારી શિસ્ત ને વ્યવસ્થાનાં વખાણ અહીંની પોલીસે અમારી પાસે કર્યાં હતાં. ખમી ખાવું એ મોટી સેવા છે. સ્વયંસેવક એટલે હાથ જોડી નમ્રભાવે સેવા કર્યા કરે તે! તમે ભલે દૂર હો પણ મોટાપુરુષને મન પાસે જ છો. સભા, ભંડાર કે પાર્કિંગમાં હો, બધાને સરખું ફળ મળે છે. આજ્ઞાથી કરીએ તે આજ્ઞા ભેગી મૂર્તિ આવે છે. શુભ સંકલ્પ થાય, સુખ વર્ત્યા કરે એ મૂર્તિ. કોઈ કરે કે ન કરે, પોતે સેવા કરી લેવી.

આ સેવા સાથે ભજન-કીર્તન ને કથાવાર્તાનું પણ રાખવું. આપણે એવા થવું કે સો ટચનું સોનું - ભેળસેળ નહીં. આપણી પવિત્રતા માટેની છાપ ઝાંખી ન પડે. સહનશક્તિ ને ધીરજથી બીજાને ભાર પડે. રસોઈ આપનાર, રાંધનાર ને પીરસનાર – ત્રણેને ફળ સરખું છે. પૈસાવાળા આર્થિક સેવા કરે પણ રાંધનાર ન હોય તો! રાંધનાર રાંધે પણ પીરસે નહીં તો કેટલો બગાડ થાય! એટલે ત્રણેને ભગવાન સરખું ફળ આપે છે. જમાડવાથી ઘટવાનું નથી, બગડશે તો ઘટશે. માટે પ્રેમથી જમાડવા. તમે મંદિર સાફ કરો છો તો તે સાફ કરતાં-કરતાં અંતરના સ્વભાવ, દોષો બધું સાફ થશે.'

સ્વામીશ્રીએ સેવાની પદ્ધતિ અને પરિણામ – બંને જણાવી દીધાં.

## ફર્સ્ટ પ્રેફરન્સ આપવા જેવી વાત

તા. ૨૦/૧૦ની સાયંસભામાં ઉચ્ચ ગુણાંક મેળવનારા સત્સંગ શિક્ષણ પરીક્ષાર્થીઓને પારિતોષિકો એનાયત કરી સ્વામીશ્રી બોલ્યા :

'આ સત્સંગનું જ્ઞાન હશે તો જીવનમાં શાંતિ રહેશે. ઘણી જાતના પ્રશ્નો જીવનમાં આવતા હોય છે. એનું નિરાકરણ કરનાર આ સત્સંગ પરીક્ષા છે. આપણને સંતોષ થઈ જાય કે 'હું બધું જાણું છું,' પણ 'હું કંઈ જાણતો નથી' એટલું જ સમજવાનું છે. એ સમજાશે તો જાણવાની ભૂખ ઊઘડશે એટલે સંપ્રદાયનું વાંચન વધશે. પરીક્ષા અપાશે. માટે બધા તૈયાર થાઓ. આ જ્ઞાન આ જન્મે સિદ્ધ કરવું જ છે. બધા પરીક્ષામાં બેસજો. આપણે હો રે... હો રે... જુદ્ધે નથી ચડવું પણ લડી લેવાનું છે. કટકા થઈ જવું. કામ તો રહેવાનું જ છે પણ ફર્સ્ટ પ્રેફરન્સ (પ્રાથમિકતા) આને આપી દેવો.'

સત્સંગ પરીક્ષાની આટલી પ્રેરણા આપી સ્વામીશ્રી વાળુ કરવા બિરાજ્યા ત્યારે દર્શન આશિયર નામનો બાળક તેઓ સામે બેસી ઢોલક વગાડવા લાગ્યો. પરંતુ વાદ્યનું કદ મોટું હોવાથી બાળક બે હાથે બરાબર થાપ દઈ શકતો નહોતો. છતાં મંડ્યા રહેલા તેને જોઈ સ્વામીશ્રી જમતાં-જમતાં મરમાળું સ્મિત રેલાવી રહ્યા.

તે સાથે ભોજન પૂર્ણ કર્યા બાદ તેઓ સીધા જ પહોંચ્યા એ બાળક પાસે અને તેની સામે જ બાળક બેસે તેમ ટપ લઈને બેસી જઈ ઢોલક વગાડવા લાગ્યા. મસ્તક હલાવતા જાય અને થાપ દેતા જાય. અઢી વર્ષના એ નાદાન બાળક સાથે ખેલતા ૬૮ વર્ષના પ્રૌઢ શિશુની આ લીલા સૌનાં કાળજે કોતરાઈ ગઈ.

## નિરભે થઈ વિચરે જગમાં

તા. ૨૦/૧૦ની રાત્રે નિદ્રાધીન થવા જઈ રહેલા સ્વામીશ્રીની ઝાંખી મેળવવા દોડી આવેલા યુવાનોમાં ઘનશ્યામને જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'આ ગંડેચાને મનમાં એવું ઘૂસી ગયું છે કે મોટર ચલાવતાં ગભરાય. મોટર ગબડશે કે હું ગબડીશ એવું થયા કરે છે.'

આમ કહી તેને નિર્ભય થવાની વાત કરતાં ઉમેર્યું: 'વરસથી ગાડી ચલાવે છે તોય એવો ભય રહે છે. પણ ભય કાઢવો પડે, તો સેવા થાય.'

'આપ કાઢો ને!'

'અમારે તો અખંડ નીકળેલો છે. કાઢવાની ક્યાં વાત છે?' સ્વામીશ્રીએ જણાવ્યું.

'આપ કાઢો ને!' એમ બોલનાર પેલા યુવકને કહેવું હતું કે 'સ્વામી! આપ (મારો ભય) કાઢો ને!' પરંતુ તે જે બોલ્યો તેમાં સંબંધદર્શક છઠ્ઠી વિભક્તિનો અધ્યાહાર રહી જતાં તેનો અર્થ 'આપ (આપનો ભય) કાઢો ને!' એવો પણ નીકળી શકે. વ્યાકરણની આ વિશેષતા પકડીને સ્વામીશ્રીએ આજે કરેલો વિનોદ તેઓની નિર્ભય નિઃશંક છબી ઉપસાવી ગયો.

## મૈં હૂં આદિ અનાદિ

તા. ૨૧/૧૦ના રોજ દક્ષિણ લંડનના બાર્કિંગમાં આવેલા વોન્ઝવટ્‌ર્સ ટાઉન હૉલમાં કથારસ રેલાવી સ્વામીશ્રી વ્યક્તિગત દર્શન આપવા બિરાજ્યા તે વખતે અક્ષરવાસી શ્રી ત્રિભાકાકાનો પૌત્ર આવતાં જ તેઓ બોલ્યા: 'અલ્યા! અમે તને ક્યારના ખોળીએ છીએ. તું ક્યાં છે? કંઠી રાખી છે કે કાઢી નાંખી? મીટ (માંસાહાર) તો નથી લેતો ને?' જનેતાના હૈયામાંથી હેત ઠલવાય તેમ સ્વામીશ્રી પૂછી રહ્યા.

આ રીતે એકેએકને પોતાના સ્નેહસૂત્રથી બાંધતા તેઓ પુનઃ મંદિરે પધાર્યા ત્યારે રાત્રિના સાડા દસ વાગેલા. અહીં સ્વામીશ્રી પોઢતાં પૂર્વે સોફાને અઢેલીને બેઠા અને ખોળામાં ઓશીકું રાખી બ્રહ્માનંદ કરાવવા લાગ્યા.

તે વખતે સંતોએ પૂછ્યું: 'સ્વામી! આપને ક્યાં ફાવે?'

'અમે કોઈ દા'ડો કહ્યું કે 'નથી ફાવતું.' અમને તો બધે જ ફાવે, કારણ કે જ્યાં જઈએ ત્યાં ભગવાનની વાતો કરવી છે, મહિમા ગાવો છે, હરિભક્તોને રાજી કરવા છે. અમને તો બીજું શું આવડે? અમારે તો 'આંધળું ગાય કે દળે' એવું છે.'

'કંટાળો ક્યારેય ન ચઢે?'

'ભક્તિમાં કંટાળો હોય જ નહીં.'

'અમે જાણીએ છીએ કે આપમાં આળસ નથી. છતાં અમારી આળસ જતી નથી. સત્પુરુષને જાણે એવો થાય. તો એવું ક્યારે થવાશે?'

'ગુણ વિચારતાં-વિચારતાં (દોષ) નીકળી જાય. એકબીજાનો મહિમા કહેતા રહો તો પોતાનો અવગુણ નીકળી જાય.'

આમ, સ્વામીશ્રી મુમુક્ષુતાને સંકોરે તેવી ગોષ્ઠીનો લાભ આપી રહેલા.

તેમાં જ વચ્ચે રમૂજનો પીરિયડ પણ ચાલ્યો. તેના અનુસંધાનમાં એક સંતે કહ્યું : 'સ્વામી ! તમે તો કોઈની પકડમાં ક્યારેય આવતા જ નથી.'

'मैं हूं आदि अनादि...' સ્વામીશ્રી અલમસ્તાઈથી બોલ્યા. આ પંક્તિ તેઓએ દોહરાવી પણ ખરી.

જેમ કોમળ કળી શાંતિથી ખીલી ઊઠે તેમ આજે સ્વામીશ્રીની ઓળખ હળવેથી ઊઘડી ગઈ.

## स्वामीजी का बड़प्पन

તા. ૨૪/૧૦ના રોજ સ્વામીશ્રીની નિશ્રામાં ધામધૂમથી ઊજવાતા શરદપૂર્ણિમાના ઉત્સવની રંગત માણવા આવેલા કંઈક અંગ્રેજ અગ્રણીઓની સાથે ઠાકોર નિરંજન દેવ પણ ઉપસ્થિત હતા. આ મુરબ્બી ઈંગ્લેન્ડની રાણીના લંડન ખાતેના ડેપ્યુટી લેફ્ટનન્ટ, ઈંગ્લેન્ડના ઉપ-પ્રધાનમંત્રી શ્રી લૉર્ડ વિટલીના પૂર્વ સલાહકાર, નેશનલ કન્ઝ્યુમર કાઉન્સિલના ચૅરમેન, કૃષિ મંત્રાલયના સદસ્ય જેવાં પ્રતિષ્ઠિત પદો પર કાર્ય કરનારા.

પરંતુ જેમ સૂર્યપ્રકાશમાં મીણ ઓગળે તેમ આ મોભાદાર મહાનુભાવ સ્વામીશ્રીના સાંનિધ્યમાં ધીરે ધીરે ઓગળી ગયા. તેઓએ આજે સ્વામીશ્રીના ગુણગાન ગાતાં કહ્યું : 'મારી લૌકિક મોટપ સ્વામીશ્રીની આધ્યાત્મિકતા પાસે કશા હિસાબમાં નથી. સ્વામીજી ! ખરેખર, હું મને સાવ સામાન્ય લાગું છું.'

સ્વામીશ્રીને મળ્યા પછી મજૂરથી માંધાતા સુધીના સૌના પોતાની જાત માટેના અભિપ્રાય અને અભિગમ બદલાઈ જતા.

તા. ૨૫/૧૦ની સાયંસભામાં ઉપસ્થિત મહાનુભાવો પણ આ જ અનુભવમાંથી પસાર થયા. તેમાંના એક સંરક્ષણ પ્રધાન શ્રી જ્યોર્જ યંગર તો બોલ્યા : 'હું યુદ્ધમાં ગયો છું. અનુભવથી કહું છું કે કોઈને મારવામાં શાંતિ નથી. અહીં હું જે શાંતિનો અનુભવ કરું છું તે બધાને પ્રાપ્ત થાય તેવી સ્વામીજીને પ્રાર્થના.'

આ જ રીતે આજની સભામાં પોતાના અનુભવને વાચા આપતાં હિંદુ ઈન્ટરનેશનલ સંસ્થાના પ્રમુખ શ્રી ગુરુચરણદાસ ટંડને પણ કહ્યું કે 'स्वामीजी महाराज में ईश्वर की लाईट काम कर रही है। मुझे तो पहले ही दफे अनुभव हो गया। बुखार में भी मुझको ठंडा शरबत दिलवाया। वे जानते थे कि 'मैं

बीमार हूँ।' मैंने नहीं लिया तो खुद गिलास लेकर मेरे हाथों में थमा दिया। बस, कुछ भी विचार नहीं करके मैं शरबत पी गया और आश्चर्य है कि मेरी बीमारी गई। हमें डॉक्टर के थर्मोमीटर में श्रद्धा है, वैसे यहाँ स्वामीजी में श्रद्धा रखनी चाहिए। शरीर की बात क्या, वे तो आत्मा के डॉक्टर हैं, असली डॉक्टर हैं। स्वामीजी किसी का भी न तो बुरा करते हैं कि न तो चाहते हैं। वही उनका बड़प्पन है।'

આમ, દેશી-પરદેશી સૌ માટે સ્વામીશ્રીની મહાનતા હૃદયસ્પર્શી પુરવાર થતી. આ જ ભાવનાથી આજે બ્રેન્ટના નવનિયુક્ત નગરપતિ શ્રી ચરણસિંહ સ્વામીશ્રીને પોતાના ઘેર પગલાં પાડવા લઈ ગયેલા.

## અમો નકલી માલ આપતા નથી

સ્વામીશ્રીના લંડન-નિવાસ દરમ્યાન ભારતથી આવેલા એક સંતના પત્રમાં મંદિરના ઠાકોરજી માટે પ્લાસ્ટિક કે સિન્થેટિક કાપડનાં ફૂલોના હાર પરદેશથી મંગાવવા બાબતે પુછાયેલું. આ વિગત વાંચી તા. ૨૫/૧૦ના રોજ પ્રત્યુત્તર પાઠવતાં સ્વામીશ્રીએ લખ્યું: 'આપે નકલી ફૂલહાર મગાવ્યા, પણ તમો નકલીમાં શું મોહ પામ્યા? અસલમાં આનંદ માનવો. અમો નકલી માલ લેતા નથી (ને) આપતા નથી. અમો તો અસલી માલ ભગવાન ને સંત આપીએ છીએ. તો તે જરૂર હોય તો કહેશો.'

રમૂજ અને રહસ્યથી ભરેલા સ્વામીશ્રીના આ પત્રમાંથી *'ઉર ન કપટ છલ દાવ...'*ની તેઓની નિર્મળ-નિર્દંભ પ્રતિભા પણ ઉપસી રહી.

## એ જ શ્રીજીમહારાજ કહે છે...

તા. ૨૬/૧૦ની સવારે લંડનના મંદિરે સ્વામીશ્રીના અધ્યક્ષપદે યોજાયેલી ઇન્ટરફેઇથ કૉન્ફરન્સમાં હિંદુ, જૈન, મુસ્લિમ, ખ્રિસ્તી, યહૂદી વગેરે ધર્મના આશરે ૭૦ અગ્રણીઓ ઉમંગભેર ઉપસ્થિત હતા. તેઓ સાથે ધર્મવિમર્શ કરી તા. ૨૭/૧૦ની બપોરે હેડલીવુડમાં સમર્પિત સત્સંગી શ્રી મોહનભાઈ પટેલના ઘેર ઠાકોરજી જમાડવા પધારેલા સ્વામીશ્રીએ અહીં ભોજન બાદ બપોરની કથારૂપે ગ્રંથવાંચનની આજ્ઞા કરી. તે વખતે એક સંતે વચનામૃત(ગ.પ્ર. ૭૮)નો પાઠ શરૂ કર્યો.

સામાન્ય રીતે ભોજન પછીની કથામાં અડધાથી દોઢેક પાનાંના

વચનામૃત વાંચવાનો વણલખ્યો ધારો, પરંતુ તેને ઉલ્લંઘીને આજે વાંચનારે નવ પાનાંમાં પથરાયેલું લાંબું વચનામૃત વાંચવું શરૂ કર્યું. અલબત્ત, સોફા પર બિરાજેલા સ્વામીશ્રી તો ખોળામાં ઓશીકું રાખી, પગ પર પગ ચઢાવી, હાથમાં માળા લઈ શાંતિથી શ્રવણ કરી રહેલા.

પરંતુ થોડી વારમાં આસપાસ બેઠેલા હરિભક્તો પર ભોજનના ઘેનની અસર વર્તાવા માંડતાં તે સૌ ઝોકે ચઢ્યા. તે જોઈ સ્વામીશ્રી મરક-મરક હસતા હતા. આ બાબતથી અજાણ વાચક તો વાંચ્યે જ જતા હતા. તેમાં એક તબક્કે આવ્યું કે 'પછી શ્રીજીમહારાજ બોલ્યા જે...'

આ સાંભળી સ્વામીશ્રી પણ બોલ્યા: 'હવે એ જ શ્રીજીમહારાજ કહે છે કે 'બંધ કરો.' જુઓ, આ બધા ઊંઘે છે.'

'લ્યો, એ તો સમજાયું જ નહીં.'

'સમજાય તો કામ થાય. ધામમાં જવાય.' સ્વામીશ્રીએ કહ્યું.

ગુણાતીત સંત દ્વારા શ્રીજીમહારાજ પ્રગટ છે એ મુદ્દો સમજાય તો ધામમાં જવાય – આ સિદ્ધાંત તેઓએ આજે હસતાં-હસતાં પીરસી દીધો. તેથી વ્યાપી વળેલા વિનોદે સૌની ઊંઘ ઉડાડી દીધી. સ્વામીશ્રીની રમૂજમાં પણ રહસ્ય ભરેલું રહેતું અને રહસ્યની વાતો તેઓ રમૂજમાં કહી દેતા. તેઓની આ અદકેરી વિશેષતા!

## स्वामीजी ! तुम सूरज, हम दीया

તા. ૨૮/૧૦ની સાયંસભા સ્વામીશ્રીની વિદાય-સભારૂપે હોવાથી સભાગૃહ સભાપ્રારંભ પૂર્વે જ ચિક્કાર ભરાઈ ગયેલું. તેમાં ઉપસ્થિત પ્રાધ્યાપક શ્રી જીન ટિંગ્ટીન હેન જગપ્રસિદ્ધ કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયમાં ચીનના પ્રતિનિધિ તરીકે આવેલા. ભારત પ્રત્યેના લગાવને કારણે આ શિક્ષણવિદે તુલસીકૃત રામાયણ ચીની ગાયકીમાં ચોપાઈની ઢબે ઢાળેલું.

પરંતુ તેઓને અભિરામ મળ્યાની અનુભૂતિ આજે સ્વામીશ્રીને નીરખતાં થઈ. આ સ્વાનુભવ હિંદીમાં વર્ણવતાં તેઓએ કહ્યું: 'मैंने कईं संतों को देखा है पर स्वामीजी का विभूतिमत्त्व कुछ और ही है। स्वामीजी सूर्य हैं तो मैं दीपक हूँ, स्वामीजी चाँद हैं तो मैं जुगनू हूँ। मैं उनके पास कुछ नहीं।'

સ્વામીશ્રીની સાધુતાનો આ પ્રભાવ જોઈ સત્સંગીઓના મુખ પર તો હરખની સુરખી છવાઈ ગઈ.

## યુવક એટલે સેવક

સ્વામીશ્રીની વિદાયના પૂર્વદિનનું રાત્રિભોજન યુવક મંડળે સ્વામીશ્રીની ઉપસ્થિતિમાં ગોઠવેલું. તે માટે વાળુ-પાણીથી પરવારેલા સ્વામીશ્રી સોફા પર બિરાજતાં જ તેઓ સમક્ષ યુવકોની પંગત પડી ગઈ. આજે આ યુવાનોએ ટર્કી મીઠાઈ 'ફુલખાજાં' બનાવી હતી. તેને નિમિત્ત બનાવી સ્વામીશ્રી વાનગીની સાથે ગમ્મત પણ પીરસવા લાગ્યા કે 'જમજો યુવકો! મૂર્તિ ધારીને ફુલખાજાં જમજો. ફુલ એટલે બધું જ. કાગળની ડિશ રહેવા દેજો... મૂર્તિને જોતા જાવ ને જમતા જાવ. બેય સ્વાદ લો. ભગવાનનો સ્વાદ ભેગા લેતા જાવ એટલે વધારે મીઠાશ આવે... બનાવનારાની મહેનત મોટી છે, એમ જમનારાની પણ મોટી કહેવાય. બધા જમજો. વધે તો ગજવામાં મૂકી દેજો...'

આમ, સ્વામીશ્રીના મુખેથી રમૂજની રસધારાઓ છૂટતી જ રહી. તેમાં ડૂબકાં ખાતાં સૌ યુવકો આકંઠ જમ્યા. વાનગીના સ્વાદ તો વીસરાઈ જાય, પણ સ્વામીશ્રીએ વરસાવેલા આવા વહાલના સ્વાદ શેં વીસરાય?

સૌ તેના ઓડકાર ખાઈ રહેલા ત્યાં જ સ્વામીશ્રીએ અમૃતપાન કરાવતાં કહ્યું: 'યુવક એટલે સેવક. સેવકનો ધર્મ શું? દરેકની સેવા કરવી તે. દરેકનો પ્રેમ સંપાદન કરવો એ સેવકનો ધર્મ. આપણે દરેકમાં આદર્શ થવું. આદર્શ બાળક, આદર્શ કિશોર, આદર્શ યુવાન, આદર્શ સત્સંગી, આદર્શ સાધુ! દરેક કાર્યમાં નિયમ-ધર્મ પહેલાં. સત્સંગી કહેવડાવીએ એનું ગૌરવ હોવું જોઈએ. શરમાવું નહીં. છાતી ફૂલવી જોઈએ. સામાની છાતી ઠરે એવું જીવન! એક સંપ, એક રુચિ, એક વિચાર, એક ધ્યેય હોય તો દિગંતમાં સ્વામિનારાયણ... સ્વામિનારાયણ... થાય.'

સ્વામીશ્રી આજે યુવાનો પર અણધાર્યા વરસી પડ્યા. એ પ્રેમપ્રવાહમાં સમય-મર્યાદા, વય-મર્યાદા, ગુરુ-શિષ્ય મર્યાદાની પાળો તો ક્યાંય ભાંગી ગઈ. બચ્યું માત્ર અક્ષરધામનું સુખ! સૌને તેમાં ગરકાવ કરતાં સ્વામીશ્રી રાત્રે એક વાગ્યે શયનાધીન થયા.

## ભીડાને સ્વામીબાપા ભક્તિ જ કહેતા

તા. ૨૯/૧૦ની રાત્રે ૯:૨૫ વાગ્યે લંડનથી નીકળેલા સ્વામીશ્રી તા. ૩૦/૧૦ની સવારે સાડા દસ વાગ્યે નૈરોબી ઊતર્યા.

અત્રે તેઓને આવકારવા આફ્રિકાનાં દૂર દૂરનાં મથકોમાંથી બહોળો ભક્તસમુદાય આવી પહોંચેલો. તે સૌએ જયનાદો દ્વારા સ્વામીશ્રીને વધાવ્યા. પુષ્પહારો પહેરાવી સત્કાર્યા.

તે સ્વીકારી મંદિરે પધારેલા સ્વામીશ્રીને આગેવાન સત્સંગી મહેન્દ્રભાઈ પટેલે કહ્યું : 'બાપા ! પ્લેનની લાંબી મુસાફરીમાં ભીડો ખૂબ પડ્યો હશે.'

'ભક્તો મળે પછી ભીડો રહે નહીં. એ ભક્તિ થઈ જાય. અમારે તો જ્યાં ભગવાન ભજાય, ભક્તોનો ભાવ છે ત્યાં રહેવાનું છે.' સ્વામીશ્રી બોલી ઊઠ્યા.

આમ, ભીડાને ભક્તિ જ માનતા તેઓ આજની સાંજે સ્વાગત સમારોહમાં અમૃતધારા વરસાવી બીજા દિવસે તો નૈરોબીથી નકુરુ પહોંચી ગયા. અહીંથી તા. ૧/૧૧ની સવારે કેરિચો પધાર્યા.

અત્રે રાધાકૃષ્ણ મંદિરમાં સૌનું સ્વાગત સ્વીકારનારા તેઓએ લંડન-વાસી પણ પૂર્વે આફ્રિકામાં રહેતા પુરુષોત્તમભાઈ મોરઝરિયાને જોઈ પૂછ્યું :

'વિઝિટ મારી કે નહીં ?'

'ઉપરછલ્લું જોયું.'

'જગતમાં ઉપરછલ્લું જ રહેવું. ઊંડા ઊતરવા જેવું નથી. ભગવાન ને સંતમાં ઊંડા ઊતરવું. એમાં ખૂંપો એટલું સુખ વધુ ને વધુ મળે.'

'ઉપરછલ્લા'માંથીયે ઊંડો ઉપદેશ આપતાં સ્વામીશ્રીએ કહ્યું.

## 'અંગત'ની વાતો

આ અરસામાં પ્રકાશિત થનારા સંસ્થાકીય સામયિક 'પ્રકાશ'ના મૂર્તિપૂજા સંબંધી વિશેષાંકમાં સ્વામીશ્રીની પરાભક્તિ વિશે માહિતી છાપવાની નેમ સંપાદકોને હતી. તે માટે તૈયાર કરવામાં આવેલી એક પ્રશ્નાવલિની વાત તા. ૧/૧૧ની રાત્રે સ્વામીશ્રીને કરવામાં આવી ત્યારે તેઓ બોલ્યા :

''બધાનો એક જ ઉત્તર છે કે 'મહારાજ અખંડ રહ્યા છે ને એ જ કાર્ય કરે છે.' એમાં પૂછ-પૂછ શું કરવું હતું ? આપણું પોતાનું કંઈ છે નહીં. એને લીધે તો આપણે છીએ. એની ભક્તિ કરવી જ જોઈએ. એમાં નવી નવાઈની વાત છે ?'

સ્વામીશ્રીની આ અકળામણમાં પોતાની વિશેષતાઓનો છેદ ઉડાડવાની વાત હતી; પરંતુ સંતોના પ્રેમાગ્રહ સમક્ષ ઝૂકી તેઓ ઉત્તરો આપવા તૈયાર થયા, જે આ મુજબ રહ્યા :

- આપ ચોવીસેય કલાક હરિકૃષ્ણ મહારાજનું અખંડ જાણપણું કઈ રીતે રાખી શકો છો?

  'એ આપણું આટલું બધું ધ્યાન રાખે છે તો જાણપણું કેમ ન રહે? આપણે તો એમની આગળ કંઈ નથી. જે કંઈ છે તે હરિકૃષ્ણ મહારાજ છે. આપણે તો એમના દાસ છીએ.'

- આપને હરિકૃષ્ણ મહારાજમાં ભગવાનની પ્રતીતિ છે. તેવી અમને ક્યારે આવે?

  'પહેલાં વિશ્વાસ કેળવવો પડે, પછી પ્રતીતિ આવે. ભક્તિ કરતાં-કરતાં એ આવે.'

- હરિકૃષ્ણ મહારાજની સેવામાં સેવકની ભૂલ થાય તો આપને એ સેવક વિશે કેવો ભાવ થાય?

  'ભૂલ થાય પણ મને ભાવફેર ન થાય. જીવ કેમ વૃદ્ધિ પામે?, તેની ભક્તિ વધતી રહે – તેવી ઇચ્છા સત્પુરુષને હોય, તેથી તેઓ ટકોર કરે.'

- વિચરણ દરમ્યાન હરિકૃષ્ણ મહારાજને થાળ જમાડવામાં કે જલપાનમાં વિલંબ થયો હોય તો તેનું અનુસંધાન આપને શી રીતે રહે છે?

  'બ્રહ્મરૂપે વર્તે તેને જાણપણું રહે જ. જગતની, પંચવિષયની આસક્તિ જ ન હોય તેથી એ અનુસંધાન સહેજે રહે.'

- મુસાફરી દરમ્યાન હરિકૃષ્ણ મહારાજ આપનાથી બીજી મોટરમાં હોય ને તે ભૂલી પડી જાય અને આપને જમવામાં મોડું થતું હોય તો રસોઈમાંથી હરિકૃષ્ણ મહારાજનો થાળ જુદો કાઢી લઈએ અને બીજી મૂર્તિને થાળ ધરાવીએ, પછી તો આપ જમી શકો. છતાં આપ નથી જમતા. જમી લેવામાં શું વાંધો છે?

  'આ તે કંઈ પ્રશ્ન છે? શેઠ પહેલાં ચાકર કોઈ દિ' જમે! તંત્ર તો એ બધું ચલાવે છે. આપણને નિમિત્ત બનાવે છે.'

- આત્મનિવેદી ભક્તિ અને પરાભક્તિમાં શો તફાવત છે?

  'આત્મનિવેદી ભક્તિ એ પરાભક્તિમાં આવી જાય છે. પરા ઊંચી છે. બ્રહ્મરૂપ થયા પછી એ ભક્તિ થઈ શકે છે.'

- આપણે ત્યાં પ્રગટ સત્પુરુષનું મહત્ત્વ ઊંચું છે, કારણ કે તેમના

દ્વારા ભગવાન ભક્તોને સુખ આપે છે. હરિકૃષ્ણ મહારાજ તો કંઈ બોલતા-ચાલતા નથી. તો 'પ્રગટની ઉપાસના'માં અમારે હરિકૃષ્ણ મહારાજ વિશે કેવો ભાવ રાખવો?

'ભલે ન બોલે, ભગવાનનો જ ભાવ રાખવો. જેવો પ્રગટ સત્પુરુષમાં રાખો છો તેવો જ.'

- હરિકૃષ્ણ મહારાજ વિશે આપનો કોઈ અંગત અભિપ્રાય?

  'એ જ 'અંગત' છે. પછી શું અભિપ્રાય આપવો?'

ભક્તિમાર્ગના પ્રવાસીઓ માટે દીપસ્તંભ સમાન છે આ ઉત્તરો.

## ઘેર ગુજરાતીમાં જ બોલવું

કેરિચોના સમીપવર્તી પ્રાકૃતિક સ્થળ આર્બોરેટમ મુકામે સ્વામીશ્રી તા. ૨/૧૧ની સવારે પધાર્યા ત્યારે શિશિરનો ફરસો તડકો ચોતરફ ફેલાયેલા ચાના બગીચાની હરિયાળી સાથે ગેલ કરી રહેલો. અહીં વાતાવરણની સાનુકૂળતાથી સો વર્ષનું પૂર્ણ આયુષ્ય ભોગવતા ચાના એક છોડ પર સ્વામીશ્રીએ ઠાકોરજીને પધરાવવા સૂચના આપી. પોતે તેઓની પાછળ હાથ જોડી ઊભા. આમ, હરિયાળીમાં હરિનું સુખ આપી તેઓ બપોરે શ્રી રમણિકભાઈ ગંડેચાના ઘેર ઉતારે પરત ફર્યા.

અત્રે આજની સાંજે કિસુમુના શ્રી ભરતભાઈ તેઓના બે પુત્રોને લઈ દર્શને આવી પહોંચ્યા. તેઓ સાથેના પ્રાસંગિક વાર્તાલાપમાં સ્વામીશ્રીએ બાળઉછેરની શીખ આપતાં કહ્યું: 'તમારે આ બંને બાળકો સાથે ઘેર ગુજરાતીમાં જ બોલવું, જેથી સંસ્કૃતિ સચવાઈ રહે. તેઓને ગુજરાતી બોલતાં-સમજતાં આવડે એટલે ઘણું. અંગ્રેજી તો એને બહાર મળવાનું છે. ગુજરાતી ક્યાંય નહીં મળે. ઘેર જ કરાવવું પડશે.'

માતૃભાષાના જતનને પોતાની આધ્યાત્મિક પ્રવૃત્તિનો જ એક ભાગ બનાવી દેનારા સ્વામીશ્રીએ સંસ્કૃતિ-રક્ષાનું એકેય ક્ષેત્ર છોડ્યું નહોતું.

## ઉત્તમમાં ઉત્તમ મહેમાન

તા. ૩/૧૧ની સવારે કેરિચોથી એલ્ડોરેટ પધારેલા સ્વામીશ્રી અત્રે મંદિરમાં દર્શન કરી અગ્રણી સત્સંગી શ્રી રમેશભાઈ પટેલના ઘેર પહોંચ્યા.

અહીં ભોજનનો સમય થઈ ગયેલો, પણ ડૉક્ટર સ્વામીની રાહ જોતાં

તેઓ જમવાનું ઠેલતા રહ્યા. આ રીતે આશરે પોણો કલાક પ્રતીક્ષામાં વીત્યો ત્યાં જ આવી ગયેલા ડૉક્ટર સ્વામી સ્વામીશ્રીના ઓરડામાં પ્રવેશતાં જ દંડવત્ કરવા માંડ્યા, ત્યારે સ્વામીશ્રી પણ આ વરિષ્ઠ સદ્‌ગુરુને સાષ્ટાંગ પ્રણિપાત કરવા લાગ્યા. તે પછી કોઈનાયે આધાર વિના ઊભા થઈ તેઓ ડૉક્ટર સ્વામીને ભેટી પડ્યા અને તેઓને સાથે રાખી જમવા બિરાજ્યા.

ત્યારબાદ સ્વામીશ્રી નિવાસ માટે ગુણાનુરાગી શ્રી વાઘજીભાઈના નૂતન આવાસમાં પધાર્યા ત્યારે આ યજમાનના દીકરા અમુભાઈએ કહ્યું: ‘સ્વામીજી ! આ જગ્યા મહેમાનોના ઉતારા માટે જ છે.’

‘એમ ! તો તો તમારે ત્યાં આજે ઉત્તમમાં ઉત્તમ - most VIP મહેમાન પધાર્યા. શરૂઆત જ પરદેશી મહેમાનથી થઈ. મોટા ભાગ્યશાળી કહેવાવ.’

સ્વામીશ્રી અલૌકિક ભાવમાં પોતાની ઓળખાણ આપતાં બોલી ગયા, પરંતુ પછી તરત જ પરભાવને દાબી કહ્યું: ‘આ હરિકૃષ્ણ મહારાજ પધાર્યા, સંતો પધાર્યા એટલે તીર્થ થઈ ગયું.’

જો કે સ્વામીશ્રીના શબ્દોનો મર્મ પામી ગયેલા ભાવિકોએ તો આ ‘પરદેશી’ મહેમાનને લૂંટવામાં કોઈ મણા ન રાખતાં હિંદુ મંદિરમાં યોજાયેલા પૂજા અને સભાના કાર્યક્રમો ભરચક જ રહ્યા. તેની સાથે ઉતારે પણ બાળકો-યુવકોની ઠઠ જામતી. તેઓને સ્વામીશ્રી વાતો કરી પુષ્ટિ પમાડતા.

આ ક્રમમાં તા. ૪/૧૧ની રાત્રે ચાલી રહેલી ગોષ્ઠીમાં એક યુવકે પૂછ્યું: ‘બાપા ! આપ મારે ઘેર ન આવો ?’

‘સંતો આવે તેમાં અમે આવી ગયા.’ આટલું કહી સ્વામીશ્રીએ ઉમેર્યું:

‘પહેલાં એ જ કર્યું છે. હવે શરીર કામ નથી આપતું. કામ આપતું ત્યારે રાતની રાત પધરામણીઓ જ કરી છે. બધાને રાજી રાખ્યા છે. શરીર ચાલે નહીં ને પરાણે કરીએ તો પાછું પડે પથારીમાં. ઇન્ડિયા ભેગું થવું પડે. એ કરતાં જાળવીને કામ લઈએ તો તમનેય સુખ ને અમનેય રહે કે ‘જે કાર્ય કરવા આવ્યા તે થયું.’ નહીંતર અધૂરું રહે. દર્શન-વાતો કરો એ આવ્યા બરાબર જ છે. સમજણથી સાથે જ છીએ. દૂર હોય તોય રાજીપો રહે. તમારી રીતે અમે તમને રાજી રાખી નથી શકતા તો માફ કરજો.’

સ્વાસ્થ્યની પ્રતિકૂળતાને લીધે ભક્તોને ઘેર નહીં જઈ શકવાની વેદના સ્વામીશ્રીના અંતરને વલોવતી રહેતી. એ મંથનમાંથી જ માખણ-શા મુલાયમ આ શબ્દો નીકળી પડ્યા આજે !

## સુખિયા કરવા આવ્યા છીએ

તા. ૫/૧૧ની સવારે ઍલ્ડોરેટથી નકુરુ પધારેલા સ્વામીશ્રી અહીં હજી તો શ્રી ચતુરભાઈ પટેલના ઘેર આવીને બિરાજ્યા જ હતા, પણ સામે બેઠેલા ભક્તોને જોઈ તેઓ પોરસાઈ ઊઠ્યા અને અમૃતધારા વહાવી દીધી કે –

"સત્સંગનો ભીડો વેઠવો. તે મોક્ષ અપાવે. જગતના ભીડા ભૂંડા. યોગીબાપા કહેતા : 'સાધુની ફૂંકમાં બેસવું.' ઘણાને થાય કે 'જઈશું તો સાધુ બનાવી દેશે.' પણ બધાને સાધુ બનાવવા જ થોડા આવ્યા છીએ ? સુખિયા કરવા આવ્યા છીએ. ભગવાન ભજાવવા છે. પછી સાધુ થઈને ભજે એમાં ખોટું શું છે ? સુખના ઢગલા છે. રવિવારની સભામાં બધાએ જવું. કોઈ આગળ પડીને કામ કરે તેને સપોર્ટ (સહકાર) આપવો. યોગીબાપા કહેતા : 'સત્સંગમાં બધા જ પ્રમુખ છીએ.' રવિવારની સભામાં વગર આમંત્રણે પહોંચી જવું. મોટા નેતાની સભામાં ઘરનું પેટ્રોલ બાળીને વગર આમંત્રણે હડધૂત થતાં જઈએ છીએ. ધૂળમાં બેસીએ. ત્યાં વ્યવસ્થાનું પૂછતા નથી. એ લાભ જેમ મનાયો છે તેમ આ પણ મોટો લાભ છે. ગ્રંથિઓ ગળે છે. ઘેર સગાં-મહેમાન આવ્યાં હોય તો મંદિરે અને સભામાં લઈ જવાં. સગાં કરતાં, મિત્રો કરતાં ભગવાન અધિક છે. તમારે મોટા બાદશાહની એપોઇન્ટમેન્ટ હોય તોય રવિવારે જતી કરવી. સત્સંગનો લાભ મળતો હોય તો લાખોનું નુકસાન થતું હોય તો થવા દેવું. યોગીબાપાએ પચીસ હજારનો નફો જતો કરવાની વાત કરી છે. તેઓ વ્યવહાર-કુશળ હતા. આપણા કરતાં એમને હજારગણી વધુ ખબર હતી. ગુણાતીતાનંદ સ્વામીએ કરોડ કામ બગાડવાની વાત કરી છે. કવિઓને કલ્પના આવે એવી આ કલ્પના નથી. ભગવાનના સુખના સાક્ષાત્ અનુભવીના આ શબ્દો છે."

## स्वागतं वो महाभागाः

સ્વામીશ્રીની વર્તમાન વિદેશયાત્રામાં નૈરોબીના મંડળે તેઓની ૬૮મી જન્મજયંતી ઊજવવાનો અને તે પ્રસંગે ૬૮ સંતોને અહીં પધરાવવાનો સંકલ્પ કરેલો. પરંતુ *'મણથી મંડાણ થયું ને પાંચસેએ ઠર્યું...'*નો ઘાટ થતાં તા. ૨/૧૧ના રોજ ૧૩૬ સંતો[૨૮] અને ૬૮ આજીવન સેવકોને લઈને વિમાન

---

૨૮. કેટલાક સંતો પછીથી આવતાં જન્મજયંતીના આ અવસરે ઉપસ્થિત કુલ સંત-સંખ્યા ૧૬૦ થયેલી.

નૈરોબી આવી પહોંચ્યું ત્યારે સર્વત્ર ભગવી આભા પ્રસરી રહી. આટલી વિશાળ સંખ્યામાં પ્રથમ વાર જ હિંદુસ્તાની સંતો વિદેશમાં ઊતરી રહેલા. સ્વામીશ્રીના નામે વધુ એક કીર્તિમાન અંકિત થઈ ગયો !

આ સંત-સંઘ તા. ૬/૧૧ના રોજ નકુરુના દ્વારે આવી પહોંચતાં તેને ભવ્ય નગરયાત્રા દ્વારા શહેરમાં પધરાવવાનો ઉમંગ સ્થાનિક મંડળને હતો. સ્વામીશ્રી પણ આ શોભાયાત્રામાં સામેલ થવાના હોવાથી સૌનો ઉત્સાહ આકાશને આંબી રહેલો. દેશમાંથી આવેલા સંતોય વિદેશમાં વિચરતા સ્વામીશ્રીને નીરખવા ઉત્સુક હતા.

એ આતુરતાનો અંત આણતાં સ્વામીશ્રી પધાર્યા ત્યારે નકુરુની ધરતી પર જાણે વસંત મહોરી ઊઠી. અસંખ્ય કેસૂડા છવાઈ ગયા ! કોઈ દંડવત્ કરે, કોઈ પાછળથી આગળ ધસે. સ્વામીશ્રી પણ વિધવિધ વિનોદ કરતાં સૌને મળવા લાગ્યા. કોઈને આશ્લેષમાં લે, તો કો'ક માથે રમૂજનો રસ રેડે; કો'કને નેણને ઉછાળે, કો'કને હાથના ઈશારે, તો કો'કને મરકલડે મુખે મળતા તેઓ સંતસમૂહ વચ્ચે ઘૂમી રહ્યા. એમની અમીનજરના દોરમાંથી એક પણ સંત છટકી ન ગયા. ભગવાં વીંઝણે સર્વત્ર જાણે બ્રહ્મની હવા ચાલી !

એ જ આબોહવામાં ફ્લેમિંગો પક્ષીના આકારે તૈયાર થયેલા કલાત્મક રથમાં સ્વામીશ્રી બિરાજતાં જ શોભાયાત્રા સડક પર સરકવા લાગી. ભજન-કીર્તનની રંગત જામી. એ રસપ્રવાહ પીવા શ્યામવર્ણાં પતંગિયાંની ઊડાઊડ મચી રહી ! ચારેકોર સ્થાનિક પ્રજા ટોળે વળી ગઈ. નવયુવાન ભગવાંધારી બ્રહ્મચારીઓની આ સંખ્યા જોઈ કેટલાય નતમસ્તક બની ગયા.

આ નગરયાત્રા પટેલ બ્રધરહુડ હૉલમાં સભારૂપે ફેરવાઈ ત્યારે અહીં સૌનો ભવ્ય સત્કાર થયો. સ્વામીશ્રીએ પણ વાણીનાં ફૂલડાં વેર્યાં કે 'સ્વાગત મહાભાગા. બધા સંતોનું સ્વાગત કરીએ છીએ. આ બધા અડીખમ સંતો છે. ગામડે ફરે છે. સત્સંગ કરાવે છે. સાધુતાવાળા છે. બધા નાના-નાના લાગે પણ કલાકો સુધી વાતો કરે તેવા છે.'

આમ, ઊલટભેર મહિમાગાન કરી સ્વામીશ્રી સંતોષ પામ્યા.

## બુદ્ધિશાળી તો તેને રે કહીએ

તા. ૭/૧૧ના રોજ સ્વામીશ્રી નકુરુથી નૈરોબી પધારતાં જ આજની સાયંસભામાં ૨૮,૦૦૦ ચોરસ ફૂટનો સ્તંભરહિત સભામંડપ ભક્તભીડથી

ઊભરાઈ ગયો, પરંતુ આ મેદની હિલોળે તો ચડી સભા બાદ.

આ સમયે ઉતારે પધારી રહેલા સ્વામીશ્રીએ સભામાં રજૂ થયેલા આફ્રિકન એમ્બુ નૃત્યના ભાગરૂપ ઢોલકને પોતાના ગળે વળગાડી વગાડવું શરૂ કરતાં કિશોરોના પગ ઠેકા લેવા માંડ્યા. મંદિરના પાછળના પ્રાંગણમાં તો સંતો પણ નૃત્યસમૂહમાં ભળતાં અલૌકિક આનંદ છવાઈ રહ્યો.

આવા આનંદપ્રચુર વાતાવરણમાં જ તા. ૮/૧૧ના રોજ કાળી ચૌદશ નિમિત્તે વિધિવત્ હનુમત્-પૂજન કરતાં સ્વામીશ્રી બોલ્યા: 'બધાનાં ૫૧ ભૂત કાઢવાં છે. નિર્વાસનિક કરવા છે. સુખિયા કરી દેવા છે.'

વરદાનની આ વાદળી વરસાવ્યા બાદ સભામાં પણ વચનામૃત (ગ.પ્ર. ૫૦) રેલાવતાં સ્વામીશ્રીએ કહ્યું: 'જે મોટાપુરુષની આજ્ઞામાં રહી ભગવાન ભજે છે તે બધા બુદ્ધિશાળી. બ્રહ્મની પ્રાપ્તિ થઈ ને પાછી તેની ઓળખાણ થઈ તેમાં બધું ભણતર આવી ગયું! સત્સંગની સેવામાં, બીજાની મદદમાં જે વપરાય તે બુદ્ધિ કામની. ભગવાન ને સંતને ઓળખ્યા તેમાં માન-પાન મળી ગયું. રહી નથી ગયા. કોઈ આગળ પડીને કાર્ય કરતું હોય તો રાજી થવું. જે કંઈ આવડત ભગવાન અને સંતની સેવામાં કામ આવી જાય તે બુદ્ધિ. આજે હનુમાનજીનું પૂજન કર્યું, તે ક્યાં શાસ્ત્ર ભણવા ગયા'તા? પણ રામને ઓળખી લીધા તો **બુદ્ધિમતાં વરિષ્ઠઃ** (બુદ્ધિશાળીઓમાં શ્રેષ્ઠ) થયા.'

આમ, લૌકિક આવડતનો ડોળ ટાળતી વાતો સંભળાવી સ્વામીશ્રી આજની રાત્રે વાળુ કરવા બિરાજ્યા ત્યારે એક સંતનો નિર્દેશ કરતાં શ્રીજી-સ્વરૂપદાસ સ્વામી બોલ્યા: 'તેઓ ક્યારેક સાંજે નથી જમતા.'

'બહુ ઉત્તમ. કમ ખાના ઔર ગમ ખાના.' સ્વામીશ્રીના મુખેથી સૂત્ર સરી પડ્યું. પછી તેનો જ વિસ્તાર કરતાં જણાવ્યું:

'ગમ એટલે ધીરજ. ગમે તે વાત ઊડે તે ધીરજથી સાંભળી લઈએ, તરત અભિપ્રાય ન આપીએ, તો એ ગમ ખાધી કહેવાય. ઉતાવળે બફાઈ જાય. વાત હોય મોસાળની ને વેવાઈનું વહેતું થાય. તૃતીયમ્ જ નીકળે. ગમવાળો એમાં લેવાય નહીં.' સ્વામીશ્રીના શબ્દે-શબ્દે સુધા વેરાતી રહી.

## આપણે અક્ષરધામમાં જ બેઠા છીએ

તા. ૯/૧૧ના રોજ મંદિરના ખૂણે-ખૂણે વ્યાપી વળેલા દીપોત્સવના ઉજાશમાં સાયંકાળે શારદાપૂજનની મંગલતા ભળતાં વાતાવરણ વધુ આહ્લાદક

બન્યું. આ વૈદિક વિધિ બાદ યુવકોના પ્રેમને વશ થઈ જાપાનીઝ ઉદ્યાનના સેતુ પર પધારેલા સ્વામીશ્રીએ અહીં ઠાકોરજીના સાંનિધ્યમાં આતશબાજીનો આરંભ કરાવવા પ્રાસાદિક ફૂલઝર હાથમાં લીધું અને તે દ્વારા રોકેટને ગગનગામી કર્યું. તે સાથે જ ઉદ્યાનમાં ઠેક-ઠેકાણે ગોઠવેલાં દારૂખાનાંમાં યુવકોએ તણખા વેરતાં અવની-આકાશ ઝળહળી ઊઠ્યાં. ઊભાં રોકેટ, ફૂલઝર ધોધ, લટકણ ફૂદડી, ઘમ્મર વલોણું, ગગન ચકરડી, ઊઠબદડા, વ્યોમ તારક જેવા અનેક ફટાકડા ચોમેર વ્યાપી વળ્યા. એકસાથે અનેક સ્વરૂપે ઝિલમિલતી આ આતશબાજીની પ્રભામાં સ્વામીશ્રીની સલૂણી છવિ પણ સૌનાં અંતરમાં અંકિત થઈ ગઈ.

તેથી હરખાઈ ઊઠેલા સંનિષ્ઠ સત્સંગી શ્રી હર્ષદભાઈ રાણાએ કહ્યું: 'બાપા ! રોકેટ એવું ઉડાડો કે અક્ષરધામમાં પહોંચી જવાય.'

'આપણે અક્ષરધામમાં જ બેઠા છીએ.'

રોકેટની ઝડપે જ આવેલો સ્વામીશ્રીનો આ પ્રતિભાવ સાંભળી દીપાવલીની ખુશાલી અનેકગણી વધી ગઈ.

## કેમ ? એ માણસ નથી ?

તા. ૧૦/૧૧ના રોજ સ્વામીશ્રીના સાંનિધ્યમાં શરૂ થતી નૂતન વિક્રમ સંવત ૨૦૪૫ નિમિત્તે નૈરોબી મંડળે ભવ્ય અન્નકૂટ યોજ્યો હતો. તેને પોતાના પ્રવચનમાં સંભારતાં સ્વામીશ્રી બોલ્યા:

'આજે અન્નકૂટ ઉત્સવ થયો તેની સ્મૃતિ જેને રહેશે તેને અક્ષરધામ મળશે. અંતકાળે પણ સ્મૃતિ રહેશે તેનાં દુઃખમાત્ર ટળી જશે.'

નવા વર્ષના આ રૂડા આશીર્વાદ પાઠવી તેઓ ભોજન લેવા બિરાજ્યા ત્યારે પ્રથમ સૌ સંતોને મીઠાઈ પીરસી. ઉપસ્થિત હરિભક્તોને પણ આ લાભ આપ્યો. તે પછી થોડે દૂર ઊભેલા કેટલાક આફ્રિકન મજૂરભાઈઓ તરફ નિર્દેશ કરી સ્વામીશ્રીએ કહ્યું: 'તેઓને અહીં બોલાવો.'

'એને તો અમે આપી દઈશું. આપ તકલીફ ન લેશો.' કો'ક બોલ્યું.

ત્યારે સ્વામીશ્રીએ જણાવ્યું: 'કેમ ? એ માણસ નથી ?'

આમ કહી તેઓએ એ આફ્રિકન મજૂરોને પણ સ્વહસ્તે મિષ્ટાન્ન પીરસ્યું ત્યારે *'ઊંચ કે નીચ કે અધમ ન ધારિયા...'*ની રીતે રહેનારા સ્વામીશ્રીની સમતાના રંગે નૂતન વર્ષ રંગાઈ રહ્યું.

## હું હાથ જોડીને કહું છું

તા. ૧૧/૧૧ની સવારે પૂજાવિધિથી પરવારી શહેરની ઔદ્યોગિક વસાહતમાં એક બહુમાળી ઈમારતનું ખાતમુહૂર્ત કરવા પધારેલા સ્વામીશ્રીની સાકરતુલાનું આયોજન અત્રે યજમાનો શ્રી વીરચંદભાઈ, કેશુભાઈ, તારાચંદ અને ઈશ્વરભાઈએ કરેલું. તે માટે તેઓએ પોતાની લાતીમાં લાકડાનો વિશાળ કાંટો પણ તૈયાર રાખેલો. તેની આગળ મૂકેલા સોફા પર બિરાજીને સ્વામીશ્રીએ સૌને આશીર્વાદ આપ્યા.

તે ઝીલતાં ચારેય ભાઈઓએ સ્વામીશ્રીને તુલામાં બેસવા વિનંતી કરી ત્યારે સ્વામીશ્રી બોલ્યા : 'ઠાકોરજી પધરાવીએ. તેમાં બધું આવી જાય. તમારો ભાવ છે, પણ અહીં બેસીએ પછી બીજે બધે ચાલે. ડોશી મરે પણ જમડા ઘર ભાળી જાય. એકને 'ના' પાડીએ ને બીજા તૈયાર થાય. હજારને 'ના' પાડવી પડે. હું હાથ જોડીને કહું છું. આવો, આશીર્વાદ લઈ લો. આ આગ્રહ મૂકો. આજ્ઞામાં સુખ છે.'

સાકર-શી મીઠાશથી, પણ મક્કમ રીતે સ્વામીશ્રીએ પોતાના સન્માનને ઠેલી દીધું. તેથી ૭૬ કિલો સાકરના ઢગલાથી ઠાકોરજી તોલાયા અને સ્વામીશ્રી તો તેઓના દાસભાવને કારણે અતુલનીય જ રહ્યા !

## અમને પણ નથી ગોઠતું

તા. ૧૧/૧૧ની સાંજે સ્વામીશ્રી પર જે લંડનવાસી યુવકનો ફોન આવ્યો તેણે અમેરિકા અને લંડનમાં સ્વામીશ્રીનો ખૂબ લાભ લીધેલો. તે પછી આવી પડેલો વિરહ તેને કાંટાની જેમ ખૂંચતો હતો. તેથી *'સૂઝે નહીં ઘરકામ...'* જેવી સ્થિતિ અનુભવતા તેણે સ્વામીશ્રીને ફોનમાં કહ્યું : 'નથી ગોઠતું, બાપા !'

'અમને પણ નથી ગોઠતું, પણ શું થાય ? ગોઠાડવું પડે છે.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓનું આ વિધાન ખૂબ માર્મિક હતું. અક્ષરધામના અનહદ સુખમાં રમમાણ તેઓને આ લોકનાં ગંદવાડ-ગરબડમાં કેવી રીતે ગોઠે ? સુગંધીદાર ફૂલોથી મઘમઘતા ઉદ્યાનના વાસીને ગંધાતો ઉકરડો કેવી રીતે ગમે ? છતાં માનવીય દોષો-દુર્ગુણોની દુર્ગંધ વચ્ચે સ્વામીશ્રી ૩૪,૫૮૩ દિવસો સુધી આસન માંડી ગયા એ તેઓની કેવી દયા !

તેઓની આ કરુણાની છાલક વાગતાં આજની સાંજે આફ્રિકન કાઉન્સિલર શ્રી સાઈમન પણ ચોખ્ખાચમ થઈ ગયા. ભાઈબીજના દિવસની આ સાયંસભામાં સ્વામીશ્રીનાં દર્શને આવેલા તેઓએ સ્વાનુભૂતિ વર્ણવી કે– "હું સ્વામીજીને પ્રથમ વાર જ મળું છું, પણ પ્રથમ દર્શને જ મને ખાતરી થઈ ગઈ કે તેમનામાં ખરેખર ભગવાન જ કામ કરે છે. આજે હું સ્વામીજી અને આપ સૌની સમક્ષ પ્રતિજ્ઞા લઉં છું કે 'આજથી હું કદી મીટ (માંસ) નહીં લઉં અને ઈંડાં પણ નહીં લઉં.' સ્વામીજી ! આપ મને આશીર્વાદ આપશો."

જીવન-પરિવર્તનનો ચમત્કાર સર્જવા ઘણી વાર તો સ્વામીશ્રીનું કેવળ સાંનિધ્ય જ પૂરતું થઈ રહેતું, શબ્દોનીયે જરૂર ન પડતી. અંધકારને વિદારવા સૂર્ય મધ્યાહ્‌ને પહોંચે તે જરૂરી નથી, ફક્ત તે ક્ષિતિજ પર હાજર થવો જોઈએ એટલું જ !

## આ તો અનંતગણું આપે એવા છે

તા. ૧૩/૧૧ની પ્રાતઃકથામાં 'આપણને જ્ઞાન તો આવડે નહીં...' એ 'સ્વામીની વાત' પર કથામૃત વરસાવતાં સ્વામીશ્રીએ કહ્યું :

"ભગવાનના થવું અગત્યનું છે. બૈરાં-છોકરાના, વેવાઈ-જમાઈના થઈએ પણ ભગવાનના થવું. તેમાં બધું આવી ગયું. મન સોંપ્યું હોય તેની વાત જ જુદી. પૂછીએ કે 'વ્યવહારનું કેમ છે?' તો કહે, 'ઠીક છે. દાળ-રોટલાનું નીકળે છે.' પણ નહીં લઈ લઈએ. ને લે તોય આ તો અનંતગણું આપે એવા છે.

અમારા પંડિતે કાલે સંકલ્પ કરાવ્યો, તે કહે: 'સ્વામી બધાને ડબ્બલ કરીને પાછું આપશે.'

મેં કહ્યું : 'ભ'ઈ ! અનંતગણું કહો.'

છાતીના લેવાના છે. યોગીબાપા '૭૦માં પધાર્યા ત્યારે બધાએ છાતીના લીધા છે. એ રાજીપો થઈ ગયો તો બધાને મર્સીડીઝ ફરે છે. સમો સાચવી લીધો તો સુખિયા કરી નાખ્યા. 'તમે જેમ રાજી થાવ તેમ કરવું છે' એમ વર્તવું. તેમાં બધું આવી ગયું. ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ બધું જ !"

આમ, આજે અનેરી હેલીમાં સૌને તરબતર કરતા સ્વામીશ્રી સભા બાદ કચ્છી-ગુજરાતી હિંદુ યુનિયનની ગર્લ્સ માધ્યમિક શાળામાં પધાર્યા. અત્રે શૈક્ષણિક વિભાગ તરફથી યોજાયેલા તેઓના સન્માન સમારંભ અંતર્ગત જ

યોગીજી મહારાજ અને સ્વામીશ્રીના નામે નિર્માણ પામેલી બે પ્રયોગશાળાનો ઉદ્‌ઘાટનવિધિ થયો.

## જેમાં શ્રીહરિ રહ્યા સાક્ષાત્ રે

તા. ૧૨/૧૧ની રાત્રે દસેક વાગ્યાના સમયે સ્વામીશ્રી મંદિરમાં આવેલા તેઓના બેઠકખંડમાં એકલા જ બિરાજેલા. આ તકનો લાભ લઈ તેઓની નજીક સરકેલા શુકમુનિદાસ સ્વામીએ પૂછ્યું: 'બાપા! આપ કેમ એકલા બેઠા છો?'

'હું ક્યાં એકલો બેઠો છું?' સ્વામીશ્રીએ કહ્યું. પછી ઉમેર્યું: 'મારી સાથે શ્રીજીમહારાજ, ગુણાતીતાનંદ સ્વામી, શાસ્ત્રીજી મહારાજ, યોગીજી મહારાજ છે, તો એકલા ક્યાંથી?'

'પણ મને તો ભગવાન દેખાતા નથી.'

'જોવા છે?'

'હા.'

આ હકાર સાંભળતાં સ્વામીશ્રીએ પોતાના બેઉ હાથે એ સંતના મસ્તકને પોતાના મુખારવિંદ પાસે ખેંચ્યું અને તેઓની આંખોમાં પોતાની આંખો પરોવતાં કહ્યું: 'લે, જો. આ દેખાય.'

આ રીતે લગભગ વીસેક સેકન્ડ સુધી સ્વામીશ્રીની આંખોમાંથી અવિનાશીનું અમૃત છલકાતું રહ્યું. તે પિવડાવી સ્વામીશ્રી બોલ્યા: 'કોઈ પૂછે કે 'ભગવાન જોયા છે?' તો છાતી ઠોકીને 'હા' પાડવી કે 'મેં જોયા છે.' તે કેફ રાખીને જ રહેવું ને સુખિયા થવું. વરતાલનું ૧૧મું વચનામૃત સિદ્ધ કરવું. સત્પુરુષમાં દૃઢ પ્રીતિ કરવી એ જ ભગવાનનાં સાક્ષાત્કાર દર્શનનું સાધન છે.'

સ્વામીશ્રીના શબ્દેશબ્દ પ્રભુના પ્રગટપણાનો પડઘો પાડી રહ્યા.

## વનમાં વિચરે વહાલો

તા. ૧૩, ૧૪ નવેમ્બરના રોજ આફ્રિકા મંડળે ગોઠવેલા મસાઈમારા નેશનલ પાર્કની મુલાકાતના કાર્યક્રમમાં સામેલ થવા સ્વામીશ્રી હવાઈયાન દ્વારા પધાર્યા ત્યારે ૩૫૦ સંતો-ભક્તોનો સંઘ ૪૦ કોમ્બી(વનગાડી)ઓમાં બેસી અત્રે આવી પહોંચેલો. સ્વામીશ્રી સહિત સૌનો નિવાસ નેશનલ પાર્કને વીંધીને વહેતી નદીના કાંઠે લહેરાતી વૃક્ષઘટાઓમાં લપાયેલા ફીગ ટ્રી સફારી

કેમ્પમાં હતો. તેની ચારે બાજુ વન્ય વાતાવરણ છવાયેલું.

પરંતુ સ્વામીશ્રી તો પ્રકૃતિના નહીં, પુરુષોત્તમના ઉપાસક. તેથી નિસર્ગનો નજારો જોવા જતાં પૂર્વે તેઓએ સર્વે સંતો-ભક્તોને વચનામૃત(ગ.અં. ૧૯)નું રસપાન કરાવ્યું. ત્યારબાદ વિશ્રામ લઈ સાંજે પાંચ વાગ્યે વનવિહાર કરવા નીકળ્યા.

આ સમયે સ્વામીશ્રીનો ગુજરાતી કોમ્બીચાલક વચ્ચે-વચ્ચે વન્ય-જીવનના સ્વાનુભવો કહેતો જતો. તે સાંભળતાં સ્વામીશ્રી જિબ્રા-જિરાફ, વરુ-વરાહ, સિંહ-શિયાળ, હાથી-હરણ, ગેંડા-પાડા વગેરે પર દૃષ્ટિ કરતા રહ્યા.

આ વનદર્શન બાદ યોજાયેલી રાત્રિસભામાં ટાલેક પ્રાથમિક શાળાના ૫૦ મસાઈ બાળકોએ સ્વામીશ્રી સમક્ષ મસાઈ નૃત્ય રજૂ કર્યું. ખુલ્લા ધૂળ ભરેલા પગ, ગળાંમાં લાલ-લીલા-પીળા પારાની માળા, હાથમાં ઝાડનાં મૂળિયાંની ગઠ્ઠાદાર ગદાગેડી, લાલ ચટાક અધોવસ્ત્ર અને ચટાપટાવાળાં જનોઈવઢ લૂગડાંના લિબાસમાં સજ્જ આ બાળકો એકસરખી લયમાં ગળાં ફુલાવતાં ભ્રમરી પ્રાણાયામ જેવો ગણગણાટ કરી રહ્યા.

ઊભા હોય ત્યાંથી ખસ્યા સિવાય જ ચાર પ્રકારની અંગભંગિમા સાથે નર્તન કરતા આ બાળકો વચ્ચે, સ્વામીશ્રી પણ સૌની વિનંતી સ્વીકારી એક ગેડિયો હાથમાં લઈ ઊભા રહ્યા અને પ્રાણાયામનો લય ઘૂંટી અવાજ કાઢી બતાવ્યો. તે પછી તેઓએ દરેક બાળકને દસ-દસ શિલિંગ અને શાળાના વિકાસ માટે શિક્ષકને ૫૦૦ શિલિંગ અપાવ્યા.

તેને અનુસરતાં તા. ૧૪/૧૧ની સાંજે પણ વનભ્રમણ બાદ સત્સંગી યુવકોએ મસાઈ બાળકોની નકલ કરતાં નૃત્ય રજૂ કર્યું. આ નૃત્યકારો સાથે જ્યારે સ્વામીશ્રીની સમૂહછવિ લેવામાં આવી ત્યારે તેઓએ એક હાથમાં નર્તકોનો ભાલો અને બીજા હાથમાં માળા ધારી વિશિષ્ટ દર્શન આપ્યાં.

આમ, સૌનાં મનમાં સ્મૃતિઓનાં વન ખીલવનારી આ લીલાઓનું ફળ દર્શાવતાં સ્વામીશ્રી આજની રાત્રે બોલ્યા: 'અહીં બે દિવસ રોકાયા, આનંદ કર્યો, તે સ્મૃતિ અંતકાળે રહેશે તો પણ મહારાજ સુખિયા કરશે.'

સ્વામીશ્રીના આવા મોક્ષદાયી નિવાસને ચિરંજીવ કરવા કેમ્પના માલિક શ્રી ત્રિલોચનસિંહે તો સ્વામીશ્રી જ્યાં રોકાયા તે ઓરડાના રાચ-રચીલાને યથાવત્ રાખવાનો નિર્ણય કરી લીધો. તેની સાથે તેઓએ કેમ્પના તરણહોજ પાસે ઓટો બનાવી આ પધરામણીની તવારીખ પણ તામ્ર-તકતી પર આંકી

દીધી. તા. ૧૪/૧૧ના રોજ આ સ્મારકનું વિમોચન કરતાં સ્વામીશ્રીએ કહ્યું:

'અહીં જેટલા ટૂરિસ્ટ આવશે તેને સંસ્કાર થશે. જે (સ્વિમિંગ-પૂલમાં) નહાશે તેની ઊર્ધ્વગતિ થશે.'[૨૯]

## અમને તો એક ભગવાનનો ટેકો છે

તા. ૧૫/૧૧ની સવારે પોણા બાર વાગ્યે મસાઈમારાથી નૈરોબી આવી ગયેલા સ્વામીશ્રીએ અત્રે મંદિરના હૉલમાં જવાનાં પગથિયાં ચડતી વખતે એક સંત પાસે લાકડી મંગાવી. ફીગ ટ્રી કૅમ્પના માલિકે આપેલી સુંદર કોતરણીવાળી એ લાકડી આવી એટલે તેને હાથમાં લઈ કોઈ કેડેથી વળી ગયેલા વૃદ્ધજન ધ્રૂજતાં-ધ્રૂજતાં ધીરે ધીરે પગથિયાં ચડતા હોય તેવી અદા સ્વામીશ્રીએ કરી બતાવી. તેઓનો આ અભિનય એવો તો અદલ રહ્યો કે સૌ તાળીઓ પાડી ઊઠ્યા.

આમ, સૌને એક અણધારી અલૌકિક સ્મૃતિમાં તરબોળ કરી સ્વામીશ્રી બોલ્યા: 'સરદારજી સાહેબે લાકડી આપતાં ભાવના વ્યક્ત કરેલી કે 'તમે વૃદ્ધ થાઓ ત્યારે આ લાકડીનો ટેકો લેજો.' પણ મારા ભ'ઈ! અમને તો એક ભગવાનનો ટેકો છે, બીજા ટેકાની જરૂર નથી.'

એક શ્રીજીમહારાજના જ આધારે જિવાતું સ્વામીશ્રીનું જીવન વારંવાર એક જ પડઘો પાડતું રહેલું કે *'મૈં તો બિરુદ ભરોસે બહુનામી...'*

## કેન્યાના સંસદ-ભવનમાં

ઈંગ્લેન્ડ, વેસ્ટ ઇન્ડિઝ અને કેનેડા બાદ સ્વામીશ્રીએ પૂર્વ આફ્રિકામાં પણ ઈતિહાસ સર્જતાં તા. ૧૭/૧૧ના રોજ કેન્યાની પાર્લામેન્ટમાં પદાર્પણ કર્યું. તેઓની આ પધરામણીનો આનંદ સંતો-સત્સંગીઓ કરતાંય વિશેષ તો સંસદના સ્પીકર શ્રી મોસેસ કીએનોને હતો. તેથી જ સવારે પોણા અગિયાર વાગ્યે સ્વામીશ્રીનાં પગલાંથી દેશનું સંસદ-ભવન પાવન થયું ત્યારે આ અધ્યક્ષશ્રીએ ઉમળકાભેર સ્વાગત કરતાં કહ્યું: 'આ મારી ઑફિસમાં સંતનાં

---

૨૯. સ્વામીશ્રીએ મસાઈમારા નેશનલ પાર્કમાં આપેલાં દિવ્ય સુખની આ લહાણમાં તરબોળ થવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



પગલાં મારા માટે પ્રથમ વાર થયાં છે. આપનું સ્વાગત કરી હું ધન્યતા અનુભવું છું.'

આ ભાવોર્મિ સાથે તેઓએ સ્વામીશ્રીને પુષ્પહાર પહેરાવી કેરિચોની પ્રખ્યાત ચાનો ડબ્બો ભેટ ધર્યો. તે સ્વામીશ્રીએ મંદિરમાં આવનારા ભાવિકો માટે ઉપયોગમાં લેવાની સૂચના સાથે હરિભક્તને આપ્યો અને અધ્યક્ષશ્રીને સ્મૃતિચિહ્ન આપી હારતોરાથી સત્કાર્યા.

સ્વામીશ્રીનાં આ સ્નેહ-સાંનિધ્ય પામી સ્પીકરે કોઈ ઊંચી ભૂમિકા મેળવી લીધી હોય તેમ તેઓ બોલ્યા: 'સ્વામીજી! આપની પાસે એક માંગણી છે કે અમારામાં રહેલા લોભ, સ્વાર્થ, ઈર્ષ્યા, દ્વેષ, અભિમાન વગેરે ભયંકર શત્રુઓ સામે અમે લડી શકીએ અને જીત મેળવી શકીએ, એવા આશીર્વાદ આપો.'

આ અરજ સ્વીકારતાં સ્વામીશ્રી શુભાશિષ વરસાવી મંદિરે પરત પધાર્યા.

## જેટલી કથા-વાર્તા એટલો સત્સંગ

તા. ૧૮/૧૧ની સવારે સંત-સંઘ સાથે ઈસ્ટ આફ્રિકા સત્સંગ મંડળ દ્વારા સંચાલિત સ્વામિનારાયણ મંદિરે પધારેલા સ્વામીશ્રી અહીંની મૂર્તિઓનો ઇતિહાસ સંભળાવતાં બોલ્યા: 'ધામ, ધામી ને મુક્ત તથા બીજા બેય ખંડોની મૂર્તિઓ શાસ્ત્રીજી મહારાજે આણંદ સ્ટેશનના ક્વાર્ટર્સમાં દલપતરામ માસ્તરને ઘેર પૂજન કરીને મોકલી હતી. દરિયાપારના દેશોમાં સૌપ્રથમ આ મૂર્તિ બેઠી છે.'

આમ, જે તે મંદિરોની વિશેષતા વીણતા-વર્ણવતા સ્વામીશ્રી આજે કચ્છી-ગુજરાતી હિંદુ યુનિયનના મંદિર, સનાતન ધર્મ મંદિર, ભુજ શાખાના સ્વામિનારાયણ મંદિર, મણિનગર સંસ્થાનના સ્વામિનારાયણ મંદિર, મંગલ મંદિર અને વિસા ઓસવાલ જૈન મંદિરમાં દર્શન કરી તા. ૧૯/૧૧ના રોજ મોમ્બાસા જઈ પહોંચ્યા.

અત્રે ઍરપોર્ટના પ્રાંગણમાં જ કેન્યન નૌકાદળના ૫૦ સ્કાઉટ્સ તેઓને સલામી આપવા પાંચ કતારમાં ઊભા રહી ગયેલા. એ પાંચેય હરોળ વચ્ચે ચાલનારા સ્વામીશ્રીએ દરેકની સન્મુખ ઊભા રહી સન્માન ઝીલતાં, ખુશ થઈ ગયેલા સ્કાઉટ્સે પ્રાદેશિક ગીત *'જામ્બો, જામ્બો બાના! હબારી ગાની, મઝૂરી સાના...'* ગાઈ આનંદ અભિવ્યક્ત કર્યો. આ હર્ષભર્યા વાતાવરણમાં જ ત્રણ

ફૂટ ઊંચા મંચ પરથી આશીર્વાદ વરસાવી સ્વામીશ્રી મંદિરે જવા નીકળ્યા ત્યારે ૬૦ ગાડીઓની શોભાયાત્રા જ યોજાઈ રહી!

એ જ રીતે મંદિરમાં દર્શન કરી સ્વામીશ્રી હિંદ મહાસાગરના કિનારે વસેલા બમ્બુરી બીચ પર પધાર્યા. અહીં પૂર્વ રાષ્ટ્રપતિ શ્રી જોમો કેન્યાટાના નિવાસસ્થાનમાં તેઓનો ઉતારો રાખેલો અને પ્રાતઃપૂજા તથા સાયંસભાના કાર્યક્રમો હિંદુ યુનિયનના મંદિરમાં ગોઠવાયેલા.

આ ક્રમમાં તા. ૨૦/૧૧ના રોજ આવેલી પ્રબોધિની એકાદશીના પ્રભાતે પૂજા બાદ 'ફિરંગી નિત્ય કવાયત કરાવે છે...' એ 'સ્વામીની વાત' પર નિરૂપણ કરતાં સ્વામીશ્રીએ જણાવ્યું કે –

''કથા-કીર્તન હંમેશાં હોય તો આત્માને બળ મળે. ઘણા પ્રશ્નો હલ થઈ જાય – જો કથાવાર્તાનું અંગ પાડ્યું હોય તો! પહેલાં તો સંતોને માર પડતા, ખાવા મળતું નહીં. પણ સત્સંગમાં પાછું મન કર્યું નથી, કારણ કે કથાવાર્તા હતી. કથાવાર્તાથી સત્સંગ મજબૂત થાય, લક્ષ્યાર્થ થાય. કથા-વાર્તા ન હોય તો બીજે વધુ માણસો જોઈને વળગી જવાય. કથા-વાર્તાથી જીવ વૃદ્ધિને પામે. ક્યાંય પાછો ન પડે. જેટલી કથાવાર્તા એટલો સત્સંગ. કથાવાર્તા આત્મદૃષ્ટિ કરાવે. બીજા સામે જોવાય નહીં. કથાવાર્તાથી જીવનો સત્સંગ થાય. કથાવાર્તામાં જઈએ ત્યારે એમ થાય કે 'અહોહો! સાંભળ્યા જ કરીએ!' તો જાણવું કે જીવમાં સત્સંગ ઊતર્યો છે. કથામાં જાય છે તે સુખિયો થાય છે.''

આ અદ્‌ભુત કથારસ રેલાવી સ્વામીશ્રી ઉતારે પધાર્યા ત્યારે તેઓનું સ્વાસ્થ્ય તપાસી ડૉ. રમેશ દેસાઈએ નિદાન કર્યું કે 'આપની તબિયત ખૂબ સરસ છે.'

'હમણાં કથાવાર્તા કરીને આવ્યા એટલે સારું છે. ભગવાનનું ભજન, કથાવાર્તા થાય એટલું સારું. બાકી તો બગડેલું જ છે.'

આટલું કહી અલ્પાહાર કરવા બિરાજેલા સ્વામીશ્રી જ્યાં પરવાર્યા ત્યાં જ ડૉ. દેવલૂક આવી પહોંચ્યા.

તેઓને સામેથી સ્વામીશ્રીએ કહ્યું : 'લો, તપાસો.' તેથી આ તબીબે નાડી-પરીક્ષણ કર્યું તો ચાર પલ્સ વધેલી જણાઈ. આ નિદાન સાંભળી સ્વામીશ્રી બોલ્યા : 'આ નાસ્તો કર્યો એટલે વધી ગઈ.'

આજની એકાદશીએ ઔષધ લેવા માટે ગ્રહણ કરવો પડેલો આવશ્યક અલ્પાહાર પણ તેઓને કઠ્યો હતો. સ્વામીશ્રી સાચે જ તપોમૂર્તિ હતા.

## સ્વામી મળ્યા એટલે મહામંડલેશ્વર

તા. ૨૦/૧૧ની સવારે જૈન શ્વેતાંબર દેરાવાસી મંદિરમાં અને સાંજે લોહાણા સમાજના સભાગૃહમાં ધર્મલાભ આપીને ઉતારે પરત ફરેલા સ્વામીશ્રીનો આજે પાર્ષદી દીક્ષાદિન હતો. તેથી સૌની વિનંતી સ્વીકારી પોતાના દીક્ષાપ્રસંગોની સ્મૃતિ કરાવવા માંડેલા સ્વામીશ્રીને બાલ્યકાળમાં હરિદ્વાર જઈ ભગવાન ભજવાનો સંકલ્પ હતો તે વાત પણ સંતોએ સંભારી.

તે સાંભળી વિવેકસાગરદાસ સ્વામી બોલ્યા: 'સ્વામી! આપ હરિદ્વાર ગયા હોત તો મહામંડલેશ્વર થઈને બેઠા હોત!'

'કોણ પૂછે છે ક્યાં બેઠા હોત? આ તો સ્વામી (શાસ્ત્રીજી મહારાજ) મળ્યા એટલે મહામંડલેશ્વર. નહીં તો કોણ પૂછે છે, ભોજ્યો ભ'ઈ!? કો'કના ગોદા-ઘમચા ખાવા પડત. હેરાન થઈ જાત. કોણ જાણે શું થાત? આ તો સ્વામીની દૃષ્ટિ થઈ ગઈ ને આવી ગયા. ભણતાં-ભણતાં અંગ્રેજીમાં ને અંગ્રેજીમાંથી સંસ્કૃત થઈ ગયું. ક્રિકેટેય પડી રહ્યું ને અંગ્રેજીયે પડી રહ્યું ને આ ભણાઈ ગયું.'

આમ, સ્વામીશ્રી એકશ્વાસે ગુરુની ગરિમા અને પોતાની ગૌણતા વર્ણવી રહ્યા. રાતની નીરવ શાંતિમાં એક સાગરની આ વાતોને બીજો સાગર તરંગોના હજાર હાથથી અનુમોદન આપી રહ્યો. આ વાતો સાંભળી એકાદશીનો ચંદ્ર પણ ગેલમાં આવી સમુદ્રના તરંગો પર ઊછળ-કૂદ કરવા લાગ્યો.

## સત્પુરુષ રાજી થાય એમ કરતાં આવડે તે રૂડા ગુણ

તા. ૨૧/૧૧ના રોજ નૌકાવિહાર દ્વારા હિંદ મહાસાગરને પાવન કરવા નીકળેલા સ્વામીશ્રીએ બોટના તળિયે કાચની ગોઠવણી હોવાથી જલસૃષ્ટિ પર પણ દૃષ્ટિ કરી. ત્યારબાદ તૂતક પર બેઠાં-બેઠાં જ અડધા આડા નમીને ઠાકોરજીને સ્નાન કરાવી તેઓ ઉતારે પધાર્યા ત્યારે તેઓએ સંતોને પૂછ્યું: 'સમુદ્રસ્નાન કર્યું કે નહીં?'

'કર્યું. આપે આજ્ઞા કરી હતી ને!'

સંતોનો આ ઉત્તર સાંભળી મરક-મરક હસતાં સ્વામીશ્રી બોલ્યા:

''આવી આજ્ઞા કટ કટ પળે, પણ કથામાં બેસવાનું કહ્યું હોય એ? આ બોટમાં બેઠા એમ કથા-વાર્તાની બોટમાં બેસી જવું. મહારાજ કહે છે: 'જેને

કથા-વાર્તામાં આળસ હોય તેના કોરની એમ અટકળ કરવી જે, 'તેમાં રૂડા ગુણ નહીં આવે.' રૂડા ગુણ શું ? વિષયમાં લેવાય નહીં, સંગ ઓળખે, અંતર્દષ્ટિ રહ્યા કરે, એ રૂડા ગુણ. સત્પુરુષ રાજી થાય એમ કરતાં આવડે તે રૂડા ગુણ."

આટલો ઉપદેશ આપી સ્વામીશ્રી તા. ૨૨/૧૧ના રોજ સમુદ્રસ્નાન માટે પધાર્યા ત્યારે તેઓએ ત્યાગવલ્લભદાસ સ્વામીને સાથે રાખી ઠાકોરજીને પોશે પોશે જળ ભરી સ્નાન કરાવ્યું.

તેને અનુસરતાં સ્વામીશ્રી તા. ૨૩/૧૧ની સવારે અહીં વસેલા યોગીજી મહારાજનાં પ્રાસાદિક સ્થાનોની યાત્રા કરી તા. ૨૪/૧૧ના રોજ અલ્પાહાર ગ્રહણ કરવા બિરાજ્યા ત્યારે એક સંતે પૂછ્યું : 'બાપા ! સાધુતા ક્યારે આવશે ?'

'અનુવૃત્તિ પાળવા માંડો, જે બાજુ વાયરો આવે એ બાજુ સઢ લગાવો. બીજી બાજુ સઢ બાંધે પછી શું થાય? ઊંધું જ પડે.' સ્વામીશ્રીએ સચોટ સમાધાન આપ્યું.

## ઠાકોરજીને લીધે જ અમે છીએ

તા. ૨૬/૧૧ની સવારે સ્વામીશ્રી પાસે આવેલા મુરબ્બી શ્રી અમીસી સઈદીએ સંતો-ભક્તો માટે ૫,૦૦૦ મડાફ (લીલાં નાળિયેર) મોકલેલાં. મકાઈ-મોગો પણ શેકી-તળીને પહોંચતા કરવા તેઓએ પોતાના માણસો રાખેલા. તેઓની આ સેવા બદલ પ્રસન્નતા વરસાવતા હોય તેમ સ્વામીશ્રીએ આજે તે ભાવિકના હાથમાં જ મડાફ રહેવા દઈ ભૂંગળી (સ્ટ્રો) દ્વારા તેમાંથી જલપાન કરી તેઓને સંભારણું આપી દીધું.

ત્યારબાદ તેઓ આજની સાંજે કચ્છી સમાજે બાંધેલા સ્વામિનારાયણ મંદિરમાં દર્શન કરી લોહાણા ઍસેમ્બ્લી હૉલમાં યોજાયેલી વિદાય-સભામાં પધાર્યા.

પરંતુ અહીં વિરાટ છીપના આકારે તૈયાર કરેલા પોતાના આસનની સરખામણીમાં સ્વામીશ્રીને ઠાકોરજીની પીઠિકા ઝાંખી પડતી હોય તેમ લાગ્યું. તેથી આ બાબતે વ્યવસ્થાપકોનું ધ્યાન દોરતાં તેઓએ કહ્યું :

'(સંતનો) મહિમા છે તે સારી વાત છે, પણ એ કોને લીધે છે? તે વિચારવું. મહિમા ગાવો હોય એટલો ગાવ, પણ ઠાકોરજી પહેલાં. ઠાકોરજીને લીધે જ અમે છીએ. કાં તો same (સમાન) આસન રાખો કાં તો અમારું સોફાથી જ પતાવો. આપણે ક્યાં ને એ ક્યાં ! જેને આધારે જગત છે તેને નીચું

આસન ન હોય. આપણી ઉપાસનાનો ભંગ થવો ન જોઈએ.'

'પણ બાપા! (વચનામૃત) વરતાલના પાંચમામાં સરખી સેવાની વાત કરી છે ને!'

'સરખીની ક્યાં 'ના' છે? પણ આ તો વધી ગયા. ભગવાનને લઈને મુક્તાનંદ સ્વામીને પણ ભગવાન જેવા કહેવાય. મોટપ કહો, મહત્તા કહો – બધું એમના લીધે છે.' આમ કહી સ્વામીશ્રીએ મિથ્યા મહિમાને રદિયો આપી દીધો.

પરબ્રહ્મના અખંડ ધારક હોવા છતાં સ્વામીશ્રી અખંડ સેવક થઈને જ રહેતા.

## એ મારે મોટો ભીડો છે

તા. ૨૭/૧૧ના રોજ સ્વામીશ્રી મોમ્બાસાથી વિદાય લેવાના હોવાથી તેઓનો સમય સાચવવા આ દિવસની પ્રાતઃપૂજા ઉતારે જ રાખવાનું નિર્ધારેલું. પરંતુ તેમ કરવાથી સૌ ભક્તો એ છેલ્લાં પૂજાદર્શનથી વંચિત રહી જાય તેવું હતું, કારણ કે મોમ્બાસાના રોકાણ દરમ્યાન સ્વામીશ્રીને ભીડો ન પડે તે માટે કોઈએ તેઓના ઉતારે ન જવું એવો ધારો રાખવામાં આવેલો.

તેથી એક કાર્યકર્તાએ સ્વામીશ્રીને પૂછ્યું: 'બાપા! કાલે સવારે બધા અહીં ઉતારે આપનાં દર્શને આવે કે નહીં?'

'ભલે બધા આવે.' સ્વામીશ્રી તરત બોલ્યા.

પછી સત્સંગની રીતિ-નીતિના પાઠ ભણાવતાં કહ્યું:

''બહુ કડકાઈ રાખવાની જરૂર નહીં. હરિભક્તોનાં મન તૂટે પછી સાંધતાં અમારે જ દાખડો કરવો પડે છે. સત્સંગમાં કોઈ પાછું પડે એને સમજાવતાં દસ દિવસ કાઢવા પડે. આ દસ મિનિટમાં પતી જાય. (હું) બધાને મળીશ, મોડે સુધી બેસીશ. દેહને થોડો ભીડો પડે એટલું જ ને! એ બહુ નથી લાગતો.'

આટલું કહી સૌને સાચવવાની શીખ આપવાના હેતુસર સ્વામીશ્રી મનુષ્યભાવ જણાવતાં બોલ્યા:

'મનનું ટેન્શન વધે એ મારે મોટો ભીડો છે. થાક લાગ્યો હોય તે આરામ કરતાં ઊતરી જાય, પણ મનનો થાક દેહને લાગે ને ટેન્શન રહ્યા કરે એની તમને ક્યાંથી ખબર હોય? એટલે ભલે બધા આવે. બિચારા વાત કરે પણ કોને? એક આશા હોય એય તૂટી જાય.

અમસ્તા આવ-આવ કરે તોય ખોટું. દેહનોય ભીડો છે તેની ના નહીં. ડૉક્ટરોએ કહ્યું છે તે જાળવવું પડે છે. આમ બંને કોરે સમજવાની વાત છે. નાના-મોટા બધાએ વિચારવું કે 'સ્વામીને કયો ભીડો પડે છે?' બે જણનાં મન તૂટ્યાં તે સાંધવામાં મનનો ભીડો મોટો છે.'

સૌને સમજવા યોગ્ય વાત સ્વામીશ્રીએ આજે જણાવી દીધી.

## તમારી તૈયારી એટલી અમારી તૈયારી

મોમ્બાસાથી વિદાયની પૂર્વ રાત્રિએ સ્વામીશ્રી યુવક મંડળની જે ગોષ્ઠીમાં પધાર્યા તેમાં બેઠેલા કેટલાક યુવાનોએ સેવા માટે નોકરીઓમાં રજા મૂકેલી, તો કેટલાકે દુકાનોને તાળાં મારેલાં. કો'કે તન તો કો'કે ધનથી સેવા કરવામાં પાછું વળીને જોયું નહોતું. તેની સામે સ્વામીશ્રીએ પણ આઠ-આઠ દિવસ સુધી એવો સુખસાગર રેલાવી દીધેલો કે સૌ અનુભવી રહેલા:

*'ઝંખી'તી ઝરમર ઝાંખી, ત્યાં મેઘ આષાઢી વરસી ગ્યા..'*

તેથી ઘેલા બનેલા એક યુવકે કહ્યું: 'બાપા! છ-છ મહિને આવો. અમને લાભ મળે.'

'છ-છ મહિને શું કામ? તમે સત્સંગ કરો તો એવરી ડે (દરરોજ) આવીએ. સાથે જ છીએ ને! તમે એવરી ડે રાખો તો અમે એવરી ડે સાથે રહીશું. અમારી સામે તમારે પણ ઉત્સાહ હોવો જોઈએ ને! અમારે તો આ જ ધંધો છે – ભજન કરવું ને કરાવવું. તમારી તૈયારી હશે એટલી અમારી તૈયારી છે.' સ્વામીશ્રીએ એક સૂચક સંદેશ આપી દીધો.

વરસાદ તો અનરાધાર વરસે, પણ જેનું પાત્ર છતું તેમાં જળ ઝિલાય. તેમ સ્વામીશ્રીની તો તૈયારી પૂરેપૂરી, પણ આપણી જેટલી તૈયારી હોય તેટલી તેઓની અનુભવાય.

## થાળમાં ગવાય છે તે બધું જમે છે

તા. ૨૭/૧૧ની સવારે મોમ્બાસાથી દારેસલામ પધારેલા સ્વામીશ્રીના સ્વાગતમાં આજની સાંજે સનાતન ધર્મસભાના હૉલમાં જાહેર-સભા યોજાઈ. તેમાં ટાન્ઝાનિયાના વિદેશમંત્રી શ્રી બેન્જામીન મકાયા સહિત ત્રીસેક સંસ્થાઓના અગ્રણીઓનો સત્કાર ઝીલી, સ્વામીશ્રી પટેલ સમાજ દ્વારા નિર્મિત દાર બ્રધરહુડના સભાગૃહમાં જઈ પહોંચ્યા. અહીં તેઓના વરદહસ્તે

અક્ષર-પુરુષોત્તમ મહારાજ તથા ગુરુપરંપરાની ચિત્રપ્રતિમાઓનું વિધિવત્ સ્થાપન થયું.

ત્યારબાદ તેઓ તા. ૨૮/૧૧ની સવારે અત્રે આવેલા અક્ષર-પુરુષોત્તમ મંદિરમાં દર્શન કરી અલ્પાહાર લેવા બિરાજ્યા.

તે વખતે બ્રહ્મજીવનદાસ સ્વામીએ *'જમો જમો રે મારા જીવન જુગતે...'* થાળ ગાતાં કહ્યું: 'સ્વામી! આ પદમાં *'ઘૃત ઝાઝાં ઘેબરિયાં...'* જમવાની વાત આવે છે, પણ આપ તો કોરી રોટલી જમો છો, છાંટો ઘી લેતા નથી. એમાં ઘીભર્યાં ઘેબરની વાત ક્યાં કરવી?'

આ સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'ભાવ હોય તો એ પણ જમે. દેખાય નહીં પણ જમે છે. તમને ચક્કર-ચક્કર દેખાય તો જ મનાય, પણ થાળમાં ગવાય છે તે બધું જમે છે.'

સૌની ભક્તિને સંકોરે તેવી વાત સ્વામીશ્રીએ કરી. તેઓ રહ્યા પ્રીતના તાંતણે બંધાયેલા, તેથી દુનિયાના ખૂણે-ખૂણે ભક્તો જે જમાડે તે સઘળું અંગીકાર કરે. તેઓની આ અકળ લીલા બુદ્ધિનો નહીં, પણ શ્રદ્ધાનો વિષય.

આવી શ્રદ્ધા સાથે સત્સંગ કરતા ભક્તો દ્વારા સ્વામીશ્રીના અહીંના રોકાણ દરમ્યાન પ્રાતઃપૂજા, સાયંસભા વગેરે કાર્યક્રમો સનાતન ધર્મસભાના હૉલમાં યોજાતા રહ્યા. આ સત્સંગ-શૃંખલા તા. ૩૦/૧૧ની સાંજે વિરમતી હોવાથી આ સંસ્થાના કાર્યવાહકોએ શાલ તથા સન્માનપત્ર અર્પણ કરી સ્વામીશ્રીને સત્કાર્યા.

આ પ્રસંગે અધ્યક્ષ શ્રી શંકરલાલ જોષી તો ભાવવિભોર બની બોલી ઊઠ્યા: 'જે હેતુથી આ સનાતન ધર્મસભાનો ઉદ્ભવ થયો છે તે હેતુ આજે સિદ્ધ થયો છે.' આટલું કહી તેઓએ સ્વામીશ્રીને ઉદ્દેશી જણાવ્યું: 'સનાતન ધર્મનો ઝંડો લઈને ફરનાર એક આપ જ છો. આપ દેવ છો, વિરલા છો, પ્રાણ છો.'

આમ, સૌના પ્રાણ બની રહેલા સ્વામીશ્રી તા. ૧/૧૨ની સવારે દારેસલામથી વિદાય લઈ મ્વાન્ઝા આવી પહોંચ્યા.

## અમે કોઈને ઉતારતા જ નથી

તા. ૩૦/૧૧ના રોજ દારેસલામથી મ્વાન્ઝા આવેલા સંત-સંઘના વિમાનને હવાઈ-યાત્રામાં જેટલો સમય થયેલો તેથી બમણો સમય સ્વામીશ્રીના

વિમાનને અહીં આવતાં થયેલો.

આ પ્રાસંગિક વાતો તા. ૧/૧૨ની બપોરે સ્વામીશ્રીના ભોજન દરમ્યાન નીકળી. તેમાં ટાપશી પૂરતાં એક સહપ્રવાસીએ કહ્યું: '૪૪ બેઠકના સ્વામીશ્રીના પ્લેનમાં બે જગ્યા ખાલી હતી. તેય છેલ્લે-છેલ્લે ભરી દીધી.'

આ સાંભળી વિશ્વવિહારીદાસ સ્વામી બોલ્યા: 'બેને નકામા વધારે લીધા. ઉતારી મૂકવા જોઈએ ને!'

'અમે કોઈને ઉતારતા જ નથી. એની મેળે ઊતરી જાય તો ભલે. તોય તે પણ ન ઊતરે એવું ઇચ્છીએ છીએ.'

લૌકિક વાતના દોરે આધ્યાત્મિક વાત વણી લેતાં સ્વામીશ્રી બોલ્યા. એ વાતના તાણેવાણે તેઓની કરુણા જ ગૂંથાયેલી જોવા મળી.

આ દયા સાથે આજની સાંજે સનાતન ધર્મ મંદિરમાં યોજાયેલી સ્વાગત-સભામાં સૌનું સન્માન સ્વીકારી, સ્વામીશ્રી રઘુભાઈ ગોંસાઈના ઘેર પધાર્યા. અહીં વાળુ વેળાએ સાદાઈ તેમ જ સરળતાની વાતોનો વિષય નીકળતાં સ્વામીશ્રી કહેવા લાગ્યા:

"સંત મળ્યા પછી સીધા ચાલે તેને તેમનું સુખ આવે. માટે આપણે સીધા ચાલવું. સીધું જોવું. સીધું બોલવું. વાંકો બધાને નડે. તેને સુખ નહીં. વાંકું બોલવું નહીં. વાંકું જોવું નહીં. વાંકું ચાલવું નહીં. સાધુ થયા પછી તે વાંકા રહેવાતું હશે? સીધું ઝાડ સૌને ઉપયોગી થાય. તેના પાટિયાં, ફર્નિચર થાય. ઘાટ ઘડાય. કળા-કોતરણી થાય. શોભા થાય. વાંકું લાકડું બાળવાના કામમાં આવે. વાંકા પર ઘાટ ન થાય, ફાચરા થાય. આપણે સીધા ને સરળ થઈએ તો ઉપર સત્પુરુષ ઘાટ ઘડે, ગુણ મૂકે.

વાંકો માણસ બધે વાંકાઈ કરે. એની વાંકાઈ બધાને ઊંચા-નીચા કરે. આપણે જાણીએ કે 'એને સીધો કરીએ.' પણ વાંકું સીધું થાય? સીધું કરવા જઈએ તો ભાંગી જાય. પછી સત્પુરુષ પોતાની રીતે સીધા કરે. માટે આપણે પહેલેથી જ સીધા રહેવું. તેમાં પોતાનેય સુખ ને બીજાનેય સુખ."

આમ, સ્વામીશ્રી કોળિયા લેવાનું કોરે મૂકી જ્ઞાનનો મેવો પીરસવા માંડ્યા. તે વખતે કોઈકે પૂછ્યું: 'કોઈની વાંકાઈ દેખીને મનમાં સહેજ ઘાટ થઈ જાય. તે કેમ ટળે?'

ત્યારે સ્વામીશ્રીએ કહ્યું: 'મનમાં દુ:ખ થયું તે પોતે જ થોડું પાછા વળી સહન કરી લેવું. નહીંતર મનનું પાછું દેહ પર આવે ને વાણીમાં પરખાય.

પછી જેવા સાથે તેવા બની જવાય ને ખોટો ભવાડો થાય. થોડી ગમ ખાઈ લઈએ તો બધું સુધરી જાય. વાંકા સામે સરળ ન થઈએ તો ભડકો થાય. સરળ થઈ ગયા તો મનમાં થોડી ચણ-ચણ થઈને ઓલવાઈ જાય.'

સરળતાની આ સડકે જ સ્વામીશ્રીનું ભોજન સરકતું રહ્યું.

## સહનશીલતાની સાચી સમજ

તા. ૨/૧૨ની સવારે મંદિરમાં પૂજાવિધિ કરી ઉતારે આવતાં પૂર્વે સ્વામીશ્રીએ રસોડાનું નિરીક્ષણ કર્યું. તે વખતે જ અત્રે નિર્માણાધીન સભાગૃહની માહિતી આપતાં એક કાર્યકર બોલ્યા: 'બાળકોને રમતનું વિશેષ આકર્ષણ હોય, એટલે અહીં જુદી જુદી જાતની રમતો પણ ગોઠવીશું.'

આ સાંભળી સ્વામીશ્રીએ કહ્યું: 'બાળકોને રમાડો તેની 'ના' નહીં, પણ આપણું એ લક્ષ્ય નથી. રમત એની સત્સંગમાં આવવાની ચાલણગાડી છે. બાળસભાનું હારોહાર રાખવું ને એ પહેલી જ કરવી. સભામાં બધા બેસે, સંસ્કાર-સિંચન થાય ને પછી કલાક રમાડો, તેનો વાંધો નહીં. પણ ધ્યેય આ કે 'તેના જીવમાં સત્સંગ દૃઢ થાય.' મૂળ આપણું કથા-વાર્તા છે. એનો પાયો બાળસભામાંથી જ નખાઈ જવો જોઈએ.'

જેમ કુશળ રસોઈયો દરેક મસાલાનો માપસર ઉપયોગ કરી જાણે, તેમ સ્વામીશ્રી સમયની માંગ પરખીને આધુનિક આયોજનોને આવકાર જરૂર આપતા, પરંતુ તેમાં મુદ્દો ફંગોળાઈ ન જાય તેનો પણ ખૂબ ખ્યાલ રાખતા. તેઓની કાર્યપદ્ધતિની આગવી વિશેષતા એટલે સમ્યક્ સંતુલન.

તે સાથે વિવિધ કાર્યવાહીથી પરવારી સ્વામીશ્રી આજની બપોરે ભોજન બાદ શરૂ થયેલી કથામાં વંચાયેલા વચનામૃત(ગ.મ. ૪૭)ના આધારે બોલ્યા: 'જેને આત્યંતિક કલ્યાણ લેવું છે તેને તો સહન કર્યે જ છૂટકો. કોઈ કહે ત્યારે દુ:ખ ન લગાડવું.'

તેઓએ જ્યાં આ પ્રસ્તાવના બાંધી ત્યાં જ કો'કે કહ્યું: 'ઘણા એવા હોય કે કહો તોય કંઈ દુ:ખ જ ન લાગે. સહન કરે.'

આ સાંભળી સ્વામીશ્રીએ જણાવ્યું: 'દુ:ખ ન લાગે એ સારી વાત છે, પણ સાથે સુધારો ન થાય તો શું કામનું? ટોકણી ખમતો રહે ને પદાર્થ પણ ભેગા કરતો રહે એમાં સુધારો થયો ન કહેવાય. એ સહન કરે છે તે પોતાના સ્વાર્થ માટે કરે છે, મોક્ષ માટે નહીં. સ્વભાવ પોષવા માટે તો જીવ-પ્રાણીમાત્ર

સહન કરે છે. આપણે તો ભગવાને બુદ્ધિ-શક્તિ આપી છે, તો 'સારા, ઉત્તમ બનવું છે' એવા વિચારો કરવા. માગ દઈને ચાલ્યા જવું એ કંઈ આપણી વિશેષતા છે? શૂરવીર કોનું નામ? સામે ભાલા ઊડતા હોય તેમાં સામી છાતીએ લડે એ શૂરવીર. આ તો ખસી ગયા! એમાં કઈ બડાઈ? માગ દઈને નીકળી જાય તે બહાદુર નથી. રહ્યા તેની મહત્તા છે.'

સહનશીલતાની સાચી સમજ સ્વામીશ્રીના મુખેથી સરી રહી.

## ભગવાનને યાદ કરી બોલીએ છીએ

તા. ૨/૧૨ની સાંજે સનાતન ધર્મ મંદિરમાં યોજાયેલી જાહેર-સભામાં અતિથિ-વિશેષરૂપે આવેલા ખ્રિસ્તી પાદરી શ્રી બેલામર હતા – આર્ક બિશપ ઑફ ડાયોસિસ ઑફ મ્વાન્ઝાના પ્રતિનિધિ. તેઓએ સ્વામીશ્રીને પુષ્પહાર પહેરાવી ભાવોર્મિ વ્યક્ત કરી કે 'પ્રમુખસ્વામીજી ખરા અર્થમાં વિશ્વનેતા છે. ભગવાનને પામવા માટે આ સંત માધ્યમ બન્યા છે. હું ફરી ફરીને કહું છું કે આ સંત દ્વારા જ ભગવાન પમાશે.'

અહોભાવના આ ઝરણામાં પોતાની અમૃતધારા ભેળવી સ્વામીશ્રી ઉતારે પધાર્યા ત્યારે તેઓએ આજે કરેલી કથાના સંદર્ભમાં એક મુમુક્ષુએ કહ્યું : 'સ્વામી! આજે આપ વ્યવસ્થિત બોલ્યા.'

'અમે ક્યારેય અવ્યવસ્થિત બોલ્યા છીએ? વ્યવસ્થિત જ હોય છે. અમારામાં એવી ઝાકઝમાળ નથી. ભગવાનને યાદ કરી બોલીએ છીએ.' સ્વામીશ્રીએ જણાવ્યું.

ત્યારબાદ એક જીવનોપયોગી સંદેશ આપતાં તેઓ કહેવા લાગ્યા :

'શાંત રહેવું એ સાધુનો સ્વભાવ છે. ગમ ખાય તેને પ્રશ્ન જ ન રહે. બૂડતો બુડાડે ને તરતો તારે. પોતે મૂંઝાતો હોય તે બીજાને મૂંઝવણ ઊભી કરે. સાધુનો માર્ગ સીધો છે. એમાં કાંટા-કાંકરા છે જ નહીં. પણ એ માર્ગેથી નીચે ઊતરીને ચાલે પછી કાંટા વાગે.

શ્વેતવૈકુંઠ પુરાણી નાની ઉંમરના હતા, પણ ઠરેલ અને પીઢ હતા. તેમણે જોગીબાપાની આજ્ઞા પાળી કે 'ઘનશ્યામ સ્વામીની સેવા કરો.' તે અમે તો જોયું. ઉપનિષદમાં સત્યકામ જાબાલિની વાત આવે છે કે ચારસોની હજાર ગાયો કરી ત્યાં સુધી તેણે વિદ્યાપાઠ લીધેલો જ નહીં, પણ ગુરુની આજ્ઞા સારધાર પાળી તો કપાળમાં બ્રહ્મજ્ઞાન ઝળકતું થયું. શ્વેતવૈકુંઠ પુરાણીનું એવું

જ થયું! ઘનશ્યામ સ્વામીની સેવામાં રહેવું કઠણ, પણ સેવા કરી તો જ્ઞાન થઈ ગયું.

શાસ્ત્રીજી મહારાજના વખતમાં ચતુર્ભુજ સ્વામીએ મંદિરની મમત્વથી સેવા કરી તો એમની એવી જ સેવા સંતોએ કરી. આ આનંદકંદ (સ્વામી) સેવામાં હતા. માટે જ્ઞાન ને સમજણથી સત્સંગમાં દૃઢ પાયો કરવો. પછી ક્યારેય ઊખડાય જ નહીં. આપણે સુખિયા થવું ને બીજાને સુખિયા કરવા.'

## તમારા પ્રતાપથી પાંગળો પર્વત ચડે

તા. ૬/૧૨ના રોજ મ્વાન્ઝાથી કિસુમુ પધારેલા સ્વામીશ્રીનો પ્રારંભિક ત્રણ દિવસનો નિવાસ શ્રી જશભાઈ પટેલના ઘેર હતો. તે દરમ્યાન આ યજમાને પોતાને કોરી ખાતી એક ચિંતા વ્યક્ત કરતાં કહ્યું: 'બાપા! આ મારો દીકરો કલ્પેશ ચોથા ધોરણમાં કુલ ૮૦૦ ગુણમાંથી માત્ર ૧૨ જ ગુણ મેળવી શક્યો છે. તેથી શાળાના આચાર્યે પણ હવે તેને આગળ લેવા ઇન્કાર કરી દીધો છે. તો આપ આશીર્વાદ આપો કે આ છોકરો કમ સે કમ ૧૧મા ધોરણ સુધી પહોંચે અને પછી ધંધો સંભાળી શકે.'

આ વિગત સાંભળી સ્વામીશ્રી પેલા બાળકના માથે હાથ મૂકતાં બોલ્યા: 'તારા પિતા ટીચર (શિક્ષક) છે ને આપણે તો ડૉક્ટર બનવાનું છે. લ્યો, આશીર્વાદ.'

આ શબ્દોથી બાળકના બાપુજી તો દંગ જ રહી ગયા. પરિણામમાં ફક્ત દોઢ ટકા જ મેળવનારા વિદ્યાર્થી પાસેથી આવી ઉચ્ચ કારકિર્દીની આશા કોણ રાખી શકે?

પરંતુ સ્વામીશ્રીની વિશેષતા રણને પણ લીલાંછમ જોવામાં રહેલી. અને હા, આ તેઓનો ગુલાબી આશાવાદ નહોતો. વ્યક્તિમાત્રમાં રહેલા આત્માની અનંત શક્તિઓને જોઈ સ્વામીશ્રી સવિશ્વાસ બોલતા. તેઓનો આ વિશ્વાસ જ તે વ્યક્તિની ચેતનામાં ચિનગારી ચાંપતો; જે આ કિસ્સામાં પણ બન્યું!

સ્વામીશ્રીનાં સ્પર્શ, શબ્દ અને સાંનિધ્યથી આ બાળકમાં અભ્યાસની એવી લગની જાગી ગઈ કે તે સાતમા ધોરણમાં દસમા ક્રમાંકે ઉત્તીર્ણ થયો. 'O level'નો અભ્યાસ 'A' ગ્રેડ સાથે પાસ કર્યો અને સન ૨૦૦૩માં તો તેણે અમેરિકાની વર્જિનિયા કોમનવેલ્થ યુનિવર્સિટીમાંથી ફાર્મસી શાખાનો અભ્યાસ

પૂરો પણ કર્યો !

તે વખતે પદવી-દાનના પૂર્વદિને યુનિવર્સિટી દ્વારા સારું પરિણામ મેળવનારા વિદ્યાર્થીઓના વાલીઓનો ભોજન સમારંભ ગોઠવાયેલો. તેમાં ઉપસ્થિત આ સત્સંગી યુવાનના પિતાને સ્વયં કુલપતિએ કહ્યું : 'અમે આપના પુત્ર બાબતે ગૌરવ અનુભવીએ છીએ. તે અસાધારણ છે અને આવતીકાલથી તે ડૉક્ટર કહેવાશે.'[૩૦]

આ વખતે શ્રી જશભાઈએ કુલપતિને કહ્યું : 'મારા ગુરુએ મારા દીકરાને પંદર વર્ષ પહેલાં ડૉક્ટરની ડિગ્રી આપી હતી. આપ આવતીકાલે કેવળ તેનું પુનરાવર્તન કરશો.'

લોકની દૃષ્ટિએ મંદબુદ્ધિ કહેવાતો એક બાળક પ્રગતિનાં પગથિયાં ચઢી સિદ્ધિના શિખરે પહોંચ્યો તે બાબત સ્વામીશ્રી પાસે રહેલી માનવ-ઉત્કર્ષની આગવી રીતને ઉજાગર કરે છે. તેઓ અડીખમ મંદિરોની સાથે સક્ષમ માનવોના પણ નિર્માતા હતા.

## આ બધું અક્ષરધામ જ છે

આ અરસામાં સ્વામીશ્રી સાથે વિચરતી ભગવાંધારી સંત-સેનાને જોઈ આફ્રિકનોને ઘણું આશ્ચર્ય થતું. 'ઇન્ડિયનોના મૂંગું (ભગવાન) આવ્યા છે' એવી હવા સર્વત્ર પ્રસરી ગઈ હોવાથી અહીં કિસુમુમાં તો સ્વામીશ્રીના નિવાસસ્થાનના દરવાજે દર્શનાભિલાષી પચાસેક કિશોરો-યુવકોનું ટોળું ઊભું જ હોય.

તા. ૭/૧૨ની સાંજે સ્વામીશ્રીએ આ જોયું એટલે તેઓ સ્વયં પાસે ગયા અને દરવાજે ખુરશી નંખાવી બિરાજ્યા. અહીં તેઓએ પેલા કુતૂહલધારી યુવાવર્ગને સમજાય તે માટે સંતો પાસે સ્વાહિલી ભાષામાં પ્રવચનો કરાવ્યાં. અંતે સ્વામીશ્રીએ પોતે પણ સૌને જીવનશુદ્ધિના પાઠ ભણાવ્યા અને છેલ્લે પ્રસાદ આપી રાજી કર્યા.

સ્વામીશ્રીની આ ગતિવિધિ માનવમાત્ર પ્રત્યેના તેઓના પ્રેમની સાક્ષી બની રહી. સત્સંગ-પ્રચારની એક પણ તક તેઓ ગુમાવતા નહીં તેનું પણ દર્શન સૌને લાધ્યું.

---

૩૦. તત્કાલીન અમેરિકામાં ફાર્મસી શાખાનો અભ્યાસ પૂર્ણ કરનારને 'ડૉક્ટર ઑફ ફાર્મસી'નું પ્રમાણપત્ર એનાયત કરવામાં આવતું.

આ જ ભાવનાથી સ્વામીશ્રી તા. ૮/૧૨ના રોજ વિક્ટોરિયા સરોવરને કાંઠે ગોઠવાયેલા બાળપ્રવાસમાં સામેલ થયા. હિંદુ પંજાબી રેસ્ટોરન્ટના ક્રીડાંગણમાં યોજાયેલા આ પર્યટનમાં તેઓ બાળકો સાથે જ્ઞાનપ્રદ રમતો રમ્યા, તો પ્રશ્નોત્તરી દ્વારા તેઓની જિજ્ઞાસાઓ પણ સંતોષી.

તે દરમ્યાન એક બાળકે પૂછ્યું: 'બાપા! અક્ષરધામ કેવડું ને કેવું હોય?'

'આવું જ. આ બેઠા છો તે સુખ આવે છે ને! આ બધું અક્ષરધામ જ છે.' સ્વામીશ્રી સહજ સ્વભાવે બોલ્યા.

તેઓના આ જવાબમાં બાળકો તો જે સમજ્યા હોય તે, પરંતુ સંતો-સત્સંગીઓ તો સ્વામીશ્રી દ્વારા સદેહે અક્ષરધામ પામ્યાની અનુભૂતિથી કૃતાર્થ થઈ રહ્યા.

## જામીન થઈને આવ્યા છીએ

તા. ૯/૧૨ના રોજ કિસુમુના નિર્માણાધીન ગીતામંદિરમાં બિરાજનારી મૂર્તિઓનું પૂજન-અર્ચન કરી સ્વામીશ્રી તા. ૧૦/૧૨ની બપોરે બાર વાગ્યે નૈરોબી પધારી ગયા.

અત્રે બપોરનાં ભોજન-કથા બાદ તેઓ વિશ્રામ માટે પલંગ પર પોઢ્યા ત્યારે ધાબળા નીચે ઢંકાયેલાં તેઓનાં ચરણનો સ્પર્શ કરવા વિશ્વવિહારીદાસ સ્વામીએ હાથ લંબાવ્યો, પરંતુ ગમ્મત કરવાના હેતુથી સ્વામીશ્રીએ પગ વાળી લઈ તે સંતને ચરણસ્પર્શમાં સફળ થવા ન દીધા. છતાં પેલા સંતે પ્રયત્ન જારી રાખ્યો અને સ્વામીશ્રીએ ગમ્મત ચાલુ રાખી. તેથી થોડી વાર પકડા-પકડીની આ લીલા ચાલી.

અંતે સ્વામીશ્રી બોલ્યા: 'ચરણ કંઈ સસ્તાં છે તે હાથ આવે?'

'એમણે થાળ ભર્યો હતો.' કો'કે પેલા સંતની તરફેણ કરતાં કહ્યું.

ત્યારે સ્વામીશ્રીએ જણાવ્યું: 'એમ વાટકા ભરવામાં ચરણ ન મળે.'

તેઓના આ વચનમાંથી *'માંસ સુકાઈ હાડકાં ગળતાં, તોય ચરણકમળ આ નહીં મળતાં..'*નો બોધ નીતરી રહ્યો.

આજની સાયંસભામાં પણ આવી જ એક આશ્ચર્યકારી વાત કરતાં સ્વામીશ્રી બોલ્યા:

''અહીં અંધારી કોટડીમાં બધું દુર્ગંધથી ભર્યું હોય ને તેમાં તમને પૂરે

તો કેવું સુખ આવે? માના ઉદરમાં નવ મહિના સુધી જીવ એવી જ રીતે ગોંધાય છે. તે બિચારો પોકારી જાય: 'હે ભગવાન! તું મને ઉગારે તો ભજન કરીશ.' પણ ભગવાન તેનાં અગાઉનાં જૂઠાણાં જાણે છે, એટલે જામીન માંગે. પણ કૃતઘ્નીનો જામીન કોણ થાય? છેવટે સંત જામીન થાય છે, કારણ કે એ દયાળુ છે.

આ દાખડો અમારે એટલા માટે કરવો પડે છે. જામીન થઈને આવ્યા છીએ. જામીનને ગમે ત્યાંથી હાજર થવું પડે. જીવના જામીન થયા છીએ તે ઠેર-ઠેર રખડવું પડે છે. તમે ઇન્ડિયા છોડી આફ્રિકા આવ્યા તો યોગીબાપા અહીં આવ્યા. અહીંથી ઈંગ્લેન્ડ ગયા તો યોગીબાપા ત્યાં આવ્યા. ત્યાંથી અમેરિકા ગયા તો ત્યાં પહોંચ્યા. ને હવે ચંદ્રલોકમાં જશો તો ત્યાં પણ આવીશું, પરંતુ ભજન કરાવ્યા વગર નહીં મૂકીએ.''

આજના આશીર્વાદમાં સ્વામીશ્રીની અપરંપાર દયા જ રેલાઈ રહી.

## અમે થોડા ઈઝી (સુલભ) છીએ!

નૈરોબીમાં તા. ૧૧/૧૨થી સ્વામીશ્રીના ૬૮મા જન્મજયંતી મહોત્સવની ઉજવણીનો આરંભ થઈ ગયો. તેમાં આજના પ્રથમ દિવસની સાંજે હિંદુ કાઉન્સિલ દ્વારા કેન્યાના સ્વાતંત્ર્યની રજત જયંતી નિમિત્તે વિશિષ્ટ પ્રાર્થના-સભા યોજાઈ.

તેને અનુસરતાં તા. ૧૨/૧૨ના રોજ આવેલા કેન્યાના સ્વાતંત્ર્યદિને સ્વામીશ્રીએ પણ આ દેશનો રાષ્ટ્રધ્વજ ફરકાવી દેશના ગૌરવને ગગનમાં લહેરાતું કર્યું. આ પ્રસંગે બૅન્ડવાદન કરી રહેલા બાળકો-કિશોરો સાથે ભળી ગયેલા તેઓએ હાથમાં નાની છડી લઈ તાલ મિલાવ્યો ત્યારે તો ચારેકોર આનંદના સૂરો ફરી વળ્યા.

તેને માણવા અને સ્વામીશ્રીને મળવા આ દિવસની સાંજે પાંચ વાગ્યે એક વડા સુરક્ષા અધિકારી આવવાના હતા, પરંતુ સમાચાર આવ્યા કે 'તેઓ બિઝી (વ્યસ્ત) છે એટલે સાડા છ વાગ્યા પછી આવશે.'

આ સાંભળી સ્વામીશ્રી પણ પાંપણ પલકારતાં બોલ્યા: 'એ બિઝી છે તો અમે થોડા ઈઝી (સુલભ) છીએ!'

તેઓનો આ માર્મિક ઉદ્ગાર સ્વામીશ્રીનાં દયા અને દુર્લભતા સમજાવી ગયો.

## એ તો ઈચ્છા જ ક્યારેય નથી થઈ !

એક પછી એક કીર્તિમાન સ્થાપતાં આગળ વધી રહેલી સ્વામીશ્રીની સાંપ્રત વિદેશયાત્રા જોઈ, તેઓ જ્યારે દેશમાં પધારે ત્યારે અમદાવાદમાં ભવ્ય સન્માન સમારંભ ગોઠવવાનો પ્રસ્તાવ ઈશ્વરચરણદાસ સ્વામીએ તા. ૧૩/૧૨ના રોજ સ્વામીશ્રી સમક્ષ ધર્યો. પરંતુ તે સાંભળતાં જ સ્વામીશ્રીએ કહ્યું :

'મોટા સમારંભ રાખવાની કોઈ જરૂર નથી. હું તો એમાં માનતો જ નથી. શું સ્વાગત કરવું ? એમાં શું મોટો થાંભલો ફાડીને બહાર આવ્યા છીએ ? સ્પેશિયલી માન લેવા માટે ખોટી દોડાદોડ કરવી એમાં હું માનતો નથી. એ તો ઈચ્છા જ ક્યારેય નથી થઈ ! એની મહત્તા શું છે ?'

સ્વામીશ્રીના શબ્દે-શબ્દે માન-સન્માનની અરુચિ છલકાઈ આવી.

આ વખતે સત્સંગિજીવનદાસ સ્વામી બોલ્યા : 'બાપા ! આપ પરદેશથી મુંબઈ આવશો ને પછી બધે ફરતાં-ફરતાં અમદાવાદ આવશો એમાં ઘણું મોડું થઈ જશે. એટલે પ્લેનમાં જ મુંબઈથી અમદાવાદ આવી પાછા મુંબઈ પહોંચી જજો.'

'કંઈ મોડું થતું નથી. આ તો ગોળ જ્યારે ખાઈએ ત્યારે ગળ્યો લાગે એના જેવું છે !'

સ્વામીશ્રીના આ અભિપ્રાયમાં તેઓનું રસઘન સ્વરૂપ પ્રકાશી રહ્યું.

## અમારે આવવા-જવાનું છે જ નહીં

તા. ૧૪/૧૨ની સવારે સ્નાનવિધિ બાદ નેત્રમણિ ધારણ કરી રહેલા સ્વામીશ્રીને ગઈકાલે થયેલી મીટિંગના અનુસંધાનમાં વિશ્વવિહારીદાસ સ્વામીએ પૂછ્યું : 'આપ અમદાવાદ ક્યારે આવો છો ?'

'અહીં છીએ ને અમદાવાદની ચિંતા શીદ કરવી ? લાભ લઈ લો ને !' વાતને વળ ચડાવતાં સ્વામીશ્રી બોલ્યા, પણ પછી ઉમેર્યું : 'અમારે આવવા-જવાનું છે જ નહીં. આ તો વચ્ચેની રમત છે. બાકી અહીં પણ છીએ ને ત્યાં પણ છીએ.'

સ્વામીશ્રીના મુખેથી સચરાચરમાં વ્યાપ્ત અક્ષરબ્રહ્મ તરીકેની પોતાની ઓળખ સરી પડી. ઉપનિષદ કહે છે : 'तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके ।'[૩૧]

---

૩૧. ઈશોપનિષદ : ૫.

– એ બ્રહ્મ ચાલે છે અને સ્થિર પણ છે. એ દૂર છે ને નજીક પણ છે.

આવા સ્વામીશ્રીના કંઠે આજે યોજાયેલી કીર્તન આરાધનામાં જ્યારે *'જોગી જોયા જોવાનું કંઈ ન રહ્યું રે...'* ભજન વહેતું થયું ત્યારે તો સૌ ડોલી ઊઠ્યા. સ્વીટ્ઝરલેન્ડના નાગરિક શ્રી રેનૌડ લોસ્ફેલ્ટ પણ આ કામણથી બાકાત ન રહ્યા. ગુજરાતી શબ્દોથી અજાણ તેઓ પર સ્વામીશ્રીના સ્વરનો જાદુ પથરાઈ ગયો. તેથી સભા બાદ સ્વામીશ્રી ભોજન લેવા બિરાજ્યા ત્યારે પણ તેઓ ત્યાં આવી ચડ્યા. અહીં તેઓએ સ્વામીશ્રીને કહ્યું : 'મારે આપના જેવું આધ્યાત્મિક જીવન બનાવવું છે, તો માર્ગદર્શન આપો.'

'તમારી ભાવના સારી છે, પણ આ લાઈફ જુદી છે.' મરમાળા હાસ્ય સાથે સ્વામીશ્રી બોલ્યા.

ખરેખર, તેઓના જેવું જીવન બીજે ક્યાં મળે? ઉપરથી સહજ-સરળ લાગતા સ્વામીશ્રીના જીવનનો એક અંશ પણ જ્યારે અમલમાં મૂકવાનો પ્રયત્ન થાય, ત્યારે જ ખબર પડે કે એ માર્ગે એક ડગલું ભરવું પણ કેટલું કઠિન છે!

છતાં સ્વામીશ્રીએ એ પરદેશીને પા-પા પગલી માંડવાનું શીખવતાં કહ્યું : 'તમે એમ કરો, પહેલાં તો આહાર-વિહાર શુદ્ધ કરો. બીજી વાત પછી સ્થિર થશે.'

જેની જેટલી ક્ષમતા તેને તેટલું જ પીરસવાની સ્વામીશ્રીની પ્રકૃતિ.

## અમે સિંચાયા સંત અમીરસથી

સ્વામીશ્રીની ૬૮મી જન્મજયંતી નિમિત્તે તા. ૧૫/૧૨ની સવારે ૪૦૦ યજમાનોની ઉપસ્થિતિમાં ૫૦ કુંડી મહાયાગ યોજાયો.

તેને અનુસરતાં આજની સાંજે શોભાયાત્રા પણ અલૌકિક રહી. આ અવસરે એક રથમાં વહન થતી પિત્તળની ચમકતી ત્રણ ઈંચના ઉપાડની શ્રીજીમહારાજની મૂર્તિ સાથે સ્વામીશ્રી પણ અન્ય એક હંસાકાર રથમાં બિરાજી નગરયાત્રામાં વિચર્યા.

આ શોભાયાત્રાના બાર કલાક બાદ જ તા. ૧૬/૧૨ના રોજ આવી પહોંચ્યો વધુ એક સુવર્ણદિન – સ્વામીશ્રીનો ૬૮મો જન્મજયંતી મહોત્સવ!

આજના અવસરે મંચ-માંડવાની શોભા કંઈક આગવી જ બનેલી. ગાલીચારૂપે પથરાયેલી રંગબેરંગી પુષ્પોની પાંખડીઓ સ્વામીશ્રીનાં ચરણ

ઝીલવા થનગનતી હતી. મંચ પર બાથમાં ન સમાય એવી મોટી બે મીણબત્તીઓ પ્રકાશ પાથરી રહેલી. સ્વયં બળીને બીજાને અજવાળવાની સ્વામીશ્રીની જીવનરીતિ તેમાં દર્શાતી હતી. સ્વામીશ્રીની પૂજાવેદિકા તો વિવિધરંગી ફૂલભરણીથી ઊભરાતી હતી. તેથી સ્વામીશ્રી જાણે ફૂલોના ઓટલે બેસી પ્રાતઃપૂજા કરી રહ્યા હોય તેમ જણાતું હતું.

આ પૂજાવિધિ બાદ તેઓ અલ્પાહાર કરવા બિરાજ્યા ત્યારે આજથી શરૂ થતા ધનુર્માસ નિમિત્તે પ્રસાદમાં શીરો મૂકેલો. તેમાંથી સ્વામીશ્રી કચૂકા જેટલું જમ્યા અને વાટકી બાજુમાં રાખી મૂકી. અલ્પાહાર બાદ એ વાટકીમાંથી શીરો આપવા તેઓએ સામે બેઠેલા શ્વેતાંશુને બોલાવી હાથ લંબાવ્યો. ભારતથી લાભ લેવા આવેલા તે બાળકે પણ પ્રસાદ ઝીલવા સામે હાથ ધર્યો, પરંતુ સ્વામીશ્રીએ કહ્યું: 'બે હાથ ધર.' બાળકે તેમ કર્યું, ત્યારે સ્વામીશ્રી બોલ્યા: 'હવે નમ. નમે એને મેવા મળે.'

જન્મજયંતીની જાણે આ પ્રથમ શીખ! જે કાયમ નમતા રહ્યા હોય તે જ પોતાના જન્મદિવસે આવું શિખવાડી શકે ને!

આ રીતે એક બાળકના મોંમાં મીઠાશ ભરી સ્વામીશ્રીએ તેને વિદાય કર્યો ત્યાં બીજા બે બાળકો તેઓ સમક્ષ આવીને ઊભા રહ્યા. આજના પર્વ નિમિત્તે મુંડન કરાવનારા તેઓનું પૂજન સ્વીકારી સ્વામીશ્રીએ આશીર્વાદ આપ્યા. તે વખતે એ બંને બાળકો પોતાની સાથે લાવેલા ટોપા જાતે પહેરવા ગયા. તે જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'લાવો, હું પહેરાવી દઉં.' આમ કહેતાં તેઓએ બાળકોના માથે શિરછત્ર ધરી દીધાં!

દબદબાભરી જન્મજયંતીના પ્રભાતે સ્વામીશ્રીના આ શિશુસ્નેહે સૌનાં હૃદય પર કબજો જમાવી દીધો.

## પ્રથમ પ્રતિમાની પ્રતિષ્ઠા

સન ૧૯૭૦માં યોગીજી મહારાજે અહીં સંકલ્પ કરેલો કે 'આ ઉત્તર બાજુનું પ્રવેશદ્વાર છે તો તેમાં પ્રવેશતાં જ સામે મહારાજની મૂર્તિ હોવી જોઈએ.'

ગુરુના આ સંકલ્પની પરિપૂર્તિ કરતાં સ્વામીશ્રીએ તા. ૧૬/૧૨ની સવારે મંદિરમાં શ્રીજીમહારાજની એક ચક્ષુવાળી ધાતુમૂર્તિ પ્રતિષ્ઠિત કરી. તેની સાથે સુખાસનમાં બેઠેલી સ્વામીશ્રીની પ્રતિમા પણ મહંતસ્વામી અને ડૉક્ટર સ્વામીના હાથે સ્થાપિત થઈ. જેમ શાસ્ત્રીજી મહારાજની મૂર્તિ

બ્રહ્માંડમાં પ્રથમ વાર અહીં પધરાવાયેલી, તેમ સ્વામીશ્રીની મૂર્તિ પણ સકળ ભુવનમાં પ્રથમ અહીં બિરાજી !

આવા ઐતિહાસિક પ્રતિષ્ઠાવિધિ બાદ જન્મજયંતીની પ્રથમ સભામાં પધારેલા સ્વામીશ્રી સૌને આશીર્વાદ અને વ્યક્તિગત દર્શનનો લાભ આપી જમવા બિરાજ્યા ત્યારે સમય થયેલો બપોરના પોણા ત્રણ વાગ્યાનો! સૌને સવારે મંચ પર જોયેલી પેલી જલતી મીણબત્તી યાદ આવી ગઈ!

તેની જેમ અન્યને કાજે આયખું ઓગાળતા સ્વામીશ્રીએ આજની સાંજે જાગીને ઠાકોરજીને ધરાવેલો પ્રસાદ અંગીકાર કર્યો. તે પછી તેઓને આવશ્યક સેવા-કાર્યો હાથ પર લેવાં હતાં. તે માટે સામે બેઠેલા સંતોને ઓરડામાંથી બહાર નીકળવાનું કહેતાં સ્વામીશ્રી બોલ્યા: *'સર્વે સંત સુજાણને, હું પ્રથમ લાગી પાય; આદરું મારા કામને, તમે હવે સિધાવો બહાર.'*

ભક્તચિંતામણિની કડીઓનું મુખડું લઈ સ્વામીશ્રીએ વિવેકપૂર્ણ ભાષામાં બીજી કડી જોડી દીધી. તેથી ઊઠેલી આનંદની લહેરે ઊંચકાતાં સૌ ક્યારે ઓરડાની બહાર આવી ગયા તેનો પણ કોઈને ખ્યાલ ન આવ્યો! હસતાં-હસાવતાં કામ કરવાની સ્વામીશ્રીની રીત.

તે સાથે આજની રાત્રે યોજાયેલી જન્મજયંતીની દ્વિતીય સભામાં બિરાજેલા તેઓને કેન્યાના ઉપપ્રમુખ શ્રી જોસફટ કરાન્જુ સહિત અનેક મહાનુભાવોએ અંજલિઓ ધરી. ભક્તોએ પણ કલાત્મક ભવ્ય પુષ્પહારો પહેરાવ્યા. ભારતીય રાજદૂત શ્રીમતી ભલ્લા સહિત ૬,૦૦૦ની ભક્તમેદનીએ આરતીનાં અર્ઘ્ય આપ્યાં. આફ્રિકાના આંગણે અવિસ્મરણીય અવસર ઊજવાઈ ગયો.[૩૨]

## એ જ અમારો ચમત્કાર

૬૮મી જન્મજયંતીના પ્રસંગે દેશ-પરદેશથી નૈરોબી આવેલા હજારેક હરિભક્તોને વિદાયમાન આપવા માટે તા. ૧૭/૧૨ની સવારે યોજાયેલી વિશિષ્ટ સભામાં સૌને સ્થાનિક મંડળ દ્વારા સ્મૃતિભેટ અપાઈ.

---

૩૨. સ્વામીશ્રીના ૬૮મા જન્મજયંતી મહોત્સવમાં સામેલ થવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



તેને અનુસરતાં આવી પહોંચેલી આજની સાયંસભામાં વજીબાના આખ્યાનને આધારે અમૃતવાણી વહાવતાં સ્વામીશ્રીએ કહ્યું :

"વજીબાને મૂઢપણાનો સત્સંગ થઈ ગયો. આપણે તો ચક્કર-ચક્કર ફરતાં હોય ત્યાં વળગી જઈએ. પણ જે આપણાં ચક્કર કાઢે છે એને ચક્કરની ક્યાં પડી છે! ઘણાને અગ્નિમાં પ્રવેશ કરતા જોવાની લાલસા રહે, પણ આપણેય એક વાર અગ્નિમાં પ્રવેશ કરવાનો જ છે. બધા જાતજાતનાં આશ્ચર્યને વળગી રહે છે, પણ આશ્ચર્ય કરનારની બીડી છૂટતી ન હોય, નાની નાની વાતમાં મૂડલેસ (બેચેન) થતો હોય તો એ મોટું આશ્ચર્ય નથી!

ઘણા અમને પૂછે કે 'ચમત્કાર બતાવો છો?' પણ ભજન કરવું ને કરાવવું એ જ અમારો ચમત્કાર! ઘર છોડાય તેવું છે? પણ તમે બધા અહીં આવી ગયા તે ચમત્કાર નથી! નહીંતર લોકની કેટલીયે લહેરો મારતા હોત. જીવને જગતમાંથી પાછો વાળી ભગવાન સન્મુખ કરવો એ મોટો ચમત્કાર. જીવમાંથી બડવાળ કાઢવો, સત્સંગી કરી મૂકવો એ મોટો ચમત્કાર. મન મરે નહીં ત્યાં સુધી માયા મરે નહીં. ભગવાન ને સંત મળે તો મન અમન થાય."

## માળાપ્રધાન મહાત્મા

તા. ૧૮/૧૨ની સાંજે ભારતીય સ્વયંસેવક સંઘનું આમંત્રણ સ્વીકારી દીનદયાલ ભવનમાં પગલાં પાડનારા સ્વામીશ્રી અહીંથી સ્વાધ્યાય પરિવારની વિનંતી સ્વીકારી યોગેશ્વર કેન્દ્રના આંગણે પણ પહોંચ્યા.

ત્યારબાદ મંદિરે પરત ફરેલા તેઓ અત્રે એકત્રિત થયેલી ભક્તમેદનીને આશીર્વાદ આપી ઉતારે જવા તૈયાર થયા. આ સમયે ભગવત્ચરણદાસ સ્વામીએ રમૂજ કરતાં તેઓને કહ્યું: 'સ્વામી! ઘણા આગેવાનો આપની કાર્યશક્તિ જોઈ કહે છે કે 'પ્રમુખસ્વામીને પાંચ વર્ષ માટે ભારતની ગાદી સોંપવામાં આવે તો ભારતની કાયાપલટ થઈ જાય.' જો તમે વડાપ્રધાન થાવ તો હું નાણાંપ્રધાન થઉં.'

'નાણાંપ્રધાન કરતાં માળાપ્રધાન થાવ.' સ્વામીશ્રીનો આ પ્રતિભાવ ત્વરિત ગતિએ આવ્યો. તે દ્વારા ગમ્મતમાં મુકાયેલા પેલા વિચારના પણ ચૂરેચૂરા કરતાં તેઓએ વધુમાં ઉમેર્યું :

'ભગવાનનું ભજન કરવું ને માળા ફેરવવી એ જેવું સુખ એકેય વસ્તુમાં નથી. આપણે ભગવાન ભજી લેવા. જેટલું ભજન થાય, કથાવાર્તા થાય એટલા

રાજા. બાકી માયાના ગુલામ જ છે. અમે મોટાને મળીએ પણ બીજી જ ક્ષણે સ્વસ્થ થઈ જઈએ. દાગ લાગે નહીં. આપણાં કામ મિનિસ્ટરના મિનિસ્ટર ભગવાન કરે છે. આપણું કામ ભગવાન ભજવાનું. એમાં પાછું ન પડવું.'

અસંખ્ય પ્રવૃત્તિઓ કરવા છતાં સ્વામીશ્રીનાં આદર્શ, તત્ત્વજ્ઞાન કે અગ્રતાક્રમ કદી બદલાયાં નહોતાં.

## ભક્તને અઢળક દાન કરતા

તા. ૧૯/૧૨ની સવારે મંદિરમાં પ્રાતઃપૂજા કર્યા બાદ સ્વામીશ્રી અનિલભાઈ સામાણીના ઘેર અલ્પાહાર લેવા પધાર્યા ત્યારે અહીં વચમાં શ્વેતાંશુ નામનો બાળક હાથમાં કેમેરો લઈને ઊભો હતો. તેની તદ્દન નજીક સ્વામીશ્રી આવી ગયા તોય તે બાળક તો કેમેરામાં જ લીન રહ્યો. તે વખતે તેની પાસેથી કેમેરો લેતાં, સ્વામીશ્રીએ 'લાવ, તારો ફોટો પાડું' કહેતાં તે શિશુની બે છબીઓ ઝડપી લીધી. તેથી બાળક કચકડે મઢાયો, પણ સ્વામીશ્રી તો તે બાળક સહિત સૌનાં કાળજડે જડાયા !

સત્સંગીનાં સ્નેહી-સ્વજન બનીને રહેવાની તેઓની આ રીતે આ અરસામાં ભારતથી આવેલા યુવાન શ્રી રાજુભાઈ બ્રહ્મભટ્ટને પણ પલાળી મૂક્યા.

સ્વામીશ્રીને ખબર હતી કે આ યુવક માથે દેવું કરીને અહીં જન્મ-જયંતીનો લાભ લેવા આવ્યો છે. તેથી તા. ૨૧/૧૨ના રોજ તેઓએ એ યુવાનને બોલાવી પૂછ્યું : 'તું અહીં આવ્યો છે તો તારે પૈસાની જરૂર છે?' આમ કહી તેઓએ સંસ્થાકીય હિસાબી કામ સંભાળતા શ્રી ઠાકોરભાઈ પટેલને બોલાવી કહ્યું : 'આ છોકરાને પાંચ હજાર રૂપિયાના જેટલા શિલિંગ થતા હોય તેટલા આપજો.'

સ્વામીશ્રીની આ દરકાર પેલા યુવાનનું હૈયું વલોવી ગઈ. તે ઓરડાની બહાર આવી રડી પડ્યો, કારણ કે તે અહીં દૂર દેશમાં આવવા નીકળ્યો ત્યારે તેના બાપુજીએ પણ પૂછ્યું નહોતું કે 'દીકરા ! પૈસાની વ્યવસ્થા કેમ કરીશ ?'

પરંતુ અહીં પરદેશમાં સ્વામીશ્રીરૂપે પિતા મળી ગયાનો અનુભવ થતાં એ યુવાનની આંખો હર્ષાશ્રુ વહાવી રહી.

## બધું ઑર્ડર પ્રમાણે જ થાય છે

પૂર્વ આફ્રિકામાં છેલ્લા પંચાવન દિવસથી વરસી રહેલી સ્વામીશ્રીની

અમૃતવાદળી હવે આગળ વધવાની હોવાથી તા. ૨૩/૧૨ની સાંજે મંદિરે યોજાયેલો તેઓનો વિદાય સમારંભ ભાવભીનાની સાથે અશ્રુભીનો પણ બની રહ્યો. આ અવસરે સૌ પર આશીર્વાદ વરસાવતાં સ્વામીશ્રીએ કહ્યું: 'કેન્યાના હરિભક્તોને ધન્યવાદ છે. બાઈ-ભાઈ, નાના-મોટા બધાં મંડી પડ્યાં. આ સમૈયાની સ્મૃતિ જેને રહેશે તેને અક્ષરધામનું સુખ મળશે.'

સૌની સેવાને આ પ્રસન્નતા દ્વારા સાર્થક કરતા સ્વામીશ્રી તા. ૨૪/૧૨ની બપોરે લુસાકા જવા માટે ઍરપોર્ટ પર પધાર્યા ત્યાં જ 'વિમાનનું ઉડ્ડયન એક કલાક ઠેલાયું છે' તે સમાચાર મળ્યા. તેથી તેઓને માનવંતા મહાનુભાવોના કક્ષમાં બેસાડવામાં આવ્યા.

અહીં મર્યાદિત સંતો-ભક્તો સાથે ચાલતા થયેલા વાર્તાલાપમાં શ્રી હર્ષદભાઈ રાણાએ પૂછ્યું: 'બાપા! ૧૯૯૧માં અમેરિકા જવા માટે કયો રૂટ (માર્ગ) પસંદ કર્યો છે?'

'એ અત્યારે કેમ ખબર પડે?'

'આપ તો બધું જાણો છો ને!'

'જાણીએ છીએ, પણ કહેવા જેટલું જ કહીએ છીએ.'

'આપ કહો તો અમે જાગતા રહીએ ને!'

'જાગવાની ક્યાં વાત છે? સૂવો તો જાગવાનું થાય ને!' આમ કહેતાં સ્વામીશ્રીએ કેફપૂર્વક લટકું કરી *'પિયા પાયા તો ફિર ક્યા સોના...'* પંક્તિ ગાઈ.

તે પછી આ પદમાં આવતી *'હાડ ચામ ક્યા જોના...'* પંક્તિ પર તેઓએ વાત કરી કે – 'સંત મળ્યા છે એમાં હાડ-ચામ જોવાય નહીં. એમની બધી જ ક્રિયા મનુષ્ય જેવી જણાય, પણ દિવ્ય છે. દિવ્યતા જોવી એ નિષ્ઠા. આવા પિયા મળી ગયા પછી સૂવાય ખરું? કોની પ્રાપ્તિ થઈ છે! સારમાં સાર મળી ગયા. સાક્ષાત્ ભગવાનનું સ્વરૂપ મળ્યું છે. બસ, રાણા! આ યાદ રાખજો. પિયા પાયા છે. હવે જાગતા રહેજો. લૂંટાવાય નહીં. આ આદેશ.'

'આ સૂત્ર ખરેખરું છે, પણ બાપા! ધંધામાં એક ઑર્ડર આપી દો. અગિયાર મહિનાનું કામ એક મહિનામાં મળી જાય.'

'બધું ઑર્ડર (આદેશ) પ્રમાણે જ થાય છે. એમ ને એમ કશું નથી થતું.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓના આ ઉદ્‌ગારમાં 'भीषाऽस्माद् वातः पवते भीषोदेति सूर्यः...'[૩૩]

---

૩૩. તૈત્તિરીય ઉપનિષદ (આઠમો અનુવાક્).

– આ બ્રહ્મની આજ્ઞાથી પવન વહે છે, સૂર્ય ઊગે છે – એ ઉપનિષદના મંત્રનો રણકો સંભળાઈ રહ્યો. તેથી સૌનાં અંતરને ભરતા સ્વામીશ્રી તા. ૨૪/૧૨ની રાત્રે ૮:૨૦ વાગ્યે લુસાકા આવી પહોંચ્યા.

## આ પ્રતીક નથી

લુસાકામાં તા. ૨૫/૧૨ની સવારે ડૉ. ચંદ્રકાંતભાઈના ઘેર સ્નાનાદિથી પરવારેલા સ્વામીશ્રી વસ્ત્રપરિધાન કરી રહેલા ત્યારે એક સંતે પૂછ્યું: 'બાપા ! ગઈકાલે પ્લેનમાં આપ સૂતા કેમ નહીં ?'

'મુસાફરીમાં ઊંઘ ન આવે.'

'આ ઉંમરે આપને થાક નથી લાગતો ? અમને તો લાગે છે.'

'તો આવો, તમારી સેવા અમે કરીએ. પગચંપી કરીએ. થાકેલા સંતની સેવા કરવાનો લાભ ક્યાંથી ?' સ્વામીશ્રી બોલ્યા.

આમ, તન-મનથી સેવા માટે સદા તલસતા તેઓ આજે અલ્પાહારથી પરવાર્યા ત્યાં જ દૂરદર્શનના સંવાદદાતા શ્રી મોઝીઝ ફીસી મુલાકાત માટે આવી પહોંચ્યા.

તેઓને મળવા સ્વામીશ્રી જે હિંડોળા પર બિરાજ્યા તે પ્રમાણમાં સાંકડો હતો, છતાં તેઓ સંકોચાઈને બેઠા અને પોતાની બાજુમાં ઠાકોરજી પધરાવ્યા. વળી, બે ઓશીકાં મૂકીને હરિકૃષ્ણ મહારાજનું આસન ઊંચું કરાવતાં બોલ્યા: 'આપણું બધું કામ ઠાકોરજી કરે છે. એમને પહેલાં રાખવા જોઈએ.'

સ્વામીશ્રીએ લીધેલી હરિકૃષ્ણ મહારાજ સંબંધી આ દરકાર પેલા આગંતુક ખબરપત્રી જોઈ રહેલા. તેથી તેઓએ પૂછ્યું: 'આ નાની મૂર્તિ શાનું પ્રતીક છે ?'

'આ પ્રતીક નથી, પ્રત્યક્ષ સ્વામિનારાયણ છે.' સ્વામીશ્રી તરત જ બોલી ઊઠ્યા. પછી કહ્યું: 'અમે એમની પ્રેરણા પામીને કાર્ય કરીએ છીએ. ભગવાનને આ મૂર્તિમાં પ્રત્યક્ષ માનીને એમની ભક્તિ કરીએ છીએ.'

સ્વામીશ્રીનું આ *'પ્રભુપદ અનુરાગી...'* જીવન એ પત્રકારને સ્પર્શી ગયું.

## તારા ગુણ શા કહીએ રે

તા. ૨૫/૧૨ની રાત્રે સ્વામીશ્રીને જે એક ફોન કરવો હતો તેની વિગત તેઓએ એક કાગળમાં નોંધી તે કાગળ પત્રલેખનના પેડમાં મૂકેલો. પરંતુ

તેઓએ જ્યારે એ પેડ મંગાવ્યું ત્યારે તેમાં જે જગ્યાએ પોતે કાગળ મૂકેલો ત્યાંથી તે ન મળતાં સ્વામીશ્રી સહેજ અકળાયા. અલબત્ત, સંતોએ થોડું ફંફોસતાં એ કાગળ બીજી જગ્યાએથી હાથ લાગી ગયો, પરંતુ પત્ર-પરિચારકની આ બેકાળજી જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'મને કોઈ સમજી જ શકતું નથી.'

પુસ્તક ભરાય એટલું આ એક વાક્યમાં કહેતાં તેઓ તા. ૨૬/૧૨ની સાંજે સાડા ચાર વાગ્યે લુસાકાથી જોહાનિસબર્ગ આવી પહોંચ્યા.

પરંતુ આ મુસાફરી અઢી કલાક મોડા ઊપડેલા વિમાનને કારણે તેઓના બપોરના ભોજનને ગળી ગઈ. છતાં પ્રફુલ્લિત વદને અત્રે પદાર્પણ કરનારા સ્વામીશ્રીને અહીં રાષ્ટ્રપ્રમુખ અને ખ્રિસ્તી ધર્મગુરુ પોપને આપવામાં આવતા વિશિષ્ટ સન્માનથી સત્કારવામાં આવ્યા.

આ સન્માન સ્વીકારી સત્સંગ મંડળે ઍરપોર્ટ પરના VIP ભવનમાં જ યોજેલી સ્વાગત-સભામાં લાભ આપતાં સ્વામીશ્રી એકાદ કલાકનો પ્રવાસ ખેડી લેનેશિયા પધાર્યા. અત્રે તેઓ શ્રી પરેશભાઈ ભટ્ટના ઘેર જમવા બિરાજ્યા ત્યારે સમય થયેલો સાંજના સવા સાત વાગ્યાનો!

તેમ છતાં તેઓના ચહેરા પર કોઈ ઉચાટ-કચવાટ જોવા ન મળ્યા. ઊલટાનું શુકનની લાપસી પીરસાવી સ્વામીશ્રીએ સૌનાં મોં-મન મીઠાં કરી મૂક્યાં.

આ મીઠાશ સાથે મહાલતા હરિભક્તોએ તા. ૨૭/૧૨ના રોજ સ્વામીશ્રીને હેલિકોપ્ટરમાં બેસાડી સમગ્ર ટ્રાન્સવાલ પર દૃષ્ટિ કરાવી. તે વખતે આ પ્રદેશ પર પુષ્પો વેરી સ્વામીશ્રીએ તેને પાવન કર્યો.

આ આકાશી સ્મૃતિ હજી તો સૌનાં મનમાં ઠરે ત્યાં તો તા. ૨૯/૧૨ની સવારે સ્વામીશ્રીએ વરસાદી સ્મૃતિ પણ આપી દીધી. આ સમયે તેઓ પ્રાતઃભ્રમણ માટે નીકળ્યા ત્યારે વરસાદ વરસી રહેલો. તેથી તેઓએ છત્રી સાથે ભ્રમણ કર્યું! છત્રને કારણે સ્વામીશ્રી કોરા રહ્યા પણ આ વિશિષ્ટ દર્શનથી ભક્તો સ્મૃતિભીના બની ગયા.

લાભની આ લહાણ કરવા સ્વામીશ્રી અહીંના રોકાણ દરમ્યાન પ્રિટોરિયા, મેફેર, આઝાદવીલ વગેરે સ્થળોએ પણ દોડી ગયા. અત્રે હરિભક્તો મર્યાદિત માત્રામાં; છતાં સ્વામીશ્રીનો ઉત્સાહ તો અમર્યાદ જ જોવા મળતો. પાંચ-પંદરની હાજરીમાં પણ તેઓ કેફથી કથામૃત વહાવે.

પરંતુ તેઓના આ ઇશકને ન સમજી શકનારા એક સહયાત્રીએ તા. ૩૦/૧૨ની પ્રાતઃપૂજા બાદ સાતેક હરિભક્તોની પાંખી સંખ્યા જોઈ સ્વામીશ્રીને

કથા કરવા માટે 'સ્વામીની વાતો'નું પુસ્તક ન આપ્યું. તે સ્વામીશ્રીએ સામેથી માંગ્યું ત્યારે એક સંતે કહ્યું: 'આટલાને શું વાતો કરવી ?'

'ભગવાનની વાતો સાંભળનાર એક હોય તોય કરવી.' સ્વામીશ્રી બોલ્યા.

આ કરુણા અને કલ્યાણભાવનાનો જોટો ક્યાં જડશે !

પરંતુ ન કેવળ કરુણા અને કલ્યાણભાવનાની દૃષ્ટિએ જ, સન ૧૯૮૮ને તો સ્વામીશ્રી અનેક રીતે અજોડ જણાઈ રહેલા.

છેલ્લા આઠ મહિનામાં જ પરદેશની ચાર-ચાર પાર્લામેન્ટોમાં સન્માનિત થનારા પ્રથમ હિંદુ ધર્મગુરુ તરીકે તેને સ્વામીશ્રી અદ્વિતીય દર્શાતા હતા. સંસ્કૃતિના ઉત્કર્ષ માટે વીતેલા ૩૬૫ દિવસોમાં દેશ-પરદેશનાં ૩૧૩ ગામો-નગરો ઘૂમી વળનારા પણ સ્વામીશ્રી સિવાય અન્ય કોઈ તેની નજરે ચડતા નહોતા. વિદેશની ભૂમિ પર એકસાથે દોઢસોથી વધુ ભગવાંધારી સંતોને ઉતારી સંપ્રદાયની ગૌરવગાથા આલેખનારા પણ સ્વામીશ્રી પ્રથમ જ બની રહેલા.

આવા તેઓ સાથે કાયમ રહેવાના કોડ સેવતી સન ૧૯૮૮ તા. ૩૧/૧૨ના ઢળતા સૂર્યને જોઈ ફફડી ઊઠી, કારણ કે હવે આવી રહેલી ક્ષણો તેના પર અંધકારની પછેડી પાથરવાની હતી. પરંતુ કાળનું એ કાળું ઓઢણું ઓઢતાં પૂર્વે પોતાને મળેલાં સ્વામીશ્રીનાં સુખ-સાંનિધ્યનો સરવાળો માંડતાં ૧૯૮૮નું વર્ષ ઊલટભેર ગાતું ગયું કે *'સનાથ કીધા સ્વામી મારા, તારા ગુણ શા કહીએ રે...'*



# હૈયે હેત-પ્રીત વળી બહુ રે

## સન ૧૯૮૯

### મુખે દીનપણું દાખવે

સન ૧૯૮૯નું ફૂટતું પ્રભાત સ્વામીશ્રીના સાંનિધ્યમાં પાટીદાર સમાજના હૉલ ખાતે યોજાયેલી મહાપૂજાના મંગલ ધ્વનિથી ગુંજી ઊઠ્યું. આ વૈદિક વિધિને અનુસરતાં આજે તા. ૧/૧ના રોજ સ્થાનિક ખ્રિસ્તી પાદરી ડૉ. બ્રાયન હચિન્સને 'અક્ષર-પુરુષોત્તમ સ્વામિનારાયણ સંસ્થામાં ગુરુ-શિષ્ય સંબંધ' વિષયક પોતે લખેલો મહાનિબંધ સ્વામીશ્રીને સુપ્રત કર્યો. બી.એ.પી.એસ. સંસ્થાનું કાર્ય હવે પાદરી-પરદેશીના રસનો વિષય પણ બનવા લાગ્યું તે સ્વામીશ્રીના કાર્ય અને પ્રચંડ પુરુષાર્થનું પરિણામ !

આવા સ્વામીશ્રીને તેઓની ૬૮મી જન્મજયંતીએ વધાવવા અહીંના સત્સંગ મંડળે તા. ૨/૧ના રોજ ગાર્ડનવીલમાં યોજેલો ડાબરા ઉત્સવ સ્વામીશ્રીએ જમાડેલા લાભના લાડવાથી સ્મરણીય બની રહ્યો.

આ સ્મૃતિઓને વિશેષ ઘૂંટવા યજમાન શ્રી પરેશભાઈ ભટ્ટનાં બહેનોએ સ્વામીશ્રી તથા સંતો માટે ભગવાં ઊનમાંથી ગૂંથીને ટોપીઓ તૈયાર કરેલી. તે જોઈ સ્વામીશ્રીએ કહેલું: 'કાલે આ પહેરીને આપણે ચાલીશું (પ્રાતઃભ્રમણ કરીશું.) સંતો પણ આ પહેરી મારી સાથે ચાલજો.'

આ આદેશ અનુસાર તા. ૩/૧ની સવારે સ્વામીશ્રી ભ્રમણ કરવા નીકળ્યા ત્યારે તેઓ તથા સૌ સંતોએ ગરમ ભગવી ટોપી ધારણ કરેલી. તે વખતે ગવાઈ રહેલાં શ્રીજીમહારાજની લીલાનાં પદોમાં વર્ણન આવ્યું: *'રાતાં થઈને વહેવા લાગ્યાં, સાબરમતીનાં નીર...'*

આ સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'આપણી આ નગરયાત્રામાં પણ (સંતોએ મસ્તકે ભગવા રંગની ગરમ ટોપીઓ ધારણ કરી એટલે) બધું લાલ લાલ થઈ ગયું !'

આ વખતે કો'કે અહોભાવ વ્યક્ત કર્યો કે 'મહારાજ પણ આવા જ શોભતા હશે ને !'

'મહારાજની શોભા તો અલૌકિક જ. એમની શોભા પાસે આપણે શું હિસાબમાં ?' સ્વામીશ્રીએ કહ્યું.

દાસભાવ તો તેઓથી ક્ષણ પણ અળગો ન થતો.

## સારનો સાર

તા. ૪/૧ની સવારે લેનેશિયાથી ડર્બન પધારેલા સ્વામીશ્રીનો લાભ લેવા ઊમટતા ભક્તો-ભાવિકોથી અહીં રિઝર્વોયર વિસ્તારમાં શ્રી ચંદુભાઈના ઘેર રખાયેલા ઉતારા સહિત, હિંદુ સેવા સમાજનો હૉલ, ભારત હૉલ, મહાત્મા ગાંધી હૉલ વગેરે સભાસ્થળો ભરચક રહેવા લાગ્યાં. જાહેર-સભાઓની સાથે તા. ૫/૧ના રોજ શિવાનંદ આશ્રમ તેમ જ ઇસ્કોનના મંદિરની મુલાકાતો લઈ સ્વામીશ્રીએ સંવાદિતાની સુગંધ પણ પ્રસરાવી.

આ સુવાસથી આકર્ષાઈને તા. ૬/૧ની રાત્રે આવી ચડેલા એક યુવક શ્રી હર્નિશે સ્વામીશ્રીને કહ્યું: 'Bapa! You are my best friend.' (બાપા ! આપ મારા શ્રેષ્ઠ મિત્ર છો.)

'હા, અમે તારા બેસ્ટ ફ્રેન્ડ, બેસ્ટ ફાધર અને બેસ્ટ ગુરુ છીએ.' આટલું કહી સ્વામીશ્રીએ ઉમેર્યું: 'મિત્રભાવમાં કોઈ અંતરાય ન રહે. નિષ્કપટભાવ, નિખાલસપણું રહે. અંતરથી વાત કરાય. પિતાભાવ રાખે તો આજ્ઞા પળાય. ગુરુભાવ રાખે તો દિન-પ્રતિદિન ભક્તિ-હેત વધતાં જાય. તેઓ દ્વારા ભગવાનનો સાક્ષાત્કાર થાય. આવા ત્રણ ભાવ માને તો લાભ મોટો થાય.'

એક મહાનિબંધ લખી શકાય એવો ગુરુ-શિષ્ય સંબંધ સ્વામીશ્રીએ માત્ર ત્રણ લીટીમાં વર્ણવી દીધો. તે સાંભળી સંતોએ કહ્યું: 'બાપા ! આપે તો

અદ્‌ભુત વાત કરી.'

'વાત નહીં, સારનો સાર છે.' સ્વામીશ્રી બોલ્યા.

## બુદ્ધિના ડોળમાં જ હેરાનગતિ

તા. ૭/૧ની સવારે ડર્બનથી જોહાનિસબર્ગ પધારેલા સ્વામીશ્રીએ અહીં બે દિવસ સુધી ધર્મલાભ આપી તા. ૯/૧ના રોજ મોરેશિયસ જવા વિદાય લીધી. તેઓની આ હવાઈયાત્રામાં બપોરના નિશ્ચિત સમયે ઠાકોરજીને થાળ ધરાવવામાં આવ્યો. તેમાં મૂકેલી સૂકી ભાજી, ઢેબરાં વગેરે વાનગીઓની સોડમથી એક ગોરો પ્રવાસી બોલી ઊઠ્યો: 'Very nice smell. Beautiful lunch.' – 'ખૂબ સુંદર સુગંધ. મનોહર ખાણું.' આમ કહી તેણે આ વાનગીઓ ચાખવા માંગતાં સંતોએ તેને થાળ બાદ પ્રસાદ આપ્યો. તે તેની દાઢે વળગતાં અન્ય ગોરા મુસાફરોએ પણ ભારતીય ભોજન ચાખવા સંતો સમક્ષ હાથ લંબાવ્યા.

આ વાતની સુગંધ વહેતી-વહેતી કૉકપીટમાં બેઠેલા પાયલોટ પાસે પહોંચી. તેણેય કેબિનમાંથી આવી સ્વામીશ્રીને નમસ્કાર કરતાં ખાણું માગ્યું.

આમ, સ્વામિનારાયણીય પ્રસાદે આજે ગોરાઓને ઘેલા કરી મૂક્યા.

આ જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'ઠાકોરજી સાક્ષાત્ જમ્યા તે એમનો સ્વાદ આમાં રહી ગયો છે.'

પરંતુ ભોજન સાથે ભજનનો આસ્વાદ ચખાડવાનું પણ સ્વામીશ્રી કદી ન ચૂકે. તેથી તેઓએ અધ્ધર આકાશમાં બપોરની કથા શરૂ કરાવી. તેમાં વંચાયેલા વચનામૃત(ગ.અં. ૩૯)ના વાક્યે-વાક્યે સ્વામીશ્રીની વાણી વહેવા લાગી:

"બધે અહં-મમત્વરૂપી માયા નડે છે. એને લીધે સત્પુરુષને જે સુખ આપવું છે તે લઈ શકાતું નથી, પણ આપણે અહં-મમત્વ સત્પુરુષનું. મંદિરનું મમત્વ પણ સત્પુરુષ કહે તો મૂકી દેવું. આ તો સત્પુરુષને મૂકે પણ સ્વભાવને ન મૂકે. શાસ્ત્રીજી મહારાજે ભગતજીની આજ્ઞાથી ચરણારવિંદની જોડ રામરતનને આપી દીધી. કેવો રાજીપો થઈ ગયો! આપણે તો સામાન્ય વસ્તુ પણ મૂકી ન શકીએ. કોઈની સાથે આંટી પડી હોય ને કહીએ કે 'મૂકી દો.' તો ન મુકાય. 'મારી ભૂલ નથી ને કેમ સ્વીકારું?' પણ 'ભ'ઈ! કહેનાર કોણ છે?' ભૂલ ન હોય તોય એમની પાસે નમી દેવું. હાથ જોડવા. ગરીબ થઈ જવું."

'પણ સ્વામી! આ અહં-મમત્વ એક દા'ડામાં થોડું નીકળે?' કો'કે

પૂછ્યું. ત્યારે સ્વામીશ્રીએ જણાવ્યું :

"ખરેખરો અંતરનો ભાવ હોય તો તરત જ નીકળી જાય. જેને મોટાપુરુષ મળ્યા છે તેને એ નીકળી જ જાય, પણ એમની પાસે જ બેપરવાઈ જેવું થઈ જાય છે. કલ્યાણનો ખપ હોય તો અહં-મમત્વ ન રહે. સ્વરૂપ બરાબર સમજ્યા હોય તો વાંધો ન આવે. પોતાનું અપમાન થાય, કોઈ શબ્દો મારે ત્યારે 'હું આત્મા છું, અક્ષર છું, બ્રહ્મ છું' એ વિચારમાં ઊંડા ઊતરી જવું. એ વિશલ્યકરણી ઔષધિ છે. સહન કરે તેને સુખ અખંડ વર્તે. પણ બુદ્ધિનો ડોળ જતો ન હોય એટલે તર્ક-વિતર્ક ચાલે. સત્પુરુષની પાસે બુદ્ધિ ચલાવવા જઈએ છીએ ને પછી ભૂલા પડી જવાય છે. બુદ્ધિના ડોળમાં જ હેરાનગતિ છે.

પણ સત્પુરુષ કહે, 'મૂકો.' તો અહં મૂકવું. પછી સંકલ્પ નહીં. સારું-ખોટુંનો વિચાર જ નહીં. આંખો મીંચીને જ પડવાનું. એવી સ્થિતિ ભગવાન દયા કરશે ને થઈ જશે પણ આપણે પુરુષપ્રયત્ન કરવો પડે. સત્પુરુષમાં સદા દિવ્યભાવ રાખવો એ પુરુષપ્રયત્ન. એ તો થઈ શકે એવું છે. સત્પુરુષને વળગી જવું. યોગ્યતા નથી તો પણ વળગ્યા રહીશું તો ભગવાન તારી દેશે. સમજણ ન હોય તો ઉદાસી-નિરાશા આવી જાય કે 'આપણાથી કંઈ નહીં થાય.' સત્સંગ મૂકી દઈએ, જતા રહીએ. પણ એમ તો વધુ હેરાન થવાના. અહીં સંભાળનાર સત્પુરુષ છે. ઉગારી લેશે. જગતમાં સુખી થઈશું એ તો મનને મનાવવાની વાત છે.

અવસ્થાના વેગે બીજા વિચાર આવી જાય પણ જાણપણું રાખી એટલો સમય પસાર કરી દઈએ, મૂળિયું પકડી રાખીએ તો વાંધો ન આવે. પકડી રાખવાનું એટલું કે મોટાપુરુષ અને ભગવાનમાં દૃઢ વિશ્વાસ. જગતનું સુખ આ દેહે કરીને કેટલુ ભોગવવાના? છે જ છાંટો! ગમે એટલું ભોગવીએ પણ પૂરું થવાનું નથી. એ જ બતાવે છે કે એમાં સુખ નથી. માટે આત્મા-પરમાત્માનો વેગ લગાડી દેવો."

સ્વામીશ્રીના શબ્દો આજે વિમાનની ગતિને હંફાવે તેવી રીતે નીકળી રહ્યા. તેની સાથે ચોક્કસ દિશા ચીંધનારા પણ બની રહ્યા.

## ખાસ અગત્યની સૂચના

સ્થાનિક સમય અનુસાર તા. ૯/૧ની સાંજે ૫:૪૫ વાગ્યે મોરેશિયસ આવી પહોંચેલા સ્વામીશ્રીનું અત્રે દેશના માનવંતા મહેમાનની રીતે સ્વાગત

થયું. સૌનો આ સત્કાર સ્વીકારી બો બાસાંમાં આવેલા અક્ષરવાસી શ્રી મનહરભાઈના ઘેર પધારેલા સ્વામીશ્રીએ અહીંથી તા. ૧૦/૧ના રોજ પીટીટ રાફરે, પેમ્પલ મૉસેસ બોટાનિકલ ઉદ્યાન, કૃષ્ણાનંદ સેવા આશ્રમ વગેરેની મુલાકાત લીધી. ત્યારબાદ સાંજે તુલસીશ્યામ મંદિરમાં સત્સંગ-સભાનો લાભ આપી તેઓ કચ્છી સમાજના સ્વામિનારાયણ મંદિરે પણ પધાર્યા.

આમ, આખા દિવસના ભરચક વિચરણ પછી ઉતારે પરત ફરેલા સ્વામીશ્રી અહીં સંતો સાથે બિરાજ્યા ત્યારે હવે બે દિવસમાં જ ભારત પહોંચવાનું હોવાથી ત્યાંના કાર્યક્રમોની વાતો નીકળી. તેમાં પોતાનો મત જણાવતાં સ્વામીશ્રી બોલ્યા: 'મારો કાર્યક્રમ ડિક્લેર (જાહેર) કરવામાં હું અઠવાડિયાથી વધુ દિવસનો પ્રોગ્રામ ઘડવા માંગતો જ નથી. આગે આગે ગોરખ જાગે. છ-છ મહિનાનો છપાવી શું ભાર પાડવો છે? બીજાં મંદિરોમાં આગળનો કાર્યક્રમ પહોંચી ગયો હોય તો તેઓ તૈયારી કરવા માંડે. પછી ડૉક્ટરોએ ધારો કે આરામનું કહ્યું તો? ગોઠવેલું ફેરવવું પડે ને પછી દુઃખ થાય.'

'પણ બાપા! બધાને નગરયાત્રા કાઢવાનો ઉમંગ હોય ને!' નૈરોબીવાસી શ્રી સુરેશભાઈએ કહ્યું.

પરંતુ આ ઉમંગને નાથતાં સ્વામીશ્રીએ જણાવ્યું: 'તમારે જિંદગીમાં એક જ વાર વરઘોડો નીકળ્યો તેમાંય કેટલું કંટાળી ગયા હશો! અમારે તો રોજનું થયું. હવે તો સારું છે કે નગરયાત્રાઓ બંધ થઈ છે. સાદાઈથી આવીએ ને જઈએ.'

સન્માનની એક પાંખ કપાતાં સ્વામીશ્રી જાણે હાશ અનુભવી રહેલા. સૌને ખીલવતા તેઓ પોતાનાં માન-સન્માનને તો કચડતા જ રહેતા.

તેથી જ તેઓએ મુંબઈમાં ભવ્ય સન્માનની તજવીજ કરી રહેલા કોઠારી સ્વામીને પણ લખી જણાવેલું કે –

*'ખાસ અગત્યની સૂચના આપને, સંતો, હરિભક્તો, યુવકોને છે કે હમો પરદેશથી આવીએ એટલે સ્વાગત માટે કોઈ ખર્ચ કરવો નહીં. બીજો પણ કોઈ ખર્ચ ન કરવા સર્વેને ખાસ ભલામણ છે અને ઉત્તરાયણ ઉત્સવ સાથે કથા-વાર્તા, ભજન થાય, પણ ખોટા ખર્ચ ન થાય તે માટે તમારે તકેદારી રાખવી અને મુખ્ય સંતો અને હરિભક્તો પણ તકેદારી રાખે. રાજી કરવા હોય તો આ વાત ધ્યાનમાં રાખશો. બાકી મનસ્વી કરવું હોય તે માટે કોઈને કહેવાનું નથી. ફૂલહારમાં પણ વધારે ખર્ચ ન*

*કરવો. ખૂબ સાદાઈ હશે તો આનંદ થશે. તો રાજી રહેશો.'*

ઉપરોક્ત પત્રના પ્રત્યેક શબ્દમાંથી સંભળાતો સ્વામીશ્રીની અહં-શૂન્યતાનો પડઘો હજી ડૂબ્યો નથી.

## गुरु से चेला सवाया निकला

તા. ૧૧/૧ની સવારે બ્લેક રિવર બીચ પર પધારેલા સ્વામીશ્રી અહીં ઠાકોરજીને સમુદ્રસ્નાન કરાવી સ્વયં પણ નહાયા. તે પછી આજની સાંજે તેઓ તુલસીશ્યામ મંદિરમાં યોજાયેલી સભામાં પધાર્યા ત્યારે અત્રે ૮૮ વર્ષીય સ્વામી શ્રી કૃષ્ણાનંદજી ખાસ ઉપસ્થિત હતા. 'ઈશ્વરનું નામ ને દીન-દુખિયાનું કામ'ના ધ્યેયને વરેલા આ મહાત્મા વિશ્વભરમાં વ્યાપેલાં તેઓનાં ૨૧ આશ્રમો, ૫૦ કેન્દ્રો અને ૭૫,૦૦૦ કાર્યકરો દ્વારા માનવ-સેવાની પ્રવૃત્તિઓ ચલાવતા.

તેઓએ આજે ભાવવિભોર અવસ્થામાં સભાને સંબોધતાં કહ્યું :

'प्रमुखस्वामीजी 'प्रमुख' नाम से ही सभी के प्रमुख – प्रेसिडैन्ट हैं। पराये नहीं लगते। सब के सब लोगों के दिल ने स्वीकार कर लिया है कि 'ये हमारे प्रमुख हैं।' एक बार उन्होंने मुझे बुन्दी का लड्डु प्रसाद में दिया था। मैंने पूरा-सा पूरा प्रेम से खाया। कैसा था वह प्रसाद ! आह ! एक-एक दाना पेट में जाता था – एक दिव्य आंदोलन के साथ ! स्वामीजी जिसको छूते हैं वह पवित्र हो जाता है।

योगीजी महाराज के आदेश को लेकर प्रमुखस्वामीजी ने कितना विकास किया है ! गुरु से चेला सवाया निकला। कल वे हमारे आश्रम पर पधारे थे, तब मैंने आश्रम के पेड़ पर पके आम का प्रसाद डीश में दिया तो उन्होंने तुरन्त भगवान की मूर्ति को निवेदन करके सबको बाँटा, बाद में ग्रहण किया। यह आसान बात नहीं है। कितनी भक्तिभावना है ! मैं ईश्वर से प्रार्थना करता हूँ कि प्रमुखस्वामीजी के आयु की गिनती वह भूल जाए ! उनको शतायु करें।'

શ્રી કૃષ્ણાનંદજીના મુખેથી સ્વામીશ્રીના મહિમાની સરવાણી વહેતી જ રહી. સંતોના શિરતાજ સ્વામીશ્રીનું એક વધુ દર્શન પામી સૌ ધન્ય થઈ ઊઠ્યા.

## શાંતિ શાંતિ શાંતિ રહે છે

તા. ૧૨/૧ના રોજ એક ટી.વી. મુલાકાત આપી મોરેશિયસથી ભારત

આવવા નીકળેલા સ્વામીશ્રીને હવાઈયાત્રામાં શૌચ જવાનું થતાં તેઓએ પ્લેનમાં સ્નાન કરી ત્યાગીનો ધર્મ યથાર્થ સાચવ્યો.

આમ, દેશ-વિદેશમાં વિચરવા છતાં શ્રીજીકથિત મર્યાદાઓને અખંડ રાખતા તેઓ, સ્થાનિક સમય મુજબ રાત્રે ૧૧:૧૫ વાગ્યે મુંબઈ ઊતરી બાર વાગ્યે મંદિરે પધાર્યા. અહીં તેઓને વધાવવા માટે સૌનાં હૈયે ઊછળતા ઉત્સાહ પર સ્વામીશ્રીએ અગાઉથી જ પત્રરૂપી પાળ બાંધી દીધેલી.

તેથી સાદા પુષ્પહારો અને બુલંદ જયનાદોનું સ્વાગત ઝીલતાં ઉતારે પધારેલા તેઓએ તા. ૧૩/૧ની પ્રાત:પૂજા બાદ અમૃતધારા વહાવી કે – 'ગયા, ફર્યા ને પાછા આવી પણ ગયા. અમારી સાથેના સંતોને એમ હતું કે આ યાત્રા લાંબી રહેવી જોઈએ, પણ ૧૯૭૪ની અને આ વખતની યાત્રાના ૨૮૧ દિવસ સરખા થયા. પછી કલાકો ગણ્યા તો આ યાત્રા બે કલાક લાંબી રહી. જો તેય સરખા થયા હોત તો મિનિટો પણ ગણતરીમાં લેત ખરા.'

સ્વામીશ્રીની આ ગમ્મતે સભામાં હાસ્યનું મોજું ફેલાવી દીધું. તે પર જ સૌને સહેલ કરાવતાં તેઓ વિદેશયાત્રાનું ટૂંકું વિવરણ કરી અંતે બોલ્યા: 'હરિકૃષ્ણ મહારાજ અમારી સાથે હતા તે વાંધો તો ન જ આવે ને! યોગીજી મહારાજે આપ્યા છે તે અખંડ સુખ આપે છે. શાંતિ શાંતિ શાંતિ રહે છે.'

આ શાંતિ અનેકને આપવા વિચરતા સ્વામીશ્રીએ આજની સાંજે મંદિરે આયોજિત સભામાં પરદેશના સત્સંગનો ચિતાર આપતાં કહ્યું: 'વિદેશમાં હરિભક્તો બધી પ્રતિકૂળતામાં સત્સંગ રાખે છે એ બહુ મોટી વાત છે. નોકરી હોય પણ તે ક્યારે છૂટી જાય તે કહેવાય નહીં. છતાં નોકરી ભલે છૂટે, પણ સત્સંગ ન છૂટે એવું તાન. નોકરી છોડીને સત્સંગ કરાવે. ત્યાં સત્સંગ કરતા યુવકોને જોઈને લાગે કે કોલસાની ખાણમાં કામ કરનારને કાળો ડાઘ ન લાગે એવા આ યુવકો છે.'

વિદેશવાસી ભક્તોનું આ મહિમાગાન કરી સ્વામીશ્રીએ વાતનું વહેણ જ્ઞાનના કિનારા તરફ વાળતાં જણાવ્યું: 'જ્ઞાન થયા પછી સુખિયા. જ્ઞાનવાળો ધરાવાની ઝૂંપડપટ્ટીમાં પણ સુખી...' આમ કહેતાં તેઓ ત્રણેક વાર 'ધારાવી'ને બદલે 'ધરાવા' જ બોલતા રહ્યા.

તે વખતે બાજુમાં બેઠેલા એક સંતે ઊંચે અવાજે ધારાવી કહી સ્પષ્ટતા કરી. તે સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'હા, ભ'ઈ! ભૂલ્યા. અમે તો બાફીએ. એટલે તો તમારા જેવા ભણેલાને સાથે રાખવા પડે છે. અમે ભણેલા નહીં

એટલે ધરાવા ને ધારાવાહી થઈ જાય...'

વિદેશમાં ડંકો મારી આવ્યા પછીની દેશની આ પ્રથમ જાહેર-સભામાંયે સ્વામીશ્રી જે નિખાલસતાથી વર્ત્યા-વરસ્યા તે જોઈ તેઓની નમ્ર-નિર્દંભ છબી પર સૌ ઓવારી ગયા.

## ભારતના સંસ્કારસ્વામી

તા. ૧૪/૧ના રોજ મુંબઈના સુપ્રસિદ્ધ ષણ્મુખાનંદ હૉલના આંગણે પ્રાતઃપૂજા, ઉત્તરાયણની પુણ્ય પર્વણી અને સન્માન સમારંભની ત્રિવેણી સર્જાઈ ગઈ. તેની પ્રથમ ધારારૂપે યોજાયેલી પૂજાવિધિ બાદ સ્વામીશ્રી આ સભાગૃહના જ એક ખંડમાં અલ્પાહાર ગ્રહણ કરી તરત જ મકરસંક્રાંતિના ઉત્સવમાં આવી પહોંચ્યા. આ પ્રાસંગિક સભાના અંતે તેઓએ 'નારાયણ હરે, સચ્ચિદાનંદ પ્રભો...'ની આહ્‌લેક લગાવતાં જ ભક્તો દ્વારા સમર્પણની સરિતા વહેવા લાગી. જેને બ્રહ્માંડોની વિસાત નહીં એવા સાક્ષાત્ બ્રહ્મનો હાથ આજે દાન સ્વીકારવા લાંબો થયેલો જોઈ, એ કરકમળ પર બિરાજવા સ્વયં લક્ષ્મી અનંતરૂપ ધરી હાજર થઈ ગઈ! તેથી કેટલાય સત્સંગીઓએ તો સમગ્ર વર્ષનાં સીધાં ઉપરાંત મોટરો અને દીકરાઓને પણ સ્વામીચરણે ધરી દીધાં.

એ જ રીતે, આજની સાંજે યોજાયેલા સ્વામીશ્રીના સત્કાર સમારંભમાં પણ આ સભાગૃહ છલકાઈ ગયું. સ્વામીશ્રીની સૂચનાને આદર આપતું આ આયોજન સાદું છતાં સોહામણું તો હતું જ.

તેમાં ભાવોર્મિ પ્રગટ કરતાં મહારાષ્ટ્રના પર્યાવરણ મંત્રી શ્રી બી. એ. દેસાઈએ કહ્યું: 'ભગવાન પ્રમુખસ્વામી મહારાજ દ્વારા એક સુંદર દુનિયા બનાવી રહ્યા છે. સંસ્કૃતિના પ્રચારનું કાર્ય ઘણા કરે છે, પણ સ્વામીજીનું કાર્ય વધુ ગતિશીલ અને જડબેસલાખ છે.'

આ અહોભાવને અનુમોદન આપતાં જૈન શ્રેષ્ઠી શ્રી દીપચંદ ગાર્ડી બોલ્યા: 'અહિંસા સ્વયં પ્રમુખસ્વામીરૂપે વિચરે છે. અમે ભાષણો કરીએ એનો કોઈ અર્થ સરતો નથી. અસર તો પ્રમુખસ્વામીજીના વિશુદ્ધ જીવનની છે.'

સ્વામીશ્રીની આવી વિરાટ પ્રતિભાને અંજલિ આપતાં વિખ્યાત સાહિત્યકાર શ્રી હરીન્દ્ર દવેએ પણ અંતર ખોલ્યું કે 'પ્રમુખસ્વામી મહારાજની જ્ઞાનની બેંકમાં કોટિ સહસ્ર અબજનો વૈભવ પડ્યો છે, જે કોઈની પાસે નથી. એવું ઐશ્વર્ય ધરાવતા સ્વામાશ્રીની પાસે આપણે કંઈ જ લેખામાં નથી.'

બિરદાવલીઓની આ શૃંખલામાં પોતાનો સ્વાનુભવ સાંકળતાં મુંબઈના પૂર્વ શેરિફ શ્રી મોહનભાઈ પટેલે કબૂલ્યું કે 'સ્વામીજીનો પ્રભાવ જોતાં મને લાગ્યું કે આ સામાન્ય સાધુ નથી, પણ ભારતના સંસ્કારસ્વામી છે.'

પરંતુ આ સઘળાં પ્રશસ્તિવચનોનો પ્રતિભાવ આપતાં સ્વામીશ્રી બોલ્યા: 'અમારી સફળતા એ અમારા ગુરુ શાસ્ત્રીજી મહારાજ અને યોગીજી મહારાજને આભારી છે.'

ચારે બાજુ ફરી વળેલાં પ્રશંસાનાં પૂરની વચ્ચે સ્વામીશ્રીની નમ્રતાનું આ શિખર વિશેષ ઝળહળી ઊઠ્યું.

## સાધુને સાદું સારું

તા. ૧૮/૧ના રોજ મલાડ મંડળના ત્રિદશાબ્દી મહોત્સવ ઉપક્રમે રામલીલા મેદાનમાં આયોજિત સમારંભને સાર્થક કરી સ્વામીશ્રી એ જ દિવસે દાદર મંદિરે પરત ફર્યા.

અહીં તેઓ તા. ૧૯/૧ની બપોરે જમવા બિરાજ્યા ત્યારે રોજના ક્રમ મુજબ તેઓના ખોળામાં નેપકિન પાથરવામાં આવ્યો, પરંતુ આકર્ષક ભાત ઉપસાવતો તે રૂમાલ જેવો પથરાયો તે સાથે જ સ્વામીશ્રીએ તેને અવળો કરી દેતાં પાછળ રહેલો સાદો ભાગ ઉપર આવી ગયો.

તે જોઈ સેવકે પૂછ્યું: 'કેમ ઊંધું પાથર્યું ?'

'આપણે સાધુને સાદું સારું. સાધુને બહુ ભભકો સારો નહીં.' સ્વામીશ્રી બોલ્યા.

સાધુતાની આ શૈલી સાથે લાંબા સમય સુધી વિદેશમાં વિચર્યા બાદ તેઓ દેશમાં પધાર્યા હોવાથી આ દિવસોમાં મુલાકાતીઓનો ધસારો ખૂબ રહેતો. સૌને સંતોષ આપવામાં રાત્રે બાર વાગી જતા.

તા. ૧૯/૧ની રાત્રે પણ આવા જ સમયે સ્વામીશ્રી આરામમાં જઈ રહેલા ત્યારે એક યુવાનને મુલાકાત કરાવવા માટે ઊભેલા ભગવત્ચરણદાસ સ્વામીએ કહ્યું: 'બાપા ! હું કલાકથી તમારી રાહ જોતો ઊભો છું.'

'કલાક તો શું ? અહીં તો કેટલુંય ઊભું રહેવું પડે. જન્મોજનમથી રાહ જુએ છે તોય પત્તો નથી પડતો ને કલાકની ક્યાં વાત કરો છો ?' આમ કહેતાં સ્વામીશ્રી ખડખડાટ હસી પડ્યા.

એ મુક્ત હાસ્ય તેઓની દયા અને દુર્લભતા – બંનેનો પડઘો પાડી રહ્યું.

## સૌ બાળક પોતાના જાણી, પળે પળે સંભાળે

તા. ૨૧/૧ના રોજ પવઈની વાડીમાં ગુણાતીત દીક્ષાદિન નિમિત્તે ડાબરા ઉત્સવ ઊજવી સ્વામીશ્રીએ એ દિવસની સાંજે જ અંધેરીમાં નિર્માણાધીન શાસ્ત્રીનગરને પાવન કર્યું.

ત્યારબાદ તા. ૨૨/૧ની સવારે મુંબઈથી વિદાય લઈ વલસાડ પધારેલા તેઓ અહીંના ટાઉન હૉલમાં શહેરના અગ્રણીઓનું સન્માન ઝીલી, ચીખલી, ભુલા ફળિયાને લાભ આપતાં તા. ૨૩/૧ની સવારે નવસારી પહોંચ્યા.

અત્રે પણ ટાટા મેમોરિયલ હૉલમાં નગરવાસીઓ દ્વારા યોજાયેલા સત્કાર સમારોહમાં સ્વામીશ્રીએ અમૃતધારા વરસાવી. તે પછી શહેરનાં મૂક-બધિર વિદ્યાલય તથા કૃષિ વિશ્વવિદ્યાલયને ધન્ય કરતાં તેઓ તા. ૨૪/૧ની સાંજે સાંકરી આવી ગયા.

અહીં તા. ૨૫/૧ની રાત્રે પોણા દસ વાગ્યે ઉકાઈના સંસ્થા-સંચાલિત છાત્રાલયના ચાલીસેક આદિવાસી બાળકોએ સ્વામીશ્રી સમક્ષ શ્લોકગાન અને પ્રાર્થનાપદ રજૂ કર્યાં. તે સાંભળી સૌને પ્રેમપૂર્વક આશીર્વાદ આપ્યા બાદ સ્વામીશ્રીએ છાત્રાલયના સંચાલક શ્રી કૈલાસભાઈને પૂછ્યું: 'આ બાળકોને સવારે નાસ્તો શું આપો છો?'

'બટાટા-પૌંઆ, બાફેલા ચણા અને દૂધ.'

'દૂધ કેવું આવે છે?'

'પ્રમાણમાં ઠીક કહી શકાય.'

'એવું કેમ થાય છે? પૈસા ઓછા આપો છો?'

'પૈસા તો બરાબર આપીએ છીએ.'

'તો પછી દૂધ લેતી વખતે બરાબર જોવું. છોકરાઓનું શરીર બગડે એવું ન કરવું. શરીર સારું રહે, અભ્યાસ સારો કરે અને સંસ્કાર સારા મળે – આ ત્રણ વસ્તુ પર બરાબર ધ્યાન રાખવું.'

આદિવાસી બાળકોની આટલી ઝીણી ચિંતા કર્યા બાદ સ્વામીશ્રીએ ઉમેર્યું: 'ઉકાઈમાં સંગીત શિક્ષક હોય તો આ છોકરાઓને સંગીત શિખવાડજો ને શિક્ષાપત્રી તથા ગીતાના શ્લોકો પણ શિખવાડવા.'

ગૃહપતિને આટલું ગૃહકાર્ય આપ્યા બાદ સ્વામીશ્રીએ છાત્રોને પણ શીખ આપી કે –

'તમે શ્લોકો બહુ સારા બોલ્યા. રિઝલ્ટ સારું આવે એ પણ ધ્યાન રાખવું. સૌની સેવા થાય એવી ભાવના રાખવી. આપણે ગરીબીમાં ભણ્યા છીએ તો મોટા થઈને બીજા હોય એને પૈસાથી મદદ કરવી.'

પરદેશમાં ઊછરતા બાળકોના જતન માટે સ્વામીશ્રી જેટલો રસ લેતા તેટલો જ તેઓએ આજે આદિવાસી બાળકોના વિકાસ માટે પણ લીધો. સૌમાં પ્રભુનું પ્રતિબિંબ જોતાં તેઓને શું વિદેશવાસી કે શું આદિવાસી !

## કરે ભક્તની ઈચ્છા સમાન

આ અરસામાં સાંકરી મંદિરના વિકાસ સંબંધી યોજના કરી રહેલા સ્વામીશ્રીએ તા. ૨૬/૧ની રાત્રે નૂતન નિર્માણના નકશા અંગે સ્થાનિક સંતો-ભક્તો સાથે વિમર્શ કર્યા બાદ સૌને પૂછ્યું: 'તમને બધાને પ્લાન તો ગમ્યો ને ?' પછી ઉમેર્યું: 'સ્થાનિક અભિપ્રાય લેવો પડે, જેથી કંઈ ફેરફાર કરવો હોય તો કરી શકાય. તમને અહીંની જરૂરિયાતનો ખ્યાલ વધારે હોય.'

જેમ મહાનદ નાનાં-મોટાં અનેક ઝરણાંને પોતામાં ભેળવતો આગળ વધે તેમ સ્વામીશ્રી સૌનાં સૂચનો સમાવતાં અગ્રેસર થતા. તેથી જ તેઓને અનુસરવાનો ઉમંગ સૌને રહેતો.

તે મુજબ સાંકરીના વિકાસની રૂપરેખા આંકી સ્વામીશ્રી તા. ૨૭/૧ના રોજ તુંડીને પાવન કરતાં ચલથાણ પધાર્યા.

અહીં વસતા સામાન્ય સ્થિતિના વૃદ્ધ શ્રી નર્મદાશંકરે સાંકરીમાં ગળગળા સાદે કહેલું: 'બાપા ! ત્રણ વર્ષથી મેં મકાન નવું કર્યું છે. આપના પગલાંની રાહ જોઈને બેઠો છું. આપ નહીં પધારો તો મારો જીવ ગતે (સદ્‌ગતિએ) નહીં જાય. મારી ઈચ્છા પૂરી કરો.'

ભક્તનો આ મનોરથ પૂરો કરવા પોતાના સ્વાસ્થ્યને રગડતાં સ્વામીશ્રી આજે એ મકાનમાં જઈ પહોંચ્યા.

## દીખલા દીદાર પ્યારા

ચલથાણથી ડુમ્મસ થઈને તા. ૨૮/૧ની સાંજે સુરત પધારેલા સ્વામીશ્રીનો સન્માન સમારંભ અહીં સરદારનગર સોસાયટીના સમીપવર્તી મેદાનમાં યોજાયેલો. તેમાં પધારતાં પૂર્વે અગ્રણી સત્સંગી શ્રી અંબાલાલભાઈ પટેલના ઘેર પહોંચેલા સ્વામીશ્રીને અહીં આ યજમાનના પૌત્રે નારંગીનું જ્યૂસ

ધર્યું, પરંતુ તે સ્વીકારતાં પહેલાં સ્વામીશ્રીએ પૂછ્યું : 'ઠાકોરજીને ધરાવ્યું ?'

'હા.'

'અમારી સાથે છે તે લાલજીને ધરાવ્યું ?'

'ના.'

'તો ત્યાં ધરાવીને લાવો.' આટલું કહેતાં સ્વામીશ્રી સ્વયં ઊઠીને જે ઓરડામાં ઠાકોરજી હતા ત્યાં પહોંચ્યા અને તેઓને શરબત ધરાવ્યા પછી જ તે અંગીકાર કર્યું.

આ ભક્તિભાવ સાથે સત્કાર સમારોહમાં પધારેલા સ્વામીશ્રીને બિરદાવતાં મેયર શ્રી કદીર પીરઝાદાએ કહ્યું : 'આજે જે સૌથી વધુ જિનિયસ (પ્રતિભા-સંપન્ન) કહેવાય છે, જેઓ કુદરતને પડકાર ફેંકે એવા છે, તેને પણ અજંપો છે. એ મનની શાંતિ આ સ્વામીજીનાં ચરણોમાં છે. મેં અહીં ભલભલાને પલટાતા જોયા છે. ત્યારે લાગે છે કે ગજબ કરે છે આ પુરુષ ! ક્યાંથી આવે છે આ શક્તિ ? 'यदा यदा हि धर्मस्य...' મુજબ ભગવાન કૃષ્ણ જન્મ લે કે ન લે, પણ આવા દૂત દ્વારા તેઓ આ દેશમાં ફરી રહ્યા છે.'

આ અહોભાવને નતમસ્તકે ઝીલનારા સ્વામીશ્રી પાસે તા. ૨૯/૧ની સવારે આવી પહોંચેલા એક યુવાને કહ્યું : 'સ્વામીજી ! હું મોમેડન છું.'

'ભગવાનના દરબારમાં બધા જ સરખા છે.'

સ્વામીશ્રીના આ પ્રતિભાવમાં રહેલા મીઠા આવકારની હૂંફ અનુભવતા એ અકબરે જણાવ્યું : 'હું આપનાં દર્શન કરવા કાલે પણ આવ્યો હતો. આપનાં દર્શન કરતાં જ મને ભાવ થઈ ગયો.' આટલું કહી આશીર્વાદ લેતો તે બહાર નીકળ્યો, પણ પુનઃ સ્વામીશ્રી પાસે આવી તેણે કહ્યું : 'મારે કંઠી પહેરવી છે.'

તેનો ભાવ જોઈ સ્વામીશ્રી તેને વર્તમાન ધરાવતાં બોલ્યા : 'મોટા સંતોને નાત-જાતનો ભેદ નથી હોતો. આત્માને નાત-જાત કાંઈ નથી.'

સ્વામીશ્રીની આ વિશાળતામાં ઝળકતા ખુદાઈ નૂરમાં એ મુસ્લિમ યુવાન ખોવાઈ ગયો !

## આ સ્થાનને કટકા થાય તોય ન મૂકવું

તા. ૨૯/૧થી સુરતમાં યોગીગીતાના પારાયણનો પ્રારંભ કરનારા સ્વામીશ્રી તા. ૩૦/૧ની સવારે સાંધિયેર પહોંચ્યા.

અત્રે મંદિરનો ખાતવિધિ કરી તેઓ પુનઃ સુરત પરત ફર્યા ત્યારે અહીં

તા. ૩૧/૧ની સવારે મળવા આવેલા એક મુમુક્ષુ મનદુઃખ થવાથી સત્સંગમાં મોળા પડી ગયેલા. આ વિગતથી વાકેફ સ્વામીશ્રીએ તેઓને કહ્યું :

'તમે જે સેવા કરી એ ભગવાનને પહોંચી છે. ભૂલમાં આપણું નામ લખવાનું રહી ગયું હોય તો મનમાં ભૂલી જવું. કદાચ ભૂલ થઈ હોય તો સામેવાળાને નિરાંતે જઈને વાત કરવી. ઘરમાં બૈરાં-છોકરાંની ભૂલ થાય તો કઈ રીતે કરીએ છીએ? માટે ગમે તેવું થાય પણ આ સ્થાનને કટકા થાય તોય ન મૂકવું. આપણને ધક્કા મારે તોય સત્સંગથી જ મોક્ષ છે. શાસ્ત્રીજી મહારાજની સંસ્થા એ જ આપણી સંસ્થા. અહીં બધા સંત-ભક્ત કાંઈ ભગવાન નથી, એટલે ભૂલ થવાની. ભૂલ ન થાય ભગવાનની. માટે બધું ભૂલી જઈને સત્સંગ સારો કરજો.'

સ્વામીશ્રીના આ હિતોપદેશથી એ ભક્તના હૈયે ફૂટી નીકળેલું પશ્ચાત્તાપનું ઝરણું આંખો દ્વારા વહેવા લાગ્યું. તેઓ માફી માંગી સત્સંગમાં સાબદા થઈ ગયા.

એ જ રીતે આજે આવેલા અન્ય એક હરિભક્ત મંદિરમાં નિઃશુલ્ક સેવા આપતા હતા, પરંતુ તેઓએ અરજ કરી કે 'બાપા! મારે હવે મંદિરની સેવામાં નથી રહેવું.'

'કેમ ?'

'આપણે મમત્વથી કરેલું સૂચન પણ ધ્યાનમાં ન લેવાય તો રહેવાનો કોઈ અર્થ નથી.'

આ હૈયાવરાળને સમજણનાં શીતળ જળથી બુઝાવતાં સ્વામીશ્રી બોલ્યા : 'આપણે નિવૃત્ત થવાનું જ નથી. મીટિંગમાં આવવું, સૂચન કરવાં ને કદાચ સૂચન પ્રમાણે ન થાય તો ભગવાનની ઇચ્છા પર છોડી દેવું. મનમાં કાંઈ લગાડવું નહીં.'

સત્સંગની સેવાને સારધાર રાખતો અનુભવનો આ અર્ક કેટલો અમૂલ્ય છે!

## અહીં આગ પ્રકાશમાં ફેરવાય છે

તા. ૩૧/૧ની રાત્રે સવા નવ વાગ્યે સ્વામીશ્રી યુવક મંડળની જે વિશિષ્ટ સભામાં પધાર્યા તે ૧,૫૦૦ યુવાનોથી ખીચોખીચ હતી. તેમાં રેલાવા માંડેલી વિવિધ પ્રસ્તુતિઓની પરંપરામાં જ્યારે પ્રશ્નોત્તરીનો વારો આવ્યો

ત્યારે તો ઉત્સાહ અને ઉત્સુકતા એકમેકમાં હાથ મેળવી ઊંચે ને ઊંચે ચડવાં લાગ્યાં. આવા રસપ્રદ કાર્યક્રમમાં એક વૃંદને પ્રશ્ન પુછાયો કે 'બહારગામથી અહીં આવેલા સંતોનાં નામ બોલો.'

પંદર સેકન્ડની સમયાવધિમાં જેટલાં નામ બોલાય તે અનુસાર ગુણાંક મળવાના હોવાથી, એક યુવક મંચ-માંડવા પર નજર કરતાં કરતાં ફટાફટ નામ કહેવા માંડ્યો. પરંતુ તેમાં તે સ્વામીશ્રીનું નામ ત્રીજા ક્રમાંકે બોલતાં સંચાલકે કહ્યું : 'જે સૌથી પહેલાં યાદ આવવા જોઈએ તે સ્વામીશ્રી તમને મોડા મોડા યાદ આવ્યા. માટે પ્રાયશ્ચિત્તરૂપે પાંચ દંડવત્ કરો.'

આ સાંભળતાં સ્વામીશ્રી બોલ્યા : 'પહેલાં યાદ આવ્યા કે પછી આવ્યા, પણ આવ્યા તો ખરા ને ! આ તો પહેલાંયે આવે, પછીયે આવે અને વચ્ચેય આવે. સર્વત્ર છે.'

સ્વામીશ્રીની આ માર્મિક ટાપશી *'સકલ વ્યાપી રહ્યા, સ્થાવર જંગમ વિશે...'* સમા અક્ષરબ્રહ્મ તરીકે તેઓની ઓળખ આપી રહી.

તે પામી પ્રસન્ન થઈ ઊઠેલા આજની સભાના અતિથિવિશેષ શ્રી નાનુભાઈ જોષી દક્ષિણ ગુજરાત યુનિવર્સિટીના અધ્યક્ષ હોવાથી યુવાનોની નાડને સારી રીતે પારખનારા. પરંતુ તેઓ આજે બોલી ઊઠ્યા :

'હું હંમેશાં યુવકોને દેવના રૂપમાં જોઉં છું, પણ આજે દેવોની સભામાં મહાદેવ સમા પ્રમુખસ્વામી મહારાજના આશીર્વાદ પ્રાપ્ત થયા છે. સળગતી યુવાની એ આજની દુનિયાનો મોટામાં મોટો પ્રશ્ન છે, પરંતુ આજે આ યુવાનોને જોઉં છું ત્યારે લાગે છે કે અહીં આગ પ્રકાશમાં ફેરવાય છે.'

યુવાપેઢીના ઉદ્ધારક સ્વામીશ્રીનાં ચરણે વધુ એક પ્રશંસાનું પુષ્પ જઈ ચડ્યું.

## ભવ્ય ઈતિહાસનું પુનરાવર્તન

સુરતમાં નિર્માણાધીન શિખરબદ્ધ મંદિરના પ્રથમ ચરણરૂપે તૈયાર થયેલા સંતનિવાસનો વાસ્તુવિધિ તા. ૩/૨ના રોજ સંપન્ન કરી સ્વામીશ્રી ભરૂચ પધાર્યા.

અહીંના મંદિરમાં તા. ૪/૨ની સવારે હનુમાનજી-ગણપતિજીની પ્રતિષ્ઠા કર્યા બાદ વિદાય થયેલા તેઓ પોર ગામ નજીક બંધાયેલા સૌભાગ્ય હૉલના આંગણે આવી પહોંચ્યા.

અત્રે સૌને ઊભાં ઊભાં જ મળી રહેલા સ્વામીશ્રીનાં ચરણે એક વૃદ્ધ વ્યક્તિએ પડતું મૂકતાં, તેઓને જાતે જ નીચા નમી ઊભા કરતાં સ્વામીશ્રીએ પૂછ્યું : 'સાકરચંદ ! કેમ છે ?'

એ વડીલને આ શબ્દો સાચે જ સાકર જેવા મીઠા લાગ્યા.

આસપાસ ઊભેલા સંતોને તેઓનો પરિચય કરાવતાં સ્વામીશ્રી બોલ્યા : 'આ સાકરચંદ (સાંકળચંદ) અમારે બહુ જૂના. શાસ્ત્રીજી મહારાજના વખતમાં અટલાદરામાં મહેતાજી હતા. વકીલ થયેલા.'

સ્વામીશ્રીની આ સ્મૃતિ અને સંભાળ જોઈ એ હરિભક્ત તો ગદ્ગદ થઈ ગયા.

આમ, અનેકનાં હૈયાંને પોતાનાં પ્રેમપીયૂષથી ભરતા સ્વામીશ્રીનાં પગલાં આજની સાંજે વડોદરાના વિખ્યાત લક્ષ્મીવિલાસ પૅલેસમાં પડ્યાં. વિદેશમાં સંસ્કૃતિનો દિગ્વિજય કરીને પધારેલા તેઓનો ભવ્ય સન્માન સમારોહ આ પૅલેસના પ્રાંગણમાં ગાયકવાડી રાજવી પરિવારે યોજેલો. તે નિમિત્તે થયેલા સ્વામીશ્રીના આગમનને શ્રી રણજિતસિંહ ગાયકવાડે પુષ્પ-હારથી વધાવ્યું. તેને અનુસરતાં વડોદરાના મેયરશ્રી ડૉ. રાઠોડે સન્માન-ચિહ્ન રૂપે ક્રેસ્ટ અર્પણ કર્યો.

તે સ્વીકારી સ્વામીશ્રી સાંસદ તરીકે પણ ફરજ નિભાવતા શ્રી રણજિતસિંહની નિજી કચેરીમાં દસેક મિનિટ સુધી બિરાજી સમારંભના મંચ પર પધાર્યા. અહીં રાજમહેલનું જ પ્રતિબિંબ પાડતી હોય તેમ ફૂલમાળાની પિછવાઈ સજાવવામાં આવેલી. તેને શોભાવતા સ્વામીશ્રીની સાથે મહંત સ્વામી, ડૉક્ટર સ્વામી વગેરે સદ્ગુરુ સંતો તથા મેયર, પૂર્વમેયર, કલેક્ટર, પોલીસ કમિશનર સહિત અનેક અગ્રણીઓ મંચ પર બિરાજ્યા. પ્રાંગણ તો દસેક હજાર નગરજનોથી ક્યારનુંયે ઊભરાઈ ગયેલું.

આવા ભવ્ય માહોલમાં શ્રી રણજિતસિંહે સ્વામીશ્રીને પુષ્પહાર, સન્માનપત્ર, શ્રીફળ, સાકરનો પડો અને ભાલમાં સ્વસ્તિ-તિલકના ઉપચાર વડે પૂજ્યા-પ્રમાણ્યા. તે પછી ઉપસ્થિત અન્ય મહાનુભાવોએ પણ સ્વામીશ્રીને અહોભાવથી સભર વક્તવ્યો દ્વારા બિરદાવ્યા. અંતે સ્વામીશ્રીના આશીર્વાદ અને વેદના ઋચાગાન સાથે સન્માન સમારંભ વિરમ્યો ત્યારે મહારાજા સયાજીરાવ ગાયકવાડે યોજેલી શ્રીજીમહારાજની દબદબાભરી સવારી સૌનાં મનમાં રમવા લાગી. એ ભવ્ય ઇતિહાસના પુનરાવર્તનની સાક્ષી બનનારી

આજની મેદની પોતાને ધન્યભાગ્ય માની રહી.

## જેણે પ્રીત્ય પ્રભુજી શું જોડી

તા. ૫/૨ની સવારે અટલાદરાના મંદિરને આંગણે બાંધેલા મંડપ નીચે પ્રાતઃપૂજા કર્યા બાદ એ જ આસન પર બેસી કથામૃત રેલાવનારા સ્વામીશ્રીએ પાટ પરથી નીચે ઊતરતી વખતે કાર્યકર્તાઓને બોલાવી કહ્યું: 'આપણે ઠાકોરજીનું આસન ઊંચું રાખવું. કેટલાંય વર્ષોથી તમે આ કરતા આવ્યા છો, પણ તમે લોકો જ્ઞાની-અજ્ઞાની બેય છો એટલી તકલીફ. તમને આ દેખાય છે? નીચું લાગે છે ને?'

'હા.'

'તો હવે ઊંચું કરી નાંખજો.'

આટલું કહી સભામાંથી વિદાય થયેલા સ્વામીશ્રીને તા. ૬/૨ના રોજ તરસાલીના પ્રભુદાસભાઈ સુંદર હાર પહેરાવવા આવ્યા ત્યારે તેઓને રોકતાં સ્વામીશ્રીએ કહ્યું: 'આ હાર ઉપર ઠાકોરજીને ધરાવવા આપજો, એટલે આખો દિવસ બધાને દર્શન થાય.'

જેમ ગંગાનો ઘુઘવાટ કદી ન શમે, તેમ સ્વામીશ્રીની પરાભક્તિનાં પૂર પણ કદી ઓસરતાં નહીં.

## અનંતના આંગણે ખેલનારા

તા. ૮/૨ના રોજ માંજલપુરના નવનિર્મિત સત્સંગ ભુવનમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજની પ્રતિષ્ઠા કરી મંદિરે પધારેલા સ્વામીશ્રીએ અહીં તા. ૯/૨ની સવારે શાણપણની શીખ આપતાં કહ્યું:

''માણસને આસક્તિ છે એટલે આ લોકની વસ્તુ મળી જાય ત્યારે કેફ ચઢી જાય. ગાંડા જેવો થઈ જાય.

એક ભાઈને ખેતરમાં ખોદતાં-ખોદતાં ચરુ મળી ગયા. પણ તે માટીમાં પડેલા એટલે કાદવવાળા હતા. તે એને થયું: 'લાવ, જરા નદીમાં ધોઈ આવું.' તે નદી આગળ ધોવા ગયો. એમાં ધોતાં-ધોતાં હાથમાંથી લપસ્યા ને નદીમાં ચાલ્યા ગયા. ચરુ જતાંની સાથે પેલો ગાંડો થઈ ગયો. તે 'ધોતાં ગઈ ભ'ઈ! ધોતાં ગઈ...' બોલતો-બોલતો ગામમાં આવ્યો.

ત્યાં એને એનો મોટો ભાઈ મલ્યો. તે કહે: 'લ્યા, આ શું બોલે છે?'

તો કહે: 'ચરુ નદીમાં ચાલ્યો ગયો.'

આટલું સાંભળતાં પેલાનેય ગાંડપણ ચાલ્યું. એય બોલવા માંડ્યો: 'શીદ મેલી ભ'ઈ! શીદ મેલી...'

બેય બજાર વચ્ચે હાલ્યા. ત્યાં ત્રીજો ભાઈ મળ્યો. એણે વાત જાણી એટલે એનેય ગાંડપણ ચાલ્યું : 'બેય મૂરખ ભ'ઈ! બેય મૂરખ...' આમ ત્રણેયને ગંડવા ચાલ્યો.

આવી લૌકિક વસ્તુમાં ગાંડા થઈ જાય છે તો ભગવાન મળ્યા, શાસ્ત્રીજી મહારાજ અને યોગીજી મહારાજ મળ્યા એનો કેફ હંમેશાં રહેવો જોઈએ. આપણને અનંત કોટિ બ્રહ્માંડના રાજાધિરાજ મળ્યા છે.''

પ્રાપ્તિનું આ અમૃત પિવડાવી ઉતારે આવેલા સ્વામીશ્રી આજની રાત્રે ભોજન ગ્રહણ કરી રહેલા ત્યારે ગુરુસેવાદાસ સ્વામીએ અમસ્તું જ પૂછ્યું કે 'બાપા! ઇન્ડિયામાં ફાવે છે ને?'

'અમારે તો બધે ફાવે. વાંધો જ ક્યાં છે? જ્યાં જઈએ ત્યાં દેશ ને જ્યાં જઈએ ત્યાં પરદેશ.' સ્વામીશ્રી બોલ્યા.

અનંતનું આંગણું ધરાવતા તેઓ દેશ-વિદેશના વિભાગથી મુક્ત હતા.

## સાક્ષાત્ પ્રભુના અવતાર જેવા

તા. ૧૦/૨ના રોજ આવેલા શાસ્ત્રીજી મહારાજના પ્રાગટ્યદિને નૂતન છાત્રાલયનાં દ્વાર ખોલનારા સ્વામીશ્રી અહીં પગલાં કરવા નીકળ્યા ત્યારે તેઓના મુખેથી સંકુલના સંચાલનની શીખ સરવા લાગી કે –

'છાત્રાલયમાં આપણે મૂર્તિઓ પધરાવવી, પણ બહુ શોભા પર ન જવું. મૂર્તિઓને શણગારવાની જરૂર નહીં. મૂળ વિદ્યાર્થીઓને શિક્ષણ, ખાવા-પીવાની સગવડ અને સંસ્કાર વ્યવસ્થિત મળે એ જોવું. મકાનના ડેકોરેશન પર બહુ ના જવું, પણ છોકરા સંસ્કારી બને અને એ શોભે એના ઉપર મહેનત કરવી. છોકરાઓને કઈ રીતે ફર્સ્ટ ક્લાસ આવે એ માટે મહેનત ને ખર્ચો કરવો.'

સ્વામીશ્રી દેખાવના દીવાના નહોતા. તેઓને ખપતું નક્કર કાર્ય.

આવા શુભ ઇરાદા સાથે કાર્યરત તેઓ આજની ઉત્સવ-સભામાં બ્રહ્મસ્વરૂપ યોગીજી મહારાજના જીવનચરિત્રની ગ્રંથશ્રેણીના પ્રથમ ભાગનું ઉદ્‌ઘાટન કરતાં એટલા હરખાઈ ઊઠ્યા કે તેઓએ આ ગ્રંથને ચાંદલા કરી પોતાના શિરે ચડાવ્યો! તેઓની ગુરુભક્તિનો આ આવિષ્કાર તાળીઓનો

ગડગડાટ લઈ આવ્યો.

તેની સાથે સ્વામીશ્રીના અન્ય એક યુગકાર્યથી પ્રભાવિત થયેલા જિલ્લા શિક્ષણ સમિતિના ચૅરમેન શ્રી અર્જુનસિંહ રાઠવાએ આજની સભાને સંબોધતાં જણાવ્યું : 'સાક્ષાત્ પ્રભુના અવતાર જેવા પ્રમુખસ્વામી મહારાજનાં દર્શનમાત્રે વિચારો બદલાઈ જાય છે. અમારો પાવી-જેતપુરનો આદિવાસી વિસ્તાર પહેલાં જે રીતે હતો અને બાપાના આવ્યા પછી આજે જે પરિસ્થિતિ છે એ માટે હું કહી શકું કે બાપાએ આખા પંથકનું પરિવર્તન કર્યું છે.'

## અમે તો 'સર્વમંગલ' છીએ

તા. ૧૧/૨ની સવારે અલ્પાહાર લઈ રહેલા સ્વામીશ્રી સમક્ષ, હરિભક્તોના પ્રશ્નોનું નિરાકરણ લાવવા સ્વામીશ્રી કેવો ભીડો વેઠે છે – તેની વાતો કરતાં સર્વમંગલદાસ સ્વામી બોલ્યા : 'પ્રશ્નો લોકો ઊભા કરે ને તેનાં સમાધાન માટે ખેંચાવાનું સ્વામીબાપાને !'

આ સાંભળી શાણી સલાહ આપતા હોય તેમ જનમંગલદાસ સ્વામીએ સ્વામીશ્રીને કહ્યું : 'તમારે આવું કંઈ હોય ત્યારે એની ફી રાખી દેવી.'

'અમે જનમંગલ નથી, અમે તો 'સર્વમંગલ' છીએ. અમે તો આવે એને ભગવાનને સંભારીને આશીર્વાદ આપીએ.' સ્વામીશ્રી બોલ્યા.

આવી ઉદાત્ત ભાવના સાથે વર્તતા તેઓ અલ્પાહાર બાદ પોતાના ઓરડામાં બેસી પત્રલેખનમાં પરોવાયા. તે વખતે સૌ સંતો ઉકાળા-પાણી માટે રસોડામાં ગયા. પત્ર-પરિચારક પણ આગામી કાર્યક્રમની વાહન-વ્યવસ્થા માટે પ્રવૃત્ત થતાં સ્વામીશ્રીના ઓરડામાં કોઈ ન રહ્યું.

તે સમયે જ તેઓને એક પરબીડિયાની જરૂર પડી. તે માટે સ્વામીશ્રીએ આસપાસ નજર દોડાવી પણ પરબીડિયું ન દેખાતાં તેઓ સ્વયં ઊભા થઈ સંતો નાસ્તો કરી રહેલા તે રસોડે પહોંચ્યા અને પૂછ્યું : 'ધર્મચરણ (સ્વામી) ક્યાં છે ?'

તેઓને આમ પૂછપરછ કરતા જોઈ જમી રહેલા સંતોના કોળિયા હાથમાં જ રહી ગયા, પણ સ્વામીશ્રીની સરળતા અને નમ્રતા તો સીધી ગળા હેઠે ઊતરી ગઈ !

## જે રસ્તો બતાવ્યો એ પ્રમાણે ચાલજો

તા. ૧૧/૨ની સવારે સરદારનગરના મંદિરનો પાટોત્સવ ઊજવી

સ્વામીશ્રી જ્યાં ઠાકોરજી જમાડવાના હતા તે મગનભાઈ પટેલના ઘેર જવા ગાડીમાં બિરાજ્યા, ત્યારે ત્યાં પહોંચવામાં નડતી ગિરદી ટાળવા ગાડીચાલક હરિકૃષ્ણ સોનીએ અંદરનો રસ્તો લીધો, પણ એ માર્ગે પહેલી શેરી આવતાં જ સ્વામીશ્રી બોલ્યા: 'અહીં વાળી લે.'

'ના, હજી આગળ રસ્તો સારો આવે છે.' આમ કહેતાં ચાલકે ગાડી સીધી જ હંકારી.

પરંતુ તેમ કરતાં તો મોટર નિઝામપુરા સુધી પહોંચી ગઈ. તે જોઈ સ્વામીશ્રીએ કહ્યું: 'અલ્યા, આ તો આગળ જતા રહ્યા. પાછી વાળ.'

'ના, ના. હજી આગળ રસ્તો આવશે.'

'શું આવશે ? એ રસ્તો તો ગયો. પાછી લે હવે.' સ્વામીશ્રી બોલ્યા.

તે અનુસાર મોટર ચાલતાં ગંતવ્ય સ્થળ આવી ગયું ત્યારે ગાડીચાલકે અરજ ઉચ્ચારી કે 'બાપા ! હવે આ રીતે ભૂલો ન પડું એવા આશીર્વાદ આપજો.'

તે વખતે એ યુવાનને વાંસામાં પ્રેમાળ ધબ્બો મારી ગાડીમાંથી ઊતરતાં સ્વામીશ્રી બોલ્યા: 'હવે જે રસ્તો બતાવ્યો એ પ્રમાણે ચાલજો. ભજન-ભક્તિ મૂકતા નહીં.'

આ સ્વામીચીંધ્યા માર્ગે ચાલનારો ક્યાંય અટવાય એમ નથી.

## આપણે બનાવટી ક્યાં કરવું છે ?

સરદારનગરથી ગોત્રી થઈને સ્વામીશ્રી સાંજે અટલાદરા મંદિરે પરત ફર્યા ત્યારે અહીં સાયંસભા ભરચક ભરાયેલી. તેથી સભા બાદ વ્યક્તિગત દર્શન વખતે મચી ગયેલી બેસુમાર ગિરદીના અનુસંધાનમાં એક સંતે સ્વામીશ્રીને સૂચવ્યું: 'તમારે એક બનાવટી હાથ સાથે રાખવો. એ બધાને આશીર્વાદ આપ્યા જ કરે.'

'આપણે બનાવટી ક્યાં કરવું છે ? સાચું જ કરવું છે ને !' સ્વામીશ્રીએ જણાવ્યું.

જેમ દરિયામાં કોઈ ઢેફું ન મળે તેમ સ્વામીશ્રીમાં કોઈ છળ-છદ્મ ન જડે.

તે રીતે વિચરતા તેઓ તા. ૧૨/૨ના રોજ અટલાદરાથી વિદાય લઈ બાંધણીને પાવન કરતાં મહેળાવ પહોંચ્યા.

અહીં રાધા-કૃષ્ણ મંદિરના પ્રથમ પાટોત્સવે મૂર્તિઓનાં પૂજન-આરતી કરી આગળ વધેલા સ્વામીશ્રી કરમસદ થઈને સાંજે વિદ્યાનગર પધાર્યા.

અત્રે તેઓની નિશ્રામાં યોજાયેલા છાત્રાલયના વાર્ષિકોત્સવની ઉજવણીના અવસરે, મુખ્યમંત્રી શ્રી અમરસિંહ ચૌધરીની ઉપસ્થિતિમાં વિદ્યાનગરની નગરપાલિકાએ સ્વામીશ્રીને સન્માન્યા.

આ જ રીતે તા. ૧૩/૨ની સાંજે આણંદની જનતાએ પણ તેઓને ઉમળકાભેર સત્કાર્યા. આણંદ આર્ટ્સ કૉલેજના મેદાનમાં યોજાયેલી આ જંગી સભામાં ૮૦ ઉપરાંત જાહેર સંસ્થાઓના અગ્રણીઓએ સ્વામીશ્રીને હારતોરાથી વધાવ્યા ત્યારે તે દરેકની લાગણી સ્વામીશ્રીએ ઊભાં ઊભાં સ્વીકારી.

આ પ્રસંગે ગુજરાત કૃષિ યુનિવર્સિટીના ઉપકુલપતિ શ્રી વી. એમ. ઝાલાએ કહ્યું :

"દસ વર્ષ પહેલાં પ્રમુખસ્વામીજી દાંતીવાડા પધારેલા. તે વખતે મેં ડેમ બતાવીને કહેલું: 'આ ખાલી છે.' તે વખતે થોડી વાર એ તરફ જોઈને સ્વામીજી બોલેલા: 'ભગવાનની કૃપાથી ભરાશે.' ત્યારપછી સાત વર્ષ હું ત્યાં રહ્યો. પ્રમુખસ્વામીને યાદ કરું ને ડેમ ભરાઈ જાય. આ દેશમાં દુકાળને દૂર કરવા જો કોઈ ઈશ્વરીય શક્તિ હોય તો એ પ્રમુખસ્વામી જ છે.

તેઓના આશીર્વાદ લઈ હું ભારત સરકાર તરફથી ઈથોપિયા ગયેલો. ત્યાં ૩૦૦ કેટલ કેમ્પ કરી ૮૦,૦૦૦ પશુઓને બચાવ્યાં. એ બધું જ શ્રેય આ પ્રમુખસ્વામીની શક્તિને છે.

મારા વિદ્યાર્થીએ એક કાવ્ય લખ્યું છે તે વાંચીને પ્રવચન પૂરું કરું – *'એવું શું પુણ્ય લઈને પધાર્યા પ્રમુખસ્વામી !, ત્યારથી હરખાઈને ફૂલો અહીં ખીલવા લાગ્યાં !'"*

આમ, પોતાના સાંનિધ્યથી સૌને ખીલવતા સ્વામીશ્રી તા. ૧૪/૨ની સવારે પોરડાના મંદિર પર સુવર્ણકળશ ચઢાવી સાંજે નડિયાદ આવી પહોંચ્યા.

## જીવન તમારું પરને કાજે

નડિયાદમાં સંતરામ મંદિર આગળ આવેલા ઓપન ઍર થિયેટરના મેદાનમાં નડિયાદ તથા કપડવંજની નગરપાલિકાઓનું સન્માન સ્વીકારી સ્વામીશ્રી ડભાણ થઈને તા. ૧૫/૨ની સાંજે ભાદરણ પધાર્યા.

આ ગામની તો શેરી-શેરી તેઓથી પરિચિત અને પ્રભાવિત. અડધી સદી પહેલાં ગામની ગલીએ-ગલીએ ઝોળી લઈ ઘૂમતા નાનકડા નારણદા' આજે સંતસમ્રાટ બની ગામમાં આવતાં ગામવાસીઓએ શાનદાર સ્વાગત કર્યું.

સંતોએ જૂનાં સંસ્મરણો પણ તાજાં કરાવ્યાં.

આ ક્રમમાં તા. ૧૬/૨ની સાંજે સ્વામીશ્રી સમક્ષ તેઓના અહીંના અધ્યયનકાળની વાતો નીકળતાં સ્વામીશ્રી બોલ્યા: 'અમે ને અક્ષરજીવન[૩૪] એક રુચિએ સેવા કરતા.'

'એ જીવે છે હજી ?' કો'કે પૂછ્યું.

આ પ્રશ્નના ઉત્તરમાં સ્વામીશ્રીએ મૌન રાખતાં કોઈકે કહ્યું: 'હા, જીવે છે.'

પરંતુ આ વાત થયાને ગણતરીની પળો વીતી ત્યાં જ અમદાવાદથી સમાચાર આવ્યા કે 'પીજવાળા ગોરધનભાઈ ધામમાં ગયા છે.'

તે સાંભળતાં સૌને સ્વામીશ્રીએ સેવેલા મૌનનું રહસ્ય સમજાયું. તેની સાથે જીવમાત્રની ગતિવિધિને હસ્તામલકવત્ દેખનારા તેઓની છબી પણ સૌનાં હૈયે જડાઈ ગઈ.

આવા સમર્થ સ્વામીશ્રીએ તા. ૧૭/૨ની સવારે મુલાકાતનો ક્રમ પૂરો થતાં જ તાત્કાલિક ધોરણે ગાડી તૈયાર કરવા જણાવ્યું, પરંતુ આગોતરી જાણ ન હોવાથી ગાડીચાલકને શોધવામાં દોડાદોડી થઈ પડી. તે વખતે શ્રી જીતેન્દ્રભાઈના ઘેર રખાયેલા ઉતારાના પૉર્ચની પાળી પર જ બેસી સ્વામીશ્રી ડ્રાઈવરની રાહ જોવા લાગ્યા. તેઓની આ ઉતાવળ અકળ હતી.

એટલામાં જ ગાડીચાલક આવી જતાં સ્વામીશ્રી મોટરમાં બિરાજ્યા ત્યારે એ યુવકે પૂછ્યું: 'બાપા ! ક્યાં જવાનું છે ?'

'પારાયણ થાય છે તે રસ્તે લઈ લો.' આટલું કહી મુસાફરી આગળ ધપાવતાં સ્વામીશ્રી ગાડીને છેક સીસવા ગામે લઈ આવ્યા અને અહીં તેઓ આજની સાંજે યોજાયેલા અક્ષરવાસી શ્રી અંબાલાલભાઈના બેસણાના સ્થળે જઈ પહોંચ્યા.

અત્રે તેઓએ એ દિવંગત ભક્તની છબી પર ચાંદલા કર્યા. તે જોઈ ધામગમન પામેલા સત્સંગીના નાના ભાઈ શ્રી નાગજીકાકાએ કહ્યું: 'બાપા ! આપે શા માટે અહીં આવવાની તસ્દી લીધી ?'

પરંતુ આવી અનેક પૂછપરછનો એક જ પ્રત્યુત્તર – સ્વામીશ્રીનો પ્રેમ. ભક્તોનાં દુઃખમાં સહભાગી થવા તો તેઓ હિમાલયમાંથી ગંગા ધસી નીકળે તેમ દોડી જતા.

---

૩૪. પીજના આ સંત ગૃહસ્થાશ્રમમાં પાછા ફરેલા. તેઓનું નામ ગોરધનભાઈ.

## સોનું ને ધૂળ તે સમ કરી જાણે

તા. ૧૯/૨ની સવારે સ્વામીશ્રીની સેવામાં પોતાની ગાડી સાથે જોડાયેલા યુવક નિમિષ પટેલે હેતભાવથી કહ્યું : 'બાપા ! આપ અમેરિકા હતા ત્યારે મેં પત્ર લખેલો કે 'પાછા આવો ત્યારે હેલિકોપ્ટર લઈને જ આવજો, એટલે વિચરણ સહેલું પડે.' તો તે લઈને કેમ ન આવ્યા ?'

'આ આવ્યા ને ! આજે હેલિકોપ્ટરમાં તો બેઠા'તા.'

'એ ક્યાં હેલિકોપ્ટર હતું ? એ તો મારી મારુતિ ગાડી હતી.'

"આપણે તો બધું સરખું. મારુતિ કે હેલિકોપ્ટર, બેય સેમ (સરખું)! ઝૂંપડું કે મહેલ, બેય સેમ ! મહારાજે કહ્યું છે કે 'કચરો ને કંચન બધું સરખું ભાસે છે."

સ્વામીશ્રીના મુખેથી તેઓની ગુણાતીત સ્થિતિ સ્રવી પડી.

## 'માસ્ટર કી'નું દાન

ભાદરણમાં સપ્તદિવસીય પારાયણ પૂર્ણ કરીને સ્વામીશ્રી તા. ૧૯/૨ની સાંજે બોચાસણ પધાર્યા ત્યારે અત્રે દસકા પહેલાં નીકળતી તેઓની નગરયાત્રાઓની સ્મૃતિ થઈ જાય એવું સામૈયું કાઢવામાં આવ્યું. ગામના ગોંદરે આવેલી રાઈસ મિલથી નીકળેલી આ શોભાયાત્રા લગભગ સવા કલાકે મંદિરનાં દ્વારે પહોંચી. અહીં સભામંડપમાં ગામની વીસેક મંડળીના અગ્રણીઓએ સ્વામીશ્રીને સત્કાર્યા ત્યારે આ પ્રસંગે આશીર્વાદ આપતાં સ્વામીશ્રીએ કહ્યું : 'બોચાસણ તો અમારું ગામ છે. અમારું ઘર પણ એ જ છે. આપ બધાએ જે સ્વાગત કર્યું તે સ્વામિનારાયણ ભગવાન અને શાસ્ત્રીજી મહારાજનું છે.'

આ નમ્રતા સાથે તા. ૨૦/૨ની રાત્રે ચંદ્રગ્રહણના સમૈયામાં પધારેલા સ્વામીશ્રીએ *'સખી મેલી દે મનના મરોડને...'* કીર્તનના આધારે અનરાધાર વરસતાં જણાવ્યું :

"આપણે જરા કંઈક સેવા કરી હોય, કંઈક મોટાં કાર્ય આપણાથી થયાં હોય એટલે મનમાં થોડુંક આવી જાય કે 'આપણા વગર આ કામ થાત નહીં.' પણ આ મરોડ આપણે મૂકવાનો છે. આપણા વગર બધું થઈ શકે એવું છે. આ તો ભગવાન છે. એ ગમે તે દ્વારા કામ લે. આપણી સેવા જાય. માટે બધું કાર્ય કરીએ તોય 'આપણે કંઈ સમજતા નથી' એમ માનીને દરેકનો ગુણ લેવો.

અભિમાન ન રાખવું. ક્યારેય રિસામણાં-મનામણાં થાય નહીં. આ દેહના ટુકડે-ટુકડા થઈ જવા જોઈએ. એમાં આપણે બીજું કાંઈ માનવાનું નથી કે 'આપણને પૂછ્યું કે ના પૂછ્યું.' આપણે ભગવાનને રાજી કરવા આવ્યા છીએ. પછી મૂંઝવણ શેની રહે? 'બીજા બધા સારા છે' એમ સમજીને કરવાનું, એટલે કોઈ જોડે રીસ ન થાય.

સાધુતા આપણી શોભા છે. સાધુતા એટલે ખમવું, સહન કરવું. એમાં જે મજા ને આનંદ છે એવો બીજા કશામાં નથી. એ પ્રમાણે વર્તીએ તો 'માસ્ટર કી' આપણા હાથમાં આવી જાય. અત્યારે જુઓ, મહંત સ્વામી માસ્ટર કી લઈને બેઠા છે કે નહીં!? સહનશીલતા, ધીરજ અને શાંતિથી કામ લેવું. કોઠારી બાપા, ત્યાગવલ્લભ સ્વામી, વિવેકસાગર સ્વામી બધા માસ્ટર કી લઈને બેઠા છે. યોગીબાપા મળ્યા અને તેમના થકી માસ્ટર કી આપણને મળી ગઈ. યોગીબાપા એ માસ્ટર કી છે. સાથે સાથે આપણે સીતાજીની સમજણ પણ દૃઢ કરવી જોઈએ. આ પણ એક માસ્ટર કી છે.

'જેને આપણે રાજી કરવા આવ્યા છીએ, એ મને કહે છે એ મારા માટે સવા સો ટકા કબૂલ. એ રાજી થતા હોય તો મને ગમે એટલું દુઃખ આવે તોય શું?' – આ ધ્રુવપાંખડી સામી દૃષ્ટિ રાખીને કામ કરવાનું છે. કંઈ પણ પ્રશ્ન થાય કે તરત આ ચાવી લગાવી દેવી. બ્રહ્માનંદ સ્વામીને માથે કેટલા પાટા પડ્યા! પણ જ્ઞાનકૂંચી હતી કે 'મહારાજને રીઝવવા છે,' તો ભક્તિભાવ ઓછો ન થયો. સત્સંગ મૂકીને ચાલ્યા ન ગયા. એટલે આ બધી ચાવીઓ આપણને ઘણી આપી દીધી છે. વચનામૃતના પાને-પાને અને સ્વામીની વાતમાં વાતે-વાતે છે.

આપણને હોદ્દા-અધિકાર મળ્યા હોય કે આપણામાં કંઈક આવડત હોય કે બે વાતો કરતાં આવડે – એ બધી એમની દયા ને કૃપા છે. આ તો માંગ્યાં ઘરેણાં છે. અહીંથી ઉતારીએ તો પછી કોઈ પૂછતું નથી. આ વિચાર આપણે હંમેશાં રાખવાનો છે. જે પ્રસંગ બને તેને તાત્કાલિક ભૂલવાનો છે. પણ એને આમળ્યા કરે, વીંટાળે, પછી મોટું ફીંડલું થાય ને મોટો ભાર થાય ને મંઈ દબાઈ જઈએ. વિચારમાં ને વિચારમાં ખલાસ થઈ જઈએ. પણ 'કાંકરિયે ગયા જ નો'તા ને મેળો ભરાયો જ નો'તો...' આપણા વગર એમને ચાલશે પણ આપણે એમના વગર નહીં ચાલે. માટે ભક્તિ રાખી ભગવાનને રાજી કરી લેવા.''

સ્વામીશ્રીની આ અમૃતધારા વિરમી ત્યારે સાચે જ સૌ ગ્રહણ-મુક્તિનો અનુભવ કરી રહ્યા.

## ઠાકોરજીમાં કરકસર ન કરવી

તા. ૨૨/૨ અને તા. ૨૩/૨ના રોજ અનુક્રમે ખંભાત તથા બોરસદની નગરપાલિકાઓએ યોજેલા ભવ્ય સન્માન સમારંભોમાં તે તે શહેરની ૩૫-૩૫ જાહેર સંસ્થાઓના અગ્રણીઓએ સ્વામીશ્રીને સત્કાર્યા.

સૌનો આ આદર સ્વીકારી બોચાસણ પરત પધારેલા સ્વામીશ્રી તા. ૨૩/૨ની રાત્રે ગામડે વિચરતા સંતોની સાથે બેસી સત્સંગ સંબંધી વિચારણામાં પરોવાયા. તેમાં એક ગામના બે સત્સંગીઓએ ઠાકોરજીના ધર્માદામાં, નોંધણી કરતાં ઓછા ચોખા આપ્યાની વાત સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'લાવો, લેટરપૅડ. હું બેયને કાગળ લખી આપું.'

આમ કહેતાં રાત્રે બાર વાગ્યે ઠાકોરજીની સેવાનો મહિમા સમજાવતાં તેઓએ લખેલા બે પત્રોમાં સ્વામીશ્રીના હસ્તાક્ષર રેલાયા કે –

*'આપ મજામાં હશો. ચોખા આપેલ છે પણ તેમાં ઓછા કરેલ છે માટે તેમાં ઓછા ન કરશો. પૂરા આપશો. આપ દર વરસે રાજી થકા કરો છો માટે ઠાકોરજીમાં કરકસર ન કરવી. બીજે કરવી. આશીર્વાદ છે. રાજી રહેશો.'*

આ પત્રો ખેડાના શ્રી મૂળજીભાઈને આપતાં સ્વામીશ્રીએ કહ્યું: 'બેયને વાત કરજો કે ખાસ તમારા માટે રાત્રે બાર વાગ્યે આ પત્ર લખી આપ્યો છે.'

સ્વામીશ્રીને મન મામલો માત્ર મણ - બે મણ ચોખાનો નહોતો, પણ એક ભક્તના અંતરમાં આવેલી સેવાના મહિમાની ખામીનો હતો.

જે સમયે નગરે-નગરે પોતાને સન્માનવા મહેરામણ ઊમટતો હોય તે સમયે એક-એકના સત્સંગની માવજત કરી જાણનારા સ્વામીશ્રી સન્માનોથી કેટલા નિર્લેપ અને સત્સંગીઓ સાથે કેટલા સંલગ્ન હતા !

આવી આત્મીયતાને કારણે જ તેઓ તા. ૨૪/૨ની સવારે ડભાસી અને દાવોલને પાવન કરતાં ડાભસર પહોંચ્યા.

અત્રે ભક્તોનાં સેવા-સહકારથી તૈયાર થયેલા સુંદર મંદિરમાં તા. ૨૫/૨ના રોજ અક્ષર-પુરુષોત્તમ મહારાજને પધરાવી, સ્વામીશ્રી ડાકોર તથા અસલાલીને લાભ આપતાં અમદાવાદ આવી પહોંચ્યા.

અહીં તા. ૨૬/૨ની રવિસભામાં તેઓને સન્માનવા એકત્રિત થયેલા સત્સંગ-સમુદાયને સંબોધતાં સ્વામીશ્રીએ જણાવ્યું કે – 'આશીર્વાદ તો મારે આપ બધાના લેવાના છે. આપ બધાનો મોટો સહકાર છે એટલે કાર્ય સારી રીતે થાય છે. એકલે હાથે તાળી પડતી નથી. બાઈ-ભાઈ તમામનો દાખડો છે. એટલે આ યશ બધો આપનો છે. તમે ન હો તો આ કાર્ય થઈ શકે નહીં.'

સ્વામીશ્રીની આ નમ્ર અને નિર્મળ વાણી સૌની આંખો ભીંજવી ગઈ.

## તેઓમાં કોઈ અભિમાન નથી

તા. ૨૬/૨ની સાંજે ગુજરાત વિદ્યાપીઠના વિશાળ પ્રાંગણમાં યોજાયેલા સ્વામીશ્રીના સન્માન સમારંભના આયોજક તરીકે હતી – અમદાવાદ શહેર નગરજન સ્વાગત સમિતિ. રાજ્યના પૂર્વ મુખ્ય ન્યાયમૂર્તિ શ્રી બી. જે. દીવાનના અધ્યક્ષપદ હેઠળ રચાયેલી આ સમિતિના સભ્યોમાં રાજકીય, સામાજિક, ઔદ્યોગિક, શૈક્ષણિક વગેરે ક્ષેત્રોના સાઠેક અગ્રણીઓ હતા. તેઓનાં આમંત્રણને સ્વીકારી ઉપસ્થિત થયેલા રાજ્યપાલ શ્રી આર. કે. ત્રિવેદી સમારોહના અતિથિવિશેષ હતા.

'सत् स्वागतम्... शुभ स्वागतम्...'ની સુરાવલીઓથી શરૂ થયેલા આ જાજરમાન સમારંભમાં હૃદયોદ્‌ગાર વ્યક્ત કરતાં ન્યાયમૂર્તિ શ્રી દીવાને કહ્યું કે –

'પ્રમુખસ્વામી મહારાજ આટલા ઉચ્ચ સ્થાને બેઠા હોવા છતાં, બોચાસણ સંસ્થાના પ્રમુખ હોવા છતાં, પચીસ વર્ષ પહેલાં સારંગપુરમાં મેં તેઓને ગાર-માટી-છાણ લીંપતા પણ જોયા છે. 'આ સંસ્થાનો હું પ્રમુખ છું અને એવું કામ હું કેમ કરી શકું?' એવું મનના છેક ખૂણે પણ, અંતરના ખૂણામાં પણ તેઓને આવ્યું નથી. તેઓમાં કોઈ અભિમાન નથી. પ્રમુખસ્વામી પોતે જે માને છે તે અમલમાં મૂકે છે. તેઓ પોતાને બીજાના સમકક્ષ જુએ છે, બીજાને પોતાનામાં જુએ છે. બધાના જીવમાં ભગવાનને જોતા એવા પ્રમુખસ્વામી મહારાજનો ઉપકાર માનીએ.'

સ્વામીશ્રીની નમ્રતા વિષેના આ ચુકાદા સાથે શ્રી દીવાને રુદ્રમાળના કલામંડિત દરવાજાની પ્રતિકૃતિ ધરાવતી કાષ્ઠ-કલાકૃતિના મધ્યમાં તામ્રપત્ર પર કંડારાયેલા સન્માનપત્રનું વાંચન કરી તે સ્વામીશ્રીને અર્પણ કર્યું.

તેને અનુસરતાં રાજ્યપાલ શ્રી ત્રિવેદીએ ભાવોર્મિ વ્યક્ત કરી કે 'પ્રમુખસ્વામી મહારાજ આ વખતે દિગ્વિજય કરીને પધાર્યા છે, એટલે આપણે

તેમનું બહુમાન કરવા એકત્રિત થયા છીએ. આપણે એમનું અભિવાદન કરીએ છીએ તે ખરેખર આપણી પૌરાણિક સંસ્કૃતિનું બહુમાન કરીએ છીએ.'

સ્વામીચરણે આટલી અંજલિ આપી રાજ્યપાલે વધુમાં જણાવ્યું :

'હું ખૂબ ગૌરવ સાથે કહી શકું તેમ છું કે (દુષ્કાળ દરમ્યાન) ચૌદ લાખ પશુઓની રક્ષા અહીંના લોકોએ, સ્વૈચ્છિક સંસ્થાઓએ કરી છે, પરંતુ એમાંય આ (બી.એ.પી.એસ.) સંસ્થા જેટલી સુંદર, સુઆયોજિત, સુસંગઠિત સંસ્થા મેં બીજી જોઈ નથી. તેનું મૂળ કારણ એ હતું કે જે સંતો ત્યાં કાર્ય કરી રહ્યા હતા, તેઓએ પોતાની આસપાસ રહેલા માનવોની સાથે જ નહીં, પરંતુ કેટલ કૅમ્પનાં પશુઓ સાથે જાતને મિલાવી દીધી હતી. એમણે પોતાનું કર્તવ્ય બનાવ્યું હતું કે સેવામાં એકપણ ક્ષતિ ન રહે. એ માટે હું શાસન તરફથી ખૂબ ખૂબ ધન્યવાદ આપું છું.'

આ અહોભાવ ઝીલતાં સ્વામીશ્રી આશીર્વાદમાં બોલ્યા : 'આજે જે કાંઈ કાર્ય થયું એ ભગવાનની કૃપા અને ગુરુના આશીર્વાદથી થાય છે.'

## અમારે ઇચ્છા જેવું જ નથી

તા. ૨૭/૨થી આરંભાયેલા યોગીગીતાના પારાયણના આજના પ્રથમ દિવસે કથામૃત પીરસી સ્વામીશ્રી મંચ પરથી ઉતારા તરફ જવા નીકળ્યા ત્યારે મહંત સ્વામી, ડૉક્ટર સ્વામી વગેરે સંતો મંચના એક ખૂણે કંઈક વિમર્શમાં મશગૂલ હતા. આ તક ઝડપતાં સ્વામીશ્રીએ તે વડીલ સદ્‌ગુરુઓને એકદમ નીચા નમીને પગે લાગતાં પ્રાર્થના કરી : 'સેવકભાવ આવે.'

તેઓની આ નમ્રતા જોઈ સૌ સ્તબ્ધ રહી ગયા.

તા. ૨/૩ની રાત્રે પણ આવું જ એક પારાયણનું સત્ર પૂર્ણ કરી સ્વામીશ્રી ઠાકોરજી જમાડવા બિરાજ્યા તે વખતે વિદાયના આશીર્વાદ લેવા આવેલા નંદકિશોરદાસ સ્વામીને સ્વામીશ્રીએ કહ્યું : 'બસ ! જવું છે ?'

'આપની ઇચ્છા હોય તો રોકાઈ જઈએ.'

'અમારે ઇચ્છા જેવું જ નથી. પછી શું વાત ?' સ્વામીશ્રીએ જણાવ્યું.

વહેતાં પાણીમાં તરંગ ઊઠે, થીજેલા બરફમાં નહીં. તેમ શ્રીજીમહારાજમાં જ પોતાના મનને સ્થિર કરી દેનારા અને શ્રીજીમહારાજની મરજી પ્રમાણે જ સદા જીવનારા સ્વામીશ્રીમાં ઇચ્છાઓરૂપી લહેરો ઊઠે જ ક્યાંથી ?

## કષ્ટો વેઠીને બાપા સૌને રાજી કરતા

અમદાવાદમાં તા. ૬/૩ના રોજ દર્શન માટે આવેલા ભારતના ઑર્થોપીડિક ડૉક્ટર-સંઘના પ્રમુખ શ્રી એમ. ટી. મહેતાને સ્વામીશ્રીએ વાતચીત દરમ્યાન સામેથી કહ્યું: 'છેલ્લા ઘણા સમયથી જમણા થાપાથી ઘૂંટણ સુધીનો ભાગ સવારે ઊઠતી વખતે, રાત્રે પડખું ફેરવતી વખતે દુઃખે છે. સ્નાન કર્યા પછી રાહત રહે છે.'

છ મહિનાથી કનડી રહેલી આ તકલીફને સ્વામીશ્રીએ આજે જણાવી ! તેથી બીજા દિવસે જરૂરી સામગ્રી સાથે આવી આ તબીબે તેઓને તપાસ્યા અને 'વા'નું નિદાન કર્યું.

છતાં આવી તૂટતી તબિયતે પણ સ્વામીશ્રી તા. ૧૦/૩ના રોજ અમદાવાદથી વિદાય લઈ ખેડા, પીપલગ, નડિયાદ, ગુતાલ, નરસંડા, વરતાલને પાવન કરતાં તા. ૧૧/૩ની સવારે ગાના આવી પહોંચ્યા.

અત્રે રામજી મંદિરના જીર્ણોદ્ધાર નિમિત્તે યોજાયેલો ખાતવિધિ સંપન્ન કરનારા તેઓએ સાંજે આણંદ નગરપાલિકાના શતાબ્દી મહોત્સવમાં પધારી આ સમારંભને પણ સાર્થક કર્યો.

ત્યારબાદ તા. ૧૨/૩ની સવારે કરમસદના મંદિરે પહોંચેલા સ્વામીશ્રી દૂર ઊભેલા એક હરિભક્તને જોતાં જ મંદિરનાં પગથિયાં ચઢતાં અટકી ગયા અને એકદમ પાછા વળી પેલા સત્સંગીને કહેવા લાગ્યા: 'અરવિંદભાઈ ! કહેવાનું એટલું જ કે આપણે એવું બધું કરવાની જરૂર નહીં. આપણે એ (સત્પુરુષ) રાજી થાય એમ કરવું. એમને બેસવું હોય તો બેસે, ઊભા થવું હોય તો ઊભા થાય અને સૂઈ જવું હોય તો સૂઈ જાય. એમની મરજી પ્રમાણે રહેવું.'

સ્વામીશ્રીના મુખેથી અચાનક ફૂટેલી આ શીખથી સૌ વિસ્મિત થઈ ગયા. છેવટે તેનો તાળો મળ્યો કે – ''પેલા હરિભક્તે સ્વામીશ્રીને પત્રમાં લખી જણાવેલું કે 'આપ ઊભા થઈને બોલો છો ત્યારે ખૂબ હાંફો છો, જે આપના સ્વાસ્થ્ય માટે સારું નથી. એટલે હવે જો આપ ઊભાં ઊભાં બોલશો તો ન છૂટકે મારે ઉપવાસની ફરજ પડશે.''

તેઓના આ લેખિત પત્રનો સ્વામીશ્રીએ આજે મૌખિક પ્રતિભાવ આપી દીધો. તે જોઈ સૌ વિચારી રહ્યા કે 'રોજેરોજ ઠલવાતા હરિભક્તોના થોકબંધ પત્રોમાંથી દરેકની વિગત સ્વામીશ્રીને આમ જ યાદ રહેતી હશે ને !'

## સન્માનોની સળંગ શૃંખલા

તા. ૧૨/૩ની સાંજે કરમસદથી લીંબડી પહોંચેલા સ્વામીશ્રીનો ભવ્ય સન્માન સમારોહ અહીંની નગરપાલિકા દ્વારા દિગ્વિજયસિંહ ગરાસિયા છાત્રાલયના મેદાનમાં યોજાયો. તેમાં ધારાસભ્ય વગેરે અગ્રણીઓનાં પ્રવચનો દ્વારા સ્વામીશ્રી પર પ્રશંસાનાં પુષ્પો વરસવાં લાગ્યાં.

પરંતુ આ સમયે તેઓ તો પત્રલેખનમાં એકતાર થઈ ડૂબેલા. તેઓની આ જ અવસ્થામાં આખું સન્માનપત્ર વંચાઈ ગયું અને નગરપાલિકાના પ્રમુખ શ્રી લખધીરસિંહ ઝાલા તે અર્પણ કરવા સ્વામીશ્રી પાસે પહોંચી પણ ગયા, તોયે સ્વામીશ્રી તો પત્રો લખવામાં જ મશગૂલ ! ફક્ત સન્માનપત્ર સ્વીકાર્યું તેટલી ક્ષણ પૂરતું તેઓનું પત્રલેખન અટક્યું અને વળી પુનઃ પત્રધારા વહેવા લાગી.

આ અવસરે નગરના ચિત્રાવાળા ખાંચાથી એમ. કે. કુમારશાળા સુધીના રસ્તાને શહેરના હોદ્દેદારો વતી 'પ્રમુખસ્વામી માર્ગ' ઘોષિત કરવામાં આવ્યો. આ જાહેરાતથી પણ સ્વામીશ્રી અજાણ જણાયા.

સન્માનથી અલિપ્ત તેઓની આ સ્થિતિ હકડેઠઠ મેદનીનાં આશ્ચર્યનો વિષય બની રહી.

એ સ્થિતિમાં સદા સ્થિર સ્વામીશ્રી તા. ૧૩/૩ના રોજ લીંબડીથી વિદાય લઈ અચારડા, ચચાણા, બરવાળાને પાવન કરતાં સાંજે વલભીપુર પધાર્યા.

અત્રે ધર્મકુમાર સોનાણીના ઘેર ભોજન લઈ તેઓ સમગ્ર વલભીપુર તાલુકા દ્વારા અહીંની શાળામાં આયોજિત સન્માન સમારંભમાં જવા નીકળ્યા. તે વખતે તેઓએ ગાડીમાં બેસતાં જ ચાલકને પૂછ્યું : 'તેં રસ્તો જોયો છે ?'

'ના, પણ દર વખતે જ્યાં સભા હોય છે ત્યાં જ જવાનું છે.'

'ઓહો ! તો તો લઈ લે જમણી કોરે...' આમ કહેતાં સ્વામીશ્રીએ ગાડી જમણી બાજુ લેવડાવી. તે રસ્તે એક સર્કલ આવતાં તેઓ બોલ્યા : 'આ સર્કલ સાહેબ આવ્યા. હવે ડાબી બાજુએ વાળી લે એટલે સ્કૂલ આવી જશે.'

રાત્રિના સાડા આઠ વાગ્યાના અંધકારમાં પણ જે રીતે ગલીઓ વટાવતાં સ્વામીશ્રી ગાડીને સભાસ્થળ સુધી દોરી લાવ્યા તે જોઈ સહ-પ્રવાસીઓને ખૂબ આશ્ચર્ય થયું.

તેની વચ્ચે સ્વામીશ્રી સમારોહમાં પધાર્યા ત્યારે તાલુકાશાળાનું પટાંગણ માનવમેદનીથી છલકાઈ ગયેલું. એ સમુદાયના ગગનભેદી જયનાદો વચ્ચે

નગર, તાલુકા અને જિલ્લા પંચાયતના કંઈક અગ્રણીઓની ઉપસ્થિતિમાં સ્વામીશ્રીનો ભવ્ય સત્કાર થયો. તે ઝીલી સ્વામીશ્રીએ તા. ૧૪/૩ની સવારે બાઈઓના નવનિર્મિત મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજને પ્રતિષ્ઠિત કર્યા.

ત્યારબાદ અહીંના પ્રસિદ્ધ વૈજનાથ મહાદેવમાં લાભ આપી તેઓ ભાવનગર જવા નીકળ્યા.

અહીં તો સમગ્ર જિલ્લો તેઓને સન્માનવા આતુર હતો. તેના પ્રતિનિધિરૂપે જિલ્લાની અગ્રગણ્ય ૧૨૫ વ્યક્તિઓએ એસ. જી. ગાંધી મેમોરિયલ હૉલના ખુલ્લા પ્રાંગણમાં અભિવાદન સમારોહ યોજેલો. તેમાં સાંજે સાડા છ વાગ્યે સ્વામીશ્રી પધારતાં જ બૅન્ડની સૂરાવલિઓ ગુંજી ઊઠી. આ હર્ષનાદ સ્વીકારતા સ્વામીશ્રી ફૂલોના ગાલીચા પર પગલાં પાડતાં મંચ પર બિરાજ્યા ત્યારે રાજ્યકક્ષાના ગૃહમંત્રીએ તેઓને સન્માનપત્ર એનાયત કર્યું.

આમ, આ વખતે સ્વામીશ્રીને સન્માનવા માટે જાણે સમગ્ર ગુજરાત ઘેલું બનેલું. રાજ્યપાલ, મુખ્યમંત્રી, સંસદસભ્યો, ધારાસભ્યો, તાલુકા અને જિલ્લા પંચાયતના પ્રમુખો, નગરપતિઓ, ઉદ્યોગપતિઓ, શિક્ષણવિદો, કલેક્ટરો, રાજવીઓ, ન્યાયમૂર્તિઓ, સમાજસેવકો, સરકારી અમલદારો, કવિઓ તથા લેખકો, વેપારી મહાજનો વગેરે સહિતનો એકેય વર્ગ સ્વામીશ્રીને સન્માનવામાંથી બાકાત રહ્યો નહોતો. કોઈ ધર્મગુરુનું આવું સન્માન ગુજરાત કદાચ પહેલી જ વાર જોઈ રહેલું.

ગામ, નગર, તાલુકા અને જિલ્લાના નાગરિકો કોઈ પણ ભેદભાવને આડે લાવ્યા સિવાય સ્વામીશ્રીના સન્માન સમારંભ માટે આયોજનથી અમલીકરણ સુધી ખભેખભા મિલાવી કામ કરતા. આ સન્માન સમારંભોમાં ઉપસ્થિત જનમેદની જ નહીં, પરંતુ તે એક-એકના ચહેરા પર ઊભરાતો ઉત્સાહ અને મહાનુભાવોના એક-એક ઉદ્ગાર સંસ્કૃતિપુરુષ તરીકેની સ્વામીશ્રીની અભૂતપૂર્વ લોકચાહનાને જ અભિવ્યક્ત કરતા હતા.

## જૂનાને ભૂલી જવા નહીં

ભાવનગરમાં તા. ૧૫/૩ની રાત્રે સ્વામીશ્રીના ભોજન વખતે વંચાઈ રહેલા યોગીજી મહારાજના જીવનચરિત્રમાં યોગીબાપાએ કરેલા કઠોર તપની વાત આવતાં જ વાચક સંત બોલ્યા: ‘આ પ્રમુખસ્વામીએ પણ એવું જ તપ કર્યું છે.’

'ના, ના. આપણે તો આવું કાંઈ નથી કર્યું. બધું સામાન્ય.' સ્વામીશ્રીએ જણાવ્યું.

ત્યારે સંતોએ કહ્યું: 'અમે આપને નિર્જળ ઉપવાસમાં છ-છ ગામો ફરતા અને પધરામણીઓ કરતા જોયા છે. બપોરે જાગીને પત્રો લખતા જોયા છે. દર્શન કરનારાય થાકીને સૂઈ જાય પણ આપ ક્યારેય થાક્યા નથી. આ તપ ઓછું છે?'

'તોય જોગીબાપાએ જે તપ કર્યું છે એના હિસાબમાં આ તો કાંઈ નથી. એમણે તો બબ્બે ઉપવાસ એકસાથે કર્યા છે અને પાછી સેવા તો એવી ને એવી જ! અને તે વખતે લીંબુનાં પાણી ક્યાં પીતા'તા?' પોતાના પર ગુરુની સરસાઈ સ્થાપિત કરતાં સ્વામીશ્રી બોલ્યા.

આવા ગુરુગામી તેઓ તા. ૧૭/૩ની સવારે ભાવનગરથી વિદાય લઈ જિંથરી, ખોપાળા અને લાખણકાને લાભ આપતાં ગઢડા આવી પહોંચ્યા.

અત્રે તા. ૧૮/૩ની સવારે ધોતિયું ધારણ કરી રહેલા સ્વામીશ્રી સમક્ષ મચ્છરના ઉપદ્રવની વાત નીકળી, ત્યારે ભક્તિતનયદાસ સ્વામીએ કહ્યું: 'અહીં તો ચમત્કાર થતો હોય એ રીતે મચ્છર વધે છે.'

'અરે! સહેજ ખૂણો ઝાપટો ને ઝુંડનાં ઝુંડ ઊડે છે.' બીજાએ ટાપશી પૂરી.

ત્યારે ત્રીજાએ સૂર પુરાવ્યો: 'મચ્છરો તો રાત્રે ઊંઘ હરામ કરી દે છે.'

તે વખતે સ્વામીશ્રી બોલ્યા: 'એમ? આટલા બધા મચ્છર છે તો બિચારા હરિભક્તોનું શું થતું હશે?'

આ ઉદ્‌ગારમાં રહેલી વ્યથા સ્વામીશ્રીના વહાલને પણ વ્યક્ત કરી રહી.

આવા પરગજુ તેઓ આજે અગિયારેક વાગ્યાના સુમારે સભામાં બિરાજ્યા તે વખતે આવી ચડેલા લાખણકાના એક વૃદ્ધ આંખે ઓછું ભાળતા. તેથી તેઓ આંખ ઉપર હાથની છાજલી કરી સ્વામીશ્રીને જોવા માંડ્યા, પણ તેઓને તરત ઓળખી ગયેલા સ્વામીશ્રીએ આસપાસ બેઠેલાને તેઓની ઓળખાણ આપતાં કહ્યું: 'આ બાપુ બહુ જૂના છે. તેઓ અહીં હરજીવનદા' કોઠારી હતા તે વખતે મંદિરમાં ચોકીદારની સેવા કરતા હતા.'

તે પછી એ આગંતુક વડીલનેય સ્વામીશ્રીએ જણાવ્યું: 'કાલે લાખણકામાં તમને બહુ યાદ કરેલા.'

'સ્વામી! તમે તો બહુ ધ્યાન રાખો છો.'

'કેમ ન રાખીએ? તમે તો જૂના છો. બહુ સેવા કરી છે. યાદ રાખવા

પડે ને !'

સ્વામીશ્રીના આ સ્નેહસભર શબ્દો સાંભળી એ વડીલની આંખો પલળી ગઈ !

આ જ રીતે, આજની રાત્રે ઝીંઝાવદરના ધનજીભાઈ મુખીને જોતાં જ સ્વામીશ્રીએ સંતોને કહ્યું : 'આ હરિભક્ત જૂના છે. આટલી ઉંમરે એકલે હાથે મંદિર બંધાવ્યું છે. આપણે યુવકો તૈયાર કરીએ એટલે જૂનાને ભૂલી જવા નહીં. ઓળખી રાખવા. અહીં આવે ત્યારે ખબર-અંતર પૂછવા. સગવડ સાચવવી. બોલાવવા-ચલાવવા. ધ્યાન રાખવું. આ પાયાના હરિભક્તો કહેવાય.'

શિખરો ચઢાવનારા સ્વામીશ્રી પાયાને કદી ન ભૂલતા.

## અમે તો ભ'ઈ ! નાના માણસ છીએ

સંસ્થાની ઉદાર સખાવતથી ગઢડાનાં કે. આર. ગોસલિયા અને એસ. બી. ભાયાણી કન્યા વિદ્યાલયમાં નિર્માણ પામેલી 'અક્ષર-પુરુષોત્તમ પ્રયોગશાળા'નું ઉદ્‌ઘાટન તા. ૧૯/૩ની સવારે કરી સ્વામીશ્રી તા. ૨૦/૩ના રોજ નિંગાળા પહોંચ્યા.

અહીં 'આપણે તો એકબાજુ ગઢડા ને બીજી બાજુ સારંગપુર, એટલે બેય હાથે લાડવા છે,' એમ કહી સૌને લાભનો લાડુ ચખાડતાં તેઓ કેરિયા આવ્યા.

આ ગામમાં પણ તેઓએ 'આપણે તો કાંધમાં છીએ, એટલે સત્સંગ દૃઢ થવો જ જોઈએ. આ દેહ ભગવાનને અર્થે ઘસી નાંખવો' એમ નિશાન રોપી આપ્યું. તે પછી પાટી પધારેલા સ્વામીશ્રીએ અત્રે 'અહીંના બધા સંતો ઉત્સાહી થયા છે' એમ કહેતાં આ ગામમાંથી દીક્ષા લેનારા સંતોને યાદ કર્યાં.

ત્યારબાદ તાજપુરને પાવન કરતાં તેઓ બોલ્યા : 'અહીં તો શાસ્ત્રીજી મહારાજે પાયા નાખ્યા છે ને ચણતર કર્યું છે. આ ગામે શાસ્ત્રીજી મહારાજને ઓળખ્યા ને એ રાજી થાય એવી સેવા કરી એ મહત્તાની વાત છે. જોટો નહીં એવા સંત મળ્યા છે, એટલે હવે મનમાં પસ્તાવા જેવું નથી. જેના દિગંતમાં ડંકા વાગ્યા એવા, છાતી કાઢીને ચાલીએ એવા ગુરુ મળ્યા છે. જોગીબાપાને જોયા પછી આપણને બીજું બધું ફીકું લાગે. આવા સત્પુરુષ મળવા કઠણ છે. આપણે તો ભાગ્યશાળી છીએ.'

આમ, આજે આખા રસ્તે જે તે ગામના અને ગુરુના ગુણોનો ગુલાલ ઉડાડતાં સ્વામીશ્રી સાંજે સારંગપુર આવી પહોંચ્યા. અહીં મંદિરની પાછળના

ચોકમાં ભરાયેલી સભામાં સંત સ્વામીએ તેઓને ગુલાબનો ભવ્ય હાર પહેરાવી સત્કાર્યા ત્યારે સ્વામીશ્રીના મુખેથી સહજ ઉદ્ગારો સરી પડ્યા: 'અમે તો ભ'ઈ! નાના માણસ છીએ. આવડો મોટો ભાર અમારાથી ઊંચકાય નહીં.'

આ શબ્દો દ્વારા સ્વામીશ્રીની ફૂલગુલાબી નમ્રતા પૂરબહાર ફોરી રહી.

## કાયા કીધી કૃષ્ણાર્પણ

તા. ૨૧/૩ની સવારે વિચરણના આગામી આયોજન માટે સંબંધિત સંતો સાથે બિરાજેલા સ્વામીશ્રીની ઇચ્છા હતી કે 'છેલ્લાં કેટલાંય વર્ષોથી આ બાજુનાં ગામોમાં ગયા નથી તો તેમાં કાર્યક્રમ ગોઠવવો.'

પરંતુ આ સાંભળી વિવેકસાગરદાસ સ્વામીએ કહ્યું: 'બાપા! આ ઉનાળાની ઋતુ છે અને આપને ગરમી ખૂબ લાગશે, તો ગામડાં રહેવા દઈએ અને મંદિરોના કાર્યક્રમ ગોઠવીએ. આ બાજુ બીજી કોઈ ઋતુમાં અવાશે.'

'ગરમી તો રહેવાની જ. ગામડાં તો જેટલાં થાય એટલાં ફરી જ લઈએ. નહીં તો પાછા રહી જાય છે ને મેળ નથી પડતો.' સ્વામીશ્રી બોલ્યા.

આ રીતે સત્સંગીઓ માટે પોતાની કાયાને કૃષ્ણાર્પણ કરી દેનારા તેઓએ તા. ૨૨/૩ના રોજ ઊજવેલા ફૂલદોલોત્સવમાં અગિયાર યુવાનોને પાર્ષદી દીક્ષા અને બે પાર્ષદોને ભાગવતી દીક્ષા પ્રદાન કરી. તેઓના આ પ્રૌઢ પ્રતાપને માણવા આ વર્ષે પ્રતિવર્ષ કરતાં ભક્તમેદની વિશાળ સંખ્યામાં ઉપસ્થિત થતાં મંડપને બે વાર વિસ્તાર્યો છતાં તે ટૂંકો પડ્યો. તેથી આશીર્વાદ આપતાં સ્વામીશ્રીએ પણ ગમ્મત કરી કે 'આ વખતે તો સાંકડે માંકડું છે, એટલે એય ચલાવી લેજો. બ્રહ્મની તો સંકોચ અને વિકાસ બેય અવસ્થા છે. માટે અત્યારે સંકોચ રાખજો ને પછી જમતી વખતે વિકાસ અવસ્થા રાખજો.'

આ આનંદપ્રદ આશીર્વર્ષા વરસાવ્યા બાદ હાથમાં પિચકારી લઈ સૌને રંગવા સભામાં ઘૂમી વળેલા સ્વામીશ્રી રંગવર્ષા કરી દોઢ કલાક સુધી ફગવાનો પ્રસાદ આપવા બિરાજતાં તેઓ જમવા બેઠા ત્યારે અઢી વાગી ચૂકેલા![૩૫]

ભક્તોને સુખ આપવામાં સમયની પરવા તજનારા તેઓએ તા. ૨૩/૩ની

---

૩૫. સ્વામીશ્રીએ ઊજવેલા આ પુષ્પદોલોત્સવના રંગે રંગાવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઇલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



રાત્રે નારાયણ ઉદ્યાનમાં સંતોને પણ પ્રતીક પુષ્પદોલોત્સવનો લાભ આપ્યો.

## કથાની વાતો જમવાથીયે અધિક છે

તા. ૨૬/૩ના રાત્રિભોજન વખતે લંડનવાસી બાળક મિતુલ પટેલે તેની કાલીઘેલી ભાષામાં પૂછ્યું: 'બાપા! Where is Akshardham?' (અક્ષરધામ ક્યાં છે?)

'This is Akshardham. આ બેઠા છીએ ને, એ જ અક્ષરધામ!'

સ્વામીશ્રીના આ ઉત્તરમાં એ નાદાન શિશુ તો શું સમજે? પરંતુ જે જાણકાર હતા તેઓ મર્મ પામી ગયા.

તેથી સ્વામીશ્રીના શ્રીમુખેથી તા. ૨૭/૩ની સાંજે ભક્તચિંતામણિના ૭૦મા પ્રકરણના આધારે કથારસ રેલાવા માંડ્યો ત્યારે ગામોગામથી અને દૂર દૂરનાં શહેરોમાંથી પણ હરિભક્તોના સંઘ સારંગપુરમાં ઊમટવા લાગ્યા. અહીં સ્વામીશ્રીની અમૃતધારાનું પાન કરતાં જ સૌને બે વર્ષ પૂર્વે તેઓએ ચખાડેલો આ ગ્રંથનો આસ્વાદ પુનઃ તાજો થઈ ગયો.

સ્વામીશ્રી સ્વયં પણ આ કથામૃતમાં ડૂબી ગયેલા જણાતા. એટલે જ તો તા. ૨૯/૩ની બપોરે પોતાના ઓરડામાં બિરાજેલા તેઓ ભક્તચિંતામણિનાં પ્રકરણો વાંચવામાં એવા તલ્લીન થઈ ગયા કે પોણા વાગ્યાનો સમય થયો તોય તેઓએ ગ્રંથમાંથી મસ્તક ઊંચું ન કર્યું.

તે વખતે જમવા માટે ઊભા થવાનું કહેવા આવેલા કૃષ્ણવલ્લભદાસ સ્વામીને પણ સ્વામીશ્રીએ ગ્રંથ દર્શાવતાં કહ્યું: 'આ જમવાનું જ છે ને!'

'એમ?'

'હા, આ ભગવાનની કથાની વાતો ચાલે છે એ જમવાથીયે અધિક છે.' સ્વામીશ્રી બોલ્યા.

ભગવાનના લીલારસમાં ગુલતાન તેઓને ખટરસ ખાટા થઈ ગયેલા.

## દુખતુંય નથી ને દુખશેય નહીં

તા. ૩૦/૩ની સવારે સારંગપુરથી નીકળેલા સ્વામીશ્રી ચકમપરમાં ચાલતા રામ-પારાયણમાં લાભ આપી પાટણા પહોંચ્યા. અહીંના મંદિરમાં તેઓને ૩ x ૩ ફૂટના દેરાની બહાર ઊભા રહીને જ હનુમાનજી-ગણપતિજીનો પ્રતિષ્ઠાવિધિ કરવાનો હતો, પણ નીચા નમી દેરામાં પ્રવેશેલા સ્વામીશ્રીએ

મૂર્તિ સન્મુખ બેસીને વિધિ કર્યો.

તે પછી સારંગપુર પરત પધારેલા તેઓને સમાચાર મળ્યા કે આ ગામની સીમમાં નિર્માણ પામેલા બંધને કારણે સર્જાયેલા સરોવરનું નામાભિધાન સરકાર દ્વારા 'યજ્ઞપુરુષ સરોવર' રાખવામાં આવ્યું છે. આ નિર્ણય જણાવતા કાગળની નકલ પણ તા. ૧/૪ના રોજ સ્વામીશ્રીના હાથમાં અપાઈ ત્યારે તેઓએ એ ઘોષણાપત્રને મંદિરની તમામ મૂર્તિઓ સહિત સ્મૃતિમંદિરમાં બિરાજતા શાસ્ત્રીજી મહારાજનાં ચરણે મુકાવી પ્રાર્થના કરી કે 'જય શાસ્ત્રીજી મહારાજ ! સર્વોપરી કામ થયું છે તો હવે પાણી ભરેલાં રાખજો.'

ગુરુના સ્થાનને હરપળ હરિયાળું રાખવાની ઇચ્છા આજે ફળીભૂત થતાં હરખાયેલા સ્વામીશ્રીનો સન્માન સમારંભ આજની સાંજે યોજી બોટાદના કાઠી સમાજે ધન્યતા અનુભવી. કાઠી વિદ્યાર્થી ભુવનના પ્રાંગણમાં ગોઠવાયેલા આ સમારોહમાં પોતાનું અવલોકન રજૂ કરતાં બોટાદકર કૉલેજના આચાર્ય શ્રી રામદાન ગઢવીએ કહ્યું : 'હજારો હોય કે થોડા હોય, પણ દરેકની વચ્ચે સ્વામીજીની એ જ સ્વસ્થતા અને એ જ ભાષા. આત્મામાંથી આવતી તેઓની ભાષાની પ્રગાઢ અસરનો અહીં ખ્યાલ આવે છે.'

આ અસરનો અનુભવ આજે બોટાદના માર્કેટિંગ યાર્ડમાં વિશ્વ હિંદુ પરિષદ સહિત વિવિધ દસ સંસ્થાઓ તરફથી યોજાયેલા સ્વામીશ્રીના સન્માન સમારોહમાં પણ થયો.

અહીં સૌનો આદર ઝીલી સારંગપુર પરત આવવા નીકળેલા સ્વામીશ્રી રસ્તામાં યજ્ઞપુરુષ વાડી આવતાં જ ગાડીમાંથી ઊતરી ગયા અને ત્યાંથી સાયંભ્રમણના ભાગરૂપે ચાલતાં-ચાલતાં મંદિરે પધાર્યા.

અત્રે છેલ્લા કેટલાક સમયથી તેઓને વળગેલી 'વા'ની બીમારીનો ઉપચાર કરવા તા. ૨/૪ની સવારે ડૉ. એમ. ટી. મહેતા આવી પહોંચ્યા. તેઓએ સ્વામીશ્રીના જમણા પગે સાંધા આગળ એક ઇન્જેક્શન મારતાં કહ્યું : 'આ જગ્યાએ સૌથી વધુ દુખાવો છે. એ શમી જશે તો સાથળ પરનો દુખાવો પણ શમી જશે.' આટલું જણાવી એ તબીબે ઉમેર્યું : 'હમણાં જે ઇન્જેક્શન માર્યું તે એક-બે કલાક પછી વધારે દુખશે અને એ દુખાવો આખો દિવસ રહેશે. માટે આ દર્દશામક ગોળી લેજો.'

આ ભલામણ સાંભળી સ્વામીશ્રી બોલ્યા : 'દુખતુંય નથી ને દુખશેય નહીં.'

આત્મનિષ્ઠાની આ અતિ ઉચ્ચ સ્થિતિ જોઈ ડૉક્ટર ચકિત રહી ગયા.

## પરસેવાના પાણીનું સિંચન

તા. ૩/૪ની સાંજે સ્વામીશ્રીને મળવા આવેલા કોઠારિયા ગામના એક બાપુ પોતાના આશ્રમમાં રોટલા ટીપીને જરૂરતમંદને પહોંચાડનારા. તેઓને દુષ્કાળમાં સ્વામીશ્રીએ ઘણી મદદ કરી હોવાથી આજે એ જ આશાએ આવેલા આ બાપુને સ્વામીશ્રીએ ૧૦૦ મણ બાજરો અપાવ્યો.

વાદળ વરસે તેનું ઇંચમાં માપ નીકળે. નદી વહે તેની ક્યૂસેકમાં માત્રા મપાય, પરંતુ દરિયાનું જળ તો બેહિસાબ. સ્વામીશ્રીની સેવાઓ પણ એવી જ.

અને હા, જનસુધારણા પણ તેઓની સમાજસેવાઓના વર્તુળમાં આવતી બાબત. તેથી જ તેઓ આ વખતે અમદાવાદના એક યુવાનને પોતાની સાથે લેતા આવેલા. બે વર્ષ પહેલાં એ સ્વામીશ્રીને મુંબઈમાં મળ્યો ત્યારે તો હેરોઇન સહિત વિવિધ નશાકારક ડ્રગ્સની ચુંગાલમાં ફસાયેલો. તેમાંથી તેને સ્વામીશ્રીએ છોડાવ્યો ત્યાં તો તે સપડાયેલો અફીણ અને મેન્ડ્રેક્સના સકંજામાં. છતાં લેશ નિરાશ ન થનારા સ્વામીશ્રી તે યુવાનને અહીં પોતાના નિવાસસ્થાનની નજીકમાં જ રાખી રોજ તેની સંભાળ લઈ રહેલા.

પરંતુ અત્રે વ્યસન વિના ચાર દિવસ જતાં તો એ લતે ચડેલા યુવાનની દશા દયનીય બની ગયેલી. ખાવાનું ફાવે નહીં. રાત્રે પગ પછાડે. તરફડે. ઊંઘ તો આવે જ શાની! અર્ધ પાગલ જેવો થઈ તે અહીં-તહીં ભટક્યા કરે, પણ સ્વામીશ્રી લેશ નમતું ન જોખે. રોજ તેને આશીર્વાદ આપે. તેના પ્રતાપે થોડે દા'ડે તેને અનાજ ગળા હેઠે ઊતરવા લાગ્યું અને રાત્રે આંખ પણ મીંચાવા માંડી. તોય આ અઠંગ વ્યસની રાત્રિનાં અંધારા અને એકાંતનો લાભ ઉઠાવતાં ત્રણેક બીડીના કસ તો ખેંચી જ કાઢતો.

આ જાણ થતાં સ્વામીશ્રીએ તેને કહ્યું: 'બીડીનીયે શું જરૂર છે?'

'બે પીશ.'

'બે પણ નહીં. એ પાપ કાઢ હવે. બહુ તલપ લાગે તો કોઠારમાંથી લવિંગ લઈ જજે.'

આમ કહેતાં સ્વામીશ્રી તા. ૫/૪ની સવારે તેને શાસ્ત્રીજી મહારાજના સ્મૃતિમંદિરે લઈ ગયા. અહીં મૂર્તિ આગળ મૂકેલું એક ગુલાબ એ યુવાનને આપતાં કહ્યું: 'આજથી બીડી પણ બંધ. લે, આ ગુલાબ. જ્યારે બીડી પીવાનું

મન થાય ત્યારે આ ગુલાબની પાંખડી ખાજે.'

ઉપરોક્ત સમગ્ર ઘટનાક્રમ સ્વામીશ્રીની અપાર શ્રદ્ધાનો પુરાવો બની રહ્યો. ધૂળમાં રજોટાતા એક-એક ગુલાબને ચોખ્ખા કરવા પરસેવાનું પાણી વહાવનારા હતા સ્વામીશ્રી.

## ધરી નિજ ઉરમાં ક્ષમા અપાર

'વા'ની બીમારીના ઉપચારરૂપે સ્વામીશ્રીને આપવામાં આવેલા ઈન્જેક્શનની અસર જાણવા તા. ૫/૪ની બપોરે સંતોએ પૂછ્યું : 'બાપા ! હવે દુખાવો કેવો છે ?'

'એ તો *'જૂનું રે થયું દેવળ, જૂનું તો થયું...'* દેવળ જૂનું થાય એટલે ધીરે ધીરે ફાંકાં પડતાં જાય.'

'અત્યાર સુધી આપે બહુ સહન કર્યું છે.'

'સહન તો શું કર્યું છે ! આપણે તો બધું ભગવાનને સોંપ્યું છે. ઇચ્છા હશે તો મટાડશે. કામ લેવું છે એટલે ટટળ-ટટળ ચાલ્યા કરે છે. ખાટલો નથી, ઊંઘ આવે છે, ખાવું પચે છે, એથી વધારે સુખ શું ? આટલું તો થાય છે, પછી ભગવાનની દયા કેટલી જોઈએ ? બીજું તો ભોગવી લેવાનું.'

સ્વામીશ્રીના આ શબ્દોમાંથી જાણે સમજણનું શિખર ફૂટી નીકળ્યું. તેની પર જે બેસે તેને દુઃખ-દર્દનાં વાદળો પોતાની નીચે જ લાગશે.

આમ, સમજણના શિખરે સદા સ્થિર સ્વામીશ્રી પાસે તા. ૯/૪ના રોજ અમદાવાદનો યુવાન હેમંત પટેલ આવી ચડ્યો. તે આવતાંવેંત ચરણોમાં માથું ઢાળી રડતાં રડતાં કહેવા લાગ્યો : 'સ્વામી ! મેં આપનો બહુ દ્રોહ કર્યો છે. બહુ પાપ કર્યાં છે. આપને ખૂબ ગાળો આપી છે.'

આટલું કહેતાં તે યુવાનનો કંઠ રૂંધાઈ ગયો. તેથી અટકેલો તે થોડો શ્વાસ લઈ ફરી બોલ્યો : '(સન ૧૯૮૫ના) સ્વામિનારાયણ નગરમાં મેં રાખેલા સ્ટૉલમાં મારા મિત્રોએ આપની મૂર્તિ મૂકી, તો મેં અણસમજણ અને અજ્ઞાનને કારણે એને બહાર કાઢી મારા બૂટ નીચે કચડી નાખેલી. ત્યાં હું જાણી જોઈને સિગારેટ પીતો, પણ હવે મને સમજાય છે કે મેં બહુ જ ખોટું કર્યું છે. મને માફ કરજો.'

'સત્સંગ ઓળખાયો એટલે બધું માફ થઈ જશે. ભગવાન સારું કરશે. સુધર્યો છે તો હવે દૃઢતા રાખજે કે 'ફરી ખરાબ રસ્તે જવું નથી.' લોકોનેય

થાય કે 'છોકરો સારો થઈ ગયો. આશીર્વાદ છે.' સ્વામીશ્રી બોલ્યા.

જે સાંભળતાં માનવીના મુખેથી આક્રોશની આગ ભભૂકી ઊઠે, તે સાંભળીને સ્વામીશ્રીના મુખેથી આશીર્વાદનું અમી ઝરી રહ્યું.

સ્વામીશ્રીનો આ પ્રતિભાવ પેલા યુવાનને ચકિત કરી ગયો. છતાં તેને એ દહેશત તો રહી જ કે 'સ્વામીશ્રીએ મને માફ કર્યો, પણ ભગવાન મને ક્યારેય માફ નહીં કરે.'

આ વલોપાતનેય વિદારતાં સ્વામીશ્રી આ દિવસે મંદિરે જતી વખતે પેલા યુવાનને જોતાં જ સામેથી તેની પાસે પહોંચ્યા અને બોલ્યા : 'હવે દુઃખી ન થઈશ. પોતાને અપરાધી પણ ન માનીશ. તારી કોઈ ભૂલ જ નથી થઈ.'

આમ કહેતી વખતે સ્વામીશ્રીના ચહેરા પર ફરી વળેલો પ્રેમ જોઈ પેલા યુવકને વિશ્વાસ બેસી ગયો કે 'ભગવાને પણ મને માફ કરી દીધો છે.'

સ્વામીશ્રીની આ ઉદારતાએ તેનું જીવન બદલી નાંખ્યું. તે સ્વામીશ્રીનો ગુણાનુરાગી બની ગયો. જે સ્વામીશ્રીની તસવીરોનું તે અપમાન કરતો એ જ સ્વામીશ્રીની છબીઓ કંડારવાનું તેને ઘેલું લાગ્યું. આ તસવીરોનાં દર્શન કરતાં તેને શાંતિ મળવા લાગી અને તેની આંખો સજળ થવા માંડી.

## એકતા તૂટે તો સત્સંગ કરાવ્યો એ વ્યર્થ

તા. ૧૧/૪ની સવારે લાખિયાણી પહોંચેલા સ્વામીશ્રીએ અત્રે પ્રાથમિક શાળામાં પગલાં કરી નિર્માણાધીન મંદિરની જમીન પર બધે ઘૂમીને પુષ્પ-કંકુ વરસાવ્યાં. તેને અનુસરતાં તા. ૧૩/૪ની સવારે બોટાદમાં મંદિરનો ખાતવિધિ કર્યા બાદ સારંગપુર પધારેલા તેઓએ આજની સાંજે સત્તર દિવસથી ચાલતા ભક્તચિંતામણિના પારાયણની પૂર્ણાહુતિ કરી.

તે પછી ઊગેલી તા. ૧૪/૪ના રોજ સ્વામીશ્રીએ સારંગપુરમાં વિવિધ તાલીમ હસ્તગત કર્યા બાદ જુદાં જુદાં મંદિરોમાં સેવા કરવા જઈ રહેલા સંતોને ઉપયોગી માર્ગદર્શન આપતાં જણાવ્યું કે –

"જે સેવા મળે એ બહુ જ ઉત્સાહ અને ઉમંગથી કરવાની. કદાચ સેવા ન ફાવે તોય ત્યાં જઈને ચાલુ જ કરી દેવી. સ્થાનિક સંતો-ભક્તો સાથે સુમેળ રાખીને કાર્ય કરવું. સુખ-દુઃખ, માન-અપમાન વેઠીને કાર્ય કરવું. સેવા કરવામાં કદાચ કહેવાનું થાય તોય આંટી ન રાખવી. ત્યાં કદાચ આપણને એકલવાયું લાગે પણ એકલા હોવા છતાં હજાર છીએ. જે આપણી ખબર અહીં રાખે છે

એ જ ત્યાં રાખવાના છે. ભગવાન બધે બેઠા છે. અને હજારોની વચ્ચે હોઈએ તોય એકલા રહેવાનું છે. એટલે શું? તો ત્યાં કોઈ પદાર્થ કે સંગની અસર ન થવી જોઈએ. આપણું કથા-વાર્તા, ભક્તિનું અંગ દૃઢ રહેવું જોઈએ. સાધુતા ગૌણ ન થવી જોઈએ. આપણે ભક્તિથી ભરપૂર રહીશું તો મૂંઝવણ નહીં થાય. જે સંતોને ગામડે જવાનું હોય એ લોકોએ પણ એકબીજા સાથે હળી-મળી જવું.

આપણે જ્યાં જઈએ ત્યાં પહેલાં તો અનુભવ મેળવવો. એકદમ સૂચન આપવા ન મંડવાં. ત્યાંના સંતો-ભક્તોના સ્વભાવ જોવા. વાતાવરણ જોવું. કામકાજ વગેરેનું વરસ સુધી નિરીક્ષણ કરવું. એકદમ ભૂસકો ન મારવો. બધા સાથે મિક્સ થવું. વિચાર મેળવીને કાર્ય કરવું; જેથી આપણે કે સામાનેય મૂંઝવણ ન થાય. ગામડામાં પણ ગામની તાસીર જોવી. સત્સંગી કેટલા છે, કેવા છે, ગુણભાવી કેટલા છે એ જોવું. હરિભક્તોની પ્રકૃતિ જોઈને વાત કરવામાં વિવેક રાખવો. સ્થાનિક હરિભક્તોનાં સમર્પણ બહુ હોય. એના વિચારોને એકદમ તોડી ન પાડવા. કોઈનીયે સાથે આકળા-ઉતાવળા તો થવું જ નહીં. એ ખાસ જાણપણું રાખવું. નહીં તો પછી આપણને જ મૂંઝવણ થાય.

એકબીજાની ગૌણતાની વાતો સાંભળી કોઈમાં લેવાવું નહીં. નાનામાં નાનો હરિભક્ત હોય એ પાછો ન પડે એ જોવાનું. હરિભક્તો વધે નહીં તો કાંઈ નહીં, ઓછા તો ન જ થવા જોઈએ. બધાને ભેગા કરવાનો પ્રયત્ન કરવો. કોઈને નોખા ન કરવા. એ રીતે ગામડામાં અનુભવ અને પરિસ્થિતિનો ખ્યાલ રાખીને આગળ વધવું. ધન અને સ્ત્રીના ત્યાગમાં સંપૂર્ણ રહેવું. જે મળે એનાથી ચલાવી લેવું. આપણે કોઈ મંદિરનું મમત્વ નહીં. જે કહો એ ભગવાન અને સંતનું મમત્વ. કોઈ મંદિર પિયર નથી ને કોઈ સાસરું નથી. આપણા ભગવાન, ગુરુ, સંસ્થા બધું એક જ છે. 'બધે ફાવે જ' એવી દૃષ્ટિ રાખવી. ભગવાન અને સંત સામું દૃષ્ટિ રાખવી, જેથી કોઈ બંધન ન થાય. એકતા તૂટવી ન જોઈએ. એકતા તૂટે તો સત્સંગ કરાવ્યો એ વ્યર્થ.''

કોઈ મહાન દોડવીર પોતાના સંતાનને જે કાળજીથી ઘરનો ઉંબરો ઓળંગાવી પહેલું પગલું ભરાવે, તે રીતે સ્વામીશ્રીએ આજે પોતાના અનુભવનો અર્ક સેવાના મોરચાધારી સંતોને પિવડાવ્યો.

## સબહી મેં સમ સદા

હાલ જ્યાં પ્રમુખ સ્મૃતિમંદિર ઊભું છે તે જ સ્થાને તા. ૧૪/૪ની રાત્રે

શ્રીહરિ જયંતી ઊજવી તા. ૧૫/૪ની સવારે સારંગપુરથી વિદાય થયેલા સ્વામીશ્રી અનીડામાં નિર્માણાધીન મંદિરની જમીન પર પગલાં પાડી દામનગર પહોંચ્યા.

અત્રે પટેલ વાડીમાં ધર્મલાભ આપી નાની વાવડીને પાવન કરનારા તેઓને સત્કારવા મંદિર-આંગણે યોજાયેલા સમારંભને સંબોધતાં ધારાસભ્ય શ્રી અમરશીભાઈ પટેલે કહ્યું : 'જે સ્વામીજીનું સન્માન બ્રિટનની પાર્લામેન્ટમાં અઢી કલાક સુધી થાય એવી મહાન વિભૂતિ, નકશામાં ટપકા જેવું લાગે એવા આ ગામમાં પધારી એ બતાવે છે કે તેઓના મનમાં નાની વાવડી અને ગ્રેટ બ્રિટન બેય સરખાં જ છે.'

પરંતુ સ્વામીશ્રીની આભ ઊંચી મહાનતા તો માણવા મળી તા. ૧૬/૪ની સવારને.

અહીંના રોકાણ દરમ્યાન સ્વામીશ્રીને ખ્યાલ આવેલો કે માત્ર દોઢ ફૂટ પહોળા નવેરાના કજિયાને કારણે બે ભાઈઓને હજારો ગાઉનું છેટું થઈ ગયું છે. આ જાણતાં તેઓ ભારે વ્યસ્તતા વચ્ચે પણ કંકાસનું મૂળ બનેલી એ જગ્યાએ સ્વયં પધાર્યા અને પોણો કલાક સુધી મધ્યસ્થી કરી એક વકરેલા વિવાદને સંકેલ્યો.

આ સમયે સૌને એ પણ ખ્યાલ આવ્યો કે સ્વામીશ્રીને સંસદનાં આલિશાન ભવન કે ગામડાનાં ગાર-માટીનાં ખોરડાં – બેય સમાન છે.

આમ, *'સબહી મેં સમ સદા, સોઈ સાધુ સાક્ષાત્...'*ની ઓળખને પ્રતિપળ સાકાર કરતા સ્વામીશ્રી અહીંથી વાંકિયા પધાર્યા ત્યારે ગિરદી અને ગરમીનું સામ્રાજ્ય ઘણું વિસ્તરેલું. છતાં સ્વામીશ્રીએ નળિયાંવાળા સ્વામિનારાયણ મંદિરના પ્રાંગણમાં સભા ભરી. તે પછી સરપંચ શ્રી શાંતુભાના દરબારમાં સચવાયેલી શ્રીજીમહારાજની પ્રાસાદિક વસ્તુઓનાં દર્શન કરી નીકળેલા તેઓ દોઢ વાગ્યે જસદણ પહોંચ્યા.

અહીંના દરબારગઢમાં ભોજન-વિશ્રામ કર્યાં બાદ સાંજે અત્રે આયોજિત સન્માન-સભામાં આશીર્વાદ વરસાવી સ્વામીશ્રી ગામનાં સ્વામિનારાયણ મંદિર અને ગાયત્રી મંદિરે દર્શન કરતાં રાત્રે ગોંડલ આવી ગયા.

આ શહેરમાંયે તા. ૧૭/૪ની સાંજે સંગ્રામજી હાઈસ્કૂલના પટાંગણમાં નગરપાલિકા દ્વારા યોજાયેલા ભવ્ય સન્માન સમારંભમાં સ્વામીશ્રીને ચાંદી-સોનાનાં પતરે મઢ્યું અક્ષર દેરીના આકારનું સન્માનપત્ર અર્પણ કરવામાં

આવ્યું. નવેક હજારની ભરચક જનમેદની તથા સરકારી-દરબારી અનેક મહાનુભાવોની ઉપસ્થિતિમાં થયેલા સ્વામીશ્રીના આ સત્કારથી ગોંડલ ગૌરવ અનુભવી રહ્યું.

## અમે તો 'ફ્લેશ' (ફ્રેશ) જ છીએ

તા. ૨૧/૪ના રોજ ગોંડલથી વિદાય થયેલા સ્વામીશ્રી ડાંગરા થઈને જામનગર પધાર્યા ત્યારે અત્રે જે મકાનમાં તેઓનો નિવાસ ઠરાવેલો તેના શૌચાલયમાંથી સંતોએ તા. ૨૨/૪ની સવારે ૧૮ વંદા બહાર કાઢ્યા !

સન્માન સમારંભોની વણથંભી વણઝાર વચ્ચે પણ સ્વામીશ્રી આવી અગવડભરી પરિસ્થિતિ હસતા મોંએ પચાવી જાણતા.

આમ, સમત્વની સડકે જ સદા સરકતા તેઓ આજે મોટી ખાવડીના સમીપવર્તી વૃદ્ધાશ્રમ આરાધના ધામને પાવન કરતાં સિક્કા પહોંચ્યા.

અત્રે જી.ઈ.બી.ના સ્થાનિક અધિકારીઓ દ્વારા નિર્માણાધીન સનાતન મંદિરનું ખાતમુહૂર્ત કરવા પધારેલા સ્વામીશ્રીના સ્વાગતમાં ઘણા ઉચ્ચ હોદ્દેદારો હાજર હતા. તેઓએ સ્વામીશ્રીનો સત્કાર કરતાં કહ્યું : 'સ્વામીજી ! મંદિરના ભૂમિપૂજન માટે જતાં પહેલાં જરા પાંચ મિનિટ ફ્રેશ થઈએ.'

'અમે તો 'ફ્લેશ' (ફ્રેશ અર્થાત્ તાજગીસભર) જ છીએ. સીધા ત્યાં જ જઈએ.' આમ કહેતાં સ્વામીશ્રી વી.આઇ.પી. અતિથિગૃહમાં રાખેલી અલ્પ વિશ્રામની વ્યવસ્થા ન સ્વીકારતાં વિધિના સ્થળે જવા નીકળ્યા.

તે વખતે ગાડીમાં બિરાજેલા તેઓ સહજભાવે બોલ્યા : 'સાહેબોને સહેજ શ્રમ પડે એટલે ફ્લેશ થવાનું. ભલા'દમી ! આમાં શું ફ્લેશ થવાનું હોય ?'

પવનને ક્યારેય વહેવાનો થાક નથી લાગતો, કારણ કે વહેવું એ તેનો સહજ સ્વભાવ. કોઈ માછલીને તરવાનો શ્રમ નથી અનુભવાતો, કારણ કે તરવું એ તેનું સહજ કર્મ. કોઈ પુષ્પને ખીલવામાં કષ્ટ નથી પડતું, કારણ કે ખીલવું એ તેની સહજ રીતિ.

જે સહજ ન હોય તેનો થાક લાગે અને તે ઉતારવા આરામ કે મનોરંજનની જરૂર પડે. પરંતુ લોકકલ્યાણ માટે વિચરતા રહેવું એ તો સ્વામીશ્રીને સહજ હતું. તેથી જ તેઓને ૯૫ વર્ષમાં રજાના એક દિવસની જરૂર પડી નહોતી, કોઈ ગિરિમથકે જઈ હવા ખાવાનું મન થયું નહોતું કે મનોરંજન મેળવવા માટે કોઈ સમય ફાળવવો પડ્યો નહોતો. તેઓનું જીવન

એટલે કર્મયોગનું સર્વોચ્ચ શિખર !

## હાલારમાં સન્માનની હેલી

સિક્કામાં મંદિરના ખાતવિધિ બાદ જી.ઈ.બી.ના કાર્યવાહકો સહિત દસેક સંસ્થાઓએ યોજેલા સન્માન સમારંભમાં ઉપસ્થિત રહી સ્વામીશ્રી જામનગર પરત ફર્યા ત્યારે અહીં તા. ૨૩/૪ની સવારે પાંજરાપોળમાં તેઓની એક પ્રાસંગિક સભા યોજાઈ. તેમાં અમૃતધારા વહાવી સ્વામીશ્રી આજની સાંજે ઇરવિન હૉસ્પિટલના સભાગૃહમાં જઈ પહોંચ્યા.

અત્રે ડૉક્ટરોની ખાસ સભાને સંબોધનારા સ્વામીશ્રીનો ભવ્ય સન્માન સમારંભ આજની રાત્રે આયુર્વેદ મહાવિદ્યાલયના વિશાળ પ્રાંગણમાં મહાનગરપાલિકા દ્વારા યોજાયો. તેમાં હજારોની જનસંખ્યા વચ્ચે મેયર, ઉપમેયર તથા કલેક્ટર, જિલ્લા પંચાયત પ્રમુખ, જિલ્લા વિકાસ અધિકારી વગેરેએ સ્વામીશ્રીને સન્માનપત્ર અને સન્માનચિહ્ન અર્પણ કર્યાં.

આ બહુમાન સ્વીકારી સ્વામીશ્રીએ તા. ૨૪/૪ની સવારે વિભાપરમાં મંદિર માટે અર્પણ થયેલી ભૂમિ પર પદાર્પણ કર્યું. અહીં પુષ્પો પધરાવી તેઓ ગુલાબનગરને લાભ આપતાં બેરાજા (પસાયા) પધાર્યા. આ ગામમાં બપોરના ભોજન, વિશ્રામ અને સાયંસભાની ત્રિવેણી રચી આગળ વધેલા સ્વામીશ્રી વાટમાં આવતા અલિયાબાડાને પાવન કરી ભાદરા જવા નીકળ્યા.

આ તીર્થ ત્રણ કિ.મી. દૂર રહ્યું ત્યારે તેઓએ ગાડીમાંથી ઊતરીને સાયંભ્રમણના ભાગરૂપે ચાલવાનું શરૂ કર્યું. તે રીતે ગુણાતીતપુરમાં પ્રવેશ કરનારા સ્વામીશ્રીનો સન્માન સમારંભ તા. ૨૫/૪ની સાંજે ધ્રોળ-જોડિયા નાગરિક સન્માન સમિતિ વતી ભાદરામાં જ યોજાયો. અહીં બંને તાલુકાના અગ્રગણ્ય નગરજનોની ઉપસ્થિતિમાં તાલુકા-પ્રમુખોએ સ્વામીશ્રીને સન્માનપત્ર આપી નવાજ્યા.

આમ, હાલાર પ્રદેશમાં પણ સ્વામીશ્રીના શિરે સન્માનની હેલી વરસી રહી.

## આપણે ગુણાતીત વંશના છીએ

ભાદરામાં તા. ૨૫/૪ની રાત્રે ભોજન વખતે વંચાઈ રહેલા યોગીજી મહારાજના જીવનચરિત્રમાં આવેલી એક વાતને જ નિમિત્ત બનાવી સ્વામીશ્રી

સામે બેઠેલા બે યુવાનોને સદ્‌બોધ આપવા લાગ્યા કે –

"જુઓ, યોગીબાપા આમાં શું બોલ્યા? અક્ષરધામની સેવા મળી છે. મહારાજને સંભારીને વ્યવસ્થિત સેવા કરવી. આપણે પોતે આકળા-ઉતાવળા ન થવું. આપણે તો મૂંઝાવું જ નહીં અને બીજાનેય મૂંઝવવા નહીં. જિંદગીમાં મૂંઝવણ થવી જ ન જોઈએ; એવાં જ્ઞાન અને સમજણ સિદ્ધ કરવાં. આપણે બ્રહ્મરૂપ થવા માટે બ્રહ્મરૂપની કૉલેજમાં બેઠા છીએ, એટલે બધું આવે તો ખરું જ. લોકોના શબ્દો પડે, માન થાય, અપમાન થાય; એ બધું સહન કરીએ એમ દેહભાવ નીકળતો જાય.

'આપણે સાહેબ છીએ' એમ ન માનવું. સેવક જ છીએ. યોગીગીતામાં આવે છે કે 'આપણે નેતા નથી. વાસણ ઊટકવાં એ મોટપ.' આ સૂત્ર લખી રાખજો. 'આપણે ભણેલા-ગણેલા ને વળી આ બધું ક્યાં કરવાનું?' એવું ન થવું જોઈએ. આપણા ગુરુઓએ પણ આ સેવા કરી છે એટલે એવી સેવા કરવામાં નાનપ ન માનવી.

આપણે જે વખતે જે મળે એમાં ચલાવી લેવું. ખાવાની લોલુપતા ન રાખવી. રસના ઇન્દ્રિય જીતવી. આપણે ભગવાન અને સંતને રાજી કરવા છે. એવું જ્ઞાન દૃઢ કરવું કે મનાવવા પડે નહીં, પટાવવાની વાત જ નહીં. મૂંઝવણ થાય જ નહીં. ગમે ત્યાં નાંખે. અમને કે તમનેય મૂંઝવણ ન થાય. જેને રાજી કરવા છે એને વ્યથા કે દુઃખ રહે જ નહીં. રાજી કરવા પર જ સૂરત હોય. 'આવોય આમ કરે છે, એવોય તેમ કરે છે' – એ બધી માથાકૂટ જ ન હોય. નિશાન એક જ. યોગી મહારાજની સામું જોઈને ચાલ્યા કરવું.

આપણે ખાવું – પેટ ભરવા; વિષય ભોગવવા માટે નહીં. ભોગવવાનું ભગવાનનું સુખ. પહેલેથી આ દૃઢાવ પાકો કરવો. ચહ-ચહ સુખમાં તરબોળ થઈ જવું એટલે બીજા શબ્દો ઊડી જાય. આ જ્ઞાન પાકું કરવું. અત્યારથી લોચા-લાપસી કરીએ તો આપણું ધ્યેય ચાલી જાય. માટે આનંદમાં જ રહેવું.

દુઃખ કોઈ માનશો નહીં. જે જોઈએ છે એ મળ્યું છે. શું મળ્યું? અધિકાર? હોદ્દા? સંપત્તિ? ભગવાન મળ્યા છે, એટલે હવે દુઃખ ન માનવું. પેલું બધું તો મળ્યું તોય મળ્યું નથી ને આ મળ્યું તો બધું જ મળ્યું છે. એટલે હવે તો no સંશય. મંડી જ પડવું. આ તો મંઈ બધું ગરબડ હોય ને પછી કહે, 'ભગવાનનું સુખ કેમ ન આવ્યું?' અરે, ભ'ઈ! સુખ તો આવે જ છે પણ લેતાં આવડવું જોઈએ. એમના સુખનો પ્રવાહ તો નીકળે જ છે, પણ આપણા મનમાં

ગોટા છે એટલે સુખ ક્યાંથી આવે? પછી કહે, 'મનુષ્યભાવ આવે છે.' આવે જ તો! આપણામાં વિકાર છે એટલે બધું દેખાય છે. માટે એવી સમજણ કરી લેવી, તો સુખ સુખના ઢગલા.

આપણે તો પૃથ્વીનું વેજું છે. ભગવાન અને સંતને નિશાન રાખ્યા હોય તો ખાલી જ ન જાય. એની સામું નિશાન હોય તો સુખ-દુઃખની અસર જ ન થાય. નિશાન રોપ્યું પછી શબ્દો આવે તો ભલે આવે. એ બધું વાગવાનું છે શરીરને. અહીં તો મરણિયા થવું. ખાવા-પીવામાં, પથારીમાં લેવાયા તો ગયા! આઈસક્રીમનો વાટકો ન આવે ને મનમાં દુઃખ થઈ જાય તો ગયા! અરે, ના મળ્યું તો કાંઈ નહીં. જો લેવાયા તો નિશાન ગયું કે'વાય. પછી મૂડ ઊતરી જાય. મરવાના સંકલ્પ થાય. પાવર ઊતરી જાય. ઘર સાંભરે, પણ ત્યાંય ક્યાં બધા સરખા છે? માટે નિશાન પર દૃષ્ટિ રાખવી. એવું દૃઢ કરો કે ટોચો ન લાગે. કોઈ હડધૂત કરે તોય પાછું કથા-વાર્તા ચાલુ થઈ જાય. ભગતજી જેવું બખ્તર ઘડી નાંખવું. શબ્દોનો ઘા ખમવો. ખાતી વખતે કોઈ ઉઠાડે ત્યારે વસમું લાગે, પણ તે ઘડીએ મહારાજને પણ ૧૮ વાર ઉઠાડ્યા'તા એ યાદ રાખવું. આપણે એ ગુણાતીત વંશના છીએ.

જે કાંઈ તકરાર થાય છે એ તુચ્છ પદાર્થમાંથી થાય છે. અરે! એટલા હારુ તકરાર શું? મુખ્ય વસ્તુ લેવી છે પછી બીજાની ગણતરી શું? આ રતિલાલ છે ગામડિયો; કાંઈ નથી ભણ્યો. છતાં સમજવું કે 'એ બધું સમજે છે ને હું કાંઈ નથી સમજતો.' બીજાને નાના સમજીએ તો પાછો અવગુણ આવે. માટે બધાને મોટા સમજવા અને દૃઢતા એવી કરો કે ડંકો વાગી જાય."

સ્વામીશ્રીના મુખેથી આજે 'નારાયણી ગીતા' જ સરી પડી.

## વૃક્ષો ભગવાનની વિભૂતિ છે

તા. ૨૬/૪ના રોજ આવેલા ભેંસદડના હરિભક્તો પાસેથી તે ગામમાં આયોજિત પ્રતિષ્ઠા-ઉત્સવની વિગત જાણી સ્વામીશ્રીએ પૂછ્યું: 'છેલ્લે દિવસે કેટલી સંખ્યાની રસોઈ કરવાના છો?'

'૫,૦૦૦નો ઍસ્ટીમેટ (અંદાજ) કાઢ્યો છે.'

'ગામની વસ્તી કેટલી?'

'૨,૦૦૦.'

'તો ૫,૦૦૦નો ઍસ્ટીમેટ બરાબર નથી. રસોઈમાં શું કરવાના છો?'

'૨૫ મણ લોટની બુંદી.'

'એટલી બધી હોતી હશે ? ૨૫ મણમાં તો ૧૨,૦૦૦ માણસ જમે. માટે ૧૦ મણની કરજો. ૪,૦૦૦ માણસો આરામથી જમી જશે. સાથે પાછા ગાંઠિયા પણ હશે ને ! ૧૫ મણ શાક, ૭ મણ દાળ અને ૮ મણ ભાત કાઢી રાખજો.'

પળવારમાં તો સ્વામીશ્રીએ પ્રતિષ્ઠાના જમણવારનું આયોજન આપી દીધું.

માર્ગ મોકળા કરતી તેઓની આવી સર્વક્ષેત્રિય કુશળતા જોઈને અમલદારો પણ તેઓના સાંનિધ્યમાં જ સરકારી યોજનાઓ આરંભાય તેવી મહેચ્છા ધરાવતા. તેના ફલસ્વરૂપે તા. ૨૭/૪ની સવારે સ્વામીશ્રીની ઉપસ્થિતિમાં સામાજિક વનીકરણ શિબિરનો કાર્યક્રમ ગ્રામ વિકાસ એજન્સી તરફથી રાખવામાં આવ્યો. ગામડાંઓના સરપંચોને વૃક્ષારોપણની અગત્ય સમજાવવા આયોજિત આ શિબિરમાં જિલ્લા પંચાયત અને તાલુકા પંચાયતના પ્રમુખો સહિત વનવિભાગના અગ્રણીઓ પણ હાજર હતા.

તેમાં ઔપચારિક સ્વાગતવિધિ બાદ સ્વામીશ્રીએ જણાવ્યું કે –

''આપણે ત્યાં પહેલેથી જ વૃક્ષોને મહત્ત્વ આપવામાં આવ્યું છે. 'વૃક્ષોની આવશ્યકતા છે' એટલું જીવમાં થવું જોઈએ. આ બાબતમાં આજે આપણી, અધિકારીઓની કે સરકારની કંઈક ભૂલ થાય છે. એકબીજાની ભૂલો જોવામાં જ આપણે દુઃખી થઈએ છીએ. દોષારોપણ કરવા બેસીશું તો અંત નહીં આવે. માટે દરેક સક્રિય રીતે પ્રામાણિક બને એ અગત્યનું છે. છાપાંમાં આવી ગયું એટલેથી પતતું નથી. આ બધી વાતો અમલ કરવાની છે. આપણી ભૂલોનો ભોગ આપણે જ થવાના છીએ, એ ધ્યાન રાખવું જોઈએ. વૃક્ષોની કાળજી બાળકની જેમ રાખવાની છે. ગામમાં જ્યાં ઝાડ ઊછરશે એ આપણું જ છે એવી ભાવના હોવી જોઈએ. વાવ્યા પછી બરાબર ઊછરે ને કાળજી રખાય એ મહત્ત્વનું છે, તો જ દુષ્કાળમાંથી ઊગરીશું.

ખેતરના શેઢે પાકને નુકસાન ન થાય એવાં વૃક્ષો વાવવાં જોઈએ. આ ભગવાનનું કામ છે. વૃક્ષો એ ભગવાનની વિભૂતિ છે. દર વર્ષે પાંચ-પચીસ ઝાડ ઉછેરવાની પ્રતિજ્ઞા કરવી. કદાચ ન ઊગે તો નાસીપાસ ન થવું. બીજાં વાવવાં. કદાચ કાપવાં પડે તો એની જગ્યાએ બીજાં વવાય એની કાળજી રાખવી જ.''

સમાજ-સુરક્ષાના કોઈ પણ મુદ્દા પર સ્વામીશ્રી બોલતા ત્યારે તેઓના

શબ્દોમાં વિશાળતા, વાસ્તવિકતા અને વિશ્વસનીયતાનો સ્પર્શ જોવા મળતો. વળી, નક્કર કાર્ય દ્વારા ટેકો આપવાની તેઓની પ્રકૃતિ.

તેથી જ આ વર્ષે બી.એ.પી.એસ. સંસ્થા દ્વારા પણ સ્વામીશ્રીની પ્રેરણાથી 'સહજાનંદ વન' નામે વૃક્ષારોપણનો કાર્યક્રમ યોજાયો. તે અંતર્ગત ૨૫૦ સંતો, ૨૦૦૦ કાર્યકરો અને હજારો હરિભક્તોના પરિશ્રમથી માત્ર બે માસના ટૂંકા ગાળામાં જ ગુજરાતના વિભિન્ન જિલ્લાઓમાં લીંબડા, જાંબુ, બદામ વગેરેના આશરે બે લાખ રોપાઓનું વાવેતર કરવામાં આવ્યું. આ પ્રકલ્પની પૂર્ણ અવધિ સુધીમાં તો સંસ્થા દ્વારા છ લાખ ઉપરાંત વૃક્ષો વવાયાં.

## સેવક માનીએ તો સુખ રહે

વૃક્ષારોપણની શિબિર બાદ ઉતારે પધારેલા સ્વામીશ્રી ભોજન ગ્રહણ કરી પોતાના ઓરડા તરફ જઈ રહેલા ત્યારે એક વ્યવસ્થાપકે કહ્યું: 'બાપા! આ ભરત ભગત અને વામદેવ ભગત આજે ડાંગરા જાય છે. તેમાંથી કોણ મહંત અને કોણ કોઠારી, એ આપ કહી દો.'

'બેય સેવક. સેવક માનીએ તો સુખ રહે.' સ્વામીશ્રી બોલ્યા.

આ રીતે સુખની એક દિશા ચીંધી તેઓ તા. ૨૮/૪ના નમતા પહોરે ઊંડ નદીના કિનારે પધાર્યા ત્યારે અહીં વડ નીચે બિરાજેલા તેઓ પાસે એક નાનો બાળક નદીકાંઠાના આંબા પરથી ખરેલી કેરીઓ વીણીને લઈ આવ્યો. તે જોઈ સ્વામીશ્રીએ પૂછ્યું: 'ક્યાંથી લાવ્યો?'

'અહીં નીચે પડેલી.'

તેની આ પ્રામાણિકતાનો પુરસ્કાર આપતા હોય તેમ સ્વામીશ્રીએ તે બાળકને નજીક બોલાવી તેના ખમીસના ખિસ્સામાં એક કેરી ખોસી આપી. તેની સાથે તડબૂચની પ્રસાદી પણ અપાવી.

સુટેવને બિરદાવવામાં તો તેઓ હંમેશાં તત્પર.

## અનાચારમાં ખળભળાટ, આલમમાં ઝળહળાટ

તા. ૨૯/૪ની સવારે જ્યારે જામનગરના રાજપૂત સેવા સમાજના સદનમાં સ્વામીશ્રીનાં પગલાં પડ્યાં ત્યારે અહીં યોજાયેલા રાજપૂત સમાજના અધિવેશનમાં ઉપસ્થિત ૮૦૦થી વધુ ક્ષત્રિયો વ્યસન-ત્યાગની ઇચ્છા ધરાવતા હતા. પરંતુ તે સૌને જરૂર હતી – સક્ષમ નેતૃત્વની. તેથી જ તેઓના

અગ્રણીઓએ આ પ્રસંગે પધારવા સ્વામીશ્રીને પ્રાર્થના કરેલી.

તેને પ્રતિસાદ આપતાં અહીં આવી પહોંચેલા સ્વામીશ્રીની નિશ્રામાં વ્યસનમુક્ત આગેવાનોએ વ્યસનો દ્વારા થયેલી પોતાના સમાજની બરબાદીનો ચિતાર રજૂ કર્યો. તેની સાથે 'પ્રમુખસ્વામીના સાંનિધ્યમાં અશક્ય શક્ય બને છે' તેવા શબ્દો દ્વારા સ્વામીશ્રી વિષેની અટલ આસ્થા પણ પ્રગટતી રહી.

તાલુકા, જિલ્લા અને રાજ્ય કક્ષાના રાજપૂત આગેવાનોની આ રજૂઆત બાદ સ્વામીશ્રીને આશીર્વાદ આપવાનો વારો આવ્યો. તે વખતે તેઓ કોઈનાય ટેકા વિના ઊભા થઈ ગયા. આ જોઈ સૌએ તેઓને બેસીને પ્રવચન કરવા અરજ ગુજારી, પણ સ્વામીશ્રી બોલ્યા : 'આપ સૌએ હમણાં શૂરવીરતાથી વાત કરી તો અમારાથી પણ કેમ બેસી રહેવાય ?'

આમ કહી ખડે પગે અમૃતધારા વહાવતાં તેઓએ જણાવ્યું :

'જ્યારે જ્યારે દેશ પર આક્રમણો થયાં છે ત્યારે ત્યારે ક્ષત્રિયો બેસી નથી રહ્યા. બધાએ દેશનું રક્ષણ કર્યું છે. આજે હવે વ્યસનોરૂપી શત્રુઓનું જબરજસ્ત આક્રમણ આવી રહ્યું છે. એની સામે હવે આપણે ઊભા થવાની જરૂર છે. દેશની એના થકી રક્ષા કરવાની છે. આપણે તો આમાં ફસાવું જ નથી. ક્ષત્રિય બચ્ચો કાયર ન હોય. તેનું મન નબળું હોય જ નહીં. તો આપણે આ અંગે વ્યક્તિગત રીતે જાહેર કરીએ. આપણે ભલે આટલા હોઈએ પણ જો દૃઢ સંકલ્પ કરીશું તો કરોડોને પ્રેરણા આપી શકીશું. આપણી ગળથૂથીમાં દરબારોનું અસલ લોહી વહે છે. એમાં હવે બીજો પ્રવેશ ન થવો જોઈએ. દર વર્ષે આવી સભા કરવી. વ્યસન મૂકતાં વસમું લાગશે પણ ભગવાનનું બળ રાખીને મંડવું. મરવું એક વખત છે. અમે પ્રાર્થના કરીશું.'

આજે સ્વામીશ્રીનાં જોશ અને જોમ જોરદાર અનુભવાતાં હતાં. બોલતી વખતે તેઓનાં હાથ અને શરીર કંપી રહેલાં. શબ્દો તૂટી રહેલા. તેણે એવી જબરજસ્ત હવા ઊભી કરી દીધી કે ધારાસભ્યો, પંચાયત પ્રમુખો સહિતના ૮૦૦ રાજપૂતબંધુઓએ એકસાથે વ્યસનમુક્તિની પ્રતિજ્ઞાનો ટંકાર કર્યો. તેથી અનાચાર ખળભળી ઊઠ્યો અને આલમ ઝળહળી ઊઠી.

## મૂકી નિજ શરીર સંભાળ

મૂર્તિપ્રતિષ્ઠા નિમિત્તે જામનગરથી ભેંસદડ પધારેલા સ્વામીશ્રી અહીં તા. ૨૯/૪ની રાત્રિસભામાં લાભ આપ્યા બાદ શ્રી નારાયણભાઈ ચોટલિયાના

ઘેર ઉતારે આવ્યા. અત્રે તેઓ આખા દિવસનો શ્રમ અને ત્રણ દિવસથી વળગેલી શરદીને કારણે શરીરમાં રહેતા કળતર વચ્ચે પણ પત્રવાંચનમાં પરોવાયા.

પરંતુ એ નાના ઓરડામાં ઘણા વખતથી ફૂંફાડા મારી રહેલા ઍરકન્ડિશન મશીને ઓરડાને ઘણો ઠંડો કરી મૂકેલો. તેથી સ્વામીશ્રીની પાસે બેઠેલા પત્ર-પરિચારકને પણ ઘડીભર તો થઈ ગયું કે 'એ.સી. બંધ કરી દઉં.'

આવા સમયે એકધારા વાંચનમાં ગૂંથાઈ ગયેલા સ્વામીશ્રી રાત્રે ૧૧:૩૦ વાગ્યે પત્રવ્યવહાર પૂરો કરી ચશ્માં ઉતારતાં બોલ્યા: "આ તો બહુ ઠંડું કરી નાખ્યું! હું તો કાગળ વાંચતો'તો તે કંઈ ખબર જ ના પડી, પણ આ વાંચવાનું પૂરું થયા પછી થયું કે 'માળું, બહુ ઠંડું છે."

સ્થળ, સમય અને સંજોગોની સાથે સ્વ-શરીરનેય વિસારીને સ્વામીશ્રી સેવામાં પરોવાઈ જતા.

તે શૈલી સાથે તેઓએ તા. ૩૦/૪ની સવારે ભેંસદડના નવનિર્મિત મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજ પ્રતિષ્ઠિત કરી દીધા. આ સમયે ચૈત્ર-વૈશાખની સંધિના ધખતા વાયરા અને ઊડતી ડમરીઓને કારણે થોડું ચાલો-બોલો ત્યાં તો મોં ધૂળથી ભરાઈ જાય તેવું હતું. તેમાંય વીજપ્રવાહની આવન-જાવનથી હાલાકીમાં ઉમેરો થતો. છતાં સ્વામીશ્રીને મન ગામવાસીઓનો ભાવ મહત્ત્વનો હતો.

## ગુણાતીત જ્ઞાનમાં પહેલી વાત

તા. ૩૦/૪ની સાંજે ભેંસદડથી નીકળેલા સ્વામીશ્રી રાજકોટના આંગણે પધાર્યા ત્યારે અહીં 'પ્રમુખસ્વામી ભલે પધાર્યા'ના બોર્ડ સાથે પચાસેકની સંખ્યામાં સાફાધારી સ્કૂટરસવારો અને મોટરગાડીઓ સ્વાગતમાં ઊભેલાં. તેઓ દ્વારા દોરાતાં રાષ્ટ્રીય શાળાના પ્રાંગણમાં પહોંચેલા સ્વામીશ્રીનું ભવ્ય સન્માન અત્રે મેયર, મંત્રી, ધારાસભ્યો સહિત શહેરના આગેવાનો તથા નાગરિકોએ કર્યું. તેમાં આ એક સૂર તો સર્વસામાન્યપણે વહેતો રહ્યો કે 'સ્વામિનારાયણ સંપ્રદાયનો એક-એક અનુયાયી જે રીતે જીવન જીવે છે એ આજે સમાજની મિલકત છે, એટલે જ પ્રમુખસ્વામીનું સન્માન કરવામાં આવે છે.'

આ સત્કાર સ્વીકારી મંદિરે પધારેલા સ્વામીશ્રી સમક્ષ તા. ૨/૫ની સવારે પૂર્વ કલેક્ટર શ્રી ગોવિંદસિંહ ચૂડાસમાના મુખેથી સાહજિક અહોભાવ

સરી પડ્યો કે 'સ્વામીજી ! આપ તો બહુ શ્રમ વેઠો છો.'

ત્યારે 'આગળ જે વેઠી ગયા એવો આપણે ક્યાં ભીડો છે ?' કહી સ્વામીશ્રીએ ઉમેર્યું : 'ગુણાતીત જ્ઞાનમાં પહેલી વાત એ કે દેહનો અનાદર. અનાદર હોય તો જ ભજન-ભક્તિ થાય ને સુખ આવે. આપણે શાસ્ત્રીજી મહારાજ - યોગીબાપામાં આ જોયું છે. કેટલો અનાદર ! તે વખતે ગાડામાં ફરવાનું, તડકો હોય કે ગમે તે હોય પણ ગામડે ફરવાનું. રસોઈ, વાસણ ઊટકવાં એ બધું જાતે જ કરવાનું. એટલે એમણે જે ભીડો વેઠ્યો છે એ આપણાથી વેઠાય એવો નથી.'

આમ, પ્રત્યેક પળે ગુરુની જ મહત્તા સ્થાપતા જતા સ્વામીશ્રી પાસે આજે આવેલા એક મુમુક્ષુ શ્રી શિવલાલ માંડલિયાએ કહ્યું : 'મને ૪૨ વર્ષથી તમાકુનું વ્યસન છે, પરંતુ આજે આપની પ્રાતઃપૂજાનાં દર્શન કરવા બેઠો ત્યારથી સંકલ્પ કર્યો છે કે આ દૂષણ હવે છોડી દેવું છે.'

સ્વામીશ્રીનું ફક્ત દર્શન પણ માનવીની ચેતનાને ઢંઢોળી જતું.

## વિશ્વવિદ્યાલયોથી વિશેષ

તા. ૨/૫ની સવારે સ્વામીશ્રી પાસે આવેલો ખાંભાનો કિશોર શ્રી બિપીન ચાવડા પિતાનો અક્ષરવાસ થયા બાદ કફોડી સ્થિતિમાં મુકાઈ ગયેલો. કુટુંબની કથળેલી આર્થિક સ્થિતિએ આ તરુણની અભ્યાસકીય કારકિર્દી પર લટકતી તલવાર ધરી દીધેલી. આ કટોકટીમાંથી ઊગરવા જ તેણે આજે સ્વામીશ્રીનાં દ્વાર ખટખટાવેલાં.

તેની વિગત જાણી સ્વામીશ્રીએ તે જ ક્ષણે ગોંડલ-સ્થિત ગુરુકુળના નિયામક શ્રી લાભુભાઈ રાજ્યગુરુ પર ચિઠ્ઠી લખી દીધી કે 'આ છોકરાને તરત દાખલ કરી દેશો. (ફી) માફીમાં જ દાખલ કરશો. આ અંગે જે કંઈ પૂછવું હોય તે મને પૂછજો.'

સ્વામીશ્રીએ સમયસર ધરી દીધેલા આ સહારાથી કારકિર્દીનાં સોપાન સડસડાટ ચઢવા માંડેલો આ કિશોર અંતે મિકેનિકલ એન્જિનિયરની પદવી પામ્યો.

આ જ રીતે સ્વામીશ્રી પાસેથી પિતાની છાયાનો અનુભવ આ અરસામાં કલેક્ટર શ્રી રાય ચૌધરી પણ પામી રહ્યા.

તા. ૩/૫ની સાંજે દર્શને આવેલા તેઓને એક ઉપયોગી સલાહ

આપતાં સ્વામીશ્રીએ જણાવ્યું કે – 'આજે અધિકારને લીધે માણસ સામાન્ય પ્રજાથી દૂર રહે છે, પણ એવું કરવામાં કામ ન થાય. મૂળ આપણે પ્રજાના પ્રશ્નો હલ કરવા બેઠા છીએ. એને જો મળતા ન રહીએ તો એનો અરથ શો? લોકો ફરિયાદ કરવા આવે ત્યારે બીજું કાંઈ ન કરો ને ખાલી શાંતિથી સાંભળો તોય અડધો ભાર ઓછો થઈ જાય.'

સ્વામીશ્રીનું આ વ્યવહારુ ડહાપણ પામી અભિભૂત થતાં એ કલેક્ટરે અનુભૂતિ વ્યક્ત કરી કે – 'જ્યારે જ્યારે સ્વામીજી બહાર જાય ત્યારે મન તલસતું રહે છે કે 'તેઓને ફરીથી ક્યારે મળીએ?' એમને વર્ષો પછી મળીએ તોયે જાણે પિતાને મળતા હોઈએ એવી આત્મીયતા અનુભવાય છે. પાંચ વર્ષ પછી એમને મળીએ છતાં પરિચય આપવો પડતો નથી અને હાર તો હંમેશાં તૈયાર જ હોય છે. આવા સંત મળવા વિરલ છે. હું ભારતની સારામાં સારી યુનિવર્સિટીમાં ભણ્યો છું, પણ ત્યાંય આવું શિક્ષણ મળતું નથી.'

## જીવન જ જવાબ

તા. ૪/૫ની સવારે સ્વામીશ્રીને મળવા આવેલા એક સત્સંગી યુવાનના પિતા અત્યાર સુધી સત્સંગ પ્રત્યે નાકનું ટેરવું ચડાવીને જ ફરતા રહેલા. પરંતુ તેઓ આજે બે હાથ જોડી દીનભાવે કહેવા લાગ્યા: 'સ્વામી! મેં આપને જેમ ફાવે એમ ગાળો દીધી છે, પણ હવે સમજાય છે કે મારી એ ભૂલ હતી. મને માફ કરજો.'

પોતાની સામે વિરોધનાં વિષ કે આક્ષેપોના અગનગોળા ઓકતા કોઈને સ્વામીશ્રી કદી ખુલાસો કરવા ગયા નહોતા, પરંતુ તેઓનું જીવન જ સૌને જવાબ આપતું રહેતું. તેથી તેઓ પાસે પશ્ચાત્તાપથી પીગળેલા કંઈક આવતા રહેતા. તેઓને પણ સ્વામીશ્રી પૂરા પ્રેમથી વધાવતા.

આજે એ જ રીતે પેલા આગંતુકને આવકારતાં તેઓએ જણાવ્યું કે 'એવું તો બધું બોલાઈ જાય. અમારે એનું કાંઈ હોતું નથી. તમારેય હવે ધારવું નહીં, ભૂલી જવું. ભગવાનને સંભારીને અહીં આવતા રહેવું. તમે સત્સંગ કરો છો એટલે આનંદ છે.'

પોતાને પૂર્વે કનડતી અને સાચી વાત સમજાતાં કરગરતી વ્યક્તિના અંતરમાં લેશ અપરાધભાવ કે અપમાનબોધ ન જાગે તેવી સુજનતાથી સ્વામીશ્રી વર્તતા. ખરેખર, તેઓની સાધુતાનું કુળ કંઈક જુદું જ હતું.

## ... તો મને પણ આનંદ થશે

રાજકોટમાં સ્વામીશ્રી પધાર્યા ત્યારથી મોઢ વણિક વિદ્યાર્થી ભુવનમાં ચાલતા થયેલા પારાયણમાં તા. ૪/૫ના રોજ અમૃતધારા વહાવતાં સ્વામીશ્રીએ જણાવ્યું કે – 'પોતાના તેમ જ સત્સંગના વિકાસ માટે મહિમા અને સંપ એ બહુ અગત્યના છે. એ હશે તો આપણે ધારીશું એટલો વિકાસ કરી શકીશું. સામાન્ય હઈશું તોય ભગીરથ કાર્ય થઈ શકશે. જો મહિમા સમજાયો હોય તો ગમે એટલી સેવા કરે તોય 'હું મોટો છું' એવો ભાવ ન જાગે અને નાનામાં નાનું કામ કરતાં શરમ ન લાગે. આપણા વગર વા'ણું ન વાય એવું નથી. મહિમા સમજાય તો સત્સંગનો ખપ રહે. બસમાં આપણે ટિકિટના પૈસા ખર્ચ્યા હોય તોય ઊભા રાખે છે. ખપ છે એટલે કોઈ પણ ફરિયાદ કર્યા વગર ભીડો વેઠીએ છીએ. જ્યારે અહીં સત્સંગમાં સહેજ ન સચવાય એટલે તુચ્છ વાત સારુ ઝઘડા થાય છે.'

આ કથામૃત રેલાવી તા. ૫/૫ના રોજ શિખરબદ્ધ મંદિરના નિર્માણ માટે જમીનોનું નિરીક્ષણ કરવા નીકળેલા સ્વામીશ્રીએ કાલાવડ રોડની એક જમીન પર નીચે ઊતરીને પગલાં પાડ્યાં અને ત્યાં ભવ્ય મંદિરનો સંકલ્પ કર્યો.

ત્યારબાદ તેઓ જ્યારે જૂના સ્વામિનારાયણ મંદિરે પધાર્યા ત્યારે અત્રે તેઓને જોતાં જ આનંદમાં આવી ગયેલા વૃદ્ધ સંત ભગવત્સ્વરૂપદાસે હાર પહેરાવતાં સ્વામીશ્રીને કહ્યું: 'ગુણાતીતાનંદ સ્વામીએ પાંદડે-પાંદડે સ્વામિ-નારાયણનું નામ લેવાય એવો સંકલ્પ કર્યો હતો, પણ પાંદડે-પાંદડે બે વાર સ્વામિનારાયણનું નામ લેવાશે એવું આપનું કાર્ય છે.'

આ અહોભાવ ઝીલનારા સ્વામીશ્રીને હવે કૃષ્ણજી અદાની દેરીએ દર્શન માટે જવું હતું. આ અંગે તેઓએ ગાડીચાલકને પૂછ્યું: 'રસ્તો જોયો છે?'

'ના.'

'વાંધો નહીં.' આમ કહેતાં સ્વામીશ્રી તેઓને માર્ગદર્શન આપતા ગયા અને ઠેઠ દેરી સુધી દોરી લાવ્યા!

આ રીતે સૌને સુયોગ્ય રસ્તે દોરનારા તેઓએ તા. ૬/૫ની રાત્રે યુવક મંડળની સભામાં પણ દોરવણી આપતાં જણાવ્યું: 'આવું યુવક મંડળ જોઈને આનંદ થયો. હાઉસફુલ છે, પણ આવી જ સભા કાયમ થવી જોઈએ. ખાલી બાપાના સત્સંગી નથી થવાનું; ભગવાનના થવાનું છે. ઠાકોરજી તો અહીં

અખંડ બિરાજેલા છે. એટલે કાયમ સભામાં આવવું. આ રીતે આવશો તો તમને અને મને પણ આનંદ થશે.'

નિયમિત સત્સંગ એ સ્વામીશ્રીની મનગમતી વાત હતી.

## ગુણાતીત સ્થાન ચાલ્યું આવે છે

સ્વામીશ્રીના રાજકોટના રોકાણ દરમ્યાન કાલાવડ રોડ પર હાલ જ્યાં આપણું મંદિર છે તે ભૂમિ મંદિર-નિર્માણ માટે મુકરર થતાં ભૂમિપૂજનનો પ્રતીકાત્મક વિધિ તા. ૭/૫ની સવારે પારાયણના સ્થળે જ યોજાયો. તેમાં ખૂબ ઉત્સાહપૂર્વક સામેલ થનારા સ્વામીશ્રીએ વિધિ બાદ પાટલે બેઠાં બેઠાં જ જાહેરાત કરી કે 'દરેકે મહારાજ-સ્વામી બેસે એ માટે રોજ એક માળા વધારે ફેરવવી.'

આ આજ્ઞા સાથે આજે પારાયણની પૂર્ણાહુતિ હોવાથી સ્વામીશ્રીએ કહ્યું: 'હવે તો આપણે 'મંદિર કરવું છે, કરવું છે, કરવું છે...' એ પારાયણ પણ કરવું જ પડશે. જીવનો સત્સંગ થશે તો મંદિર કરવું કઠણ નથી.'

આમ, બળભરી હાકલ લગાવ્યા બાદ ઉતારે પધારેલા સ્વામીશ્રી અહીં મંદિર-નિર્માણ અંગેની મીટિંગમાં બિરાજ્યા. તે વખતે શારીરિક મુશ્કેલી ધરાવતા શ્રી હર્ષદભાઈ રાણા માટે ખુરશી મૂકવામાં આવી ત્યારે તે પર બેસતાં આ હરિભક્ત રમૂજવૃત્તિથી બોલ્યા: 'હવે તો આ આસન જેવું થઈ ગયું. જ્યાં જઈએ ત્યાં આસન રાખવું જ પડે છે.'

આ સાંભળી સ્વામીશ્રીએ કહ્યું: 'પહેલાં મહારાજના સમયમાં પરમહંસોનાં આસન રહેતાં. ગુણાતીત સ્વામીને આસન જેવું કાંઈ જ નહીં. થાંભલાને ટેકે બેસીને વાર્તા કર્યા કરતા. આપણે પણ એવું જ છે. ગુણાતીત સ્થાન ચાલ્યું આવે છે. જ્યાં જઈએ ત્યાં કથા-વાર્તા જ કરવાની છે.'

આ રીતે આસનને નિમિત્ત બનાવી ગુણાતીત પરંપરાનું અખંડ પ્રાગટ્ય છતું કરતાં સ્વામીશ્રી આજની સાંજે સુરેન્દ્રનગર પહોંચ્યા.

અત્રે મેળાના મેદાનમાં રતનપુર, જોરાવરનગર અને સુરેન્દ્રનગરની સંયુક્ત નગરપાલિકા વતી તેઓનો સન્માન સમારંભ યોજાયો. આ પ્રસંગે રાજ્યના નાણાંમંત્રી, ધારાસભ્ય, પંચાયત પ્રમુખો, મેયરશ્રી સહિત અનેક નામાંકિત શ્રેષ્ઠીઓનો સત્કાર ઝીલનારા સ્વામીશ્રીએ તા. ૮/૫ની સવારે નવા સ્ટેશનની સામે ભવ્ય મંદિરનો ખાતવિધિ કર્યો.

બે દિવસમાં બે શિખરબદ્ધ મંદિરનાં ખાતમુહૂર્ત કરનારા તેઓએ જાણે આગામી દસકામાં થનારાં પોતાનાં કાર્યોની એક પ્રસ્તાવના બાંધી દીધી.

## શાસ્ત્રીજી મહારાજ અને યોગીજી મહારાજનું તેજ આવ્યું !

સુરેન્દ્રનગરથી ચચાણા પધારેલા સ્વામીશ્રીના પ્રાતઃભ્રમણ માટે અત્રે તા. ૯/૫ની વહેલી સવારે સંતોએ જે એક ખુલ્લી જગ્યા પર પસંદગી ઉતારેલી તેને યુવકોએ સાધારણ પાણી છાંટી ઠીકઠાક કરી દીધી; પરંતુ મોંસૂઝણું થતાં ખબર પડી કે 'નિશ્ચિત કરેલી એ જગ્યા તો ખાડા-ટેકરાવાળી છે.' તેથી નિરુભા ઝાલાના ઘેર રખાયેલા સ્વામીશ્રીના ઉતારાની નજીકમાં જ આવેલા અન્ય એક વિશાળ ડેલામાં નવેસરથી વ્યવસ્થા ગોઠવી.

જો કે અહીં સ્વામીશ્રી આશરે પંદરેક મિનિટ ચાલ્યા હશે ત્યાં જ પેલા પાણી છાંટનારા યુવકોએ આવી આયોજકો સાથે બખેડો કર્યો કે 'તમારે અહીં જ વૉકિંગ ગોઠવતું'તું તો ત્યાં અમારી પાસે મહેનત શું કામ કરાવી? તમે બધા રમત રમો છો.'

આ ઉકળાટને ચાલતાં-ચાલતાં માપી લેનારા સ્વામીશ્રી તરત જ અધૂરા ભ્રમણે પેલી ખાડા-ટેકરાવાળી જમીન પર ચાલવા માટે પહોંચી ગયા. અહીં ચાલવામાં તેઓને સૂર્ય પણ આંખમાં આવતો હતો, છતાં આ તકલીફો વેઠીનેય સ્વામીશ્રીએ યુવકોનાં ખિન્ન મનને પ્રફુલ્લિત કરી દીધાં !

આમ, સૌને રાજી કરવાના એકમાત્ર તાન સાથે વિચરતા તેઓને આજની બપોરે ભોજન વખતે સંતોએ પૂછ્યું : 'સ્વામી ! લોકમાં તો ઉંમર વધે એમ સ્વાદવૃત્તિ વધે. આપના જીવનમાં એથી જુદું છે. આપ તો કાંઈ જ માંગતા નથી. એવું કેમ ?'

'પહેલેથી ખાવાની રુચિ જ નહીં. આસક્તિ નહીં. 'આ ખાઈ લેવું' એવું કાંઈ થાય જ નહીં.' આટલું કહી સ્વામીશ્રીએ ઉમેર્યું : 'સાધારણ રીતે જે મળે એ ખાઈ લઈએ. પહેલાંય નહોતું ખવાતું. અત્યારેય એવું. વચ્ચે જરા થોડું ખવાતું એવું થઈ ગયું, પણ તે વખતેય આસક્તિ નહીં. અત્યારે ભૂખ લાગે એવું જ થતું નથી ને !'

'આપ છાશ પણ એક-બે ઘૂંટડા જ પીઓ છો. અમે તો મોઢે મૂકીએ તે પૂરી પીવાઈ જાય.'

'પહેલાં મારે જમવાની ઉતાવળ બહુ હતી. સૌથી વહેલો હું જમી લેતો.

મારા જેટલી સ્પીડ કોઈને નહીં હોય. આ તો દાંતનું થયું પછી ધીમું પડ્યું.' સ્વામીશ્રીએ જણાવ્યું.

આ સમયે વાતને વળાંક આપતાં કો'ક બોલ્યું: 'સ્વામી! આપની પ્રકૃતિ પહેલેથી શાંત. તેમાંથી અત્યારે આટલા તેજ (ઝડપી) થઈ ગયા એ બહુ કહેવાય!'

'શાસ્ત્રીજી મહારાજ અને યોગીજી મહારાજનું તેજ આવ્યું ને!'

હસતાં હસતાં બોલાયેલા સ્વામીશ્રીનાં આ શબ્દો અને હાસ્ય – બંને મર્મસભર રહ્યાં.

## આ સ્વામી કોઈને ભૂલતા નથી

ચચાણાથી વિદાય લઈ સ્વામીશ્રી તા. ૯/૫ની રાત્રે અમદાવાદ પધાર્યા ત્યારે અહીં એક સંતે ચચાણામાં વરસેલી ભારે ગરમીનો ઉલ્લેખ કરતાં જ સ્વામીશ્રી બોલ્યા: 'ચચાણા મહાપ્રસાદીનું ગામ. ત્યાં શાસ્ત્રીજી મહારાજ અને યોગીજી મહારાજ ૧૫-૧૫ દિ' રહેતા. એમને કેટલો ભીડો પડ્યો હશે! આવા ગામમાં જઈએ ત્યારે એ ગુરુઓનો અને હરિભક્તોનો પણ મહિમા સમજાય. ભૂખ-દુઃખ, ટાઢ-તડકો વેઠીનેય સત્સંગ કરવો-કરાવવો છે. શરીરને તકલીફ પડે તો પણ વાંધો નહીં.'

આભને આંબતા આ ઉત્સાહ સાથે સ્વામીશ્રી તા. ૧૦/૫ની રાત્રે અમદાવાદથી મજરા પહોંચ્યા.

અત્રે આદર્શ પ્રાથમિક શાળા ખાતે યોજાયેલી સભામાં લાભ આપ્યા બાદ ધારાસભ્ય શ્રી ગોવિંદભાઈના ઘેર પધારેલા તેઓ અહીં એક વૃદ્ધ ભાવિકને જોતાં જ બોલી ઊઠ્યા: 'ઓહોહો! શાંતિભાઈ! તમે અહીં ક્યાંથી?'

આ સાંભળતાં જ સ્થિર થઈ ગયેલા એ વડીલે કહ્યું: 'પચીસ વર્ષ પહેલાં હું આ સ્વામીને મળેલો. તે પછી પાંચેક વર્ષ પહેલાં વડોદરે મળેલો, પણ આ સ્વામી કોઈને ભૂલતા નથી.'

આવો વિશિષ્ટ અનુભવ અનેકને કરાવનારા સ્વામીશ્રી તા. ૧૧/૫ની સવારે ધડકણ પહોંચ્યા.

અહીંના ગોવિંદ ફાર્મમાં ઊભા કરાયેલા જાપાનીઝ ઢબના બંગલામાં તેઓ પુષ્પો પધરાવવા નીકળ્યા ત્યારે ઠાકોરજીને હાથમાં લઈ ચાલતા શ્રીરંગદાસ સ્વામીને પોતાની પાછળ રહેલા જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'મહાજન!

આગળ ચાલો. સમજી રાખો કે આ પગલાં કાંઈ આપણાં નથી થતાં, ઠાકોરજીનાં થાય છે. ઠાકોરજીવાળાએ હંમેશાં આગળ રહેવું.'

સ્વામીશ્રીનો આ સેવકભાવ જોઈ સંન્યાસી જેવી રહેણી રાખનારા એક સ્થાનિક અને પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થ શ્રી કાંતિભાઈ અચંબો પામી ગયા. તેઓએ સ્વામીશ્રીને સન્માનતાં કહ્યું : 'મેં હજી સુધી કોઈ પણ સંત-મહાત્માને હાર પહેરાવ્યો નથી, પરંતુ આજે આપને હું પહેરાવું છું.'

આવા જ કંઈક અહોભાવ સાથે પ્રાંતિજની નગર પંચાયતે આજની સવારે સ્વામીશ્રીનો ભવ્ય સન્માન સમારંભ ગોઠવેલો. મોદી જ્ઞાતિની વાડીમાં આ સન્માન સ્વીકારી, પ્રાંતિજથી હિંમતનગર પહોંચેલા સ્વામીશ્રીનો દબદબાભર્યો સન્માન સમારંભ આજની સાંજે અહીંના સહકારી હૉલમાં યોજાયો. આ સમારોહમાં જ સ્વામીશ્રીના વરદહસ્તે હિંમતનગર નાગરિક સહકારી બેંકના રજત જયંતી ઉત્સવનો દીપ પણ પ્રગટી ઊઠ્યો.

## માંદગી અને મમતાનો ગજગ્રાહ

તા. ૧૧/૫ની રાત્રે હિંમતનગરમાં ગુણાનુરાગી શ્રી દિલીપભાઈના ઘેર પોઢેલા સ્વામીશ્રીના શરીરમાં ઝાડા-ઊલટીના ઉપદ્રવે ઉપાડો લેતાં અડધી રાત્રે ડૉક્ટર બોલાવવા પડ્યા. સતત ત્રણ કલાક સુધી ચાલેલી આ શારીરિક ઉપાધિને કારણે સ્વામીશ્રી સાવ જ શિથિલ થઈ ગયા. છતાં હરિભક્તોને લાભ આપવાનો વિચાર રાખી તેઓ તા. ૧૨/૫ની સવારે આઠ વાગ્યે તો પૂજાવિધિ માટે જાહેરમાં જવા તૈયાર થઈ ગયા !

પરંતુ લોહીનું નીચું દબાણ, શરીરનું ઊંચું તાપમાન અને નાડીના વધેલા ધબકારા જોઈ ડૉક્ટરોએ સ્વામીશ્રી જેવા હૃદયરોગના દર્દીને વિશેષ શ્રમ લેવાની મંજૂરી ન આપતાં તેઓએ ઓરડામાં પ્રાતઃપૂજા કરી.

તે દરમ્યાન અને તે પછીયે સ્વાસ્થ્યની ગંભીરતા જોતાં સ્વામીશ્રીને હવે આરામ અને ઉપચાર માટે અમદાવાદ લઈ જવાની વિચારણા ચાલી. તે સાંભળી સ્વામીશ્રી બોલ્યા : 'આપણે આરામ જ કરવો છે તો એ ખેડબ્રહ્મા જઈને કરીશું. ત્યાં શું વાંધો આવવાનો છે ? ત્યાં ખાત(વિધિ) છે ને બધા દૂરદૂરથી ભેગા થયા હોય.'

ભક્તોની ભાવનાને કચડવા કરતાં સ્વામીશ્રી પોતાના સ્વાસ્થ્યને કચડવાનું પસંદ કરી રહ્યા. કથળેલી તબિયતમાંયે તેઓ ૪૨ ડિગ્રી ગરમીમાં

શેકાવા માંગતા હતા. પરંતુ આ જોખમ ઉઠાવવા માટે તબીબોની સ્પષ્ટ 'ના' આવતાં સ્વામીશ્રીને તા. ૧૨/૫ની રાત્રે વિશેષ સારવાર અર્થે અમદાવાદ લાવવામાં આવ્યા.

અહીં તા. ૧૩/૫ની રાત્રે પત્રવાંચન કરી રહેલા તેઓના હાથમાં અમેરિકાના એક હરિભક્તનો પત્ર આવ્યો. તેમાં લખેલું: *'સુરત ખાતેનું મારું મકાન યુ.એન.આઈ.એ ભાડે લીધું છે, પણ ભાડું આવતું નથી.'*

આ વિગત વાંચી સ્વામીશ્રીએ સરકારી કાર્યવાહીનો વિભાગ સંભાળતા બ્રહ્મપ્રકાશદાસ સ્વામીને બોલાવી યુ.એન.આઈ.ના વડાને મળવાની વાત કરી. ત્યારે એ સંતે કહ્યું: 'બાળ મહોત્સવ (તા. ૨૬/૫) પછી આ રાખીએ. અત્યારે ટાઈમ મળતો નથી. સૂવાનો સમય પણ માંડ બે કલાક મળે છે.'

'એટલોય ટાઈમ તો મળે છે ને! તો આને માટે પાંચ મિનિટ કેમ ન મળે? કાલે બોલાવો ને વાત કરો. મારે પછી જવાબ લખવો છે.' સ્વામીશ્રી બોલ્યા.

માંદગીમાં પણ આ મમતા અને કર્મઠતા સાથે વર્તતા તેઓના સ્વાસ્થ્યને સાચવવા હવે આગળના કાર્યક્રમો રદ કે મુલતવી રહે તે જરૂરી હતું, પરંતુ આ અંગેનો વિમર્શ શરૂ થતાં જ સ્વામીશ્રીએ સંબંધિત સૌને કહ્યું: 'બધું નક્કી થઈ ગયું હોય પછી શું કામ કેન્સલ કરો છો? મારે ત્યાં જઈને ક્યાં શ્રમ કરવો છે?'

જ્યારે જ્યારે સ્વામીશ્રી બીમાર પડે ત્યારે તેઓની માંદગી અને મમતા વચ્ચે કાયમ ગજગ્રાહ જામતો. તેમાં મોટે ભાગે ભક્તવત્સલતા મેદાન મારી જતી.

## મન મારીને જમું છું

અમદાવાદમાં સ્વામીશ્રીના સ્વાસ્થ્યની દેખભાળ રાખતા ડૉ. મધુભાઈએ તા. ૧૫/૫ના રોજ ફળોના રસ અને કોઈ પણ પ્રવાહી પર વિશેષ ઝોક રાખવાની સલાહ આપી ત્યારે સ્વામીશ્રી બોલ્યા: 'સાહેબ! એવું છે ને! આ તો તમે કો' છો એટલે મન મારીને જમું છું. બાકી ફ્રૂટ ઉપર મને પહેલેથી જ અરુચિ છે.'

ખાન-પાન પ્રત્યે આવો અણગમો ધરાવતા સ્વામીશ્રી વિશ્રામલીલા દરમ્યાન યોગીજી મહારાજનું જીવનચરિત્ર વંચાવતા રહેતા. તે સમયે ગ્રંથના

લેખક ઈશ્વરચરણદાસ સ્વામી પર પ્રસન્નતા વ્યક્ત કરતાં તેઓ કહેતા: 'ઈશ્વર સ્વામીએ સરસ લખ્યું છે. યોગીબાપા સાથે રહ્યા ને દૃષ્ટિ પડી ગઈ. મહારાજ-સ્વામી લખાવે છે. શબ્દો બધા સારા ઝીલ્યા છે. તારીખ-વાર વર્ણન આવે છે એટલે ઐતિહાસિક દૃષ્ટિએ પણ બહુ સારું કહેવાય. આ ગ્રંથને વારંવાર વાંચવો. અભ્યાસપૂર્વક વાંચવું તો આપણને વાંધો ન આવે.'

આ મહિમા સાથે ચરિત્ર-શ્રવણ કરતા સ્વામીશ્રી યથાવકાશે પત્ર-વ્યવહાર પણ ચલાવતા. વળી, સંતો સાથે હળવો વિનોદ કરતા તેઓ સ્વયં હસતા રહે અને બીજાનેય હસાવતા રહે.

આ રીત અનુસાર સ્વામીશ્રી તા. ૧૮/૫ની સવારે મુંડનવિધિ માટે બિરાજ્યા ત્યારે ત્યાં ઉપસ્થિત વાળંદ શ્રી શાંતિલાલે પૂછ્યું: 'બાપા ! તબિયત કેવી છે ?'

'તને કેવી લાગે છે ?'

'આમ બહારથી તો સારી લાગે છે.'

આ સાંભળી ખડખડાટ હસતાં સ્વામીશ્રી બોલ્યા: 'બસ, ત્યારે. આજે બધા બહારથી સારું હોય એ જ જુએ છે ને ! અંદરથી ભલે ને ગમે એવું હોય.'

સાંપ્રત જનમાનસ પર સ્વામીશ્રીએ એક વેધક વ્યંગ કરી દીધો.

## એક દિવસનો વિલંબ પોસાય તેમ નથી

આ અરસામાં સ્વામીશ્રીએ ગુજરાતની જીવાદોરી સમી નર્મદા યોજનાને વેગવંતી કરવા સરકારની શ્રીનિધિ યોજનામાં સંસ્થા દ્વારા માતબર રકમ થાપણરૂપે રોકવાનો નિર્ણય લીધેલો. સમાજસેવાના કાર્યને ગતિ આપવા તેઓએ દાખવેલા આ અભિગમની અમલદારો અને અખબારી આલમ સહિત સૌએ ખૂબ પ્રશંસા કરી. નર્મદા નિગમના ચૅરમેન શ્રી સનત મહેતા તો તા. ૧૯/૫ની સવારે સ્વામીશ્રીનો ઋણસ્વીકાર કરવા મંદિરે દોડી આવ્યા.

તેઓને સંસ્થા દ્વારા થયેલા આર્થિક રોકાણનો ચેક સંસ્થાકીય સચિવ અને એકાઉન્ટન્ટે આપ્યા બાદ આશીર્વાદ વરસાવતાં સ્વામીશ્રીએ કહ્યું: 'નર્મદા યોજનામાં ધાર્યા કરતાં વિલંબ તો થયો, પણ એમાંય ભગવાનની કાંઈક સારી ઇચ્છા હશે ! જો કે હવે તો એક દિવસનો વિલંબ પોસાય તેમ નથી. આ આયોજનમાં અનુકૂળતા હોય એણે જરૂર નાણાં રોકવા જેવાં છે. એ દ્વારા ગુજરાત માટે મોટી સેવા થશે.'

આ રીતે જનકલ્યાણની એક યોજનાને પુષ્ટિ આપી તા. ૨૧/૫ની સાંજે ડભોઉ પધારેલા સ્વામીશ્રી અહીં ચંદ્રકાંતભાઈ પટેલના ઘેર ઠાકોરજી જમાડીને ત્યાં જ બિરાજ્યા. તે વખતે આવેલા મહંત સ્વામી તેઓને પગે લાગી નજીકમાં બેઠા, પરંતુ થોડી વારે તેઓએ સ્વામીશ્રીનાં ચરણ ચાંપવાની સેવા માટે ધીરે રહીને હાથ લંબાવ્યો, પણ સ્વામીશ્રીએ તરત જ પગ સંકેલી લીધા.

જેમ યોગીજી મહારાજની કંઈક અંગત સેવા કરવા સ્વામીશ્રી જાય ત્યારે તેઓને યોગીબાપા રોકતા. પરસ્પરના દિવ્યભાવ અને આદરભાવની એ જ રીતનું પુનરાવર્તન આજે થઈ રહ્યું.

આ સ્મૃતિદાનની સાથે ગામને ભગવાનની ભેટ આપતા સ્વામીશ્રીએ તા. ૨૨/૫ની સવારે અહીંના નવનિર્મિત મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજ પ્રતિષ્ઠિત કર્યા. તે દ્વારા ભક્તોની સેવાને સાર્થક કરતા તેઓ આજની બપોરે એક અભૂતપૂર્વ મહોત્સવને ખુલ્લો મૂકવા વિદ્યાનગર આવી પહોંચ્યા.

## ૨૦મી સદીમાં ૨૧મી સદીનો અનુભવ

તા. ૨૨/૫ની સાંજે વિદ્યાનગરનું શાસ્ત્રી મેદાન ભારતના ખૂણે-ખૂણેથી અને અમેરિકા, યુરોપ, આફ્રિકા, અખાતી પ્રદેશોમાંથી આવેલાં ૧૧,૦૦૦ બાળકો તથા ૩,૬૦૦ બાલિકાઓથી ભરચક હતું. બાળ મંડળોની સ્થાપના કરનારા યોગીજી મહારાજના શતાબ્દી મહોત્સવે આયોજિત આંતરરાષ્ટ્રીય બાળ મહોત્સવમાં દોડી આવેલાં આ બાળકોમાંથી કેટલાંકે વૅકેશનની મોજ-મજા તરછોડેલી, તો કેટલાંક વિરોધ-અવરોધનો સામનો કરીને અહીં આવી પહોંચેલાં.

કલકત્તાના બે બાળકોને તો આ વર્ષના વૅકેશનમાં બંગાળના ક્રિકેટ ઍસોસિયેશન દ્વારા જુનિયર ખેલાડીના રૂપમાં પસંદ કરવામાં આવેલા, છતાં કારકિર્દીની આ ઊજળી તકને જતી કરી તેઓ અધિવેશનના આંગણે રમવા આવી ગયેલા.

એ જ રીતે વિદ્યાનગરના એક બાળકને રાષ્ટ્રપતિ ઍવોર્ડ લેવા દિલ્હી પહોંચવાનું નિમંત્રણ સરકાર તરફથી આવેલું, પરંતુ તે પણ આ રાષ્ટ્રીય સન્માન ઝીલવાનું છોડી મહોત્સવના મેદાનમાં ઊતરી પડેલો.

આ બધું જોઈને મોટા-મોટા વિચારી રહેલા કે એક ચીઝ-ચોકલેટને જતી ન કરી શકે એવું ચંચળ બાળમાનસ, લપસણી લાલચોને ઠોકરે ચડાવી

કયા આકર્ષણથી અહીં દોડી આવ્યું છે?

શું તેઓ અત્રે આયોજિત ૧૪ સ્પર્ધાઓમાં રખાયેલાં ઈનામો જીતવા ઊમટી પડેલાં? ના, જો તેવું જ હોય તો વિદ્યાનગરનાં બાળકો છાત્રાલયની હરિયાળીમાં બેસી આવી પ્રાર્થના કરી શકે કે 'હે મહારાજ! અમદાવાદના એક બાળકે ૧,૨૦૦ 'સ્વામીની વાતો' મોઢે કરી છે, પણ તે બોલી શકતો નથી તો તેને વાચા આપજો?!'

શું આ બાળકો સ્પર્ધામાં સરસાઈ સ્થાપી નામ કમાવવાની મુરાદ સેવતાં અહીં ઊડી આવેલાં? ના, જો તેમ હોય તો મુંબઈવાસી એક બાળક આવી અરજ કરી શકે કે 'હે સ્વામી! જો ગાવામાં મારો નંબર આવે તો તેનું મને અભિમાન ન આવે એવું કરજો?!'

આ બાળકો તો આવ્યાં હતાં – સ્વામીશ્રીનો રાજીપો લૂંટવા, સંપ્રદાયની અસ્મિતા ઘૂંટવા અને ગુણોનો ફાલ ચૂંટવા.

તેથી જ સાંજે સાડા સાત વાગ્યે સભાગૃહના પ્રવેશદ્વારે સ્વામીશ્રી પધારતાં જ હજારો બાળપુષ્પો ખીલી ઊઠ્યાં. રાજ્ય સુરક્ષાદળના બૅન્ડની સૂરાવલિના સથવારે સ્વામીશ્રીએ ઉદ્‌ઘાટન સમારોહના મંચ પર પદાર્પણ કર્યું ત્યારે આ જ બાળકોએ ગગનભેદી જયનાદો ગજવી પોતાના 'વહાલા સ્વામીબાપા'ને વધાવ્યા. તેઓ પાસે દીપપ્રાગટ્ય દ્વારા મહોત્સવનો મંગલ પ્રારંભ પણ કરાવ્યો. તેને અનુસરતાં વિવિધ તાલ, રસ અને પ્રાંતીય હલક ધરાવતાં સ્વાગત-નૃત્ય તથા અવનવી છટાઓથી સભર સાંસ્કૃતિક કાર્યક્રમ રજૂ કરી બાળકોએ જાણે સાંસ્કૃતિક એકતાનો હાર જ સ્વામીશ્રીને અર્પણ કર્યો.

બાળકોની આ પ્રસ્તુતિ એવી તો પ્રભાવક રહી કે સ્વામીશ્રીની સાથે આજે મંચ પર ઉપસ્થિત યુનિસેફના દક્ષિણ-પશ્ચિમ વિભાગના વડા શ્રી એન્થની કાર્ટર બોલી ઊઠ્યા: 'અત્યારે હું વીસમી સદીનો માણસ એકવીસમી સદીને મળી રહ્યો છું.' સ્વામીશ્રીથી પ્રભાવિત થતાં પણ તેઓએ વધુમાં કહ્યું: 'હું સ્વામીજીથી ૧૫ વર્ષ નાનો છું, છતાં મારા કરતાં પણ તેઓ અત્યંત ડાયનેમિક પ્રતિભા ધરાવે છે. આટલા મહાન હોવા છતાં સાવ નાનાં બાળકોની સાથે હળી જવું એ બહુ જવલ્લે જ જોવા મળે.'

આવો જ અહોભાવ આજના આમંત્રિત અતિથિઓ તરીકે ઉપસ્થિત સાંસદ શ્રી એચ. એમ. પટેલ, મહેસૂલ મંત્રી શ્રી અમરસિંહ વાઘેલા વગેરેએ પણ વ્યક્ત કર્યો.

## મનને ગમતું જડી ગયું

બાળ મહોત્સવનો પ્રારંભ કરતાં સ્વામીશ્રી બોલેલા કે 'બાળકોનું જીવન સારું, પવિત્ર, નીતિવાળું બને તે માટે આ પ્રયત્નો છે.'

તા. ૨૩/૫ની સવારે પણ બાળકોને ઉદ્દેશી તેઓએ કહેલું: 'તમે બધાં અત્યારે અહીં અક્ષરધામમાં આવી ગયાં છો.'

સ્વામીશ્રી આ જે બોલ્યા તેનો અનુભવ સ્પર્ધાઓ શરૂ થતાં જ સૌને થવા લાગ્યો. વિદ્યાનગરની ચાર વિશાળ કૉલેજોના ખૂણે-ખૂણા બાળકોના મુખે ફૂટી નીકળતાં વચનામૃત-વાતોનાં સુવાક્યો અને શ્લોક-કીર્તનની કડીઓના મુખપાઠથી ગુંજવા લાગ્યા. કો'ક જગ્યાએ ગળું ઘૂંટીને ભજન લલકારતાં બાળકોના કંઠનાં કામણ પથરાયાં, તો કો'ક વર્ગખંડ છટાદાર વક્તવ્ય આપતાં બાળકોનાં પ્રવચનોથી ગાજી ઊઠ્યા. વાર્તા-કથનની સ્પર્ધામાં ઊતરેલાં બાળકો વાર્તાની એવી રસપ્રદ માંડણી કરવા લાગ્યાં કે તે સાંભળી નિર્ણાયકો ચિત્રવત્ બની ગયા. હાથમાં લીધેલી પીંછી-પેન્સિલ દ્વારા જ્યારે આ બાળકોના મનની કલ્પનાઓ કાગળ પર ચિત્ર દ્વારા અવતરવા લાગી ત્યારે તેને નીરખનારના મનની ગતિ થંભી ગઈ!

ચારે બાજુ થઈ રહેલો અક્ષરધામના મુક્તોની અનંત શક્તિનો આ વિસ્તાર કચકડે મઢવા કે કાગળ પર ટપકાવવા આવેલા પત્રકારો અને છબીકારો પણ સ્વામીશ્રીએ સર્જેલી આ બાળસેના જોઈ દિગ્મૂઢ બની ગયા! સૌને લાગ્યું: 'કેવળ બાળકો જ નહીં, આપણે પણ અક્ષરધામમાં આવી ગયા છીએ.'

તેથી જ 'જય હિંદ' અખબારના ખબરપત્રી શ્રી કાંતિ કતિરાએ તો લખી દીધું: *'કોઈ અજાણી ધરતી ઉપર, પગલું પડી ગયું; વણદીઠેલું દીઠું, મનને ગમતું જડી ગયું.'*

## દુ:ખ થઈ ગયું હોય એવો કોઈ પ્રસંગ નથી

બાળ મહોત્સવને સમાજના પ્રત્યેક સ્તર સુધી લઈ જવા આવી રહેલાં કંઈક પ્રસાર-માધ્યમોના પ્રતિનિધિઓમાં તા. ૨૩/૫ના રોજ 'ચિત્રલેખા' સાપ્તાહિક વતી સંવાદદાતા શ્રી મહેન્દ્ર દેસાઈ આવી પહોંચ્યા. તેઓએ ઉત્સવની સાથે સ્વામીશ્રીના વ્યક્તિત્વને મૂલવવાના આશયથી પૂછેલા કેટલાક

પ્રશ્નોના સ્વામીશ્રીએ મનનીય ઉત્તરો આપ્યા. જેમ કે –

- આપના સંતજીવનનો એવો કોઈ પ્રસંગ કહેશો કે જ્યારે આપને અત્યંત આનંદ થયો હોય?

  'અમારા ગુરુ શાસ્ત્રીજી મહારાજ અને યોગીજી મહારાજના જીવનના પ્રસંગો એવા છે કે તેથી ખૂબ આનંદ થયા જ કરે અને સાંભળ્યા જ કરીએ એમ થાય.'

- કોઈ એવો દુઃખદ પ્રસંગ બન્યો છે ખરો, જે આપના મનમાં કોતરાઈ ગયો હોય?

  'ના, દુઃખ થઈ ગયું હોય એવો કોઈ પ્રસંગ નથી.'

- હું 'વિદેશમાં કે દેશમાં આપે કંઈક જોયું હોય જેથી આપનું દિલ દ્રવી ગયું હોય' તેની વાત પૂછવા માંગું છું.

  ''હા, રતનપુરના કૅટલ કૅમ્પમાં અમે ગયા ત્યારે ભૂખ્યાં વાછરડાંઓ અમારી સામાં ધસી આવ્યાં કે 'આ આપણને કંઈક આપશે.'
  તે જોઈને મનમાં દુઃખ થયું કે 'આ બિચારાંને કેવું દુઃખ છે!'
  પછી અમે રાજકોટ જઈને એને માટે ઘાસ ને બીજી વ્યવસ્થા કરી. કૅટલ કૅમ્પ પણ કર્યા.''

- આપના સંપ્રદાયમાં ગુજરાતીઓનું પ્રમાણ વધારે છે. બીજી કોઈ ભાષામાં વિકસે એવો આપનો પ્લાન છે?

  'પ્લાન તો છે જ.'

- આપનામાં એક આઉટસ્ટેન્ડિંગ (અસાધારણ) મૅનેજરની ક્ષમતા છે. આ બહુ યુનિક (અજોડ) છે. તે હું કોઈ ધર્મમાં જોતો નથી...

  'એ ભગવાન શ્રીજીમહારાજનું કામ છે. અમારા ગુરુ યોગીજી મહારાજની શક્તિ દરેકમાં કામ કરે છે.'

- પણ આપને આ વસ્તુ ક્યાંથી મળી?

  'એમના થકી જ મળી ને! ગુરુ થકી જ મળી છે. આ બધી જ વસ્તુઓ બહુ જ નાનપણથી એમણે જ મને શીખવેલી છે. શાસ્ત્રીજી મહારાજ આ લોક ને પરલોકની અંદર બહુ પ્રવીણ હતા. એમની એ શક્તિ ને એમના આશીર્વાદ મળ્યા એટલે અમે કરીએ છીએ.'

- પહેલાં આ દેશમાં આજના જેવું ખરાબ વાતાવરણ, દુઃખો, સમસ્યા નહોતાં. આવું શાને કારણે થયું હશે?

'પહેલાં જે સુખી હતા તેનું કારણ કે એમની પાસે ધર્મ હતો, ભગવાન હતા. એનાથી શાંતિ હતી. આજે એ ઘસાતું જાય છે.'

સ્વામીશ્રીના ઉત્તરો વિશેષ, વાસ્તવિક અને વિચારપ્રેરક રહ્યા. તેથી પત્રકાર સહિત સૌનાં અંતરમાં ઘણું પામ્યાનો આનંદ વ્યાપી વળ્યો.

## વિદ્યાનગરી બની બાળનગરી

બાળ મહોત્સવના દિવસો દરમ્યાન સ્વામીશ્રીની પ્રાતઃપૂજા બાળકોના કીર્તન-કિલ્લોલથી ગુંજી ઊઠતી. તેમાં જ ક્યારેક બાળકો નૃત્ય કરતાં કરતાં પગના ઠેકા વડે ચિત્ર પણ દોરી બતાવતા, તો માટીના પિંડામાંથી પ્રતિમાયે ખડી કરી દેતા.

આમ, બાળકોનાં કલા-કૌશલ્યથી મઢાયેલી રહેતી આ પૂજા બાદ એક બાળક ઉપસ્થિત સૌ બાળકોને 'સ્વામીની વાત' ઝિલાવતો. તે સમયે એકસાથે ગાજી રહેતાં પંદર હજાર જેટલાં બાળકોના સમૂહનાદથી વાતાવરણ આહ્‌લાદક બની જતું. આ ખુશનુમા પ્રભાતમાં સ્વામીશ્રીનો બ્રહ્મનાદ ભળતાં માહોલ દિવ્ય બની જતો. જે 'વાત' બાળકો બોલ્યા હોય તે પર જ વિવેચન કરી સ્વામીશ્રી સૌને પીયૂષપાન કરાવતા.

તે પછી છેક સમી સાંજ સુધી સ્પર્ધાનું સામ્રાજ્ય વિસ્તરતું. સ્પર્ધા સિવાયના સમયે બાળકો વી. પી. સાયન્સ કૉલેજના પરિસરમાં ખડી થયેલી પ્રદર્શનસૃષ્ટિની મજા માણતા. રોગનિદાન યજ્ઞનો લાભ પણ જરૂરતમંદોને મળતો.

આ સમય દરમ્યાન સ્વામીશ્રી ભીખુભાઈ પટેલના ઘેર રખાયેલા પોતાના ઉતારે મુલાકાત અને મીટિંગોનો દોર ચલાવતા. તેની વચ્ચે તેઓ તા. ૨૪/૫ના રોજ ઉંઢેરા ગામના નવનિર્મિત મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજ પ્રતિષ્ઠિત કરી આવ્યા. એ જ રીતે તા. ૨૫/૫ની સવારે સ્વામીશ્રી મહોત્સવના વિવિધ વિભાગોનું નિરીક્ષણ કરવા પણ નીકળ્યા.

આમ, દિવસભરની વિધવિધ પ્રવૃત્તિ બાદ સ્વામીશ્રી અને સૌ બાળકો પુનઃ મળતા રાત્રિસભામાં. આ સભા બાળકોનાં નૃત્ય, સંવાદ, એકપાત્રીય અભિનય, વાર્તાકથન વગેરે રસપ્રદ અને બોધપ્રદ કાર્યક્રમોથી ભરચક રહેતી. આ રીતે આખો દિવસ ક્યાં પસાર થઈ જતો તેનો કોઈનેય ખ્યાલ ન રહેતો.

તેથી જ આ મહોત્સવમાં બાળકોને પ્રોત્સાહિત કરવા ઠેર ઠેર ઘૂમી વળેલા

મહંત સ્વામીએ સ્વાનુભવ જણાવ્યો કે "હું દોઢસો બાળકોને મળ્યો. એકેએકને પૂછી જોયું: 'તમને ઘર યાદ આવે છે?' પણ પાંચ દિવસમાં એકેય એવો ન મળ્યો જેને ઘરની યાદ આવી હોય! અહીં એવું ગજબનું આકર્ષણ છે!"

આવા અનેરા બાળકિલ્લોલ વચ્ચે બાળ મહોત્સવના ચાર દિવસ તો ઝબકારામાં વીતી જતાં તા. ૨૬/૫ના રોજ પૂર્ણાહુતિ દિન આવી પહોંચ્યો.

## બાળ મહોત્સવની દબદબાભરી પૂર્ણાહુતિ

તા. ૨૬/૫ની સવારના છ વાગ્યાથી જ સભાસ્થળે ગોઠવાવા લાગેલાં બાળકો, પ્રભાતે આકાશમાંથી અલોપ થયેલા ટચૂકડા તારલાઓ જ જાણે અહીં બાળકોરૂપે આવી ગયા હોય તેમ અનેરા તેજથી ઝળહળતાં હતાં. આંખે છાજલીની જેમ પીળી ટોપી પહેરીને બેઠેલાં એ દરેકના એક હાથમાં અંતરના આનંદને લહેરાવતી ધજા અને બીજા હાથે ગગનમાં છલાંગ મારવા થનગનતા મન જેવા ફુગ્ગા હતા.

તેઓના પુરુષાર્થને સફળ બનાવવા કેન્દ્રીય આયોજન-મંત્રી શ્રી માધવસિંહ સોલંકીની સાથે સ્વામીશ્રી આ સભામાં પધાર્યા ત્યારે બાળકોમાં વ્યાપી વળેલા હર્ષોલ્લાસ અને હાથમાં ફરફરી ઊઠેલી ધજાઓથી એક હૃદયંગમ દૃશ્ય સર્જાઈ રહ્યું. તેની વચ્ચે જ્યારે સ્વામીશ્રી ૧૮ ફૂટ ઊંચા મંચ પર આરૂઢ થયા ત્યારે સૂર્યમુખીના પરિવેશમાં સજ્જ બે બાળકોએ, સ્વામીશ્રીની આંખો પર છાજલીની જેમ ગોઠવાઈ જાય તે રીતે બીજના ચંદ્ર જેવી અર્ધ-વર્તુળાકાર કૅપ પહેરાવી દીધી. એ જ રીતે મહંત સ્વામી, ડૉક્ટર સ્વામી અને અન્ય મંચસ્થ મહાનુભાવોને પણ આવી કૅપ ધારણ કરાવવામાં આવી. આ ક્ષણને ૧૫,૦૦૦ બાળકોએ બુલંદ જયનાદથી ભરી દીધી.

તે જયઘોષ વિરમતાં જ થયેલી જાહેરાત અનુસાર સ્વામીશ્રીએ અક્ષર દેરીનું પ્રતીક ધરાવતા ફુગ્ગાનાં ઝૂમખાંને આકાશમાં તરતું મૂક્યું. તેની સાથે બાળકોએ પણ ફુગ્ગા છોડતાં રંગબેરંગી ગુબ્બારાઓથી નભોમંડળ રંગાઈ ગયું. એ નયનરમ્ય નજારાને અક્ષરોની અંબાડીએ બેસાડી પૃષ્ઠભૂમિ પર ઉતારવો અઘરો!

સૌની આંખો હજીયે આકાશમાં ઓગળતા એ ફુગ્ગાઓ પર જ મંડાયેલી ત્યાં તો 'भारत की हम शान है...' ગીત ગુંજી ઊઠ્યું. તેના તાલે તાલ મિલાવતાં બાળકો પોતાના સ્થાન પર ઊભા થઈ ધજાઓ ફરકાવવા લાગ્યા.

તે સૌની સાથે ધજા લહેરાવતાં સ્વામીશ્રી પણ ઊભા થઈ ગયા. તેથી બેવડાયેલાં સૌનાં જોશ-જોમ વચ્ચે જ શૌર્યગીતના સૂરો રેલાયા. આ શૂરાતન વૈશ્વિક હિતનું સ્થાપન કરવામાં વપરાય તેવા ઉદાત્ત હેતુ સાથે બાળકોએ શાંતિ અને ભાઈચારાની ભાવના ઘૂંટાવતી સમૂહ પ્રાર્થના ઉચ્ચારી.

આમ, એક પછી એક સરકી રહેલા કાર્યક્રમો ઉપસ્થિત મેદનીને ઉત્તેજનાનાં ઉત્તુંગ શિખરો સર કરાવતા ગયા. તેની ચરમસીમારૂપે શરૂ થયો – ઇનામ વિતરણ સમારંભ.

આ અવસર માટે સુશોભિત કરાયેલા મંચ પર બાળ-પ્રવૃત્તિના જનક સમા યોગીજી મહારાજની વિશાળ તૈલપ્રતિમા પધરાવવામાં આવેલી. તેની આગળ તેઓની પ્રસન્નતાના પ્રતીક જેવાં પારિતોષિકો શોભી રહેલાં. તે સાથે સ્વામીશ્રી અને આયોજન-મંત્રી તથા સરદાર પટેલ યુનિવર્સિટીના કુલપતિ શ્રી કે. સી. પટેલ પણ સ્થાન ગ્રહણ કરી ચૂકેલા. ઘોષણા થતાં જ વયમર્યાદા મુજબ બે વર્ગમાં વહેંચાયેલા વિજેતા બાળવીરો ક્રમાનુસાર ઇનામો લેવા આવવા માંડ્યા.

તે વખતે આ બાળતારકોએ હાંસલ કરેલી સિદ્ધિઓ જેમ જેમ જાહેર થતી ગઈ તેમ તેમ સૌ સ્વામીશ્રીના કાર્યનો વિશેષ પરિચય પામતા ગયા. અહીં 'સ્વામીની વાતો'ની સંપૂર્ણ પ્રતનો મુખપાઠ કરનારા બાળકો હતા, તો ૧૧૯૦ શ્લોકો, ૬૦૦ ઉપરાંત કીર્તનો, ૧૨૫થી વધુ વચનામૃતો કંઠે કરી વિક્રમ સર્જનારા બાળકો પણ હતા. તે સૌને સ્વામીશ્રી પ્રેમપૂર્વક આશીર્વાદ આપતા રહ્યા.

આ રીતે ૧,૦૦૦ પારિતોષિકોના વિતરણ બાદ બાળકો પર અમીવર્ષા વરસાવતાં સ્વામીશ્રીએ કહ્યું :

'આપ બધાંએ મહેનત ખૂબ કરી છે, એટલે બધાંએ ઇનામો મેળવ્યાં છે. અહીંયાં જેને ઇનામો અપાયાં એ તો આપના પ્રતિનિધિઓ છે. આપણી મહેનત નિષ્ફળ જતી નથી. આ દ્વારા સંસ્કાર દઢ થશે એટલે ઇનામ મળી જ ગયું છે. અધિવેશનમાં બાલિકા મંડળે પણ સુંદર કાર્ય કર્યું છે. એ બધા કાર્યકર્તાઓને પણ ધન્યવાદ છે.'

આ અમીવર્ષણ સાથે જ એક અવિસ્મરણીય મહોત્સવ પૂર્ણ થયો. એક રચનાત્મક કાર્ય નિમિત્તે પાંચ દિવસના સમયગાળા માટે આટલી વિશાળ સંખ્યામાં બાળ-બાલિકા એકત્રિત થયાં હોય તેવું પહેલી જ વાર બન્યું. યોગી

શતાબ્દીના અવસરે સ્વામીશ્રીએ સાચે જ ડંકો મારી દીધો ![૩૬]

## ઊભરો તો પહેલેથી જ આવ્યો નથી

બાળ મહોત્સવ બાદ તા. ૨૭/૫ની સવારે ખંભોળજના નવનિર્મિત મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજને પ્રતિષ્ઠિત કરી સ્વામીશ્રી બોચાસણ પધાર્યા. અહીં આજની રાત્રે ભોજન બાદ ચાલતી થયેલી ઔપચારિક વાતચીતમાં સર્વમંગલદાસ સ્વામીએ કહ્યું કે 'બાપા ! આપે તો કેટલું સહન કર્યું છે ! બધાનું કેટલું સમાવ્યું છે ! શબ્દોની ઝડી વરસાવી હોય ત્યારેય આપે કાંઈ નથી કર્યું. શબ્દો પડે ત્યારે તો ખાવાનુંય ન ભાવે. આપને ઊભરો ન આવી જાય ?'

'ઊભરો તો મને પહેલેથી જ આવ્યો નથી.' સ્વામીશ્રીએ જણાવ્યું.

તે સાંભળી જનમંગલદાસ સ્વામી બોલ્યા : 'કોઈ કદાચ બોલે નહીં પણ પોતે જે પ્રવૃત્તિ કરતો હોય એમાંથી જરૂર પાછો પડી જાય.'

'એવું પણ કાંઈ થયું નથી.' આટલું કહી સ્વામીશ્રીએ ઉમેર્યું : 'આપણી ઇચ્છા હોય ને ન થાય તો મહારાજની ઇચ્છા. તકરારનું ઘર શું ? આપણો મમત રાખીએ એ જ ને ! 'આમ કેમ ન કર્યું ? ને તેમ કેમ ન કર્યું ?' એવું શું કામ રાખીએ ? આપણે આપણું મૂકી દીધું એટલે પત્યું. ખેંચતાણ કરીએ તો ઝઘડાનો સંભવ. પેલો માર-માર કરતો આવ્યો હોય તો આપણે મૂકી દઈએ. નહીં તો પાછી ચકમક ઝરે. આપણે આપણું હેઠું મૂકી દઈએ એમાં આપણું શું જવાનું છે ? નીચું મૂકવામાં ક્યાં નીચા થઈ જવાના છીએ ?'

શાણપણના શિખરેથી સરી પડેલી સ્વામીશ્રીની આ અમૃતધારાને જે પીવે-પચાવે એને મૂંઝવણ મારી ફરે.

## દાસભાવનું પવિત્ર ઝરણું

તા. ૨૮/૫ની સવારે વાસણાના નિર્માણાધીન મંદિરની ભૂમિ પર પગલાં પાડી બોરસદની સત્યાગ્રહ છાવણીમાં પહોંચેલા સ્વામીશ્રીના વરદ-હસ્તે અત્રે કન્યા વિદ્યાલય, કન્યા છાત્રાલય અને પુસ્તકાલયનાં ઉદ્‌ઘાટનોની

---

૩૬. સ્વામીશ્રીના સાંનિધ્યમાં વિદ્યાનગરમાં ઊજવાયેલા આંતર-રાષ્ટ્રીય બાળ મહોત્સવની ઝલક માણવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



ત્રિવેણી રચાઈ રહી.

તેને અનુસરતાં તા. ૩૦/૫ના રોજ બોચાસણના મંદિરનો પાટોત્સવ ઊજવી ગોંડલ પધારેલા સ્વામીશ્રીએ, અહીં તા. ૧/૬ની સવારે એક પાર્ષદને ભાગવતી દીક્ષા આપી આજની સાંજે યોગી જયંતીનો ઉત્સવ ઊજવ્યો.

ત્યારબાદ તેઓ રાત્રિભોજન ગ્રહણ કરવા બિરાજ્યા ત્યારે ગ્રંથવાંચન માટે સામે બેઠેલા એક સંતે 'દિવ્યવાણી' પુસ્તક ઉઘાડ્યું. તેમાંથી તેઓ અગાઉ વંચાઈ ગયેલી વિગતનું અનુસંધાન મેળવવા પાનાં પર આંગળી ફેરવવા લાગ્યા ત્યારે સ્વામીશ્રી બોલ્યા: 'ડાબે હાથે જે પાનું છે એની નીચેની તરફથી વાંચો. ત્યાંથી અધૂરું છે.'

કથાશ્રવણ સહિત પ્રત્યેક કાર્યમાં આવી સૂક્ષ્મતા અને એકાગ્રતા સાથે વર્તતા તેઓ તા. ૨/૬ની સવારે અક્ષરવાસી શ્રી ભગવત્‌સિંહ બાપુની પુણ્ય-સ્મૃતિમાં યોજાયેલા પારાયણમાં જવા નીકળ્યા. હરિભક્તોની ભોજનશાળાના ઉપલા માળે આવેલા હૉલમાં આયોજિત આ કથાપ્રસંગમાં સ્વામીશ્રીને દાદરા ચઢવા ન પડે તે માટે કામચલાઉ ધોરણે દેશી ઢબની લિફ્ટ તૈયાર કરેલી, પરંતુ તેમાં બેસતાં પહેલાં સ્વામીશ્રીએ પૂછ્યું: 'ઠાકોરજી બેસાડ્યા ?'

આ કાર્ય બાકી જ હતું. તેથી તેઓએ ઠાકોરજી મંગાવ્યા અને તેઓને ખોળામાં ધારણ કરી હૉલમાં પધાર્યા. અત્રે લિફ્ટ બનાવનારા શ્રી મોતીભાઈને જોતાં જ સ્વામીશ્રી બોલ્યા: 'લિફ્ટ બહુ સારી બનાવી. ઉપર પુગાડ્યા. મહારાજ તમને આ રીતે જ ધામમાં તેડી જશે.'

કલ્યાણનો આવો કૉલ એકને નહીં, અનેકને આપવા વિચરતા તેઓ તા. ૭/૬ની સવારે આ જ સભાગૃહમાં પધાર્યા ત્યારે અહીં તેઓના પ્રમુખવરણી દિનની સભા ભરચક ભરાયેલી. તેમાં સંતો-ભક્તોએ વક્તવ્યો દ્વારા સ્વામીશ્રીના ગુણાનુવાદ ગાયા. પરંતુ આશીર્વાદ વરસાવતાં સ્વામીશ્રીએ તો કહ્યું:

'શાસ્ત્રીજી મહારાજે આ સંસ્થા ઊભી કરી. એમનો દાખડો ને ઐશ્વર્ય, પ્રતાપ, શક્તિ આગળ બીજા કોઈની બુદ્ધિ કામ આવે એવી નથી. જોગી મહારાજે મને બહુ સાચવ્યો. એ પુરુષને રાજી કરવા એ જ મારું ધ્યેય હતું. મહત્તા અને પ્રતિષ્ઠા વધે એવું પહેલેથી ન'તું. એ પુરુષ રાજી થાય, સંતો-હરિભક્તો રાજી થાય એ રીતે જ સેવા કરી. મોટાપુરુષ જ બધું કામ કરી રહ્યા છે. આપણે તો નિમિત્ત છીએ. આ સેવા આપી છે એ એમનો મોટામાં મોટો ઉપકાર છે. એટલે આ બધો યશ એમને છે. બાકી આપણામાં શક્તિ, આવડત

કે ડા'પણ કંઈ ન'તું. એમણે જ સેવા આપી છે, એ કરી લેવી. દેહ તો સાજું-માંદું રહે.'

સ્વામીશ્રીના મુખમાંથી દાસભાવનું પવિત્ર ઝરણું વહી રહ્યું.

તેની સાથે આ અરસામાં આકાશમાંથીયે ભગવાનનાં અમીઝરણાં વરસવાનાં શરૂ થઈ ગયેલાં. તે ક્રમમાં તા. ૯/૬ની સવારે સ્વામીશ્રીના પ્રાતઃભ્રમણ વખતે પણ મેઘરવો એકલફોરે વરસી રહેલો. તે જોઈ સ્વામીશ્રી આજના ભ્રમણના છેલ્લા આંટે ટપકતાં નેવાંની ધાર ઝીલતાં-ઝીલતાં ચાલ્યા. તેથી સૌ સ્મૃતિભીના બની ગયા.

## સૌ સુખિયા થાય એવું જ કર્યું છે

આકાશમાંથી વરસતી જલધારાની જેમ તા. ૧૦/૬ની પ્રાતઃકથામાં અમૃતધારા વહાવતાં સ્વામીશ્રીએ જણાવ્યું કે –

''ખમવું એ જ સાધુતા. ખમીએ તો જ આ સત્સંગમાં સેવા થાય. જો તણખા ઊડે તો 'જય સ્વામિનારાયણ.' ભૂલ થઈ હોય કે ન થઈ હોય, ખમવું. અહીં ધાર્યું ન પણ થાય. નાના સાધુયે કહી જાય. અહીં તો દરેક દરેકની રીતે સર્વોપરી છે. એટલે એકબીજાનું ખમી લેવું એ મોટી વાત છે. ભગતજીએ વરતાલમાં ખમી લીધું તો દુઃખ થયું? ભગવાન ને સંત પણ જ્યાં ને ત્યાં 'નગરયાત્રા'[૩૭] કાઢે. પડ્યા પર પાટુ. એક તો વસમું લાગ્યું હોય ને પાછા ઉપરથી ઠપકો આપે. સત્સંગમાં જ્યાં ને ત્યાં ટોકતા ફરે. જો વાંધો ન આવે તો પછી ઘાટ ઘડાય. સહન કરે પછી બ્રહ્મનો આકાર થતો જાય. સત્પુરુષને વિષે જો આત્મબુદ્ધિ થઈ હોય તો પછી આ બધું ગૌણ થઈ જાય. વસમું લાગે જ નહીં. ભક્તની દૃષ્ટિ એક જ – 'ભગવાનને રાજી કરવા છે.' પછી ગમે તેવું આવરણ આવે એ નડે જ નહીં.''

સહનશીલતાનો આ સંદેશ આપી ઉતારે પધારેલા સ્વામીશ્રી સમક્ષ તા. ૧૧/૬ના રાત્રિભોજન વખતે 'દિવ્યવાણી' પુસ્તકનું વાંચન શરૂ થયું. તેના પ્રારંભમાં જે લખેલું તે વાંચતાં પુરાણી બોલ્યા : 'સ્વામીજી !...'

'હં, બોલો.' આ પ્રતિભાવ આપી સ્વામીશ્રીએ વાંચનને જીવંત બનાવી દીધું.

તે વખતે વાંચનમાં આગળ આવ્યું : 'અમે તમને છેતર્યા નથી...'

---

૩૭. આપણું અપમાન થાય તેવા પ્રસંગ યોજે.

'અમેય ત્યારે ક્યાં છેતર્યા છે? સૌ સુખિયા થાય એવું જ કર્યું છે.'

સ્વામીશ્રીના આ અણધાર્યા પ્રતિસાદમાંથી તેઓની નિષ્કપટ અને પરોપકારી પ્રતિભા ઊપસી આવી.

## સેવકોના સેવક અને બાદશાહોના બાદશાહ

તા. ૧૩/૬ની સવારે સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના કાર્યાલયમાંથી સ્વામીશ્રી પર આવેલા એક પત્રમાં લખાયેલું :

*"પૂજ્ય પ્રમુખસ્વામી મહારાજનાં ચરણોમાં પ્રણામ. આપ સેવકોના સેવક અને બાદશાહોના બાદશાહ છો. નાના બાળક સાથે પણ એકરૂપ થઈને ગુલતાન અને સાથોસાથ સમગ્ર સંસારથી પૂર્ણ વૈરાગ્ય. બે અંતિમ છેડાના સમન્વયથી આપ જે વર્તુળ બનાવો છો તેમાં સકલ વિશ્વનો સમાવેશ થઈ જાય છે.*

*તાજેતરમાં વિદ્યાનગરમાં જે બાળ મહોત્સવરૂપે સંસ્કારયજ્ઞ યોજાયો તેની અસર અનુપમ છે. આપે ભારતના અને વિશ્વના શિક્ષણ તેમ જ સંસ્કારના ક્ષેત્રના અગ્રણીઓને પ્રત્યક્ષ નવો રાહ બતાવ્યો છે. તેથી સમાજને વિનિપાતથી બચવા માટેનું પુણ્યદ્વાર ખુલી જશે તેવી આશા બંધાય છે. ભગવાન સ્વામિનારાયણનો આત્મા આપનામાં પ્રવેશીને આપના દ્વારા જે કરાવી રહ્યો છે તેના દિવ્ય પ્રકાશથી લાખોનાં જીવન તેજોમય થયાં છે અને કરોડોનાં થશે."*

યુનિવર્સિટીના ભાગરૂપ રાષ્ટ્રીય સેવા યોજના(NSS)ના સંયોજક શ્રી વસંતભાઈ વ્યાસે વહાવેલા ઉપરોક્ત અહોભાવમાં સ્વામીશ્રીનો પ્રભાવ જ ઝળકી રહ્યો છે.

## આજ્ઞા એ બ્રહ્મરૂપ થવાનું સાધન

તા. ૧૩/૬ના રોજ આવેલા શ્રીજીમહારાજના અંતર્ધાનદિન નિમિત્તે હરિલીલામૃતના આધારે શ્રીહરિની તિરોધાન લીલાનો પ્રસંગ બે દિવસ સુધી કથામાં ચાલ્યો. તેના મધ્યમાં તા. ૧૪/૬ના રોજ આશીર્વાદ આપતાં સ્વામીશ્રી બોલ્યા :

"ગુણાતીતાનંદ સ્વામીએ બધાને એવી વાતો કરી કે 'જાણે મહારાજ ગયા જ નથી' એવું થઈ ગયું. પોતે સાક્ષાત્ અક્ષરધામ હતા. એમનો ને

મહારાજનો મજિયારો વહેંચાય એવો છે નહીં. 'મહારાજ ગયા જ નથી' એ પ્રગટનું જ્ઞાન એમણે પ્રવર્તાવ્યું તો આજે એ વાત ચાલી આવે છે. બાકી 'પ્રગટ' જેવી વસ્તુ જ ચાલી જાત. આપણે રંડાપો છે જ નહીં. આપણા ધણી મર્યા જ નથી. કાયમને માટે છે જ. સમજણ હોય તો દૂર મનાય નહીં અને અખંડ સુખ આવ્યા કરે."

ગુણાતીત સંત દ્વારા શ્રીજીમહારાજના અખંડ પ્રાગટ્યનો આ મર્મ સમજાવી નિજનિવાસમાં પધારેલા સ્વામીશ્રી અહીં 'ધર્મસભા' પુસ્તક વાંચવા બિરાજ્યા. તેમાં શ્રીજીમહારાજે ગુણાતીતાનંદ સ્વામીને 'વાતો કરવી શ્રેષ્ઠ' કહ્યું એ પ્રસંગ આવ્યો.

આ વિગત બાજુમાં ઊભેલા એક સંતને વંચાવતાં સ્વામીશ્રી બોલ્યા :

"શું આવ્યું આમાં? મહિમાની વાતો કરવાથી આપણને અને બીજાને પણ બળ મળે. આંખો મીંચીને બેસી રહેવામાં આ ન થાય. જો એ વસ્તુ શ્રેષ્ઠ હોત તો મહારાજે સ્વામીને ન કહ્યું હોત કે 'ધ્યાન અધિક છે.' આપણે જેના શબ્દોને આધારે માનીએ છીએ એ જ આપણને વાત કરે છે. એ પુરુષો જો સ્થિતિમાં જ રહે તો આ સત્સંગ થાત? આત્મારૂપે વર્તવાની ના નથી પણ મુખ્ય વસ્તુ આજ્ઞા છે. એમની આજ્ઞા એ બ્રહ્મરૂપ થવાનું સાધન. બાકી ધ્યાનમાં તો આળસ, પ્રમાદ અને દેહાભિમાન વધશે. કોઈની સેવા નહીં થાય.

મહારાજે ઉપાસના રહેવા સારુ બીજું બધું ગૌણ કર્યું છે. ગુણાતીતાનંદ સ્વામીને પ્રવૃત્તિમાં જોડ્યા તો જબરજસ્ત કામ કર્યું. શાસ્ત્રીજી મહારાજ, યોગીબાપાએ પણ ઠેઠ સુધી એ જ કર્યું. સેવા કરતાં કરતાં સ્થિતિ બંધાય અને શબ્દો લાગે નહીં ને બીજાને કહેવાનું મન ન થાય. કેવળ આપણા સામી જ વૃત્તિ રહે. બાકી બીજા શબ્દો પકડીને બેસી રહીએ એમાં પછી સત્પુરુષ ગૌણ થાય જ. સમજ્યા?"

આટલો હિતોપદેશ આપી પત્રવાંચનમાં પરોવાયેલા સ્વામીશ્રી પર લંડનથી એક હરિભક્તનો ફોન આવ્યો. પૂર્વાપરના સંદર્ભથી સ્વામીશ્રીને ખ્યાલ આવી ગયો કે 'આ વાત લાંબી ચાલશે.' તેથી તેઓ એક હાથે ફોન પકડી વાતો કરતા રહ્યા અને બીજા હાથે પત્રો ઝાલી વાંચતા પણ ગયા. એક પત્ર પૂરો થાય એટલે જાતે જ એક હાથ વડે બીજું પરબીડિયું ખોલી અંદરનો પત્ર કાઢે અને તેને એક હાથે જ પહોળો કરી વાંચે. આમ, વાતો કરતાં-સાંભળતાં સ્વામીશ્રીએ ચાર પત્રોનું વાંચન કરી લીધું!

## તેડી જાશું તે સમે અમે આવી રે

તા. ૧૬/૬ની સવારે કથા બાદ મંદિરના વિવિધ સેવાવિભાગોમાં પગલાં પાડવા પધારેલા સ્વામીશ્રી બાલમુકુંદ સ્વામીના ઓરડામાં પહોંચતાં જ બોલ્યા: 'અમે આ રૂમમાં સુખ બહુ લીધું છે. અહીં જ સૂતા. ઉપરની રૂમમાં તો પછી ગયા. સંડાસ-બાથરૂમ માટે તો જૂની ભોજનશાળાવાળા ખૂણે ખુલ્લાં ચોકઠાં હતાં ત્યાં જ જવાનું.'

આમ, પુરાણી સ્મૃતિઓનો પ્રસાદ વહેંચતાં વહેંચતાં મંદિરવિહાર પૂરો કરનારા સ્વામીશ્રીને, આ સમયમાં મુંબઈના હરિભક્ત શ્રી દોલતભાઈ દેસાઈની ગંભીર માંદગીના સમાચાર મળેલા. જય કોચ નામે ધીકતું વ્યાપારગૃહ ચલાવતા તેઓનો સત્સંગ માત્ર નવેક વર્ષનો જ; છતાં પૂર્વ સંસ્કાર અને મુમુક્ષુતાના જોરે એક પછી એક સોપાન સડસડાટ ચઢવા માંડેલા તેઓની કસર થોડામાં ટાળવી હોય તેમ મહારાજે કઠણ દેશકાળનો પવન તેઓના જીવનમાં ફૂંકેલો.

તેના ઝપાટામાં જ ૧૪ વર્ષીય એકનો એક દીકરો અને ૨૨ વર્ષીય દીકરી અકસ્માતમાં પરલોક સિધાવી ગયાં. તેનો આઘાત જ જાણે દોલતભાઈના શરીર પર પક્ષાઘાતનો હુમલો લઈ આવતાં તેઓનું કમરથી નીચેનું અંગ ઝલાઈ ગયું. છતાં તેઓ વ્હીલચેરમાં બેસીને સ્વામીશ્રીનાં દર્શન માટે દાદર મંદિરે અચૂક આવતા. સ્વામીશ્રી પણ તેઓને મળવા માઇકરૂમની કેબિનમાં ખાસ જતા અને સત્સંગની ગોષ્ઠીનું સુખ આપતા.

પરંતુ હવે પ્રયાણની પળને પારખી ગયેલા તેઓ આ ભક્તના અંતકાળને સુધારી લેવા તત્પર થયા. તેથી જ તા. ૧૮/૬ની સવારે મુંબઈ જવા તૈયાર થયેલા સ્વામીશ્રીએ બપોરે દોઢ વાગ્યે વિદાય લેતાં પૂર્વે ઠાકોરજીને છને બદલે અગિયાર દંડવત્ કર્યા. તે જોઈ કોઈએ પૂછ્યું: 'આટલા બધા કેમ ?'

'દોલતભાઈના અને બધાના દંડવત્ કર્યા.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓની પ્રત્યેક ક્રિયા ભક્તોને અર્થે જ !

તેથી તેઓ પોતાની સાથે ઘનશ્યામ મહારાજનો હાર તથા અક્ષર દેરીનું પ્રાસાદિક જળ લેવાનું પણ ન ચૂક્યા અને સાંજે ૬:૪૦ વાગ્યે જઈ પહોંચ્યા – મુંબઈની હિંદુજા હૉસ્પિટલના બારમા માળે.

અત્રે પથારીવશ શ્રી દોલતભાઈનાં ફેફસાં ખલાસ થઈ ગયાં હોવાથી

યંત્રની મદદ દ્વારા કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચાલુ હતો. તેઓની વાચા હરાઈ ગયેલી પણ સભાનાવસ્થા સંપૂર્ણ હતી. એટલે જ સ્વામીશ્રીનાં દર્શન થતાં દોલતભાઈના ચહેરા પર આનંદ અને સંતોષની લાગણીઓ ફરી વળી. સ્વામીશ્રીએ પણ તેઓને 'જય સ્વામિનારાયણ' પાઠવી હાર પહેરાવતાં કહ્યું: 'અમે પ્રાર્થના કરી છે. મહારાજ ધામમાં તેડી જશે.'

આ રીતે પાંત્રીસેક મિનિટ સુધી પોતાના સાંનિધ્યનું સુખ આપી દાદર મંદિરે પધારેલા સ્વામીશ્રી અહીં દર્શન અને સભા કરી જમ્યા. ત્યારબાદ પોઢેલા તેઓ તા. ૧૯/૬ની સવારે જાગ્રત થયા ત્યારે સમાચાર આવ્યા કે 'દોલતભાઈ ગઈકાલે રાત્રે સવા અગિયાર વાગ્યે અક્ષરવાસી થયા છે.'

તે સાંભળી સૌને સ્વામીશ્રીએ ગઈકાલે કરેલા અગિયાર દંડવત્‌નો તાળો મળ્યો. તેની સાથે *'જ્યારે આવશે આ તન અંત રે, તેડી જાશું તે સમે અમે આવી રે...'* પંક્તિનો મેળ પણ સ્વામીશ્રીના જીવનમાં મળી રહેલો જણાયો.

## ઠેઠ અક્ષરધામથી આવ્યા છીએ

તા. ૧૯/૬ની બપોરે ભોજન લઈ રહેલા સ્વામીશ્રી સમક્ષ બેઠેલા બાળક નીલકંઠે અચાનક ઊભા થતાં કહ્યું: 'બાપા! હું બાળ અધિવેશનમાં પ્રવચન બોલ્યો હતો તે અત્યારે બોલું?'

'બોલો ને!'

સ્વામીશ્રી તરફથી આમ લીલી ઝંડી ફરકતાં એ બાળકે પ્રવચનની ગાડીને ગતિ આપતાં કહ્યું: 'His Divine Holiness Pramukh Swami Maharaj...' (પરમ પૂજ્ય પ્રમુખસ્વામી મહારાજ)

આ સાંભળી સ્વામીશ્રીએ 'Yes...' (હા) કહી સૂર પુરાવતાં હૉલમાં હાસ્યનું મોજું ફરી વળ્યું.

તે પર સહેલ કરતાં જ પેલા બાળકે પ્રવચન પૂરું કર્યું ત્યારે સ્વામીશ્રીએ તેને કેરી આપી. તે જોઈ એ બાળક બોલ્યો: 'બાપા! મારે કેરીની નહીં, આપના સ્વરૂપની જરૂર છે.'

'ખરું સ્વરૂપ આ (કેરી) જ છે. આમાંથી (પોતાનામાંથી) કંઈ રસ નીકળશે?'

'આપનામાં પણ રસ છે જ ને! નહીં તો આટલા બધા અહીં આવે શું કામ?'

આટલું કહેતાં એ બાળકે પૂછ્યું: 'બાપા! આપ આટલો બધો ભીડો વેઠીને અમને રાજી કેમ કરો છો?'

'તું ઠેઠ તારા ઘેરથી કામ મૂકીને આવે તો અમારેય રાજી કરવા પડે ને!'

'મારું ઘર તો નજીક છે. તમે તો છેક રાજકોટથી આવ્યા.'

'ઠેઠ અક્ષરધામથી આવ્યા છીએ.' સ્વામીશ્રીના મુખેથી પોતાનું સરનામું સરી પડ્યું, પણ પરભાવના આ શબ્દો પર પડદો પાડતાં તેઓ બોલ્યા: 'અક્ષર દેરી એ અક્ષરધામ છે. ત્યાંથી આવ્યા.'

જો કે આ પડદા પાછળની વાત જાણી ગયેલા પેલા બાળક સહિત સૌ ગાઈ રહ્યા: *'અક્ષરધામથી આવ્યા સ્વામી, ચરણે શીશ ઝુકાવો રે...'*

## દરેકનું કામ કરી છૂટવાની ભાવના

તા. ૧૯/૬ની સાંજે મુંબઈથી ગોંડલ પધારેલા સ્વામીશ્રીને મળવા તા. ૨૦/૬ની સવારે એક ગામના નવનિયુક્ત સરપંચ આવી પહોંચ્યા. તેઓ ઓરડામાં પ્રવેશતાં જ 'આપની દયા વગર જિતાય એવું જ ક્યાં હતું?' કહેતાં સ્વામીશ્રીને દંડવત્ કરી આશીર્વાદ માંગવા લાગ્યા. આ સમયે તેઓને શુભાશિષની સાથે શીખ આપતાં સ્વામીશ્રીએ કહ્યું :

'ગામમાં એકરાગ હોય તો તમે ધારો એ કામ થાય. માટે કોઈએ આપણને મત ન આપ્યો હોય એ જોવું નહીં. જરૂર પડ્યે એનું પણ કામ કરવું. સાર્વજનિક કરવું. હરિજન હોય કે ગમે તે હોય, ભેદભાવ ન રાખવો. કોઈને કદાચ પૂર્વગ્રહ હશે, તોય આપણું કામ જ એવું રાખવું કે એની જાતે જ આવે. આપણે તો વ્યસન કરવું જ નહીં. બને તો ગામમાંથી કાઢો. તમે દૃઢ રહેશો તો સારી છાપ પડશે. લાખ રૂપિયા આપે તોય નહીં. પૈસા સારુ સિદ્ધાંત ન મુકાય. પૈસા તો કાલે પૂરા થઈ જશે. દારૂ પાઈને કે પૈસા આપીને વૉટ લેશો એમાં સારું શું થશે? ઊલટાનું એને વ્યસની બનાવીને ભૂંડું કરો છો. ગામનું સારું જ કરવું છે તો નીતિથી જ આવો ને!'

સૃષ્ટિને સ્વર્ગમાં ફેરવી દે એવું આ માર્ગદર્શન સરપંચથી વડાપ્રધાન સુધીના પ્રજાસેવકોને એકસરખું ઉપયોગી થાય એમ છે.

તે આપી સ્વામીશ્રીએ આ સરપંચને વધુમાં કહ્યું: 'આપણે ગામમાં શાંતિ રાખવી. નકામું વેરઝેર ન થાય એ જોવું. હું સારંગપુરમાં બે-ત્રણ વર્ષ કોઠારી રહ્યો, પણ દરબાર, ભરવાડ, કોળી, પટેલ બધા સાથે મારે સારું. બીજી

કોઈ ખટપટ નહીં ને ! દરેકનું કામ કરી છૂટવાની ભાવના.'

સ્વામીશ્રીના આ શબ્દોમાંથી તેઓની સર્વજીવ-હિતાવહ છબી ઊભરી આવી.

## બાળકોની સભામાં રેલે કેવા સ્વામી !

તાજેતરમાં જ થયેલા જસદણના દરબાર શ્રી શિવરાજ બાપુના અવસાન નિમિત્તે સ્વામીશ્રી તા. ૨૨/૬ના રોજ આ દિવંગતના દરબાર-ગઢમાં પધાર્યા. અત્રે સદ્‌ગતના યુવાન કુંવરને આશ્વાસન અને આશીર્વાદ આપી ગોંડલ પરત ફરેલા તેઓ પાસે અમદાવાદનું એક કુટુંબ લગ્નપ્રસંગે આવી પહોંચ્યું.

આ પરિવારના સભ્યો તા. ૨૩/૬ના રોજ સ્વામીશ્રીના આશિષ મેળવી માંડવે જવા વિદાય થયા, પણ તેમાંથી ભરત અને વિપુલ નામના બે બાળકો તો કથામાંથી ખસ્યા જ નહીં. તે જોઈ સંતોએ કહ્યું : 'તમે પણ લગ્નમાં જઈ આવો.' છતાં તે બંને ભાઈઓ સભામાંથી ઊભા જ ન થયા.

આ વાતની જાણ સ્વામીશ્રીને થતાં તેઓએ એ બાળકોને બોલાવી પ્રસન્નતાપૂર્વક આશીર્વાદ આપતાં કહ્યું : 'સારું. આપણે ક્યાં લગ્ન કરવાં છે ? જે ગામ જવું નહીં એનું નામ શું પૂછવું ?'

એકેએક જીવના ભવિષ્યની ગતિવિધિને જાણતા હોય તેમ સ્વામીશ્રી આટલું બોલી ગયા. તે દ્વારા તેઓએ એ બાળમાનસમાં વૈરાગ્યનાં બીજ પણ વાવી દીધાં. આ બીજ તેઓનાં જ પ્રેમપીયૂષ પામીને એવાં ફૂલ્યાં-ફાલ્યાં કે એ બંને ભાઈઓ સમયાંતરે સ્વામીશ્રીના હસ્તે દીક્ષિત થયા.[૩૮]

બાળકોની નાની પણ સારી બાબતને ખીલવી જાણવાનો આ ક્રમ આગળ ધપાવતાં સ્વામીશ્રી તા. ૨૪/૬ની સાંજે યોગી સ્મૃતિમંદિરે જવાના રસ્તે યોજાયેલી બાળસભામાં પધાર્યા.

અહીં તેઓએ બાળકોને પૂછ્યું : 'ત્યાં (વિદ્યાનગરના બાળ મહોત્સવમાં) બધા છોકરાઓ આવ્યા'તા ને ?'

'હાઆઆઆ...'

'એમાંથી કયો કાર્યક્રમ યાદ રહ્યો છે ?'

'કૂકડદમનો !'

---

૩૮. તેઓનું નામાભિધાન સાધુ અનિર્દેશદાસ અને સાધુ સાધુચરિતદાસ થયું.

'એમાં શું આવે છે ?'

'એક હતું શિયાળ... રોજ મીઠાઈની ચોરી કરે...' કહેતાં એક બાળકે આખી વાર્તા પ્રત્યક્ષ કરી આપી.

તે સાંભળી શાબાશી આપતાં સ્વામીશ્રી બોલ્યા: 'વાહ! એક્ઝેટ બોલ્યો.' ત્યારબાદ વારાફરતી ઘણા છોકરાઓ જોડે તે વાર્તાનો સાર બોલાવી સ્વામીશ્રીએ બોધ આપ્યો કે – 'શિયાળે ચોરી કરી તો માર પડ્યો. તેમ ખોટું કરીએ તો આપણને જ નુકસાન થાય. શિયાળે દંભ કર્યો તો માર પડ્યો. તેમ મહત્તા મેળવવા જે દંભ કરે તે માર ખાય જ. તમે બાળ અધિવેશનમાં ગયા ને આ વાર્તા યાદ રાખી એટલે બધું સાર્થક થયું. હવે બીજો સંવાદ યાદ રહ્યો છે ?'

'હાઆઆઆ...'

'તો બોલો.'

આ સાથે જ એક બાળક 'સંસ્કારજ્યોત' સંવાદનો ભાવાર્થ કહેવા લાગ્યો. તે વખતે માંડ-માંડ ચાલતાં શીખેલો દોઢેક વર્ષનો મહેન્દ્ર હુંબલ ડગુમગુ થતો સ્વામીશ્રી પાસે પહોંચીને તેઓને પગે લાગ્યો અને પોતાના નાનકડા હાથે 'આવજો'ની અદા કરતો પાછો વળી ગયો. તેની આ ચેષ્ટાથી સ્વામીશ્રી સહિત સૌ હસી પડ્યા.

હજી તો સૌનું આ હાસ્ય વિલાય ત્યાં તો માળા લઈને હાજર થયેલા પેલા બાળકે તે માળા સ્વામીશ્રીના હાથમાં આપી દીધી. તેને સ્વામીશ્રી ફેરવવા લાગ્યા, પણ ચંચળ બાળકમાં ધીરજ કેવી ? તે તો સ્વામીશ્રીએ પા-અડધી માળા ફેરવી હશે ત્યાં જ માળા પાછી લેવા ખેંચવા લાગ્યો. સામે સ્વામીશ્રીએ પણ માળા પકડી રાખી. તેથી મચેલી ખેંચાખેંચી જોઈ સૌ હસવા લાગ્યા. પેલો ખેંચનારો બાળક પણ એ હાસ્યમેળામાં સામેલ થયો, પરંતુ માળા પાછી લેવાનો હેતુ બર ન આવતાં તેણે ભેંકડો તાણ્યો. તે જોઈ સ્વામીશ્રીએ માળા છોડી દીધી. કોઈને હાણ ઊપજે તેવું હાસ્ય એમને ન ખપે.

તેથી તેઓના હાથમાંથી માળા છૂટતાં જ એ લઈને બાળક દોડ્યો, પણ દસ-બાર ડગલાં આગળ જઈ તે પાછો વળ્યો અને સ્વામીશ્રીને માળા પરત કરી.

તે સાથે જ સ્વામીશ્રીનું માળા ફેરવવું શરૂ થયું, પરંતુ થોડી વારે ખેંચતાણ પણ પૂર્વવત્ આરંભાઈ. તેથી સૌનું હાસ્ય અને બાળકનું હળવું રુદનેય પુનઃ પડઘાયું. આવું બે-ત્રણ વાર થતાં આખી સભા એક શિશુ સાથેની સ્વામીશ્રીની સ્નેહસભર લીલામાં તરબતર થઈ રહી.

## સહે આસુરીના ઉપહાસ

તા. ૨૫/૬ની સવારે સ્વામીશ્રી યોગી સ્મૃતિમંદિરે પધાર્યા ત્યારે અહીં રાજકોટથી આવેલા પંચાવન સાઇકલયાત્રી યુવાનો બેઠેલા. તેઓનો પરિચય મેળવી સ્મૃતિસ્થાને દર્શને ગયેલા સ્વામીશ્રી ત્યાંથી પાછા વળ્યા ત્યારે ચરણારવિંદ પર પાથરેલી ગુલાબની પાંખડીઓ પોતાની હથેળીઓમાં ભરતા આવ્યા અને પેલા સાઇકલયાત્રીઓના શિરે પધરાવતાં બોલ્યા: 'તમે લોકોએ દાખડો કર્યો તો અમારે સ્વાગત કરવું જોઈએ ને!'

આ રીતે કદર, આદર અને આત્મીયતાની ત્રિવેણીમાં યુવાનીને તરબોળ કરતાં સ્વામીશ્રી આજની પ્રાતઃકથામાં 'ધીરજાખ્યાન' ગ્રંથનું શ્રવણ કર્યા બાદ વ્યક્તિગત દર્શનનો લાભ આપવા બિરાજ્યા. તે સમયે એક પછી એક આવવા માંડેલા દર્શનાર્થીઓના શિરે તેઓનો પ્રેમાળ હાથ ફરવા લાગ્યો, પણ તેની વચ્ચે એક અંગારો આવી ચડ્યો.

તેણે આવતાંવેંત આગ ઓકી: 'મારે એક ફરિયાદ છે.' આમ કહી તે તણખા વેરવા લાગ્યો: 'અહીં મંદિરની સામે એક વડલો તમે લોકોએ કાપ્યો એ સારું ન કે'વાય. તમને આવું કરતાં શરમ નથી આવતી? તમે એક સંતને મારવા જેટલું પાપ કર્યું છે.'

સૌને આ વાત પરથી અંદાજ આવી ગયો કે આ અકળાયેલા આગંતુક પાસે વેગ છે, પણ વાસ્તવિકતા નથી.

તેથી તેને સમજાવતાં સ્વામીશ્રી શાંતિથી બોલ્યા: 'આખો વડ નથી કાપ્યો, માત્ર નડતી ડાળીઓ જ કાપી છે.'

પરંતુ આ નમ્રતાને નમાલાપણું સમજી બેસનારા પેલા બેફામનો પારો વધુ ઊંચે ચઢ્યો. તેથી આસપાસ ઊભેલા ભક્તો તેને ઠારવા ગયા, ત્યારે સ્વામીશ્રીએ કહ્યું: 'એનો ઊભરો લઈને આવ્યો છે તો ઠાલવવા દો. એ બોલે છે તે આપણને ક્યાં વળગી પડવાનું છે? ધીરજાખ્યાન સાંભળીએ છીએ તો આપણે ધીરજ રાખવી કે નહીં? બે ગાળો આપણને દે તો ભલે ને દે. એમાં આપણું શું જતું રહેવાનું છે?'

સ્વામીશ્રીની સ્થિરતાના સમંદરમાં અપશબ્દોના ઢેખાળાથી તરંગ સુધ્ધાં ન ઊઠ્યો.

તેઓની આ ક્ષમાભાવનાથી પશ્ચાત્તાપ પામેલા ફોરેસ્ટ યૂથ ક્લબના

પર્યાવરણવાદી સભ્યો તા. ૨૬/૬ની સાંજે સ્વામીશ્રીને મળવા આવી પહોંચ્યા. તેઓએ પોતાની સંસ્થાના સદસ્ય દ્વારા બનેલી ઉપરોક્ત ઘટના માટે સ્વામીશ્રીની માફી માંગી દિલસોજી વ્યક્ત કરી.

## રાજકોટમાં રથયાત્રા

આ વખતે વરસાદ હજી મન મૂકીને વરસતો ન હોવાથી તા. ૨૬/૬ની સાંજે સ્વામીશ્રીએ કહ્યું: ‘ચાલો, અક્ષર દેરીએ જઈ વરસાદની ધૂન કરીએ. રોજ આવા તડકા કાઢે છે ને જીવમાં કંઈક થઈ જાય છે.’

આટલું બોલતાં દેરીમાં પહોંચેલા તેઓએ પા કલાક ધૂન અને અડધો કલાક પ્રદક્ષિણા ફરી સમાજની સુખાકારી માટે પ્રાર્થના કરી. આ ક્રમ આજ પૂરતો નહીં, પણ સ્વામીશ્રી ગોંડલમાં રોકાયા ત્યાં સુધી અખંડિત રહ્યો.

તેની વચ્ચે તેઓ તા. ૧/૭ની સવારે અલ્પાહાર માટે બિરાજ્યા તે વખતે વિવિધ વિસ્તારોમાં થતાં સંતવિચરણની વાતો નીકળી. તે સાંભળી પ્રસન્ન થયેલા સ્વામીશ્રી બોલ્યા: ‘આપણે તો ખાઈને પડ્યા રહ્યા છીએ. કાંઈ કરતા નથી ને જુઓ, સંતો કેવો સત્સંગ વધારે છે! સંતોનો દાખડો બહુ છે.’

આ સંતમહિમા સાથે તા. ૨/૭ની સાંજે ગોંડલથી રાજકોટ પધારેલા સ્વામીશ્રીના આશીર્વાદ લેવા શહેરના કમિશનર શ્રી અમરજીતસિંઘ દોડી આવ્યા. તેઓએ સ્વામીશ્રીને કહ્યું: ‘આપે જે કાર્ય કર્યું છે એનું વળતર રાષ્ટ્ર નહીં આપી શકે. આપે જે કામ ઉપાડ્યું છે એનો હું સાક્ષી છું. ઘણા વખત પછી આવા સારા દિવસો આવ્યા છે. આજે ઉપદેશકો ઘણા છે, પણ બધા એવી વાતો કરે છે કે કાંઈ સમજાય જ નહીં. જ્યારે રોજબરોજનો વ્યવહાર કેવી રીતે કરવો – એવી વાતો તો આપનાથી જ સાંભળી! આપનાં દર્શનથી મને શક્તિ મળી છે.’

આમ, સૌની પ્રેરણામૂર્તિ બની રહેલા સ્વામીશ્રીને તા. ૫/૭ના રોજ આવેલી રથયાત્રાના પ્રસંગે શહેરમાં ફેરવવાનો મનોરથ રાજકોટના સત્સંગીઓએ સેવેલો. તે માટે તેઓ છેક આધોઈથી ચાંદીના બે રથ લઈ આવેલા. એક, અક્ષર-પુરુષોત્તમ મહારાજ માટે અને બીજો સ્વામીશ્રી માટે. પરંતુ સ્વામીશ્રીને આ ખબર મળતાં જ તેઓએ બીજા રથમાં પધરાવવા માટે યોગીજી મહારાજની મૂર્તિ ગોંડલથી મંગાવી લીધી. તેથી સવારે ઉત્સવ-સભા બાદ જ્યારે કૉનોટ હૉલથી રથયાત્રાનો પ્રારંભ થયો ત્યારે એક રથમાં

યોગીજી મહારાજ બિરાજ્યા અને બીજા રથમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજના સેવક બની સ્વામીશ્રી બેઠા.

આ રીતે રાજકોટના રાજમાર્ગો પર રથયાત્રાનો આ પહેલવહેલો પ્રસંગ હોવાથી ભાવિકોનો ઉત્સાહ અપૂર્વ હતો. જ્યુબિલી ચોક, જવાહર રોડ, ત્રિકોણબાગ વગેરે સ્થળોએથી પસાર થઈને રજપૂતપુરાના મંદિરે પહોંચેલી આ રથયાત્રામાં સંતો-ભક્તો, બાળકો-યુવકોએ સ્વામીશ્રીનો રથ ખેંચીને જીવનનો અમૂલ્ય લહાવો મેળવ્યો. આવી ભવ્ય રથયાત્રાનાં દર્શન માટે અધ્ધર આકાશમાં દોડી આવેલા ઇન્દ્રે પણ અમીછાંટણાં વરસાવી સ્વામીશ્રીને વધાવ્યા.

આ વધામણી ઝીલતાં મંદિરે પરત પધારેલા સ્વામીશ્રીએ અત્રે શહેરના અગ્રણી અને અદના સત્સંગી શ્રી કિશોરભાઈ પરમારને હાર પહેરાવતાં કહ્યું: 'તમે ઠાકોરજી માટે ચાંદીનો રથ લાવ્યા તેના આશીર્વાદનો આ હાર તમને પહેરાવીએ છીએ. આજે તમને પ્રસાદી જમાડવી છે. આજની રથયાત્રાનું ફળ તમને.'

સ્વામીશ્રીની આ કૃપાવર્ષાથી એ હરિભક્ત ભીંજાઈ રહ્યા.

## વાંકાનેરમાં વરસાદી વધામણાં

તા. ૫/૭ના રોજ રાજકોટથી ભાદરા પધારેલા સ્વામીશ્રી તા. ૭/૭ની સાંજે ઊંડના તીરે પહોંચ્યા ત્યારે અત્રે ભાદરાના યુવકોએ જળ પર તરતો ચલાખો બનાવેલો. તે પર બિરાજેલા સ્વામીશ્રીએ જલવિહાર કરતાં કરતાં વરસાદ અંગે ધૂન જગાવી. ત્યારબાદ ઠાકોરજીને સ્નાન કરાવી તેઓએ પોતે પણ બે આંખો અને નાક બંધ કરી નદીમાં ડૂબકી લગાવી.

તે દ્વારા સૌને સ્મૃતિભીના કરતા સ્વામીશ્રી તા. ૮/૭ના રોજ જામ દૂધઈમાં પગલાં પાડી મોરબી પહોંચ્યા. અત્રે સમસ્ત નગરવાસીઓએ ટાઉન હૉલમાં ભવ્ય સન્માન સમારંભ યોજી તેઓને વધાવ્યા. આ અવસરે ધાર્મિક-સામાજિક ક્ષેત્રની વીસેક સંસ્થાઓએ સન્માનપત્રની સાથે પુષ્પહારો અર્પણ કરતાં સભાગૃહમાં સત્કારની સરિતા વહી રહી.

તેમાં તરબતર મોરબીને એક દિવસનો લાભ આપી સ્વામીશ્રી તા. ૯/૭ની સાંજે વાંકાનેર પહોંચ્યા ત્યારે ધોધમાર વરસાદ વરસી રહેલો. તેની વચ્ચે મણિકરણી મહાદેવનાં દર્શન કરી સ્વામીશ્રી કન્યાશાળાના પ્રાંગણમાં ભરાયેલી સભામાં પધાર્યા ત્યારે સભામંડપ તો તાડપત્રીનો હતો, પરંતુ નેવાંનું

પાણી એકઠું થઈને મંડપમાં ઘૂસી રહેલું. મંચ પર મંડપનાં છિદ્રોમાંથી પણ પાણી દદડવાનું શરૂ થઈ ગયેલું. શ્રોતા અને વક્તાની વચ્ચેનો વિસ્તાર તો ધસમસતા ઝરણા જેવો જ બની જતાં, યુવકો દ્વારા નીક ખોદીને પાણી વાળવાના પ્રયત્નો પણ પાણીમાં ગયા. ધીરે ધીરે ક્યાંય બેસી શકાય એવું ન રહ્યું. પાથરેલાં ગાદલાંય પલળવા લાગ્યાં.

તેથી એક હજાર ઉપરાંતનો જનસમુદાય ઊભો થઈ ગયો, પણ ટસનો મસ ન થયો. એક બાજુ વરસાદ વધતો જતો હતો, તો બીજી બાજુ શ્રોતાઓનો આનંદ પણ! આ જોઈ નગરપાલિકાના ઉપપ્રમુખ શ્રી મનુભાઈ મહેતા તો બોલી ઊઠ્યા : 'મને ત્રીસ વર્ષનો અનુભવ છે. આવા સંજોગોમાં ઊભા રહીને શાંતિથી આ ગામ વાતો સાંભળી શકે જ નહીં. ગમે તેવો સારો વક્તા હોય છતાં વરસાદનો છાંટો પડે ને લોકો ઘરભેગા થઈ જાય. એને બદલે આજે કોઈ ગયું જ નહીં એ પ્રમુખસ્વામીનો પ્રતાપ!'

આ પ્રતાપના છત્ર નીચે સૌએ વરસતા વરસાદમાં બે કલાક સુધી ઊભાં ઊભાં લાભ લીધો. તેઓનાં એ ઉત્સાહનાં પૂરની વચ્ચે જ મેયર, મામલતદાર વગેરે અગ્રણીઓએ સન્માનપત્ર આપી સ્વામીશ્રીને બિરદાવ્યા. તે સ્વીકારી સ્વામીશ્રીએ આશીર્વર્ષા કરી કે 'સભામાં વરસાદ આવ્યો તેથી દરેકને ઊભા રહેવું પડ્યું એટલે અડચણ તો છે જ, તો માફ કરજો. આ રીતેય સ્મૃતિ થશે.'

આમ, એક વરસાદી સન્માન સમારંભ સંપન્ન થયો.

## વીંઝાતો વાયરો વેણુમાં વાયો

વાંકાનેરમાં સ્વામીશ્રીના રાત્રિરોકાણ માટે મિરાણી કુટુંબના દિલીપભાઈ, બિપીનભાઈ, જયેશભાઈ વગેરેએ પોતાના આવાસમાં જ સઘળી વ્યવસ્થાઓ કરેલી.

તે અનુસાર તા. ૧૦/૭ની સવારે નિત્યક્રમથી પરવારી સ્વામીશ્રી મુલાકાત આપવા બિરાજ્યા ત્યારે આવી ચડેલા એક યુવાને પોતાના વાલી સામે જ બગાવતનું બ્યૂગલ ફૂંકી દીધેલું. અવળે રવાડે આથડી રહેલા તેણે બેફિકરાઈથી સ્વામીશ્રીને કહ્યું : 'હું આ રીતે આડો ફાટીશ તો જ મા-બાપની આંખ ઊઘડશે.'

'એવું થતું હશે?'

'જો હું એવું ન કરું તો શું મૂંગે મોંએ અત્યાચાર સહન કરી લઉં?'

'તું સમજ. મા-બાપને શિક્ષા કરવાનો તારો અધિકાર શું? મા-બાપની આંખ ઊઘડે તે માટે તું દારૂ પીએ છે, પણ એમાં ખોટ કોને? એમને સુધારવા આપણે ખોટે રસ્તે ચઢાતું હશે? આવા અવળા ઉપાયો કરવામાં તારું સમાજમાં સ્થાન શું?'

આ પ્રશ્નાવલી દ્વારા ખુવારીનું ચિત્ર સ્પષ્ટ કરી આપી સ્વામીશ્રી બોલ્યા: 'મા-બાપનું જોનારા ભગવાન છે. એમને એ સુધારશે, પણ આવું બહારવટું કરવામાં તું દુઃખી થઈ જઈશ.'

સ્વામીશ્રીની વાતમાં રહેલું હિત અને હેત પેલા ધૂંધવાતા યુવાનનું હૈયું વીંધનારું નીવડ્યું. એ યુવક કુમાર્ગેથી પાછો વળવા કટિબદ્ધ થઈ ગયો. તે જોઈ સૌ વિચારી રહ્યા કે 'આ યુવાનના સાચા વાલી કોણ?'

ખેદાન-મેદાન કરવા ગાંડાતૂર બનીને ધસી રહેલા વાયરાને પોતાના વહાલની વેણુમાં પરોવી, સુખ-શાંતિના સૂર રેલાવવાની સ્વામીશ્રીની કાબેલિયતનો મુકાબલો કરી શકે એવા મહામાનવ ઝટ નજરે નહીં ચડે.

## તેનું બીજે તે મન ન માને

તા. ૧૦/૭ની સવારે મુલાકાતોથી પરવારેલા સ્વામીશ્રી વાંકાનેરના રાજવી મહેલ, તેની તળેટીમાં બંધાતાં ગાયત્રી મંદિર તથા ફળેશ્વર મહાદેવમાં પગલાં પાડતાં બોટાદ થઈને સારંગપુર પધાર્યા ત્યારે રાત્રિના સાડા આઠ વાગી ચૂકેલા.

આ સમયે સંતોનો ઉષ્માભર્યો આવકાર ઝીલી સભામંડપમાં બિરાજેલા તેઓને બે શબ્દો બોલવાની વિનંતી ઉદ્‌ઘોષકે કરી ત્યારે સ્વામીશ્રીએ કહ્યું: 'બે શબ્દો શું બોલવા? આ તો ઘરની મંડળી ને બાવો મહંત એના જેવું છે.'

આમ ગમ્મત કરતાં તેઓએ સંતોને જણાવ્યું: 'સત્સંગ તો ઘણો વધારીએ, પણ તમારા જેવા તૈયાર થાય તો આંબે કેરીઓ આવે. સત્સંગનું વૃક્ષ વાવ્યું, પણ એને ફોલો (માવજત) કરનાર જોઈએ. સંતો ટોયા (રખેવાળ) છે. માટે બધાએ એવું તૈયાર થવું કે દેશ-પરદેશમાં જઈને સત્સંગ વધે.'

ફરજની સભાનતા પ્રેરે તેવો આ ઉપદેશ આપી નિજનિવાસમાં પધારેલા સ્વામીશ્રી, તા. ૧૩/૭ની સવારે અલ્પાહાર કરવા બેઠા ત્યારે એક સંતે વચનામૃત(ગ.પ્ર. ૫)નું નિરૂપણ શરૂ કર્યું, પરંતુ તેમાં ઉપરાછાપરી સંદર્ભો

સાથે આવતી શાસ્ત્રોની ગહન વાતોને કારણે ઘણા શૂન્યવત્ થઈ ગયા. જો કે સ્વામીશ્રી તો એકાગ્રતાપૂર્વક સાંભળતા હતા.

તે વખતે જ નારાયણભૂષણદાસ સ્વામીએ ભલામણ કરતાં કહ્યું: 'બાપા! આ મૂળા જમો. કાલથી ચાતુર્માસ શરૂ થાય છે એટલે તે પાછા બંધ થઈ જશે.'

'આ મૂળા (કથા-વાર્તા) ચાલે છે એને બદલે અહીં ક્યાં ધ્યાન આપો છો? મૂળા બંધ થાય તો કાંઈ નહીં. ચોમાસા પછી આવવાના જ છે ને! બધા ધ્યાનથી સાંભળો.' સ્વામીશ્રી બોલ્યા.

કથારસના રસિયા તેઓ જગતના સ્વાદમાં બિલકુલ રાચતા નહીં.

## મારો સ્વભાવ મો'બત (શેહ-શરમ) રાખવાનો નથી

તા. ૧૫/૭ના રોજ સારંગપુરમાં યોજાયેલા ગુરુપૂર્ણિમાના પ્રતીક ઉત્સવને લક્ષમાં લઈ પૂજારી મુનિપ્રિયદાસ સ્વામીએ મંદિરના મધ્યખંડમાં સિંહાસનની પિછવાઈ, થાંભલીઓ, પગથિયાં એમ દરેક ઠેકાણે અને મહારાજના વક્ષ:સ્થળે પણ સ્વામીશ્રીની છબીઓ ગોઠવી આકર્ષક સુશોભન કરેલું. આ સજાવટ એવી સુંદર હતી કે સ્વયં સ્વામીશ્રીને જ શણગાર આરતી ઉતારવા માટે આમંત્રણ આપવામાં આવ્યું. સંતોનો ભાવ સ્વીકારી સ્વામીશ્રી આરતી કરવા મંદિર પર ગયા, પણ ત્યાં પોતાની છબીઓ જોતાં જ રૌદ્રતા ધારણ કરી તેઓ બોલ્યા: 'અત્યારે ને અત્યારે આ મૂર્તિઓ લઈ લો.'

પરંતુ સૌની ગુરુભક્તિ પ્રબળ હોવાથી સ્વામીશ્રીની છબીઓ લેવા કોઈ હલ્યું નહીં. તે જોઈ સ્વામીશ્રીએ પુનઃ આદેશ આપ્યો: 'આ મૂર્તિઓ હાલ જ ઉઠાવી લો. અહીં આવા ડોળ હોતા હશે? મને એટલા માટે આરતી કરવા લાવ્યા'તા!'

આમ કહેતા ઊંચે ચઢેલો સ્વામીશ્રીનો સૂર પારખી પગથિયાં પર ગોઠવેલી તેઓની મૂર્તિઓ ઉપાડી લેવામાં આવી. એટલામાં જ આરતીની જ્યોત પ્રગટી જતાં પડદા ખોલવામાં આવ્યા, પણ સિંહાસનના થાંભલે બાંધેલી મૂર્તિઓ હજી ઉઠાવી શકાઈ નહોતી. તેથી સ્વામીશ્રીએ પડદા પુનઃ બંધ કરાવ્યા અને તે બાંધેલી મૂર્તિઓ પણ ઉતરાવ્યા બાદ જ આરતી ઉતારી.

આરતી પૂર્ણ થયા પછીયે સૌને શીખ આપતાં તેઓએ કહ્યું: 'આજ પછી ક્યારેય આવો ડોળ ન કરવો. ભગવાનની મર્યાદા પહેલી સાચવવી.

ભગવાન આગળ ભગવાન સિવાય બીજી વસ્તુ જ ન હોય. પ્રેમ હોય તો જીવમાં રાખવો. ગમે તેવો ચમરબંધી હોય પણ ભગવાન આગળ એનો કોઈ હિસાબ નથી. આવી ભક્તિ ખોટી કહેવાય.'

આમ, મર્યાદા અને મહિમાના પાઠ ભણાવી પ્રાતઃપૂજા કરવા બિરાજેલા સ્વામીશ્રી પૂજાવિધિ બાદ અલ્પાહાર ગ્રહણ કરતી વખતે પણ બોલ્યા: 'મારો સ્વભાવ મો'બત રાખવાનો નથી. જેને જે કહેવા જેવું લાગે એ ફટ્ દઈને કહી દઉં છું. મહિમા હોય તો એની રુચિ ને અભિપ્રાય સમજો. ભગવાન આગળ તો ભગવાન જ દેખાય. એટલે આ બાબતમાં કોઈ શરમ નથી જ રાખી. અક્ષરેય ભગવાનથી મોટા નથી. મહારાજને લઈને મોટપ કહો એમાં સમાસ થાય.'

શ્રીજીમહારાજ વિષેના આવા અનન્ય દાસભાવ સાથે વિચરતા સ્વામીશ્રી આજની સાંજે અત્રેથી વિદાય લઈ ધંધુકા, રાયકા, ખડોળ અને ધર્મજને લાભ આપતાં રાત્રે સવા દસ વાગ્યે બોચાસણ પધાર્યા.

## યુવા અધિવેશનનો ઉદ્‌ઘોષ

યોગી શતાબ્દી ઉપક્રમે આગામી વર્ષે થનારા યુવા અધિવેશનની ઉદ્‌ઘોષ સભા તા. ૧૬/૭ની સાંજે બોચાસણમાં શરૂ થઈ ત્યારે તેમાં હાજર રહેલાં ૧,૫૦૦થી વધુ યુવા-યુવતી કાર્યકરો, ૧૦૦ સંતો અને અન્ય કેટલાય ભક્તોથી સભાગૃહ ભરચક હતું. તેમાં અધિવેશન સંબંધી સાહિત્યનાં ઉદ્‌ઘાટન તેમ જ પ્રાસંગિક પ્રવચનો થયાં બાદ અમૃતધારા વહાવતાં સ્વામીશ્રીએ કહ્યું:

'આજે આપણે ખૂબ મહત્ત્વની વાત કરી રહ્યા છીએ. આપણો માલ હાલોપોલો નથી, રિજેક્ટ (અમાન્ય) થાય એવો નથી. શાસ્ત્રીજી મહારાજ અને યોગીબાપા એ માલ સાચો છે. યોગીબાપા ગયા જ નથી, બેઠા જ છે. 'એ છે જ' એમ માનીને કામ કરવું, તો સર્વોપરી કામ થશે. ગમે તેવી મુશ્કેલીમાં આત્મબળ મળે એવી આ વાતો છે. આ વાતો દૃઢ થઈ હોય તો ભલે ને દુનિયા ઊંધી-ચત્તી થાય, આપણને કાંઈ ન નડે. એ માટે તૈયાર થવું. મંડી પડવું. અધિવેશન સારામાં સારું થાય.'

આ બળપ્રેરક આશીર્વાદ દ્વારા યુવા અધિવેશનનું રણશિંગુ ફૂંકી ઉતારે પધારેલા સ્વામીશ્રીને તા. ૧૭/૭ની સાંજે ભક્તિપ્રસાદદાસ સ્વામીએ કહ્યું: 'મારે ચાતુર્માસ મૌન રહેવું છે.'

'આપણે મનથી સંયમ રાખવો. મૌનની જરૂર નહીં. કથા-વાર્તા કરજો.' સ્વામીશ્રી બોલ્યા.

*'હરિ વિના વદે નહીં વાણી, ગુણ મૌન લેજો એ તો જાણી...'* – આ સ્વામીશ્રીનો મત.

## ચિંતા પળ પળ કરનાર

તા. ૧૮/૭ના રોજ આવેલી ગુરુપૂનમ નિમિત્તે દેશ-પરદેશથી ઊમટેલા પચીસેક હજાર ભક્તો પર આશીર્વર્ષા વરસાવતાં સ્વામીશ્રી બોલ્યા :

'આપણે ભાગ્યશાળી કે આવા ગુરુ મળ્યા. આપણો છેલ્લો જનમ જ થવાનો છે. હવે બાકી કંઈ નથી રહેવાનું. શાસ્ત્રીજી મહારાજ સમર્થ છે. એ કોઈને મૂકે એવા નથી. એમનું વરદાન છે. હમણાં સંતોએ ૧૨૦ વર્ષની વાત કરી,[૩૯] પણ એના કરતાં તમારાં દર્શન કરતાં-કરતાં, ગુણગાન ગાતાં-ગાતાં, સાથે રહીને મહારાજની સેવામાં બેસી જઈએ એ પ્રાર્થના.'

આ આશીર્વાદ બાદ સૌ ભક્તોને વ્યક્તિગત દર્શન આપવા બિરાજેલા સ્વામીશ્રીને ખ્યાલ આવી ગયો કે 'પોતાના આસનની ધાર અણીદાર છે અને તે પર ચાદર ઢાંકેલી હોવાથી કોઈને આ વાતની ખબર પડશે નહીં. તેથી માથું નમાવી ઝડપભેર પગે લાગવા જતાં ભક્તોને તે ધાર માથામાં ભટકાશે.'

આ અનુમાન સાથે સ્વામીશ્રીએ પોતાનાં ચરણ આગળ જ્યાં ભક્તો માથું ઝુકાવતા હોય ત્યાં જ આવતી પેલી અણીદાર ધારની ઉપર પોતાનો એક હાથ રાખી દીધો. તેથી હરિભક્તોનાં મસ્તક સ્વામીશ્રીના હાથને અડે પણ ધારને નહીં. આ રીતે તેઓ બે કલાક સુધી બેસી રહ્યા. તેઓની આ તકેદારીને લીધે વ્યક્તિગત દર્શનનો કાર્યક્રમ પૂરો થયો ત્યાં સુધીમાં એક પણ સત્સંગીને આસનની ધાર ન વાગી, પણ સ્વામીશ્રીના હાથ પર હળવેથી પડતાં રહેલાં ભક્તોનાં મસ્તકને કારણે તેઓનો એ હાથ આસનની ધાર સાથે સતત બે કલાક સુધી ભીંસાતો રહ્યો !

આ ભીંસણની જાણ સૌને બપોરે બે વાગ્યે દર્શનવિધિ પૂરો થયો ત્યારે જ થઈ, પરંતુ તે વખતે તો સ્વામીશ્રીનો શિષ્યસ્નેહ બધી સીમાઓ વળોટી ગયેલો.

---

૩૯. *'પ્રમુખસ્વામી જીવો સદા, તમે વરસ એકસો ને વીસ...'* એમ ગવાયેલા દુહાના સંદર્ભમાં.

## ભક્તોના ભાગ્યવિધાતા

તા. ૧૯/૭ની સવારે અલ્પાહાર માટે બિરાજેલા સ્વામીશ્રી સમક્ષ મહારાષ્ટ્રમાં વિચરણ કરીને આવેલા સંતોએ એક પ્રસંગ સંભળાવતાં કહ્યું: 'સ્વામી! બારસીમાં થોડા સમય પહેલાં આપણા હરિભક્ત શ્રી દિલીપભાઈ શિંદેના ઘેર બાળકનો જન્મ થતાં તેઓએ જન્મના બીજા જ દિવસે આ દીકરાને કંઠી પહેરાવી દીધેલી, પરંતુ 'છઠ્ઠીના દિવસે વિધાતા લેખ લખવા આવે છે' તે રિવાજ મુજબ આ દિવસની રાત્રે દીકરાની દાદીએ બાળકને નિર્વસ્ત્ર કરી સુવાડ્યો. તે સાથે ગળામાં પહેરાવેલી કંઠી પણ કાઢી નાંખી. એ જ સમયે એ દાદીમાને આપે દિવ્યદર્શન દેતાં કહ્યું: 'કંઠી કેમ કાઢી નાંખી? સત્સંગી બાળકના ભાગ્યના લેખ લખવા એ વિધાતાના હાથમાં નથી, અમારા હાથમાં છે.' આ સાંભળતાં જ એ મહિલા ઝબકીને જાગી ગયાં અને બાળકના ગળામાં પુનઃ કંઠી પહેરાવી દીધી...!'

આમ પ્રસંગકથન થઈ રહેલું ત્યાં જ કો'કે પૂછ્યું: 'બાપા! આપે મરાઠીમાં કહેલું કે હિંદીમાં?'

'हिन्दी चलता है। वांधो नहीं है।' સ્વામીશ્રી બોલ્યા.

તેઓનો આ પ્રતિભાવ આવતાં સૌ આનંદિત થઈ ઊઠ્યા, કારણ કે તેમાં 'તેઓ જ ભક્તોના ભાગ્યવિધાતા છે' એ વાતનું સમર્થન હતું.

## પીરસી પીરસી હાર પમાડે

આજે સ્વામીશ્રીના અલ્પાહાર દરમ્યાન નીકળેલી ખેંચાયેલા વરસાદની વાતોના સંદર્ભમાં સંતોએ સ્વામીશ્રીને કહ્યું: 'કોઠારી સ્વામીને પૂરણપોળી જમાડો તો વરસાદ પડે.'

આ બાબતે સ્વામીશ્રીએ સંમતિ આપતાં તાત્કાલિક રૂએ આ મિષ્ટાન્ન બનાવવાની તજવીજ શરૂ થઈ ગઈ. માત્ર ત્રણ કલાકમાં જ સૌ માટે પૂરણપોળી તૈયાર કરવાની હોવાથી આવશ્યક સેવામાં પરોવાયેલા સિવાયના સૌ સંતો રસોડામાં પહોંચી ગયા.

આશરે સાડા અગિયાર વાગ્યે સ્વામીશ્રી પણ ભંડારમાં દૃષ્ટિ કરવા પધાર્યા ત્યારે તો અહીં પૂરણપોળીની પ્રક્રિયાનો ધમધમાટ પ્રવર્તી રહેલો. તેમાં સૌની સાથે સેવામાં જોડાઈ ગયેલા મહંત સ્વામીને જોતાં જ સ્વામીશ્રી

બોલ્યા : 'તમેય ક્યાં બેસી ગયા !'

આમ, સૌના સહિયારા પુરુષાર્થને કારણે સમયસર તૈયાર થયેલી રસોઈમાંથી સ્વામીશ્રી પણ એક પૂરણપોળી જમ્યા અને મહંત સ્વામીને પાંચ પીરસી! તદુપરાંત પોતાની કોરી પૂરણપોળીમાંથીયે ઘી ચોપડાવીને તેઓને અપાવી. કોઠારી સ્વામીને પણ સાતેક પૂરણપોળી પીરસ્યા બાદ સૌ સંતોનીયે પંગત પોતાની સામે જ પડાવી સ્વામીશ્રીએ વરસાદનો વિધિવત્ સંકલ્પ કરાવ્યો. તે પછી 'હવે વારાફરતી બધા જમવા માંડો...' કહી ભોજન શરૂ કરાવ્યું. આ સમયે સંતોએ જમતાં-જમતાં શ્લોકગાનની રમઝટ બોલાવી.

આ રીતે સ્વામીશ્રીના સંકલ્પે થયેલા અલૌકિક ભોજનસત્રથી ઇન્દ્રને ખેંચાઈને આવવું પડ્યું હોય તેમ, આજની સાંજે જ થયેલી વૃષ્ટિમાં સ્નાન કરીને સ્વામીશ્રીએ સૌને સ્મૃતિભીના કર્યા. સાયંભ્રમણ પણ તેઓએ વરસાદનાં બિંદુઓ ઝીલતાં-ઝીલતાં જ કર્યું.

## આ તો તળ રહે ત્યાં સુધીની વાત છે

તા. ૨૦/૭ની સવારે સ્વામીશ્રીનું સ્વાસ્થ્ય કથળ્યું હોવા છતાં તેઓએ નિત્યક્રમથી પરવારી મુમુક્ષુઓને મુલાકાતો આપી. તે પૂરી થયે સામે ઊભેલા યુવક નિમિષે કહ્યું : 'બાપા ! ગુરુપૂનમે આપને ૧૨૦ વર્ષ સુધી રહેવાની વાત થઈ, તો તે મુજબ આપ રહો, જેથી અમને સેવા કરવાની વધુ તક મળે.'

'અહીં આપણે આમેય કરવાનું શું છે? ભક્તિ કરીને ધામમાં જવાનું છે. એ તો જેટલું જલદી જવાય તેટલું સારું છે.'

'પણ એમાં અમારું શું થાય? અમારા માટેય તમારે રહેવું પડે ને !'

'તોય દેહ તો નાશવંત છે જ ને !'

'એ તો અમારો. તમારો નહીં.'

'તમારેય મૂર્તિ જીવમાં પેસી ગઈ એટલે કાયમ થઈ ગયું. ૧૨૦ વર્ષની શું, આ તો કાયમની વાત છે. આપણે મહારાજને પરોક્ષ ક્યાં માનીએ છીએ? એ દેહ તો પડતો જ નથી ને ! પછી આ ૧૨૦ વર્ષની વાત ક્યાં રહી? આ તો (પૃથ્વીનું) તળ રહે ત્યાં સુધીની વાત છે.'

સ્વામીશ્રીના મુખેથી સરી પડેલી ગુણાતીત પરંપરાની આ ચિરંજીવિતા સાંભળી ખુશ થતાં પેલા યુવકે આગળ કહ્યું : 'એક બીજી વાત બાપા ! સન ૧૯૮૮ની વિદેશયાત્રા વખતે મને એમ હતું કે (અમેરિકન રાષ્ટ્રપ્રમુખ) રેગન

આપને બોલાવશે. પરંતુ હવે આવતીફેર (સન ૧૯૯૦ની વિદેશયાત્રા વખતે) રાષ્ટ્રપ્રમુખ બુશ બોલાવે એવું તો કરી નાંખજો.'

'એ બધું તો ભગવાનની ઇચ્છાથી બને છે. એ તો થાય કે ન થાય, તોય જે છે એ સર્વોપરી વાત છે જ. કોઈ માને કે બોલાવે એટલે જ સર્વોપરી છે એવું નથી. ભગવાનની ઇચ્છા હોય ને આખી દુનિયામાં સત્સંગ થાઓ કે મટી જાઓ, એની સાથે કોઈ સંબંધ નથી. આપણા માટે તો મળ્યા એ શ્રેષ્ઠ જ છે. રેગન મળે કે ન મળે એની ચિંતા ન કરવી. એ મળે તો જ આપણી મોટાઈ છે ?'

'...પણ બાપા ! એવા મોટા કોઈ બોલાવે તો દુનિયા પણ જાણે ને !'

'આપણે જાણ્યું એટલે દુનિયાએ જાણી લીધું. તું દૃઢતા રાખ, એમાં બધું આવી ગયું.' સ્વામીશ્રીએ કહ્યું.

દુનિયાના બગીચામાં પાંગરેલા પારિજાતને કોઈ પારખે કે ન પારખે, તેથી તેની સુગંધમાં શું ફર્ક પડશે ? દરિયામાં દટાયેલા કિંમતી મોતીને બહાર કાઢનારો કોઈ મરજીવો મળે કે ન મળે, તેથી તેની શુદ્ધિમાં શું ફેર પડશે ? કોઈ રત્નને ઝવેરી હાથમાં લે કે ન લે, તેથી તેના ઝળહળાટમાં શું ઝાંખપ આવશે ? એ તો જે તેને જાણે તે તેને માણે. માટે 'આપણને મળેલો સત્પુરુષનો લાભ આપણે લૂંટી લેવો' એ હાર્દ સ્વામીશ્રીએ સમજાવી દીધું. ફૂલનો રસ ચાખતી મધમાખી બીજા એ રસ લે છે કે નહીં તે જોવા ક્યાં જાય છે ?

## વાતનો તાવ !

તા. ૨૧/૭ના રોજ સ્વામીશ્રીના સ્વાસ્થ્યમાં શિથિલતા વધેલી. શરીરનું ઉષ્ણતામાન ઊંચું ચઢેલું. દિવસમાં પાંચેક વાર શૌચ-સ્નાન માટે જવાનું પણ થતાં ડૉક્ટરોએ આવીને તેઓને તપાસ્યા. આવી પરિસ્થિતિમાં સ્વામીશ્રીને રાત્રિભોજનની ઇચ્છા નહોતી, પણ ઔષધ માટેય અલ્પ આહાર લેવો જરૂરી હોવાથી તેઓ સૂક્ષ્મ જમી રહેલા.

આ સમયે સામે બેઠેલા સંતોએ હળવી વાત ઉપાડતાં કહ્યું : 'સ્વામી ! આપે યોગી શતાબ્દી ખેડા જિલ્લામાં ન ફાળવી તો કાંઈ નહીં, પણ આપનો અમૃત મહોત્સવ તો ખેડા જિલ્લામાં જ રાખવો પડશે.'

પોતાના આ પક્ષને સબળ બનાવતાં તેઓએ વિવિધ તર્ક પણ રજૂ કર્યાં. પરંતુ આ વાતને હાસ્યના હડસેલાથી ઠેલતાં સ્વામીશ્રી બોલ્યા : 'ગામમાં કોઈ

પૂછે નહીં ને પટેલને ત્યાં ઊનાં પાણી. હજી એની (અમૃત મહોત્સવની) કોઈ વાત ચાલી નથી ને અત્યારથી બધા પ્લાનની શી જરૂર ?'

'આ તો ઍડવાન્સ બુકિંગની વાત છે.'

'અત્યારે બુક થયેલો છે એની વાત કરો ને ! આપણે વર્તમાનમાં સુખી રહેવું, ભૂતકાળ કે ભવિષ્યની વાત જ ન કરવી.' આમ કહેતાં સ્વામીશ્રીએ ઘણી રમૂજ કરાવી.

પોતાની માંદગીથી વાતાવરણ ગંભીર ન બની જાય તેનો તેઓ જ ખૂબ ખટકો રાખતા. તેથી હાસ્ય-વિનોદ સાથે ભોજન પૂરું કર્યા બાદ તેઓએ થોડી વાર પત્રલેખન કર્યું ત્યાં જ શૌચ-સ્નાન માટે જવું પડ્યું. આ દેહક્રિયાથી પરવારી તેઓ પલંગ પર પોઢ્યા ત્યારે થર્મોમીટરથી તાવ માપતાં તે પણ વધેલો માલૂમ પડ્યો.

આ જાણી વધુ ખીલતા હોય તેમ સ્વામીશ્રીએ સામે ઊભેલા સંતોને કહ્યું : 'તમે આ અમૃત મહોત્સવની વાત કરી એમાં તાવ ચઢી ગયો, તો એ થશે ત્યારે તો શું થશે ? મહારાજે કહ્યું છે ને કે 'નિરાકારની વાતો સાંભળીને ફેંટો શિથિલ થઈ ગયો,' એવું થયું ! પાછું ના'વાનું થઈ ગયું.' આમ, ગમ્મત કરતાં-કરાવતાં સ્વામીશ્રી પોઢી ગયા.

પરંતુ રાત્રે તબિયત વધુ વણસતાં તેઓએ આખી રાત જાગીને જ પસાર કરી. ઝાડા રોકવાની ગોળીની પણ ઊલટી થઈ ગઈ. છતાં તા. ૨૨/૭ની સવારે સ્વામીશ્રીએ હરિભક્તોને દર્શન થાય તે હેતુસર સભામંડપમાં જઈને જ પ્રાતઃપૂજા કરી. વળી, આજે રોજ કરતાં માળા પણ વધુ ફેરવી !

## કોઈથી ન પરાભવ પામે

માંદગી હોવા છતાં સ્વામીશ્રી પાસે ધીમી ધારે ચાલતી રહેલી મુલાકાતોના ક્રમમાં તા. ૨૨/૭ના રોજ મુંબઈવાસી હરિભક્ત શ્રી દિલીપભાઈ પટેલ સાથે નારાયણભાઈ પંચમતિયા પણ આવી પહોંચ્યા. આ નવાગંતુકને અંગત વાતચીત કરવાની હોવાથી તેઓને મળવાની ગોઠવણ છેલ્લે કરેલી. તેથી તેઓ સ્વામીશ્રીથી દસ-પંદર ફૂટના અંતરે બેસી દર્શન કરવા લાગ્યા.

પરંતુ ત્યાં બેઠાં-બેઠાં તંત્રવિદ્યાના જાણકાર આ અતિથિએ સ્વામીશ્રી પર ત્રાટક અજમાવવાની શરૂઆત કરી. જો કે તેઓએ ત્રાટક માટે સ્વામીશ્રી પર જ્યાં આંખો ઠેરાવી ત્યાં જ સ્વામીશ્રીએ તેઓ સામું જોયું. જાણે તેમાં

ઈશારો હતો કે 'આ વિદ્યાનો પ્રયોગ બંધ કરો.'

પરંતુ તેને ન ગણકારતાં પેલા ભાઈએ ફરી ત્રાટક શરૂ કર્યું. જેવી તે પ્રક્રિયા પુનઃ શરૂ થઈ ત્યાં જ સ્વામીશ્રીએ ફરી વાર તે તાંત્રિક સામું વેધક નજરે જોયું. તોય સ્વામીશ્રીની આ સૂચક દૃષ્ટિને અવગણી પેલા ગુણભાવીએ ત્રાટકવિદ્યા ચાલુ રાખી. પરંતુ તે વખતે અચાનક આ મુરબ્બી હલબલી ઊઠ્યા.

તેઓની આ ધ્રુજારી જોઈ બાજુમાં બેઠેલા શ્રી દિલીપભાઈએ પૂછ્યું: 'શું થયું? કેમ હચમચી ગયા?' ત્યારે 'કાંઈ નહીં' કહેતાં તેઓએ કશો ફોડ ન પાડ્યો.

થોડી વારે સ્વામીશ્રી સાથે મુલાકાતનો મેળ પડતાં પેલા આગંતુકે વાતચીત કરી. તે પછી તેઓ વિદાય થયા.

પરંતુ મુંબઈ પહોંચતાં જ આ ગુણભાવીએ તિલક-ચાંદલા સહિત નિત્યપૂજા શરૂ કરવાનો નિર્ધાર જણાવ્યો. તેથી દિલીપભાઈને ઘણું આશ્ચર્ય થયું. ત્યારે એ વ્યક્તિએ રહસ્ય પ્રગટ કરતાં કહ્યું: 'બોચાસણમાં મેં સ્વામીશ્રી પર ત્રાટકવિદ્યા અજમાવવી શરૂ કરેલી. તેમ કરતાં તેઓએ મને દૃષ્ટિ દ્વારા બે વાર વાર્યો. છતાં મેં નમતું ન જોખતાં અભિચાર પ્રયોગ શરૂ રાખ્યો. ત્યારે તેઓએ કરેલી ત્રીજી વારની દૃષ્ટિમાં મને જોરદાર થપાટ વાગી હોય તેમ લાગ્યું. તેથી હું હલબલી ગયો. તે અનુભવથી મને લાગ્યું કે 'આ સંત ખૂબ પ્રતાપી છે.' તેથી હવે હું એમના શરણે રહેવા માંગું છું.'

આ આશ્ચર્યકારી અનુભવ સાંભળનારા સૌને સ્વામીશ્રીના સામર્થ્યનું નવીન દર્શન લાધ્યું.

## સંતો મળ્યા એ જ નોબલ (પ્રાઇઝ)

તા. ૨૩/૭ની સાંજે બોચાસણથી વિદ્યાનગર આવી પહોંચેલા સ્વામીશ્રી અત્રે વરસતા વરસાદમાં બાયોગેસ પ્લાન્ટ, નૂતન કાર્યાલય સંકુલ, સંતનિવાસ વગેરેનાં ઉદ્‌ઘાટન કરી તેઓના નવનિર્મિત ઉતારામાં પધાર્યા. અહીં તેઓ ઓરડામાં બિરાજતાં જ સામે આવેલો ભોજનથાળ જોઈ બોલ્યા: 'બસ! શ્રીપતિમ્ કરી નાંખવું છે?'

'તો આપને કંઈ બીજું કરવું છે?'

'ના, બસ! ભગવાન ભજવા છે. બીજો વિચાર નથી.' સ્વામીશ્રીએ જણાવ્યું.

આમ, પ્રવૃત્તિપરાયણ હોવા છતાં અખંડ પ્રભુપરાયણ રહેતા તેઓ સાથે તા. ૨૪/૭ના રાત્રિભોજન બાદ ગોઠડી માંડી બેસી ગયેલા યુવકોએ કહ્યું: 'બાપા! આપને શાંતિ માટેનું નોબેલ પારિતોષિક મળવું જોઈએ.'

તેમાં સૂર પુરાવતાં કો'ક બોલ્યું: 'હું પણ અત્યાર સુધી એ માટે માળા ફેરવતો, પરંતુ હવે બંધ કરી છે.'

'કેમ બંધ કરી? શ્રદ્ધા ખૂટી ગઈ, કેમ? આ સાજા-માંદા થયા કરે એ શું નોબલ મેળવવાના હતા? એવું થયું, કેમ?' સ્વામીશ્રીએ હસતાં-હસતાં જણાવ્યું.

ત્યારે યુવકોએ પૂછ્યું: 'આ અંગે આપને કેમ લાગે છે?'

'અમારે તો તમે મળ્યા, આ સંતો મળ્યા એ જ નોબલ. એનાથી વધારે શું? આ સંતો આગળ વધીને કેવાં કામ કરશે! લાખો-કરોડોમાં સત્સંગ કરાવશે. સાચું નોબલ સંતો છે.' સ્વામીશ્રી બોલ્યા.

શ્રીજીમહારાજ કારિયાણી પ્રકરણના છઠ્ઠા વચનામૃતમાં કહે છે કે 'ભગવાનના ભક્ત વિના તો અમારે ચૌદ લોકની સંપત્તિ તે ત્રખલા જેવી છે.' આ દર્શન આજે સ્વામીશ્રીમાં પણ થઈ રહ્યું.

## આવરણ એક આડું નવ રહ્યું

વિદ્યાનગરના રોકાણ દરમ્યાન પ્રતિદિનની પ્રાતઃપૂજા અને સાયંસભાના કાર્યક્રમો આણંદના ટાઉન હૉલમાં યોજાયા હોવાથી તા. ૨૯/૭ની સાંજે સ્વામીશ્રી છાત્રાલયમાંથી સભાગૃહમાં જવા નીકળી રહેલા. તે જ વખતે એક બાળકે તેઓને ગુલદસ્તો ભેટ ધર્યો. તે સ્વીકારીને સ્વામીશ્રી પોતાની સ્વાભાવિક પ્રકૃતિ મુજબ તે ગુચ્છ તે છોકરાને પાછો આપવા જતા હતા, પરંતુ અધવચ્ચે જ તેને પાછો ખેંચી લઈ તેઓએ તેમાંથી એક ફૂલ ચૂંટી પેલા છોકરાને આપ્યું અને ગુલગુચ્છ પોતાની સાથે ગાડીમાં લીધો. તેઓની આ ગતિવિધિ સૌ માટે અકળ બની રહી.

પરંતુ એ પુષ્પગુચ્છ સાથે સ્વામીશ્રી જ્યારે ટાઉન હૉલના આંગણે પહોંચ્યા ત્યારે અહીં 'ચરોતરભૂમિ' દૈનિકના લકવાગ્રસ્ત તંત્રી શ્રી બિહારીભાઈ ગાડીમાં જ બેસી તેઓની રાહ જોઈ રહેલા. તે જાણી સ્વામીશ્રી તેઓ પાસે પહોંચ્યા. તેઓનો આ સ્નેહ જોઈ તંત્રીની આંખમાં આંસુ આવી ગયાં. તે વખતે સ્વામીશ્રીએ પોતાની સાથે લીધેલો પેલો ગુલદસ્તો શ્રી બિહારીભાઈને

આશીર્વાદરૂપે આપ્યો. આ સમયે સૌને પુષ્પગુચ્છ સાથે લેવાની તેઓની ક્રિયાનો મર્મ પકડાયો.

*'આવરણ એક આડું નવ રહ્યું...'*ની રીતે જગતને જોતાં સ્વામીશ્રીથી કશું જ અજાણ્યું નહોતું.

આ સામર્થ્ય સાથે વિચરતા તેઓના સાંનિધ્યમાં વિદ્યાનગર મુકામે તા. ૩૧/૭ની સવારે 'પ્રમુખસ્વામી ઇન્સ્ટિટ્યૂટ ઑફ ઈલેક્ટ્રોનિક્સ સાયન્સ'ના સંકુલનું ઉદ્‌ઘાટન થવાનું હતું. તે નિમિત્તે કેમિસ્ટ્રી ઑડિટોરિયમમાં યોજાયેલી સભામાં ગવર્નર શ્રી આર. કે. ત્રિવેદીએ જણાવ્યું: 'પૂજ્ય પ્રમુખસ્વામી ટેક્નોલોજી અને અધ્યાત્મની સમાંતર પ્રગતિમાં માને છે. આ ઇન્સ્ટિટ્યૂટમાં ધર્મ અને વિજ્ઞાનનો સમન્વય થયો છે. આનાથી સુંદર પ્રસંગ મારા માટે બીજો કોઈ નથી.'

આ અહોભાવ વ્યક્ત કરી તેઓ સહિત સૌ હવે નવનિર્મિત ઇન્સ્ટિટ્યૂટના ભવનમાં પહોંચવા નીકળ્યા. તે વખતે રાજ્યપાલે સ્વામીશ્રીને પ્રેમાગ્રહપૂર્વક પોતાની ગાડીમાં બેસાડ્યા. તે માટે તેઓ પોતાના વિશેષાધિકારનો ભંગ કરીને ગાડીચાલકની બાજુમાં બેઠા. ગવર્નરની આ અણધારી ચેષ્ટાથી તેઓના સચિવો મીઠી મૂંઝવણમાં પડી ગયા, પણ તેઓને એટલો તો ખ્યાલ આવી ગયો કે તળિયેથી ટોચ સુધીની વ્યક્તિઓનાં હૃદયમાં સ્વામીશ્રીએ આગવું સ્થાન મેળવી લીધું છે.

## માળા તો મહારાજની જ ફેરવાય

તા. ૩૧/૭ની સાંજે વિદ્યાનગરથી નીકળેલા સ્વામીશ્રી આણંદ, બાકરોલ, બારેજા અને અસલાલીને પાવન કરતાં અમદાવાદ આવી પહોંચ્યા.

અત્રે તેઓ સમક્ષ તા. ૩/૮ની સવારે અલ્પાહાર દરમ્યાન અમેરિકાના શિબિરાર્થી બાળકોએ મોકલેલા પત્રો વંચાવા માંડ્યા. તેમાં એક લખાણ આમ આવ્યું કે – *'સ્વામીબાપા ! મારે તો આપના નામની માળા રોજ પંદર મિનિટ ફેરવવી છે.'*

આ સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'એને લખજો કે માળા તો મહારાજની જ ફેરવાય. (ગુરુને) યાદ કરવા એ બરાબર છે.'

બાળકે તો જે ભાવથી લખ્યું હોય તે, પણ સ્વામીશ્રીએ પોતાનો સેવક-ભાવ સ્પષ્ટ કરી દીધો.

એ જ રીતે તા. ૭/૮ની બપોરે વિશ્વ હિંદુ પરિષદના એક પ્રાસંગિક કાર્યક્રમ નિમિત્તે તેઓએ ગૌરક્ષા વિષયક પણ સ્પષ્ટતાપૂર્વક વાત કરતાં કહ્યું :

'ગાયોનો વધ ન થવો જોઈએ તે ખૂબ અગત્યની વસ્તુ છે. એના થકી હિંદુ સંસ્કૃતિનું રક્ષણ અને સંવર્ધન થયેલું છે. આપણો દેશ ખેતીપ્રધાન છે. તે ખેતી બળદો દ્વારા થાય છે. તે બળદો ગાય આપે છે. તેથી પૈસા માટે તેને વેચી દઈ કતલખાને મોકલવી યોગ્ય નથી. હિંસાથી પ્રાપ્ત થયેલા પૈસા કોઈને સુખી કરી શકે નહીં. માટે દેશનેતાઓએ પણ આ અંગે ખાસ વિચાર કરવો જોઈએ. જે કતલખાનાં છે તે બંધ થવાં જોઈએ.'

સંસ્કૃતિના જતન સંબંધી આટલો સંદેશ આપી સેવાકાર્યોમાં પરોવાયેલા સ્વામીશ્રીને તા. ૮/૮ના રાત્રિભોજન બાદ ત્રીસેક મુલાકાતીઓની મુશ્કેલીઓ હલ કરવામાં પોણા અગિયાર વાગી ગયા. છતાં આ સમયે તેઓએ વ્યવસ્થાપકોને પૂછ્યું : 'છે કોઈ હવે ?'

'હા, હજી બીજા પચીસ જણા બાકી છે.' વિશ્વવિહારીદાસ સ્વામી બોલ્યા.

અલબત્ત, આ બોલ ગમ્મતના જ હતા, પરંતુ તે સાંભળી સ્વામીશ્રીએ કહ્યું : 'પચીસ શું, સો આવે તોય બીતા નથી. કોણ પુરુષ સેવ્યા છે !'

તેઓના આ શબ્દોમાં અવર્ણનીય કેફ હતો. ગુરુપ્રતાપે કોઈ પણ પરિસ્થિતિને પહોંચી વળવાની ત્રેવડનો ટંકાર હતો. સતત ચાર-ચાર દાયકા સુધી લેશ કંટાળ્યા વગર, લાખો લોકોને મળતા રહેવાની તેઓની શ્રદ્ધાનું એક રહસ્ય આજે છતું થયું !

## સમર્પણની સરિતા

આ અરસામાં યોગી શતાબ્દી મહોત્સવનાં પડઘમ વિશેષ જોરથી ગાજવા માંડેલાં. આ ઉત્સવની આલબેલ પોકારતો 'બ્રહ્મસ્વરૂપ યોગીજી મહારાજ શતાબ્દી મહોત્સવની જય'નો નાદ તથા યોગીજી મહારાજના જીવનમંત્રને ઘૂંટાવતું ધ્યેય ગીત *'ભગવાન સૌનું ભલું કરો...'* પણ ઠેર ઠેર ગુંજતાં થઈ ગયેલાં. તેની સાથે યોગીજી મહારાજની જીવન-ભાવનાઓના સંકલિત સ્વરૂપ સમી યોગીગીતાના પાઠેય ઘરોઘર શરૂ થઈ ચૂકેલા. સ્વામીશ્રી જ્યાં પધારે ત્યાં હરિભક્તો ઉત્સવ-સેવાની સરિતા પણ પુરજોશમાં વહેવડાવી રહેલા.

તેમાં ગાડીઓના કાચ પર પોતું મારી કમાણી રળનારાથી માંડીને

મોટા-મોટા માલેતુજારો ઝંપલાવતા. કો'ક જમીન વેચીને તો કો'ક દાગીના વેચીને, કો'ક ભોજનના એકાદ ટંક જતા કરીને તો કો'ક ભિક્ષા માંગીને રહેવાની તૈયારી સાથે સેવા જમા કરાવતું. કેટલીક મહિલાઓ તો લોકલાજને નેવે મૂકી થીગડાંવાળા સાડલા પહેરીને કે ચશ્માંની ફ્રેમને સૅલોટેપથી સાંધીને ચલાવતી, પણ યોગી શતાબ્દીનો મહિમા સમજી, સ્વામીશ્રીનાં આશીર્વાદ અને પ્રસન્નતા મેળવવા સેવા નોંધાવતી. કેટલાક જીવનભરની બચત ધરી દેતા તો કેટલાક મહિનાઓના પગાર આપી દેતા.

ભક્તોના આ પ્રચંડ સેવાપ્રવાહને રોકવામાં ઘણી વાર તો સ્વામીશ્રીને પરિશ્રમ કરવો પડે. તેઓ દરેકના વ્યવહારને જાણીને જ સેવા કહે. છતાં ઘણી વાર આ બાબતમાં ભક્તો તેઓને હરાવી જાય. તે વખતે સ્વામીશ્રી પણ બોલી ઊઠે: 'આપણને મનમાં એમ થઈ જાય કે 'આમને શું કહેવું?' એમની ભાવના જોઈને મનમાં થઈ આવે કે 'કેવી નિષ્ઠા છે!' જેવો અલૌકિક ઉત્સાહ યોગીબાપાને હતો એવો આ બધામાં દેખાય છે. આપણે 'ના' પાડીએ તો પાછળ જઈને જાતે લખાવી આવે છે.'

આમ, સંસ્થાના ખૂણે-ખૂણે સમર્પણની સરિતાનો આવો ઘુઘવાટ સંભળાઈ રહ્યો.

## રામશિલાના પ્રથમ પૂજક

આ સમયે અયોધ્યા ખાતે રામ મંદિરના નિર્માણની પ્રક્રિયાને વેગ આપવા સમગ્ર દેશમાં રામશિલાના પૂજનનો કાર્યક્રમ યોજાયેલો. તે અનુસાર ગુજરાતમાં સંપન્ન થનારા પૂજનવિધિનો પ્રારંભ સ્વામીશ્રીના વરદહસ્તે કરાવવા વિશ્વ હિંદુ પરિષદના અગ્રણીઓ તા. ૧૬/૮ની સાંજે આપણા મંદિરે આવી પહોંચ્યા.

અહીં સ્વામીશ્રીના નિવાસસ્થાને ગોઠવાયેલા આ આયોજનમાં તેઓને બેસવા માટે સોફો તૈયાર રખાયેલો, પરંતુ સ્વામીશ્રીએ પોતાનું આસન જમીન પર લેવડાવતાં તેઓની સમક્ષ બાજોઠ પર રામશિલા, સંભવિત મંદિરની પ્રતિમા તથા પૂજોપચાર વગેરે પધરાવવામાં આવ્યાં. એ પૂજાપા દ્વારા વૈદિક વિધિને અનુસરતાં સ્વામીશ્રી વીસેક મિનિટ સુધી પૂજન-પ્રક્રિયા કરતા રહ્યા.

અંતે આ પ્રસંગે ઉપસ્થિત પરિષદના અગ્રણીઓને ચાંદલા કરી આશીર્વાદ આપતાં તેઓએ કહ્યું: 'આજે બળેવનો દિવસ છે, સારી રીતે પૂજન

થયું છે. આજે પ્રાર્થના કરીએ કે રામશિલા અયોધ્યામાં બેસે અને લાખો વર્ષ સુધી કોઈ એને ઉખાડી ન શકે. લાખોનું એ દ્વારા કલ્યાણ થાય એ માટે ધૂન કરી લઈએ.'

આમ કહી ધૂનગાનમાં પરોવાયેલા સ્વામીશ્રી થોડી વારે બોલ્યા: 'જ્યાં કામ (શરૂ) કર્યું છે ત્યાં કોઈ વિઘ્ન ન આવે, બધાની બુદ્ધિ સારી રહે તે માટે ધૂન કરો.' વળી, જણાવ્યું: 'ભગવાન સ્વામિનારાયણ પણ અયોધ્યા પાસેના જ છે તો એમને પણ પ્રાર્થના કરીએ કે સૌને બળ, શક્તિ આપે. આમાં ભગવાન જરૂર ભળશે. ભગવાન બધી રીતે મુશ્કેલી દૂર કરશે.'

જે શ્રદ્ધા અને વિશ્વાસથી સ્વામીશ્રી આજે બોલી રહેલા તે જોઈ સૌને મંદિરના નિર્વિઘ્ન નિર્માણનો ભરોસો બેસી ગયો. આશીર્વાદનાં આ અમીસિંચન સાથે આયોજકોને રામશિલા અર્પણ કરનારા સ્વામીશ્રીએ આ અવસરે મંદિર-નિર્માણ માટે સંસ્થા વતી આર્થિક અનુદાન પણ અપાવ્યું.

આમ, રામ મંદિરના નિર્માણકાર્યને એક મજબૂત આધાર આપી તેઓ તા. ૧૭/૮ની રાત્રે અટલાદરા આવી પહોંચ્યા.

## સૌને અક્ષરમુક્ત બનાવવા છે

તા. ૧૮/૮ની બપોરે ભોજન દરમ્યાન વંચાઈ રહેલા યોગીજી મહારાજના જીવનચરિત્રમાં આવેલી વાતોના આધારે સ્વામીશ્રી સામે બેઠેલા સંતો-યુવકોને ઉદ્દેશી બોલ્યા:

'આપણે આપણો અવગુણ લેવો. બીજાનું ભગવાન પર છોડવું. એ ન કરે તો આપણે શું? એનું ભગવાન જોશે. આપણે તો રસ્તા બંધ. તો શાંતિ રહેશે. આપણો સ્વભાવ હોય તો ટાળવો. આપણે મનમાં ગોઠવી રાખ્યું હોય કે 'આ ફાવશે;' પણ સત્પુરુષ મનનું તોડે તોય રાજીપે સેવા કરવી, દેહને ભીડો દેવો. નીચે સૂવું. કંતાનની આજ્ઞા તો નથી કરતા પણ ગોદડી પર સૂઈ જવું. ઓશીકા વગર ચલાવવું. ટેવ પાડવી. ન મળે તો ભોંયપથારી. તકરાર ન કરવી. માગ દઈ દેવો.

જે વખતે જે મળે એનાથી નિર્વાહ કરી લેવો. અત્યારે તો ઉમંગ છે પણ પછી મોળું ન પડવું જોઈએ. એવો પાઠ શીખી લેવો તે વાંધો જ ન આવે. જડતા કાઢવી. 'હું ને મારું' મનાયું છે એ જડતા છે. એને તિલાંજલિ આપવી. શબ્દ લાગે નહીં તો જ્ઞાનતંતુ ખીલે. પછી ચોવીસ કલાક આનંદ-આનંદ.

જ્યારે ઊઠો, બોલો ત્યારે ઉમંગ ને ઉમંગ. ઊતરેલી કઢી જેવું મોઢું રહે જ નહીં. કોઈ બોલી જાય તોય સેવા, સેવા ને સેવા.'

સેવાની આ સરગમ સ્વામીશ્રીએ તા. ૨૦/૮ની રાત્રે યોજાયેલી વડોદરાના કાર્યકર્તાઓની સભામાં પણ રેલાવી. આગામી વર્ષે આવી રહેલા યુવા અધિવેશન અને યોગી શતાબ્દી નિમિત્તે સેવા કરવા થનગની રહેલા આ કાર્યકરોને સંબોધતાં સ્વામીશ્રીએ કહ્યું :

'આ સેવામાં આપણે કોઈના ઉપર ઉપકાર કરતા નથી. આ તો યોગીબાપાએ જે ઉપકાર કર્યો છે એ ઋણ ચૂકવવાનું છે. એમણે આપણને શરણે ન લીધા હોત તો આજે આપણે ક્યાંય રખડતા હોત! તો આપણે એમના માટે શું ન થાય? એમણે ૮૦ વર્ષ સુધી આપણા માટે જ અપમાન વેઠ્યાં છે, પધરામણીઓ કરી છે. એમના ઉત્સવની જે સેવા મળી છે એ આનંદ જીવનમાં ભુલાશે નહીં. આપણાં કષ્ટોમાં એ આનંદ સહાય કરશે. જેટલો વધારે ભીડો આપશે એટલા વધારે સુખિયા થવાશે. આ તો ઘાટ ઘડવાની વાત છે. સૌને અક્ષરમુક્ત બનાવવા છે. માટે ઉત્સાહ રાખીને યોગીબાપાને રાજી કરજો. એ તમને રાજી કરશે.'

## જે રીત જાણે અસલી અનાદિ

તા. ૨૧/૮ના રોજ સ્વામીશ્રીની પ્રાતઃપૂજામાં આવેલા ગુજરાતના મુખ્ય વનસંરક્ષક અધિકારી શ્રી લાખાણીના હાથમાં આપણી સંસ્થાની વૃક્ષારોપણ પ્રવૃત્તિના પરિચયપત્રો હતા. સંસ્થાના વૃક્ષારોપણ અભિયાનમાંથી અન્ય સૌ પ્રેરણા લે તેવા હેતુસર સરકારના વનવિભાગની કચેરીએ તૈયાર કરાવેલાં આ પૅમ્ફલેટ્સનું ઉદ્‌ઘાટન કરનારા સ્વામીશ્રી કૅટલ કૅમ્પની જેમ વૃક્ષારોપણમાં પણ સૌની પ્રેરણામૂર્તિ બની રહ્યા!

એ જ રીતે તેઓ વ્યસનમુક્તિ અભિયાનમાં પણ સૌના પથ-પ્રદર્શક. તેથી આજની સવારે પોલીસ તાલીમ શાળાના સંકુલમાં સૌપ્રથમ વાર યોજાયેલી વ્યસનમુક્તિ શિબિરનો પ્રારંભ કરવા માટે પણ સ્વામીશ્રીને જ બોલાવવામાં આવ્યા.

આ અવસરે હારતોરા દ્વારા સ્વામીશ્રીનું સ્વાગત-સન્માન કર્યાં બાદ તાલીમશાળાના આચાર્ય શ્રી જયવંત વ્યાસે હૃદયોર્મિ વહાવી કે 'જેના પર સમાજ ઈમાન લઈ શકે એવાં કાર્યો કરવાનું અભિયાન પ્રમુખસ્વામી લઈને

બેઠા છે. રાષ્ટ્રના ઘડતરમાં જે રીતે પ્રમુખસ્વામી યોગદાન આપી રહ્યા છે તે અવર્ણનીય છે.'

આ અહોભાવને ઝીલી અમૃતધારા વરસાવનારા સ્વામીશ્રીના પ્રવચનની અસર એવી ઘેરી રહી કે પોલીસ ઇન્સ્પેક્ટર, સબ ઇન્સ્પેક્ટર સહિત વીસેક સુરક્ષાકર્મીઓએ વ્યસન-ત્યાગની પ્રતિજ્ઞાઓ લીધી.

આમ, જ્યાં જાય ત્યાં પરિવર્તનનું મોજું પ્રસરાવી દેતા સ્વામીશ્રીની પ્રાતઃપૂજામાં રહેતી પ્રાસાદિક વસ્તુઓ રાખવા માટે સંતોએ આ અરસામાં ચાંદીની નકશીદાર ડાબલી બનાવી હતી. પરંતુ તા. ૨૪/૮ની સાંજે તેને જોતાં જ સ્વામીશ્રી બોલ્યા: 'આપણે સાધુને ચાંદીનું કશું રખાય જ નહીં. આપણે જે દેશી છે એ સારું છે. આવો મોહ નકામો.'

આટલું કહી તેઓએ ઉમેર્યું: 'મારી પૂજા કે મારા કામમાં કંઈ પણ ફેરફાર કરવો હોય તો પહેલાં મને પૂછવું. પૂછ્યા સિવાય કાંઈ ન કરવું.' આમ જણાવી સ્વામીશ્રીએ આ ડાબલી પોતાની પૂજામાં ન જ રાખવા દીધી.

*'જે રીત જાણે અસલી અનાદિ...'* સમા તેઓની સાધુતાની શૈલી સદા અણિશુદ્ધ રહેલી.

## એક અમર સ્મૃતિ

તા. ૨૪/૮ની રાત્રે જન્માષ્ટમીનો ઉત્સવ ધામધૂમથી ઊજવનારા સ્વામીશ્રી તા. ૨૫/૮ની સવારે પૂજા બાદ વ્યક્તિગત દર્શનનો લાભ આપવા બિરાજ્યા ત્યારે આવી ચડેલા પાંચ વર્ષના અમર બ્રહ્મભટ્ટે મનોરથ ઉચ્ચાર્યો કે 'બાપા! મારે કીર્તન ગાવું છે.'

'એમ! અહીં ઊભો ઊભો ગાઈ લે.'

સ્વામીશ્રીની આમ અનુમતિ મળતાં એ બાળક તો ત્યાં જ ઊભો રહી ભજન લલકારવા લાગ્યો. પરંતુ આસપાસ થઈ રહેલા કોલાહલમાં તેના શબ્દો સાંભળવામાં સ્વામીશ્રીને તકલીફ અનુભવાતાં તેઓએ પેલા બાળકને નજીક ખેંચતાં કહ્યું: 'હવે ગા.'

તે વખતે તેણે શરૂ કરેલા કીર્તન *'ઘનશ્યામ, ઘનશ્યામ, મારી સાથે રમવા...'*માં પંક્તિ આવી: *'દડો ઉછાળશું, કુદરડી ફરશું...'*

તે સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'આ કડી આમ ઊભાં ઊભાં ન ગવાય. ઍક્શન કર.' આમ કહેતાં તેઓએ એ બાળક પાસે અભિનય સહિત કીર્તન

ગવડાવ્યું. છેલ્લે રાજી થતાં પ્રસાદરૂપે સફરજન પણ આપ્યું.

તેથી ફક્ત એ અમરને જ નહીં, પરંતુ આ જોનારા સૌને એક અમર સ્મૃતિ મળી ગઈ. એ સ્મૃતિ હતી – ગજરાજ દ્વારા લેવાયેલી સસલાની દરકારની!

## કર્મ સદા પરમાર્થકરમ્

તા. ૨૫/૮ની સવારે અગિયારેક વાગ્યે સ્વામીશ્રી પર આવેલા ફોનમાં રાજકોટના શ્રી દામજીભાઈ ટાંક કહેવા લાગ્યા: 'બાપા! અહીં જામેલા જન્માષ્ટમીના મેળામાં આપણા યુવકોએ સ્ટૉલ કર્યો છે, પણ હજી ખર્ચો નીકળે એટલી આવક થઈ નથી. જો વરસાદ પડશે તો સરભર નહીં થાય. માટે...'

આટલું સાંભળતાં જ એ બોલનારાનો આશય પામી ગયેલા સ્વામીશ્રીએ જણાવ્યું: 'ભલા માણસ! આપણે આપણો જ લાભ જોઈએ તે બરાબર નહીં. આજે વરસાદની જરૂર બધાને છે. માટે આપણને ભલે નુકસાન થાય, પણ વરસાદ થાય એવી પ્રાર્થના કરજો.'

સ્વામીશ્રીના મુખેથી વર્ષા જેવી જ પરોપકારી ભાવના વરસી પડી. અલબત્ત, એથીયે અધિક, કારણ કે વરસવામાં વરસાદને તો કોઈ જ નુકસાની નથી વેઠવાની. જ્યારે સ્વામીશ્રી તો સ્વયં ખોટ ખાઈને પણ બીજાનું હિત ચિંતવી રહ્યા. તેઓની આ કરુણા જ બીજા દિવસે રાજકોટનું આભ ફાડીને વરસવા માંડતાં અહીં ખૂબ સારો વરસાદ પડ્યો. તેનો સૌથી વધુ આનંદ જો કોઈએ માણ્યો હશે તો તે સ્વામીશ્રી જ હશે!

આવા પરમાર્થી તેઓના વરદહસ્તે તા. ૨૬/૮ની સવારે સયાજી હૉસ્પિટલના મૅડિકલ કૉલેજ ઑડિટોરિયમમાં યોજાયેલી નાગરિક રક્તદાન શિબિરનો મંગલદીપ ઝળહળી ઊઠ્યો.

તેને અનુસરતાં આજની રાત્રિસભામાં દર્શન આપી ઉતારે આવી રહેલા સ્વામીશ્રીને શાસ્ત્રીજી મહારાજના સમકાલીન હરિભક્ત હકા બાપુ વતી ધર્મચરણદાસ સ્વામીએ પૂછ્યું કે 'તેઓ આપની સાથે વિચરણમાં આવવા માંગે છે તો શું કરવું?'

'હા, ભલે ને આવે. હવે તો બધે જ સાથે લેવાના છે.'

આ નિર્ણય સાંભળી પેલા સંત બોલ્યા: 'બાપુ! તમારે તો હવે મુંબઈ સુધીનું પાકું થઈ ગયું.'

'મુંબઈ તો શું, ઠેઠ અક્ષરધામ સુધીનું પાકું. ત્યાં શાસ્ત્રીજી મહારાજની સાથે પહોંચાડવા પડશે ને પાછા.' સ્વામીશ્રીએ સ્પષ્ટતા કરી.

તેમાંથી સૌને *'સંત સમાગમ પરતાપે રે, જાશું બ્રહ્મમો'લ માંહિ આપે રે...'*નું અભયદાન મળી ગયું. આ દાનની લહાણી કરવા જ ઘૂમતા સ્વામીશ્રી તા. ૨૭/૮ની સાંજે અટલાદરાથી ભરૂચ પધાર્યા.

## આપણી પહેલેથી એક જ સ્થિતિ

તા. ૨૭/૮ની રાત્રે ભરૂચમાં ભોજન ગ્રહણ કરી રહેલા સ્વામીશ્રીએ સામે બેઠેલા એક સંતને અચાનક જ પૂછ્યું: 'કેમ ? મૂર્તિનું સુખ આવે છે ને ?'

આટલું પૂછી સ્વામીશ્રી સ્વયં જ બોલ્યા: 'ગમે એવા સંજોગો થાય પણ મન નોખું ન પડે તો જાણવું કે મૂર્તિનું સુખ આવે છે.'

ભગવાનના સુખની આ એક પારાશીશી આપનારા સ્વામીશ્રીને તા. ૨૮/૮ની સાંજે ભરૂચથી કઠોર થઈને સુરત પહોંચવાનું હોવાથી તેઓએ આ દિવસની બપોરે પોતાને વેળાસર જગાડી દેવાની સૂચના આપી દીધી. તે મુજબ નિશ્ચિત સમયે સંતો સ્વામીશ્રીને જગાડવા ગયા, પણ તેઓને નિરાંતે સૂતેલા જોઈ જગાડવામાં કોઈનું મન ન માન્યું. છેવટે 'કેમ ન જગાડ્યો ?' એ ઠપકાની બીકે સાંજે ૪:૪૦ વાગ્યે સ્વામીશ્રીને જગાડતી વખતે નારાયણચરણદાસ સ્વામીએ પૂછ્યું: 'આજે ઘસઘસાટ સૂતા'તા તે કાંઈ સપનું આવેલું કે શું ?'

'હા.' આટલું કહી સપનાની વાત માંડતાં સ્વામીશ્રીએ જણાવ્યું:

''અહીંથી ગાડીમાં સુરત પહોંચ્યા તે વખતે રાતના સાડા આઠ વાગી ગયેલા. ત્યારે યાદ આવ્યું કે 'માળું, કઠોર જવાનું તો રહી જ ગયું !'

એટલે થયું: 'ત્યાં બધા રાહ જોતા હશે તો જઈ આવીએ.'

પણ તમે કહ્યું: 'જમીને જઈએ. પાછા આવતાં બે કલાક થશે.' એમ તમારો વિચાર ન લાગતાં વિવેકસાગર સ્વામી, રામચરણ સ્વામી વગેરેને લઈને અમે ઊપડ્યા.

પણ ડ્રાઈવર જુદો હતો, તે સુરત બહાર નીકળતાં જ તેનાથી એક ડોશીને ગાડી સહેજ અડી ગઈ. તેથી થોડી ધમાલ થઈ પણ બધું શાંતિથી પતી ગયું. પછી હાઇ-વે પર ગયા તો ત્યાં બધે જ ટ્રાફિક જામ હતો. વરસાદથી કાદવ પણ ખૂબ થયો હતો. અજવાળું હતું એટલે અમે ઊતર્યા. કોઈનો હાથ પકડ્યો ન હતો. કાદવ ખૂંદતાં અમે આગળ ચાલ્યા. ગાડી આગળ લાવવાનું

કહેલું તે ઘણું ચાલ્યા પછી ગાડી આવી ગઈ. રસ્તો ચાલુ થઈ ગયો હતો ને તમે ઉઠાડ્યો.''

ભીડો વેઠીનેય ભક્તોને રાજી કરવા એ સ્વામીશ્રીની કેવળ જાગ્રત અવસ્થાની જ જીવનશૈલી નહોતી, સ્વપ્નાવસ્થામાં પણ તેઓની આ જ રીત રહેતી.

તે મુજબ તેઓ આજની સાંજે પ્રત્યક્ષરૂપે કઠોરને પાવન કરતાં રાત્રે નવ વાગ્યે સુરત પધાર્યા.

અહીં રામપુરાની લેઉવા પાટીદાર વાડીમાં પ્રાતઃપૂજા અને સાયંસભાનો લાભ આપવા માંડેલા સ્વામીશ્રી, તા. ૩૦/૮ની રાત્રે મહેન્દ્રભાઈ પટેલના ઘેર ઠાકોરજી જમાડવા બિરાજ્યા.

તે વખતે નીકળેલી કેટલાક અતિ ઉત્સાહી સંતો-ભક્તોની વાતોના સંદર્ભમાં ઘનશ્યામચરણદાસ સ્વામીએ પૂછ્યું કે ''બાપા! આ બધાને જેમ અતિ ઉત્સાહ આવી જાય છે તેમ તમને કોઈ વખત ઝણઝણાટી થઈ આવે કે 'આમ કરી નાંખું, તેમ કરી નાંખું.''

'આપણી પહેલેથી એક જ સ્થિતિ. શાંતિથી કરીએ. ધીરે ધીરે કામ ચાલ્યા કરે.' સ્વામીશ્રી બોલ્યા.

## શ્રીજીનો આ સેવક સાચો

તા. ૨/૯ની સવારે અશ્વિનીકુમાર વિસ્તારમાં એક પધરામણી કરીને સ્વામીશ્રી સૂર્યનારાયણ સિલ્ક મિલમાં પધાર્યા ત્યારે અહીં મિલમાલિકોએ તેઓના સ્વાગતમાં પુષ્પમુકુટ તૈયાર રાખેલો. પરંતુ આ શણગાર પોતાના શિરે સ્થપાવાની કંઈ ગતિવિધિ થાય તે પહેલાં જ સ્વામીશ્રીએ 'લાવો, ઠાકોરજીને ધરાવીએ' કહેતાં જાતે જ તે મુકુટ લઈ ભગવાનની મૂર્તિ આગળ મૂકી દીધો. તેઓની આ ચેષ્ટા જોઈ સૌનાં હૈયાં ગાઈ ઊઠ્યાં : 'શ્રીજીનો આ સેવક સાચો...'

આ સેવકભાવ સાથે આજની બપોરે વરાછાની વલ્લભ સોસાયટીમાં લાભ આપી ઉતારે પરત ફરેલા સ્વામીશ્રીએ તા. ૩/૯ની સવારે સામશ્રાવણી નિમિત્તે યજ્ઞોપવીત બદલી. તે પછી આજની સાંજે સામપુરાને પાવન કરી સાંકરી પધારેલા તેઓએ અહીં તા. ૪/૯ના સુપ્રભાતે ગણેશ ચતુર્થી નિમિત્તે ગણપતિ-પૂજન કર્યું.

તેને અનુસરતાં આવેલી આજની રાત્રિસભામાં અમલસાડી ગામના

આદિવાસી યુવકો દ્વારા રજૂઆત થવાની હતી. તેની જાણ થતાં સ્વામીશ્રી બોલ્યા : 'અમે હમણાં સભામાં આવીએ છીએ.'

ત્યારે એક સંતે મુશ્કેલી જણાવી કે 'સ્વામી ! ત્યાં મચ્છર બહુ છે. એટલે આપ નહીં આવો તો ચાલશે.'

'જાઓ હવે મચ્છરવાળા. જતા રહો અહીંથી. મચ્છર બધાને નહીં નડે ? અમે આવીએ જ છીએ.' આમ કહેતાં સ્વામીશ્રી રાત્રે પોણા દસ વાગ્યે સભામાં આવી બિરાજ્યા. તેઓની આ કૃપાથી અભિભૂત થયેલા આદિવાસી યુવકોએ વર્તમાન ધરાવી સત્સંગ સ્વીકાર્યો.

## જમાડીને ઉપવાસ કન્ટીન્યૂ (ચાલુ)

તા. ૫/૯ની સવારે મંદિરના આંબાવાડિયામાં પ્રાતઃપૂજા કરી ઉતારા તરફ જઈ રહેલા સ્વામીશ્રી રસ્તામાં એક સ્થાનિક રહીશને જોતાં જ બોલ્યા : 'કાલે તમને યાદ કર્યા'તા. કેમ આવ્યા નહીં ?'

'બાપા ! બહાર ગયેલો.'

'અમે અહીં આવીએ ત્યારે તમારે બહાર ન જવું. સુખિયા કરવા છે.'

આમ કહેતાં સ્વામીશ્રીએ તેઓને દારૂનું વ્યસન છોડવા વાત કરી – સાતમી વખત !!

જન-જનના ઉદ્ધારની આવી અસીમ અને અજોડ શ્રદ્ધા સાથે ઘૂમતા સ્વામીશ્રી અલ્પાહારથી પરવાર્યા ત્યારે તેઓ સમક્ષ બરફીની થાળી મૂકવામાં આવી. તે પ્રસાદી તેઓએ સૌ સ્વયંસેવકોને વહેંચી. છતાં પ્રસાદ વધતાં સ્વામીશ્રી 'સંત મહારાજો ! તમેય લાભ લ્યો...' એમ કહેતાં સંતોને પણ બરફી આપવા લાગ્યા.

તે જોઈ આજની સુદ પાંચમની તિથિનો ઉપવાસ કરનારા સંતોએ પૂછ્યું : 'બાપા ! અમારે શું કરવાનું ?'

'ગૃહસ્થને તો પટારા હોય એટલે એ સાચવી શકે. સંતોને તો શું હોય ? એ ક્યાં રાખે ?'

સ્વામીશ્રીના આ માર્મિક વચનમાં ઉપવાસીઓને પણ પ્રસાદ લેવા આવી જવાનો સાદ હતો. તે સાંભળી ઉપવાસી સંતોએ પેટના પટારામાં પ્રસાદ મૂકી દીધો, પરંતુ તે વખતે સ્વામીશ્રીએ કહ્યું : 'બસ ! હવે પાછો ઉપવાસ કન્ટીન્યૂ (ચાલુ) કરો !'

તેઓની આ મધુર સ્મૃતિ દાઢની સાથે દિલમાંયે ચોંટી ગઈ.

## દીનાનાથ દીનપ્રતિપાળ

સાંકરીના રોકાણ દરમ્યાન સ્વામીશ્રીને અહીંના આગેવાન હરિભક્ત શ્રી સોમાભાઈના નોકર લલ્લુની બીમારીના સમાચાર મળતાં તેઓ તા. ૫/૯ની સવારે તેની ખબર-અંતર પૂછવા જઈ પહોંચ્યા. *'દુ:ખી ગરીબની ગમ લેવી, હરિની સહજ પ્રકૃતિ એવી...'* એ શ્રીજીની જેમ સ્વામીશ્રીનો પણ સ્વભાવ.

તે અનુસાર તેઓ જ્યારે લલ્લુને મળ્યા ત્યારે રજાઈથી વીંટળાયેલો તે નોકર મલોખાંના માળા જેવો થઈને ખાટલે પડેલો. હજી તો તે સ્વામીશ્રીને હાથ જોડી વંદન કરે તે પહેલાં તો સ્વામીશ્રીનો વરદહસ્ત તેના રુગ્ણ શરીર પર ફરવા લાગ્યો. તેને આશીર્વાદ આપતાં સ્વામીશ્રી બોલતા ગયા : 'લલ્લુ ! તે સંતોની, મંદિરની, ઠાકોરજીની બહુ સેવા કરી છે. એટલે હવે મહારાજ ધામમાં લઈ જશે. સ્વામિનારાયણ... સ્વામિનારાયણ... ભજન કરવું ને સુખિયા થવું.' આમ કહેતાં તેઓએ એ નોકરને હાર પહેરાવ્યો ! તેઓની આ કરુણાથી ગદ્‌ગદ લલ્લુ તો હાથ જોડી 'બાપા !... બાપા !...' કરતો રહ્યો.

એક ચાકરને અંતવેળાની મૂડી સમું સંભારણું આપી સ્વામીશ્રી નિજનિવાસ તરફ જઈ રહેલા ત્યારે પણ લલ્લુની જ ચિંતા તેઓના મુખેથી સરતી રહી. તેઓ મંદિરના વ્યવસ્થાપકને કહી રહ્યા : 'લલ્લુનું ધ્યાન રાખવું. રોજ ભાળ કાઢવી. જરૂર હોય એ પહોંચાડવું.'

જો કે સંતોને લલ્લુનું ઝાઝું ધ્યાન રાખવું ન પડ્યું. સ્વામીશ્રીના આશીર્વાદ પામ્યાના ત્રીજા જ દિવસે તો તે અક્ષરવાસી થઈ ગયો.

આમ, એક સત્સંગી શેઠના ચાકરને પણ પરમના પંથે ચડાવી સ્વામીશ્રી ઉતારે પધાર્યા ત્યારે અત્રે આજની રાત્રે તેઓને મળવા આવેલા આ પંથકના અગ્રણી સમાજસેવક શ્રી વલ્લભભાઈ અહોભાવ ઉચ્ચારી ગયા કે 'સ્વામીજી ! હું આપને સરદાર પટેલની સાથે સરખાવું છું. આપનું મનોબળ મજબૂત, નિર્ણય કર્યો એ ફરે જ નહીં. આપની આયોજન-શક્તિ ભારે છે. હું આપનો વ્યવસ્થિત અભ્યાસ કરું છું.'

## આપણે એક જ છીએ ને !

તા. ૬/૯ની સાંજે સાંકરીથી નીકળેલા સ્વામીશ્રી ભાટિયા, લીંગડ અને

પલસાણાને લાભ આપતાં નવસારી પહોંચ્યા ત્યારે અત્રે સુમંગલ સોસાયટીના એક બંગલે ઠાકોરજી જમાડવાનું આયોજન હતું. તે નિમિત્તે યજમાન શ્રી મયંકભાઈએ રોશનીથી શણગારેલું મકાન જોઈ સ્વામીશ્રી બોલ્યા :

"રસ્તામાં હતા ત્યારે મેં આ મકાન જોયું. તે વખતે થયું કે 'હશે, કોઈ મહાત્મા આવ્યા હશે એટલે આ શણગાર્યું હશે!' પણ અહીં આવ્યા ત્યારે ખબર પડી કે 'આ તો આપણે જ મહાત્મા છીએ."

આટલી ગમ્મત કરી સ્વામીશ્રીએ કહ્યું : 'અહીં ખાલી જમવાનું જ છે, એમાં આટલો બધો ખર્ચો શું કરી નાંખ્યો ?'

વિરક્તિના આ ભાવ સાથે વિચરતા તેઓ તા. ૭/૯ની સવારે અલ્પાહાર માટે જ્યાં બિરાજ્યા તેની પાર્શ્વભૂમાં સુંદર ભીંતચિત્ર લગાવવામાં આવેલું. તે પિછવાઈમાં આવે એ રીતે સ્વામીશ્રીની એક છબી લેવાની ઇચ્છા યજમાન શ્રી ધીરુભાઈ દેસાઈને. તે પૂર્ણ કરવા અલ્પાહાર બાદ પોતાની ગાદી પર ઊભા થઈ ગયેલા સ્વામીશ્રીએ આ હરિભક્તને પણ કહ્યું : 'તમેય આવો આ બાજુ. ફોટો પડી જાય.'

'પણ બાપા ! આપની ગાદી પર ?'

'આપણે એક જ છીએ ને! ઊભા રહો બાજુમાં.' એ સત્સંગીને પોતાની સમીપમાં ખેંચતાં સ્વામીશ્રી બોલ્યા.

તેઓના આ સાહજિક ઉદ્‌ગારમાંથી *'મને ભજે તે મુજ જેવા રે...'*નો ધ્વનિ પડઘાઈ રહ્યો. શિષ્યો સાથે એકરસ થઈને રહેનારા હતા સ્વામીશ્રી !

## શાંતિનું સરનામું

તા. ૭/૯ની સાંજે ભરૂચના અગ્રણી હરિભક્તોએ આ વર્ષે પોતાના આંગણે ઊજવાનારા સ્વામીશ્રીના જન્મોત્સવની પૂર્વતૈયારીઓ જણાવતાં કહ્યું : 'બાપા ! આ વખતે ચાર ફ્લોટ (રથ) રાખવાનું વિચારેલું, પણ સૌની ઇચ્છા છે કે 'વધારે કરવા.' સારી શોભા લાગે ને !'

'અમારે મન તો તમે આવીને નિયમિત સત્સંગ કરો એ જ શોભા છે.'

'પણ બાપા ! અમારે ધામધૂમથી જયંતી ઊજવવી છે. બધાને એ રીતે જ વાત કરી છે.'

'એકબીજાનો સંપ હોય ને એક રુચિથી કરો તો 'ધામધૂમથી જ ઊજવી છે' એમ અમે માનીએ છીએ.'

સ્વામીશ્રીના પ્રત્યેક ઉદ્‌ગારે લૌકિક શબ્દોના અલૌકિક અર્થો ખૂલતા ચાલ્યા.

આવી જ એક નક્કર વાત તેઓએ તા. ૮/૯ની સાંજે રામજી મંદિરમાં યોજાયેલી સભામાં પણ ઘૂંટાવી કે – 'શાંતિ એ મહત્ત્વની વસ્તુ છે. તે માટે ભગવાનનો આશરો અને નિષ્ઠા જોઈએ. ભૂખ લાગે તો રોટલા ને છાશથી ભૂખ જાય પણ હીરા મૂકો તો ભૂખ જશે? તરસ લાગે તો ગ્લાસ પાણી સામે મૂકવું પડે. તેમ આત્માની શાંતિ માટે ભક્તિ અને સત્સંગ જોઈએ. કથા-વાર્તા, કીર્તન એ જ એનો ખોરાક છે.'

## સ્વામી! આપે તો ચમત્કાર કર્યો!

નવસારીથી બિલિમોરા પહોંચેલા સ્વામીશ્રી અત્રે તા. ૯/૯ની સવારે એમ. સી. સાંસ્કૃતિક ભવનમાં પ્રાતઃપૂજા સંપન્ન કરી સૌને મળવા બિરાજ્યા. તે વખતે આવેલા વલસાડ જિલ્લા નશાબંધી મંડળના પ્રમુખ શ્રી ગોપાળજીભાઈ તો સીધું જ કહેવા લાગ્યા :

'સ્વામી! આપે તો હદ કરી નાંખી! અમારા ગામનાં ૮૦ ઘર ભંગાવ્યાં. મારો ભત્રીજો સુમન કસાઈવાડો ચલાવતો. એને તમે સુધાર્યો એમાં ૮૦ ઘર સુધર્યાં. બલવાડામાં ગાંધીજીના કુટુંબીઓ ત્રણ દિવસ રહેલા. રવિશંકર દાદા, જુગતરામ અને અમે બધા ગામમાંથી દારૂ મુકાવવા માટે મથી-મથીને થાકી ગયા. અરે! ગામ લોકોએ મારા તો બે વાર પગ ભાંગ્યા. કાંઈ અસર ન થઈ ને આપે તો ચમત્કાર કર્યો! અમારા સો હથોડા ને આપનો એક.'

એકશ્વાસે ઉચ્ચારાયેલો આ અહોભાવ સ્વામીશ્રીની આગવી પ્રતિભા ઉપસાવી ગયો, પરંતુ તેથી તદ્દન નિર્લેપ સ્વામીશ્રી આ મુલાકાત બાદ સભાગૃહના સમીપવર્તી સોમનાથ મહાદેવનાં દર્શન કરી તા. ૧૦/૯ની સવારે અમલસાડ અને ગણદેવીને લાભ આપી આવ્યા.

લાભની આ લહાણ સળંગ રાખતાં તેઓ આજની સાંજે આંતલિયા અને ડુંગરીને પાવન કરતાં કુંડી ગામે પધાર્યા – અક્ષરવાસી કાર્યકર શ્રી અજિતભાઈને અંજલિ આપવા.

સમયની કટોકટીમાં આ પધરામણી કરવી અશક્ય હતી. વળી, સ્વામીશ્રી આ ભીડો ન ઉઠાવે તેમ યજમાન પણ ઈચ્છતા હતા. છતાં પ્રેમના પંથે ચાલીને સ્વામીશ્રી આ ઘરના આંગણે જઈ ઊભા રહ્યા ત્યારે અચાનક

થયેલા તેઓના આગમનને કારણે અહીં પૂર્વતૈયારીનો પૂર્ણ અભાવ હતો. તેથી સ્વામીશ્રીને એક સાવ સામાન્ય ખુરશી પર ચાદર નાંખીને બેસવું પડ્યું. પરંતુ તેની તેઓને ક્યાં તમા હતી! તેઓ તો ટાણાં સાચવવામાં માનતા, સગવડ સાચવવામાં નહીં.

એટલે જ અહીં બેસતાં તેઓના મુખેથી શબ્દો સરી પડ્યા: 'અમને એમ કે એ સારો કાર્યકર હતો, સત્સંગ એવો કરતો, તો એમના બાળકોને આપણે મળતા આવીએ.'

સ્વામીશ્રીની આ સ્વજન-શી લાગણીથી ગદ્ગદ થઈ ગયેલા કાર્યકરના પિતાશ્રી બોલી ઊઠ્યા: 'બાપા! આપની બહુ મોટી મહેરબાની. એમ થાય છે કે આપને અહીં જ રોકી રાખું.'

આ જ વખતે મારતે સ્કૂટરે આવી પહોંચેલા કાર્યકરના મોટા ભાઈએ પણ સ્વામીચરણે સાષ્ટાંગ પ્રણિપાત સાથે પડતું મૂકતાં કહ્યું: 'મને ખબર જ હતી કે બાપા અહીં આવ્યા વિના નહીં રહે.'

જેઓના સાંનિધ્યમાં કોઈનેય નિસાસા નાંખવાનો વારો જ ન આવે એવા હતા સ્વામીશ્રી.

## સદ્ગુરુ શુભ કર્ણધાર

કુંડીથી વલસાડ પધારેલા સ્વામીશ્રી તા. ૧૧/૯ના રોજ જળઝીલણી ઉત્સવ ઊજવવા કોસંબાના કાંઠે જઈ પહોંચ્યા ત્યારે અહીં માછીવાડના ધક્કાને સત્સંગી યુવકોએ રંગબેરંગી જાળ ગૂંથીને શણગાર્યો હતો. આ ધક્કેથી નાના મછવામાં બેસી સ્વામીશ્રી મોટરબોટ સુધી જવા નીકળ્યા ત્યારે મોજાંઓને કારણે હાલકડોલક થતા મછવામાં સંતુલન જાળવવા તેઓએ એક પગ મછવાના તળિયાના લાકડાની બે ફાડ વચ્ચે ભીડાવી દીધો. પરંતુ તે પકડની સખ્તાઈને કારણે મોટરબોટ આવતાં સુધી તો પગમાં સારો એવો કાપો પડી ગયો!

તેવા ચરણ સાથે સ્વામીશ્રી મોટરબોટમાં બિરાજ્યા ત્યારે એ બોટની આસપાસ હરિભક્તોથી ઊભરાતા અને વિવિધરંગી ધજાપતાકા વડે શોભતા ૭૦-૮૦ મછવા તરવા લાગ્યા. તેથી કોઈ મઘમઘતા ફૂલની આસપાસ પતંગિયાં મંડરાઈ રહ્યાં હોય તેવી આકર્ષક શોભા બની રહી.

આ રીતે સાગરસપાટી પર વિહરતા સ્વામીશ્રીએ મોટરબોટમાં જ

ઉત્સવ નિમિત્તેની મહાપૂજા સંપન્ન કરી આશીર્વાદ આપ્યા કે 'નાવડામાં બેસીને ઉત્સવ ઊજવવાનો આ પહેલો જ અનુભવ છે. આ ઉત્સવની સ્મૃતિ એ અક્ષરધામનું ભાથું છે. નાવ આપનારા, નાવ ચલાવનારા, નાવમાં કામ કરનારા, આખા ગામનો ભગવાન સ્વામિનારાયણ ઉદ્ધાર કરશે.'

અફાટ સાગર જેવી જ આ કલ્યાણ-ભાવના રેલાવી કિનારે પધારેલા સ્વામીશ્રી ગાડીમાં બિરાજી તીથલના તટે પહોંચ્યા. અત્રે ઠાકોરજીને સમુદ્રસ્નાન કરાવી તેઓએ અહીં મંદિર માટે સંપાદિત થનારી જગ્યાને દૃષ્ટિ વડે પ્રસાદીભૂત કરી.

તેને અનુસરતાં આજની રાત્રે નવી બાવરી ફળિયામાં યોજાયેલી સત્સંગ-સભામાં આશીર્વર્ષા કરતાં સ્વામીશ્રીએ કહ્યું : 'આ એક એવું ફળિયું છે કે જ્યાં ઘણી વખત એકાદશી આવીને ચાલી ગઈ હશે, પણ આજે એકાદશી સુફળ ફળી. આ ફળિયાનાં કોઈ મોટાં ભાગ્ય હશે. અક્ષરધામતુલ્ય થઈ ગયું !'

આ અમૃતધારાએ સૌને એવા ભીંજવ્યા કે ૧,૨૦૦ ટંડેલ ભાઈઓએ શ્રીજીમહારાજનું શરણું સ્વીકારી નવજીવનની શરૂઆત કરી. તેથી સ્વામીશ્રીના મત્સ્યાકાર સિંહાસનની નીચે ચમકતા સોનેરી અક્ષરો *'અમે ભટકંતા જીવ ભવસાગરની વાટ, તમે નાવિક ઉતારજો અક્ષરને ઘાટ...'* એ ખરેખર સાર્થક થઈ રહ્યા.[૪૦]

આ પંક્તિઓની સાર્થકતાને કાર્યકર શ્રી હિંમતભાઈ પટેલ આગવી રીતે અનુભવી રહ્યા, કારણ કે આજની સવારે સમુદ્રમાં ઊંધા વળી ગયેલા એક મછવામાં આ કાર્યકર્તાનો આઠ વર્ષીય પુત્ર મેહુલ પણ હતો. પરંતુ દીકરાના ચિરવિયોગની આ ક્ષણોને સ્વસ્થતાથી પચાવી હિંમતભાઈ ઉત્સવની સેવામાં સંલગ્ન રહેલા. તેઓની આ સમજણને બિરદાવતાં સ્વામીશ્રીએ એ કાર્યકરને ચાર પાનાંનો વિસ્તૃત પત્ર લખી આશ્વાસન અને આશીર્વાદ પાઠવ્યાં.

## આપણે તો જ્યાં જઈએ ત્યાં કથા-વાર્તા

તા. ૧૨/૯ની સવારે વલસાડથી નીકળેલા સ્વામીશ્રી કલવાડાને ધન્ય

---

૪૦. સ્વામીશ્રીએ ઊજવેલા આ જળઝીલણી ઉત્સવની ઝાંખી પામવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઇલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



કરી ઠક્કરવાડા પધાર્યા. અત્રે બપોરથી સાંજ સુધી ધર્મલાભ આપનારા તેઓએ વિદાય લેતી વખતે આ ગામનાં બત્રીસ ઘરોમાં વિશિષ્ટ પધરામણી કરી.

એક લાંબા ફળિયામાં બેય બાજુ હરોળબંધ ઊભેલાં ખોરડાંઓને પાવન કરવા સ્વામીશ્રી ફૂલનો થાળ ભરી ગાડીમાં બિરાજ્યા અને દરેક ઘર આગળ મોટર થોભાવતા ગયા. પ્રત્યેક રોકાણે તેઓ ઘરમાં પધરાવવા માટેનાં ફૂલ સંતોને આપે. તેને સંતો ઘરમાં વેરી આવે અને ઘરના સભ્યો સ્વામીશ્રી પાસે આવીને આશીર્વાદ લઈ જાય.

આ રીતે રાતના અંધારામાં, ક્યાંક-ક્યાંક તો કીચડમાં ફસાતી ગાડી સાથે સૌને રાજી કરી પુનઃ વલસાડ આવેલા સ્વામીશ્રીએ તા. ૧૩/૯ની સવારે કોસંબાના નિર્માણાધીન મંદિરનું ભૂમિપૂજન કર્યું.

ત્યારબાદ વાપી, દમણ અને સેલવાસને પાવન કરતાં તેઓ તા. ૧૪/૯ની બપોરે એક વાગ્યે મુંબઈ આવી પહોંચ્યા.

અહીં સ્વામીશ્રી ઠાકોરજીનાં દર્શન કરી સભામાં પધાર્યા તે સાથે જ તેઓ સમક્ષ મુકાઈ ગયેલું માઇક જોઈ હસતાં-હસતાં સ્વામીશ્રી બોલ્યાઃ 'મોટરમાંથી ઊતર્યા, દર્શન કર્યાં ને પાછી આ નોકરી ચાલુ થઈ ગઈ. ગાડેથી ડમણિયે ને ડમણિયેથી કોશે. થાક જ ખાવા ન દે. આપ સૌનાં દર્શન થયાં ને થાક ઊતરી ગયો. આપણે તો જ્યાં જઈએ ત્યાં કથા-વાર્તા કરવાની છે.'

આ આનંદદાયી કથા-કિલ્લોલ કરાવ્યા બાદ ઉતારે પધારેલા સ્વામીશ્રીએ ભોજન કરીને પોણા બે વાગ્યે વિશ્રામ માટે પલંગ પર બિરાજતાં કહ્યું: 'એક વચનામૃત વાંચી લો.' આ આદેશ સાથે બપોરની કથા શરૂ કરાવનારા તેઓએ ગ્રંથશ્રવણ દરમ્યાન ફેરવવા માટે પોતાના ગળામાંથી માળા કાઢી ત્યારે નજીક બેઠેલા એક સંતને એમ કે 'એ કાઢેલી માળા સ્વામી મને આપશે.'

તેથી તે લેવા તેઓએ લંબાવેલો હાથ જોઈ સ્વામીશ્રી બોલ્યાઃ 'માળા તો ફેરવવા દો! ખાધેલું હક થાય.' વળી, તેઓએ ઉમેર્યું: 'મંદિરમાં જમ્યા એટલે કથામાં માળા લઈને બેસી જ જવું.'

આ સમયે એક મુમુક્ષુને વીરાસનમાં બેઠેલા જોઈ સ્વામીશ્રીએ ટકોર કરી કે 'સભામાં તો પલાંઠી વાળીને બેસાય. બહાદુરીનું કામ હોય ત્યારે વીરાસનમાં બેસવું.'

વિવેકના આસન પર સદા આરૂઢ સ્વામીશ્રીએ આજે આસનનો વિવેક સમજાવી દીધો.

## અધિવેશનનો આલોચ

તા. ૧૬/૯ની સવારે પેઢામાં રહેલું ચોખા જેટલું દાંતનું મૂળિયું કાઢી નાંખવાની શસ્ત્રક્રિયા થઈ હોવા છતાં તા. ૧૭/૯ની સવારે યુવા અધિવેશન માટે થનગની રહેલા ૧,૨૭૫ યુવાનોને સંબોધતાં સ્વામીશ્રીએ જણાવ્યું કે –

'વાદી મોરલી વગાડે ત્યારે જે મણિધર હોય એ ડોલવા માંડે, જ્યારે પઈડવાં હોય એ મંઈ અમથાં-અમથાં અમળાયા કરે. જોગીબાપાના યુવક એટલે મણિધર, એ અમળાય નહીં ને બીજાને અમળાવા દે નહીં. યોગી શતાબ્દીની (આર્થિક) સેવા તો જે અનુકૂળ હોય એ કરજો, ફરજિયાત નથી. પણ તમે તૈયાર થઈને અધિવેશનમાં આવો એ અગત્યની વાત છે.'

આ રીતે સ્વામીશ્રી જ્યાં જતા ત્યાં અધિવેશનની હાકલ મારતા રહેતા. તેય કેવળ જાગ્રત અવસ્થામાં જ નહીં, પરંતુ સ્વપ્નાવસ્થામાં પણ તેઓ યુવાનોને ઢંઢોળવા માંડેલા. તેની પ્રતીતિ કરાવી – તા. ૧૭/૯ના રોજ આવેલા એક પત્રે.

વિદ્યાનગરના છાત્રાલયમાં રહેતા મનીષ જોષીએ લખેલી એ ટપાલમાં વિગત હતી કે *'મને સ્વપ્નમાં આપે ત્રણ વચનામૃત ગોખવાનો આદેશ આપેલો. તેમાંથી મને ગઢડા મધ્ય પ્રકરણનું ૧૬મું યાદ રહ્યું છે. બીજાં બે ભૂલી ગયો છું, તો તે જણાવશો.'*

આ વાંચી સ્વામીશ્રીએ તે યુવકને લખી મોકલ્યું :

*'(ગ.) પ્ર. ૭૬ અને (ગ.) અં.નું ૭મું (વચનામૃત) ગોખજો.'*

## આવો ધર્મ નથી કોઈ ઠામ

તા. ૧૭/૯ની રવિસભાનો પનો કેવળ સભાગૃહ પૂરતો સીમિત ન રહેતાં, અક્ષર ભુવનના ભોંયતળિયાથી માંડીને આ સંકુલના બીજા, ત્રીજા, ચોથા માળ સહિત મંદિર ફરતે રહેલા ખુલ્લા ભાગને પણ આવરીને પથરાયેલો. આવી હકડેઠઠ સભાને સંબોધવા ઊભા થયેલા ભારતીય વિદ્યાભવનના પ્રધાન-અધ્યાપક શ્રી ભાઈશંકર પુરોહિત તાજેતરમાં જ લંડનથી પરત ફરેલા. પોતાના એ પરદેશ-પ્રવાસનો સ્વાનુભવ વાગોળતાં આ પંડિતપ્રવરે કહ્યું :

'મેં જે સાંભળ્યું હતું એના કરતાં અનેકગણો સત્સંગ મેં લંડનમાં જોયો. બિલકુલ સહજ અને નિષ્ઠાભર્યો સત્સંગ. દૃઢ આસ્થા કોને કહેવાય એ ત્યાં

જોવા મળ્યું. પ્રમુખસ્વામીનો ત્યાં જે આદર જોયો તે જોઈ મારું હૃદય ગદ્ગદ થઈ ગયું. ત્યાંનો યુવા વર્ગ પૈસે-ટકે સંપન્ન હોવા છતાં રાત્રે મોડે સુધી મંદિરનું કાર્ય કરવા જાય છે. ડૉક્ટર સ્વામી પણ આવું ઉત્તમ રત્ન છે એનો પરિચય મને ત્યાં થયો. લંડન જેવા શહેરમાં પ્રમુખસ્વામીની અસાધારણ શક્તિનું દર્શન કર્યું. તે જોઈ મારા અંતરાત્મામાં એમ થયું કે સમગ્ર વિશ્વનું કલ્યાણ કરવાની શક્તિ આ ધર્મમાં છે. આ ધર્મની ધુરા પ્રમુખસ્વામી બરાબર વહન કરી રહ્યા છે.'

આ અહોભાવ સાથે કરબદ્ધ થઈ ગયેલા આ વિદ્વાન આજે સ્વામીશ્રીના વરદહસ્તે વર્તમાન ધારણ કરી કંઠીબદ્ધ પણ બન્યા.

વિદેશમાં વિસ્તરેલા ઉજ્જવળ સત્સંગથી અંજાયેલા આવા જ એક શ્રેષ્ઠી શ્રી બળદેવભાઈ ડોસાભાઈ થોડા સમય પૂર્વે સ્વામીશ્રીને અમદાવાદમાં મળેલા. અગ્રણી સમાજસેવકની ખ્યાતિ ધરાવતા તેઓને બાયપાસ સર્જરી કરાવવા માટે હ્યુસ્ટન જવાનું થયેલું. ત્યાંના રોકાણની અનુભૂતિ ઉચ્ચારતાં આ મહાનુભાવે સ્વામીશ્રીને જણાવેલું: 'હ્યુસ્ટનમાં આપની પ્રતિભાનાં દર્શન થયાં. ત્યાં આપનું સ્વામિનારાયણ મંદિર એટલે વસ્તુ જ જુદી. એ મંદિરમાં જે ભક્તિભાવ જોયો તે શબ્દો દ્વારા કહેવો શક્ય નથી. આપના શબ્દને તો ત્યાંના ભક્તો તરત ઊંચકી લે.'

આમ, જ્યાં-જ્યાં સ્વામીશ્રીનો સત્સંગ પ્રવર્તતો ત્યાં-ત્યાં સૌ ગાઈ ઊઠતા: *'ફર્યો છું હું ઘણે પુર ધામ, આવો ધર્મ નથી કોઈ ઠામ...'*

## આવે નાથ તેડવા અંત સમે રે

તા. ૧૮/૯ના રોજ શાસ્ત્રીજી મહારાજના સ્મૃતિપર્વનો સમૈયો ઊજવી સ્વામીશ્રીએ તા. ૨૩/૯ની સાંજે પાંચેક વાગ્યે કોઠારી સ્વામીને કહ્યું: 'આપણે બાલુભાઈને જોવા જવું છે, તો ગાડી તૈયાર કરાવો.'

યોગીજી મહારાજના વખતથી સત્સંગની સેવામાં હોમાયેલા શ્રી બળવંતરાય બ્રહ્મભટ્ટની ગંભીર માંદગીના સમાચાર બે દિવસ પૂર્વે મળ્યા ત્યારથી સ્વામીશ્રીએ જે વિચારી રાખેલું તે તેઓએ આજે પ્રગટ કર્યું.

પરંતુ તે સાંભળી સંતોએ મુશ્કેલી જણાવી: 'બાપા! અત્યારે ટ્રાફિક બહુ હશે.'

'તોય દોઢ કલાકમાં તો પાછા આવી જ જવાશે. આવતીકાલે રવિવાર

છે એટલે મેળ નહીં પડે અને પરમ દિવસે મોડું થઈ જાય. એટલે અત્યારે જ જવું છે.'

સ્વામીશ્રીની આ રુચિ સમજી તાત્કાલિક વ્યવસ્થા ગોઠવાઈ જતાં સૌ અંધેરીની જીવન વિકાસ હૉસ્પિટલે જઈ પહોંચ્યા. પરંતુ ત્યાં એક નવી તકલીફ ઊભી થઈ. દર્દી હતા પાંચમા માળે અને લિફ્ટ હતી બંધ! બીજી લિફ્ટ ફક્ત બીજા માળ સુધી જ જતી હતી. તેથી સ્વામીશ્રી જેવા હૃદયરોગના દર્દીને ૬૮ વર્ષની ઉંમરે ત્રણ માળ ચઢાવવા કેવી રીતે? પરંતુ સ્વામીશ્રી તો દાદરા ચઢીનેય હરિભક્ત પાસે પહોંચવા કૃતનિશ્ચયી હતા. છેવટે બે માળ લિફ્ટ દ્વારા ચઢ્યા બાદ એક માળ સુધી સ્વામીશ્રી ખુરશીમાં બેસીને ગયા, પણ તે વ્યવસ્થામાં અનુકૂળતા ન આવતાં તેઓ છેલ્લા બે માળ સંતોના હાથ પર બેસીને ગયા.

આ રીતે જ્યારે સ્વામીશ્રી પહોંચ્યા ત્યારે દર્દી તો બેભાન અવસ્થામાં હતા. છતાં પ્રતિસાદ મળશે એ ભાવથી સ્વામીશ્રી નજીક જઈ જોરથી બોલ્યા: 'બાલુભાઈ! જય સ્વામિનારાયણ... મહારાજ-સ્વામી, યોગીબાપા આવી ગયા છે.'

પ્રતિભાવની શક્યતા શૂન્ય જ હતી, તોયે તદ્દન અભાન ભક્ત સાથે પણ સીધો સંવાદ સાધતા હોય તેમ સ્વામીશ્રી કહેવા લાગ્યા: 'આપણે મળવાની ઇચ્છા હતી તે મળાઈ ગયું. પ્રાર્થના કરીએ, શાંતિ થઈ જાય. ઠાકોરજી આવી ગયા છે. સુખિયા કરશે.'

આમ કહી આ હરિભક્તને પ્રાસાદિક હાર પહેરાવતાં સ્વામીશ્રીએ સમગ્ર શરીરે હાથ ફેરવ્યો. ધૂન કરતાં-કરતાં તેઓ હૃદયની સ્થિતિ જણાવતા મશીન પર સતત નજર રાખતા રહ્યા. અંતે જાણે પરલોકની ગતિ નિશ્ચિત કરી આપતા હોય તેમ તેઓએ જણાવ્યું: 'જોગીબાપાને સંભારીને 'જય સ્વામિ-નારાયણ' કરજો. રાજી રહેજો.'

સ્વામીશ્રીની આ કૃપા અને કરુણાથી પથારીવશ ભક્તના પુત્રો શ્રી મહેન્દ્રભાઈ તથા હરિકૃષ્ણભાઈ તો ગદ્‌ગદ થઈ ગયા. તેઓને આશીર્વાદ આપી વિદાય લેતી વખતે સ્વામીશ્રીએ ભવિષ્ય ભેદતા હોય તેમ ઉચ્ચાર્યું: 'બાલુભાઈનું આયુષ્ય પૂરું થઈ ગયું છે. મહારાજ, યોગીબાપા આવીને લઈ જશે.'

... અને બન્યું પણ એમ જ! સ્વામીશ્રીના નીકળ્યા બાદ તા. ૨૫/૯ના રોજ તો આ હરિભક્ત અક્ષરવાસી થઈ ગયા. તે વખતે સૌને સ્વામીશ્રીના શબ્દો યાદ આવ્યા: 'પરમ દિવસે મોડું થઈ જાય એટલે અત્યારે જ જવું છે.'

સ્વામીશ્રીની ગણતરીઓ – આ લોકની કે પરલોકની – ખૂબ જ ચોક્કસ રહેતી.

તેથી જ આ ભક્તના અક્ષરવાસની ખબર તેઓના દીકરાએ ફોન દ્વારા આપી ત્યારે સ્વામીશ્રી બોલ્યા : 'એ તો ધામમાં જ બેસી ગયા છે. યોગીબાપાના ઠાકોરજીને લઈને ખાસ અમે જ તેડવા આવ્યા. રૂબરૂ આવ્યા ને લઈ ગયા છીએ એમ માનવું.'

## આપણે બધાના જ દાસ

તા. ૨૪/૯ના રવિવારની સવારે વિવિધ પરાંઓમાંથી એકઠા થયેલા ૧,૧૦૦ બાળકોના કલરવથી મંદિર ગુંજતું હતું. બાળ મંડળની વિશિષ્ટ સભા ભરવા આવેલાં આ બાળપુષ્પોમાં પોતાના આશીર્વાદનું અમી સીંચી સ્વામીશ્રી બપોરે ઠાકોરજી જમાડવા બિરાજ્યા ત્યારે પણ તેઓની સામે ઘણા બાળકો ગોઠવાઈ ગયા. તેમાંના એકે ચાલુ ભોજને જ પૂછ્યું : 'બાપા ! આપ તો આટલા બધા મોટા છો. બધે જ માન મળે. તેમ છતાં આપને અભિમાન કેમ નથી આવતું ?'

'દાસ થયા એને માન શું ને અપમાન શું ?' આમ કહી સ્વામીશ્રી વધુમાં બોલ્યા : 'દુનિયામાં માણસો આપણને ઓછા માને છે ? બધા ભગવાનને માને છે. એમની ભક્તિ કરે છે. આપણે તો સેવક છીએ.'

દાસત્વનો આ દોરો આજની સાયંસભામાં પણ લંબાવતાં સ્વામીશ્રીએ કહ્યું : 'જો દાસના દાસ થઈએ તો કાંઈ વાંધો ન આવે. આપણે બધાના જ દાસ. બધાને કહેવું : 'તમે મોટા.' આપણે તો સેવા જ કરવી છે ને ! પછી મોટપ શેની ? મોટપ મૂકી દઈએ તો સુખ-શાંતિ રહે ને કોઈનો અભાવ પણ ન આવે.'

## ખમી જ ખાવું, બીજી વાત નહીં

તા. ૨૫/૯ના રોજ મીટિંગ-મુલાકાતની મોસમ પુરબહાર ખીલતાં સ્વામીશ્રીનું બપોરનું ભોજન નિયત સમય કરતાં ૪૦ મિનિટ ઠેલાયું. તેથી તેઓ ભોજનકક્ષમાં પધાર્યા ત્યારે દર્શનાર્થી સંતો-ભક્તોથી ઓરડો ભરાઈ ગયેલો. તે સૌને પ્રતીક્ષા કરતા જોઈ સ્વામીશ્રી બોલ્યા : 'આજે વિદ્યાર્થીઓ વહેલા આવી ગયા ને માસ્તર મોડા પડ્યા ! આજે માસ્તરે અંગૂઠા પકડવાના થયા !'

ચાર-ચાર કલાક સુધી સળંગ ચાલેલી ભારેખમ કાર્યવાહી પછીયે તેઓ આટલી પ્રફુલ્લિતતાથી વર્તી શકતા.

આવા હળવાશભર્યા વાતાવરણમાં તેઓનું ભોજન શરૂ થતાં જ વંચાવા માંડેલા યોગીજી મહારાજના જીવનચરિત્રમાં વાત આવી કે ''યુવકો રાત્રે બાંકડા પર સૂઈ રહ્યા. યોગીબાપાને ખબર પડી એટલે રાજી થયા અને કહ્યું : 'નીચે સૂવું. અક્ષરધામનું સુખ આવે.''

આ વિગતના આધારે સ્વામીશ્રીએ પણ અમૃતધારા વહાવી દીધી કે –

''બાપાનું તાન તો જુઓ. આત્મનિષ્ઠા દૃઢ થાય તો કોઈ કહે, વઢે, ધખે, નીચે સૂવાનું મળે, ગમે તે ખાવા મળે તોય દુઃખ ન થાય. વાત જબરી છે સ્વામીની. આપણે અહીં આવી ગયા, પણ હવે દેહાભિમાન દૃઢ ન થતું જાય એ જોવાનું. આત્મનિષ્ઠા દૃઢ હોય તો કોઈ ગોદડું ખેંચી જાય તોય નમી દેવાય. આપણે તો કોઈ મારે કે ગાળ દે તોય પગે લાગવું. દંડવત્ કરવા. સામે કહી ન દેવું. સંતને તો આત્મનિષ્ઠા દૃઢ કરે તો જ સુખ ને શાંતિ. આપણે કો'કની સામા થઈએ, ખોટું વઢીએ, એમાં આપણી સાધુતા જાય. સાધુતા રાખીએ તો મહિમા રહે. મા-બાપ છોડ્યાં તો સ્વભાવ છોડવામાં શું વાંધો છે? કોઈ આપણને બોલી જાય તો કાંઈ કરવાનું જ નહીં, તો અક્ષરધામનું સુખ મળે. શતાબ્દીમાં આવી આત્મનિષ્ઠા દૃઢ થઈ જ જાય. ખમી જ ખાવું, બીજી વાત નહીં. યુવકો ખાલી બાંકડા પર સૂતા એમાં બાપા રાજી થયા, તો સ્વભાવ કાઢો તો કેટલા રાજી થાય! સુખ, સુખ ને સુખના ઢગલા થઈ જાય.''

## અવતારી પુરુષનું અલૌકિક કાર્ય

તા. ૩૦/૯ની સાંજે દર્શન માટે આવેલા પ્રસિદ્ધ ટી. વી. ધારાવાહિક 'રામાયણ'ના સર્જક શ્રી રામાનંદ સાગરે સ્વામીશ્રીને મળતાંવેંત તાજેતરમાં જ પોતે ખેડેલી વિદેશયાત્રા તાજી કરતાં જણાવ્યું : 'मैं लंदन के आपके मंदिर में गया। वहाँ मैंने देखा कि लोग खाली ऊपर से नहीं आते। उनका भक्तिभाव बहुत इम्प्रेसिव (प्रभावक) था।'

આટલું કહેનારા આ વિખ્યાત દિગ્દર્શકને સ્વામીશ્રીની આજની મુલાકાત પણ ઘણી જ પ્રભાવિત કરી ગઈ. આ અનુભૂતિને વ્યક્ત કરતાં તેઓએ સમયાંતરે લખેલું કે –

*'To meet him was a thrilling experience. One can*

*feel the spiritual vibrations radiating from his divine personality. He is an incarnation of love and compassion. No doubt, he is one of those whom we call an Avatari Purush.' – 'તેઓને મળવું એટલે એક રોમાંચક અનુભવ. તેઓના દિવ્ય વ્યક્તિત્વમાંથી પ્રસરતાં આધ્યાત્મિક સ્પંદનો કોઈ પણ અનુભવી શકે. તેઓ પ્રેમ અને કરુણાનું મૂર્તિમાન સ્વરૂપ છે. તેઓને અવતારી પુરુષ પૈકીના એક કહેવામાં કોઈ શંકા નથી.'*

સ્વામીશ્રીનું આવું અવતારી કૃત્ય તા. ૨/૧૦ની સવારે આગવી રીતે ઝળકી ઊઠ્યું.

આ સમયે દર્શને આવેલા એક કુટુંબમાંથી નવ વર્ષીય બાળક ધર્મેશ ચાવડા સિવાય કોઈ સત્સંગી નહોતું. તેમાંય આ બાળકના મામા તો પોતાનો ભાણો બાળસભામાં જાય તેમાં પણ રાજી નહીં. તેઓ ઘણી વાર પોતાની બહેનને ટોણો મારતા રહેતા કે 'આ ધર્મેશને મંદિરમાં શું કામ મોકલે છે? એને અભ્યાસ નથી કરાવવો?'

પરંતુ ઘટનાક્રમ એવો ચાલ્યો કે આ મામા જ આજે પોતાના એ ભાણાને કારણે મંદિરમાં આવી પહોંચ્યા!

વિગત એવી બનેલી કે પાંચ દિવસ પૂર્વે જ આ નવ વર્ષીય બાળકની માતા પરલોક સિધાવી ગયેલાં. ભરયુવાન વયે દુનિયા છોડી ચાલી નીકળેલી દીકરીનો આઘાત ન જીરવાતાં તેઓની માતા પણ ત્રણ દિવસ પહેલાં પ્રયાણ કરી ગયેલાં. ઉપરાછાપરી ઘટેલી આ બે આકસ્મિક અને અમંગળ ઘટનાઓના મારથી સૌ કુટુંબીઓ ભાંગી પડવાને આરે હતા ત્યારે પોતાના પિતા સહિત સૌને ટટ્ટાર રાખેલા પેલા સત્સંગી બાળકે!

તેની જ વાત માંડતાં તેના મામાએ આજે સ્વામીશ્રીને જણાવ્યું: "આ ધર્મેશને લીધે અમારા આખા કુટુંબને ખૂબ જ હિંમત આવી ગઈ, કારણ કે આ નાનકડો છોકરો કે જેને આ ઉંમરે 'મા'ની વધારેમાં વધારે જરૂર હોય, તેણે અમને બધાને કહ્યું: 'મરનારાને શીદ રડો છો, તમે રડનારા નથી રહેવાના... મારી મમ્મી તો અક્ષરધામમાં ગઈ છે.' એટલું જ નહીં, આ બાળકે એની માતાના પાર્થિવ શરીર પાસે બેસી *'હે પરમેશ્વર મંગલદાતા...'* પ્રાર્થના ગાઈ. આ એકદમ નાજુક લાગણીના પ્રસંગે અમને લાગ્યું કે મંદિરમાં જઈને આ બાળકે કેટલી સ્થિરતા પ્રાપ્ત કરી છે! મારાં બાનું અવસાન થયું ત્યારે પણ

આ ભાણાને જોઈને જ અમને બધાને હિંમત આવી.''

એક બિનસત્સંગીનું આ બયાન સ્વામીશ્રીના ક્રાંતદર્શી કાર્યની છડી પોકારી રહ્યું. શિશુના ખોળિયામાં સિદ્ધનું શાણપણ ભરનારા તેઓને સૌ વંદી રહ્યા. આ અહોભાવ વચ્ચે જ પેલા સત્સંગી બાળકના પિતા, મામા, નાના વગેરેએ તો સ્વામીશ્રીના હસ્તે વર્તમાન ધરાવી કંઠી પણ પહેરી.

## આગને બાગમાં ફેરવતું અમૃતજળ

તા. ૩/૧૦ની સવારે લંડનવાસી એક મુમુક્ષુએ પોતાની દુકાન સંબંધી સલાહ મેળવ્યા બાદ દીકરાનાં પુનર્લગ્ન વિશે પૂછ્યું ત્યારે તેઓની પૂર્વાપર સ્થિતિ જાણનારા સ્વામીશ્રીએ વ્યવહારુ ડહાપણ શીખવતાં કહ્યું :

'તમે છોકરી લાવો તેનો વાંધો નહીં, પણ એટલું તો સમજવું કે નવી આવેલી છોકરીને કેવી રીતે સેટ કરવી. તમારાં ઘેરથી અને તમારી બે દીકરીઓ એ બધાંયના સ્વભાવ હોય. નવી છોકરી આવે ત્યારે પોતાની દીકરી માનીને સંપથી કામ ચલાવવું જોઈએ. એને ન આવડે તો શીખવવું જોઈએ. તમે જૂના સ્વભાવ પ્રમાણે ચાલો ને જે આવ્યા હોય એ નવા જમાનાના હોય. માટે પહેલાં તો બેયના સ્વભાવ મેચ (અનુકૂળ) કરવાની જરૂર પડે. એને પ્રેમથી કહો તો એનેય ઉત્સાહ રહે. આ તો લાગણી જેવું જ દેખાડે નહીં. પછી એને ઊભું રહેવાનું મન ક્યાંથી થાય? એને આશ્વાસન કે હૂંફ જેવું તો જોઈએ ને! એટલે આ બધો વિચાર બરાબર કરવો. વર્ષો જાય એમ એકબીજાના સ્વભાવથી સેટ થઈ જાય.'

ઘર-ઘરની આગને બાગમાં ફેરવતું અમૃતજળ સ્વામીશ્રીએ વરસાવી દીધું.

## જ્ઞાન-ધ્યાન કી ગોલી રે દીની

તા. ૪/૧૦ની સાંજે જામેલી દર્શનાર્થીઓની ભીડમાં પણ એક હરિભક્તને જોતાં જ સ્વામીશ્રી બોલ્યા : 'આવો અઢિયા! અઢિયા-ગઢિયા બધા ક્યાં જતા રહ્યા? કેમ દેખાતા નથી?'

'સ્વામી! હું રોજ આવું છું, પણ આપને ક્યાં તકલીફ આપવી?'

'આમાં તકલીફ નથી. તારે રોજ મોઢું બતાવી જવું.' આટલું કહી સ્વામીશ્રીએ બાજુમાં ઊભેલા સંતોને ઉદ્દેશી કહ્યું : 'આ યોગેશના બાપા ચંદ્રકાંત અને એના બાપા મોહનભાઈ. કરાચીમાં શાસ્ત્રીજી મહારાજને તેડાવ્યા

ત્યારે એમણે ખૂબ સેવા કરેલી.'

રોજેરોજ હજારો ચહેરાઓને જોતા સ્વામીશ્રી એક-એક ચહેરાને આટલા ઊંડાણથી નીરખતા-ઓળખતા.

આવા મેધાવી અને મમતાળુ તેઓને મળવા આ જ સમયે આવેલા એક ભાવિક ભૂદેવ શ્રી રમેશભાઈ પોતાના મનમાં ઘૂંટાતા પ્રશ્નો એક કાગળ પર ટપકાવી લાવેલા. તેમાંથી તેઓ કંઈક પૂછે તે પહેલાં સ્વામીશ્રી જ તે કાગળ પોતાના હાથમાં લઈ એક-એક પ્રશ્ન વાંચતા ગયા અને તેના સચોટ ઉત્તરો આપતા ગયા.

આ ક્રમમાં તેઓએ 'ધ્યાન એટલે શું?'નો મૌલિક જવાબ આપ્યો કે 'ભગવાનની મહત્તા અને એમના કાર્યનું ચિંતન (તે ધ્યાન). જે ભગવાન બધે છે એ આપણામાં પણ છે એ વિચાર (તે ધ્યાન).'

આ જ રીતે 'બ્રહ્મજ્ઞાન એટલે શું?'ની પણ સીધી-સરળ સમજ આપતાં સ્વામીશ્રીએ કહ્યું: 'બ્રહ્મ એવા જે સાચા પુરુષ એમના સ્વરૂપને સમજવું (એ બ્રહ્મજ્ઞાન). એમનામાં ભગવાન સાક્ષાત્ બિરાજમાન છે એ સમજણ કરવી (એ બ્રહ્મજ્ઞાન).'

## આપણા માટે નહીં, અમારા માટે

મુંબઈથી તા. ૫/૧૦ની સવારે વિદાય થયેલા સ્વામીશ્રી આજની બપોરે ડૉ. મુકુલભાઈ વ્યાસની વાપી જનરલ હૉસ્પિટલમાં રોકાણ કરી રાત્રે સેલવાસ પહોંચ્યા. અહીંથી તા. ૬/૧૦ની સવારે નીકળેલા તેઓ સરીગામને પાવન કરતાં બપોરે બાર વાગ્યે મધુવનમાં પધાર્યા.

દમણગંગા કેન્દ્રીય જળાશય યોજનાને કારણે બનેલા બંધને લીધે એક રમણીય સ્થળ તરીકે વિકાસ પામેલા આ સ્થાનમાં સંતશિબિરનું આયોજન થયેલું. તે માટે વિવિધ મંદિરોમાંથી આવી રહેલી સંતસરિતાઓ આજે અહીં સ્વામીશ્રીરૂપી સાગરમાં સમાતી રહી.

આ સંતો સાથે સ્વામીશ્રી આજની રાત્રે ઉતારાની અગાશીમાં બિરાજ્યા ત્યારે શિબિરની વ્યવસ્થાલક્ષી સૂચનાઓ આપતાં જ્ઞાનેશ્વરદાસ સ્વામીએ પૂર્વભૂમિકા બાંધી કે 'સ્વામીશ્રીએ કૃપા કરીને આપણા માટે પાંચ દિવસનો સમય ફાળવ્યો છે...'

'આપણા માટે નહીં, અમારા માટે.' સ્વામીશ્રી બોલ્યા.

મોક્ષદાતા હોવા છતાં તેઓ આજીવન મુમુક્ષુ થઈને જ રહેલા. તેથી આ શિબિરના દરેક સત્રમાં સ્વામીશ્રી સમયસર પહોંચી જતા. તે માટે સ્નાન, ભોજન વગેરે ક્રિયાઓ પણ ઉતાવળે કરી લેતા.

આ શિબિરના પ્રથમ સત્રની શરૂઆત સવારે સવા છ વાગ્યાથી થઈ જતી, પરંતુ આ સમય તો સ્વામીશ્રીના પ્રાતઃભ્રમણનો હોવાથી તેઓ સભાગૃહમાં ન આવી શકે. છતાં ભ્રમણ કરતાં-કરતાં તેઓ પ્રવચન સાંભળતા રહેતા. સાયંસત્રમાં ઉપસ્થિત રહેવા માટે તો તેઓએ પોતાનાં આસન, ભ્રમણનાં સમયપત્રક પણ બદલી નાંખ્યાં.

આ વિગતનો ઉલ્લેખ નારાયણમુનિદાસ સ્વામીએ તા. ૭/૧૦ના રોજ જાહેરાતમાં કર્યો ત્યારે સ્વામીશ્રી બોલ્યા: ‘ટાઈમ ટેબલ ફેરવ્યું, પણ હુંય શિબિરમાં જ આવ્યો છું. શિબિરનો લાભ પૂરેપૂરો મળે એવો પ્રયત્ન કરું છું. મનમાં રહે છે કે ‘લાભ લેવો.’ મારે લાભ આપવા કરતાં લાભ લેવા વધારે (તાન) છે.’

સંતોનેય આદેશ દેતાં સ્વામીશ્રીએ આજની સવારે કહેલું: ‘એક પણ સેકન્ડ નકામી ન જવી જોઈએ. સભાનો સમય થાય એની પાંચ મિનિટ પહેલાં આવી જ જવું જોઈએ.’

આમ, સ્વામીશ્રી સહિત સૌના ખપ અને ખટકા સાથે દીપપ્રાગટ્ય દ્વારા સંતશિબિરનો શુભારંભ થઈ ગયો.

તે અંતર્ગત તા. ૭/૧૦ની સવારે કાર્યવાહક ઈજનેરો શ્રી દેગડવાલા, શ્રી એમ. આર. શાહ વગેરેનાં નિમંત્રણથી સ્વામીશ્રી મધુવન બંધ તથા જળાશયને પાવન કરવા પધાર્યા. અત્રે તેઓએ ચાંપ દાબી સાતમા ક્રમાંકનો દરવાજો ઉઘાડતાં સેકન્ડની ૭,૦૦૦ બાલદી ભરાય એટલો જળજથ્થો ધૂધવા રૂપે વહેવા લાગ્યો. તેથી ઊભરાતા સરોવરમાં પુષ્પો પધરાવી આરામગૃહના આંગણે આવેલા સ્વામીશ્રીના હાથે અહીં નીલમ આંબાનો છોડ રોપાયો.

## સુહૃદભાવની સરગમના શાશ્વત સૂર

વૃક્ષારોપણ બાદ શિબિર-સત્રમાં પધારેલા સ્વામીશ્રીએ પ્રાતઃકાળે થયેલા સુહૃદભાવ વિષયક પ્રવચનને જ પુષ્ટિ આપતાં જણાવ્યું કે –

“સંપ-સુહૃદભાવની વાતો મહંત સ્વામીના પ્રવચનમાં ચાલે છે. પણ સંપ રાખવામાં ‘સામો માણસ કેમ ન સાચવે? Why?’ – આ પ્રશ્ન આવ્યો

તો પછી થઈ રહ્યું! 'Why?' એટલે 'હાય!' થાય. પણ સામાની તો ક્યાં આપણે વાત કરવાની છે? આપણી પોતાની વાત કરવાની છે. અંતર્દષ્ટિ આપણી પોતાની કરવાની છે કે 'આપણે સંપ-સુહૃદભાવ-એકતા સાચવવાં છે.' એના માટે આપણે ખમવું પડે, ઘસારો વેઠવો પડે, આપણે મનની વાતો મૂકી દેવી પડે અને અનુકૂળ થવું પડે. ત્યારે આ વસ્તુ થાય છે. આ પ્રમાણે પહેલો પોતાનો દઢાવ થાય તો સંપ-સુહૃદભાવ સચવાય.

આપણે જેની જેની સાથે મિત્રાચારી છે કે હેત છે તો એ ગમે તેવો હોય તો પણ એની સાથે ચલાવીએ છીએ. ત્યારે એવું હેત બધાની સાથે થઈ જાય તો સુહૃદભાવ રહે કે ન રહે? અક્ષર-પુરુષોત્તમ સંસ્થાના સાધુ અગર હરિભક્ત એ આપણા જ છે, જુદા નથી. એમ સમજીને એની સાથે વ્યવહાર કરવાનો છે. કોઈ આગળ વધતું હોય તો આપણે પણ કેમ આગળ વધી શકીએ એવી ગુણગ્રાહક દૃષ્ટિ રાખવી જોઈએ. આ વસ્તુની અંદર યોગીબાપાનું જીવનચરિત્ર પણ બહાર પડ્યું છે. બધા ખૂબ શાંતિથી એનું વાંચન કરજો. એ એક-એક શબ્દ લાખ-લાખ રૂપિયાના છે. એમણે સુહૃદભાવ રહે એ માટે માર ખાધો છે, અપમાન પણ સહન કર્યાં છે, પરંતુ કોઈ દિવસ એમના મોઢામાંથી બીજી વાત નીકળી નથી. વિષ્ટા છે એને ચૂંથવાની ન હોય. એના પર ધૂળ વાળી દેવાની કે દુર્ગંધ મારતી અટકી જાય. અભાવ-અવગુણની વાત એવી છે. એ મૂકી દેવાની."

## આપણે તો શ્રીજીમહારાજનો સાક્ષાત્ સંબંધ છે

તા. ૯/૧૦ની સાંજે શિબિર-સ્થળની સમીપવર્તી દમણગંગાને પાવન કરવા પધારેલા સ્વામીશ્રીએ અત્રે નદીના પથરાળ કિનારેથી થોડે દૂર સમથળ ભાગ પર ધોતિયું બદલી કછોટો માર્યો અને ગોદાવરીની સખી સમી આ સરિતાનાં નિર્મળ જળમાં ઠાકોરજીને સ્નાન કરાવ્યું. તે દરમ્યાન નદીના વહેણની જેમ જ કલ્યાણકારી પ્રાર્થનાઓ પણ તેઓના મુખેથી વહેતી રહી.

તેની વચ્ચે જ સ્વામીશ્રીએ બેય હાથે આંખો ઢાંકી બે વાર જળમાં ડૂબકી મારી. તે વખતે જ તેઓની આગળ-પાછળ થોડે દૂર લીલા રંગના જળસર્પ દેખાયા, તોય તેઓ તો નચિંત થઈને જ્યાં હતા ત્યાં જ ઊભા રહ્યા. બેય સર્પ તેઓનાં ચરણ આગળથી સરકીને પસાર થઈ ગયા.

આ રીતે નિર્ભય થકાં વીસેક મિનિટ સુધી આ જળલીલાનું સુખ આપી

સ્વામીશ્રી કોરાં વસ્ત્રો પરિધાન કરી, કાંઠે આવેલી એક સપાટ શિલા પર બિરાજ્યા. તે સમયે સંધ્યા ખીલી ચૂકેલી. શીતળ પવન વહી રહેલો. ખળખળ વહેતા પાણીના નિનાદ સિવાય વાતાવરણ નીરવ હતું. તેમાં સંતો સાથે ટીમણ કર્યા બાદ સ્વામીશ્રીએ આરતીની મંગલતા ભેળવી. તેને અનુસરતાં અષ્ટકનું ગાન શરૂ થયું ત્યારે એ ખડકાળ ભૂમિ પર તેઓએ દંડવત્ પણ કર્યા. તે પછી અધખીલી ચાંદનીએ સંતોના કંઠે કીર્તન ઊપડ્યું: *'સાંભળ બેની હરિ રીઝ્યાની રીતડી...'*

આ રીતડી સાથે મીઠી વાતડી માંડતાં સ્વામીશ્રી કહેવા લાગ્યા :

''આપણા બહુ મોટાં ભાગ્ય છે. *'ભવ-બ્રહ્માદિકને નિશ્ચે મળતી નથી, પુરુષોત્તમ પાસે બેઠાની જાગ્ય...'* આ બધા કરતાં આપણે ભાગ્યશાળી છીએ. આપણે તો શ્રીજીમહારાજનો સાક્ષાત્ સંબંધ છે. એમાં કંઈ ફેરફાર નથી. આપણે કોઈને આ કહેવા જઈએ તો કોઈનું ઘર જાય કે 'તમે બધી શું વાત કરો છો ?' પણ આ બધી હકીકત વાત છે. બધી જ વસ્તુ યોગીજી મહારાજમાં આપણે આવી ગઈ. ભગવાન શ્રીજીમહારાજ આવી ગયા. અનંત મુક્તો આવી ગયા. ગુણાતીત સ્વામી, ગોપાળાનંદ સ્વામી, બધા અવતારો આવી ગયા. અનંત જાતના મહાત્માઓ પણ આવી ગયા ને બધા શંકર આદિક દેવ-દેવતા પણ આવી ગયા, કારણ કે યોગીજી મહારાજને ભગવાનનો સાક્ષાત્કાર હતો. તેથી તેઓ દ્વારા એ બધાં જ સ્વરૂપો પ્રગટ હતાં. આપણે બીજે ક્યાંય જોવાનું છે નહીં.

શ્રીજીમહારાજે કહ્યું કે 'અમારે વાત કરવી છે ને ટીમણ કરવાં છે તે પછી કરીશું.' આપણે ટીમણ પહેલાં કર્યાં ને પછી વાત સમજ્યા. આ એક આપણા મગજમાં બેસે તો આપણને માન ન આવે ને સહેજે દાસભાવ રહે. જબરજસ્ત વસ્તુ છે પણ આપણને સમજાતું નથી એટલે બીજે ફાંફાં મારવાની વાત રહે ને અધૂરું અધૂરું રહે. કંઈ અધૂરું નથી. હવે તો પૂર્ણકામ થઈ ગયા. પ્રાપ્તિમાં કે લાભમાં કે અક્ષરધામ જવામાં કાંઈ અધૂરું નથી. ગમે ત્યાં હોઈશું તોય મહારાજની સેવામાં બેસાડી દેશે એ હકીકત વસ્તુ છે. એવા બળિયા પુરુષ, સમર્થ પુરુષ મળ્યા છે. એ કંઈ આપણને ભૂલી જતા નથી ને ભૂલવાના પણ નથી.''

## ... તો મારે દુઃખના દા'ડા

દમણગંગાને કાંઠે જ્ઞાનગંગા વહેવડાવી સ્વામીશ્રીએ યોગી શતાબ્દી

યુવા અધિવેશન, અક્ષરધામ વગેરે કાર્યો સફળતાપૂર્વક પૂર્ણ થાય, અત્રે બંધના બાંધકામમાં સામેલ સાહેબો, કડિયા, સુથાર વગેરે તમામનું કલ્યાણ થાય, ભારતમાં સદા નદીઓ વહેતી રહે અને સૌ સુખી થાય તેવા સંકલ્પો સાથે ધૂન આદરી.

તે વખતે કો'ક બોલ્યું : 'સ્વામીબાપાની તબિયત સારી રહે એ પ્રાર્થના...'

આ સાંભળતાં જ સ્વામીશ્રીએ કહ્યું : 'બધાયની તબિયત સારી રહે, મારી એકલાની નહીં. બધાની સારી હશે તો મારી સારી છે. બધાની સારી નહીં હોય તો મારે દુઃખના દા'ડા. હું એકલો શું કરવાનો છું?'

આમ, સૌનું શુભ ચિંતવતા સ્વામીશ્રીએ ધૂન બાદ નદીકિનારાના ખડક પર જ નિત્યક્રમ મુજબ આસન-પ્રાણાયામ શરૂ કરતાં તેઓનો કર્ણમધુર ઓમકાર કણકણમાં વ્યાપી રહ્યો. એ બ્રહ્મનાદથી વાતાવરણને ભરી સ્વામીશ્રી ચાલતાં-ચાલતાં જ આરામગૃહના નિવાસ તરફ જવા નીકળ્યા.

તે વખતે તેઓથી થોડું અંતર જાળવીને ચાલતા સંતો ધૂન બોલાવવા લાગ્યા. આ રીતે બાવીસ મિનિટ સુધી ચાલ્યા બાદ ઢોળાવ આવતાં સ્વામીશ્રી ગાડીમાં બેસવા ગયા ત્યારે કો'કે કહ્યું : 'બાવીસ મિનિટમાં ૨,૩૮૦ પગલાં થયાં.'

'ના, ૨,૫૮૦ થયાં.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓની આ વાત સાચી નીકળી, કારણ કે ગણતરી કરનારી પેલી વ્યક્તિએ સ્વામીશ્રીએ ચાલવાનું શરૂ કર્યા પછી થોડીક ક્ષણો બાદ ડગલાંની ગણના શરૂ કરેલી. શ્વાસોચ્છ્‌વાસે ભજન કરતા સ્વામીશ્રીની લૌકિક ગણતરીઓ પણ ટકોરાબંધ રહેતી.

## પૂર્ણ પરિતોષનો પ્રચંડ પડઘો

તા. ૧૧/૧૦ની બપોરે શિબિરનું સમાપન કરી આજની સાંજે વાપી પધારેલા સ્વામીશ્રી અત્રે શ્રી કમલેશભાઈ પટેલના પાંચેક ફૂટ પહોળા અને પચીસેક ફૂટ લાંબા ઘરમાં સાવ સાદી રજાઈ પર બિરાજી સૌને મળવા લાગ્યા. આ મુલાકાતો બાદ અહીં જ ઠાકોરજી જમાડી તેઓને વલસાડથી રાત્રે બાર વાગ્યે ઊપડતા સૌરાષ્ટ્ર એક્સપ્રેસ દ્વારા અમદાવાદ પહોંચવાનું હતું.

આવા સમયે ચલાના શ્રી બાબુભાઈએ સ્વામીશ્રીને વાત કરી : 'બાપા! ફરી વાર અહીં આવો ત્યારે ખાસ મારે ઘેર પધારજો.'

'ફરી વાર શું કામ? અત્યારે જ આવી જઈએ.' આમ કહેતાં સ્વામીશ્રી એ જ ઘડીએ તે મુમુક્ષુના ઘેર પધરામણી કરવા નીકળી પડ્યા!

આમ, ઘરોઘર ફરી સૌને રાજી કરતા તેઓ ટ્રેન દ્વારા તા. ૧૨/૧૦ની સવારે અમદાવાદ આવી પહોંચ્યા.

અહીં સવારે અલ્પાહાર દરમ્યાન ચાલતી વાતોમાં સંતોએ ભાવના વ્યક્ત કરી કે 'બાપા! આપને શાંતિ માટેનો નોબેલ પુરસ્કાર મળવો જોઈએ.'

'તમે બધા આવ્યા એ અમારે સર્વોપરી નોબલ પ્રાઇઝ. તમે બધા કેટલાયને શાંતિનો સંદેશો પ્રસરાવશો.' આટલું કહી સ્વામીશ્રીએ ઉમેર્યું: 'આપણે તો સાચું કાર્ય કરવું છે. આપણે ક્યાં કોઈને દેખાડવું છે? પેલું તો મળે કે ન મળે, આપણને તો ભગવાન સ્વામિનારાયણ અને શાસ્ત્રીજી મહારાજ તથા યોગીજી મહારાજે આપ્યું છે એ મોટું નોબલ પ્રાઇઝ છે.'

'પણ આવું એક પ્રાઇઝ મળી જાય તો દાખડા વગર બધાને સ્વરૂપ ઓળખાઈ જાય.'

'એ તો મહારાજને ગમતું હોય એમ થાય. આપણે તો *'એક જમતાં બોલિયો શંખ...'* જોગીબાપા રાજી થયા તેમાં દુનિયાનાં બધાં (પ્રાઇઝ) આવી ગયાં.'

સ્વામીશ્રીના શબ્દે-શબ્દે પૂર્ણ પરિતોષનો પ્રચંડ પડઘો સંભળાઈ રહ્યો.

## એનો કોઈ સ્વાદ નહીં તોય બધા ખાય

અમદાવાદથી કડી પધારેલા સ્વામીશ્રી અહીં તા. ૧૨/૧૦ની રાત્રે સરદારનગરમાં સત્સંગ-સભાનો લાભ આપી પોઢવા માટે પલંગ પર બિરાજ્યા ત્યારે તેઓને એક બગાસું આવ્યું. તે સંદર્ભમાં તેઓ બોલ્યા: 'બગાસું એવી વસ્તુ છે ને કે બધા જ ખાય, રાજા હોય કે રંક. એનો કોઈ સ્વાદ નથી આવતો તોય બધા ખાય છે.'

તેઓની આ વાતથી ફૂટી નીકળેલા રમૂજના ઝરણામાં આજનો દિવસ ડૂબ્યો.

તેને અનુસરતાં ઊઘડેલી તા. ૧૩/૧૦ની સવારે સર્વવિદ્યાલય સંકુલમાં 'પ્રમુખસ્વામી સાયન્સ કૉલેજ'નો ખાતવિધિ યોજાયો હતો. જો કે આ નામાભિધાન અંગે નારાજગી વ્યક્ત કરતાં સ્વામીશ્રીએ આજે અલ્પાહાર બાદ વરિષ્ઠ સંતોને કહ્યું: 'આ કૉલેજનું નામ યોગીબાપા ઉપર રાખ્યું હોત તો શું

વાંધો હતો ?'

જ્યારે જ્યારે પોતાના નામ સાથે સંકળાયેલા પ્રકલ્પોનો પ્રારંભ થાય ત્યારે સ્વામીશ્રીનો આ અભિપ્રાય કાયમ રહેતો; પરંતુ અંતે લોકલાગણી સમક્ષ નમતું જોખી તેઓને કમને સંમત થવું પડતું.

એ જ રીતે આજે સર્વવિદ્યાલયમાં પધારેલા સ્વામીશ્રીએ અત્રે પ્રાંગણમાં ઊભેલી આ શૈક્ષણિક સંસ્થાના સ્થાપક શ્રી છગનભાની પ્રતિમાને હાર પહેરાવ્યો. તે પછી આપણી સંસ્થા દ્વારા અપાયેલી ઉદાર સખાવતથી અહીં નિર્માણ પામનારી કૉલેજનું ખાતમુહૂર્ત સ્વામીશ્રીના વરદહસ્તે સંપન્ન થયું. આ પ્રસંગે ઉપસ્થિત થયેલા વિવિધ ક્ષેત્રોના અનેક ધુરંધરોએ સ્વામીશ્રીની આ સમાજસેવાને મુક્ત કંઠે બિરદાવી.

## મનુષ્યભાવના થર આવવા જ ન દેવા

કડીથી ગોંડલ પધારેલા સ્વામીશ્રીનાં કરકમળો દ્વારા અહીં તા. ૧૪/૧૦ના રોજ ૧૪ પાર્ષદોએ ભાગવતી દીક્ષા અને ૧૮ નવયુવાનોએ પાર્ષદી દીક્ષા ગ્રહણ કરતાં આજની અક્ષર જયંતી વિશેષ સ્મરણીય બની રહી.

તેને અનુસરતાં તા. ૧૫/૧૦ની સવારે લોહાણા સમાજની નવનિર્મિત વાડીમાં લોહાણા જ્ઞાતિના આગેવાનોએ સ્વામીશ્રીનો સન્માન સમારંભ યોજી કૃતાર્થતા અનુભવી.

આ સત્કાર ઝીલી મંદિરે પધારેલા સ્વામીશ્રી અહીં ભોજન માટે બિરાજ્યા ત્યારે પ્રસાદમાં મિષ્ટાન્નરૂપે ઘારી અને અડદિયા મૂકેલાં. તે જોઈ સ્વામીશ્રીને જમવાનો નહીં, પણ વહેંચવાનો ઉમંગ આવી જતાં તેઓ દરેક સંતોને પ્રસાદી આપવા લાગ્યા.

*'જે જે બેઠા હતા તે ઠેકાણે, આપી સૌને પ્રસાદી તે ટાણે...'*ના આ પ્રસંગે મહંત સ્વામી અન્ય કાર્યોમાં પરોવાયેલા હોવાથી ઉપસ્થિત નહોતા, પરંતુ તેઓને આ પરિવેષણ-લીલાનો ખ્યાલ આવતાં જ તેઓ પણ પ્રસાદી લેવા આવી પહોંચ્યા.

આ પ્રસાદનો સ્વાદ સૌ વાગોળતા હતા ત્યાં જ તા. ૧૬/૧૦ની સવારે અલ્પાહાર દરમ્યાન સ્વામીશ્રી સમક્ષ વંચાઈ રહેલા ગ્રંથમાં વાત આવી કે – 'શાસ્ત્રીજી મહારાજે બોચાસણના મંદિરના પાયામાંથી ચરુ નીકળ્યો એ દટાવી દીધો ત્યારે ઘણાને સંશય થયેલો.'

આ સાંભળી ઔષધપાન કરી રહેલા સ્વામીશ્રી બોલ્યા : 'બહુ ભણેલો હોય, બહુ ડાહ્યો હોય એને બહુ વિચાર આવે, પણ આ તો બુદ્ધિથી પરની વાત છે ને ! પછી ગમે એટલાં તર્ક લડાવીએ તોય ક્યાંથી બેસે ? માટે મનુષ્યભાવના થર આવવા જ ન દેવા. સત્પુરુષ જે કરે તે સારું જ છે, સારા માટે જ છે. આપણને વિચારો આવે કે 'આમ કર્યું હોત તો કેટલો સમાસ થાત !' પણ સમાસ કરવો - ન કરવો એ એમના હાથની વાત છે. આવા પ્રસંગોમાં બુદ્ધિ આડી આવે, પણ બુદ્ધિના નકશામાં આ વાત આવે એવી છે જ નહીં.'

દવાની કડવી ગોળી મોંમાં રાખીને સ્વામીશ્રીએ આટલી મીઠી વાત સૌના ગળે ઉતારી દીધી !

તે પછી થાળમાં રહેલાં સુખડીનાં બે ચકતાં સામે બેઠેલા રાજકોટના સુરેન્દ્રસિંહ જાડેજા અને બાબુભાઈ મહેતાને આપતાં તેઓ બોલ્યા : 'આવો, લો પ્રસાદી. રાજકોટમાં મંદિર કરવું છે ને ! બેય દાખડો બહુ કરે છે.'

સ્વામીશ્રીએ એવું હેત પીરસ્યું કે આ બંને ભક્તોને પોતાનો પુરુષાર્થ નગણ્ય જણાયો.

## ભક્તને વશ સદા અંતરજામી

તા. ૧૭/૧૦ની સવારે ગોંડલથી વિદાય થયેલા સ્વામીશ્રીનું સ્વાસ્થ્ય આજથી જ કથળેલું. તેમ છતાં ભક્તોને રાજી કરવા નીકળી પડેલા તેઓ સવા અગિયાર વાગ્યે માણાવદર પહોંચી ગયા, પરંતુ અહીંની પટેલ વાડીમાં નગરના શ્રેષ્ઠીઓનું સન્માન ઝીલી સ્વામીશ્રી ભગવાનભાઈ ઝાટકિયાના ઘેર પધાર્યા ત્યારે તો શરીરમાં તાવે પણ દેખા દઈ દીધી.

છતાં 'આ તો શરદી જેવું છે. એટલે બે દા'ડા રહે ને જતું રહે. આ તો આરામ કરતા હોઈએ તોય થઈ જાય.' – આમ કહેતાં તેઓ પટેલ વાડીમાં જ આયોજિત આજની સાયંસભામાં પણ વેળાસર પધારી ગયા અને અહીં ધગતા શરીરે સતત પોણો કલાક સુધી વાતો કરી સૌનાં અંતર ઠારી દીધાં !

તા. ૧૮/૧૦ની સવારે પણ તેઓ શિથિલ સ્વાસ્થ્યમાં જ માણાવદરથી વિદાય લેવા તૈયાર થયા ત્યારે ગદ્‌ગદ થઈ ઊઠેલા યજમાન હરિભક્તે આંખમાં આંસુ સાથે કહ્યું : 'બાપા ! આપના સારુ સંડાસ-બાથરૂમ એટેચ્ડ્ (ઓરડામાં જ) જોઈએ, પણ મારાથી એ થઈ ન શક્યું. આપને ઓરડાની બહાર નહાવા-ધોવા જવું પડ્યું એટલે તકલીફ પડી હશે, તો માફ કરજો.'

'અહીં અમને કાંઈ તકલીફ પડી નથી. સગવડ ખૂબ સારી છે. અક્ષરધામ જેવું સુખ છે.' સ્વામીશ્રી બોલ્યા.

અગવડ-સગવડમાં તેઓનું 'સુખાસન' લેશ ડગતું-ડોલતું નહીં.

આવા સ્વામીશ્રી ઉતારેથી નીકળવા તૈયાર હતા, પણ ઠાકોરજીને લઈ સંતો એક પધરામણીએ ગયા હોવાથી થોડી રાહ જોવાની થઈ. તે વખતે બહાર ઓસરીમાં જ આસન પથરાવતાં સ્વામીશ્રીએ કહ્યું : 'એક વચનામૃત વાંચો.'

આ આદેશ અનુસાર ધર્મચરણદાસ સ્વામી ગઢડા પ્રથમ પ્રકરણનું ૫૪મું વચનામૃત ખોલવા પાનાં ફેરવવા લાગ્યા ત્યાં જ સ્વામીશ્રી બોલ્યા : 'પ્રથમનું ૫૪મું કાઢો.'

આ સાંભળી પેલા સંત ચોંકી ગયા અને *'ભક્તને વશ સદા અંતરજામી...'* સમા સ્વામીશ્રી કથા સંભળાવી આગળના વિચરણ માટે વિદાય થયા.

## હેત હરિમાં, હારમાં નહીં

માણાવદરમાં સર્વ પ્રાસાદિક સ્થાનોમાં દર્શન કરીને તા. ૧૮/૧૦ની સવારે વંથળી પધારેલા સ્વામીશ્રીનો જાહેર સન્માન સમારંભ અહીંની નગર પંચાયત સહિત દસેક અગ્રણી સંસ્થાઓએ ચંદે ઓઇલ મિલના પ્રાંગણમાં યોજેલો. તેમાં નગર, તાલુકા અને જિલ્લાની પંચાયતોના અનેક આગેવાનોનો પ્રેમભાવ સ્વીકારી સ્વામીશ્રી આજની રાત્રે જૂનાગઢ આવી પહોંચ્યા.

અત્રે મંદિરમાં દર્શન બાદ તેઓ સ્વાગત-સભામાં બિરાજ્યા ત્યાં જ તેઓને હાર પહેરાવવાની જાહેરાત થઈ, પરંતુ તે વખતે સંતો હરિકૃષ્ણ મહારાજને થાળ ધરાવવા ઉતારામાં લઈ ગયા હોવાથી સ્વામીશ્રીએ કહ્યું : 'લાવો, હું પહેલાં આશીર્વાદ આપી દઉં. હારતોરા પછી રાખીએ.'

આમ કહી તેઓએ શરૂ કરેલી આશીર્વર્ષા ઠાકોરજી થાળ આરોગીને આવ્યા ત્યાં સુધી વરસતી રહી. ત્યારબાદ પ્રત્યેક હાર ઠાકોરજીને ધરાવી સ્વામીશ્રીએ અંગીકાર કર્યા ત્યારે સૌને સમજાયું કે 'આ સંતને હેત હરિમાં છે, હારમાં નહીં.'

આવા પ્રભુમય તેઓ તા. ૧૯/૧૦ની સવારે શ્રીજીસ્થાપિત મંદિરે પધાર્યા ત્યારે સ્થાનિક કોઠારીએ મંદિરની નીચેનું ભંડકિયું ખોલી સ્વામીશ્રીને ભગતજી મહારાજે સીવેલી ચંદનીનાં દર્શન પણ કરાવ્યાં.

આ લાભ લઈ અત્રે મંદિર-નિર્માણ માટે જગ્યાઓ જોવા નીકળેલા

સ્વામીશ્રી સવા અગિયાર વાગ્યે પરવારતાં આયોજકે કહ્યું: 'સ્વામી! હવે આપણે મંદિરે જ જઈએ, કારણ કે ટાઉન હૉલમાં રાખેલી સભા તો અગિયાર વાગ્યે પૂર્ણ થવાની હતી.'

આ ભલામણ મુજબ સ્વામીશ્રી આપણા મંદિરે આવ્યા ત્યાં જ હૉલ પરથી કહેણ આવ્યું કે 'હજી સભા ચાલુ રાખી છે ને સ્વામીશ્રીની રાહ જોવાય છે.'

આ સમાચાર સાંભળી સ્વામીશ્રી ટાઉન હૉલ પહોંચ્યા, પણ ત્યાં તો સૌ ભાવિકો સભાગૃહમાંથી બહાર નીકળતા દેખાયા. સભા સમાપ્ત થઈ ગયેલી!

યોગ્ય સંકલનના અભાવે સ્વામીશ્રીને અહીંથી તહીંની વ્યર્થ દોડધામ થઈ રહી. છતાં તેઓ તો કોઈના પર રોષ-દોષ કાઢ્યા વગર શાંતિથી નિજી કાર્યોમાં પરોવાઈ ગયા.

## જોવા ગમે એવા પુરુષ

તા. ૧૯/૧૦ની સાંજે ટાઉન હૉલમાં આયોજિત જાહેર-સભામાં અમૃતધારા વરસાવતાં સ્વામીશ્રીએ જણાવ્યું કે –

''એક નવાબના મહેલની ઓસરીમાં એક ફકીરે પડાવ નાંખ્યો. નવાબના સેવકોએ આ જોયું એટલે ટડકાવીને કહે: 'એય ફકીર! યહાં ક્યું આયા? તમારો ઉતારો છે ત્યાં જતા રહો. યે નવાબ કા મહેલ હૈ. યહાં નહીં રહેવાય.'

ત્યારે પેલો ફકીર કહે: 'મારે ક્યાં મહેલ લઈ જવો છે? એક રાત રહેવું છે. એમાં તમને શું વાંધો છે?'

નવાબને આ ખબર પડી એટલે એ જાતે આવ્યો ને કહે: 'એય ફકીર! અહીં ક્યાં આવ્યો? ઊઠ.'

ફકીર જ્ઞાની હતો. એ કહે: 'બાદશાહ! મહેલ કિસને બનાયા?'

'દાદાજીને.'

'એ ક્યાં ગયા?'

'એ તો ગયા.'

'તમારા પિતાજી?'

'એ પણ ગયા.'

'જેનો મહેલ હતો એનેય ના રાખ્યા તો તમને મહેલમાં રાખશે? હું એક રાતનો મુસાફર છું ને તું થોડા દિવસનો. કોનો મહેલ ને કોને જવાનું?'

આ સાંભળી નવાબની આંખ ઊઘડી ગઈ.

આ સમજણ જો આવી જાય તો બંગલામાં રહીએ, વ્યવહાર કરીએ તો પણ શાંતિ રહે.''

આમ, રસપ્રદ રીતે શાંતિ અને સાંખ્યની શીખ આપ્યા બાદ મંદિરે પધારેલા સ્વામીશ્રીને મળવા આવેલા કલેક્ટર શ્રી એસ. કે. નંદા પ્રથમ દર્શને જ બોલી ઊઠ્યા: 'છેલ્લાં ૧૧ વર્ષથી આપનો ફોટો જોઉં છું. તે વખતના ચહેરામાં અને આજના ચહેરામાં કોઈ ફરક લાગતો નથી.'

આ સ્વાનુભવ ઉચ્ચારતાં, સ્વામીશ્રી પાસે ઘણો સમય બેઠેલા આ કલેક્ટરે ઊભા થતાં થતાં સંતોને કહ્યું: 'સ્વામીજી જોવા ગમે એવા પુરુષ છે.'

આ અનુભવ દરેકનો. આજે પણ સ્વામીશ્રીની છબી કે મૂર્તિ જોતાં *'નીરખી નેણાંને તૃપ્તિ ન વળે રે લોલ...'*ની અનુભૂતિ રોકડી થાય છે, ત્યારે તેઓને પ્રત્યક્ષ જોનારા તો એ રૂપછટા કેમ વીસરી શકે !

## એવા પરમ દયાળ છે એક રે

તા. ૨૦/૧૦ની સાંજે જૂનાગઢથી વિદાય લઈ સ્વામીશ્રી બિલખા, વિસાવદર અને કાલસરીને લાભ આપતાં ધારી પધાર્યા ત્યારે અત્રે પણ જૈન મહાજન વાડીમાં તેઓના સન્માન સમારંભનો તખ્તો ગોઠવાઈ ચૂકેલો. તેમાં ઉપસ્થિત નગર, તાલુકા અને જિલ્લા પંચાયતોના પ્રમુખ સહિત અનેક અગ્રણીઓના આદરમાન સ્વીકારનારા સ્વામીશ્રી તા. ૨૧/૧૦ની સવારે મંદિરમાં દર્શન કરવા પહોંચ્યા ત્યારે જ એક હરિભક્તે કહ્યું: 'સ્વામી ! મારે આપને અંગત મળવું છે.'

તેઓની આ માંગણી મૂંઝવે તેવી હતી, કારણ કે મંદિર તો આખું ભક્તોથી છલોછલ હતું. પરંતુ મૂંઝવણમાંથી માર્ગ કાઢવામાં કુશળ સ્વામીશ્રી તે સત્સંગીને મંદિરની પાછળની ઓરડી પાસે જ્યાં સંડાસ-બાથરૂમ આવેલાં ત્યાં લઈ ગયા. અત્રે તેઓ દાદર પર બેસી પેલા સત્સંગીની વાત સાંભળવા લાગ્યા !

પ્રતિકૂળતા વેઠીનેય સૌનાં અરમાનો પૂરાં કરતા સ્વામીશ્રી વિષે *'એવા પરમ દયાળ છે એક રે...'*ની અનુભૂતિ સૌ અવશ્ય પામતા.

આવા દયાળુ સ્વામીશ્રીએ આજની સવારે ખીચા થઈને (ઓઢાના) સમઢિયાળામાં પહેલી વાર પગલાં પાડ્યાં. ભીષણ દુષ્કાળમાં આ ગામના

પશુધનને તેઓએ સાચવ્યું હોવાથી ગામવાસીઓ તેઓ પ્રત્યે કૃતજ્ઞ હતા. તેથી એચ. એ. દેસાઈ વિદ્યાલયમાં ગોઠવેલી સ્વાગત-સભા હકડેઠઠ ભરાયેલી. તેમાં આશીર્વાદ આપી સ્વામીશ્રી બપોરે પોણા બે વાગ્યે ખાંભા પહોંચ્યા.

અત્રે સાંજે પોલીસ ગ્રાઉન્ડમાં યોજાયેલા જાહેર સન્માન સમારંભમાં તેઓને પંચાયત વતી સન્માનપત્ર આપવામાં આવ્યું.

આ બહુમાન સ્વીકારી તા. ૨૨/૧૦ની સવારે બાઢડા પધારેલા સ્વામીશ્રીએ અહીં જાગા સ્વામીના પ્રાસાદિક સ્થાન પર ચરણારવિંદ સ્થાપ્યાં.

તે પછી આંબરડીને લાભ આપતાં રાજુલા જઈ રહેલા તેઓના માર્ગે ધાતરવડી નદી આવી. તેમાં સડસડાટ સરકી રહેલું ચોખ્ખું પાણી જોઈ સ્વામીશ્રી બોલ્યા : 'વાહ ! પાણી સરસ વહી જાય છે. આપણે ગાડી એકબાજુ લો. ઠાકોરજીને સ્નાન કરાવીએ.'

આમ કહેતાં, પાઘ-ગાતરિયું કાઢી ગાડીમાં જ કછોટા જેવું વાળી નીચે ઊતરેલા તેઓએ, ઘૂંટી સમાં જળમાં ઊભા રહી ઠાકોરજીનાં મોં-નાકને આંગળી વડે દાબીને બે વાર ડૂબકી મરાવી. તે પછીયે ઘણી વાર સુધી મહારાજને સ્નાન કરાવતા રહેલા સ્વામીશ્રીનો ઉમળકો અવર્ણનીય જણાઈ રહ્યો.

## ઠેલી નિયમને કામ ન કરવું

તા. ૨૩/૧૦ની સવારે રાજુલાના નવનિર્મિત મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજને પધરાવી સ્વામીશ્રી પ્રતિષ્ઠા-સભાના મંચ પર પધારતાં જ અહીં મંદિર-નિર્માણમાં સહયોગ આપનારા ભાવિકોનું અભિવાદન શરૂ થયું. તેમાં ભૂદેવોને ભેટ આપવાનો વારો આવ્યો ત્યારે જાહેરાત કરનારા કાર્યકર શ્રી હરિકૃષ્ણ યાદવને બ્રાહ્મણો માટે કોઈક સન્માનજનક ઉપમા બોલવાનો વિચાર ઝબક્યો, પરંતુ તે સંબંધી સુયોગ્ય શબ્દ ન સૂઝતાં તેઓ મનોમન ગડમથલ અનુભવી રહ્યા.

તે જ વખતે તેઓથી પાંચેક ફૂટ દૂર બિરાજી પત્રલેખન કરતા સ્વામીશ્રીએ ટપાલમાંથી નજર ઊંચી કરી અને પેલા કાર્યકરને ઉદ્દેશી બોલ્યા : 'પુરોહિત કહો.'

સ્વામીશ્રી તરફથી આવેલો આ શબ્દ તો એ કાર્યકર્તા ઉચ્ચારી ગયા, પણ અન્યના મનમાં ચાલતા વિચારોને પલક વારમાં ઝડપી લેનારા સ્વામીશ્રીનું અંતર્યામી સ્વરૂપ તેઓના હૈયે ચોંટી ગયું.

આમ, મંદિરની સાથે અનેકનાં મનમંદિરમાંયે બિરાજી જતા સ્વામીશ્રી આજની સાંજે રાજુલાથી વિદાય થતી વખતે ઉતાવળમાં હતા. છતાં તેઓ દુરાગ્રહની કક્ષાનો પ્રેમ દર્શાવી પધરામણીનું પાકું કરી ગયેલા એક સોની મહાજનના દ્વારે જઈ પહોંચ્યા. પરંતુ અહીં તો સ્વામીશ્રીને આવકારવા પૂજોપચાર સાથે મહિલાઓ ઊભેલાં. તેથી મર્યાદા અનુસાર ગોઠવણી ન થઈ ત્યાં સુધી સ્વામીશ્રી એક ડગલું આગળ ન વધ્યા.

અંતે નિયમ મુજબ સઘળી વ્યવસ્થા થતાં તેઓ ઘરમાં પ્રવેશ્યા ત્યારે ભાવાવેશમાં આવી ગયેલા પેલા ભાવિક સ્વામીશ્રીનાં ચરણ પકડી કરગરતા હોય તેમ કહેવા લાગ્યા : 'ચરણ ધોવા દ્યો, બાપા !'

'એ નહીં બને.' આમ સ્પષ્ટ રદિયો આપી સ્વામીશ્રીએ કહ્યું : 'ઠાકોરજીનું પૂજન કરો. એમાં બધું આવી ગયું. ચરણ ધોશો એના કરતાં આ આશીર્વાદ લો એ અધિક છે.'

*'ઠેલી નિયમને કામ ન કરવું...'*નો સ્વામીશ્રીનો સિદ્ધાંત સદા અબાધિત રહેતો.

## એક અંગત અનુભવ

રાજુલાથી વિદાય થયેલા સ્વામીશ્રી સાવરકુંડલા પધાર્યા ત્યારે અહીંની જે. વી. મોદી હાઈસ્કૂલના પ્રાંગણમાં યોજાયેલો તેઓનો સન્માન સમારંભ માનવમેદનીથી ઊભરાતો હતો. નગરની ૧૯થી વધુ ધાર્મિક-સામાજિક સંસ્થાઓ તથા મુસ્લિમ, મેમણ, વોરા જેવી જ્ઞાતિઓનાં મંડળો પણ સ્વામીશ્રીને સત્કારવા તલસી રહેલાં.

'સૌનો આ ઉમળકો સહેતુક છે' તે સમજાવતા હોય તેમ નગરવાસી રસૂલભાઈએ 'સંતહૃદય કેવું વિશાળ હોય છે તે વિષે મારી અંગત વાત કહીશ' એમ જણાવી, કાગળ પર ટપકાવેલા સ્વાનુભવનું વાંચન શરૂ કર્યું કે –

''મારી લાતીમાં લાગેલી આગથી હું મૂંઝાયેલો હતો. તે વખતે મારા પાડોશી મનજીભાઈ અને ખોડીદાસભાઈએ પત્ર દ્વારા પ્રમુખસ્વામી મહારાજના આશીર્વાદ મંગાવવા કહ્યું. તે મુજબ અટલાદરાથી આવેલા જવાબમાં સ્વામીજીએ લખેલું : 'તમારો કાગળ મળ્યો. અમોને દુઃખ થયું છે. અમે મહારાજને પ્રાર્થના કરી છે. હિંમત રાખજો. ધંધામાં થયેલ નુકસાની ભગવાન બીજી રીતે પૂરી કરી આપશે. આશીર્વાદ છે. રાજી રહેશો.' પ્રમુખસ્વામી બાપાના આ કાગળથી

મને પ્રેરણા મળી. દિલાસો મળ્યો. મારું મકાન નવેસરથી થયું. ધંધો ચાલુ થયો. પૂજ્ય સ્વામીબાપાનો હું સદાને માટે ઋણી છું. આજે તેમનો આભાર માનું છું.''

આ ઋણાભિવ્યક્તિ એકની હતી, પણ અનુભૂતિ તો દરેકની હતી. તેથી સૌએ અનેરા હર્ષોલ્લાસથી સ્વામીશ્રીને વધાવ્યા.

સ્વામીશ્રીના પ્રત્યેક સભા-સમારંભની વિશેષતા આ જ રહેતી. અહીં ઔપચારિક રીતે, શિષ્ટાચારની રૂએ કે કુતૂહલતાથી પ્રેરાઈને તો ગણ્યા-ગાંઠ્યા આવતા હોય તો ભલે, પરંતુ સ્વામીશ્રી સમક્ષ ગોઠવાયેલા મોટા ભાગના સભાસદો પાસે સ્વામીશ્રીની કંઈક ને કંઈક સુખદ સ્મૃતિ જોવા મળતી. તે બદલ તેઓનાં ચરણે કૃતજ્ઞતા વ્યક્ત કરવા જ આ સમુદાય એકત્રિત થયેલો જણાતો.

આવી જ મેદની તા. ૨૪/૧૦ની સાંજે અમરેલીમાં આવેલા ગિરધર સંગ્રહાલયના ચોકમાં છલકાયેલી. નગર-પંચાયત દ્વારા આયોજિત સ્વામીશ્રીના આ સન્માન સમારંભમાં તેઓને શહેરના શ્રેષ્ઠીઓ દ્વારા સન્માનપત્ર અર્પણ થયું.

## સ્વામીશ્રીનું કાર્યસૂત્ર

તા. ૨૫/૧૦ની સાંજે અમરેલીથી વિદાય થયેલા સ્વામીશ્રી ચિત્તલ, અમરાપુર અને બાબરાને લાભ આપતાં ગોંડલ પહોંચ્યા ત્યારે અહીં દીપોત્સવીના પર્વનો માહોલ જામી ગયેલો. તેની વચ્ચે તા. ૨૬/૧૦ના રાત્રિ-ભોજન બાદ સ્મૃતિમંદિરે પધારેલા સ્વામીશ્રીએ અત્રે યોગીજી મહારાજના અમૃત મહોત્સવની સ્મૃતિઓ વાગોળી. તેનું ફિલ્માંકન પણ કરવામાં આવ્યું.

આ વખતે સૌને અનુભવાયેલું અચરજ વ્યક્ત કરતાં તા. ૨૭/૧૦ની સવારે અલ્પાહાર દરમ્યાન એક સંતે પૂછ્યું: 'બાપા ! ગઈકાલે આપે અમૃત મહોત્સવની વાતો કરી, પણ તેમાં આપ પાણીની વ્યવસ્થા માટે રાતોની રાતો જૂની ટાંકી પાસે સૂઈ રહેતા એ ઉલ્લેખ તો ન કર્યો !'

'આપણે તો ગુરુનો મહિમા કહેવાનો હોય. આપણું તો ઠીક.'

'યોગીબાપાના વખતમાં સેવા કરતી વખતે આપને કોઈની સાથે કંઈ બગાડવાનું બનેલું ?'

'આપણે બગાડવાનું ક્યાં હતું ? આપણે તો સમજીને સહન જ કરવાનું હતું. ગઢડામાં (કળશ મહોત્સવ વખતે) એટલો બધો પવન આવે કે મંડપ તૂટી જાય. તે જોઈ ઘણા કહેતા કે 'અહીં સમૈયો ન જ થાય, પણ કરી બેઠા.'

આવું કેટલુંય સંભળાવે. પણ 'સહન કરીને કામ લેવું' એ સૂત્ર અનુસાર બધું ચાલતું.' સ્વામીશ્રીએ જણાવ્યું.

## આ સ્વરૂપમાં જેવા છે તેવા ઓળખવા

તા. ૨૯/૧૦ની સાંજે હજારો હરિભક્તોની ઉપસ્થિતિમાં ચોપડા પૂજન કર્યા બાદ વર્ષની અંતિમ અમૃતધારા વરસાવતાં સ્વામીશ્રીએ કહ્યું :

'જ્યારથી આ અક્ષર દેરી પ્રાપ્ત થઈ અને મંદિર થયું અને જોગી મહારાજે સેવા કરી ત્યારથી સત્સંગ ખૂબ ખૂબ વધતો રહ્યો. જ્યાં બેઠા હો ત્યાં, પણ અક્ષર દેરીને સંભારીને સંકલ્પ કરો તો તે પણ સિદ્ધ થાય એવું આ પ્રસાદીનું સ્થાન છે. અનંતકોટિ બ્રહ્માંડ જેનાં રૂંવાડાંમાં ફરે છે એવું અક્ષરધામ સાક્ષાત્ અહીં બિરાજે છે.'

આવા પ્રતાપી સ્થાનમાં તા. ૩૦/૧૦ની સવારે વૈદિક મહાપૂજા દ્વારા વિક્રમ સંવત ૨૦૪૬નો મંગલ પ્રારંભ કરી સ્વામીશ્રી ઉતારે પધાર્યા ત્યારે અહીં ઊભેલા શ્રી ગુણવંત દાણી બોલ્યા : 'બાપા ! આ વખતના 'પ્રકાશ'માં સરદારગઢની મૂર્તિપ્રતિષ્ઠાનો પ્રસંગ મેં લખ્યો છે. તેમાં ખરેખર ! યોગીજી મહારાજ વિષેના આપના દિવ્યભાવની પરાકાષ્ઠા છે.'

આ સાંભળતાં સ્વામીશ્રીના મુખેથી શબ્દો સરી પડ્યા : 'મોટેરા સંતો-ભક્તોના આ રીતે ઘણા ઠપકા સાંભળેલા છે, પણ મૂળ જોગીબાપા રાજી થાય એ તાન હતું. આપણે તો બીજા રાજી થાય કે ન થાય, પણ એ રાજી થાય એટલે દુનિયા રાજી.'

આ જીવનભાવના સાથે આજે અન્નકૂટની આરતી ઉતારી સ્વામીશ્રીએ સૌ ભક્તોને નૂતન વર્ષના રૂડા આશીર્વાદ પાઠવ્યા.

તેને અનુસરતાં તા. ૩૧/૧૦ના રોજ 'ભગવાન ભેળા રહ્યા ને ખોટ્યું રહી ગઈ...' એ 'સ્વામીની વાત'નું નિરૂપણ કરતાં તેઓ બોલ્યા :

'ભગવાન તો અલમસ્ત જાતિ. ઘડીકમાં ઐશ્વર્ય-પ્રતાપ જણાવે ને ઘડીકમાં મનુષ્યભાવ. રામ સીતા સારુ છૂટે મોંએ રોયા. હવે શું નિશ્ચય રહે ? આપણા મનમાં એમ કે 'લાઇટ દેખાય, ચાર હાથ હોય ને તેજ નીકળતું હોય એ જ ભગવાન.' દેખાય છે લાઇટ ? કાંઈ નથી દેખાતું. જેવા બેઠા છીએ એવા, એમ ને એમ છીએ. આજુબાજુ કાંઈ નથી. પણ આ સ્વરૂપમાં જેવા છે એવા ઓળખવા એ મોટી વાત છે. અખંડ ભેગા રહીનેય ઓળખી ન શકીએ. પણ

સંત મળે ત્યારે ઓળખાવી દે. સંત આપણો રોગ જાણીને એ રીતે દવા કરે છે. લેનેશિયા... શું કહેવાય એને ?'

'એનેસ્થેશિયા.'

'હા, સંત એ એનેસ્થેશિયા આપીને રોગ દૂર કરે છે, સુખી કરે છે.'

સ્વામીશ્રીની આ રમૂજ અને રહસ્યભરી વાતો સાંભળી સૌ પુલકિત થઈ ઊઠ્યા.

## ગહન સેવાધર્મની સરળ સમજૂતી

તા. ૧/૧૧ના રોજ રાજભોગ આરતી સુધી સભામાં લાભ આપી રસોડાનું નિરીક્ષણ કરવા નીકળેલા સ્વામીશ્રી કોઠાર સુધી ગયા ત્યાં જ અહીં એક ઓરડામાં આફ્રિકાના ભક્તોને જોતાં તેઓ તે તરફ વળ્યા. અત્રે એક આસન પર સ્વામીશ્રી બિરાજતાં જ અન્નકૂટની સેવા કરતા સારંગપુરના સંતો પણ દર્શન કરવા આજુબાજુમાં ગોઠવાઈ ગયા.

તેઓ પાસેથી સેવાનો અહેવાલ લેતાં સ્વામીશ્રીએ પૂછ્યું : 'બધાં વાસણો મળી ગયાં ?'

'આમ તો મળી ગયાં, પણ બે-ત્રણ થાળીઓ અને પાંચ વાટકીઓ ખૂટે છે.'

'બરાબર ચેક કરો. એક-એક રૂમમાં પાંચ-પાંચ વખત જુઓ. છેલ્લે મૂકતી વખતે બે વાર ગણાવું જ જોઈએ. અમે ગોદડાં લાવતા ત્યારે ચાર-ચાર વખત ગણતા. લેવા જઈએ ત્યારે ત્યાં ગણીએ, ઉતારતી વખતે ગણીએ અને જ્યાં ઢગલી કરીએ ત્યાં પણ ગણીએ. ચઢાવતી વખતે પણ ગણીએ ને સાથે પાછો માણસ મોકલીએ. સમૈયો થઈ રહ્યા પછી ઉતારે-ઉતારે ગોદડાં સારુ પાંચ-પાંચ આંટા મારવા પડે. ટાંગા ઢીલા થઈ જાય. માંડવો બાંધવામાં સૌને ઉમંગ, પણ પછી છોડવો અઘરો. આપણે જ આંટા મારવા પડે. એટલે તમારે બે-ત્રણ વાટકા ઓછા થયા એમાં બધા ઉતારા જોવા પડશે.'

આમ, સ્વ-વૃત્તાંત દ્વારા સ્વામીશ્રીએ ખટકો શીખવ્યો. ત્યારે એક સ્થાનિક સંતે પ્રસ્તાવ મૂક્યો કે 'બાપા ! આ સંતોને વચ્ચે સેવા હોવાથી પાંચ દિવસ આપનો લાભ મળ્યો નથી. એટલે આજથી આપની સાથે વિચરણમાં આવે એવી ઇચ્છા છે.'

'તો પછી આ અધૂરાં કામ છે એ કોણ કરશે ? બે દા'ડા કામ છે એ

કરવા દો ને!' આમ કહી સેવાની વિશષ સમજ આપતાં સ્વામીશ્રી બોલ્યા :

'આ સાફસૂફી કરે એમાં લાભ, દર્શન, કથા બધું આવી ગયું! જે બીજાં મંદિરોમાં છે એને તો દર્શનેય ક્યાં થયાં છે? અને તમને તો ત્રણ ટાઈમ દર્શન ને વચમાંય કેટલો લાભ મળી ગયો! માટે ભંડાર સાફ કરાવી નાંખો. વાસણ વગેરે જે આડું-અવળું દેખાય છે એ બધું બે-ત્રણ દિવસમાં ઠેકાણે પડી જવું જોઈએ. બધું થઈ રહે એટલે સારંગપુર ભેગા. દંઈનો ઘોડો છૂટ-મૂટ. સમૈયો કરવા આવ્યા તો પૂરો કરવો. યોગીબાપા રાજી થઈ જાય. બાપાને આ બહુ ગમતું. ભેગું (સંકેલણી) કરવામાં એ બહુ ચીવટ રાખતા. આવ્યા છીએ તો અધૂરી સેવા ન રાખવી. 'સ્વામી ભેગા જ છે' એમ માનીને સેવા કરજો. રોજ રૂમમાં જઈ આવવું કે અહોહો... આ બેઠા છે, સૂતા છે, આંટા મારે છે, એમ માનીને પાછા આવવું. સ્મૃતિ કરીએ તો યાદ આવે ને! આનંદ રહે.'

સ્વામીશ્રીના મુખેથી સેવાની રીતિ સરી રહી. એ પ્રવાહમાં જ તેઓએ વધુમાં કહ્યું :

'આવો ને આવો ખટકો કાયમ રાખવો. જ્યાં જઈએ ત્યાં સેવામાં વળગી જ પડવું. તે પણ ત્યાંના સંતોને અનુકૂળ થઈને કરવું. નવો ગોદો ન મારવો. બીજા મંદિરની સિસ્ટમ જુદી હોય. અહીંની ત્યાં રાખીએ તો પાછા દખલિયા લાગીએ. એટલે પહેલાં રીત જોઈ લેવી ને પછી કદાચ સુધારો લાગે તો વિનંતીથી વાત કરવી. કામકાજ કરવાની રીત જુદી હોય. ભગવાન ભજવા, સાધુતા રાખવી અને કથા-વાર્તા કરવી એ રીત તો સરખી જ છે. સેવા કરવામાં ઊંઘ હોય? અમારે તો મહિના-મહિના ઉજાગરા થતા. સમૈયામાં ઊંઘને ઊંચી મૂકવી.'

આટલું કહી સ્વામીશ્રીએ સામે બેઠેલા ભક્તોને જણાવ્યું :

'દરેક અન્નકોટે સારંગપુરના સંતો જુદાં જુદાં મંદિરોમાં વહેંચાઈ જાય. તમારા છોકરા વૅકેશનમાં ટૂર કરવા જાય છે ને! એમ અમારા છોકરા અહીં આવે. સેવા કરવી, ભક્તિ-સત્સંગ કરવો એ અમારી ટૂર થઈ જાય.'

આટલું કહી સ્વામીશ્રી ઊઠ્યા ત્યારે સૌને ગહન સેવાધર્મ સુગમ થઈ ગયેલો જણાયો.

## આપણે પ્લેટફૉર્મ તૈયાર કરી આપવું

તા. ૧/૧૧ની સાંજે વિચરણમાં નીકળી રહેલા સ્વામીશ્રી મંદિરમાં

દર્શને ગયા ત્યારે પૂજારી મુક્તિજીવનદાસ સ્વામીએ તેઓને ઘનશ્યામ મહારાજનો પ્રાસાદિક હાર પહેરાવ્યો. તે જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'વાહ! મુક્તિનો હાર આવ્યો. અમારી મુક્તિ હવે થઈ જવાની.'

આમ, નામના શ્લેષ દ્વારા એક મુક્તિદાયક સ્મૃતિ આપતા સ્વામીશ્રી ત્રણ જ દિવસમાં જેતપુર, ધોરાજી, ઉપલેટા, જામકંડોરણા, બોરિયા, મેવાસા અને ચરખડીમાં ઘૂમી વળ્યા. ત્યારબાદ તા. ૫/૧૧ના રોજ સાપરને લાભ આપતાં તેઓ રાજકોટ પહોંચ્યા.

અહીં આજની રાત્રે ભોજન વખતે વંચાઈ રહેલા યોગીજી મહારાજના જીવનચરિત્રમાં આવતા પ્રસંગો અને ઉપદેશોના આધારે સ્વામીશ્રી પુષ્ટિ કરતા રહ્યા. તેમાં થોડી વારે તેઓએ થાળ ઉપાડી લેવાનો ઈશારો કર્યો ત્યારે સેવકે કહ્યું: 'પણ તમે વાતો જ કરી છે. જમ્યા ક્યાં છો?'

'વાતોમાં જે મજા આવે છે એવી જમવામાં ન આવે.' સ્વામીશ્રી બોલ્યા.

આ રીતે સદા હરિરસમાં આસક્ત તેઓ અહીંથી ડાંગરા થઈને તા. ૬/૧૧ના રોજ ભાદરા પધાર્યા તે તિથિ સુદ આઠમની હોવાથી સાથે ફરતા પરદેશના હરિભક્તોએ પ્રતીક જન્મજયંતીરૂપે સ્વામીશ્રીને શુભેચ્છાપત્ર આપ્યું. તે વખતે એક સત્સંગીએ ભાવના વ્યક્ત કરી કે 'બાપા! જેમ બેંગકોકમાં બુદ્ધની સોનાની મૂર્તિ છે એવી મૂર્તિઓ આપણે ત્યાં બેસે એવો સંકલ્પ આ સાક્ષાત્ સ્થાનમાં કર્યો છે.'

'સંકલ્પ કરવો પણ બધું જ આપણે કરી લેવું એવું ઓછું છે? તો પાછલા શું કરે? આપણે પ્લેટફૉર્મ તૈયાર કરી આપવું. પાછલા સોનાનું કરશે પછી.' સ્વામીશ્રીએ કહ્યું.

તેઓ દ્વારા આજે જાણે એક સંકલ્પબીજ ભવિષ્યના ગર્ભમાં રોપાયું. તે પાંગરીને સાકાર થશે ત્યારે સૌ આ દિવસને યાદ કરશે.

## હૈયે હેત-પ્રીત વળી બહુ રે

તા. ૭/૧૧ની સવારે ભાદરાથી નીકળેલા સ્વામીશ્રી ધ્રોળ થઈને ગઢડા તરફ જઈ રહેલા તે વખતે તેઓએ જેવું રાજકોટનું જકાતનાકું પસાર કર્યું ત્યાં જ સ્થાનિક કાર્યકર શ્રી જયસુખ ઝાલાએ હાથ હલાવી તેઓની ગાડી ઊભી રખાવી. મોટર અટકતાં આ કાર્યકર્તાએ કહ્યું: 'બાપા! એક ભાઈને અકસ્માત થયો છે તો જોવા જવું છે?'

અધવચ્ચે જ આમ લંગર નાંખનારા એ કાર્યકરને ક્યાં ખબર હતી કે સ્વામીશ્રીને આજે એક જ દિવસમાં છ ગામ ઘૂમવાનાં થશે !

પરંતુ તેઓના નિવેદનને સ્વીકારતાં સ્વામીશ્રી જઈ પહોંચ્યા જી. ટી. ઑર્થોપીડિક હૉસ્પિટલમાં. અહીં ફ્રેક્ચરગ્રસ્ત એક હરિભક્તને આશીર્વાદ આપી તેઓ બહાર નીકળ્યા ત્યારે અન્ય ત્રણ પધરામણીઓ ગોઠવાઈ ગયેલી ! તેને પણ ન્યાય આપી સ્વામીશ્રી આટકોટ અને રણિયાળાને પાવન કરતાં ગઢડા પધાર્યા.

અત્રે તેઓએ ગાડી સીધી ખળખળિયે લેવડાવી ઘેલાજળ શિરે ચઢાવ્યું. ત્યારબાદ મંદિરે દર્શન કરી સ્વામીશ્રીએ સભામાં આશીર્વાદ રેલાવ્યા કે –

'ગઢડા સમ તીરથ નહીં ને ઘેલા સમ સ્નાન નહીં. અહીં આવતાં જ મહારાજ અને ૫૦૦ પરમહંસોનાં સ્મરણ થાય. અહીંનો ઘેલો ગંગા. ઘેલો શા માટે ? તો ઊંચ-નીચના ભેદ જોયા વિના, જે આવ્યો એનાં પાપ બાળીને ભસ્મ કરે; એના ઉપરથી પક્ષી આમથી આમ જાય તોય કલ્યાણ કરે; એટલે ઘેલો ! શાસ્ત્રીજી મહારાજે સંકલ્પ કર્યો તો આરસનું સર્વોપરી મંદિર થઈ ગયું. દૂરથી પણ ચાંદી જેવું રળિયામણું લાગે.'

ગઢપુરનાં આ ગુણગાન ગાઈ સ્વામીશ્રી બોટાદ, સારંગપુર, રોજીદ, રાયકા, ખડોળને પાવન કરતાં તા. ૮/૧૧ની રાત્રે અમદાવાદમાં શ્રી છબીલદાસ કાચવાલાના ઘેર આવી પહોંચ્યા.

અત્રે યજમાનના દીકરા રાજુને જોતાં જ તેઓએ પૂછ્યું : 'તને ગયા વખતે કપડાં ઓછાં કરવાનાં આશીર્વાદ આપ્યા હતા તે બરાબર પાળ્યા છે ને ?'

'હા, એ પછી નવાં નથી ખરીદ્યાં.'

૨૦૦ જોડી કપડાં ધરાવનારા આ નબીરાના રજોગુણને સ્વામીશ્રીએ વિચાર-વિવેકની લગામથી નાથેલો. એ અનુશાસન હજીયે અકબંધ છે તે જાણી, રાજી થયેલા તેઓ અહીં જ રાત્રિભોજન બાદ સૌને મળવા બિરાજ્યા. તે વખતે આવેલા યજમાનના એક સ્નેહી રાજુના પરિવર્તનથી અજાણ હતા. તેથી તેઓએ કહ્યું : 'સ્વામીજી ! આ રાજુને કાંઈ કહો. કપડાં ઓછાં કરે.'

'તમારા કરતાં અમને ચિંતા વધારે છે. તમારો તો એ સગો છે પણ અમારો તો સત્સંગી છે.' સ્વામીશ્રી બોલ્યા.

ખરેખર, સગાં પણ ન રાખે એવું અને એટલું ધ્યાન તેઓ પોતાના આશ્રિતોનું રાખતા.

## ભક્તવત્સલ મહાભયહારી રે

તા. ૯/૧૧ના રોજ આવેલી પ્રબોધિની એકાદશીની તિથિએ સ્વામીશ્રીની પાર્ષદી દીક્ષાને પચાસ વર્ષ પૂર્ણ થતાં હોવાથી તા. ૧૦/૧૧ની સવારે સુવર્ણદીક્ષા સમારોહ ધામધૂમપૂર્વક ઊજવાયો. તેમાં સૌને લાભ આપી સ્વામીશ્રી આ જ દિવસની સાંજે દીક્ષાસ્થાન આંબલીવાળી પોળે દર્શન કરી ખેડાને લાભ આપતાં વસો પહોંચ્યા.

અત્રે તા. ૧૧/૧૧ની સવારે તેઓને મળવા આવેલા શ્રી છોટાભાઈએ મૂંઝવણ રજૂ કરી કે 'મારા ભાઈને ઑપરેશન કરાવવાનું હોવાથી એની સેવા માટે હું લંડનથી આવ્યો, પણ અહીં આવ્યા પછી મને એટલો બધો દમ ચઢે છે કે જાણે હમણાં જીવ જશે. ઑપરેશનને તો હજી દસેક દિવસની વાર છે. શું કરવું, એ મને કાંઈ સમજાતું નથી.'

'તમને અહીં સારું ન રહેતું હોય ને લંડન જવું હોય તો જજો. તમારા ભાઈને વિદ્યાનગર મોકલી આપજો. સંતો સેવા કરશે.' સ્વામીશ્રીએ કહ્યું.

કેવળ માર્ગદર્શન નહીં, મદદ પણ. આ તેઓની રીતિ.

તેને અનુસરતાં સ્વામીશ્રી ડભાણ અને નડિયાદ થઈને તા. ૧૨/૧૧ની સાંજે બોચાસણ આવી પહોંચ્યા ત્યારે તેઓને ઝાડા-ઊલટીની તકલીફને કારણે અશક્તિ ઘણી વર્તાતી હતી. છતાં તા. ૧૨/૧૧ની રાત્રે સવા નવ વાગ્યાથી સવા અગિયાર વાગ્યા સુધી સંસ્થાકીય બેઠકમાં ઉપસ્થિત રહેનારા સ્વામીશ્રી તા. ૧૩/૧૧ના રોજ કાર્તિકી પૂર્ણિમાની સભામાં પણ પધાર્યા.

તેમાં તેઓએ અમૃતધારા વરસાવી કે – "આપણે પોતે પૂર્ણ નથી તો બીજાની ખોટ જોવાનો અધિકાર નથી. આપણે પહેલાં 'મારો સ્વભાવ સુધારવો છે' એ દઢતા કરવી. 'બધાને અસંતોષ છે તો એમાં આપણી જ ભૂલ હશે' એ વિચારવું જોઈએ. સત્સંગનું સુખ તો જે છે એ જ છે, પણ આપણું મન ફરી ગયું છે એટલે દેખાય છે કે 'સત્સંગનું સુખ ન આવ્યું.' રાવણ જેવો સ્વભાવ રાખીએ તો રામનું સુખ ક્યાંથી આવે? સેવક થઈને સત્સંગમાં રહીશું તો સુખ-સુખના ઢગલા અને આનંદ, આનંદ ને આનંદ જ છે."

## નેતૃત્વનો નકશો

તા. ૧૩/૧૧ની સાંજે એક સત્સંગકેન્દ્રના અગ્રણીઓની બેઠકમાં

માર્ગદર્શન આપતાં સ્વામીશ્રીએ કહ્યું :

"વ્યવસ્થાપકે તો હંમેશાં ઠંડા કલેજે કામ લેવું જોઈએ. સમૈયો કરીએ છીએ સમાસ થાય એ માટે, એકબીજાની સાથે પ્રેમ વધે એ માટે; પણ જો સમૈયો કર્યા પછી અભાવ-અવગુણ ગાવાના રહે તો થઈ રહ્યું! સમૈયો પત્યા પછી સત્સંગ ઘસાય અને મંદિરમાંય ન આવે તો અરથ શો? લાખો રૂપિયા પાણીમાં ગયા. મોટું કામ હોય એટલે પ્રસંગો તો ઊભા થાય, પણ એમાં આપણો સત્સંગ ન ઘસાય એ જોવું. આપણો સત્સંગ પોણી સોળ આની નહીં, પણ બત્રીસ આના વધારવો જોઈએ. આપણને તો ભલે ને કોઈ ધક્કા મારે કે બોલી જાય! ઘરઆંગણે લગન લઈને બેઠા હોઈએ એટલે બધું સહન કરી જ લેવું પડે. માટે ભેગા થઈને એવું કામ કરીએ કે સેવા-ભક્તિ, કથા-વાર્તામાં રુચિ એની એ જ રહે.

આ પ્રસંગો એવા છે કે એમાં મોભે ખીલા વાગવાના જ. માટે એક-બીજાના સ્વભાવનું સમાધાન મેળવીને કામ કરવું. આપણી ઉતાવળને લીધે બધાને શોષાવું ન પડે એ જોવું. 'આપણને બધા કહેશે પણ આપણે કહેવું નથી,' આ ધ્યાન બરાબર રાખવું. સમૈયો સર્વોપરી થશે પણ આ સ્વભાવનું ઘર્ષણ સાચવી લેવું પડશે. આ સંસ્થા પણ એકબીજાના સ્વભાવને અનુકૂળ થઈએ તો જ ચાલે છે. કામનું વિભાગીકરણ થવું જોઈએ. જે મુખ્ય છે એ માર્ગદર્શન આપે અને કામ કરનારા એ રીતે કામ કર્યા કરે. લોકો ગમે તે કહે પણ આપણે શાંતિ રાખીને વાત કરવી."

સ્વામીશ્રીના શબ્દે-શબ્દે નેતૃત્વનો નકશો જ અંકાઈ રહ્યો.

## દુઃખ વેઠીનેય બીજાને સુખિયા કરવા

તા. ૧૪/૧૧ની સવારે સ્વામીશ્રી પુરુષોત્તમ સ્વામીની દેરીએ દર્શન કરી ઉતારે પરત ફરી રહેલા ત્યારે એક યુવકનો નિર્દેશ કરી સંતોએ કહ્યું: 'તમને માંદા જોઈને એય માંદા જેવો થઈ ગયો.'

'લે આશીર્વાદ. સાજો થઈ જા. બરાબર અભ્યાસ કરજે.' સ્વામીશ્રી આમ વરસી પડ્યા.

ત્યારે એક સંત ગમ્મત કરતાં બોલ્યા: 'લ્યો, પોતે તો માંદા રહે છે ને બીજાને આશીર્વાદ આપે છે.'

'આપણે દુઃખ વેઠીનેય બીજાને સુખિયા કરવા જોઈએ.'

સ્વામીશ્રીના મુખેથી સરી પડેલી તેઓની આ જીવનશૈલીનો વિશેષ ઉઘાડ તેઓના અલ્પાહાર દરમ્યાન પણ જોવા મળ્યો.

આ સમયે વિદ્યાનગર છાત્રાલયના યુવકોએ 'Get well soon'નું શુભેચ્છાપત્ર ધરતાં તેઓને કહ્યું : 'સ્વામી ! આપનો મંદવાડ અમને આપો.'

'તમારે હજી ભણવું છે. તમારા દ્વારા સત્સંગ કરાવવો છે. સારામાં સારું ધર્મનું રાજ કરવું છે. અતાર તો બધા કૂટંકૂટા કરે છે. તમારા જેવા તૈયાર થઈને સમાજની અને દેશની સેવા કરે. સત્સંગની સેવા પહેલી કરે. ધર્મવાળો સમાજ તૈયાર થાય. બધાને ધર્મને માર્ગે દોરે, સંસ્થાનું નામ ઉજાળે. દેશમાં જ્યાં જાઓ ત્યાં આવું સર્કલ ઊભું થઈ જવું જોઈએ. એટલે તમારે મંદવાડ ન જોઈએ.'

'પણ બાપા ! આપ મજબૂત હશો તો જ અમને બળ મળશે ને !'

'અમે મજબૂત જ છીએ ને ! શરીર નબળું છે, આત્મા ક્યાં નબળો છે ?'

'આપ પરદેશમાં નહીં ને અહીં જ કેમ બીમારી ગ્રહણ કરો છો ?'

'ઘરમાં ગમે એમ હોય એ ચાલે. બીજાને ત્યાં જઈએ ત્યારે તો બરાબર રહેવું જોઈએ.'

સ્વામીશ્રીના આ માર્મિક ખુલાસાથી સૌ હસી પડ્યા. તેઓની રમૂજવૃત્તિ તો માંદગીમાંયે કરમાતી નહીં. જો કે તેમાંથી પણ ઊંડાં રહસ્યો હાથ લાધી જતાં.

આજની રાત્રે જ સ્વામીશ્રીને વિદેશવાસી શ્રી વી. એમ. પટેલે ફોનમાં પૂછ્યું : 'બાપા ! કેમ માંદા પડ્યા ?'

'બસ ! વિચાર થયો કે બે-ચાર દા'ડા આવું કરી લઈએ.'

સ્વામીશ્રીના આ વિધાનમાં ગમ્મત તો હતી, પરંતુ તેઓ સર્વતંત્ર-સ્વતંત્ર છે એ મર્મ પણ અછતો ન રહ્યો.

## શ્રદ્ધા અને તર્ક

તા. ૧૫/૧૧ના રોજ સ્વામીશ્રી પાસે આવેલા ખંભાતના એક સામાન્ય ભક્તે ધા નાંખી કે 'બાપા ! દીકરો દારૂની લતે ચડી ગયો છે. તેની ઉપર દયા કરો.'

'અહીં લઈ આવજો ને !'

'એક વાર લાવ્યો છું, પણ મૂક્યું નથી.'

'ફરી વાર લાવજો. એક વાર કહીએ ને થોડા દિ' મૂકે ને પાછું ચાલુ કરે તો બીજી વાર વાત કરીએ. એમ બે-પાંચ વાર વાત કરીએ એટલે મૂકી

દેશે.’ સ્વામીશ્રીએ કહ્યું.

અનિષ્ટ સામેની લડાઈમાં તેઓ કદી નિરાશ થયા નહોતા, કારણ કે તેઓ પાસે શ્રદ્ધાનું શસ્ત્ર હતું. તે વડે તેઓ ભલભલા વ્યસનીને હંફાવી-હરાવી દેતા.

શ્રદ્ધાની સાથે સ્વામીશ્રી ક્યારેક તર્કનાં તાતાં તીર પણ ચલાવી જાણતા. તે દ્વારા સંશયોને છેદી-ભેદી સૌને અડીખમ કરતા તેઓએ તા. ૧૮/૧૧ની સવારે પૂજામાં બેસતાં પૂર્વે છાત્રાલયના યુવાન શ્રી પ્રશાંત દેસાઈને જાતે જ ચાંદલો કર્યો. તે સંદર્ભમાં પૂજા બાદ એ યુવકે કહ્યું : ‘સ્વામી ! મારા પપ્પા કહે છે કે તારે તિલક-ચાંદલો કરીને મારી ઑફિસમાં ન આવવું. ઑડ (વિચિત્ર) લાગે.’

‘દુનિયામાં શું ઑડ નથી ? પપ્પાને કહેવું કે તમારી આર્ટીટિટ(આર્કિટેક્ટ)ની ડિઝાઇન પણ બધાને ઑડ લાગે છે. બંધ કરી દો.’ સોંસરો ઊતરી જાય એવો આ સવાલ ઉઠાવી પછી એ જ લયમાં સ્વામીશ્રી આગળ બોલ્યા :

‘લોકોને તો તું ભણે છે એય ઑડ લાગે છે, તો શું મૂકી દેવાનું ? દુનિયાને તો તમે ખાઓ છો એય નથી ગમતું, તો શું ભૂખે મરવું ? લૂગડાં પહેરો એય નથી ગમતું, તો શું નાગા ફરવું ? એટલે એની ચિંતા કર્યા વિના આપણે દૃઢતા રાખવી. ભગવાન અને સંતને ગમે છે કે નહીં એ જોવું. એ જ કરવું. બીજી પંચાત નહીં. દુનિયાની સામું જોવા જાવ તો ભક્તિ કે સત્સંગ અને દુનિયાનું સારું કામ પણ ન થાય. એટલે આપણે તો ભગવાન અને સંતને ગમ્યું એટલે દુનિયા રાજી.’

## એ જ ઐશ્વર્ય છે ને !

બોચાસણમાં ઊભા કરાયેલા વિદેશી બનાવટના એક તંબુમાં બિરાજી સ્વામીશ્રીએ તા. ૧૯/૧૧ની સાંજે આસન-પ્રાણાયામ કર્યાં. તે પછી ત્યાં જ ઠાકોરજી જમાડી તેઓ સંતો સાથે બિરાજ્યા ત્યારે કોઈકે કહ્યું : ‘અમારા પર આપે બહુ કૃપા કરી. અમને ખેંચી લીધા.’

‘હા, ડૂબતામાંથી બહાર કાઢ્યા.’

‘અમને ઘણી વાર વિચાર આવે છે કે અમે જુદા જુદા દેશ-પ્રદેશના. કોઈ કોઈનો સાંધો બાઝે એમ જ ક્યાં છે ? છતાં કેવી રીતે ભેગા થઈ ગયા હોઈશું ?’

'એ જ મોટી વાત છે ને! આજે પાંચ ભાઈઓ ભેગા નથી રહી શકતા. એને બદલે જુદી જુદી જ્ઞાતિના, ભાષાના બધા સાથે રહે છે એ જ ઐશ્વર્ય છે ને!' સ્વામીશ્રી બોલી ગયા. પણ તરત જ કહ્યું : 'આ તો જોગીબાપાના વખતની વાત કરું છું.'

અલબત્ત, જે છલકાઈ ગયેલું તે આ પાળ બાંધવાથી પાછું વળે એમ નહોતું. શ્રીજીમહારાજ કહે છે કે 'લક્ષાવધિ મનુષ્ય નિયમમાં રહ્યા થકા વશ વર્તે તે બીજા કોઈથી થાય નહીં અને અક્ષરાદિક જે મુક્ત તેને પણ નિયમમાં રાખવાને સમર્થપણું તે પણ બીજામાં હોય નહીં.'[૪૧] પુરુષોત્તમ નારાયણનું આ અસાધારણ લક્ષણ તેઓના અખંડ ધારક હોવાને નાતે સ્વામીશ્રીમાં પણ દૃષ્ટિગોચર થતું.

## એ સાધન મોટું

બોચાસણમાં મહંત સ્વામીના માર્ગદર્શન અનુસાર નવા રૂપ-રંગ સજેલી લક્ષ્મીનારાયણ દેવ અને હરિકૃષ્ણ મહારાજની મૂર્તિઓનો અભિષેકવિધિ તા. ૨૧/૧૧ની સવારે સ્વામીશ્રીએ કર્યો. પરંતુ આ જ દિવસે તેઓ બોચાસણથી વિદાય લેવાના હોવાથી સંતોએ પૂછ્યું : 'સ્વામી! આપ અહીં આટલું રહ્યા. અહીં બધું સેટ થઈ ગયું હોય પછી બીજે જવાનું મન થાય?'

'કેમ ન થાય? સેટ થયેલા જ છીએ ને! થવાનું ક્યાં રહ્યું? જ્યાં જઈએ ત્યાં બધે કથા-વાર્તા, ભજન કરવાનું છે. કથાવાર્તામાં સેટ થયા એટલે સેટ. આવા સ્થાન કે આવી જગ્યા ફાવે એવી વાત જ નહીં. કથા, સેવા થાય એટલું સુખ, એ જ સેટ.'

'એવું કયું સાધન છે કે જેનાથી આપ અતિશય રાજી થઈ જાવ?'

'બસ, એ જ. કથા-વાર્તા-ભજન કર્યા કરીએ. સંપ રાખીને ભક્તિ કરો એ સાધન મોટું.'

વિદાયનું આ ભાથું બંધાવી સ્વામીશ્રી કપડવંજને લાભ આપતાં મોડાસા જઈ પહોંચ્યા.

## સરળ અને સરસ સદુપદેશ

મોડાસામાં તા. ૨૨/૧૧ની સવારે નિર્માણાધીન મંદિરનો ખાતવિધિ

---

૪૧. વચનામૃત અમદાવાદ પ્રકરણ ૫.

કરી હિંમતનગર પધારેલા સ્વામીશ્રી અહીં આજની રાત્રે ભોજન લેવા બિરાજ્યા ત્યારે તેઓનું ભોજનપાત્ર અને થાળ મૂકવા માટે પાટલાની ગોઠવણી કરવાની ચુકાઈ ગયેલી. તેથી પત્રો રાખવા વપરાતી સૂટકેસ પર ચાદર પાથરીને તેની પર સ્વામીશ્રીનું પત્તર મુકાયું.

આ રીતે તેઓને જમતા જોઈ સ્થાનિક સંત ઋષિપ્રિયદાસ સ્વામીએ કહ્યું: 'બાપા! માફ કરજો. યોગ્ય વ્યવસ્થાના અભાવે આપને સૂટકેસ પર પત્તર રાખી જમવું પડ્યું. ભૂલ થઈ ગઈ.'

'અરે, આ તો સર્વોપરી છે! પહેલાં તો કોથળા ઉપર બેસીને પણ જમ્યા છીએ. કોથળા પર ને ગાડામાંય પડ્યા રહ્યા છીએ. તેના કરતાં તો સારું છે ને!' સ્વામીશ્રી બોલ્યા.

કદી ન મૂંઝાતા તેઓ કોઈને મૂંઝવતા પણ નહીં. અગવડોને અમૃતની જેમ પીનારા તેઓ પાસેથી ભૂલભરેલાને પણ હંમેશાં હૂંફ અને હાશ જ મળે.

આ રીતે વિચરતા સ્વામીશ્રીએ તા. ૨૩/૧૧ની સવારે 'એક પુરુષ ઊગ્યો...' એ 'સ્વામીની વાત' નિરૂપતાં કહ્યું:

"ચાર ભાઈઓ હતા. ચારેય લઠ જેવા. બધાએ એક દિ' મળીને વિચાર કર્યો કે 'હારુ, અંધારું રોજ ઘરમાં પેસી જાય છે. આજે તો અંધારું પેસવા જ દેવું નથી.'

સમી સાંજ થઈ. ચારેય જણાએ ઘરનાં બારણાં બંધ કર્યાં અને બારણાં આગળ જ ડાંગ લઈને ચોકી કરવા બેઠા. રાત પડવા આવી એટલે સહેજે અંધારું તો થાય ને! એકે ઘરમાં જરા ડોકિયું કર્યું ને બરાડ્યો: 'લ્યા! આયું.'

'શું?'

'અંધારું.'

'પણ ક્યાંથી?' કહેતાં ચારેય ઘરમાં પેઠા. 'કાઢો' કહેતાં ડાંગ લઈને ચારેય મંડ્યા. કંઈ માટલાં ભાંગ્યાં ને પટારા ઠપકાર્યા. કોઠી ફોડી ને મુંડા તોડ્યા. આખી રાત એમ મંડ્યા. સવારે સૂર્ય ઉદય થયો ને અંધારું ગયું ત્યારે પેલા ચારેય મૂછ મરડીને કહે: 'કેવું કાઢ્યું!'

હવે એનું કાઢ્યું ઓછું અંધારું ગ્યું'તું? એમ આપણામાં અનાદિકાળથી અંધારું છે. તે પોતાના પ્રયત્નથી કાંઈ જતું નથી. એ તો ગુણાતીત પુરુષ પ્રગટ મળે ને એમના આદેશ પ્રમાણે જીવન થાય ત્યારે જ અંધારું જાય."

પોતાના સરળ ઉપદેશને સ્વામીશ્રી દૃષ્ટાંતો દ્વારા સરસ પણ બનાવતા.

આવા કથારસમાં સૌને તરબતર કરતા તેઓ તા. ૨૪/૧૧ના રોજ મહેસાણા પધાર્યા ત્યારે નગરના મ્યુનિસિપાલિટી મેદાનમાં શહેરવાસીઓએ ભવ્ય સન્માન સમારંભ યોજી તેઓને વધાવ્યા. શહેરના ઈતિહાસમાં પ્રથમ વાર જ બની રહેલા આ પ્રસંગના સાક્ષી થવા જંગી મેદની ઊમટી પડી. તેઓના જયનાદો વચ્ચે આશરે ૪૩થી વધુ ધાર્મિક-સામાજિક સંસ્થાઓએ રજત-રસિત શ્રીફળ-કળશ તથા સન્માનપત્ર આપી સ્વામીશ્રીને નવાજ્યા.

## આ અમારા શેઠિયા છે

મહેસાણામાં નિર્માણાધીન મંદિરના સ્થળે જ ઊભા કરાયેલા નાનકડા 'નગર'માં પ્રાતઃપૂજા, સાયંસભા વગેરે કાર્યક્રમો ગોઠવાયેલા, પરંતુ તા. ૨૫/૧૧ની સવારે પ્રાતઃભ્રમણ પણ આ 'નગર'માં જ કરવાની ઈચ્છા સાથે સ્વામીશ્રી વિજયનગર સોસાયટીમાં રખાયેલા પોતાના ઉતારેથી ચાલતાં ચાલતાં જ 'નગર'માં આવી ગયા.

અહીં પ્રાતઃભ્રમણ બાદ પ્રાતઃપૂજાથી પરવારી રાધનપુર ચોકડીએ પહોંચેલા તેઓએ અત્રે 'સ્વામિનારાયણ ચાર રસ્તા' નામાભિધાન સાથે તૈયાર થયેલા ચોકનું ઉદ્‌ઘાટન કરતાં કહ્યું : 'સ્વામિનારાયણ ચાર રસ્તા થયા એટલે ઠેઠ દિલ્હી સુધી જનારા આ વાંચશે. એનું પણ કલ્યાણ થઈ જશે.'

આમ, સૌના કલ્યાણનો માર્ગ મોકળો કરી પુનઃ 'નગર'માં આવેલા સ્વામીશ્રીને મળતાં અમદાવાદના અંબાલાલકાકાએ કહ્યું : 'બાપા ! અહીં ત્રણ શિખરનું મંદિર થાય.'

'તમારો સંકલ્પ છે તો વિચારીશું ને કરીશું.'

સ્વામીશ્રીના આ પ્રતિભાવથી રાજી થતાં એ વડીલ હરિભક્તે સખાભાવથી કહ્યું : 'સંતો મંદિર માટે સેવા માંગે, પણ અહીં કોઈ પૈસાનાં ઝાડવાં છે ?'

આ સાંભળતાં જ સામે બેઠેલા સામાન્ય સ્થિતિના હરિભક્તો તરફ નિર્દેશ કરતાં સ્વામીશ્રી બોલ્યા : 'આ બધાં ઝાડવાં જ છે ને ! આ અમારા શેઠિયા છે. પેલા (બહારના શેઠિયા) ન કરી શકે એવું આ કરે. દિલ ખોલીને તો નિષ્ઠાવાળા સત્સંગી જ સેવા કરી શકે ને કરે પણ છે. બે સમૈયા (૧૯૮૧ અને ૧૯૮૫ના) કોણે કર્યા ? હરિભક્તોએ જ કર્યા ને !'

સ્વામીશ્રીના મુખેથી ભક્તોના મહિમાનો પ્રવાહ વહી છૂટ્યો.

## નાના તો આપણે છીએ

મહેસાણા મુકામે સ્વામીશ્રીના સાંનિધ્યમાં યોજાયેલા સપ્ત દિવસીય પારાયણ દરમ્યાન રચાયેલી – વિદ્વાન સંતોનાં વક્તવ્યો, સંતોનાં સૂરીલાં કીર્તનો અને બાળકો-કિશોરોના છટાદાર કાર્યક્રમોની ત્રિવેણીમાં શહેરવાસીઓ ડૂબી ગયા. હરિભક્તો પણ મન મૂકીને પારાયણની સેવા કર્યે જતા. તેથી ન કેવળ મહેસાણા, પરંતુ સમગ્ર ઉત્તર ગુજરાત પંથકમાંથી વિવિધ ક્ષેત્રના નામાંકિત આગેવાનો રોજેરોજ આવી સ્વામીશ્રીના આશીર્વાદ મેળવતા અને પોતાનો અનુભવ-લાભ સૌને વહેંચતા.

આ ક્રમમાં તા. ૨૭/૧૧ની સાંજે કડીના સર્વવિદ્યાલય શૈક્ષણિક સંકુલના મંત્રી શ્રી માણેકલાલ પટેલે જણાવ્યું કે – 'જે જીસસે નથી કર્યું, જે ગાંધીએ નથી કર્યું, એથી વિશેષ આજે પ્રમુખસ્વામી કરી રહ્યા છે. તેઓએ નાત-જાતના ભેદભાવ વગર એકમાત્ર ભગવાં કપડાં નીચે સમગ્ર જ્ઞાતિને આવરી છે, જે દેશ માટે આનંદની વાત છે. નામદાર પોપ કરતાં પણ વિશેષ પ્રમુખસ્વામીનું સામ્રાજ્ય આખી દુનિયામાં ફેલાશે. આપણાં ધાર્મિક સ્થાનોનું કેરેક્ટર પ્રમુખસ્વામીએ બદલી નાખ્યું છે.'

આ અહોભાવમાં પોતાનો સૂર મેળવતાં અન્ય એક સ્થાનિક મહાનુભાવ શ્રી આત્મારામભાઈ પટેલે પણ હૃદયોર્મિ વહાવી: 'આજે સમાજને જો કોઈ સુધારી શકે એમ હોય તો આપણા સાંનિધ્યમાં બિરાજમાન આ ભગવાન જ છે. પ્રમુખસ્વામી પાસેથી નિરાશાનો જવાબ જડે છે.'

આમ, સૌ માટે આશાનું કિરણ નહીં, પણ સૂર્ય બની રહેલા સ્વામીશ્રી તા. ૨૮/૧૧ની સવારે શ્રી ડાહ્યાભાઈ પટેલના ઘેર અલ્પાહાર માટે પધાર્યા ત્યારે ઠાકોરજીનો થાળ પૂરો થયે ગણતરીની પળો જ વીતેલી. તે જોઈ સાથે ફરતો યુવક હેતલ બોલ્યો: 'નાના ઠાકોરજીએ જમી લીધું ને હવે આપ...'

'લ્યા, એવું ક્યાં બોલ્યો? મોટા ઠાકોરજી તો એ છે. નાના તો આપણે છીએ. સેવક છીએ.' સ્વામીશ્રીએ કહ્યું.

જેમ જેમ છોડને પાણી મળતું જાય તેમ તેમ તે વિકસતો જાય, પરંતુ સ્વામીશ્રી પાસે તો ચિત્ર જ જુદું જોવા મળતું. હૃદય ઉલેચી-ઉલેચીને સૌ તેઓ તરફ પ્રશંસાનાં પૂર વહેવડાવતા, છતાં તેઓના જીવનમાં અહંનો અંકુર ફૂટ્યો નહોતો.

## સેવાના વ્રતધારી અમે તો

તા. ૨૮/૧૧ની સાંજે સ્વામીશ્રી 'નગર'માં પધાર્યા ત્યારે મંદિરના નિર્માણકાર્યમાં જોતરાયેલા યુવાનોની એક લાંબી હરોળ, માટી ભરેલાં તગારાં એક પછી એકના હાથમાં પસાર કરી રહેલી. આ હરોળ ભેદીને સ્વામીશ્રીને સભામાં પહોંચવાનું હતું, પણ તે માટે યુવકોની હારમાળા પાસે પહોંચેલા તેઓ ત્યાં જ અટકી જઈ બોલ્યા : 'લાવો, તગારાં.'

આમ કહેતાં સ્વામીશ્રી પણ યુવાનોની હરોળના એક સભ્ય બની માટી ભરેલાં તગારાં આગળ પસાર કરવા લાગ્યા! તે સમયે –

*'ઠાકોર મંદિર કરવા કાજે, લીધી માથે ઈંટ્ય મહારાજે;*

*પથર કેલ[૪૨] મૃત્તિકા માથે, લઈ ચાલે સખા સાથે...'* એ શ્રીજી-મહારાજની સેવાભાવનાનું પ્રતિબિંબ સ્વામીશ્રીમાં ઝળહળી રહ્યું.

તેઓની કોમળ હથેળીઓનો સ્પર્શ પામીને એક પછી એક સરકી રહેલાં એ તગારાંઓમાં સ્વામીશ્રીની સેવાની સુવાસ ભળતાં માટી પણ મામૂલી મટી મહામૂલી બની રહી! આ રીતે સ્વામીશ્રીએ બત્રીસ તગારાં ઊંચક્યાં! છેલ્લે તો યુવકો તેઓને શ્રમ ન પડે તે સારુ તગારાં અડધાં ભરવા લાગ્યા, પણ તે જોઈ સ્વામીશ્રીએ કહ્યું : 'આખાં ભરો ને!'

આમ, મંદિરની સેવા કર્યાના પરમ સંતોષ સાથે તેઓ જ્યારે સભા-મંડપમાં જઈ ભવ્ય સિંહાસન પર આરૂઢ થયા ત્યારે તેઓના હાથમાં ફરવા માંડેલી માળા જોઈ કોઈને ખ્યાલ પણ નહીં આવ્યો હોય કે થોડી ક્ષણો પહેલાં આ જ હાથ તગારાં ફેરવીને આવ્યા છે!

તા. ૨૯/૧૧ની સવારે પણ સ્વામીશ્રીની આ સેવાસરિતા વણથંભી રહી. આ દિવસેય તેઓ શ્રમયજ્ઞ કરતા સ્વયંસેવકોની હરોળમાં ઊભા રહી તગારાં ઉપાડવા લાગ્યા! પરંતુ આ દુર્લભ દર્શન પામવા મચી ગયેલી દોડાદોડ જોઈ સ્વામીશ્રી કથામાં થતો વિક્ષેપ નિવારવા સભામાં પહોંચી ગયા. જો કે તે પહેલાં તેઓએ આઠેક તગારાં તો ઊંચકી જ દીધેલાં.

## મહેસાણામાં અક્ષર-પુરુષોત્તમનો વાવટો

સ્વામીશ્રીના શ્રમસલિલથી સીંચાયેલી 'નગર'ની ભૂમિ પર તા.

---

૪૨. કેળવેલ ચૂનો.

૧/૧૨ની સવારે વેદોક્તવિધિપૂર્વક ભવ્ય મંદિરનું ખાતમુહૂર્ત સંપન્ન થયું ત્યારે ચારેકોર આનંદ-મંગલનાં ચોઘડિયાં વાગી રહ્યાં. લગભગ બે લાખ ચોરસ ફૂટમાં પથરાયેલી આ જમીનના એક સ્થળે તૈયાર કરાયેલા ૧૧ ફૂટ ઊંડા ગર્તમાં ઊતરીને સ્વામીશ્રીએ આઠ દિશાઓ તથા પાતાળના રક્ષણ માટે આયુધ કંડારેલી શિલાઓનું પૂજન કર્યું. કળશેય પધરાવ્યા.

આ ઐતિહાસિક અવસરે અગ્રણી હરિભક્તોને પણ વિધિમાં સામેલ કરતાં સ્વામીશ્રીએ આશીર્વાદ વરસાવ્યા કે 'અહીંના ભક્તોની ભાવના છે એટલે મંદિર એવું નિર્માણ થશે કે બધાને શાંતિ થશે.'

મંદિરની પ્રક્રિયાના પ્રારંભે તેઓના અંતરમાં વ્યાપેલો આ ઉમંગ અમદાવાદ મુકામે યોજાયેલી આજની રાત્રિસભામાંયે ઊછળી આવ્યો.

અહીં અમૃતધારા વહાવતાં સ્વામીશ્રીએ જણાવ્યું: 'ચૂંટણીમાં જેમ હમણાં વિજય કર્યો,[૪૩] એમ આપણે પણ મહારાજની દયાથી મહેસાણામાં વિજય કરીને આવ્યા. અક્ષર-પુરુષોત્તમનો વાવટો ત્યાં ચઢાવ્યો. મોટા મંદિરનું ખાત કર્યું. ન ધારેલું કામ થયું. લોકોનો સાથ ને પ્રેમ પણ એટલો. ઉત્તર ગુજરાતમાં થાણું સરસ બનશે. સાત દિવસમાં તો આખા ડિસ્ટ્રિક્ટમાં સ્વામિનારાયણ સ્વામિનારાયણ થઈ ગયું.'

સ્વામીશ્રીના શબ્દે શબ્દે મહારાજનો મહિમા પ્રસર્યાનો આનંદ ઊભરાઈ રહ્યો.

## 'ગુજરાતી વિશ્વકોશ'ના ઉદ્‌ઘાટક

અમદાવાદમાં થયેલા સ્વામીશ્રીના આગમનનું પ્રયોજન હતું – 'ગુજરાતી વિશ્વકોશ'ના પ્રથમ ભાગનું ઉદ્‌ઘાટન. ગુર્જરીગિરાના ગૌરવરૂપ આ ગ્રંથશ્રેણીના નિર્માણમાં સ્વામીશ્રીએ આશીર્વાદની સાથે માતબર રકમનું આર્થિક અનુદાન આપેલું. તેથી વિશ્વકોશ ટ્રસ્ટના કાર્યવાહકોનો પ્રેમાગ્રહ હતો કે સ્વામીશ્રીનાં કરકમળો દ્વારા વિમોચન-વિધિ સંપન્ન થાય. તે માટે તા. ૨/૧૨ની સવારે એચ. કે. હૉલ ખાતે યોજાયેલા સમારંભમાં સ્વામીશ્રી પધાર્યા ત્યારે અહીં ઉપસ્થિત ઉદ્યોગપતિઓ, સાહિત્યકારો તથા ભાષાપ્રેમીઓએ તેઓને સહર્ષ વધાવ્યા. તેની વચ્ચે સ્વામીશ્રીએ વિશ્વકોશનો પ્રથમ ભાગ ઠાકોરજીને અર્પણ કરી ઉદ્‌ઘાટિત કર્યો.

---

૪૩. તાજેતરમાં સંપન્ન થયેલી દેશવ્યાપી ચૂંટણીના સંદર્ભમાં.

તે દ્વારા ભાષાવિજ્ઞાનના એક યુગકાર્યને વેગ આપી તેઓ આજની સાંજે જે પરનાળા ગામમાં પહોંચ્યા ત્યાં પાંચસોથી વધુ વર્ષ પુરાણી ચતુર્ભુજ વિષ્ણુની મૂર્તિ મળી આવેલી. આ પ્રતિમાને નવું મંદિર બનાવીને તેમાં પધરાવવાનું આયોજન કેટલાક ધનવાન ગામવાસીઓએ વિચારેલું. તે અનુસાર મંદિર તો જોતજોતાંમાં તૈયાર થઈ ગયેલું, પણ તેમાં મૂર્તિ પ્રતિષ્ઠિત કરે તેવા પવિત્ર સંતની શોધમાં યજમાનો હતા.

તે દરમ્યાન એક આગેવાન શ્રી બટુકભાઈ શાહે પોતાના કો'ક સ્નેહીના ઘેર સ્વામીશ્રીની છબી જોતાં જ તેઓનું મસ્તક અહોભાવથી ઝૂકી ગયેલું અને તેઓએ મનમાં ગાંઠ વાળી લીધેલી કે 'પ્રતિષ્ઠા કરાવવી તો આ સ્વામીશ્રીના વરદહસ્તે જ !'

તે માટે બે વર્ષથી વાટ જોઈ રહેલા યજમાનોનો મનોરથ પૂરો કરવા ગામઠી અવ્યવસ્થા સ્વીકારી અત્રે આવી પહોંચેલા સ્વામીશ્રીએ તા. ૩/૧૨ની બપોરે બાર વાગ્યે મૂર્તિપ્રતિષ્ઠા કરતાં સમગ્ર ગામમાં હર્ષોલ્લાસ વ્યાપી વળ્યો.

આ અવસરે આગેવાનો તો બોલી ઊઠ્યા : 'આ ગામમાં છેલ્લાં બસો-ત્રણસો વર્ષથી આવા મહાન સંત પધાર્યા નથી. રસ્તા ખરાબ હોવા છતાં એમણે જે કૃપા કરી છે તે બદલ ખૂબ ખૂબ આભાર.'

## ભરૂચની ભાગ્યવંતી ભૂમિ પર ૬૯મો જન્મોત્સવ

પરનાળાથી નીકળેલા સ્વામીશ્રી અટલાદરા અને પાલેજને પાવન કરતાં તા. ૪/૧૨ની બપોરે બાર વાગ્યે ભરૂચ પધાર્યા ત્યારે આ પૌરાણિક નગરી તેઓના ૬૯મા જન્મજયંતી મહોત્સવને ઊજવવા થનગની રહેલી. તેના ભાગરૂપે ૨,૦૦૦ બાઈ-ભાઈ સ્વયંસેવકોના પરિશ્રમનું પાણી પીને જે. પી. આર્ટ્સ કૉલેજની ૧૮ એકર ભૂમિમાં આકર્ષક 'નગર' મહોરી ઊઠેલું. ૨૮ ફૂટ ઊંચાં ગજદ્વારથી માંડી વૃક્ષારોપણ, કેટલ કૅમ્પ અને વ્યસનમુક્તિ જેવી સંસ્થાની સામાજિક સેવાઓનું નિદર્શન કરતી કલાત્મક પ્રસ્તુતિઓ ઉપરાંત પ્રદર્શન તથા મંદિરમાં પ્રતિષ્ઠિત અક્ષર-પુરુષોત્તમ મહારાજ વગેરે આ 'સ્વામિનારાયણ નગર'નાં આકર્ષણરૂપ સ્થાન હતાં. તેની સાથે અહીં યજ્ઞમંડપ, લગ્નમંડપ અને સભામંડપની ત્રિવેણી પણ રચાઈ હતી. 'નગર'ના એક ભાગમાં સ્વામીશ્રીની સુવર્ણતુલાના પ્રસંગનેય તાદશ કરવામાં આવેલો.

આવા 'નગર'નું નિરીક્ષણ કરી આજની સાંજે દેશાડ પહોંચેલા

સ્વામીશ્રીને અત્રે રાજ્યના ઉદ્યોગમંત્રી સહિત ગામની ભાવિક જનતાએ ઉમંગભેર આવકાર્યા.

તેને અનુસરતાં તા. ૫/૧૨ની સવારે ભરૂચમાં જન્મજયંતી મહોત્સવનો મંગલ પ્રારંભ યજ્ઞની ધૂમ્રસેરોથી થયો. યુગો પહેલાં અહીં બલિ રાજાએ યોજેલા યજ્ઞમાં વિરાટ વિષ્ણુ વામન બનીને આવેલા. સ્વામીશ્રી યજ્ઞમંડપમાં પધાર્યા ત્યારે જાણે એ જ પુરાતન ઇતિહાસ સજીવન થઈ ઊઠ્યો!

તેના સાક્ષી બનનારા ૩૨૬ યજમાનો અને હજારો દર્શનાર્થીઓને આશીર્વાદ આપતાં સભામંડપમાં પધારેલા સ્વામીશ્રીના શુભાશિષ મેળવી સમૂહલગ્નમાં સામેલ ૧૪ વરરાજાઓ પણ ધન્ય થયા. યજ્ઞ, લગ્નના આ પ્રસંગો માણ્યા બાદ આજની રાત્રે સૌ કીર્તન આરાધનામાં મગ્ન બન્યા.

## જાગૃતિનો શંખ ફૂંકતી જન્મજયંતી

તા. ૬/૧૨ની સવારે 'પ્રાણપ્યારા' વિશેષણ પણ વામણું પડે તેવા ગુરુહરિને વધાવવા હજારો ભક્તો વિવિધ સ્વાગત-શુભેચ્છાના ઉપચારો સાથે મહોત્સવના મેદાનમાં હાજર થઈ ગયેલા. તે સૌનું અભિવાદન ઝીલતાં સ્વામીશ્રી 'નગર'ના મંચ તરફ અગ્રેસર થયા ત્યારે તેઓની દૃષ્ટિ મંડપના એક થાંભલે ઊભેલા મહંત સ્વામી પર જતાં તેઓ ત્યાં પહોંચ્યા અને નીચા નમીને આ સદ્‌ગુરુને વંદન કરી ભેટ્યા પણ ખરા. મહંત સ્વામીને આજે જ સંકલ્પ થયેલો કે 'સ્વામીશ્રી ભેટે તો!' આ મનોરથની સદ્યસિદ્ધિ થતાં તેઓ પણ રોમાંચ અનુભવી રહ્યા.

આમ, *'સે'જે સે'જે આપે છે આનંદ...'*ની રીત રાખનારા સ્વામીશ્રીએ મંચ પર ખડા થયેલા બાર બારણાંના હિંડોળાની શોભા ધરતા આસને બિરાજી પ્રાતઃપૂજા આરંભી. તે દરમ્યાન રેલાતા રહેલા જન્મદિવસનાં અભિનંદન અને અભિવંદનના સૂરોને સાર્થક કરી, તેઓ અલ્પાહાર બાદ જન્મજયંતીની સભામાં પધાર્યા. આ સમયે મંત્રીઓ, ધારાસભ્યો, સંસદસભ્યો, કલેક્ટર, પંચાયત પ્રમુખ વગેરે મહાનુભાવોની સાથે હજારોની મેદનીથી મહોત્સવનો માંડવો છલકાઈ ગયેલો.

તેઓના અપ્રતિમ ઉમંગની વચ્ચે એક પછી એક વરિષ્ઠ સદ્‌ગુરુઓ સ્વામીશ્રીના ગુણાનુવાદ ગાવા લાગ્યા. તેમાં પોતાનો ભાવપ્રવાહ ભેળવતાં ઉદ્યોગપ્રધાન શ્રી હરિસિંહ મહીડાએ કહ્યું : 'સદીઓની સદીઓ સરી જશે, પણ

માનવજાત પ્રમુખસ્વામીના જીવનની મહાનતાનો તાગ નહીં મેળવી શકે.'

આવી જ હૃદયોર્મિ ઉલેચતાં સ્થાનિક ધારાસભ્ય શ્રી મહંમદભાઈ બોલ્યા: 'હું આજે પ્રમુખસ્વામીને અબજો સલામ પેશ કરવા આવ્યો છું.'

પરંતુ આ પ્રશંસા-પુષ્પોની સુગંધ માણવાનું મૂકીને, સામે બેઠેલી જંગી સભાના અહોભાવથી પણ અજાણ સ્વામીશ્રી, દૂર-દૂરથી આવેલા ભક્તોના પત્રો લખવા-વાંચવામાં એવા તે પરોવાઈ ગયેલા કે એક તબક્કે તો તેઓએ ખભે ધારેલું ગાતરિયું સરકતું-સરકતું ખોળામાં ઢગલો થઈ પડ્યું તેની પણ તેઓને ખબર ન રહી! બ્રહ્મની અલમસ્તાઈ આજે સોળે કળાએ ખીલી ઊઠી. પોતાના જન્મોત્સવની ભવ્ય ઉજવણીથી નિર્લેપ આ ગરવા ગુરુને સૌ નમી પડ્યા.

આ સમયે પ્રવચનના એક ભાગરૂપે દહેજ-દૂષણના મુદ્દા પર બોલી રહેલા ડૉક્ટર સ્વામીએ 'દહેજ નહીં લેવાનો નિશ્ચય કરતા હોય' તેઓને આંગળી ઊંચી કરવા અનુરોધ કર્યો. આ હાકલના પ્રતિભાવરૂપે ઊંચી થયેલી થોડી આંગળીઓ જોઈ પત્રલેખન કરી રહેલા સ્વામીશ્રીએ બાજુમાં બેઠેલા મહંત સ્વામીને કહ્યું: 'બધાંને કહો કે આંગળીઓ ઊંચી કરે.'

સ્વામીશ્રીનો આ સંદેશ તેઓએ બાજુમાં બેઠેલા ડૉક્ટર સ્વામીને સંભળાવ્યો. તે સૌને સંભળાવતાં ડૉક્ટર સ્વામી બોલ્યા: 'સ્વામીશ્રી કહે છે કે બધાંય આંગળી ઊંચી કરો.'

આ જાહેરાત સાથે જ વિશ્વે કદી ન જોયેલું દૃશ્ય સર્જાયું. દહેજ-નાબૂદીનો સંકલ્પ કરતાં ચાલીસ હજાર આંગળીઓ ઊંચી થઈ ગઈ! અનેક યુવાન-યુવતીઓ અને તેઓના વાલીઓએ એક ઝાટકે દહેજના દૈત્યનું માથું વાઢી નાખ્યું. કોઈ મહાપુરુષના આટલા સાદા અને ટૂંકા શબ્દોની આવી ધારદાર અસર જોઈ દુનિયા દંગ રહી ગઈ! જાગૃતિનો શંખનાદ ફૂંકતી સ્વામીશ્રીની આ જન્મજયંતી નર્મદાના નીરની જેમ અમર બની ગઈ.[૪૪]

## આ નામ કૅન્સલ કરો

તા. ૬/૧૨ની સાંજે ભરૂચથી વિદાય લઈ પીપોદરાને લાભ આપતાં

---

૪૪. સ્વામીશ્રીના ૬૯મા જન્મજયંતી મહોત્સવનો આનંદ લૂંટવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



રાત્રે ૧૦:૪૫ વાગ્યે સુરત આવી પહોંચેલા સ્વામીશ્રીનું રોકાણ આ વખતે નિર્માણાધીન નૂતન મંદિરના સંકુલમાં તૈયાર થયેલા સંતનિવાસમાં જ હતું. અહીં તા. ૭/૧૨ના રોજ અંગ્રેજી તારીખ અનુસાર તેઓની ૬૯મી જયંતી ઊજવાઈ.

ત્યારબાદ કણાવ અને સેવણીને પાવન કરતાં સાંકરી પધારેલા સ્વામીશ્રી સમક્ષ અત્રે તા. ૯/૧૨ની સવારે અલ્પાહાર દરમ્યાન યોગીજી મહારાજના ગુણો વર્ણવતી વિશ્વમંગલ નામાવલિનો પાઠ થવા માંડ્યો. તેમાં એક નામ આવ્યું: 'प्रमुखकीर्तिवर्धकाय नमः।' અર્થાત્ પ્રમુખસ્વામીનો મહિમા કહેનાર યોગીજી મહારાજને નમસ્કાર.

આ સાંભળતાં જ સ્વામીશ્રી બોલ્યા: 'ના, આવું ન હોય. આ ખોટું છે. આ તો એમનાથી (યોગીબાપાથી) આપણી મોટપ વધી જાય એવું થયું! એટલે આ નામ કૅન્સલ (રદ) કરો.'

આમ, સદા ગુરુને જ આગળ રાખતા સ્વામીશ્રી સમક્ષ આજની બપોરે ભોજન દરમ્યાન સારંગસ્તુતિ ગ્રંથનું વાંચન શરૂ થયું. જન્મજયંતી નિમિત્તે સારંગપુરના સંતોએ તૈયાર કરેલા આ સ્તુતિસંગ્રહમાં સામેલ એક શ્લોકમાં એવો પ્રશ્ન પુછાયેલો કે 'किं जमिष्यति?' (આપ શું જમશો?)

'પ્રેમ.' સ્વામીશ્રી તરત જ બોલ્યા.

તેઓનું આ ભાવતું ભોજન! તેથી જ તેઓ આજની સાંજે રાયમ અને બારડોલીને લાભ આપી નળધરા ડુંગરી જવા નીકળ્યા.

આ પ્રવાસ ભક્તો પ્રત્યેના સ્વામીશ્રીના પ્રેમનો પરિચય આપતો રહ્યો, કારણ કે ગાડીમાં એક સેકન્ડ પણ સ્થિર ન બેસી શકાય એવા આ રસ્તે પાંચ-છ વાર તો ગાડીની સ્ટીલ-પ્લેટ રસ્તા સાથે ભટકાઈ. બત્રીસ કિ.મી.નો આ માર્ગ એવો તો ઊબડખાબડ હતો કે ૧૦-૧૫ કિ.મી.ની ગતિએ જ વાહન હંકારવું પડે. તેથી સવા પાંચ વાગ્યે સાંકરીથી નીકળેલા સ્વામીશ્રી છેક પોણા આઠ વાગ્યે નળધરા ડુંગરીના દીવા જોવા પામ્યા.

તેઓનું રાત્રિરોકાણ પણ અહીં જ શ્રી ગણપતભાઈના ઘેર હતું, પરંતુ આ પંથકના રિવાજ મુજબ અત્રે ઓરડા મોટા હૉલ જેવા. તેમાં ઉતારો ક્યાં કરવો? છેવટે એક મોટા હૉલમાં વચ્ચે બૂંગણની આડશ કરી દેવામાં આવી. કાપડની દીવાલવાળા એ ઓરડામાં સ્વામીશ્રી પ્રેમથી પોઢ્યા! સૂતાં-સૂતાં સ્મૃતિ કરી કે 'યોગીબાપાના વખતમાં પડદા બહુ કરતા. તે દા'ડે ઊતરવા મકાન નહીં. મંદિરનો હૉલ હોય એના ખૂણામાં આવા મોદિયાના પડદા કરી નાખે.'

આ રીતે રાત્રિ વિતાવી તા. ૧૦/૧૨ની સવારે પારાયણનો લાભ આપ્યા બાદ વિદાય થયેલા સ્વામીશ્રી પાનાફળિયા, કરચેલિયા, વસરાઈ, વલવાડા અને સેલવાસને પાવન કરતાં તા. ૧૨/૧૨ની બપોરે સવા બાર વાગ્યે મુંબઈ આવી પહોંચ્યા.

## વર્તે તનની મમતા વર્જી

મુંબઈમાં તા. ૧૩/૧૨ની બપોરે ભોજન દરમ્યાન પોતાના પૂર્વ વિચરણની એક વાત કરતાં સ્વામીશ્રીએ કહ્યું : 'એક ગામથી બીજે ગામ જતાં રસ્તામાં બાવળિયો ભાળે એટલે તરત ઘનશ્યામ સ્વામી કહે : 'તમે દાતણ લઈને આવો.' એટલે અમે ઊતરીએ. દાતણ કાપીને પછી બીજા ગામ પહોંચીએ.'

આમ, પ્રથમથી જ સેવામય સ્વામીશ્રીના શરીરમાં આ સમયે શરદીનો ઉપદ્રવ શરૂ થયેલો. તેમાં રાહત રહે તે માટે ડૉક્ટરોએ ગોળી, ઇન્હેલર વગેરે લેવાની વાત કરી, પણ તે દરેક ઉપચારને નકારતાં સ્વામીશ્રી બોલ્યા : 'માથું દુઃખે ત્યારે મેં કોઈ દિ' બામ ચોપડ્યો નથી. જો કે મને દુઃખાવો થયો જ નથી. તોયે બામ ચોપડવાની ખાસ ઇચ્છા જ નહીં. શરદીમાંય દવા ન લઉં. બે દિવસમાં મટવાનું જ છે ને !'

પરંતુ શરદીને કારણે સ્વામીશ્રીના શરીરમાં કળતર પણ વર્તાતી હોવાથી ડૉક્ટરોએ પૂછ્યું : 'આજે તાવ છે ?'

'એ તો હોય થોડું.' સ્વામીશ્રીએ કહ્યું.

*'વર્તે તનની મમતા વર્જી...'*ની જ તેઓની શૈલી !

તે મુજબ વિચરતા સ્વામીશ્રીનાં દર્શને તા. ૧૪/૧૨ની સાંજે પ્રસિદ્ધ ઉદ્યોગપતિ શ્રી નરેન્દ્રભાઈ દેસાઈ આવ્યા. નડિયાદની ડી.ડી.આઈ.ટી. કૉલેજના આ સૂત્રધાર મળતાંવેંત અહોભાવ ઉચ્ચારવા લાગ્યા કે 'મને ખરો આનંદ તો વિદ્યાનગરની આપની હૉસ્ટેલ જોઈને થયો. ત્યારે મને અનુભવ થયો કે 'મહારાજશ્રી છે ખરા.' આખા ભારતમાં આવી હૉસ્ટેલ જોઈ નથી. ત્રિગુણથી પર હોઉં એવું લાગ્યું.'

આટલું કહી તેઓએ ઉમેર્યું : 'હું તો ભક્તિવેદાંત સ્વામીના ડ્રાઈવર તરીકે પણ રહી ચૂક્યો છું. મેં આપને પહેલવહેલા કરમસદમાં સાંભળ્યા ત્યારે એવું અનુભવાયું કે આપ પ્રભુપાદની જેમ જ બોલતા હતા.'

'ભગવાન બેઠા છે એ બધું કરે છે.' સ્વામીશ્રીએ જણાવ્યું.

પોતા વિષેના કોઈ પણ અહોભાવનો આવો જ પ્રતિભાવ તેઓ તરફથી મળતો.

## મોટાપુરુષને જે ન ગમે એ અધર્મ

તા. ૧૭/૧૨ની સવારે 'અલૈયા ગામને મહારાજ ધામમાં લઈ ગયા...' એ 'સ્વામીની વાત' નિરૂપતાં સ્વામીશ્રીએ કહ્યું:

''ઠેઠ અક્ષરધામમાં ગયા'તા તોય કેમ ન રહ્યા? સ્વભાવ. પાત્ર વગર અધિકાર મળે પણ માણસને સુખ ન આવવા દે. ત્યાં રહ્યાં રહ્યાં સ્વભાવ ઝળકાવે. એટલે પાત્ર જોઈને કરવામાં આવે તો અધિકાર શોભે. એટલા માટે જે બ્રહ્મરૂપ થાય તેને ધામમાં જવાનો અધિકાર મળે છે. જે વસ્તુ દૃષ્ટિથી ન થાય એ જ્ઞાનથી થાય છે. જ્ઞાને કરીને સ્વભાવ ન ટળ્યા હોય તો દૃષ્ટિ કરીએ તોય સુખ ન આવે.

'આ અક્ષરધામની સભા છે' એમ મહારાજે કહ્યું. તેમ છતાં અહીં ઘર્ષણ થાય એનું કારણ શું? સ્વભાવ. મોટાપુરુષ તો હેત-પ્રીત કરે છે પણ સ્વભાવ ન ટળ્યા હોય ત્યાં સુધી અહીં બેસાય નહીં. સંપ, સુહૃદભાવ, એકતા ક્યારે થાય? સ્વભાવ મૂકીએ તો થાય ને! શિવલાલને સોપારી માટે કહ્યું તો મૂકી દીધું. બાકી એમ થઈ જાય, 'સોપારીમાં શું? એ ક્યાં વ્યસન છે?' પણ મોટાપુરુષને જે ન ગમે એ અધર્મ. ભલે એમાં લાખોનો ફાયદો થાય. આ સમજાય તો સ્વભાવ ટળે અને સુખિયા થવાય.''

આ આશીર્વાદ બાદ, દક્ષિણ ભારતનું વિચરણ શરૂ કરતા સ્વામીશ્રી બપોરના અઢી વાગ્યે દાદર સ્ટેશને પધાર્યા. અહીં પ્લેટફૉર્મ નં. ૧ પરથી ઊપડતા દાદર એક્સપ્રેસમાં જઈ રહેલા તેઓને વળાવવા આવેલા ભક્તોના અવિરત જયનાદોથી સ્ટેશન ગાજી ઊઠ્યું. તેની વચ્ચે થોડી વારમાં ગાડી ઊપડી.

તે વખતે કેટલાય યુવાનો ટ્રેનની ગતિએ તાલ મિલાવતાં દર્શન માટે દોડવા માંડ્યા. તે જોઈ દરવાજે ઊભેલા સ્વામીશ્રી કહેવા લાગ્યા: 'અલ્યા, રાખો. પાછા જાઓ. દોડો નહીં. લપસી જશો.' પરંતુ ઉજાશ પાછળ ઘેલા બનેલાં આ પતંગિયાંઓની ઊડાઊડ ગાડીએ પ્લેટફૉર્મ છોડ્યું ત્યારે જ વિરમી.

આવો જ ઉમળકાભર્યો માહોલ ૬:૨૦ વાગ્યે ટ્રેન પૂના પહોંચી ત્યારે ત્રણ નંબરના પ્લેટફૉર્મ પર સર્જાયો. અત્રે રેલવે અધિકારીઓએ સ્ટેશનના લાઉડ-સ્પીકર પર જાહેરાત કરી સ્વામીશ્રીને આવકાર્યા!

આ સત્કાર સાથે પુણ્ય-નગરીમાં પ્રવેશેલા સ્વામીશ્રીએ અહીં અજમેરા પરિવારના બંગલે મુકામ ઠરાવી આજની સાંજે નહેરુ મેમોરિયલ હૉલમાં ધર્મલાભ આપ્યો.

ત્યારબાદ તા. ૧૮/૧૨ની સવારે નિકટવર્તી સણસવાડી ગામમાં યજમાનના નિર્માણાધીન ઔદ્યોગિક ગૃહની ભૂમિ પર પદાર્પણ કરતાં તેઓએ તા. ૧૯/૧૨ની સાંજે સાંગલીને પાવન કર્યું.

અહીંના ગોળ બજાર, વાયદા બજાર, હળદર બજાર, લોખંડ બજાર, સમગ્ર માર્કેટિંગ યાર્ડ વગેરેએ સ્વામીશ્રીનો સત્સંગ માણવા માટે 'બજાર બંધ'નાં પાટિયાં ઝૂલતાં કરી દીધેલાં. તેના મૂળમાં હતા – શ્રી ગોપાલભાઈ પટેલ. તેઓ અને તેઓના સાથી સમા ચંપકભાઈ શાહ વગેરેએ તા. ૨૦/૧૨ની સવારે જૈન શ્વેતાંબર સંઘની વાડીમાં યોજાયેલી જાહેર-સભામાં આવવા માટે સૌને આપેલાં નિમંત્રણને કારણે આ સમારંભ ભાવિકોથી ચિક્કાર રહ્યો. તેમાં વિવિધ વ્યાવસાયિક-સામાજિક અગ્રણીઓએ સ્વામીશ્રીને હારતોરાથી સન્માન્યા. તેઓ સહિત ઉપસ્થિત સમુદાયને અમૃતધારાથી ભીંજવતા સ્વામીશ્રી આજની સાંજે ધારવાડ થઈને હુબલી પધારી ગયા.

## નાથે નિર્માનને ગ્રહ્યું

હુબલીમાં તા. ૨૧/૧૨ની સાંજે ગુજરાત ભુવન ખાતે રખાયેલી જાહેર-સભામાં સ્વામીશ્રી પધાર્યા ત્યારે કર્ણપ્રિય ચિત્કાર દ્વારા તેઓને વધાવતાં જગન્નાથ નામનો ગજરાજ પોતાની સૂંઢ દ્વારા સ્વામીશ્રીના કંઠમાં હાર પહેરાવવા ગયો. તે વખતે સ્વામીશ્રી આ હાથીને પણ તેણે ઊંચકેલો હાર ઠાકોરજીને ધરાવવાનો ઈશારો કરવા લાગ્યા! પરંતુ આજે તો તેઓને જ વધાવવા આતુર બનેલા ગજેન્દ્રે વારાફરતી બે હાર સ્વામીશ્રીને પહેરાવી દીધા. તે પછી દંડવત્ કરતો હોય તેવા ભાવથી તે પાછલા પગે નમીને ઢસડાતો ઢસડાતો સ્વામીશ્રી તરફ લળ્યો પણ ખરો. આ સમયે તેના કુંભસ્થળ પર વરદહસ્ત સ્થાપી સ્વામીશ્રીએ તેને ધન્ય કર્યો.

આવી જ ધન્યતા આજની સભામાં સ્વામીશ્રીને સન્માનપત્ર અર્પણ કરનારા ગુજરાતી સમાજના આગેવાનોએ પણ અનુભવી. તેથી જ તા. ૨૨/૧૨ની સવારે શ્રી વિઠ્ઠલભાઈ પટેલના ઘેર રખાયેલા સ્વામીશ્રીના ઉતારે આવી પહોંચેલા તેઓએ કહ્યું: 'સ્વામીજી! અહીં અમે અંગ્રેજી માધ્યમની

શાળા બાંધી રહ્યા છીએ. એમાં આપને પધરાવવાનો સ્વાર્થ છે.'

આ આમંત્રણ સ્વામીશ્રીએ તો તરત સ્વીકારી લીધું, પરંતુ તેની જાણ એક વ્યવસ્થાપક સંતને થતાં તેઓને લાગ્યું કે 'આ સૌએ સ્વામીશ્રી પાસે આગ્રહપૂર્વક પધરામણી ગોઠવાવી હશે!'

તેથી તેઓએ પેલા કાર્યવાહકોને સ્વામીશ્રીની ઉંમર અને તબિયતને ધ્યાનમાં રાખી પગલાં કરવા ન લઈ જવા સમજાવ્યા. વાત યોગ્ય હોવાથી તે સૌએ સ્વામીશ્રી પાસે આવી કહ્યું: 'અમે આપને તકલીફ આપવા નથી માંગતા. આપનું સ્વાસ્થ્ય સારું નથી અને અમે આપને વાત કરી એ બદલ ક્ષમા યાચીએ છીએ.'

આ શબ્દો પાછળનો દોરીસંચાર સ્વામીશ્રીથી અજાણ્યો ન રહ્યો. છતાં તેઓ બોલ્યા: 'કોણે તમને વાત કરી? બોલાવી લાવો એમને. હું માફી માંગું. આ ક્યાં તમારું વ્યક્તિગત કામ છે! આ તો સમાજનું છે. કોઈ આવું કાર્ય હોય તો જઈએ છીએ.'

સ્વામીશ્રી જ્યાં આ વાત કરી રહેલા ત્યાં જ પેલા વ્યવસ્થાપક સંત પ્રવેશ્યા. તેઓને જોતાં નમ્રતા સાથે સ્વામીશ્રીએ કહ્યું: 'માફ કરજો. તમને પૂછ્યા વિના અમે 'હા' પાડી દીધી. અમારી ભૂલ કે અમારે 'હા' પાડતાં પહેલાં તમને મળવું જોઈએ.'

સ્વામીશ્રીના આ શબ્દો કોમળ હતા, છતાં ઝીલવા અઘરા હોવાથી પેલા સંત હલબલી ઊઠ્યા. તેઓએ કહ્યું: 'બાપા! આપની મરજી હોય તો અમારે ક્યાં 'ના' છે?'

'તો તમારે આ ભાવિકોને 'ના' પાડતાં પહેલાં મને મળી લેવું જોઈએ કે 'તમારી શું મરજી છે?' અમે ઇચ્છા વગર 'હા' કહ્યું હોય? અમુક બાંધછોડ કરવી જોઈએ. વ્યવહારુ થવું જોઈએ. ફરીથી હું માફી માંગું છું.'

સંત અને સમાજ – બંને પ્રત્યેની સ્વામીશ્રીની લાગણી આ પ્રસંગે ઝળકી રહી. તેઓની કાર્યરીતિમાં કોઈનું મન કચડાતું નહીં. તેથી તેઓ આજની મુલાકાતો બાદ પેલી નિર્માણાધીન શાળામાં જઈ આવ્યા. ત્યાં તેઓએ અંગ્રેજી સાથે ગુજરાતી ભણાવવાનું પણ સૂચન કર્યું.

## અમૃત પીધાં જ કરો... પીધાં જ કરો...

કિત્તુર એક્સપ્રેસ દ્વારા તા. ૨૩/૧૨ની સવારે બૅંગ્લોર પહોંચેલા

સ્વામીશ્રીના અહીંના રોકાણ દરમ્યાન તેઓની પ્રાતઃપૂજા શ્રી રમેશભાઈ પટેલના ઘેર રખાયેલા ઉતારે અને જાહેર-સભાના કાર્યક્રમો વૈષ્ણવ સમાજના હૉલમાં ગોઠવાયેલા. તેની સાથે શંકરમઠ, વીરાંજનેય સ્વામી મંદિર, લક્ષ્મી-નારાયણ મંદિર, હરેકૃષ્ણ મંદિર વગેરે ધાર્મિક સ્થળોએ પણ પધારેલા સ્વામીશ્રીએ તા. ૨૫/૧૨ના રોજ રાજાજી નગરના પાંચમા બ્લોકમાં આવેલી ભૂમિને અહીંના સંભવિત મંદિર માટે પ્રસાદીભૂત કરી. તેને અનુસરતાં તેઓએ તા. ૨૭/૧૨ના દિવસે શહેરના સમીપવર્તી નંદી હિલમાં યોજાયેલા સ્નેહમિલન સમારંભમાં લાભ આપી દિશા પકડી કોઈમ્બતુરની.

નાગરકોઈલ ઍક્સપ્રેસ દ્વારા તા. ૨૯/૧૨ની સવારે અહીં પધારેલા સ્વામીશ્રીએ આજની સાંજે ગુજરાતી સમાજના હૉલમાં સત્સંગ-લાભ આપી તા. ૩૦/૧૨ની સવારે ધન્વંતરી આયુર્વેદ હૉસ્પિટલમાં પધરામણી કરી. અહીં તેઓને મળેલા વિશ્વ હિંદુ પરિષદના મહામંત્રી શ્રી અશોક સિંઘલે કહ્યું : 'રામ જન્મભૂમિનો પહેલો કાચો મુસદ્દો અમદાવાદના આપના મંદિરમાં ઘડાયો હતો. એન્જિનિયરો, ડૉક્ટરો અને ભણેલા સંતો ધરાવતી આપની સંસ્થા જેવી સંસ્થા ભારતમાં બહુ ઓછી છે.'

આ અહોભાવને વિનમ્ર વદને ઝીલી ઉતારે પધારેલા સ્વામીશ્રીને આજની સાંજે સેવાભાવી યુવક હેતલ દેસાઈએ પૂછ્યું : 'બાપા ! અમે ભણતા ત્યારે પરીક્ષામાં જેવી મહેનત થતી એવી અહીં સત્સંગમાં કેમ નથી થતી ?'

'અહીં તો આપણને એવું થાય કે પાસ થઈએ કે ન થઈએ તોય શું ? થોડું થાય કે વધારે થાય તોય ક્યાં કોઈ પૂછવાનું છે ? વહેલું ઉઠાય કે મોડું– વાંધો શું છે ? એવું રહે. પણ 'પાંચ વાગ્યે ઊઠીને ભજન કરવું છે' એ વિચાર હોય તો થાય. પરીક્ષામાં તો પાસ થવું છે, ડિગ્રી લેવી છે, એમાં જમવાનું ભૂલી જવાય. એમ આમાં પણ લગની લાગવી જોઈએ, તો વાંધો ન આવે. આ તો 'અહીં પરીક્ષા ક્યાં આપવી છે ?' એવું મગજમાં બેઠું છે એટલે નિરાંત છે.'

'પણ અહીં પરીક્ષાનું કેવી રીતે નક્કી કરવું ? અહીં તો ગમે ત્યારે પરીક્ષા આવે. કોઈના શબ્દો સહન કરવા પડે.'

'અં... સાધુતાના માર્ગમાં એ પહેલામાં પહેલું. શબ્દ સહન કરવો. છતાં દરેકનો મહિમા સમજવો જોઈએ. પ્રેમ ઓછો ન થવો જોઈએ.'

આટલું કહી સાધનાનો માર્ગ સ્પષ્ટ કરતાં સ્વામીશ્રીએ કહ્યું :

'ધ્યેય દૃઢ થાય તો વેગ લાગે. નિયમ પ્રમાણે ચાલીએ તો સરખાઈથી

કામ ચાલે. છેલ્લા શ્વાસ સુધીની આ વાત છે. તેમાં જ્ઞાન જોઈએ. સહનશીલતા જોઈએ. ટાઇમે કોઈ કામ બતાવે તો 'નહીં કરું' એમ નહીં. બીજા કરે - ન કરે એની ચિંતા નહીં. દૃષ્ટિ એક સત્પુરુષ સામે રાખીને કાર્ય કરવું. નહીં તો બીજાનું જોઈને આપણને આળસ ચડી જાય. *'નટ ચઢે વળી વાંસડે...'* અહીં આવીને 'આવોય આમ છે... તેમ છે...' એમ કરવા જઈએ તો ભજનનું નિશાન રહી જાય ને બીજા નિશાનમાં ચઢી જવાય. એટલે આપણે નિયમિત કથા, કીર્તન થવું જ જોઈએ. એમાં આડું-અવળું નહીં. ચાલ્યા જ કરો... ચાલ્યા જ કરો. અમૃત પીધાં જ કરો... પીધાં જ કરો...'

## ભક્તવત્સલ દીનબંધુ નામ રે

તા. ૩૧/૧૨ની સવારે જલારામ હૉલમાં ધર્મલાભ આપી ઉતારે પરત પધારેલા સ્વામીશ્રી આજની સાંજે વિશ્રામમાંથી જાગ્યા ત્યારે યજમાન શ્રી વિષ્ણુભાઈ ભટ્ટે વિદાય નિમિત્તે પૂજન કર્યું. તે સાથે તેઓનો નોકર શ્રી મરુતાચલ પણ ૧૦૧ રૂપિયાની ભેટ ધરવા તૈયાર થયો ત્યારે સ્વામીશ્રીએ તે લેવાની 'ના' કહી.

તે વખતે આ ચાકર બોલ્યો : 'સ્વામીજી ! હું જે ડોશીના ઘેર કામ કરતો તેણે મારા ઘરના કામ માટે મને ૧૦૦૧ રૂપિયા આપેલા, પણ આપીને તરત એ દેવલોક સિધાવી ગઈ. તેથી મેં નક્કી કરેલું કે 'આ રકમમાંથી દર મહિને ૧૦૧ રૂપિયા મંદિરમાં આપવા.' આ છેલ્લા ૧૦૧ રૂપિયા હતા, તે આપનાં ચરણોમાં મૂકું છું.'

એક ગરીબનો આ આંતરવૈભવ જોઈ પ્રસન્ન થતાં સ્વામીશ્રી બોલ્યા : 'એનુંય કલ્યાણ થઈ ગયું.'

અહીંના રોકાણ દરમ્યાન રત્નવેલ નામના એક મુમુક્ષુ ઠાકોરજી તથા સ્વામીશ્રી માટે રોજ ગાયનું દૂધ લાવતા. તેઓને આજે આશીર્વાદ આપતાં સ્વામીશ્રીએ કહ્યું : 'આ ભાઈનું નામ નોંધી લેજો.'

આમ, અલ્પ સેવાનું પણ મહત્ ફળ આપનારા તેઓ વિચરણના આગામી ક્રમ માટે આજની રાત્રે જ્યારે રેલવે સ્ટેશને પધાર્યા ત્યારે નીલગિરિ ઍક્સપ્રેસને ઊપડવામાં હજી થોડી વાર હતી. તેથી એક સામાન્ય ખુરશી પર બિરાજી સ્વામીશ્રી રેલવે પ્લેટફૉર્મની બત્તીના અજવાળે એક કાગળ લખવામાં ડૂબી ગયા.

તેઓને આજે બપોરે જ અમદાવાદના અગ્રણી સત્સંગી શ્રી અંબાલાલભાઈના અક્ષરવાસ થયાના સમાચાર મળેલા. તેથી એ ભક્તના અંતિમ સંસ્કાર સંબંધી વિગતો સ્વામીશ્રીએ ઈશ્વરચરણદાસ સ્વામી પ્રત્યે લખી જણાવી. ત્યારબાદ દયાના દસ્તાવેજ સમો એ કાગળ વિષ્ણુભાઈને આપતાં તેઓએ કહ્યું : 'આ પ્રમાણે અમદાવાદ ફોન કરી દેજો.'

સ્વામીશ્રીનું આ દર્શન સન ૧૯૮૯ માટે ચિરંતન મૂડી સમું બની રહ્યું. પોતાની આવરદા દરમ્યાન આખી દુનિયામાં ઘૂમી વળેલા આ વર્ષને, પોતાના આશ્રિતોની સંભાળ રાખવામાં સ્વામીશ્રી જેટલા ખબરદાર ગુરુ અન્ય કોઈ નજરે નહીં ચડ્યા હોય! તેથી જ આજે તા. ૩૧/૧૨ની રાત્રે બાર વાગ્યે સ્વામીશ્રીથી અળગી થતાં સન ૧૯૮૯ ગાઈ ઊઠી : '*આ વારનો જે અવતાર રે, એવો ન થાયે વારમવાર રે...*'

સ્વામીશ્રી વિષે આવો જ અહોભાવ આ વર્ષે તેઓની ચરણરજથી પાવન થયેલાં ૩૨૭ ગામો-શહેરોયે વહાવી રહ્યાં. તે સૌની આ સુખદ અનુભૂતિમાં સાદ પુરાવતી હોય તેમ વ્હીસલ વગાડતી ટ્રેન સ્વામીશ્રીને લઈને સડસડાટ ચાલી નીકળી.



# યુવાક્રાંતિના વિરલ વિશ્વકર્મા

## સન ૧૯૯૦

### તલસ્પર્શી અને હૃદયસ્પર્શી

સન ૧૯૯૦ના ફૂટતા પ્રભાતે સ્વામીશ્રીને લઈ આવેલી ટ્રેન ચેન્નાઈના સ્ટેશને પહોંચી ત્યારે તેઓને સત્કારવા ઊમટેલી મેદનીએ કરેલા જયજયકારથી જૂનું સ્ટેશન અને નવી સવાર બંને ગુંજી ઊઠ્યાં. આવા જ બુલંદ જયનાદોથી આજની સાંજે માહેશ્વરી ભુવન પણ ગાજી રહ્યું.

અહીં આયોજિત સન્માન સમારંભમાં સૌનો આદર સ્વીકારી ઉતારે પધારેલા સ્વામીશ્રી તા. ૨/૧ની સવારે અલ્પાહારથી પરવાર્યા ત્યારે તેઓએ શ્રી રજનીભાઈ પટેલને ચેન્નાઈમાં મંદિર માટેની સંભવિત જમીનો બાબતે પૂછ્યું. તે વખતે આ સ્થાનિક કાર્યકરે કહ્યું: ‘પહેલાં અમે અને સંતો જોઈ આવીએ. પછી જે સારી જમીન હોય તે આપને બતાવવા લઈ જઈશું.’

‘એવું નહીં. બધી જમીન મને પણ બતાવો. મોટા શહેરમાં જમીન લેવાની છે. લાખોની વાત છે, એટલે બધી જમીન મારા મગજમાં પણ રહેવી જોઈએ. મારા મગજમાં બેસે પછી આગળ વાત ચાલે.’ સ્વામીશ્રી બોલ્યા.

કલ્પનાના ઘોડાની સવારી તેઓને ન ફાવે. વળી, ભગવાનને માટે કરવી પડતી પ્રવૃત્તિને પણ સ્વામીશ્રી ભક્તિ જ માનતા. તેથી તે સંબંધી

પ્રત્યેક કામમાં ઊંડા ઊતરતા તેઓને આજની સાંજે એક સંતે બોટલમાંથી કાઢેલો ફળનો રસ વાટકામાં ભરીને આપ્યો ત્યારે સ્વામીશ્રીએ પૂછ્યું: 'આ ઠાકોરજીને ધરાવ્યું ?'

'હા.'

'સીધો શીશો ધરાવ્યો ?'

'હા.'

'એવું હોતું હશે ? ઠાકોરજીને જુદા વાસણમાં ધરાવવું.' સ્વામીશ્રીએ સૂચવ્યું.

તેઓની પ્રવૃત્તિ અને પરાભક્તિ – બંને તલસ્પર્શી. તેથી જ સ્વામીશ્રી બની રહ્યા છે હૃદયસ્પર્શી.

## આશીર્વાદનો અમૃતધરો

તા. ૨/૧ની સવારે વિશ્વવિખ્યાત મરીના બીચ પર ઊભેલા સ્કિલ કલ્ચર સેન્ટરમાં પધારેલા સ્વામીશ્રીનાં દર્શન માટે સમીપવર્તી ગામના માછીમારો દોડી આવ્યા. તે જોઈ પદ્મશ્રીનો ખિતાબ ધરાવતા યજમાન શ્રી દશરથભાઈને ઘણું આશ્ચર્ય થયું કે 'આટલાં વર્ષોથી હું અહીં રહું છું, છતાં કોઈ ડોકાયું નહોતું ! આજે આ લોકો શાથી આકર્ષાયા ?!'

એટલામાં તો આ માછીમારોએ પોતાનું ગામ પાવન કરવા સ્વામીશ્રીને વિનંતી કરી. તે સ્વીકારી ચાલતાં ચાલતાં જ ત્યાં પહોંચેલા સ્વામીશ્રી અત્રે યેલ્લે અમ્મનનાં દર્શન કરી રહેલા ત્યારે તેઓનાં ચરણ પકડીને એક માછીમારે પોતાના ઘેર પધારવાની અરજ ઉચ્ચારી. તે સાંભળી હસી પડેલા સ્વામીશ્રી બોલ્યા : 'લે, આને કોણ પધરામણીનું કહી ગયું ?!'

તેઓ વિષે આવું જ આકર્ષણ અનુભવતા સ્થાનિક ગુજરાતી સમાજે પણ આજની સવારે ગુજરાતી મંડળના ભુવનમાં સ્વામીશ્રીને સન્માન્યા. પરંતુ લેવા કરતાં આપવામાં વિશેષ માનતા સ્વામીશ્રીએ અહીંથી વિદાય લેતાં પૂર્વે આ સમાજની નિર્માણાધીન કૉલેજમાં માતબર રકમનું દાન નોંધાવ્યું.

આવા સૌજન્યસભર તેઓના આકર્ષણથી રાજ્યપાલ શ્રી પી. સી. એલેક્ઝાન્ડર પણ બાકાત ન રહ્યા. તેઓએ તા. ૩/૧ની સવારે રાજભવનમાં સ્વામીશ્રીનાં પગલાં કરાવ્યાં ત્યારે સમય થયેલો ૧૧:૫૦ વાગ્યાનો. આ ટાણે સ્વામીશ્રીનું ઉષ્માસભર સ્વાગત કરનારા શ્રી એલેક્ઝાન્ડરે વીસેક મિનિટ સુધી

સત્સંગ માણ્યા બાદ અહોભાવ ઉચ્ચાર્યો કે 'દરેક જગ્યાએ સ્વામીશ્રીની મુલાકાત કે વિચરણ હંમેશાં 'Source of blessing' – આશીર્વાદના સ્રોત સમાન હોય છે.'

આ ઝરામાંથી તેઓને જાણે બહાર જ ન નીકળવું હોય તેમ રાજ્યપાલ સ્વામીશ્રીને વળાવવા છેક પ્રાંગણ સુધી સાથે ચાલ્યા !

આમ, ગામડિયાથી ગવર્નર સુધી સૌના પ્રીતિપાત્ર સ્વામીશ્રી કાંતિભાઈના ઘેર રખાયેલા ઉતારે પરત પધાર્યા ત્યારે અહીં આજની સાંજે પૂજ્ય ચિન્મયાનંદ સ્વામી મળવા આવી પહોંચ્યા. તેઓનો સ્નેહભાવ ઝીલી સ્વામીશ્રીએ તા. ૪/૧ની સાંજે પોંડિચેરીને પાવન કર્યું.

## લેતા સ્વામી અમ સંભાળ

પોંડિચેરીમાં તા. ૫/૧ના રોજ ઓરોવીલ તથા અરવિંદ આશ્રમની મુલાકાત લેનારા સ્વામીશ્રીના મુખેથી ઓરોવીલના કેન્દ્ર સમા વટવૃક્ષનો સ્પર્શ કરતાં શબ્દો સરી પડ્યા: 'જય મહારાજ! આ ઝાડ નીચે જે બેસે એનું કલ્યાણ કરજો.'

આ ભદ્રભાવના સાથે વિચરતા સ્વામીશ્રીએ અત્રે આનંદા તિરુમના નિલયમ્‌માં બે દિવસ સુધી સત્સંગ-લાભ આપી તા. ૬/૧ની સવારે વાટ પકડી વિજયવાડાની. તે માટે તા. ૬/૧ની રાત્રે ચેન્નાઈથી હાવરા ઍક્સપ્રેસમાં બિરાજેલા તેઓ તા. ૭/૧ની સવારે વિજયવાડા આવી પહોંચ્યા.

અહીં તેઓના આગમનને વધાવતાં રમેશભાઈ પરીખ, જગતભાઈ શેઠ વગેરે ભક્તો જોરશોરથી 'પ્રમુખસ્વામી મહારાજની જય'ના નારા ગજવવા લાગ્યા, પરંતુ તે સાંભળતાં જ સ્વામીશ્રીની ભક્તિ સૂચનરૂપે ઊછળી આવી કે 'આ જય બંધ કરી મહારાજની જય બોલાવો.'

આમ, સૌને ભગવાનમાં જોડતા તેઓની સ્વાગત-સભા આજની સાંજે તિરુપતિ તિરુમલ્લા દેવસ્થાનમાં યોજાઈ. તેમાં નગરપતિનો સત્કાર સ્વીકારનારા સ્વામીશ્રીનાં દર્શનનો લાભ સૌને મળે તે હેતુથી સ્થાનિક મંડળે તા. ૮/૧ની સવારે નગરયાત્રા યોજી. આ દાખડાને સુફળ કરવા સ્વામીશ્રી મુખ્ય બજારના નાકેથી ગુજરાતી સમાજની શાળા સુધી પુષ્પાચ્છાદિત ખુલ્લી મોટરમાં બિરાજ્યા.

તેને અનુસરતાં આજની સાંજે ગુંટુર પધારેલા તેઓની જાહેર-સભા

વ્યંકટેશ વિજ્ઞાન મંદિરમાં યોજાઈ.

તેમાં અમૃતધારા વહાવી સ્વામીશ્રી તા. ૯/૧ની સાંજે લીંક ઍક્સપ્રેસ દ્વારા વરંગલના ઉતારે પહોંચ્યા ત્યારે રાત્રિનો પોણો વાગી ચૂકેલો. છતાં તા. ૧૦/૧ની સવારે ગુજરાતી સમાજના હૉલમાં યોજાયેલી પોષી પૂનમની સભાને શોભાવતા તેઓ, આજની સાંજે ચાર કલાકનો મોટર પ્રવાસ ખેડી રાત્રે પોણા નવ વાગ્યે સિકંદરાબાદ આવી પહોંચ્યા.

અત્રે તા. ૧૧/૧ની સવારે ગુજરાતી સેવા મંડળના હૉલમાં સ્વામીશ્રીને આવકારનારી વિવિધ ગુજરાતી સંસ્થાઓના અગ્રણીઓનો એક સૂર સર્વ-સામાન્ય રહ્યો કે 'અત્યાર સુધી અમે પ્રમુખસ્વામી વિષે સાંભળ્યું હતું, પરંતુ અત્યારે અનુભવવા મળ્યું. દર્શન કરતાં જ શાંતિ થઈ ગઈ.'

આવા જ પ્રેમભાવથી તા. ૧૨/૧ના રોજ રામકૃષ્ણ મિશનના અગ્રણી પૂજ્ય રંગનાથાનંદજીએ પોતાના આશ્રમમાં સ્વામીશ્રીને પધરાવ્યા.

તેઓ સાથે આશરે અડધો કલાક સુધી ધર્મવિમર્શ કર્યા બાદ શ્રી જશભાઈ પટેલના ઘેર ઉતારે પરત આવેલા સ્વામીશ્રીને અહીં સુરતવાસી શ્રી ભૂપેન્દ્રભાઈ મળ્યા. તેઓએ સંતોએ બાંધી આપેલો ઘારીનો પ્રસાદ ધર્યો ત્યારે સ્વામીશ્રીએ આ વાનગી પ્રાપ્ત થયાની જાણ કરતો કાગળ, સુરતના સંતો પર લખી જણાવવા પત્ર-પરિચારકને આજ્ઞા કરી.

આ પણ તેઓનો સાહજિક સ્વભાવ. કોઈનાયે તરફથી પોતા પર આવેલી વસ્તુ કે વિગત મળ્યાની પહોંચ જેવો તેઓનો પત્ર પ્રેષકને પહોંચે જ ! ભલે વસ્તુ સાધારણ હોય, વિગત સામાન્ય હોય, છતાં આ બાબતે સ્વામીશ્રીનો ખટકો અસાધારણ રહેતો.

એવો જ તેઓનો પ્રેમ. તેથી જ 'સુરતથી આવેલો પેલો યુવક આજની સાંજે જ વિમાન દ્વારા પરત ફરવાનો છે' તે જાણી સ્વામીશ્રીએ અહીંનું રસોડું સંભાળતા કાર્યકર શ્રી વિનુભાઈ પટેલને સૂચના આપી દીધી કે 'એને ચા-નાસ્તો કરાવીને મોકલશો. વળી, ફ્લાઈટોના ટાઈમ-ટેબલનું ઠેકાણું ન રહે, એટલે ઍરપોર્ટ પર મૂકવા જે ગાડી મોકલો તે જ્યાં સુધી પ્લેન ન ઊપડે ત્યાં સુધી રોકાય તેમ ગોઠવણ કરજો.'

સત્સંગમાં બાળકથી લઈને બુઝુર્ગ સુધીના સૌ ગાઈ શકે એમ હતા કે *'લેતા સ્વામી અમ સંભાળ...'*

## સત્પુરુષ કહે એમ કરવું એ ભીડો

તા. ૧૩/૧ના રોજ સિકંદરાબાદમાં મંદિર અંગેની સંભવિત જમીનો જોવા નીકળેલા સ્વામીશ્રી હુસૈન સાગર અને વિનાયક સાગરની પાળે પગ ટેકવીને નકશા સાથે જમીન જોયા બાદ બોલ્યા: 'ચાલો, તળાવે જઈએ.' આમ કહેતાં ઢાળ ઊતરીને નીચે પધારેલા તેઓએ અહીં જાતે જ નીચા વળી, ઉભડક પગે બેસી, ઠાકોરજીનાં ચરણો પર જળ પધરાવતાં સંકલ્પો કર્યા કે 'જય હરિકૃષ્ણ મહારાજ ! મંદિર માટે જગ્યા મળી જાય, જે આમાં ના'ય એનું કલ્યાણ થાય...'

આ હિતકારી ભાવના સાથે વિચરતા સ્વામીશ્રી હવે આજની રાત્રે ટ્રેન દ્વારા નાગપુર જવાના હતા. તે માટે પોણા આઠ વાગ્યે સ્ટેશને જવા નીકળવું અનિવાર્ય હતું. છતાં શ્રી કેશવલાલ કોટકના ઘેર સૌને શાંતિથી મળી રહેલા સ્વામીશ્રીએ આ તડામારીમાં પણ વિજયવાડા જતા ભક્તોને બે પત્રો નિરાંતે લખી આપ્યા. પરંતુ તે વિધિમાં આઠ વાગી જતાં સૌએ તેઓને ઉતાવળ કરવા જણાવ્યું ત્યારે સ્વામીશ્રી બોલ્યા: 'ગાડી આપણે પહોંચતાં પહેલાં નહીં ઊપડે. પીસો વાગશે એ પહેલાં પહોંચી જઈશું.'

આમ કહી સૌને સંતોષ પમાડતાં સ્વામીશ્રી સ્ટેશને પહોંચ્યા ત્યારે ખબર પડી કે 'ટ્રેન તો હજી આવી જ નથી !'

સૌને સ્વામીશ્રીની નિરાવરણ દૃષ્ટિનો પરિચય થયો.

તેને સૌ વાગોળી રહેલા ત્યાં જ દક્ષિણ ઍક્સપ્રેસ દેખાયો. તેના જે ડબ્બામાં બેસી સ્વામીશ્રી પ્રસ્થાન કરવાના હતા તેને હરિભક્તોએ ફૂલોના શણગારોથી સજાવેલો અને ફિનાઇલનું પોતું મારી સ્વચ્છ પણ કરેલો. તેમાં બિરાજી સ્વામીશ્રી તા. ૧૪/૧ની સવારે નાગપુર પધાર્યા ત્યારે અહીંના નગર-વાસીઓની ઉત્તરાયણ સાર્થક થઈ રહી.

અત્રે શ્રી બિપીનભાઈ કોઠારીના બંગલે રખાયેલા ઉતારે જ સ્વામીશ્રીએ પુણ્યપર્વણી નિમિત્તે ઝોળીની આહ્‌લેક લગાવી. તેને પ્રતિસાદ આપતાં સૌ દાનપ્રવાહ વહેવડાવવા લાગ્યા ત્યારે ત્યાં મુંબઈવાસી બાળક ઘનશ્યામ પણ રમતો-રમતો આવી ચડ્યો. એને ઊંચકીને સ્વામીશ્રીએ ઝોળીમાં બેસાડી દીધો !

આવા શિશુવત્સલ તેઓ આજની સાંજે વસંતરાવ દેશપાંડે સભાગૃહમાં યોજાયેલી જાહેર-સભામાં અમૃતધારા વરસાવી તા. ૧૫/૧ની સવારે અલ્પાહાર

કરવા બિરાજ્યા ત્યારે તેઓ સમક્ષ વંચાઈ રહેલા ગ્રંથમાં શબ્દો આવ્યા : 'ભીડો વેઠવો...'

તે સાંભળી સ્વામીશ્રી બોલ્યા : 'સત્પુરુષ કહે એમ કરવું એ ભીડો. એ કહે, 'ગાયો-ભેંસો ચરાવો.' તો એ કરવું પણ એમાં પાછું વળગી નહીં રહેવાનું. એ કહે, 'આ મૂકીને કથા-વાર્તા કરો.' તો એમાં પાછો વિચાર નહીં. જે કહે એ કર્યા કરવું તો રાજી થઈ જાય.'

આટલા પ્રાસંગિક ઉપદેશ બાદ આજની સવારે નીલકંઠેશ્વર મહાદેવ તથા સાંજે જલારામ સત્સંગ ભુવનને પધરામણી તેમ જ સભાના નિમિત્તે પાવન કરનારા સ્વામીશ્રીએ, આજની વાળુ વેળાએ મંદિર-વ્યવસ્થા સંબંધી વાત કરતાં કહ્યું : 'રેકોર્ડ શું ? આંધળાનેય ખબર પડે એ રેકોર્ડ. સાલ વાર, મહિના વાર ફાઈલ રાખવી જોઈએ. એ બધું ભેગું થવા ન દેવું. ટાઈમ કાઢીને બેસી જ જવું. આળસ ચઢે એટલે પત્યું !'

સુઘડતાના સાકાર સ્વરૂપ સમી સ્વામીશ્રીની કાર્યપદ્ધતિનો એક અંશ આજે ઝળકી ઊઠ્યો.

## સત્પુરુષની શૈલી અને સાધકની સાધના

તા. ૧૬/૧ની સાંજે ઉતારે જ યોજાયેલી યુવક સભામાં સ્વામીશ્રીના મુખેથી ઉદ્ગાર સરી પડ્યો કે 'ધીમે ધીમે આખું નાગપુર રંગાઈ જાય...'

આ શબ્દો દ્વારા એક નિશાન રોપી આપતાં સ્વામીશ્રી તા. ૧૭/૧ની સવારે જામ શહેરને લાભ આપી સાડા બાર વાગ્યે ચંદ્રપુર પધાર્યા.

અત્રે શ્રી ઘનશ્યામસિંહ જાડેજાના ઘેર રોકાયેલા તેઓ સાંજે નખ કાપી રહેલા ત્યારે છેલ્લા કેટલાક સમયથી તેઓનો લાભ લેનારા એક યુવકે કહ્યું : 'બાપા ! આવો ને આવો સંબંધ કાયમ રાખજો.'

'એ તો રાખવા જ આવ્યા છે. આપણે આઘુંપાછું થઈ જાય છે. બાકી એની દયા તો જબરજસ્ત છે.'

'દીકરો ગમે તેવો હોય, મા-બાપ તો એને સાચવે જ ને !'

'તે અમેય સાચવીએ જ છીએ ને ! મારીએ ઓછા છીએ ?' આટલું કહી સ્વામીશ્રીએ જણાવ્યું : 'अतिपरिचयाद् अवज्ञा। બહુ ભેગા રહીએ એટલે એના (સત્પુરુષના) સ્વભાવ ન ગમે. અવગુણ આવે. મન પાછું પડે. ક્રિયા ન ફાવે, પણ એ જે કરે છે ને કરવા આવ્યા છે એ બરાબર જ છે. એમાં સંશય

નહીં. આપણે આઘાપાછા થઈએ એમાં એ શું કરે? સાપ ચંદનને વીંટાય ને મોઢું બીજે રાખે એમાં વાંક કોનો? હરિભક્તો-સંતોનો મહિમા સમજાય તો વાંધો ન આવે. સત્પુરુષનાં દર્શન, વાતું ને ક્રિયા ગમે. આ તો મોટાપુરુષ શબ્દો લખી ગયા છે એ ધારતા-વિચારતા નથી, પછી મોઢું ફૂલી જાય છે. અમે તો ઝાલીએ જ છીએ, પણ સાવ આડા ચાલે તો શું થાય? સત્સંગમાં બધા સાથે મેળ રાખીને ભગવાન ને સંતની સામે દૃષ્ટિ રાખવી, તો વાંધો ન આવે ને મોટપને પમાય.'

સ્વામીશ્રીના મુખેથી સત્પુરુષની શૈલી અને સાધકની સાધના સરી પડ્યાં.

## વૃક્ષધર્મને વરેલા

તા. ૧૭/૧ની સાંજે ગુજરાતી સમાજના હૉલમાં ચંદ્રપુરના અગ્રણીઓએ કરેલો સત્કાર સ્વીકારી ઉતારે પધારેલા સ્વામીશ્રી પત્રલેખનમાં પરોવાયા ત્યારે કો'કે પૂછ્યું: 'બાપા! આપ આટલું લખો છો તો હાથે દુઃખતું નથી?'

'દુઃખે એનો વાંધો નહીં. સેવા મળી છે તો કરી લઈએ. એ ન કરીએ તો પછી ખાવું, ખાડો (શૌચ જવું) ને ખાટલો (સૂઈ જવું) તો છે જ!' લખતાં-લખતાં જ સ્વામીશ્રી બોલ્યા.

સ્વયં તડકો વેઠી અન્યને છાંયડો આપવાના વૃક્ષધર્મને વરેલા તેઓ લોકહિત માટે અંગત કષ્ટોને કદી ન ગણકારતા.

આવા પરમ હિતકારી સ્વામીશ્રી તા. ૧૮/૧ની સવારે અહીંના પુરાણા શ્રી ઈશ્વરપુરી દેવસ્થાનમાં પધાર્યા. અત્રે સોમેશ્વર મહાદેવના જીર્ણોદ્ધારનો ખાતવિધિ કરી ઉતારે પહોંચેલા તેઓએ આજની સાંજે સામે બેઠેલા મુંબઈના સંતોને પૂછ્યું: 'હાર્ટની બીમારીમાં ત્યાં કોઈ એવું ટ્રસ્ટ છે જે મદદ કરે? અમારી ગાડીના ડ્રાઈવરની દીકરીના હૃદયમાં કાણું છે. એને મદદની જરૂર છે.'

જેમ વૃક્ષ આગંતુકનો પરિચય પૂછ્યા વિના પોતાની ડાળીઓ ફેલાવી છાંયો આપતું રહે, તેમ સ્વામીશ્રી પણ માત્ર એક જ દિવસથી પરિચયમાં આવેલા એક સામાન્ય પગારદાર માટે આ પૂછપરછ કરી રહ્યા!

તેઓના આ સ્નેહથી ગદ્ગદ થતાં એ ડ્રાઈવર બોલી ઊઠ્યો: 'સ્વામીજી! પંદર વર્ષ પહેલાં આપ મળ્યા હોત તો હું સંસારમાં પડત જ નહીં.'

આ જ રીતે આજે સ્વામીશ્રી નિયત ક્રમાનુસાર યોગાસનથી પરવારીને હજી તો ખુલ્લા ડિલે જ રજાઈ પર બિરાજેલા તે વખતે યજમાનનો પાડોશી

એક શીખ યુવાન તેઓને મળવા આવ્યો. માતૃપ્રેમ અને પરાયા પ્રેમની પકડ વચ્ચે ભીંસાતો તે બ્રાઉન સુગરના રવાડે ચડી જીવનનું નૂર ખોઈ બેઠેલો. તેણે સંભળાવેલી પોતાની દર્દનાક દાસ્તાન જાણી સ્વામીશ્રી દ્રવી ઊઠ્યા. તેથી પ્રથમ તો તેઓએ જીવનવૃક્ષની ઊધઈ જેવા વ્યસનથી આ યુવકને છોડાવતાં તેની પાસે રહેલી કેફી દ્રવ્યની પડીકી ઠાકોરજી આગળ મુકાવીને પ્રતિજ્ઞા બોલાવડાવી. ત્યારબાદ હિતોપદેશ આપી તેને શાંતિ પમાડી.

આ સમગ્ર ગતિવિધિ દરમ્યાન પાતળી રજાઈ પર કશાય ટેકા વિના બેઠેલા સ્વામીશ્રીનો સ્વર મૃદુ હતો, પણ જુસ્સો પ્રબળ. તેથી વાત કરતી વખતે તેઓ ખસતાં ખસતાં છેક પાથરણાની ધાર સુધી આવી ગયા. એક તદ્દન અપરિચિત યુવાનનેય પોતાનો જાણી તેઓએ આપેલા છાંયડાથી ટાઢક અનુભવતો એ શીખ યુવક તેજબલવીરસિંહ વિદાય થયો ત્યારે તેને પોતાનું જીવન સાર્થક ભાસી રહ્યું.

## રક્ષા ભક્તોની નિશ-દિન કરતા

તા. ૧૮/૧ની સાંજે ચંદ્રપુરથી વિદાય લઈ સ્વામીશ્રી તા. ૧૯/૧ની સાંજે કલકત્તા પધાર્યા ત્યારે અહીં તેઓનો ભવ્ય સન્માન સમારંભ તા. ૨૦/૧ની સાંજે લક્ષ્મીનારાયણ મંદિરે યોજાયો. કલકત્તાવાસી ગુજરાતીઓની સઘળી સંસ્થાઓએ એકસાથે ઉપસ્થિત થઈ, કોઈ એક મહાપુરુષને ભક્તિઅર્ઘ્ય આપ્યું હોય તેવો આ પ્રથમ પ્રસંગ બની રહ્યો.

આ બહુમાન સ્વીકારી સ્વામીશ્રી તા. ૨૧/૧ની સવારે ‘પંચવટી’ બંગલે રખાયેલા પોતાના ઉતારે અલ્પાહાર લઈ રહેલા ત્યારે તેઓ સમક્ષ શિકાગોના શ્રી વિષ્ણુભાઈએ લખેલો પત્ર વંચાયો.

આ હરિભક્તની દુકાન શહેરમાં ચોરી માટે કુખ્યાત વિસ્તારમાં. તેમાં વળી તેઓ દુકાન બંધ કરી તાળામાં જ ચાવી ભૂલી ગયેલા. બે દિવસ અને બે રાત સુધી આમ જ ચાવી લટકતી રહેલી. છતાં તસ્કરો માટે આકડે મધ જેવી આ પરિસ્થિતિમાં પણ દુકાન સંપૂર્ણ સલામત રહી! તેનું આશ્ચર્ય ત્રીજા દિવસે દુકાને પહોંચેલા આ હરિભક્ત અનુભવતા હતા. તે વખતે જ તેઓના નિયમિત ગ્રાહકરૂપે આવતા અમેરિકનોએ જણાવ્યું કે ‘મિ. પટેલ! અમે હાથમાં માળા લઈને ભગવાં વસ્ત્રો પરિધાન કરેલી કોઈ વ્યક્તિને બે દિવસથી આ દુકાન આગળ જોતા હતા. શું આપે કોઈ ચોકિયાત રાખ્યો છે?’

આ સાંભળી ચોંકેલા વિષ્ણુભાઈએ દુકાનમાં રાખેલી સ્વામીશ્રીની છબી પેલા ગ્રાહકોને બતાવી ત્યારે 'એ વ્યક્તિ આ જ હતી' એમ સૌ બોલી ઊઠ્યા.

તે સાંભળી આ હરિભક્તનું હૈયું ભરાઈ આવ્યું. તેમણે તાબડતોબ આભાર માનતો એક પત્ર સ્વામીશ્રીને લખી મોકલ્યો.

તે આજે સ્વામીશ્રી સમક્ષ વંચાયો ત્યારે આનંદિત થઈ ઊઠેલા એકે પૂછ્યું: 'બાપા! આપ ખરેખર રક્ષા કરવા ગયા હતા?'

'આપણે ક્યાં જવાનું હોય? એ તો મહારાજ જાય. આપણે તો રખડતા. મહારાજ એના ભાવ પ્રમાણે દર્શન આપે.' સ્વસામર્થ્ય પર પડદો પાડતાં સ્વામીશ્રી બોલ્યા, પરંતુ પ્રત્યક્ષ પુરાવા સામે તેઓના આ શબ્દો શી રીતે ગળે ઊતરે?

## આરામ હરામ

તા. ૨૫/૧ની રાત્રે સ્વામીશ્રી સાથે ગોઠડી માંડીને બેઠેલા હરિભક્તોને જોઈ, જાણે એક કુટુંબમેળો જ યોજાઈ ગયો હોય તેમ જણાતું હતું! તેમાં વિવિધ પાટે સરકી રહેલી વાતોના ક્રમમાં કો'કે કુતૂહલ વ્યક્ત કર્યું કે 'બાપા! સંતો તો બધા હોશિયાર છે, તો સંતોની શિબિર કરવાની શું જરૂર?'

આ જિજ્ઞાસા સંતોષતાં સ્વામીશ્રી બોલ્યા: 'સંતો હુંશિયાર છે એ ભગવાનના પ્રતાપે. અહીં અમે ત્રણ કરોડના છીએ, કારણ કે ભગવાનની આપેલી બુદ્ધિ છે. બાકી બહાર પૈસો ન આવે. અહીંથી મૂક્યું એટલે બુદ્ધિનાશ. કાંઈ સૂઝે જ નહીં. આ ઘનશ્યામ(પ્રસાદ સ્વામી) કોશ હાંકતાં આયા, આ કૃષ્ણવલ્લભ (સ્વામી) ચારા વાળતાં આયા ને હું ઢોરાં ચારતો આયો. અમને શું ખબર હોય? પણ અત્યારે? આ બધું ભગવાનનું આપેલું છે. એમને મૂક્યા એટલે રાણું ધબ.'

વિશ્વપ્રસિદ્ધ વ્યક્તિત્વરૂપે ઊભરી આવ્યા પછી પણ સ્વામીશ્રીને *'સખી મોટી કરી મળી મોહને...'*નો ભાવ કાયમ રહેલો.

દાસભાવની આ પરાકાષ્ઠા સાથે તેઓએ તા. ૨૬/૧ની સવારે પ્રાત:પૂજા બાદ ઉતારાના પ્રાંગણમાં જ રાષ્ટ્રધ્વજ ફરકાવી, આજની સાંજે અગ્રણી ઉદ્યોગપતિ શ્રી ગંગાપ્રસાદ બિરલાના નિવાસસ્થાનને પાવન કર્યું. આશરે પોણો કલાક સુધી અહીં ધર્મલાભ આપનારા સ્વામીશ્રીએ, તા. ૨૭/૧ના રોજ એચ. એલ. કામાણી જૈન ભુવનમાં પગલાં કરી જૈન મંડળનો સત્કાર સ્વીકાર્યો.

તેને અનુસરતાં તેઓએ તા. ૨૮/૧ના દિવસે કલકત્તાથી પચીસેક કિલોમીટરના અંતરે આવેલા જોય લૅન્ડ રીસોર્ટમાં રખાયેલા સ્નેહમિલન સમારોહમાં પધારી સત્સંગીઓને આનંદ પમાડ્યો. અહીંથી પાછા વળતાં યોગીજી મહારાજના પ્રાસાદિક પ્રિન્સેપ સ્ટ્રીટના હૉલમાં પણ સભા ભરી.

આમ, રોજેરોજ નવા-નવા સ્થાનમાં સ્વામીશ્રીનો લાભ મળતો રહ્યો.

તેઓના વિચરણની આ ધમધમાટી જોઈ તા. ૨૮/૧ની રાત્રે એક યુવકે કહ્યું : 'બાપા ! આરામ નથી કરવો ?'

'આરામ હરામ.' સ્વામીશ્રી બોલ્યા. પછી ઉમેર્યું :

''જુવાનીમાં મોળી વાત જ નહીં. તન તોડી નાંખવું. આળસ જ નહીં. 'આ નથી કરતો, ફલાણો નથી કરતો,' એ વાત જ નહીં. મંડ્યા જ રે'વું. સૂઈ ન રહેવું. એક કામ પતે એટલે બીજું, બીજું પતે એટલે ત્રીજું. આપણું કામ પત્યું એટલે 'લાવો, લાંબા થઈને સૂઈ જઈએ' એવું નહીં. યોગીબાપાએ આ રીતે જ કરેલું.''

સ્વામીશ્રીએ આજે યુવાનો માટે જે વાતો કરી તે તેઓની વૃદ્ધાવસ્થામાં પણ જોવા મળતી. તેઓ હતા 'નવયુવાન વૃદ્ધ'ની ઉપમાને બિલકુલ બંધ બેસે એવા !

## 'હિતયોગ'ની સાધના

તા. ૩૧/૧ના રોજ તારીખ અને તિથિ અનુસાર શાસ્ત્રીજી મહારાજનો જન્મોત્સવ ઊજવવાનો લાભ મળવાનો હોવાથી અહીંના હરિભક્તોએ એક બંગાળી કારીગર દ્વારા શાસ્ત્રીજી મહારાજની મૂર્તિ બનાવડાવેલી. પરંતુ તેના ભાવ સાવ અલગ જ આવતાં સૌએ તે મૂર્તિ ગંગામાં પધરાવી દેવાનું વિચાર્યું. આ જાણ થતાં સ્વામીશ્રી બોલ્યા : 'એવું શું કામ ? બિચારા કારીગરનો દાખડો સાર્થક થાય ને ! એ મૂર્તિ સાંજની સભામાં પધરાવજો.'

સૌ મૂર્તિનો ભાવ જોતા હતા, સ્વામીશ્રીએ મૂર્તિકારનો ભાવ જોયો. જીવના દાખડા સામું જોવાનો તેઓનો સાહજિક સ્વભાવ ! તેથી જ આજની ઉત્સવ-સભામાં તેઓએ આ મૂર્તિની આરતી ઉતારી દંડવત્ પણ કર્યા.

આમ, પોતાની વર્તણૂકથી સદા સૌનું રૂડું કરતા સ્વામીશ્રી અત્રે રોજ પ્રાત:પૂજા બાદ પંદરેક મિનિટ સુધી વચનામૃતની કથા કરતા. આ અમૃત-ધારાનું આચમન કરી મુગ્ધ બનેલા એક મારવાડી ભાવિક શ્રી બજરંગદાસ

તે પછી ઊઘડેલી તા. ૮/૨ના રોજ એક હરિભક્તને જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'બોચાસણના ગિરધરભાઈ મંદિરનું કોરટ-કચેરીનું બધું કામ કરતા. એમની દીકરીના આ દીકરા.' આ ફૂલાભાઈ અહીં એક જ સત્સંગી હોવાથી રવિસભા બંધ થયેલી જાણીને સ્વામીશ્રીએ કહ્યું: 'જોગીબાપાની આજ્ઞા છે. બે જણ હોય તો બે, પણ સભા કરવી.'

આ આદેશ દ્વારા સત્સંગની અમરવેલને પાણી સીંચતા સ્વામીશ્રી આજની સાંજે પરતવાડામાં અક્ષરવાસી શ્રી તલકચંદભાઈના પરિવારજનોની ભક્તિ સ્વીકારી, રાત્રે સવા નવ વાગ્યે આકોટ આવી પહોંચ્યા.

અહીં શ્રી પ્રભુદાસભાઈ કોટકના અતિથિગૃહમાં રોકાયેલા તેઓએ તા. ૯/૨ની સવારે ઇચ્છા વ્યક્ત કરી કે 'આપણે પ્રાણસુખભાઈના ઘેર જઈ આવીએ.'

આ કેન્દ્રના તેઓ જૂના સત્સંગી. તેઓની કિડની બિનકાર્યક્ષમ થઈ જતાં ઊભી થયેલી પેચીદી પરિસ્થિતિને કારણે આ હરિભક્ત છેલ્લા ૨૪ કલાકથી બેભાન થઈ ગયેલા. તેથી સ્વામીશ્રી પધારે તોય વાતચીતને કોઈ અવકાશ નહોતો. પરંતુ સ્વામીશ્રી તો અજર-અમર એવા આત્માના સગા ને!

એટલે જ તેઓ જઈ બેઠા એ સત્સંગીના ખાટલે અને પ્રતિભાવના વિશ્વાસ સાથે 'જય સ્વામિનારાયણ' પાઠવ્યા. એ દર્દીના વક્ષ:સ્થળ પર ઠાકોરજી પધરાવતાં શુભ સંકલ્પો સાથે ધૂન કરી.

આમ, એક ભક્તની સેવાને અંજલિ આપી સ્વામીશ્રી અકોલા જવા નીકળ્યા અને પ્રાણસુખભાઈનો પ્રાણ નીકળ્યો અક્ષરધામમાં જવા! હા, સ્વામીશ્રીની વિદાયના બે કલાકમાં જ આ ભક્ત અક્ષરવાસ પામ્યા.

*'અંતકાળે તો અવશ્ય આવે, એ બિરુદ કે'દિ ન બદલાવે...'* પંક્તિઓ વધુ એક વાર સ્વામીશ્રી માટે સાર્થક પુરવાર થઈ રહી.

## આવો પ્રેમ ખોટો છે

અકોલામાં સ્વામીશ્રી પધાર્યા તે દિવસની રાત્રે જ ચંદ્રગ્રહણ હોવાથી સમૈયાની સભા શ્રી રશ્મિભાઈ પટેલના ઘેર રખાયેલા ઉતારે અગિયાર વાગ્યાથી આરંભાઈ ગઈ. તેમાં સાડા બાર વાગ્યાથી દોઢ વાગ્યા સુધી સ્વામીશ્રીએ વરસાવેલી અમૃતની હેલી થંભી ત્યાં જ એક યુવક તેઓનાં ચરણારવિંદના ફોટા પાડવા ગયો. પરંતુ તે જોતાં જ પુણ્યપ્રકોપ ઠાલવતાં સ્વામીશ્રી બોલ્યા:

''મૂક આ બધાં રમકડાં. આ કાંઈ કામ આવવાનાં નથી. આવો પ્રેમ

ખોટો છે. આ મૂર્તિ અહીં અંતરમાં ઉતારી લે, પછી પ્રશ્ન જ નહીં રહે. એની આજ્ઞામાં ટૂક ટૂક થવા સિવાય બીજી વૃત્તિ રહે છે એમાં દુઃખ રહે છે. ફોટા પાડવા કરતાં એની સામું જ જોઈ રહે ને ! આ ફોટાથી કંઈ વિશેષ નથી. એ તો અજ્ઞાનતા છે. જ્ઞાન ન હોય એટલે 'મને આમ કહ્યું ને તેમ કહ્યું' એવું રહ્યા કરે. મારા જેવો સાધુ 'ના' પાડે તો લપ થાય પાછી. એક જ વૃત્તિ રાખીએ તો પાર ઊતરાય.

સાધુ થાય એને તો સાધુતા દઢ રાખીને ભગવાન સામે દૃષ્ટિ રાખવી. પદાર્થ મળે કે ન મળે, ભગવાન ભજી લેવાના. અગવડોની વાત જ નહીં. ૫૦૦ પરમહંસોએ શ્રીજીમહારાજનો ફોટો લઈ લીધો એવો લઈ લે. સાધન હતું એ વખતે ? અહીં અંતરમાં મૂર્તિ નહીં જાય ત્યાં સુધી આ ફોટા કામ નહીં આવે. આ સમજી રાખ. કરવા આવ્યા એ સામે નિશાન નથી રહેતું એટલે પડીએ હેઠા. ખોટા ચાળે ચઢી ન જવું.''

શ્રીજીમહારાજના સેવક થઈને રહેતા સ્વામીશ્રીને પોતાનાં ચરણારવિંદના ફોટા પાડવા જેવી ચેષ્ટાઓ ખૂબ વસમી લાગતી.

## ધુમાડાની છાયામાં સુખ શું ?

ગ્રહણ-સમાપ્તિ બાદ રાત્રે સવા ત્રણ વાગ્યે સ્નાન-પૂજાથી પરવારેલા સ્વામીશ્રીએ ગઈકાલથી જ કહી દીધેલું કે 'રાત્રે મારા માટે ખાવા-પીવાનું કાંઈ જ કરશો નહીં. હું સવારે ઊઠીને જ લઈશ. આપણે રોકડિયો ધંધો સારો.'

રાત્રિના નિષિદ્ધ પ્રહરોમાં ભોજન ન લેવાની શાસ્ત્ર-આજ્ઞા તેઓ યથાર્થ પાળતા. તેથી તા. ૧૦/૨ની સવારે જાગ્યા પછી જ તેઓ જમ્યા, ત્યારે વિના આહારે સ્વામીશ્રી ૨૧ કલાક વિતાવી ચૂકેલા. છતાં અલ્પાહાર પછીની પ્રાતઃકથામાં ઊલટભેર કથામૃત વરસાવતાં તેઓએ કહ્યું :

'ચમત્કાર દેખાડનારા તો ઘણા મળશે, પણ ધુમાડાની છાયામાં સુખ શું ? એમ ચમત્કારમાં થોડી વાર ભડકો લાગે પણ મંઈ કાંઈ હોય નહીં. એમાં ફસાવાની જરૂર નહીં. ભગવાનમાં લલચાયા પછી બીજામાં શું લલચાવું ? ગમે ત્યાં જશો, આધાર પરમાત્મા છે. ડૂબતાને તરણું હાથમાં આવ્યું તે કોઈ દસ લાખ આપે તોય મૂકે ? એમ ભગવાનનો આધાર મોટામાં મોટો છે. બાકી જગતમાં એવાં પ્રલોભનો છે ને આપણી ઇચ્છાઓ પણ હિમાલય કરતાં પ્રબળ છે. થોડા કાળ જીવવું ને ધામ બગડી જાય. માટે એક ભગવાનની ઇચ્છા

રાખવી. એમાં જ સુખ, શાંતિ ને આનંદ છે. જે દિ', તે દિ' આ વાત સમજ્યે જ છૂટકો છે.'

અનન્ય આશરાનો આ એકડો ઘૂંટાવી સેવાકાર્યોમાં પરોવાયેલા સ્વામીશ્રી આજે બપોરની કથામાં પણ પુરબહાર ખીલ્યા. આ સમયે વંચાતા વચનામૃત(અમ. ૮)ના વાક્યે-વાક્યે તેઓ પુષ્ટિ આપવા લાગતાં કથા લંબાતી ચાલી, પરંતુ ગઈકાલના ઉજાગરાને કારણે સ્વામીશ્રી સમયસર આરામમાં જાય તે જરૂરી હોવાથી એક સંતે વચનામૃત વાંચી રહેલા પાઠકને બાકીનો ભાગ ઝડપથી વાંચી જવા ઇશારો કર્યો, પણ તે ક્રિયા સ્વામીશ્રીથી અછતી ન રહી. તેથી તેઓએ ઇશારો કરનારા સંતને કહ્યું : 'કેમ, ટાઇમ થઈ ગયો ? રાતનો ઉજાગરો છે, એમ ને ?'

આટલો વ્યંગ કરી સ્વામીશ્રી કહેવા લાગ્યા :

"જ્યારે આવી વાતો થતી હોય ત્યારે ટાઇમ નહીં જોવાનો. આઘુંપાછું નહીં થવાનું. તો આ વાત જીવમાં ઊતરશે. આ વાત જીવમાં ઊતરી જશે તો ઊંઘવાનુંય મટી જશે. આ શબ્દો પકડાતા નથી એટલે મારું-તારું થાય છે ને ઉજાગરા કરવા પડે છે. અત્યારે સૂવા જવું ને પછી ઉજાગરા થાય એનું શું કરવાનું ? ઉજાગરા મટાડવા કહીએ છીએ કે 'ભ'ઈ ! એકબીજાનો મહિમા સમજો.' આ તો 'તમને જરાય તકલીફ ન પડે માટે સૂઈ જાઓ.' એ તો શરીરની તકલીફ, પણ અંદરની તકલીફ ઊભી થાય તેનું શું ? તમે સુવરાવી દેશો, ખવરાવી દેશો, નવરાવી દેશો, પણ આ એક વાત જીવમાં ઊતરતી નથી તેનું દુઃખ છે.

નવરાવવું-ખવરાવવું એ તો ગૌણ સેવા છે. ગુણ મેળવવા એ મહત્તા છે. એ સમજાવે છે કે 'જેમ અમે વર્ત્યા તેમ તમે વર્તો તો પ્રસન્નતા થશે. નહીં તો અંતરથી રાજીપો નહીં થાય.' બધા આપણા ગુરુના આશ્રિત છે – એમ મહિમા સમજો. સારું જોવા માંડો. આજ્ઞામાં રહો તો અંતસ્કરણ શુદ્ધ થવા માંડશે. ખટકો ને જાણપણું ડગલે ને પગલે જોઈએ. પ્રસંગે ફૂંફાડો ન મારવો. તરત પાછું વળી જવું.

લ્યો, હવે સૂઓ. ભમલી ભરીને સૂઈ જવું એટલે ભૂખ્યા થઈએ તો ખાઈ લેવાય. બીડીવાળાને તલપ લાગે ત્યારે ઊંઘમાંથી ઊઠીને પી લે. એમ ઊંઘમાં ખોટો વિચાર આવે તો આ ભાથું ખોલીને ખાઈ લેવું."

સ્વામીશ્રીનો આ વાક્પ્રવાહ બપોરના બે વાગ્યા સુધી વણથંભ્યો વહેતો રહ્યો.

## થાક લાગે તો ભક્તિમાં ખામી

તા. ૧૦/૨ની સાંજે યજમાન શ્રી રશ્મિભાઈના પિતા શ્રી છોટાભાઈના અનુદાનથી ગુજરાતી સમાજના સંકુલમાં નિર્માણ પામેલા સભાગૃહનું ઉદ્‌ઘાટન કરી સ્વામીશ્રી ઉતારે પધાર્યા ત્યારે લાભ લેવા સાથે ફરતા એક યુવકે કહ્યું: 'બાપા ! આજે તો આપે વહેલા આરામમાં જવું જોઈએ.'

'કેમ ?'

'આજે દક્ષિણ, પૂર્વ તથા મધ્ય ભારતમાં આપના વિચરણનો છેલ્લો દિવસ. કાલે તો ટ્રેનમાં. પછી વ્યારા. એટલે બે મહિનાનો થાક લાગ્યો હોય ને !'

'ભગવાનની ભક્તિમાં થાક હોય જ નહીં. થાક લાગે તો ભક્તિમાં ખામી. એ ભક્તિ કહેવાય નહીં.' સ્વામીશ્રીના મુખેથી ભક્તિસૂત્ર સરી પડ્યું.

તે મુજબની જ જીવનશૈલી ધરાવતા તેઓ પર તા. ૧૧/૨ની સવારે આવેલો એક પત્ર દક્ષિણ આફ્રિકાના શ્રી એસ. વી. રામનો હતો, પરંતુ તે અંગ્રેજીમાં લખાયેલો જોઈ સ્વામીશ્રીએ પત્ર-પરિચારકને પૂછ્યું: 'આની પહેલાં એમણે પત્ર લખ્યો ત્યારે તો ગુજરાતીમાં લખ્યો હતો. આ વખતે કેમ અંગ્રેજીમાં લખ્યો ?'

મહિને-દા'ડે ઠલવાતા સેંકડો પત્રોની વિગતો જ નહીં, પરંતુ તે ટપાલો લખનારાનાં નામ-ઠામ અને તેઓની ભાષાઓને પણ ઈદં સ્ફુરી આવે તે રીતે યાદ રાખનારા સ્વામીશ્રીની ક્ષમતાને શી રીતે વર્ણવવી ?

આવી અકલ્પનીય ઝીણવટ સાથે કાર્યરત તેઓ તા. ૧૧/૨ની રાત્રે દોઢ વાગ્યે હાવરા ઍક્સપ્રેસ દ્વારા ગુજરાત ભણી વિદાય થયા.

## રાચ્યા છે પ્રભુને રંગ

ગુજરાત તરફના પ્રવાસમાં સ્વામીશ્રીએ તા. ૧૨/૨ની સવારે સિંદખેડા સ્ટેશને સ્નાનાદિકથી પરવારી ટ્રેનમાં જ પ્રાતઃપૂજા, અલ્પાહાર અને વચનામૃત(ગ.મ. ૫૪)ની કથાનો નિત્યક્રમ આટોપ્યો. તેની સાથે માર્ગમાં આવેલાં અમલનેર, નંદુરબાર, નવાપુર વગેરે સ્ટેશને ભક્તોને દર્શનદાન આપતાં તેઓ સાડા દસ વાગ્યે વ્યારા આવી પહોંચ્યા. બે મહિના બાદ તેઓનું પદાર્પણ ગુજરાતમાં થતું હોવાથી સ્ટેશને ઊમટેલી ભક્તોની ભીડે ઉત્સવનું જ વાતાવરણ સર્જી દીધું.

તેની વચ્ચેથી માર્ગ કાઢતાં સ્વામીશ્રી કેશવભાઈ પ્રજાપતિના ઘેર પહોંચ્યા ત્યારે સાથે ફરતો એક યુવક તેઓને જમાડવા સારુ લીલા ચણા પોતાના હાથમાં લઈને આવ્યો, પરંતુ ઉતાવળમાં તે ઠાકોરજીને ધરાવવાનું ભૂલી ગયો હોવાથી સ્વામીશ્રીએ તેને પાછો મોકલ્યો. તે મુજબ પાછા વળેલા એ યુવકને જોઈ સ્વામીશ્રી બોલ્યાઃ 'પેલો એમનેમ ગયો તે વાટકીમાં ધરાવશે ?'

તેઓએ સેવેલી આ શંકા સાચી ઠરી. તેથી એ યુવાન પરત ફર્યો ત્યારે સ્વામીશ્રીએ તેને ટકોર કરી કે 'થોડું મોડું થાય તો વાંધો નહીં, પરંતુ ઠાકોરજીને વાટકીમાં ધરાવવું. એમનેમ હાથમાં ન ધરાવવું.'

ભક્તિનો આ સૂક્ષ્મ વિવેક શીખવી સ્વામીશ્રી તા. ૧૩/૨ની સવારે પારાયણમાં પધાર્યા ત્યારે અત્રે વ્યક્તિગત દર્શન વખતે એક યુવકે કહ્યુંઃ 'બાપા ! મારું શરીર વધે એવા આશીર્વાદ આપો.'

'શું જરૂર છે ?' વાતને કાપતાં સ્વામીશ્રી બોલ્યા. પછી જણાવ્યું : 'જે છે એ બરાબર છે. શરીર મજબૂત રે'શે, જા. એ આશીર્વાદ છે. જાડાની જરૂર નહીં. આ તો પછી મોહમાં ને મોહમાં ઈંડાં ને માંસ ખાતા થઈ જાય પાછા.'

ભારતના ભવિષ્ય જેવી યુવાની માટે સ્વામીશ્રી કેટલું ઝીણું વિચારતા ! તેઓ સંસ્કારમાં ઓટ-ખોટ ન આવે તેવા જ વિચારો યુવામાનસમાં રોપતા.

## મારે તમને એટલું કે'વાનું છે કે...

તા. ૧૩/૨ની બપોરે પોણા બે વાગ્યે સ્વામીશ્રી પોઢ્યાને થોડો સમય વીત્યો ત્યાં જ શ્રી ગિરધરભાઈ દેપાલા પોતાના પુત્ર સાથે આવી પહોંચ્યા. સુરેન્દ્રનગરથી આવી રહેલા તેઓને દર્શન કરી તરત જ મુંબઈ ભણી નીકળવું હતું. સત્સંગીનો આ કાર્યક્રમ સાચવવા પોતાની નિદ્રા ફગાવીને બેઠા થયેલા સ્વામીશ્રી તેઓને શાંતિથી મળ્યા.

આ રીતે ઊંઘને વેરણ કરીને પણ ભક્તોનાં ટાણાં સાચવતા સ્વામીશ્રી તા. ૧૪/૨ની સાંજે ગામના અંબાજી મંદિરમાં પધરાવેલા અક્ષર-પુરુષોત્તમ મહારાજનાં દર્શને પહોંચ્યા. પરંતુ આ મૂર્તિ ઉપરના માળે હોવાથી બે સંતોએ તેઓને હાથ પર બેસાડ્યા. તેમાંય સીડીની સંકડાશ એટલી બધી હતી કે આડાં આડાં ચાલતાં જ પગથિયાં ચઢવાં પડ્યાં.

આમ, ભીડો વેઠીનેય ભક્તિ જાળવનારા સ્વામીશ્રી અહીંથી બાજીપુરા

અને સાંકરીને લાભ આપતાં, તા. ૧૫/૨ની સાંજે ભરૂચની ભાગોળે બંધાયેલા કે. યુ. ઍન્ડ કંપનીના પેટ્રોલપંપનું ઉદ્‌ઘાટન કરવા જઈ પહોંચ્યા. આ બળતણ મથકે તેઓએ સૌની ઇચ્છાથી ૨૦ લિટર ઇંધણ પોતાની ગાડીમાં પૂર્યું !

ત્યારબાદ અટલાદરા, બામણિયાપરા અને હાલોલને પાવન કરતાં તેઓ તા. ૧૬/૨ની સાંજે ગોધરા પહોંચ્યા.

અહીં રોકાણ ટૂંકું હોવા છતાં સમગ્ર મંડળ એકત્રિત થઈ ગયેલું. તેમાંથી એક હરિભક્ત અને તેઓના પુત્રોને જોતાં જ સ્વામીશ્રી બોલ્યા: 'મારે તમને એટલું કે'વાનું છે કે અહીં મંડળ ચાલે છે એમાં નિયમિત જવું. તમે જૂના કહેવાઓ.'

'બાપા ! આપ પધાર્યા એટલે ખૂબ આનંદ થયો.'

'અમારો આનંદ આ જ છે. મંડળમાં જજો.' સ્વામીશ્રીએ કહ્યું.

અતિ વ્યસ્તતામાં પણ અઠવાડિક સભાનો આગ્રહ વિશિષ્ટ રીતે દૃઢાવી તેઓ આજની રાત્રે દેવગઢ બારિયા પધાર્યા.

## ભજે અંતરમાં અવિનાશ

દેવગઢ બારિયામાં યજમાન શ્રી મણિભાઈ પટેલની પોતાની જ આઈસક્રીમ ફેક્ટરી હતી. તેથી તેઓએ શુદ્ધિપૂર્વક બનાવેલો આઈસક્રીમ યોગરત્નદાસ સ્વામી રાત્રિભોજનથી પરવારેલા સ્વામીશ્રીને આપવા ગયા, પણ તેને ઠેલતાં સ્વામીશ્રી બોલ્યા: 'અત્યારે ઠાકોરજી પોઢી ગયા છે ને આઈસક્રીમ આવી ઠંડીમાં ન હોય. કાલે બપોરે ધરાવજો.'

તેઓની ભક્તિનો આવો ચમકારો તા. ૧૭/૨ની સવારે દસ વાગ્યે કન્યાશાળામાં યોજાયેલા પારાયણમાં પણ અનુભવાયો. અહીં સ્વામીશ્રી પહોંચ્યા ત્યારે ચાલી રહેલા પૂજનવિધિમાં આરતી હજી બાકી હતી. તે વખતે ઠાકોરજીને સિંહાસનમાં પધરાવવા જઈ રહેલા દિવ્યસ્વરૂપદાસ સ્વામીને સ્વામીશ્રીએ કહ્યું: 'પુરાણીની પાટ પર હરિકૃષ્ણ મહારાજને પધરાવો. ત્યાં આરતી થાય એટલે બેયનું (વક્તા અને ઠાકોરજીનું) પૂજન થાય.'

ઠાકોરજીની સૂક્ષ્મ દરકાર એ સ્વામીશ્રીની સહજ પ્રકૃતિ.

## લાડકડો અતિ લાડ કરે છે

તા. ૧૮/૨ની સવારે દેવગઢ બારિયાના નાગરિકોએ યોજેલા શાનદાર

સન્માન સમારંભમાં નગરવાસીઓનું બહુમાન સ્વીકારી સ્વામીશ્રી એરાલને પાવન કરતાં રાબોડ પહોંચ્યા.

અહીંથી પાલ્લી જવા નીકળેલા તેઓએ મલાવનો માર્ગ લેવડાવ્યો, કારણ કે તેઓને ગઈકાલે આ ગામમાં રહેતા એક બાળક શંભુએ પોતાને ઘેર પધારવાનું આમંત્રણ આપેલું.

પરંતુ મલાવ સુધી પહોંચવાનો રસ્તો અંગોની તોડ-મરોડ કરે તેવો નીકળ્યો. છતાં એ ઊબડ-ખાબડ કેડી ખેડતાં સ્વામીશ્રી પેલા ચાર વર્ષીય શિશુના એના જેવા જ નાનકડા ઘેર પહોંચ્યા ત્યારે કૂબામાં હાથી પેઠાની કવિ-કલ્પના સાકાર થઈ ઊઠી !

તેની વચ્ચે પધરામણીનાં પૂજન-આરતી થયાં, પણ તે આરતી ઉતારવાના લાભથી અહીં-તહીં ઘેલો થઈને ફરતો પેલો બાળક જ બાકાત રહી જતાં સ્વામીશ્રીએ તેને પૂછ્યું : 'તેં આરતી ઉતારી ?'

'ના.'

'તો લે. ઉતાર આરતી.'

આમ કહેતાં સ્વામીશ્રીએ પોતાના હાથમાં ઠાકોરજીની પટમૂર્તિ પકડી રાખીને ફરીથી આરતી કરાવી.

તે વખતે પેલા બાળકનું મોં ખીલી ઊઠ્યું. તેને આનંદ હતો – 'બાપા'ને વધાવ્યા-પધરાવ્યાનો. 'બાપા'ને આનંદ હતો – બાળકને રાજી કર્યાનો. બાળક અને 'બાપા'ની આ પારસ્પરિક પ્રીતિથી પ્રગટેલાં આરતીનાં અજવાળાંએ આજની રાતને ઝળહળાવી દીધી !

## અમારે તો જંગલમાંય મંગલ

મલાવથી પાલ્લી પહોંચેલા સ્વામીશ્રી અહીં જે વિઠ્ઠલભાઈના નવા ઘેર રોકાયા તે મકાનની ભેજ ચુસાયા વગરની દીવાલો ઠંડીની ઋતુમાં વાતાવરણને વધુ ઠંડું કરતી હતી. કામચલાઉ બેસાડેલી બારીઓ પણ જાણે ઠંડી દૂઝતી હતી. બારણાંની તિરાડો રાત્રે ફૂંકાતા ઠંડા પવનને વધુ કાતિલ બનાવી રહેલી. આ પરિસ્થિતિમાં સ્વામીશ્રીએ રાત્રિના પ્રહરો વિતાવ્યા.

મૂળ કાર્યક્રમ મુજબ તો તેઓને આજની રાત્રિ રાબોડમાં જ ગાળવાની હતી, પરંતુ ઘોઘંબામાં યોજાયેલા પ્રતિષ્ઠા મહોત્સવની સેવામાં રાબોડના હરિભક્તોનો હિસ્સો ઘણો હતો. જો સ્વામીશ્રી તેઓના ગામમાં રોકાય તો

ત્યાંની વ્યવસ્થા જાળવવા આ હરિભક્તોને પણ સ્વામીશ્રીની સાથે રોકાવું પડે. તેમ થતાં ઘોઘંબાની સેવામાં ઓટ આવે. તેથી સ્વામીશ્રીએ જ રાબોડમાં રાત્રિ-રોકાણ રદ કરી અહીં ગોઠવી દીધેલું. તેઓને તાન સમૈયો શોભાડવા પર, શરીર સાચવવા પર નહીં.

આ રીત રાખી વિચરતા સ્વામીશ્રીની ઉપસ્થિતિમાં ઘોઘંબાના મંદિરની પ્રતિષ્ઠા નિમિત્તે તા. ૧૯/૨ની સવારે કરડ નદીના પટમાં મહાયાગ યોજાયો, પરંતુ આ યજ્ઞનો પ્રારંભિક વિધિ કરી સ્વામીશ્રી સભાસ્થળે પધાર્યા ત્યારે અહીં તો કોઈ હાજર નહીં !

તે જોઈ એક સંતે વિમાસણ વ્યક્ત કરી કે 'કેમ હજી કોઈ દેખાતું નથી ?'

આ સાંભળી સ્વામીશ્રી બોલ્યા : 'અમારે તો માણસ હોય કે ના હોય, તોય ચાલે. માણસ જોઈએ જ એવું નહીં. અમારે તો જંગલમાંય મંગલ.'

*'આત્મદર્શી આનંદમાં રહે, સુખમાં સદાય જી...'*ની સ્થિતિ સ્વામીશ્રીને કાયમની.

આવા ગુણિયલ સંતનાં કરકમળો દ્વારા તા. ૨૦/૨ની સવારે નવનિર્મિત મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજ બિરાજતાં જ ગગનચુંબી નહીં, પણ ગગનભેદી જયનાદો ગાજી ઊઠ્યા. તેની વચ્ચે અમૃતધારા વહાવતાં સ્વામીશ્રીએ જણાવ્યું :

'ઘોઘંબામાં મોતીસિંહ, કેસરીસિંહ, ભવાનીશંકર, મોહન શેઠ વગેરેના ઉત્સાહથી મંદિર થઈ ગયું. આટલાં મંદિરો કર્યાં પણ આ મંદિરની બાંધણી ને ગોઠવણી સુંદર કરેલી છે. અક્ષર-પુરુષોત્તમની મૂર્તિ નાજુક છે. જોયા જ કરીએ. આ મંદિર તીરથ બનવાનું છે. લાખો માણસો અહીં આવશે ને દર્શન કરશે. હવે પૂરેપૂરો લાભ લેવો. રસોઈ કરીને જમીએ નહીં તો ફળ શું મળે ?'

આમ, જંગલમાં મંગલ ખડું કરતા સ્વામીશ્રી આજની સાંજે દાહોદ પહોંચ્યા.

## યોજના પ્રમાણે કામ ચાલે છે

દાહોદમાં તા. ૨૧/૨ના રોજ સ્વામીશ્રીને મળેલા આ પંથકના અગ્રણી સમાજસેવક શ્રી ગોરધનભાઈ શેઠે અહીંના આદિવાસી પ્રદેશને નજરમાં લેવા વિનંતી કરી ત્યારે સ્વામીશ્રીએ કહ્યું : 'અમે જ્યાં જ્યાં અનુકૂળતા થતી જાય ત્યાં કાર્ય કરતા જઈએ છીએ. યોજના પ્રમાણે કામ ચાલે છે.'

સ્વામીશ્રીનાં જીવન-કાર્યની સમીક્ષા કરતી વખતે મથાળે મૂકી શકાય એવું એક વાક્ય આજે તેઓના જ શ્રીમુખેથી નીકળી ગયું! યોગીજી મહારાજના ધામગમન બાદ તેઓએ જે રીતે સંસ્થાને સુસ્થિર અને સુવિકસિત કરી તેનું એક-એક પગલું યાદ દેવડાવે છે કે 'યોજના પ્રમાણે કામ ચાલે છે.'

સ્વામીશ્રીના વિચરણનો નકશો, તેઓની પધરામણીઓનો આલેખ, તેઓના ઉત્સવોનાં વ્યાપ અને માપ, તેઓએ વિકસાવેલું કાર્યકરોનું માળખું, તેઓએ ગોઠવેલું વહીવટી તંત્ર, તેઓએ યોજેલાં બાળ-યુવા અધિવેશનો, તેઓની સમાજસેવાઓ, તેઓએ સર્જેલી સુશિક્ષિત સંતસૃષ્ટિ, તેઓએ વિસ્તારેલી કૃષિ-ગૌશાળાથી લઈને પ્રકાશનની પ્રવૃત્તિઓ, તેઓએ ઊભાં કરેલાં અક્ષરધામ અને મંદિરો વગેરેનો આદિથી અત્યાર સુધીનો વિચાર જેમ જેમ કરવામાં આવે, તેમ તેમ આ એક હકીકત નજર સામે આવીને ઊભી રહે છે કે 'યોજના પ્રમાણે કામ ચાલે છે.'

જેમ કોઈ કુશળ સ્થપતિ યોગ્ય જમીન પસંદ કરે, તે પર મજબૂત પાયા ગાળે, વિશાળ પ્લિન્થ ભરે, તે પર નકશીદાર થાંભલા રોપે, તેના આધારે કલાત્મક કમાનો-તોરણો ટાંગે, ભોંય પર ભાતીગળ ગાલીચા ભરે અને છત પર હાંડી-ઝુમ્મર લટકાવે, ઠેઠ ઊંચે ગોળાકાર ગુંબજ ને શિખર મૂકી તે ઉપર સુવર્ણકળશ પધરાવી ધજા ફરફરાવે – આમ યોજના પ્રમાણે કામ કરી હજારો વર્ષ સુધી સંસારની શોભા વધારતા સ્થાપત્યને અવતારે; તેમ સ્વામીશ્રીએ પણ હજારો વર્ષ સુધી આંચ ન આવે તેમ વિકસાવેલી સંસ્થા જોઈ યાદ આવે એમ છે કે 'યોજના પ્રમાણે કામ ચાલે છે.'

સ્વામીશ્રીની અપ્રતિહત આર્ષદૃષ્ટિમાંથી નીપજેલાં નક્કર આયોજનો, તે મુજબ ભરાયેલાં મક્કમ પગલાં અને તેથી મળેલી દીર્ઘજીવી ફલશ્રુતિઓ જોઈ સાંભરી આવે એમ છે કે 'યોજના પ્રમાણે કામ ચાલે છે.'

ખરેખર, પોતાનાં આગવાં આયોજનોને અક્ષરધામમાંથી લઈને અવતરેલા સ્વામીશ્રી!

## બિનહરીફ વિજેતા

દાહોદથી સાંજે પાંચ વાગ્યે વિદાય લઈ સ્વામીશ્રી કંબોઈ પધાર્યા ત્યારે અહીં તેઓના આગમનને વધાવવા ઉપસ્થિત દોઢેક હજારના સમુદાયથી, સભાસ્થળ તરીકે રખાયેલો શ્રી ધનસુખભાઈ ચૌહાણનો ડેલો હકડેઠઠ થઈ

રહ્યો. અત્રે આ ભક્તો-ભાવિકો પર અમૃતવર્ષા વરસાવતાં સ્વામીશ્રી બોલ્યા : 'આજે તો સમય થોડો છે. બધાને મળી શકાયું નથી, પણ રાજી રહેજો. અંતરથી એકબીજાને મળ્યા છીએ એટલે નજીક જ છીએ.'

આ આત્મીયતા-સભર શબ્દોથી સૌનાં ભીતરને ભીંજવી વિદ્યાનગર પહોંચેલા સ્વામીશ્રી ઠાકોરજી જમાડવા બિરાજ્યા ત્યારે રાત્રિના સવા દસ વાગી ચૂકેલા !

જીવનના ૭૦મા વર્ષે પણ ભીડાભક્તિનો ક્રમ અતૂટ જાળવનારા સ્વામીશ્રી તા. ૨૨/૨ની સવારે છાત્રાલયની વિશાળ હરિયાળીમાં પ્રાત:પૂજા કરવા પધાર્યા ત્યારે પૂજાની પાટ જોઈ તેઓ બોલ્યા : 'આ દિશા ખોટી છે.'

'ના, બાપા ! આ બાજુ બરાબર છે.'

વ્યવસ્થાપકે આમ બચાવ કર્યો ત્યાં જ સ્વામીશ્રીએ કહ્યું : 'જુઓ, સૂર્ય પેલી બાજુ ઊગ્યો છે, માટે આ ગોઠવ્યું છે તે દક્ષિણ મુખે થઈ ગયું. (હરિભક્તોને) દર્શન કરાવવા માટે આ રીતે કરવાની જરૂર નહીં.'

આમ, પ્રત્યેક ક્રિયામાં સદા સુયોગ્ય દિશામાં જ રહેતા સ્વામીશ્રી આજની સવારે મોગરી થઈને ગાના પહોંચ્યા.

અત્રે તેઓના વરદહસ્તે ગામનાં પ્રવેશદ્વાર અને ટાવરના ખાતવિધિ થયા બાદ એમ. એસ. પટેલ પ્રાથમિક કન્યાશાળાનું ઉદ્‌ઘાટન થયું. તેને અનુસરતાં, પુરુષો તેમ જ મહિલાઓનાં મંદિરના પાટોત્સવ ઊજવી વિદ્યાનગર પરત ફરેલા સ્વામીશ્રીના સાંનિધ્યમાં આજની સાંજે છાત્રાલયનો વાર્ષિકોત્સવ આરંભાયો. તેના એક ભાગરૂપે શરૂ થયો – ઇનામ વિતરણ સમારંભ.

આ સમયે અખિલેશ્વરદાસ સ્વામી સ્વામીશ્રીના હાથમાં જે ઇનામો મૂકે તે સ્વામીશ્રી વિજેતાને આપે એમ ક્રમ રાખવામાં આવેલો. તે મુજબ આશરે પચાસેકની સંખ્યામાં એનાયત થયેલાં આ પારિતોષિકોમાં, બે વખત નામ-ઇનામમાં અવળ-સવળ થઈ ગયાં બાબતે સ્વામીશ્રીએ પેલા સંતનું ધ્યાન દોર્યું, પરંતુ તે સંતે 'પહેલેથી ચકાસીને વ્યવસ્થિત ગોઠવેલું છે' એમ કહેતાં સ્વામીશ્રી કાંઈ ન બોલ્યા.

છતાં તેઓએ કરેલી ટકોરને કારણે કાર્યક્રમ બાદ પેલા સંતે પુન: તપાસ કરી તો સ્વામીશ્રીની વાત સાચી નીકળી. જે બે જગ્યાએ ગફલત રહી ગયેલી ત્યાં જ તેઓએ ધ્યાન દોરેલું. ચીવટ અને ચોકસાઈ બાબતે સ્વામીશ્રી વધુ એક વાર બિનહરીફ પુરવાર થઈ રહ્યા.

## શબ્દો જીવમાં ઉતારવા એ લાભ

તા. ૨૩/૨ના રોજ શિવરાત્રિ હોવાથી મંદિરની ઉત્સવમૂર્તિને પૂજારી આત્મદર્શનદાસ સ્વામીએ શિવજીના સ્વાંગમાં સજાવેલી. આગળ ડમરુ પણ મૂકેલું. આ શોભાથી રાજી થયેલા સ્વામીશ્રી દર્શન બાદ સામે પડેલું ડમરુ ઉપાડી કેફથી હાથ ઊંચા-નીચા કરતાં તે વાદ્યને વગાડવા લાગ્યા. તે દ્વારા આનંદકારી સૂરોથી વાતાવરણને ભરતા તેઓ આજની સવારે કરમસદના મંદિરમાં હનુમાનજી-ગણપતિજીને પ્રતિષ્ઠિત કરી વિદ્યાનગર પરત ફર્યા.

અહીં સાયંસભામાં પધારેલા તેઓએ મહંત સ્વામીનું આસન ગાદલાં પર રાખેલું જોઈ નારાજગી વ્યક્ત કરી કે 'લોકોને આપણે ખુરશીઓ નાંખીએ છીએ ને અહીં કેમ રહી જાય છે? રોજ કરે છે તોય આટલું ભૂલી જાય છે.'

મહંત સ્વામીનાં સભાસન, ભોજન, ઉતારા, કાર્યક્રમ વગેરે સંબંધી ઘણું ઝીણું ધ્યાન સ્વામીશ્રી રાખતા અને રખાવતા. કશાય કોલાહલ વિનાના ગુરુ-શિષ્યના આ શાંત પ્રીતિયોગ(silent love)નો મર્મ તે દા'ડે તો કોને સમજાય!

એ મર્મથી ભરેલી આજની સભા બાદ રાત્રે ચુનંદા યુવાનોની એક ખાસ બેઠક સ્વામીશ્રીના હૉલમાં યોજાઈ. તેમાં શરૂ થયેલી પ્રશ્નોત્તરીમાં યુવકો વતી વિવેકનિધિદાસ સ્વામી બોલ્યા: 'બાપા! છાત્રાલયમાં આપ વિદ્યાર્થીઓ માટે આવો છો, પણ લાભ બીજાને મળે છે. તો આ યુવકો માટે આપ જુદો સમય ફાળવી દો.'

'સમય તો જુદો ફાળવવો શક્ય નથી. તમે જોયું હશે કે એક પછી એક બધા મળવા આવ્યે જ જાય છે, પણ જે વખતે જેટલો લાભ મળે એટલો લઈ લેવો.' આટલું કહી મુદ્દાની વાત સમજાવતાં સ્વામીશ્રીએ જણાવ્યું:

'નજીક બેસી રહો એનો કોઈ અર્થ નથી. જીવમાં ઊતરે એ અગત્યનું છે. એમની રુચિ જીવનમાં દૃઢ થાય તો નજીક જ છીએ. શબ્દો જીવમાં ઉતારવા એ લાભ. બાકી ભેગા બેઠા ને શબ્દ ન ઊતર્યો તો કલાકોના કલાકો બેઠા તોય નકામું.'

## 'અક્ષર'ના અક્ષરનો મહિમા

તા. ૨૪/૨ની સવારે વિદ્યાનગરથી બદલપુર પહોંચેલા સ્વામીશ્રી અત્રે

નૂતન મંદિરનો ખાતવિધિ કરી ધુવારણના અતિથિગૃહમાં પધાર્યા. અહીંથી તા. ૨૫/૨ના રોજ પ્રાતઃપૂજા માટે પુનઃ બદલપુર આવેલા તેઓ, પૂજાવિધિ બાદ કાળુને લાભ આપતાં ધુવારણ પરત ફર્યા.

અહીં સંધ્યા સમયે દરિયાકિનારાની પાળીએ બિરાજેલા સ્વામીશ્રીની છબીઓ લેવાય તેવી મહંત સ્વામીની ઇચ્છા. તે અનુસાર ગોઠવાયેલા આયોજનમાં મહંત સ્વામીના સૂચવ્યા મુજબ સ્વામીશ્રીની કેટલીક તસવીરો લેવામાં આવી.

ત્યારબાદ બદલપુરના મંદિર માટે ખરડો કરી પત્રલેખન કરવા બિરાજેલા સ્વામીશ્રીની કલમ કાગળો પર સડસડાટ રેલાવા માંડી. તે વખતે તેઓના અક્ષરોના મરોડ જોઈ જનમંગલદાસ સ્વામીએ સ્વામીશ્રીને કહ્યું: 'આપના જેવા અક્ષર તો આ બ્રહ્માંડમાં કોઈના નહીં હોય.'

'આ તો દરસન-પરસન મોટો જગન. (આ) અક્ષરનાં દર્શન થાય એમાં જ્ઞાન થઈ જાય, શાંતિ થતી જાય ને પ્રશ્ન ઊકલી જાય.' સ્વામીશ્રી બોલી ઊઠ્યા.

સ્વ-હસ્તાક્ષરનું આ સામર્થ્ય ઓળખાવી તા. ૨૬/૨ની સવારે ધુવારણથી હાડેવા પધારેલા તેઓનાં કરકમળો દ્વારા અહીં નિર્માણાધીન મંદિરનું ખાતમુહૂર્ત સંપન્ન થયું. તે પછી સ્વામીશ્રી બોચાસણ જવા નીકળી રહેલા તે સમયે જ એક સ્થાનિક મુમુક્ષુએ તેઓને પોતાની ગમાણમાં સતાવતા ભૂતપ્રેતાદિકના ઉપદ્રવની વાત કરી. આ તાપ શમાવવા ગમાણમાં પધારેલા સ્વામીશ્રીએ અત્રે એક-એક ઢોર પર પ્રાસાદિક જળ છાંટ્યું !

તેઓ કેટલા સરળ હતા ! કેટલા સુલભ હતા ! કેટલા સંવેદનશીલ હતા !

આ ગુણત્રિવેણી સાથે હાડેવાથી બોચાસણ પહોંચેલા સ્વામીશ્રીએ આજની રાત્રે વાળુ માટે ઊભા થતી વખતે એક લોકગીતનું મુખડું ગાયું: *'જાવું છે રે, જાવું છે...'*

તે સાંભળી કો'કે સમય જોઈ પાદપૂર્તિ કરી કે *'જમવા જાવું છે.'*

'ભજન કરવા જાવું છે. જમવાનું તો છે જ. એ કરવા આયા છીએ ?' સ્વામીશ્રી બોલ્યા. તેઓને ભોજન કરતાંયે વિશેષ તાન ભજનનું.

તે સાથે તેઓ તા. ૨૭/૨ની રાત્રે પોઢવા જઈ રહેલા ત્યારે એક સંતે અવલોકન રજૂ કર્યું કે 'બાપા ! હવે આપને ઉંમર જણાય છે.'

'વૃદ્ધત્વ ક્યાં દેખાય છે ? મહારાજે વચનામૃતમાં કહ્યું છે ને, કે સદાય કિશોરમૂર્તિ છે !' સ્વામીશ્રીએ જણાવ્યું.

તેઓના આ ખુલાસામાંથી, *'બાળ, જોબન ને વૃદ્ધ અવસ્થા, એ તો દેખવામાત્ર વ્યવસ્થા...'*નો મર્મ સરી પડ્યો. ગુણાતીત સત્પુરુષમાં જણાતા દેહના ભાવ તો નટની માયા જેવા ભ્રામક છે – તે રહસ્ય સમજાવી સ્વામીશ્રી પોઢ્યા.

## જેનો પ્રાણ પ્રીતમ શું બાંધિયો

તા. ૨૮/૨ની સાંજે વીરસદની ભાગોળે આવેલા શ્રીજી કોલ્ડ સ્ટોરેજનું ઉદ્‌ઘાટન કરવા પધારેલા સ્વામીશ્રી અહીં રિબન કાપી આ સંકુલને ખુલ્લું મૂક્યા બાદ બધે પુષ્પો વેરવા નીકળ્યા. તે વખતે આ શીતાગારની ભોંય પર લાદીને બદલે થોડાં થોડાં અંતરે લાકડાંની પટ્ટીઓ ગોઠવેલી, જેથી બટાટાની ગુણોને સપ્રમાણ ઠંડક મળતી રહે. પરંતુ આવા ભૂતળ પર ઠાકોરજી લઈને સ્વામીશ્રી સાથે ચાલી રહેલા સંતનો પગ નબળા ખપાટિયામાં ફસાતાં તે પાટિયું તૂટ્યું, સમતુલા ખોરવાઈ ને તેઓ પડ્યા હેઠે. સાથે ઠાકોરજી પણ!

આ જોતાં જ સ્વામીશ્રી તો બેબાકળા જેવા બની રહ્યા. ઠાકોરજીને પગે લાગી વારંવાર માફી માંગતા રહેલા તેઓ થોડા સમય બાદ ફૂલો પધરાવવા આગળ ચાલ્યા, પણ ઠાકોરજીને પહોંચેલી હાલાકીથી અંતરમાં વ્યાપી વળેલું અસુખ તેઓના હાવભાવમાં વર્તાઈ રહ્યું.

આ રીતે સર્વત્ર પગલાં કરી સ્વામીશ્રી પ્રાસંગિક સભામાં બિરાજ્યા તોય બે મિનિટ સુધી તો તેઓ ઠાકોરજીને પોતાની સન્મુખ કરી આર્દ્રભાવે વિનવણી કરતા રહ્યા. સભામાં તેઓએ આશીર્વાદ આપ્યા પણ સ્વરમાં સ્વાભાવિક ઊલટની ગેરહાજરી સ્પષ્ટ અનુભવાઈ રહી. તેથી ત્રણ મિનિટમાં તો પ્રવચન સમાપ્ત થઈ ગયું.

સ્વામીશ્રીની આ વ્યાકુળ વર્તણૂક *'જેનો પ્રાણ પ્રીતમ શું બાંધિયો...'*ની તેઓની સ્થિતિ દર્શાવી રહી.

## જાહેરમાં શાસ્ત્રીજી મહારાજનું નામ આવે તો સારું

વીરસદ થઈને ખંભાત પધારેલા સ્વામીશ્રીના વરદહસ્તે તા. ૧/૩ના રોજ અહીંના નવનિર્મિત મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજ પ્રતિષ્ઠિત થતાં સ્થાનિક ભક્તોનો દાખડો સુફળ થયો. આ ઉત્સવને અનુસરતાં સંસ્થાની સખાવતથી નેનપુરમાં તૈયાર થયેલા 'પ્રમુખસ્વામી વિનય મંદિર'નાં દ્વાર પણ

તા. ૨/૩ની સવારે સ્વામીશ્રીના સાંનિધ્યમાં ખૂલ્યાં.

જો કે આ વિદ્યાસંકુલ સાથે પોતાનું નામ સંકળાયું તે બદલ નારાજગી વ્યક્ત કરતાં સ્વામીશ્રીએ કહ્યું: 'આ સ્કૂલનું નામ આવું રાખ્યું એના કરતાં જાહેરમાં શાસ્ત્રીજી મહારાજનું નામ આવે તો સારું. આ ગામ સ્વામીનું ધામ કહેવાય.'

આમ, ગુરુના નામને જ ઉજાગર કરવાની નેમ સાથે વિચરતા સ્વામીશ્રી નેનપુરથી અમદાવાદ પધાર્યા.

અહીંથી તા. ૩/૩ની સવારે રાજસ્થાનના પ્રવાસે નીકળી રહેલા તેઓ ઉતારાની બહાર નીકળ્યા તે વખતે જ વડસરના વૃદ્ધ ભક્ત શ્રી નારાયણભાઈ તેઓની નજરે ચડ્યા. તેથી એ વડીલ તરફ વળેલા સ્વામીશ્રી આ હરિભક્તની બાજુમાં જ પગથિયાં પર બેસી જઈ તેઓના ખબર-અંતર પૂછતાં કહેવા લાગ્યા: 'તમે સહેજે ચિંતા કરશો નહીં. તમે સંસ્થાની ખૂબ સેવા કરી છે. મેં ઈશ્વર સ્વામીને કહ્યું છે, તમને ઠેઠ સુધી સાચવશે.'

આ રીતે એક ડગમગતા ઘડપણને ટેકો આપતા સ્વામીશ્રી મહેસાણાને ધન્ય કરી આબુ પહોંચ્યા. અહીં આજની સાંજે ગવર્નમેન્ટ હાયર સેકન્ડરી સ્કૂલના પ્રાંગણમાં આયોજિત સન્માન-સભામાં કલેક્ટરે આપેલું સન્માનપત્ર સ્વીકારી તેઓ તા. ૫/૩ની સવારે પીંડવાડાને લાભ આપતાં જવાલી પધાર્યા.

અત્રે શેઠ ગેંદમલ ચિકિત્સાલયમાં ભોજન અને વિશ્રામ લઈ સ્વામીશ્રી સાંજે રાજકીય માધ્યમિક વિદ્યાલયના પ્રાંગણમાં પહોંચ્યા. અહીં જાહેર-સભામાં વરસેલી તેઓની અમૃતધારાએ આઠ વાગ્યે બિલાડાને પાવન કર્યું.

## ફરગટ ઘટ ફેર ફેર, નટવર નાચે

બિલાડામાં રાજમાતા શ્રી રાજકુંવરબા અને તેઓના પરિવારનું નિમંત્રણ સ્વીકારી આવી પહોંચેલા સ્વામીશ્રીની પરોણાગતમાં મોખરે હતા – શ્રી માધવસિંહજી દીવાન તથા તેઓના ભાઈ શ્રી ગોપાલસિંહ. આ બંને બંધુઓએ ભાવભર્યો સત્કાર કરી, અત્રે માતાજીના સ્વરૂપે પ્રગટેલા જે દીવા પર મેશ નહીં પણ કેસર જામે છે, તે દૈવી જ્યોતનાં દર્શન સ્વામીશ્રીને કરાવ્યાં.

ત્યારબાદ વાડીમહેલમાં ઉતારે પધારેલા સ્વામીશ્રીના સાંનિધ્યમાં તા. ૬/૩ની સવારે વિવિધ શાળાઓના દોઢેક હજાર વિદ્યાર્થીઓની સભા ભરાઈ. તેમાં પ્રાસંગિક સદુપદેશ વહાવી સ્વામીશ્રી પરવાર્યા ત્યાં જ બઢેર

ચોકમાં ચંગ, થાપીના સથવારે લોકગીતનો લય ગુંજી ઊઠ્યો અને ઘેર નૃત્યના થૈકારા થઈ રહ્યા. તેમાં સામેલ રાજસ્થાની પડછંદી કાયાઓ પગમાં ઘૂઘરા, હાથમાં ફૂલછડી તથા પંખો તેમ જ માથે રંગબેરંગી પાઘડીઓ સાથે ઠુમકા લેતી ઘૂમવા લાગી. સૌની વિનંતીથી સ્વામીશ્રી પણ આ ઘેરૈયાઓના કેન્દ્રબિંદુની જેમ ઊભા રહી તાલે તાલ દઈ ફરવા માંડ્યા. થોડી વારમાં તો તેઓ એક ઘેરૈયાના હાથમાંથી ભારેખમ લાકડી અને પંખો લઈ નર્તન પણ કરવા માંડ્યા.

તેઓએ પીરસેલો આ સ્મૃતિથાળ સૌ વાગોળતા હતા ત્યાં જ આજની સાંજે દીવાન સાહેબની વાડીએ પધારેલા સ્વામીશ્રી અહીં શ્રી હરિસિંહજીના સમાધિસ્થાને પહોંચ્યા. અત્રે આ દિવંગત રાજવીને અંજલિ આપી તેઓએ સમીપવર્તી આંબલીના વૃક્ષ તળે ખુરશી પર બિરાજી સંતો પાસે કીર્તનો ગવડાવ્યાં. તેના પ્રાસંગિક નિરૂપણ બાદ શાસ્ત્રીજી મહારાજ તથા યોગીજી મહારાજના પ્રાસાદિક કુંડ પાસે પહોંચેલા સ્વામીશ્રીએ આ તરણહોજની પાળ પર પલાંઠી વાળી ઘણી વાર સુધી ઠાકોરજીને સ્નાન કરાવ્યું. તેની સાથે મારવાડમાં જળ-તળ ઊંચાં આવે તે પ્રાર્થના પણ કરી.

## નિજ મસ્તકથી પાઘ દીધી

તા. ૭/૩ની સવારે મહેલના પરિસરને પાવન કરવા નીકળેલા સ્વામીશ્રી આઈ માતાજીની કુટિયા, ધર્મશાળા, દીવાનખંડ, પીલા મહેલ વગેરે સ્થાનોમાં પગલાં પાડી પરવાર્યા ત્યાં જ નગરજનો વતી યોજાયેલા જાહેર અભિનંદન સમારોહની આલબેલ પોકારાઈ ગઈ. તેમાં સૌનો આદર-પ્રેમ સ્વીકારી તેઓ યજમાન રાજવી પરિવારની ખાસ સભામાં બિરાજ્યા ત્યારે બપોરના સવા એક વાગ્યાનો સમય થયેલો. અહોભાવ અને સ્નેહભાવથી છલોછલ આ મેળાવડામાં વડીલની રૂએ શ્રી માધવસિંહ દીવાને સ્વામીચરણે ભાવોર્મિ વ્યક્ત કરી કે – 'ये सब परिवार शास्त्रीजी महाराज का ही है। आपका जहाँ एक घण्टा मिलना मुश्किल है वहाँ आपने पूरे दो दिन दिए। आगे भी ये परिवार सत्संग से जुड़ा रहे ऐसी बिनती है।'

આ અરજ સાથે મહિલામંડળે પ્રેમપૂર્વક બનાવેલા મેથી અને કમળ-કાકડીના હાર સ્વામીશ્રીને અર્પણ થયા. તેના અંતે ઝળહળી ઊઠેલી આરતી બાદ સ્વામીશ્રીએ દીવાન સાહેબને સ્મૃતિરૂપે પોતાની પાઘ ભેટ આપી આશીર્વાદ વરસાવ્યા કે 'શ્રીજીમહારાજના વખતમાં કુશળકુંવરબાનો પ્રસંગ છે

એની સાથે આ પ્રસંગ જોડાયો છે. એ જ ભક્તિ, નિષ્ઠા, મહિમાની દૃષ્ટિ, સ્વાગતની રીત. પ્રસંગ એક જ લાગે. પેલું તો આપણે સાંભળીએ છીએ પણ અહીં પ્રત્યક્ષ જોવા મળ્યું.'

સ્વામીશ્રીના આ શબ્દો અહીં આવનારા સૌની અનુભૂતિ હતા. જેમ કુશળકુંવરબાએ શ્રીજીમહારાજની આગતા-સ્વાગતામાં કોઈ મણા રાખી નહોતી, તેમ અહીંનાં રાજમાતા શ્રી રાજકુંવરબાએ પણ સ્વામીશ્રીની સેવામાં કશી જ ખામી ન આવવા દીધી. તેઓની આ ભક્તિને સાર્થક કરી અહીંથી વિદાય થતાં પૂર્વે સ્વામીશ્રીએ ઠાકોરજીને બા સાહેબના ઓરડે મોકલાવ્યા. તે ઉપરાંત આ પ્રાસાદિક પરિવારને પ્રસન્નતાનો પત્ર પણ લખી આપ્યો.[૪૫]

આમ, એક રાજમાતાના જીવતરના ચોપડે 'અક્ષર' સ્મૃતિ અંકિત કરી સ્વામીશ્રી તા. ૭/૩ની સાંજે પાલી પહોંચ્યા ત્યારે અહીં અગ્રસેન ભુવનમાં તેઓનો સન્માન સમારંભ યોજાયો. તેમાં સ્થાનિક સત્સંગી શ્રી પૃથ્વીસિંહજી સહિત નગરના અગ્રણીઓનું બહુમાન સ્વીકારી સ્વામીશ્રીએ મહારાજા ઉમ્મેદ મિલના અતિથિગૃહમાં રાત્રિરોકાણ કર્યું અને બીજા દિવસની રાત્રે સાડા બાર વાગ્યે ઊપડતા સૂર્યનગરી ઍક્સપ્રેસમાં બેસી તેઓ અમદાવાદ આવ્યા. અહીંથી રાત્રે સારંગપુર પધાર્યા.

## મૂઠી ઊંચેરા પ્રમુખસ્વામી

તા. ૧૦/૩ના રોજ પ્રાગજી ભક્તના જન્મોત્સવ પ્રસંગે લંડનથી આવેલા ત્રણ હરિભક્તોના કૅમેરાનું સ્વામીશ્રીએ પૂજન કર્યું ત્યાં જ સૌની વિનંતી થઈ કે 'બાપા ! આપ એક ફોટો પાડી આપો.'

આ ભક્ત-મનોરથ પૂરો કરતાં સ્વામીશ્રીએ તે કૅમેરા વડે ઠાકોરજીનો ફોટો પાડ્યો. તેથી ખુશ થયેલા સૌએ બીજો એક ફોટો સંત સ્વામીનો પાડવા કહ્યું, ત્યારે પોતાની છાતી પર હાથ મૂકતાં સ્વામીશ્રી બોલ્યા: 'મારે સંત સ્વામીનો ફોટો અહીં (અંતરમાં) પડી ગયો છે.'

આ સંત-સ્નેહ જણાવતાં ઉત્સવ-સભામાં પધારેલા તેઓએ આશીર્વાદ

૪૫. રાજસ્થાનના વિચરણ દરમ્યાન સ્વામીશ્રીએ આપેલો આ અમૃતલાભ સુલભ કરવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કૅમેરો ધરીને સ્કેન કરો અને ઈન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



વરસાવ્યા કે – "ભેગા રહીને અખંડ નિર્દોષભાવ રહેવો કઠણ. 'ઠીક છે, હાલવા માંડો, આમાં કાંઈ નથી,' એવું થઈ જાય, પણ ભગતજીને સ્વામીને વિષે બીજો ભાવ ન થયો. બ્રહ્મજ્ઞાન એમાં જ થાય છે. ભગતજીએ ઉપવાસ કરીનેય સેવા કરી. સ્થિતિ થઈ ગઈ. સત્પુરુષ તો આમ ફેંકશે ને આમેય ફેંકશે. એમ ફેંકાફેંકમાં જ બ્રહ્મજ્ઞાન થવાનું. અનાદિની રીત છે. કહે એમ કરવું એ જ બ્રાહ્મીસ્થિતિ. વચનમાં વિશ્વાસ રાખી મનને અમન કરવાની વાત છે."

અમૃતધારાની આ રસલહાણમાં ભળવા તા. ૧૧/૩ના રોજ આવી પહોંચ્યો – ફૂલદોલોત્સવ. તેમાં રંગાવા ઊમટેલા દેશોદેશના ભક્તો-ભાવિકોમાં ડેન્માર્કના શ્રી ક્રિસ અને ટોલ્સ્ટીન પણ સામેલ હતા. માથે મુંડન કરાવી અહીં સારંગપુરમાં જ રોકાયેલા આ બંને યુવાનો સેવા કરતા, ધોતિયું પહેરતા, પૂજા કરતા અને ઉપવાસ પણ ખેંચતા.

તેમાંના ક્રિસે આજે ઉત્સવ-સભામાં જણાવ્યું કે 'હું હૃષીકેશ, હરિદ્વાર બધે જ ફર્યો પણ બધા મહાત્માઓ કરતાં પ્રમુખસ્વામીને મૂઠી ઊંચેરા જોયા. બધા આટલું માન આપે છે છતાં તેઓ નિરહંકારી છે. એમનું જીવન જાહેર જ છે અને અખંડ સેવારત રહે છે.'

આ અનુભવ સાંભળનારા સૌને થયું કે સ્વામીશ્રીના હાથમાં પિચકારી હોય કે ન હોય તેથી શું ફર્ક પડે છે? સૌને રંગે છે તો તેઓનું પવિત્ર જીવન!

તેની સાથે આજે પિચકારી વડે પણ સૌને તરબતર કરી સ્વામીશ્રી જમવા બિરાજ્યા ત્યારે સમય થયેલો બપોરના અઢી વાગ્યાનો!

## શ્રીજીમહારાજને ધારે એ ધર્મકુળ

તા. ૧૧/૩ની રાત્રે મંદિરના બગીચામાં યોજાયેલી સંતસભામાં સ્વામીશ્રીની ૭૦મી જન્મજયંતીનું આયોજન તથા વિભાગીય સેવાઓની જાહેરાતો થતાં સૌએ બુલંદ જયનાદો કરી આ ઉત્સવને વધાવી લીધો.

તે વખતે સ્વામીશ્રીએ કહ્યું: 'આપણે જય તો બોલાવી પણ કામ તો પરચો નહીં, પરસેવે થશે. આપણે સેવા પ્રેમ અને મહિમાથી કરવી. સેવા-ભક્તિ, કથા-વાર્તા વગેરેમાં મનને લગાડી જ દેવું. એમાં ફાવશે - નહીં ફાવે એમ કરવું જ નહીં. મનને તો મારવું જ. ભુક્કા જ કરી નાંખવા. મનને હરાવ્યે જ છૂટકો છે. બહાનાં ન કાઢવાં. જે કામ સોંપ્યું એમાં તરી (છટકી) ન જવું. અત્યારે તો ખેતર ખાલી પડ્યાં છે. અમે બધે ફર્યા. ખેડવા જેવું છે.'

સ્વામીશ્રીના મુખેથી સરી પડેલી આ પરાવાણીના પ્રવાહમાં તા. ૧૨/૩ની સાંજથી ભક્તચિંતામણિના પારાયણનો અમૃતપ્રવાહ ભળતાં અનેરો આનંદ છવાઈ રહ્યો. સ્મૃતિમંદિરના આંગણે આરંભાયેલા આ કથાસત્રમાં ૧૦૧મા પ્રકરણનું નિરૂપણ કરતાં સ્વામીશ્રીએ કહ્યું : 'શ્રીજીમહારાજને ધારે એ ધર્મકુળ. જેણે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ દૃઢ કર્યાં હોય એવા ગુણાતીતાનંદ સ્વામીને શરણે જે જાય એનો મોક્ષ થઈ જાય. એટલે મહારાજે બીજા બધા કરતાં સંતમાં પ્રગટપણું વિશેષ રાખ્યું. ભગવાનની જેમ સંત પણ કલ્યાણ કરે છે, કારણ કે ભગવાનને એણે ધાર્યા છે.'

આ સંતમહિમા સમજાવી કથાની ઇતિશ્રી કરનારા સ્વામીશ્રી તા. ૧૩/૩ની સવારે જ્યારે પ્રાત:પૂજામાં પધાર્યા ત્યારે તેઓએ ઊડતી નજરમાં જ પરિસ્થિતિનો ક્યાસ કાઢી એક સંતને કહ્યું : 'મહંત સ્વામી સૌ સંતોની સાથે એક પાથરણે બેઠા છે. એમના માટે જુદું આસન લઈ આવો.'

મોટેરાની મર્યાદા જાળવવામાં સ્વામીશ્રી ખૂબ ખબરદાર.

તે સાથે આજના પારાયણમાં પધારેલા તેઓ ૧૦૨મું પ્રકરણ નિરૂપતાં બોલ્યા : 'મહારાજ તો વઢે ને વખાણે, બેય કરે. પણ બધું મધુરમ્... મધુરમ્... એ ત્યાગ કરે ને કરાવે એય દિવ્ય. બીજાના સુખ માટે એમનો જન્મ છે. પોતાના સ્વાર્થ માટે એમની કોઈ ક્રિયા નથી, વિચાર નથી. એમની બધી ક્રિયા લખવા જેવી અને બીજાની લખી હોય તો ભૂંસી નાખવા જેવી. એમનાં બેય ચરિત્રોમાં આનંદ આવવો જોઈએ ત્યારે આપણી ભક્તિ સાચી. જુઓ, અહીં નિષ્કુળાનંદ સ્વામી કહે છે : *'કોટિ બ્રહ્માંડ રહે જેને રોમ...'* લ્યો ! એકની વાત નહીં. કોટિ બ્રહ્માંડ ક્યાં ઊડે છે ? એક રોમમાં !'

'અત્યારે તો દેખાતું નથી ?' કો'ક બોલ્યું.

ત્યારે સ્વામીશ્રીએ ખુલાસો કર્યો કે 'દેખાય તો ઊભા રે'વાય નહીં. આપણેય ભેગેભેગા ઊડીએ. માટે એ દેખાડે કે ન દેખાડે તોય દિવ્ય જ છે. આ તો બધું અવરહવર છે. સમજ્યા હોય તો ઊલટ-સૂલટ લાગે નહીં. દિવ્ય જ લાગે. આપે કે ન પણ આપે, એની ઇચ્છા.'

'તમને તો પહોંચાય એમ જ નથી.'

'પણ એ ક્યાં બંધનમાં આવે એમ છે ! પહેલેથી પહોંચાય એમ નથી તો અત્યારે ક્યાંથી પહોંચાય ?'

સ્વામીશ્રીની આ માર્મિક સ્પષ્ટતા તેઓના સ્વરૂપને સમજાવી ગઈ.

## ધ્રુવતારક છો આપ દિશાના

સારંગપુરથી અમદાવાદ પહોંચેલા સ્વામીશ્રીએ અહીં તા. ૧૪/૩ની સાંજે કાંકરિયાના ફૂટબૉલ ગ્રાઉન્ડમાં આયોજિત ગીતામંદિર સુવર્ણજયંતી મહોત્સવના ઉદ્ઘાટનનો દીપ પ્રગટાવ્યો.[૪૬]

ત્યારબાદ તેઓ મંદિરે પરત પધાર્યા ત્યારે અત્રે આરંભાયેલી યુવા-સભામાં ગુજરાતના છ પ્રધાનો ઉપસ્થિત હતા. તે સૌને સ્વામીશ્રીના આશીર્વાદની આકાંક્ષા હતી. તે પૂરી થતાં તમામ મંત્રીઓએ વક્તવ્યો દ્વારા સ્વામીશ્રીનાં ચરણે કૃતજ્ઞતા વ્યક્ત કરી.

તે સાથે સંપન્ન થયેલી આજની સભા બાદ, આ મુરબ્બીઓ ભોજન પણ અહીં જ લેવાના હોવાથી તે કાર્યક્રમ શરૂ થયો. પરંતુ પંચાયતમંત્રી શ્રી મોહનસિંહ રાઠવાએ ઉતાવળ હોવાથી વિદાય માંગી ત્યારે સંતોએ કહ્યું: 'તમારા ડ્રાઈવરને તો સ્વામીશ્રીએ જમવા બેસાડી દીધો છે.'

હા, મંત્રીઓ સાથે આવેલા સચિવો, અંગરક્ષકો અને ડ્રાઈવરો સુધ્ધાંની ભોજન-વ્યવસ્થા સ્વામીશ્રીએ કરાવી હતી.

તેઓનું આ આયોજન જોઈ પેલા મંત્રી બોલી ઊઠ્યા: 'અમે આજે સ્વામીજી પાસેથી આટલું શીખ્યા કે નાનામાં નાના માણસોને પહેલાં આદર આપવો.'

આમ, શૈલી અને સત્ત્વ – દરેક રીતે લોકનાયકોના પણ ધ્રુવતારક પુરવાર થતા સ્વામીશ્રીના આશીર્વાદ પામવા તા. ૧૫/૩ની સવારે તો નવનિયુક્ત મુખ્યમંત્રી શ્રી ચીમનભાઈ પટેલ, સિંચાઈ પ્રધાન શ્રી કેશુભાઈ પટેલ વગેરે પણ આવી પહોંચ્યા. દિલ્હીથી આવી રહેલા તેઓ હવાઈ મથકેથી સીધા જ સ્વામીશ્રી પાસે દોડી આવેલા. અહીં સુરાજ્યના શુભાશિષ મેળવી તેઓ વિધાનસભાના સત્ર માટે જવા નીકળ્યા અને સ્વામીશ્રી સારંગપુર પધાર્યા.

અત્રે તેઓ તા. ૧૬/૩ની સવારે સ્મૃતિમંદિરે દર્શન કરવા જઈ રહેલા

---



૪૬. ગીતામંદિરના આ મહોત્સવમાં સ્વામીશ્રીએ આપેલો ધર્મ-સંદેશ સાંભળવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઈન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...

ત્યારે તાજપુરના બે બાળકો પગે લાગવા દોડી આવ્યા. તેઓને જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'આમના બાપ રવજી. એ ધરમશીનો દીકરો. ધરમશી, લખમણ ને કાનજી ત્રણ ભાઈઓ. એના બાપ બેચર પાછલી ઉંમરે સાધુ થયેલા. બહુ જ્ઞાની, કડીઓ બહુ બોલતા.'

ગામોગામના હરિભક્તોની ચાર-ચાર પેઢીઓ તો સ્વામીશ્રી કાચી સેકન્ડમાં બોલી જતા.

## અક્ષરધામના મુક્તો જેવી જ પ્રાપ્તિ

સારંગપુરમાં સ્વામીશ્રીના રોકાણ દરમ્યાન તેઓના પુરાણા પ્રસંગોની વિગતોનું ફિલ્માંકન કરવાનો કાર્યક્રમ આરંભાયેલો. તે માટે સ્વામીશ્રી પોતાની અનુકૂળતા મુજબ સમય ફાળવી પ્રસંગકથનનો લાભ આપતા. તેમાં તત્કાલીન સંતો-ભક્તો પણ પુષ્ટિ કરતા.

આ ક્રમમાં તા. ૧૭/૩ના રોજ સ્વામીશ્રીએ શાસ્ત્રીજી મહારાજના સમયમાં બનેલા સારંગપુર મંદિરના દરવાજા આગળના પુલનો પ્રસંગ સવિસ્તર જણાવ્યો. તે સાંભળી ગયા મહિને જ અહીં દર્શને આવી ગયેલા ભારતના પ્રધાનમંત્રી શ્રી વી. પી. સિંઘના અનુસંધાનમાં કો'ક બોલ્યું: 'વડાપ્રધાન જેવા આ પુલ પરથી આવવાના હશે એની શાસ્ત્રીજી મહારાજને ખબર હશે, એટલે તેઓએ પુલ પહોળો બંધાવ્યો.'

'હજી તો એવા કેટલાય પસાર થવાના છે.' સ્વામીશ્રીએ ભવિષ્ય ભાખી દીધું.

તે પછી સેવાકાર્યોમાં પરોવાયેલા તેઓ તા. ૧૯/૩ની સવારે અલ્પાહાર કરવા બિરાજ્યા ત્યારે પ્રાપ્તિ વિષયક પ્રવચન કરતાં હરિસ્વરૂપદાસ સ્વામીથી અજાણતાંમાં બોલાઈ ગયું કે 'અક્ષરધામના મુક્તોને જે પ્રાપ્તિ નથી તે આપણને થઈ છે.'

આ સાંભળતાં જ સ્વામીશ્રીએ ધ્યાન દોર્યું કે 'ઉપાસનાની દૃષ્ટિએ આ વાક્ય બરાબર ના કે'વાય. આમાં મહારાજની ગૌણતા આવી જાય છે. એટલે 'જેવી પ્રાપ્તિ અક્ષરધામના મુક્તોને છે એવી જ અહીં છે' એ રીતે બોલવું.'

સ્વામીશ્રીની આ ટૂંકી સમજૂતીમાંથી તેઓનું સ્વરૂપ પણ સ્પષ્ટ રીતે ઊઘડી ગયું.

## આપણે અહીંથી ના ઊડીએ એની વાત

તા. ૧૯/૩ની સાંજે રાબેતા મુજબ શરૂ થયેલા પારાયણમાં *'હવે કહું નર નિરમાન...'* પંક્તિ ગાઈ અમૃતધારા વહાવતાં સ્વામીશ્રી બોલ્યા :

"મહારાજની મોટપ કેટલી જબરજસ્ત! એની આગળ તો આપણે – સોનાના પર્વત આગળ વીંટી જેવા! છતાં માન લેવા જઈએ છીએ – 'અમને બોલાયા કેમ નહીં? અમારી વાત કેમ ન સાંભળી?' લ્યા, ભ'ઈ! એ પોતે આટલું મૂકીને આયા, આપણે કહીએ એમ કરે છે, હળે-ભળે છે, એનું ધાર્યું અનંત બ્રહ્માંડમાં થાય છતાં આપણું ધાર્યું કરે છે, છતાં મથામણ થાય છે. પણ એ નિર્માનીપણે વર્ત્યા તો આપણે માન હોય? જે નાનો થાય એ જ મોટો થાય છે. પણ જો સૌમાં વર્ચસ્વ જમાવવા પ્રયત્ન કરે એ વહેલામાં વહેલો હેઠો પડે. સૌને એના તરફ અરુચિ થઈ જાય. દુઃખના દા'ડા..."

સ્વામીશ્રી આમ પરાવાણી રેલાવી રહેલા ત્યારે આકાશમાં કેટલાંક કુંજ ઊડતાં દેખાતાં અમુક સભાસદોની નજર ત્યાં ગઈ. તેને ટપારતાં સ્વામીશ્રી બોલ્યા : 'સાંભળો મહાત્માઓ! આવાં કબૂતરો તો આવવાનાં. ભગવાન જોવાના મૂકીને બીજે વૃત્તિ કેમ જાય છે? પેલાં તો ઊડશે પણ આપણે અહીંથી ના ઊડીએ એની આ વાત છે. અંતર્વૃત્તિ રાખવી, તો સીધે-સીધી વાત મંઈ ઊતરી જાય.'

કથા કે દર્શન વખતે કોઈ આડું-અવળું જુએ તે સ્વામીશ્રીને ન ગમે.

## અતારે કશામાં કંટાળો નથી

તા. ૨૦/૩ની સવારે જાળીલા મંદિરનો ૧૫મો પાટોત્સવ ઊજવી શ્રી ભીમજીભાઈ સુતરિયાના ઘેર ઠાકોરજી જમાડતાં સ્વામીશ્રીએ કહ્યું : 'જાળીલા સ્ટેશને ચૂનો બહુ પાકતો. અહીં ચુનારા બહુ રહેતા. એટલે જ્યારે સારંગપુરમાં હવેલીનું કામ ચાલતું ત્યારે અહીં આવવાનું બહુ થતું.'

આમ, ગામોગામ સાથે ઘનિષ્ઠ ઘરોબો ધરાવતા સ્વામીશ્રી જાળીલાથી સારંગપુર પરત પધાર્યા ત્યારે અહીં આજની સાંજે ઠાકોરજીનો પ્રસાદ લઈ રહેલા તેઓ સમક્ષ સર્વમંગલદાસ સ્વામીએ અહોભાવ ઉચ્ચાર્યો કે 'બાપા! આપની શ્રદ્ધા ગજબ છે! ખબર નહીં ભગવાનને રાજી કરવાનું કેટલું તાન છે!!'

આટલું કહી તેઓએ પૂછ્યું : 'સ્વામી ! આપને પત્ર લખવાનો કંટાળો વધારે આવે કે વાંચવામાં ?'

'અતારે કશામાં કંટાળો નથી. વાંચવાનું મળે તો ચોપડી વાંચી નાખીએ. ટાઈમ મળવો જોઈએ. ભગવાનની દયા છે. ઠાકોરજીની સેવામાં કંટાળો ન આવવો જોઈએ.' સ્વામીશ્રીએ જણાવ્યું.

*'જેમ પીયૂષપાનનો, ન હોયે અંતરે અભાવ...'*ની જેમ તેઓને સેવા-ભક્તિ બાબતે અખંડ ઉત્સાહ.

તેથી જ આજની સાંજે સ્મૃતિમંદિરે દર્શન કરવા પહોંચેલા તેઓએ દંડવત્ માટે રજાઈ પાથરવા ઇશારો કર્યો. તે જોઈ એક સંતે કહ્યું : '(દંડવત્‌ની) જરૂર નથી.'

પરંતુ આજે જાળીલા જઈ આવેલા સ્વામીશ્રીએ પુનરાગમનનું નિમિત્ત કાઢી ગુરુભક્તિ અદા કરવાનો લાગ શોધી કાઢેલો. તે જોઈ સંતો ફરી બોલ્યા : 'આપને તો અખંડ ભક્તિ છે જ ને !'

'લ્યો ! અખંડ ભક્તિ હોય તોય શું છે ? ગુણાતીતાનંદ સ્વામીને ન'તી ? તોય નેવાં નીચે ઊભા રહ્યા.'

'એમને તો મહારાજ પ્રત્યક્ષ હતા.'

'તો આ કોણ છે ? પ્રત્યક્ષ નથી ?' શાસ્ત્રીજી મહારાજ સામે નિર્દેશ કરતાં સ્વામીશ્રી બોલ્યા.

તેઓને ભક્તિ કરવામાં કદી કંટાળો નહોતો, કારણ કે તેઓ ગુરુ અને ભગવાનને સદા પ્રગટ માનતા. સૂર્ય સામે જ હોય ત્યારે સૂર્યમુખી ખીલ્યા વિના કેમ રહે ?

સ્વામીશ્રીની આવી સદા તાજી ભક્તિની સુવાસ તા. ૨૨/૩ની સવારે મુલાકાતોના ક્રમમાં પણ માણવા મળી. આ સમયે ચાંગાના હરિભક્ત શ્રી જયંતીભાઈએ પૂછ્યું કે 'સ્વામી ! મારે આર્થિક રીતે પછાત બાળકો માટે કેળવણી ટ્રસ્ટ બનાવવું છે, તો શું નામ રાખવું ?'

''જ્ઞાનયજ્ઞ' રાખજો. 'જ્ઞાન' એટલે યોગીજી મહારાજનું નામ ને 'યજ્ઞ' એટલે શાસ્ત્રીજી મહારાજનું નામ આવી જાય. વળી, 'જ્ઞાન' એટલે વિદ્યા ને 'જ્ઞાનયજ્ઞ' એટલે વિદ્યાનો યજ્ઞ. આ રીતે પણ સારું લાગશે.' સ્વામીશ્રીએ સૂચવ્યું.

કેવી શબ્દસૂઝ ! કેવી ગુરુભક્તિ !

## સારંગપુરનો ટ્રેડમાર્ક

તા. ૨૨/૩ની સવારે મંદિરના વિવિધ વિભાગોનું નિરીક્ષણ કરવા નીકળેલા સ્વામીશ્રી સંતોનાં ખાનાંવાળા ઓરડામાં પધાર્યા ત્યારે અહીં તેઓને બેસવા સોફો ગોઠવી રાખેલો. તે પર જેવા તેઓ બિરાજ્યા કે મધપૂડે મધમાખીઓ બાઝે તેમ સંતો વીંટળાઈને બેસી ગયા. તે સૌ સાથે હળવો વિનોદ કરતાં સ્વામીશ્રીએ ધીરે રહીને જ્ઞાનની દિશા તરફ વાતનું સુકાન ફેરવતાં કહ્યું :

"અહીં બધાએ ભણી-ગણીને એવા તૈયાર થવું કે જેમ 'મેડ ઇન જર્મની'નો માલ મજબૂત જ હોય ! જોગીબાપા કે'તા, 'અમારા જૂનાગઢમાં...' એમ સારંગપુરની ટ્રેનિંગ ! સંત સ્વામીનો સમાગમ અને એવું સ્થાન એટલે પછી સાધુતા ને કથા-વાર્તાનું અંગ એવું ને એવું રહેવું જોઈએ. અહીંનો ટ્રેડમાર્ક લાગે તે પછી ગમે ત્યાં જઈએ ને આખા ને આખા ઘસઈ જઈએ તોય એવો ને એવો જ રહેવો જોઈએ. નિયમ-ધર્મ, કથાનો પાકો સિક્કો વાગ્યો હોય એ માલ પાછો ન પડવો જોઈએ. બીજાં મંદિરમાં જઈએ તોય સેવા, કથા-વાર્તા, ત્યાગ-વૈરાગ્ય, સાધુતા-વિવેક બરાબર હોવાં જોઈએ. ત્યાં બીજા કરે કે ન કરે, આપણે કરવું. આપણે આપણા માટે કરવું છે ને !

અહીંથી ગામડે ફરવા મોકલીએ તો વેઠ તરીકે ન ફરવું, ઉત્સાહથી ફરવું. સ્વભાવને લીધે ઘર્ષણ થાય તો જોગીબાપા કે'તા એમ સહનશક્તિ રાખવી. ઘર્ષણ થાય તો સામાને કેમ નભાવી લેવો એ જ આપણું કામ. બખ્તર એવું પહેર્યું હોય તો ટોચો ન અડે. મહારાજને રાજી કરવાની દૃષ્ટિ રાખવી તો સારધાર ઊતરી જવાય. ગામડે પણ આપણે નવરા હોઈએ તો બાળકોને તૈયાર કરવા. સેવા, સેવા ને સેવા. રમાડવા-જમાડવા. કથા-વાર્તામાં મોળા જ ન પડવું. કોઈ ચેષ્ટા ન કરે તો આપણી મેતે બોલી લેવી. ઉપેક્ષા થાય તો પછી આહ્નિક ઘસઈ જાય.

વચમાં ટાઈમ મળે એ સૂવા માટે નથી. આપણને ક્યાં નવરાશ છે ? કેટલી પ્રવૃત્તિ છે ! મોળી વાત કે કોઈનું ઘસાતું બોલવું નહીં. સંપ હોય તો ધારીએ તો બ્રહ્માંડ રંગી નાંખીએ."

સ્વામીશ્રીએ સારંગપુરનો ટ્રેડમાર્ક આંકી આપ્યો.

## અમે તો ચેલા

સારંગપુરમાં સ્વામીશ્રીની મુલાકાતે વારાફરતી આવી રહેલાં જુદાં જુદાં ગામોના સંઘમાં લીંબડીના હરિભક્ત શ્રી પ્રભુભાઈ આવતાં જ સ્વામીશ્રી મીઠી હલકે બોલ્યા: *'પ્રભુજી આવ્યા પરોણલા રે, શાં શાં ભોજન દઈએ...'*

તેઓનું આવું હેતાળ વચન સાંભળી પેલા સત્સંગી તો ગળગળા થઈ ગયા.

એ જ રીતે તા. ૨૫/૩ની સવારે ભક્તવત્સલદાસ સ્વામીએ એક હરિભક્તની ઓળખ આપતાં કહ્યું: 'સ્વામી ! આ મોજીદડના છે.'

'હું ઓળખું છું.' આટલું બોલી સ્વામીશ્રીએ તે હરિભક્તને જ પૂછ્યું: 'તમે ભગવાનભાઈના દીકરા ને ?'

'હા.'

'હં... ભગવાન ધરમશી ને ધરમશી માધા.' પળવારમાં તો સ્વામીશ્રી ચોથી પેઢીએ પહોંચી ગયા.

આમ, એકેએક મુલાકાતીને મમતાથી ભીંજવી તેઓ સભામાં પધાર્યા ત્યારે અહીં તેઓએ પોતાનું આસન ઠાકોરજી કરતાં સહેજ આગળ જોયું. તેનું કારણ જણાવતાં નારાયણમુનિદાસ સ્વામીએ કહ્યું: 'બાપા ! દીવાલ નજીક આસન હોય તો મચ્છર બહુ કરડે ને !'

'*તન કી ઉપાધિ તજે...* એ કહેવા પૂરતું જ રાખવાનું છે ?'

'પણ અમારી તો ભક્તિ થઈ જાય ને !'

'અરે, મચ્છર તો બધે જ છે. આ કથા કરે છે તેને નહીં કરડતા હોય ? મોટા સ્વામી કહેતા કે ભાગની ઢીક સૌએ ખાવી પડે.'

જ્યાં સ્વામીશ્રીએ આમ કહ્યું ત્યાં કો'ક બોલ્યું: 'ગુરુને આગળ રાખીને કથા કરવી (જોઈએ.)'

'તમે ગુરુ રહો. અમે તો ચેલા.' સ્વામીશ્રીએ જણાવ્યું.

તેઓના જીવન-ઉપવનમાં ગુરુભાવ કદી ખીલ્યો નહોતો અને શિષ્ય-ભાવ કદી ખર્યો નહોતો.

## 'ગુરુ'વારની ગમ

સ્વામીશ્રીએ ત્યાગાશ્રમના પ્રારંભિક કાળમાં ચૂનાની ચક્કી ચલાવવાનો

જે પરિશ્રમ કરેલો, તેની સ્મૃતિ તાજી કરાવતા એક આયોજનનો તખ્તો તા. ૨૬/૩ની સાંજે પાંચ વાગ્યે મંદિરની પાછળના ચોકમાં ગોઠવાઈ ગયેલો. તે અનુસાર અહીં મંદિરના બાંધકામ માટે કાર્યરત ચૂનાની ચક્કીએ બે બળદોને અગાઉથી જોડી રાખેલા. સ્વામીશ્રીએ પૂર્વે કરેલી આવી સેવામાં તેઓના સાથી તરીકે રહેલા દેવપ્રસાદદાસ સ્વામી પણ ઉપસ્થિત હતા. તેઓને સાથે રાખી સ્વામીશ્રીએ ચક્કી ચલાવવાની રીતનું નિદર્શન કરતાં પોતાના એક હાથમાં ચૂનો ખાંપવાનો સળિયો લીધો અને ડાબે ખભે ગાતરિયું આડસોડે નાંખી તેનો બાકીનો ભાગ કેડે બાંધી નીકળી પડ્યા ચૂનો પીલવા. આ રીતે પાંચેક આંટા મારી તેઓ પહોંચ્યા કથારસ રેલાવવા.

છેલ્લા કેટલાક દિવસથી ચાલતા ભક્તચિંતામણિના પારાયણની તેઓએ તા. ૨૮/૩ની સાંજે પૂર્ણાહુતિ કરી.[૪૭] તેમાં *'ગુરુવારે કથા પૂરી કીધી રે...'* એ નિષ્કુળાનંદ સ્વામીની પંક્તિ નિરૂપતાં સ્વામીશ્રી બોલ્યા: 'આજે આપણે પણ ગુરુવાર છે તે બરાબર ટાઈમે ટાઈમ આવી ગયો. મેળ બેસી ગયો.'

હકીકતે કથા-સમાપ્તિના આ દિવસે પંચાંગ મુજબ બુધવાર હોવાથી તા. ૨૯/૩ની સવારે અગિયારેક વાગ્યે પત્રો લખી રહેલા સ્વામીશ્રીને જનમંગલદાસ સ્વામીએ કહ્યું: 'ગઈકાલે બુધવાર હતો એ વાત આપને કોઈએ કરી કે નહીં? આપ ગુરુવાર બોલતા'તા.'

'હજી તમને શંકા છે. આજે ગુરુવાર થયો કે નહીં? આજે કે કાલે. ભગવાન ને સંત કહે એમાં શંકા ન કરવી.'

આટલું કહી બાજુમાં પડેલું ચશ્માંનું ખોખું હાથમાં લઈ સ્વામીશ્રી બોલ્યા: 'મહારાજે મુક્તાનંદ સ્વામીને કહ્યું કે 'આ શું છે?' એ પ્રસંગ ખ્યાલ છે કે નહીં? પછી એમાં વિચાર કે શંકા કરવાની હોય જ નહીં. આપણે ક્યાં વારને પરણ્યા છીએ?'

આમ, ગમ્મત કરી સ્વામીશ્રીએ 'ગુરુ'વારની ગમ પાડી દીધી.

તેઓના જીવનમાં *'તું દિન કહે તો દિન અને તું રાત કહે તો રાત...'*નું ચલણ જ મુખ્ય રહેલું. તેથી તેઓ બીજાને પણ એ જ શીખવતા.

---



૪૭. સ્વામીશ્રીએ કરેલા ભક્તચિંતામણિના આ પારાયણનો પ્રસાદ પામવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...

## ગુરુપદ વંદી રે વાણી ઓચરું

ભક્તચિંતામણિના પારાયણ બાદ સ્વામીશ્રીના અન્ય એક પ્રાસાદિક ગ્રંથ સત્સંગિજીવનની કથાનો આસ્વાદ ચાખવાનો ઉમંગ સૌને હતો. સ્વામીશ્રીને તો તાન જ સંતો-ભક્તોને રાજી કરવાનું. તેથી તેઓએ આ વિનંતી સ્વીકારતાં તા. ૨૯/૩ની સાંજથી સત્સંગિજીવનના પારાયણનો પ્રારંભ થયો.

આ સમયે પૌરાણિક ગ્રંથનાં હોય તેવાં જ પાનાં સ્વામીશ્રી સમક્ષ મૂકવામાં આવેલાં. તેના આધારે કથામૃત પીરસવા માંડેલા તેઓ ક્યારેક ક્યારેક શાસ્ત્રીજી મહારાજની અદાથી હાથમાં પાનું પકડીને પણ કથા કરતા. પ્રત્યેક અધ્યાયને અંતે ઘંટડી વાગે અને તે સાથે જ 'હરે... હરે...'ની આહ્‌લેક પણ ગાજે. આમ, પુરાણા સમયના પારાયણનો માહોલ જામી ગયો.

પરંતુ આ અરસામાં ગળામાં થયેલી તકલીફને કારણે સ્વામીશ્રી શ્લોકગાન ધીમા સૂરમાં કરતા. તેથી તા. ૩૦/૩ની સવારે તેઓ રંગમંડપમાં શાસ્ત્રીજી મહારાજનાં દર્શન કરવા પધાર્યા ત્યારે પ્રગટ ભગતે કહ્યું: 'જુઓ, આ શાસ્ત્રીજી મહારાજ કેવું બોલે છે? એમ જરા પહાડી અવાજ કાઢો ને!'

'આપણે એની તોલે ક્યાં આવીએ? ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી!' સ્વામીશ્રી બોલ્યા.

તેઓએ પોતાની શારીરિક તકલીફનું ગાણું ગાવાનું છોડી ગુરુમહિમા ગાવાની તક ઝડપી લીધી. સ્વામીશ્રીની આવી ભક્તિ સાથે થઈ રહેલું આ પારાયણ તા. ૨/૪ની સાંજે પૂર્ણાહુતિ પામ્યું.

## પ્રસાદથી પગરખાં પર્યંતનો પ્રેમ

તા. ૩/૪ના રોજ આવેલી શ્રી સ્વામિનારાયણ જયંતીએ મંદિરમાં બિરાજેલા કાષ્ઠનિર્મિત ઘનશ્યામ મહારાજના સુવર્ણ સિંહાસનની પ્રથમ આરતી ઉતારવાની હતી. તે માટે સ્વામીશ્રીએ રાજ્યના વહીવટી વિભાગના સચિવ શ્રી એસ. એલ. વર્માને પણ સાથે લીધા, પરંતુ ખુરશીમાં બેસી મંદિર પર જઈ રહેલા તેઓએ આરુણિ ભગતને સૂચના આપી કે 'આ સાહેબ આયા છે તે રંગમંડપમાંથી બહાર નીકળશે, તો એમનાં ચંપલ ત્યાંના દરવાજે લઈ આવજો.'

આટલું કહી મંદિર પર પધારેલા સ્વામીશ્રીએ સિંહાસનનો પૂજનવિધિ

કર્યો. સચિવશ્રી પાસે પણ ચાંદલા કરાવી મૂર્તિનો સવિસ્તર મહિમા કહ્યો.

આ રીતે તેઓને બધે દર્શન કરાવતાં કરાવતાં સ્વામીશ્રી રંગમંડપમાંથી બહાર નીકળ્યા ત્યારે ત્યાં પોતાનાં પગરખાં જોઈ પેલા સચિવ તો અચંબો પામી ગયા. તેઓને જ્યારે ખબર પડી કે 'સ્વામીશ્રીએ જ આ ગોઠવણ કરાવી છે' ત્યારે ગદ્ગદ થતાં તેઓ બોલ્યા: 'આટઆટલી પ્રવૃત્તિ વચ્ચે સ્વામીશ્રી જોડા જેવી વસ્તુની પણ દરકાર રાખે છે!'

તેઓના હૈયે આ પ્રસંગ એવો ચોંટી ગયો કે તેઓએ ઘણાને આ વાત કહી.

સ્વામીશ્રીનાં આવાં હેતના હિલોળા વચ્ચે જ પૂર્ણાહુતિ નિમિત્તે સત્સંગિજીવન ગ્રંથની પોથીયાત્રાનો પ્રારંભ થયો. તેમાં સૌ સંતો-ભક્તો સાથે સ્વામીશ્રી પણ સ્મૃતિમંદિરની પાંચ અને મંદિરની એક પ્રદક્ષિણા ફર્યા. તેઓની આ ભક્તિયાત્રા આજની સાંજે તો ઠેઠ હનુમાનજીના મંદિરે પણ પહોંચી. આ સમયે અત્રે પધારેલા સ્વામીશ્રી મંદિર બાદ જીવાખાચરનો દરબાર, રાઠોડ ધાધલનો નિવાસ, ગામનો ચોરો વગેરે પ્રાસાદિક સ્થાનોમાં દર્શન કરી રાત્રે સ્મૃતિમંદિરના આંગણે યોજાયેલી શ્રીજીમહારાજના જન્મોત્સવની મુખ્ય સભામાં આવી બિરાજ્યા.

આ અવસરે સંતોએ જ્યારે *'આજ ધર્મ-ભક્તિને દ્વાર નોબત વાજે રે લોલ...'* એ પ્રાસંગિક પદ ગાયું ત્યારે સ્વામીશ્રીએ કહ્યું: '*આજે તો યજ્ઞપુરુષને દ્વાર નોબત વાજે* રે... ગંગાને ઝીલવા મહાદેવને તપ કરવું પડ્યું તો ગંગા મળી. એમ શ્રીજીમહારાજનો સાચો સિદ્ધાંત શાસ્ત્રીજી મહારાજે ઝીલ્યો ને દરેકને પહોંચાડ્યો.'

આ રીતે ઉત્સવ ઊજવી પોતાના ઉતારા તરફ જતાં પૂર્વે સ્વામીશ્રીએ એક વ્યવસ્થાપકને સૂચના આપી કે 'પંચાજીરીના પ્રસાદનાં બોક્સ એક થેલીમાં ભરીને મારી સાથે જ રાખજો.' આ સજ્જતા સાથે નીકળેલા તેઓ રસ્તે જે જે વડીલો મળ્યા તેઓને યથાયોગ્ય પ્રસાદ આપી રાજી કરતા ગયા.

તેઓની આ વિતરણ-લીલા જોઈ સૌને લાગ્યું કે 'પ્રસાદથી પગરખાં સુધીના વિષયમાં ભક્તોની કાળજી રાખનારા છે સ્વામીશ્રી.'

## ચપટીમાં કલ્યાણનો કોલ

શ્રીહરિ જયંતીની રાત્રિ સારંગપુરના રોકાણની છેલ્લી રાત્રિ હોવાથી

સંતોને સુખ આપવા ઉતારાની બહાર બાંધેલા હીંચકે બિરાજેલા સ્વામીશ્રી ચેષ્ટાગાન બાદ સૌને આશીર્વર્ષાથી તૃપ્ત કરતાં બોલ્યા :

'આ વખતે આપણે બહુ સુખ લીધું છે તો એ સુખે સુખિયા થવું. આપણે અહીં શાસ્ત્રીજી મહારાજ ને યોગીબાપાના અખાડામાં તૈયાર થયા છીએ તો ખબડદાર રે'વું. આપણે કોઈની વાતમાં ન પડવું. કોઈની સામું જોયા વિના અભ્યાસમાં મંડવું. એવા તૈયાર થવું કે પથરાની જેમ ગમે ત્યાં ફંગોળે તોય વાંધો જ ન આવે. જંગલમાં મંગલ કરી નાંખવું. આવો ને આવો સમાજ ત્યાં ઊભો થાય. જ્યાં જઈએ ત્યાં આપણા માટે નવું કશું જ નથી. (અંદરના) ભાવો સામા થશે, પણ આપણે એના સામા થવું. હિંમત ન હારવી. ના શું થાય? સિંહ થવું. બળ ભગવાન આપશે. મોટાપુરુષનું બળ લઈશું તો સ્વભાવના ભુક્કા થઈ જશે ને સુખિયા થઈ જઈશું એ હકીકત છે. આપણે રડવાનું છે જ નહીં; હસવું ને હસાવવા.'

આમ, ઉત્સાહભેર વાતોના મેઘ વરસાવી નિજનિવાસના બાથરૂમ તરફ જઈ રહેલા સ્વામીશ્રીને ભગવત્ચરણદાસ સ્વામીએ કહ્યું : 'આપને નામ તો યાદ રહેતું નથી તો કલ્યાણ કેમનું કરશો?'

આજે સભામાં સ્વામીશ્રીને આ સંતનું કામ પડતાં તેઓને બોલાવવા હતા, પણ તેઓનું નામ તાત્કાલિક સૂઝેલું નહીં. તે સંદર્ભમાં આ સંતે અત્યારે ગમ્મત કરી. ત્યારે બાથરૂમના બારણા સુધી પહોંચેલા સ્વામીશ્રી એકદમ પાછા વળીને બે વાર ચપટી વગાડતાં બોલ્યા : 'કલ્યાણ તો આમ થવાનું છે.'

*'કહ્યું ચપટી બજાવિને હરિએ, આટલામાં કલ્યાણ તો કરીએ...'* એ શ્રીજીમહારાજના વચન મુજબ આજે સ્વામીશ્રીના મુખેથી પણ કલ્યાણનો કૉલ સાંભળી સૌની શ્રીહરિ જયંતી સાર્થક થઈ રહી.

## મૂર્તિપ્રતિષ્ઠા અને ધર્મપ્રતિષ્ઠા

તા. ૪/૪ની સાંજે સારંગપુરથી વિદાય લઈ બોટાદ, નાગલપર તથા ટાટમને પાવન કરતાં ગઢડા પધારેલા સ્વામીશ્રી, અહીં તા. ૫/૪ની સવારે પ્રાસાદિક સ્થાનોનાં દર્શન કરવા નીકળ્યા ત્યારે લક્ષ્મીવાડીના પૂજારીએ તેઓને ગર્ભગૃહમાં બોલાવી મૂર્તિઓનો ચરણસ્પર્શ કરાવ્યો.

આ લાભ લઈ આગળ વધેલા સ્વામીશ્રી નદીકિનારે આવેલા સદ્‌ગુરુઓના ઓટા પાસે પ્રથમ વાર પધાર્યા. તેથી એકેએક ઓટા પર કોતરેલાં

નામ વંચાવી તેઓ પ્રત્યેક સ્મૃતિસ્થાને પધરાવેલાં ચરણારવિંદને મહિમા સહિત પગે લાગ્યા.

આ સ્થાન અવાવરું રહેતું હોવાથી ઘણાં ઝાંખરાં ઊગી નીકળેલાં, છતાં ઠેર ઠેર પહોંચેલા સ્વામીશ્રી અહીંથી ભક્તિબાગમાં દર્શન કરી મંદિરે પરત ફર્યા. અત્રે તેઓને મળવા આવેલા માંડવધારના સરપંચ સહિતના આગેવાનોએ સ્વામીશ્રીનો આભાર માન્યો, કારણ કે સંસ્થા તરફથી આ ગામને કરી આપવામાં આવેલા બોરમાંથી મીઠા પાણીનો ધોધ છૂટેલો.

આ રીતે સૌને સુખિયા કરતા સ્વામીશ્રી તા. ૬/૪ની સવારે ગઢડાથી નીકળતાં પૂર્વે જીવાખાચરના દરબારમાં એક અક્ષરવાસી ભક્તની સ્મૃતિમાં ચાલતા પારાયણમાં પધાર્યા. અત્રે શ્રીજીમહારાજની પ્રસાદીભૂત ઓસરીમાં સજાવેલી વ્યાસપીઠ પર બિરાજી અમૃતધારા વહાવ્યા બાદ વિદાય થયેલા તેઓ રળિયાણા, માલપરા, દામનગર, ઠાંસા, રાભડાને પાવન કરતાં સાંજે નાની વાવડી પહોંચ્યા.

અહીં તા. ૭/૪ની સવારે બાઈઓના મંદિરમાં પુનઃપ્રતિષ્ઠા કરી મંદિરનું નિરીક્ષણ કરવા નીકળેલા સ્વામીશ્રીએ ભાઈઓના મંદિરને જોડતી એક નીચી બારી જોઈને પૂછ્યું: 'અહીં કેમ આ બારી ખુલ્લી રાખી છે?'

'અમસ્તી જ. કાંઈ આપ-લે કરવું હોય તો ઉપયોગી થાય.'

આ હેતુ સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'આ બારી વડે અવર-જવર ન થઈ શકે એવી જાળી ભરાવી દેજો, જેથી હવા અને પ્રકાશનો પ્રશ્ન ઊભો ન થાય. આવું કમ્બાઇન (ભેગું) થઈ જાય એ સારું નહીં. સંતો આવે ત્યારે તો પેલી બાજુ જ ઊતરે. આ બારીવાળા રૂમને સ્ટોર રૂમ બનાવી દેવો. ઉતારા માટે એનો ઉપયોગ કરવો જ નહીં. વહેલી તકે ત્યાં જાળી કરાવી દેજો.'

*'હોય ધર્મમાં છિદ્ર જણાતું, તે તો દેખી સહન નથી થાતું...'* – એ શ્રીજીમહારાજની જેમ સ્વામીશ્રીની પણ પ્રકૃતિ. તેથી તેઓએ મૂર્તિપ્રતિષ્ઠાની સાથે સાથે ધર્મની પ્રતિષ્ઠા પણ કરી દીધી.

## આપણે તો આખી મૂર્તિ જ આપી દઈએ

પ્રતિષ્ઠાવિધિ બાદ શૌચ-સ્નાન માટે ઉતારે પધારેલા સ્વામીશ્રી અહીં દેહક્રિયાથી પરવારી નખ કાપવા બેઠા. તેઓનું આ કાર્ય પૂરું થયું ત્યારે સામે બેઠેલા બે-એક સંતોએ નખમણિની પ્રસાદી માંગી. તેની સ્વામીશ્રીએ ઘસીને

'ના' પાડી. તે સાંભળી સંતોએ પૂછ્યું : 'આ પ્રસાદી આપવામાં જ કેમ અભાવ થઈ ગયો છે ?'

'આપણે તો આખી મૂર્તિ જ આપી દઈએ. આવડા નખની શું કિંમત ?' સ્વામીશ્રી બોલ્યા.

આમ, સૌને મૂર્તિનું સુખ આપવા જ વિચરતા તેઓ પ્રતિષ્ઠા-સભામાં લાભ આપી ઢસા થઈને રંઘોળા પધાર્યા.

અહીં રસ્તા પર જ તૈયાર થયેલા બસ સ્ટેન્ડનું દીપપ્રાગટ્ય દ્વારા ઉદ્‌ઘાટન કરી શિહોર પહોંચેલા સ્વામીશ્રીનો ભવ્ય સન્માન સમારંભ નગરવાસીઓએ એલ. ડી. મુનિ હાઈસ્કૂલમાં યોજેલો. વિશાળ પ્રાંગણમાં આકાશના ચંદરવા તળે જ આયોજિત આ સમારોહમાં શહેરની અગ્રણી સંસ્થાઓનું બહુમાન ઝીલી સ્વામીશ્રી રાત્રે ભાવનગર આવી પહોંચ્યા.

અત્રે તેઓની પ્રાતઃપૂજા ટાઉન હૉલમાં અને સાયંસભાઓ આ સભાગૃહની પાછળ આવેલા ગણેશ ક્રીડાંગણમાં ગોઠવાયેલી. તે સિવાય મંદિરે બિરાજતા સ્વામીશ્રી સમક્ષ દિવસ દરમ્યાન મુલાકાતીઓનો પ્રવાહ વણથંભ્યો ચાલતો.

તે ક્રમમાં તા. ૯/૪ની સવારે તો તેઓ અલ્પાહાર લેવા જે આસન પર બેઠા તે જ આસન પર બપોરના ૧૨:૪૦ વાગ્યા સુધી બિરાજી સૌને મળતા રહ્યા. વચ્ચે કોઈ દૈહિક ક્રિયા કરવા માટે પણ ન ઊઠ્યા. જે આસનેથી અલ્પાહાર માટેનો પાટલો ખસેલો ત્યાં જ ભોજન માટેનો પાટલો ગોઠવાયો !

ધીરજ, કાર્યક્ષમતા અને આત્મનિષ્ઠાની કસોટી કરનારા આવા સમયગાળા સ્વામીશ્રીના જીવનમાં વારંવાર આવતા. તે દરેક વખતે તેઓ શતપ્રતિશત પાર ઊતરતા.

આવા મુલાકાત-સત્રની સમાંતર સ્વામીશ્રીના પત્રવ્યવહારની ગાડી પણ ધમધમાટ દોડતી રહેતી. તે અનુસાર અહીં એક વાર પત્રોમાં પરોવાયેલા તેઓ એક ટપાલનું લખાણ વાંચી હસી પડ્યા. તેમાં લખેલું કે '...ભણેલો હોય, સારો હોય, દેખાવડો હોય, એવો મુરતિયો મોકલજો.'

આ વિગત સામે બેઠેલા સંતોને સંભળાય તેમ વાંચી સ્વામીશ્રી બોલ્યા : 'આપણે જાણે મુરતિયાનો વેપાર કરતા હોઈએ એ રીતે માણસો લખે છે.'

આમ, પ્રચંડ કાર્યભાર વચ્ચે પણ તેઓની હળવાશ નોખી જ તરી આવતી.

## એ લાઇન લૉક છે

તા. ૯/૪ની સાંજે શહેરમાં કેટલીક પધરામણીઓ કરીને સ્વામીશ્રી મંદિરે આવી રહેલા ત્યારે શાસ્ત્રીજી મહારાજે ચલાવેલા સમાધિ પ્રકરણની વાતો નીકળી. તે સંદર્ભમાં ગાડીચાલકે પૂછ્યું: 'સ્વામી! હવે આપ સમાધિ નથી કરાવતા, કેમ?'

'હું ને તું અખંડ સમાધિમાં જ છીએ ને! આપણે અખંડ સમાધિમાં રહીને ભગવાન ભજી લઈએ છીએ.'

આટલો અણધાર્યો ઉત્તર આપી સ્વામીશ્રીએ કહ્યું: 'જોગીબાપા એ લાઇનને લૉક (બંધ) કરીને ગયા છે.'

'પણ આપને તો ચાવી આપતા ગયા હશે ને?!'

'ના. લૉક જ દઈ દીધું છે. જ્ઞાનસમાધિ ખુલ્લી રાખી છે. પેલી સમાધિમાં પાછળથી બધા સાચું-ખોટું કરવા માંડ્યા એટલે એ બંધ કરી દીધું.' સ્વામીશ્રી બોલ્યા.

આમ, યોગીજી મહારાજની રીતે-રીત રહેવાની તેઓની શૈલી. તેનું વધુ એક પ્રેરક દર્શન તા. ૧૦/૪ના રોજ પણ લાધ્યું.

આ દિવસની સવારે વ્યાયામના ભાગરૂપ ભ્રમણ કરતા સ્વામીશ્રીએ નિત્યપૂજા કરી રહેલા બે સંતોની નોંધ લઈ લીધી. એ સંતોને ઉદ્દેશી બપોરના ભોજન વખતે સ્વામીશ્રીએ કહ્યું: 'રોજ સવારે સાત વાગ્યે ઊઠો છો. વહેલું ઊઠવું જોઈએ ને!'

તેઓએ આમ ટકોર કરી તેની થોડી વારમાં જ યોગીજી મહારાજના જીવનચરિત્રમાંથી વાત વંચાઈ કે 'કોઈ ઊંઘે એનો અવગુણ ન લેવો.'

આ સાંભળતાં જ સ્વામીશ્રી બોલ્યા: 'અમારી ભૂલ થઈ ગઈ. આપણને એમનો અવગુણ આવ્યો ને! આમાં જોગીબાપાએ 'ના' પાડી.'

અલબત્ત, શ્રીજીમહારાજે વચનામૃતમાં કહ્યું છે કે જીવોને ધર્મમર્યાદામાં રાખવા માટે મોટા સાધુ છે તે જો શિક્ષાને અર્થે તેને શિખામણ ન દે તો તે જીવનું સારું ન થાય. માટે એવી રીતે શિખામણ દે તે ઠીક ને એમાં કાંઈ બાધ નહીં.[૪૮]

આ રીતે સૌના નિયંતા બનવાનો અધિકાર હોવા છતાં સ્વામીશ્રી સદા નમ્રભાવે જ વર્તતા.

---

૪૮. વચનામૃત ગઢડા અંત્ય પ્રકરણ ૩૪.

## વૃત્તિ અખંડ ભગવાનમાં

તા. ૧૧/૪ની રાત્રે વાળુ બાદ પત્રવાંચનમાં પરોવાયેલા સ્વામીશ્રીની ઉપર એક બલ્બ ઝગતો હતો. ઘણા સમયથી ચાલુ હોવાને કારણે બરાબર તપી ગયેલો તે, કો'ક અકળ કારણસર અચાનક હોલ્ડરમાંથી છટક્યો અને પડ્યો સીધો જ સ્વામીશ્રીની બોચીના ભાગ પર. ત્યાંથી નીચે સરકી ગયેલા તેને જોઈ સામે બેઠેલા સંતોનાં મોઢેથી સિસકારો નીકળી ગયો, પરંતુ સ્વામીશ્રી તો કાંઈ બન્યું જ ન હોય એમ પત્રો વાંચતા રહ્યા !

તેઓનું આ કાર્ય વિરમ્યું ત્યારે સંતોએ બલ્બ પડવાની ઘટના કહી સંભળાવી. તે જાણી સ્વામીશ્રીએ પૂછ્યું : 'એમ ? ક્યારે પડ્યો ?'

'આપ પત્ર વાંચતા હતા ત્યારે. આપની સ્થિતપ્રજ્ઞતા તો કહેવી પડે !'

'વૃત્તિ અખંડ ભગવાનમાં હોય પછી શું ખબર પડે !'

સ્વામીશ્રીના આ ઉદ્‌ગારમાં સ્થિતપ્રજ્ઞતાથીયે ઊંચી કક્ષાની તેઓની સ્થિતિ પ્રકાશિત થઈ ઊઠી.

## વેરનાં વળામણાં

અઢારમી સદીના ઉત્તરાર્ધમાં ગુજરાતના ગોહિલવાડમાં આવેલા કુકડ અને ઓદરકા વચ્ચે નાનકડી ચરિયાણ જમીનની સીમાને કારણે વિવાદ વકરેલો. જે સમયે બેય ગામ આ ભૂમિ માટે દાવો નોંધાવી રહેલાં તે અરસામાં જ ઉનાળાની એક સમી સાંજે ઘોઘારી ગોહિલોના ઓદરકામાં બુમરાણ મચેલી કે 'વાંધાળી ભોમકામાં કુકડનાં સાંતી મંડાયાં છે.'

બસ ! આટલી વાતમાં શૂરાતન ઝોકું ખાઈ ગયેલું અને ઓદરકાના આંગણેથી ઊકળતાં લોહીવાળા ત્રણ જણા હાથમાં હથિયાર ઝાલી, જઈ ઊભેલા કજિયાળી સીમમાં. અહીં પહોંચી તેઓએ હાકોટો મારેલો કે 'લ્યા ! અમારી જમીન કાં ખેડો ?'

'લે ત્યારે, જ્યારે ને ત્યારે વાંધા-વચકા કાઢ્યા જ કરે છે તે !' આમ કહેતાં ગોવિંદાણી ગોહિલોના હાથે બંદૂકોના ઘોડા દબાયેલા અને ઘોઘારીઓના હાથ તલવારની મૂઠ પર એમના એમ રહી ગયેલા.

વઢવેડમાં રેડાયેલાં આ ત્રણનાં લોહી હજી તો સુકાયાં નહોતાં ત્યાં બીજા ત્રણ ઘોઘારીએ આવી પડકાર ફેંકેલો. તેમનેય ગોવિંદાણીએ હણી

નાંખ્યાની થોડી વારમાં જ પહોંચેલા ઘોઘારી સૈન્યે જોયું તો તબેલો ખુલ્લો અને ઘોડાઓ નાસી ગયાનો ઘાટ હતો. છેવટે ગામતરું કરીને હાલ્યા આવતા કુકડના એક બામણિયા દેવીપૂજકને વધેરતાં ઘોઘારીઓએ જીભ કચરેલી કે 'જે ગામે આપણા ભાંડુઓને ઠાર કીધા એ ગામનાં પાણી, જ્યાં સુધી વેરનાં વળામણાં ન થાય ત્યાં સુધી બંધ.'

તે સાથે જ ઓદરકા તથા કુકડ, ગરીપરા, પીથલપર, કંટાળવા, ગોરિયાળી (રામપર) ગામો વચ્ચે અપૈયા થઈ ગયા. કાળક્રમે આ વિષવેલી ઘોઘારી ગોહિલોનાં ૩૩ ગામમાં અને ગોવિંદાણી ગોહિલોનાં ૧૧ ગામમાં ફેલાઈ ગઈ.

વેરનાં આ વાવેતરની જડ પેઢી-દર-પેઢી ઊંડી ને ઊંડી ઊતરતી જતાં આ વર્ષે તો તેણે બે સદીની મજબૂતાઈ પકડી લીધેલી. ઝેરના આ ઝાડવાને ઉખાડી ફેંકવા ભાવનગરના મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહ તથા બ્રિટિશ સલ્તનતના પ્રાંતીય અમલદારે હુકમની રૂએ પ્રયત્નો કરેલા, પરંતુ તેઓનેય આ દરબારોએ રોકડું પરખાવી દીધેલું કે 'એમ કાંઈ અમે પાણી ન પીએ. જાતભાઈઓને પૂછવું પડે.'

આમ, સત્તાધારીઓના પ્રહારોથી પણ આ વિષવૃક્ષનાં ડાળખાં-પાંદડાં ખર્યાં નહોતાં. રાજ્યના નાયબ ગૃહમંત્રી શ્રી કિરીટસિંહ ગોહિલ તથા તાલુકા પંચાયતના પ્રમુખ શ્રી જોરુભાએ પણ જોર અજમાવી જોયેલું, પરંતુ તેઓનેય સફળતા હાથ લાગી નહોતી. તેથી જ અહંની આંટીએ ચડેલા આ અપૈયાનાં મૂળ સૌને પાતાળે પહોંચેલાં જણાતાં હતાં.

આવા સમયે ઓદરકાના રામસંગ બાપુને સ્વામીશ્રીના સંગે જીવતરનો મર્મ હાથ લાગતાં તેઓને આ વેરનો વીંટો વાળી દેવાનો વિચાર ઝબકેલો. તેથી તેઓએ ગયા વર્ષે ભાવનગરમાં બિરાજમાન સ્વામીશ્રીને વિનંતી કરેલી કે 'બાપા! અમારાં ગામો વચ્ચે અપૈયા છે. હવે એમ થાય છે કે 'આ સારું નહીં.' આપ જેવા સંતના હાથે એ પણ ભાંગવાનો વિચાર છે. આપ જરૂર પધારો.'

પરંતુ વીતેલા વર્ષના માર્ચ મહિનામાં સારંગપુર મુકામે આ વાત સ્વામીશ્રી સમક્ષ દોહરાવી રામસંગ બાપુના દીકરા જનકસિંહે કહેલું : 'સ્વામી! સૌને સમજાવવા એ કામ કાઠું છે.'

'ભગવાનના પ્રતાપે થઈ જશે.' સ્વામીશ્રીએ જણાવેલું અને તેઓને જ

દરબારો પાસે જઈ વાટાઘાટો કરવા આદેશ આપેલો.

તેને અનુસરતાં એક-એક ગામની મુલાકાત લેવા લાગેલા જનકસિંહને અનુભવાતું હતું કે 'સૌનાં અંતરમાં રહેલો અહંનો ગઠ્ઠો એસિડથીયે ઓગળે તેવો નથી.'

પરંતુ તેઓની આ નિરાશામાં સ્વામીશ્રી આશાનો સંચાર કરતા રહેતા.

આખરે સ્વામીશ્રીની સાધુતા અને શ્રદ્ધાને કારણે જ પારસ્પરિક વેર-ઝેરની સાંઠગાંઠ ખૂલવા લાગતાં 'પ્રમુખસ્વામીના હાથે થતું હોય તો અમે તૈયાર જ છીએ'ના સૂર સાથે સૌ સર્વસંમતિ પર આવી ગયેલા. તે મુજબ અપૈયા-મુક્તિનો દિવસ પણ નક્કી થઈ જતાં તેની જાહેરાત કરતી પત્રિકાઓયે છપાઈને વહેંચાઈ ગઈ.

તેમાં લખ્યા અનુસાર તા. ૧૨/૪ના રોજ એક સંતપુરુષના યુગકાર્યનું દર્શન કરવા સૂરજદેવતા આકાશના આંગણે આવી રમવા લાગ્યા. તે વખતે ભાવનગરથી વિદાય થયેલા સ્વામીશ્રી સીમોદરા અને કોબડીને લાભ આપતાં નવ વાગ્યે કુકડ તથા ઓદરકાની સીમમાં આવેલી વાંધાળી જગ્યા પર પધાર્યા. અહીં સુધી પહોંચવાનો રસ્તો દરબારોએ જ મહેનત કરીને સમથળ કરેલો.

તેઓની આ સેવાને સુફળ કરતાં સ્વામીશ્રી આવી પહોંચ્યા ત્યારે ઝઘડાળુ જગ્યા પર મહાપૂજાની ગોઠવણી થઈ ગયેલી. છયે ગામનાં કૂવાજળથી ભરેલા કળશો આ મહાપૂજામાં મુકાયેલા. તે દરેકનું પૂજન કરી સ્વામીશ્રીએ દરેકમાં ઠાકોરજીનું પ્રાસાદિક જળ રેડ્યું.

એક કલાકના આ વૈદિક વિધિ બાદ સ્વામીશ્રીએ મૃતકોના પાળિયાઓને પણ પંચામૃત અને કળશમાં ભરેલા જળથી સ્નાન કરાવ્યું. આગેવાન દરબારોના હાથેય પિતૃસ્નાન કરાવડાવ્યું. તેને અનુસરતાં સ્વામીશ્રીએ આરતી ઉતારવા સહિતનો તમામ ક્રમ જે આસ્તિકભાવથી કર્યો તે જોઈને જ દરબારો બોલી ઊઠ્યા : 'પિતૃઓનો નક્કી મોક્ષ થઈ ગયો !'

આ પ્રતીતિ સાથે કુકડ અને ઓદરકાની વચ્ચે બંધાયેલા સભામંડપમાં અપૈયામુક્તિ સમારંભ શરૂ થયો ત્યારે તેમાં ઉપસ્થિત આઠસો જેટલા સભાસદો આંટીઓને ઓગાળી એખલાસથી વર્તી રહેલા. સ્વામીશ્રીના ઉપકારને યાદ કરતાં સૌ એકમેકને ગળે વળગાડી રહેલા.

તે જોઈ સભામાં હાજર ઘોઘાના ધારાસભ્ય શ્રી નાનાભાઈ તથા ભાવનગરના વિધાનસભ્ય શ્રી શક્તિસિંહ અને જિલ્લા પંચાયતના સભ્યો શ્રી

જસવંતસિંહ, શ્રી પરબતસિંહ તેમ જ તાલુકા પંચાયતના પ્રમુખ શ્રી પ્રવીણસિંહ તો સ્વામીશ્રી તરફ નજર કરતાં મનોમન વિચારી રહ્યા કે 'આ મહાપુરુષના બાવડામાં શું બળ ભર્યું છે તે ૨૦૦-૨૦૦ વર્ષથી ઊંડાં ઊતરેલાં વેર-ઝેરનાં મૂળિયાંને ઘાસની જેમ ઉખાડી દીધાં !'

સૌને આજે સ્વામીશ્રીની સાધુતાનું સામર્થ્ય બ્રિટિશ સામ્રાજ્ય અને મંત્રી-મહારાજાઓની સત્તા કરતાં પણ અધિક પ્રભાવશાળી જણાઈ રહ્યું. આ અનુભવ મહાનુભાવોનાં વક્તવ્યોમાં પડઘાઈ રહ્યો.

સ્વામીશ્રીની બિરદાવલીઓનાં આ ગાન વચ્ચે જ જાહેરાત થઈ કે 'ઓદરકા અને કુકડનાં પાંચ ગામોનાં ભેગાં કરેલાં પાણી હવે બેય પક્ષના પ્રતિનિધિઓ એકબીજાને પાશે.' તે માટે મંચની ધારે જ કળશ અને પ્યાલા મુકાયેલા. પરંતુ ઘોષણા થતાં, કોઈ આવે તે પહેલાં તો સ્વામીશ્રી સ્વયં આસન પરથી ઊઠી મંચના અગ્રભાગે આવી બિરાજી ગયા અને જાતે જ પાણી ભરી-ભરી બંને પક્ષના અગ્રણીઓને આપવા લાગ્યા.

એ જળના એક-એક બુંદે સૈકાઓ જૂની લાય બુઝાવા માંડી. સૌ પ્રીતિના ઓડકાર ખાવા લાગ્યા.

પછી તો તેઓ જ એકમેકને અમૃતજળ પાવા માંડતાં ચારેકોર જય-જયકાર વ્યાપી વળ્યો. આખી સભામાં વહેંચાયેલું આ અમૃત સૌએ હોંશે હોંશે હોઠે અડાડ્યું. આ ઐતિહાસિક ઘટના જોવા માટે સતત સરકતો સૂર્ય પણ પળવાર થંભી ગયો.

તે ક્ષણે અમૃતધારા વરસાવતાં સ્વામીશ્રીએ કહ્યું :

'ભગવાન સ્વામિનારાયણની દૃષ્ટિ આ ગામો પર છે. આપણે એ પ્રાસાદિક ભૂમિમાં રહેનારા છીએ. ભગવાન અને સંતનું કાર્ય એકબીજાને નજીક લાવવાનું છે. સંત મારું-તારું કઢાવીને આપણું કરાવે છે. આ સંપનો જમાનો છે. એ હશે તો જ પ્રગતિ થશે. વેર-ઝેર ભૂલીશું તો જ વિકાસ થશે. સૌને ધન્યવાદ છે. આ અપૈયા તોડ્યા પણ એક અપૈયા રાખવાના છે. દારૂના અપૈયા કરજો, બીડીના અપૈયા કરજો. એ વ્યસન નીકળશે તો શાંતિ થશે.'

સ્વામીશ્રીના આ આશીર્વાદ બાદ ઓદરકા વતી શ્રી બટુકસિંહે જણાવ્યું : 'પ્રમુખસ્વામીની ઉપસ્થિતિમાં વર્ષો જૂનાં વેર પૂરાં કરેલ છે એ ઉત્તમ કાર્ય થયું. હું ગામ વતી વચન આપું છું કે 'હવે આવો પ્રસંગ ફરી નહીં બને.' અમે ભાઈઓની જેમ રહીશું.'

કુકડ વતી શ્રી નટુભા બોલ્યા: 'પ્રમુખસ્વામીની પ્રેરણાથી સુંદર કાર્ય થયું. એકબીજા મનથી નજીક આવ્યા છીએ. હવે આ કાયમ નભાવશું એની ખાતરી આપું છું. હવે જીવવાની મજા આવશે.'

આ સુલેહ જોવા અત્યંત ઉત્સુક રામસંગ બાપુએ પણ સ્વામીશ્રીને કહી દીધું: 'આપ તો સાક્ષાત્ પ્રભુ છો. આપના જેવાનું આ કામ. આપથી જ થઈ શકે. મને તો એમ જ હતું કે 'આ નહીં જ થાય.' પણ આપના હાથે થયું !'

આમ, બંને પક્ષના સભ્યો સ્વામીશ્રીને લળી-લળીને વંદી રહ્યા. તેની સાથે ઊઠી રહેલા બુલંદ જયનાદો ઝીલતાં સ્વામીશ્રી વિદાય લઈ ઓદરકા જવા નીકળ્યા ત્યારે અખબારોના ખબરપત્રીઓ મથાળાં બાંધી રહેલા કે –

*'બે સૈકા પુરાણી શત્રુતાનો આખરે સુખાંત: પ્રમુખસ્વામીએ મનમેળ કરાવ્યો... જૂનાં વેર ભુલાયાં: બે ગામ વચ્ચે શાંતિ સ્થપાઈ.'*[૪૯]

## અમે લાકડા-લોઢામાં ટિપાયેલા

તા. ૧૨/૪ની બપોરે ઓદરકામાં ભોજન તથા વિશ્રામ લઈ સાંજે કુકડ પહોંચેલા સ્વામીશ્રીને વધાવવા માટે સૌનો ઉત્સાહ અનેરો હતો. આ ગામ-વાસીઓને આશીર્વાદ આપી સ્વામીશ્રી વેળાવદરને પાવન કરતાં તળાજા પહોંચ્યા ત્યારે અહીંની વ્યાયામ-શાળામાં નગરવાસીઓએ તેઓને સન્માનપત્ર આપી બિરદાવ્યા.

આ બહુમાન સ્વીકારી તા. ૧૩/૪ની સાંજે તળાજાથી નીકળેલા સ્વામીશ્રી શોભાવડ તથા નવા સાંગાણાને લાભ આપતાં જૂના સાંગાણા પધાર્યા.

અત્રે ગામના સરપંચ તેઓ પાસે આવી કહેવા લાગ્યા: 'મારાથી એક વાર ભૂલ થઈ ગઈ છે. ભૂલ થયા પછી તો ગંગામાં નાહી આવ્યો. આજે મને આપ માફ કરો.'

'બાપુ ! ગંગા આવી ગઈ છે. સ્નાન કરી લો.' સ્વામીશ્રી બોલ્યા.

પાપીને પુણ્યશાળી બનાવતા તેઓનું સાંનિધ્ય પતિતપાવની ગંગા જેવું જ હતું ને !

---

૪૯. સ્વામીશ્રીના સાંનિધ્યમાં સધાયેલી સંવાદિતાના સર્જનની આ ગાથા નિહાળવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



આવી આ સંત-ગંગા તા. ૧૪/૪ના રોજ ગોપનાથને નવપલ્લવિત કરતી મહુવામાં પ્રવેશતાં જ, અત્રે તા. ૧૫/૪થી દશા શ્રીમાળી વિદ્યાર્થી ભુવનના પ્રાંગણમાં પારાયણનો પ્રારંભ થયો.

તેમાં લાભ આપી શ્રી જીતુભાઈ લંગાલિયાના ઘેર ઉતારે પધારેલા સ્વામીશ્રી, અહીં પલંગની ધાર પર પગ આવે એ રીતે બિરાજેલા.

તે જોઈ એક સંતે પૂછ્યું : 'બાપા ! આ ધાર આપને વાગતી નથી ને ?!'

'ઢેફામાં આળોટતા. એના કરતાં આ સારું છે. અમે લાકડા-લોઢામાં ટિપાયેલા, એટલે બહુ વાગે નહીં.' સ્વામીશ્રી બોલી ગયા.

આમ, સદા દેહાતીત સ્થિતિમાં વર્તતા તેઓને આજની સાંજે મહુવાની નગરપાલિકાએ ખીચોખીચ સભા વચ્ચે સન્માનપત્ર આપીને બિરદાવ્યા.

આ સમયે રાજ્યના નાણાંમંત્રી શ્રી છબીલદાસ મહેતાએ હૃદયોર્મિ વહાવી : 'આપણા દેશમાં ઘણા સંતો અને સંસ્થાઓ છે, પણ એમાં પ્રમુખસ્વામી એક વિરલ વિભૂતિ છે. તેઓએ ધર્મને માત્ર મંદિર-મસ્જિદમાં સીમિત નથી બનાવ્યો. હજી ગઈકાલની જ વાત છે. તેઓએ ઓદરકા અને કુકડનાં બસો વર્ષના અપૈયાની ગૂંચ ઉકેલી, બેય પક્ષને એક કર્યા. આથી વિશેષ માનવની સેવા શું હોઈ શકે ?'

આ અવસરે ઉપસ્થિત જાણીતા કથાકાર શ્રી મોરારિ બાપુએ પણ જણાવ્યું કે 'એક સરળ, સાદું અને નિરભિમાની સંત-વ્યક્તિત્વ પૂજ્ય બાપા છે.'

પોતાનાં ચરણે ચડેલાં આવાં પ્રશંસા-પુષ્પો નમ્રતાપૂર્વક સ્વીકારી સ્વામીશ્રીએ આશીર્વાદ વરસાવ્યા, પરંતુ તે વિરમતાં જ ઊઠવા માંડેલી જન-મેદનીને જોઈ સ્વામીશ્રીએ જ જાહેરાત કરી કે 'એલઉ ! જરા બધા બેસી જાઓ. આપણા ઘરબાર એવા ને એવા જ છે. પાંચ મિનિટમાં સમારંભ પૂરો થાય પછી બધા જાઓ.'

આ સૂચના સાંભળનારા સૌને હમણાં જ વર્ણવાયેલા સ્વામીશ્રીના મહિમાનો તાળો મળી ગયો. પોતાના સન્માન સમારંભમાં આવી જાહેરાત તો સરળ, સાદું, નિરભિમાની વ્યક્તિત્વ ધરાવનારા જ કરી શકે ને !

## સત્સંગને ઘર માની લેવું

તા. ૧૬/૪ની સવારે મહુવાનાં પ્રાસાદિક સ્થાનોમાં દર્શન કરી સ્વામીશ્રી આજની સાંજે પત્રવ્યવહાર કરી રહેલા ત્યારે બે સંતો તેઓનાં ચરણ

ચાંપવાની સેવા કરવા બેઠા. તે વખતે એક અંતેવાસી ગમ્મતમાં બોલ્યા: 'સ્વામી! આ બેયને એક-એક પાટુ મારો. દુનિયાનાં પાટાં કરતાં સંતનાં ખાય એ સારું ને!'

'અત્યારે મારીએ તો ખોટું ન લાગે, પણ (રજોગુણ-તમોગુણના) વેગમાં હોય તે વખતે મારીએ તો ખબર પડે! આમ રોજ કે'તા હોય કે *'કે'વું ઘટે એમ કે'જો...'* રાત-દિવસ આવું કહેનારાને પણ, કહ્યું ત્યારે વઢ્યા ગયા. એટલે સમય આવ્યે મનાતું નથી.'

મુમુક્ષુના મનનું આટલું વિશ્લેષણ રજૂ કરી સ્વામીશ્રીએ ઉમેર્યું:

'સત્પુરુષ સાથે હેત હોય તો તેનું વચન મનાય ને હેત ન હોય તો ન મનાય. વેગ વર્તતો હોય ત્યારે પાછું ન વળાય. આમાન્યા ન રહે. કહે એ ન મનાય એ કેવું હેત?! મહારાજને રામાનંદ સ્વામીને મળવાનો વેગ ગમે એટલો હતો, પણ કહ્યું કે 'લોજમાં જ રહો', તો ભુજ ન ગયા. એમ કહે ત્યારે વેગ શમી જવો જોઈએ. વેગ હોય ત્યારે બધાનો દોષ દેખાય. પાછળ પડ્યો છે એવું જ દેખાય. એટલે આ બધી દૃઢતા કરો તો વાંધો નહીં આવે.'

આવી જ પૌષ્ટિક અમૃતધારા સ્વામીશ્રીએ તા. ૧૭/૪ની સવારના પારાયણમાં પણ વહાવી કે –

''સમયે જ્ઞાન સ્રવી જાય છે. દેહને લઈને સત્સંગ પાછો પડી જાય છે. રોજ કાળી મે'નત કોના માટે કરીએ છીએ? કુટુંબ માટે ને! તોય ઘેર જઈએ ત્યારે કોઈ ફૂલહાર લઈને ઊભા રહે છે કે 'આવો... આવો... બહુ સારું થયું...!' અરે! ઘરમાં જાતે જ નીચું ઘાલીને પેસી જઈએ છીએ. કાંઈ ખોટું નથી લાગતું, કારણ કે ઘર માન્યું છે.

એમ સત્સંગને પણ ઘર માની લેવું. સેલ્ફ સર્વિસ. સત્સંગમાં પોતે પોતાનું કરી લેવું. વચનામૃત શીખવે છે – આપણે આત્મા છીએ, દેહ સાચું નથી. આ ભાવથી પછી બંગલામાં રહો, ગમે તે કરો. આઘું-પાછું થાય એમાંય દુઃખ નહીં થાય. એવું જ્ઞાન શીખીએ કે જીવતે લાખના ને મૂએ સવા લાખના.''

પૂર્ણાહુતિમાં આ જ્ઞાનદાનની ભેટ આપતા સ્વામીશ્રી આજની સાંજે પોર્ટ વિક્ટર, પીપાવાવ અને છતડિયાને લાભ આપતાં રાત્રે ઊના પધાર્યા ત્યારે અત્રે પોલીસ મેદાનમાં નગરપાલિકા તરફથી તેઓનો સન્માન સમારંભ યોજાયો. તેમાં નગરવાસીઓનું આદરમાન સ્વીકારી સ્વામીશ્રી તા. ૧૮/૪ના રોજ મછુંદરી નદીના સામે કિનારે આવેલા એક વિશાળ મકાનમાં સત્સંગ

ભુવનનું ઉદ્‌ઘાટન કરી આજની સાંજે કોડીનાર પહોંચ્યા.

અહીં પણ બ્રહ્મપુરીના ઢોળાવ પર આવેલા મેદાનમાં આયોજિત અભિવાદન સમારોહમાં નગરના અગ્રણીઓએ સ્વામીશ્રીને સન્માનપત્ર આપીને નવાજ્યા.

આ બહુમાન વિનીત વદને સ્વીકારી તા. ૧૯/૪ની સવારે વિદાય થયેલા સ્વામીશ્રી સોમનાથ, વેરાવળ, ભંડુરી, ચોરવાડ, માંગરોળને પાવન કરતાં સાંજે લોજ પધાર્યા.

અહીં નવનિર્મિત મંદિરમાં મુકાયેલો નીલકંઠવર્ણીના વનવિચરણનો ચાર્ટ (આલેખ) તેઓએ જાતે જ વાંચ્યો. તેમાં ગોપનાથ પછી સીધું લોઢવા લખેલું જોઈ તેઓએ વ્યવસ્થાપકોનું ધ્યાન દોરતાં કહ્યું: 'ગુપ્તપ્રયાગ કેમ ના લખ્યું? મહારાજ ત્યાં દોઢ મહિનો રહ્યા છે.'

આમ, નીલકંઠવર્ણીના વિચરણને પૂર્ણતા આપતાં પોરબંદર પધારેલા સ્વામીશ્રીએ, અત્રે તા. ૨૦/૪ની સવારે નૂતન સત્સંગ ભુવનમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજની પ્રતિષ્ઠા કરી.

ત્યારબાદ રાણાવાવ, કુતિયાણા, ઉપલેટાને લાભ આપતાં તેઓ આજની રાત્રે ગોંડલ પધારી ગયા.

## કેના જોયા નહીં ગુન્હા વાંક રે

ગોંડલમાં તા. ૨૧/૪ના રોજ સ્વામીશ્રીનાં દર્શને આવેલા શ્રી નવીનદાન રત્નુ થોડા દિવસો પૂર્વે એક પ્રસિદ્ધ ધર્મસ્થાનમાં ગયા ત્યારે તેઓની નજરે ચડેલી એક પત્રિકામાં, આપણી સંસ્થા વિષે ઉપજાવી કાઢેલી વાતો ઘણી જ અભદ્ર ભાષામાં લખેલી. તે વાંચી આ મુરબ્બીએ ત્યાં ને ત્યાં જ આ લખાણનો વિરોધ કરેલો અને તેના લખનારાની ભાળ કાઢી તેની સાથે રૂબરૂ ચર્ચા કરી ખુલાસા આપેલા. છતાં સંતોષ ન થતાં આ ગુણભાવી ગઢવીએ તે સ્થાનમાં જોવા મળતી વર્તન સંબંધી કેટલીક શિથિલતાઓ વિષયક લાંબું કાવ્ય પણ રચી દીધેલું. તેને છપાવીને પ્રસિદ્ધ કરતાં પૂર્વે તેઓ એ કાવ્ય આજે સ્વામીશ્રી પાસે લઈ આવેલા.

તે વાંચી સ્વામીશ્રી બોલ્યા: 'આપણે આ નથી કરવું.'

આ નકારનું કારણ જણાવતાં તેઓએ ઉમેર્યું: 'ભગવાન અને ધર્મ તો સાચા જ છે, પરંતુ ધર્મસ્થાનોમાં રહેનારા કેટલાકની આવી ખામીઓ લખવાથી

ભગવાન અને ધર્મમાંથી લોકોની શ્રદ્ધા ઘટી જાય તે ઠીક નહીં. માટે આ લખાણ ન છાપવું.'

સ્વામીશ્રીનો આ પ્રતિભાવ નવીનદાનને નવીન લાગ્યો. પોતાના વિરોધીઓ પ્રત્યેની સ્વામીશ્રીની ઉદારતા અને સંસ્કૃતિની રક્ષા સંબંધી તેઓની સમજદારી જોઈ ચકિત થઈ ગયેલા શ્રી નવીનદાને કહ્યું : 'સ્વામીજી ! આ પત્રિકા છાપવાથી તેઓ જે વગોવાશે, એના કરતાં તો એ લોકો અત્યારે જે કરી રહ્યા છે એમાં વધારે વગોવાય છે.'

''એ એમને જોવાનું. આપણે તો શાસ્ત્રીજી મહારાજનો સિદ્ધાંત. એક કાયદાકીય કાર્યવાહી વખતે શાસ્ત્રીજી મહારાજ પાસે સામા પક્ષના મોવડીઓનાં ગેરવર્તન સંબંધી આખી ફાઇલ આવેલી. તે જોઈ વકીલે કહેલું : 'સ્વામી ! આ રજૂ કરો.' ત્યારે સ્વામી કહે : 'મારો કેસ ફેલ જાય તો ભલે, પણ આ તો રજૂ નથી જ કરવું.' માટે કોઈ વિચિત્ર વર્તન રાખે તો એને જોવાનું ને સમજવાનું છે.'' પોતાનો માર્ગ સ્પષ્ટ કરતાં સ્વામીશ્રી બોલ્યા.

તેઓનો આ અભિપ્રાય પેલા વિરોધી લખાણ લખનારાએ સાંભળ્યો હોત તો ? ભલે પૂર્વગ્રહના પૂરમાં તણાતો તે કદાચ પાછો ન પડત, પણ તેને સ્વામીશ્રીની ટોચનો અને પોતાના તળિયાનો ખ્યાલ તો જરૂર આવી જાત !

## આસક્તિ એ મોટો રોગ

તા. ૨૧/૪ની સાયંસભામાં હરિલીલામૃતની કથાનું શ્રવણ કર્યા બાદ સામેથી જ માઇક મંગાવી આશીર્વાદ આપતાં સ્વામીશ્રી બોલ્યા :

''જગતનું સુખ દુઃખ વગરનું નથી. માટે ભગવાન ભજતાં-ભજતાં જે દુઃખ આવે તે ભોગવી લેવું. એમાંય ભગવાનને ભૂલવા નહીં. ભગવાન ભજીએ ને સત્સંગ કરીએ એ જ સુખ છે. સુખમાં હરખાઈ ન જવું ને દુઃખમાં ધોખો ન કરવો. હમણાં એક ભાઈએ અમારા લખેલા છ કાગળ પાછા મોકલાવ્યા. એમણે લખ્યું કે 'ખોટાં આશ્વાસન ન આપશો. જે હોય એ સીધું લખી નાંખો ને !'

લ્યા ! દર્દી મરવાનો છે એવું ડૉક્ટર જાણે છે છતાં કહે છે ? એમ મોટાપુરુષ આપણને આશીર્વાદ, બળ આપે. ભગવાનનું ભજન કરવાનું કહે. બીજું લખવું શું ? 'ભજન ન કરશો' એવું લખવું ? લોકોને તો એમ જ છે કે 'ભક્ત થયા એટલે તરત ભડકો થવો જોઈએ.' પણ આસક્તિ એ મોટો રોગ છે. એ કાઢવા ભગવાન આવું મૂકતા હોય. ભગવાન આપણને બંધન થાય

એવું સુખ આપતા નથી.''

સાંસારિક સુખ-દુઃખને જોવાની આ આગવી દૃષ્ટિ આપી અક્ષર દેરીમાં પધારેલા સ્વામીશ્રીએ અહીં પણ એક પ્રાસંગિક વાર્તાલાપમાં કહ્યું: 'આંખનો ધર્મ છે એટલે બીજાનો અવગુણ દેખાય, પણ એને મનમાં ન લાવવો અને કોઈની આગળ કહેવો નહીં. આ કરીએ તો અવગુણ આવ્યો ન કે'વાય.'

આ સ્પષ્ટીકરણ કરી ઉતારે પહોંચેલા સ્વામીશ્રી અહીં વાળુ કર્યા બાદ મુલાકાતમાં પરોવાયા ત્યારે તેઓ પર બાહરીનથી શ્રી લીલાધરભાઈ વૈદ્યનો ફોન આવ્યો. આ હરિભક્તે પોરબંદરમાં સ્થપાયેલા સત્સંગ ભુવન માટે પોતાનું મકાન અર્પણ કરેલું. તે સંદર્ભમાં સ્વામીશ્રી બોલ્યા: 'તમે સંસ્થાને મકાન ભેટ આપ્યું એ ઈકોતેર પેઢી તરે એવું કામ કર્યું છે.'

સ્વામીશ્રીના આ આશીર્વાદ સત્સંગમાં આવી સેવા કરનારા સૌ દાતાઓ માટે છે. વરસાદ કદી એકને જ લક્ષ્યમાં રાખી વરસે ખરો?

## આટલું જ સમજવાનું છે

તા. ૨૨/૪ના રવિવારે અક્ષર દેરીના આંગણે ક્ષેત્રીય યુવા અધિવેશન નિમિત્તે ગોંડલ, જૂનાગઢ અને રાજકોટના યુવકો એકત્રિત થતાં ગગનમાં છલાંગ મારવા થનગનતાં યુવાપંખીઓનો જાણે મેળો જામી ગયેલો. તે સૌને આશીર્વાદ આપી ઉતારે પધારેલા સ્વામીશ્રીએ મુલાકાત દરમ્યાન એક ૭૦ વર્ષીય વડીલને પૂછ્યું: 'ના'વ છો?'

'નાઈએ તો ડિલ ઠંડું થઈ જાય ને શરદી થઈ જાય છે.'

'ગરમ પાણીએ ના'વું.'

'પણ ગરમ પાણીએ નાઈએ તોય પછી તો ડિલ ઠંડું થાય જ ને!'

'નાહીને તરત રૂમાલ વડે લૂછીને તરત કપડાં પહેરી લેવાં. વાંધો નહીં આવે. રોજ ના'જો.' સ્વામીશ્રીએ જણાવ્યું.

જીવને બ્રહ્મરૂપ કરવા આવેલા તેઓને કઈ ભૂમિકાથી મંડાણ કરવાં પડતાં તેનો આજે એક નમૂનો જોવા મળ્યો! ખરેખર, માખીમાંથી સૂર્ય કરવાની શ્રદ્ધા ગુણાતીત સત્પુરુષ સિવાય બીજે ક્યાં સંભવે!

તે શ્રદ્ધા સાથે વિચરતા સ્વામીશ્રી તા. ૨૩/૪ની બપોરે ભોજન ગ્રહણ કરી રહેલા ત્યારે ગ્રંથમાં યોગીજી મહારાજના શબ્દો આવ્યા કે 'દેહને વાટી નાખવું.'

આ સાંભળી સ્વામીશ્રી બોલ્યા : 'વાટી નાખવું એટલે શું? માન થાય, અપમાન થાય, ધક્કા મારે તોય પાછા ન પડવું. રસોઈમાં, પીરસવામાં, ગામડે, મંદિરે કોઈ વઢે ત્યારે પણ મંડી પડવું. કોઈ વઢે તો આળસુ થઈને પડી ન રહે. વઢે ત્યારે વધારે કામ કરે.'

આમ, શાસ્ત્રવચનોના ખરા મર્મને સમજાવતા સ્વામીશ્રીએ તા. ૨૪/૪ની પ્રાતઃકથામાં પણ વચનામૃત(ગ.મ. ૩૮)નું રહસ્ય ઉદ્‌ઘાટિત કર્યું કે –

'જે ભક્ત હોય એને ક્યાંય પ્રતીતિ ન આવે. આપણે તો ભગવાન મળ્યા ને કલ્યાણ થયું એ જ મોટી વાત છે. શાસ્ત્રીજી મહારાજ, યોગીબાપા જેવા ભગવાનના અખંડ ધારક સંત મળી ગયા, પછી હવે બીજા આપણને બીજું શું બતાવવાના? આપણા જેવા દેખાય છે એટલે મન ફરતું થાય છે. દાદાખાચર ને મુક્તાનંદ-બ્રહ્માનંદને મળ્યા ને આપણે શું રહી ગયા? મહારાજ પ્રગટ છે, છે ને છે જ. એના એ જ મળ્યા છે. આપણે હવે અધૂરું નથી. મહિમા એવો જો સમજાય તો સુખ ને આનંદ એવાં ને એવાં જ આવે. આ ઓળખાણ થાય તો કામ થઈ જાય. દેહ મૂકીને અક્ષરધામ જવું છે એ જ અહીં છે. આટલું જ સમજવાનું છે.'

## બધાને સાધુ જ થવાનું હોય

આ અરસામાં સ્વામીશ્રીનો લાભ લૂંટવા દોડી આવેલા મુંબઈવાસી બાળકો મિત્ર દવે, યોગેશ પટેલ, ખૂશ્બુ તલાટી વગેરે સાથે સ્વામીશ્રી રોજ બાળસહજ ગોષ્ઠી માંડે. તેને સૌ માણે. ક્યારેક આ બાળકો સ્વભાવગત ચંચળતાને વશ થઈ આડા-અવળા ફરતા ફરે કે સૂઈ રહે તો સ્વામીશ્રી પ્રેમથી ટપારે. પ્રાયશ્ચિત્તરૂપે 'જાવ, દેરીમાં જઈને પાંચ દંડવત્ ને પચીસ પ્રદક્ષિણા વધારાની કરી આવો' કહી ખટકો પ્રેરે.

જ્યારે સ્વામીશ્રી ઠાકોરજી જમાડવા બિરાજે ત્યારે આ બાળત્રિપુટી 'ૐ સહનાવવતુ...' મંત્ર ગાય. તેમાં છેલ્લે 'શાંતિઃ શાંતિઃ શાંતિઃ...' આવે ત્યારે સ્વામીશ્રી કહે : 'બધા અહીંથી શાંતિને બાંધીને જજો, હોં. આ દેરીમાં શાંતિનો ઢગલો છે. પેક કરી લેવી, એટલે મુંબઈમાં જઈને અશાંતિ આવી ન જાય.'

રોજેરોજ ચાલતા આવા વહાલભર્યા વાર્તાલાપના ક્રમમાં તા. ૨૪/૪ના દિવસે પણ કથા બાદ સ્વામીશ્રીએ મિત્રને પૂછ્યું :

'How are you?' (કેમ છે?)

'Fine.' (સારું.)

'I am also quite well.'(હું પણ બિલકુલ સ્વસ્થ છું.)

આમ અંગ્રેજીમાં પ્રતિભાવ આપી સ્વામીશ્રીએ એ બાળકોને પૂછ્યું:

'અત્યાર સુધી શું કરતા'તા?'

'હાથ જોતા'તા'.

'કોણ જોતું'તું? અમારે તો તમે સાધુ થાઓ એ રેખા જોઈએ. મંઈ એ રેખા છે?'

'ના.'

'તો લાવો, પાડી આપું.' વિધાતાનો ભાવ બતાવતાં સ્વામીશ્રી બોલ્યા.

તે સાંભળી બાળકોએ કહ્યું: 'તમારો હાથ બતાવો ને!'

'લો, જોઈ લો. સારામાં સારો હાથ છે. મંઈ સાધુ થવાનું (લખ્યું) છે, જુઓ.'

જ્યાં સ્વામીશ્રી આમ બોલ્યા ત્યાં તો બાળકો તેઓની હથેળીએ વળગ્યા. જેટલું અજ્ઞાન વધારે તેટલું કુતૂહલ પણ વધારે. તેથી બાળકો સ્વામીશ્રીની હસ્તરેખાઓને ટગર ટગર નીરખી રહ્યા, પણ જેનાં સળ ઉકેલવામાં બ્રહ્માયે ભૂલા પડે ત્યાં ભોળાંભટાંક ભૂલકાંઓની શી ગતિ?

તેથી યોગેશે પૂછ્યું: 'બાપા! સાધુ થવાની રેખા કઈ?'

'આ રહી જો ને!' આમ કહેતાં સ્વામીશ્રીએ પોતાની આયુષ્યરેખા બતાવી.

તે જોઈ બાળકો બોલ્યા: 'એ તો બધાને હોય.'

'તે બધાને સાધુ જ થવાનું હોય.' સ્વામીશ્રીએ જણાવ્યું.

તેઓની નિર્દોષતા આજે પુરબહાર ખીલી ગયેલી. તેમાંથી તેઓની રુચિ અને હસ્તરેખા આંકી આપવાનું સામર્થ્ય પણ ઊઘડી ગયાં.

## ભગવાન આપવા એ અમારું કામ

તા. ૨૬/૪ના રોજ ગોંડલથી વિદાય લઈ રહેલા સ્વામીશ્રીએ આ વર્ષની વિદેશયાત્રાને લક્ષમાં રાખી દર્શન બાદ દેરીમાંથી ગુલાબનાં ત્રણ પુષ્પો લઈ પૂજાની પેટીમાં મૂકવા જણાવ્યું. દરેક પરદેશ-યાત્રા વખતનો તેઓનો આ ક્રમ. ગઢડા, ગોંડલ વગેરે પ્રાસાદિક મંદિરોનાં ફૂલ તેઓ આખી વિદેશ-યાત્રા દરમ્યાન સાથે રાખે. તેઓની આવી શ્રદ્ધા-ભક્તિ પણ પેટીમાં રહેલાં

ફૂલોની જેમ લોકનજરે ન ચડતી.

આ રીતે સ્વામીશ્રી ગોંડલથી રાજકોટ પધારતાં જ અહીં તા. ૨૭/૪, અખાત્રીજના દિવસે મંગલતાના નાદ ગુંજી રહ્યા. આજે તેઓના વરદહસ્તે અત્રે શિખરબદ્ધ મંદિરનો શિલાન્યાસ યોજાયો હતો. તે માટે વણપૂછ્યા મૂરતના આ દા'ડે પણ તેઓએ વિધિમાં અમૃત ચોઘડિયાનો મેળ બેસાડી સોનામાં સુગંધ ભેળવેલી. તેને માણવા માટે મંડળના મુખ્ય હરિભક્તોની સાથે મંત્રી-મેયરથી કલેક્ટર સુધીના મહાનુભાવો હાજર થઈ ગયેલા.

૮:૫૦ વાગ્યે સ્વામીશ્રી કાલાવડ રોડ પર આવેલી એ જમીન પર પધારતાં જ આરંભાયેલો વૈદિક વિધિ પોણો કલાક સુધી ચાલ્યો. ત્યારબાદ ગર્તમાં ઊતરેલા તેઓએ કૂર્મશિલા, અનંતશિલા વગેરેને ઢાંકી. તે પછી ઉપસ્થિત દરેક પાસે પાંચ-પાંચ વખત માલ નંખાવી સૌને લાભ અપાવ્યો.

અંતે ઊલટથી આશીર્વાદ આપતાં સ્વામીશ્રી બોલ્યા : 'ભગવાનની ઇચ્છાથી અહીં સર્વોપરી ધામ થશે. કરોડપતિ જે ન કરી શકે એ અહીં સામાન્ય માણસો કરે છે.'

આ રીતે એક ઐતિહાસિક કાર્યનો આરંભ કરી સ્વામીશ્રી કાઠિયાવાડ જિમખાનામાં પહોંચ્યા. અત્રે પ્રભુતામાં પગલાં પાડી રહેલા યુવાન શ્રી હંસ મહેતાને આશીર્વાદની સાથે બે માળા આપતાં સ્વામીશ્રીએ કહ્યું : 'અમારા તરફથી તો આ ભેટ મળે. ભગવાન ભજવા અને ભજાવવા. ભગવાન આપવા એ અમારું કામ. ભજન કરે એમાં રિદ્ધિ-સિદ્ધિ અને આ લોક-પરલોકનું સુખ આવી ગયું.'

## ઘૂઘવે છે શ્રદ્ધાનો સમંદર નિરંતર

મંદિરના ખાતવિધિ બાદ સુરેન્દ્રસિંહ જાડેજાના ઘેર પધારેલા સ્વામીશ્રીનાં દર્શને આવેલા સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ઉપકુલપતિ શ્રી શીતાંશુ યશશ્ચન્દ્રને કોરી રહેલી એક ચિંતા હતી – અપંગ દીકરીની. તે બાબતે તેઓએ પૂછ્યું : 'અમે છીએ ત્યાં સુધી તો બરાબર, પણ પછી એનું શું થશે ?'

'સૌ પોતાનું જીવન લઈને જ આવ્યા હોય છે. આપણે આપણા પ્રયત્નો ૧૦૦% કરીએ, પછી બીજું બધું ભગવાન પર જ છોડી દેવું. જેમ અત્યારે આપણે સંભાળ રાખીએ છીએ એમ ઈશ્વર પછીથી પણ એની સંભાળ રાખશે.'

સ્વામીશ્રીનો આ ઉત્તર સાંભળી પેલા શિક્ષણવિદ્‌ને ઘણી રાહત ઊપજી.

તેથી તેઓએ બીજી વાત રજૂ કરતાં કહ્યું : 'આપના સંતો કેટલું કાર્ય કરે છે! અમે તો સજ્જતા વિનાના છીએ. આ બાબતમાં હું શું કરું?'

"થાય એ કરવાનું. લાંબો વિચાર ન કરવો અને શ્રદ્ધા ન ગુમાવવી. 'આજે કોઈ સુધરે એમ જ નથી, માટે મૂકો આ માથાકૂટ' એ ન થવું જોઈએ. ૧૦૦ જણને વાત કરીએ એમાં એક સુધરે, એનેય અમારું કામ સાર્થક થયું એમ અમે માનીએ છીએ." સ્વામીશ્રીના આ શબ્દોમાં શ્રદ્ધાનો સમંદર ઘૂઘવી રહ્યો. તેઓના ખુલાસાથી ઉપકુલપતિને નવો શ્વાસ અને વિશ્વાસ મળી ગયો.

તેઓની સાથે આવેલા યુનિવર્સિટીના NSS વિભાગના નિયામક શ્રી વસંતભાઈ પણ બોલી ઊઠ્યા : 'આ ઉંમરેય સ્વામીજીને ક્યારેય નિરાંતે બેઠેલા જોયા નથી. પરદેશમાં જાય, મોટા ઉત્સવો કરે, પણ બીજે દિવસે ક્યાંય દેવીપૂજકોના વાસમાં જઈને બેઠા હોય.'

આમ, પોતાના જીવનથી અનેકના પ્રેરણાસ્રોત બનનારા સ્વામીશ્રી આજની રાત્રે શ્રી શાંતિભાઈ તેજુરાના ઘેર ઠાકોરજી જમાડતાં બોલ્યા : 'આ વર્ષ જમીન ખરીદવાનું વર્ષ છે. મનમાં જરાય ઇચ્છા ન'તી પણ થતું ગયું, થતું ગયું! આખું વર્ષ જમીનો જોવામાં જ ગયું. લંડનમાં ધડાકો થશે. અમેરિકામાં, મહેસાણા, આબુ, દક્ષિણ(ભારત)માં, અહીં, જામનગરમાં, જૂનાગઢમાં બધે જમીનો જ જમીનો. આપણે ઊંધું ઘાલીને ઠપકારીએ...'

અતિ ચોકસાઈપૂર્વક ચાલતા સ્વામીશ્રીના મુખેથી નીકળેલા ઉદ્‌ગાર – 'આપણે ઊંધું ઘાલીને ઠપકારીએ...'માં તેઓની નમ્રતા અને મનુષ્યલીલાની પરાકાષ્ઠા છે.

## વેપાર તો કીધો રે હરિ નામનો

સ્વામીશ્રીએ તાજેતરમાં કરેલા અપૈયા-મુક્તિના અસાધારણ કાર્યને કારણે સૌ તેઓથી પ્રભાવિત હતા. જે જે મળવા આવે તે આ ઘટનાનો ઉલ્લેખ અચૂક કરી સ્વામીશ્રીને બિરદાવતા. ઘણા લોકો તો પોતાના સમાજમાં વકરેલા વૈમનસ્યને વિદારવા સ્વામીશ્રીને પહેલ કરવાનું નિમંત્રણ આપતા. વ્યસન-મુક્તિના રામબાણ ઇલાજરૂપે સૌનાં મનમાં સ્વામીશ્રી વસી ગયા હોય તેમ કેટલાય સામે ચાલીને તેઓ પાસે વ્યસનો છોડવા આવતા. કંઈક પદાધિકારીઓ પોતાના પ્રદેશોમાં સ્વામીશ્રીને આ બાબતનાં આયોજનો હાથ ધરવા વીનવતા. તે માટે જમીનથી લઈ બનતી બધી મદદ કરવાની બાંયધરી આપતા. તેમાંના

એક હતા – રાજકોટના કમિશનર શ્રી અમરજિતસિંઘ.

તેઓ રેસકૉર્સ રોડ પર એક પ્લૅનેટેરિયમ અને એક મંદિર બનાવવાની દરખાસ્ત લઈ સ્વામીશ્રીને તા. ૨૮/૪ના રોજ જમીન જોવા લઈ ગયા. આ સમયે સ્વામીશ્રી સાથે જ ગાડીમાં બેઠેલા આ પંજાબી પદાધિકારીએ કહ્યું: 'સ્વામીજી ! આપે મને એટલો સ્નેહ આપ્યો છે કે મને મારા પિતા યાદ આવે છે. આપ આવી ગરમીમાં બધે ફરી રહ્યા છો. આવું કોઈ ન કરી શકે.'

આ અહોભાવ સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'ભગવાન ભજવા અને ભજાવવા એ અમારો બિઝનેસ (વ્યવસાય) છે.'

અન્યનું પરમ હિત કરવા નિઃસ્વાર્થભાવે આ બિઝનેસ ધમધોકાર ચલાવનારા સ્વામીશ્રી, તે માટે જ આજની સાંજે રાજકોટથી જામનગર જવા નીકળ્યા. આ શહેર બારેક કિ.મી. છેટું રહ્યું ત્યારે તેઓ ગાડીમાંથી ઊતરી ગયા અને નિત્ય વ્યાયામના ભાગરૂપે પોણા ત્રણ કિ.મી. ચાલ્યા. ત્યારબાદ પુનઃ મોટરમાં બિરાજી જામનગર પધારેલા તેઓને અહીંની સ્વાગત-સભામાં યુવકોએ ગ્રહણ કરેલા વિવિધ નિયમોથી અંકિત હાર કાર્યકર શ્રી નારાયણભાઈ ફળદુ, છગનભાઈ રાઠોડ, ડૉ. અર્જુનભાઈ સવાણી વગેરેએ પહેરાવ્યો.

યુવાનોની આ ભક્તિથી રીઝેલા સ્વામીશ્રી આશીર્વાદ આપતી વખતે નિયમપત્ર હાથમાં લઈ એક-એક યુવકે લીધેલા નિયમ વાંચતા ગયા અને તે તે યુવકોને ઊભા કરાવી તેઓએ દરેકનો વ્યક્તિગત પરિચય મેળવ્યો ! વળી ઘરસભા, નિત્યપૂજા, રવિસભા, ફિલ્મનો ત્યાગ વગેરે જે જે નિયમની વાત આવતી ગઈ તેનું વિશ્લેષણ કરી તેઓ બળપ્રેરક વાતો પણ સંભળાવતા ગયા. આ લાભ પામી યુવાનો ધન્યતા અનુભવી રહ્યા.

## જીને દીઠે રે નેણ ઠરે

તા. ૨૯/૪ની સાંજે પધરામણી કરવા નીકળેલા સ્વામીશ્રીના ભોમિયા તરીકે રહેલું વાહન પાછળ રહી જતાં તેને આગળ વધવાનો માર્ગ મોકળો કરી આપવા સ્વામીશ્રીના ગાડીચાલકે પોતાની ગાડી સહેજ બાજુમાં લીધી. તેથી પાછળ રહી ગયેલા વાહને આગળ જવા અચાનક ગતિ વધારી, પરંતુ તેમાં રસ્તો ઓળંગતું એક બાળક હડફેટે આવતાં રહી ગયું ! કટોકટીનો આ મામલો એવો હતો કે તે જોઈ સ્વામીશ્રી એકદમ બોલી ઊઠ્યા: 'એ પડ્યો... પડ્યો...'

જો કે બાળકનો ચમત્કારિક બચાવ થઈ જતાં ગાડીચાલક યુવાને

ગમ્મત ખાતર સ્વામીશ્રીને પૂછ્યું: 'આપે તો 'એ પડ્યો...' કહ્યું, પણ તે છોકરો પડ્યો કેમ નહીં ?'

'એ તો મહારાજે વાણીને શાપ આપ્યો હતો ને![૫૦] એટલે એવું ન થયું.' હસતાં હસતાં સ્વામીશ્રી બોલ્યા.

આમ, શ્રીજીમહારાજના જેવી જ કલ્યાણભાવના સાથે વિચરતા સ્વામીશ્રી જામનગરથી ભાદરા પધાર્યા ત્યારે અહીં તા. ૩૦/૪ના રોજ મંદિરનો ૨૧મો પાટોત્સવ આવી પહોંચ્યો. તેની ધામધૂમથી ઉજવણી કરી તા. ૨/૫ની સાંજે નીકળેલા તેઓ ડાંગરા થઈને સાયલા પધાર્યા.

અત્રે લાલજી મહારાજની જગ્યામાં ધર્મલાભ આપી વિદાય થયેલા સ્વામીશ્રી લીંબડીમાં જમવા બિરાજ્યા ત્યારે રાત્રિના સાડા દસ વાગી ચૂકેલા.

ભીડાનો આ ભાર વેઠતાં જ તેઓ તા. ૩/૫ની સાંજે ઝાંઝરકાના સવગુણનાથ મંદિરમાં પધાર્યા. હરિજન બંધુઓના આ તીર્થધામમાં મહંત શ્રી બળદેવદાસજીએ સ્વામીશ્રીને વાણીનાં ફૂલડાંથી વધાવતાં કહ્યું: 'અમારે કાઠિયાવાડમાં કહેવત છે કે *'જીને દીઠે રે નેણ ઠરે, એ સંત ક્યાં મળે ?'* એવા સંતનાં આજે દર્શન થયાં એ અમારાં ભાગ્ય. તમે આ જે પગલું ભર્યું છે એ આવકારદાયક છે.'

સ્વામીશ્રીએ પણ હરિજન-સમુદાયને સંબોધતાં કહ્યું: 'ગમે તે જ્ઞાતિમાં જન્મ એથી કંઈ આત્મા નીચો થઈ જતો નથી. મોક્ષનો અધિકાર દરેકને છે.'

સ્વામીશ્રીના આ શબ્દો અને તેઓની અહીંની પધરામણીની જનસમાજ પર ઘેરી અસર થઈ. ઊંચ-નીચના કોઈ ભેદભાવ વિના વિચરતા સ્વામીશ્રીના આ પગલાની અખબારી આલમે પણ અગ્રસ્થાને નોંધ લીધી.

## દિશા તો બદલશો જ નહીં

ઝાંઝરકાથી લીંબડી પધારેલા સ્વામીશ્રી અહીં તા. ૪/૫ની સવારે ઠાકોર સાહેબના મહેલમાં પગલાં કરી શ્રી ભૂપેન્દ્રભાઈ શાહના ઘેર પહોંચ્યા.

---

૫૦. શ્રીજીમહારાજ નીલકંઠવર્ણી વેશે બાંસી ગામે પધારેલા. આ ગામમાં થતો અનાચાર જોઈ વર્ણીથી 'બળ્યું આ શહેર' બોલાઈ જવાયું. તેઓના આ સંકલ્પમાત્રથી તે પુર આગની જ્વાળાઓમાં લપેટાઈ બળવા લાગ્યું. તેથી વર્ણી બાજુમાં વહેતી નદીમાં પડ્યા. તે કારણે આગ ઓલવાઈ ગઈ. ત્યારે વર્ણીએ 'આવા પ્રસંગે અમારી વાણી નિષ્ફળ જાઓ' એમ પોતાની વાણીને શાપ આપેલો.

અહીંથી જ સાંજે વિદાય થતાં પૂર્વે તેઓ શૌચ-સ્નાન માટે જવા તૈયાર થયા ત્યારે કીર્તન આરાધના કરવા આવેલા સંતોએ કહ્યું: 'અમે સારંગપુર જવા નીકળીએ છીએ.'

'ઊભા રહો. હું નાહી લઉં. તમારાં દર્શન થાય ને! એમનેમ ક્યાં ભાગી જાઓ છો?'

સ્વામીશ્રીના આ શબ્દોમાંથી મહિમાનું મધ ઝરી રહ્યું. છેલ્લા બે દિવસથી જે સંતો સાથે જ હતા તેઓનાં દર્શન કરતાં પણ તેઓ ધરાયા નહોતા.

આ મમતા સાથે લીંબડીથી વિદાય લઈ સ્વામીશ્રી બાવળાને લાભ આપતાં અમદાવાદ પધાર્યા.

અત્રે તેઓ તા. ૫/૫ના રોજ પ્રાતઃભ્રમણથી પરવારી પોતાના ઉતારા તરફ જઈ રહેલા ત્યારે સત્સંગિજીવનદાસ સ્વામીએ કહ્યું: 'આજે આપે નવા સભામંડપમાં પૂજા કરવાની છે. ત્યાં દિશા પૂર્વ કે ઉત્તર તરફ રાખીએ તો આપનાં દર્શન નહીં થાય, એટલે દિશા બદલીએ તો સારું.'

'દિશા તો બદલશો જ નહીં. લોકો પડખાંનાં દર્શન કરશે.' સ્વામીશ્રી બોલ્યા.

*'કરે તે જ જે નાથને ગમે...'*ની રીત રાખતા તેઓ સામાન્ય નિયમમાં પણ ફાંકું પડવા ન દેતા.

## આપણે તો ભગવાનની જ પડી છે

તા. ૫/૫ની સવારે ચાલતી મુલાકાતોના ક્રમમાં આવી ચડેલો યુવક શ્રી મુકેશ થાનકી વિશેષપણે કાવ્યાત્મક દુનિયામાં તરતો-સરતો રહેનારો. તેથી તેણે એવા જ મિજાજમાં કહ્યું: 'બાપા! હું ના પાડું તોય આપ અંતરમાં આવી જજો.'

'હું તો આવું પણ તારે જગ્યા કરવી જોઈએ કે નહીં? જગ્યા કરી દે તો રહું ને! એના માટે આજ્ઞામાં રહીને ભજન-ભક્તિ કરીએ તો ભગવાન રાજી થાય.'

'મને ભગવાનની નથી પડી. આપ છો એ બરાબર છે.'

'ભગવાનની તો મારે પણ પડી છે, ત્યારે તો મારું કામ થાય છે. ભગવાન વગર મારું ને તારું શું ઠેકાણું રહે? આપણે તો ભગવાનની જ પડી છે. એમાં શ્રદ્ધા રાખીને કરવું.' સ્વામીશ્રી બોલ્યા.

ભગવાન તો તેઓનું જીવન. તેનો નિષેધ તેઓ કેવી રીતે ચલાવી લે ?

એ ભગવાન સૌના જીવમાં પ્રગટ કરવાના હેતુસર જ તેઓ તા. ૯/૫ના રોજ અમદાવાદથી મહીજડા પધાર્યા.

અત્રે ગામના મંદિરમાં શિવ-પાર્વતી તેમ જ હનુમાનજી-ગણપતિજીની પ્રતિષ્ઠા કરી બારેજા અને ખેડાને ખેડતાં સ્વામીશ્રી નડિયાદ પહોંચ્યા.

અહીંના અમદાવાદી બજારમાં બિશપ હેબર સાથે થયેલી શ્રીજી-મહારાજની ઐતિહાસિક મુલાકાતને ચિરંજીવ કરવા નગરપાલિકા તરફથી આરસની છત્રીનું નિર્માણ કરવામાં આવેલું. નગરપ્રમુખ શ્રી કિશોરભાઈ રાવની વિશેષ જહેમતથી તૈયાર થયેલા આ સ્મૃતિસ્થાનમાં ચરણારવિંદનું સ્થાપન-પૂજન કરી સ્વામીશ્રીએ વધુ એક શ્રીજીચરિત્રને અમર કર્યું.

ત્યારબાદ તેઓ રામોલ તથા પેટલાદને લાભ આપતાં તા. ૧૦/૫ની રાત્રે બોચાસણ પધાર્યા.

## આ સ્વરૂપ મળ્યું છે એ અક્ષરધામ

તા. ૧૨/૫ની સવારે અલ્પાહાર બાદ દર્શન માટે બેઠેલા સંતો-ભક્તો સાથે અનાયાસે યોજાઈ ગયેલી ગોષ્ઠીમાં એક જિજ્ઞાસા એવી વ્યક્ત થઈ કે 'બાપા ! અક્ષરધામનું વર્ણન છે એ કંઈ દેખાતું નથી...'

'એટલે તો કહ્યું છે ને કે આ સ્વરૂપ મળ્યું છે એ અક્ષરધામ. એમાં પછી વર્ણન કરવાનું ક્યાં છે ?' આ સ્પષ્ટતા સાથે સ્વામીશ્રીએ અક્ષરધામ મૂર્તિમાન કરી આપ્યું.

વળી, આ જ ભાવને ઘૂંટતાં તેઓએ વધુમાં કહ્યું :

''મોટાપુરુષનો સંબંધ થયો એટલે આપણે અહીંયાં અક્ષરધામ. એમની રુચિ-આજ્ઞા પ્રમાણે વર્તીએ એટલે અક્ષરધામ. ભગવાન ને સંતનું ભજન કરીએ એટલે અક્ષરધામ. આ જ અક્ષરધામ મનાય તો પેલું અક્ષરધામ જોવાની ઇચ્છા ન રહે. આ સ્વરૂપ આવ્યું છે ને પેલું અક્ષરધામ એ કંઈ જુદું નથી, બેય એક જ છે. પણ આ સ્વરૂપમાં અક્ષરધામના સ્વરૂપનો નિશ્ચય કરી લેવાનો કે જેવું અક્ષરધામનું સ્વરૂપ નિર્દોષ છે એવું ને એવું આ સ્વરૂપ મળ્યું છે, એમ માનીને એમાં જોડાઈ જવું.

ગુણાતીતાનંદ સ્વામીએ આંગળી કરીને કહ્યું ને કે 'મહારાજ અક્ષરધામમાં આવા ને આવા બેઠા છે.' એટલે આ સ્વરૂપમાં જ દૃઢતા કેળવવાની વાત છે કે

મહારાજ આવા જ છે ! આમ જ બેઠા છે ! ને આ રીતની જ એમની સભા છે ! આ સમજણ અહીં અત્યારે કરવાની છે. આ અમેરિકાવાળાએ ચંદ્ર પર જવાની તૈયારી ક્યાં કરી? પૃથ્વી પર. એમ આપણે અહીં જ બધી તૈયારી કરવાની. આપણને જે સ્વરૂપ મળ્યું એમાં જ દૃઢતા કરવાની. અહીંયાંથી એવી દૃઢતા-સમજણ થઈ ગઈ એટલે અક્ષરધામમાં જ આપણો આત્મા બેસી જાય. સંતના મધ્યમાં રહી આ વાત સિદ્ધ કરવી. એટલા માટે 'સંતના મધ્યે જન્મ લેવો છે' એમ મહારાજે કહ્યું છે.''

સ્વરૂપનિષ્ઠાની આ હૃદયભેદક વાતો કરી સ્વામીશ્રીએ સૌને 'અહીં જ અક્ષરધામ'ની અનુભૂતિ કરાવી દીધી.

## સમાનતા અને ઉદારતા

તા. ૧૩/૫ના રોજ બોચાસણના મંદિરમાં યોજાયેલા દલિત મહાસંમેલનમાં ખેડા, પંચમહાલ તથા વડોદરા જિલ્લાનાં દોઢસો ગામોમાંથી આશરે ૧,૫૦૦ હરિજનબંધુઓ ઊમટી પડેલા. વિશ્વ હિંદુ પરિષદના આ આયોજનમાં સંસ્થાએ પૂરા પાડેલા સહયોગથી સંતરામ મંદિર(કરમસદ)ના મહંત પૂજ્ય રામદાસજી, સવગુણનાથ મંદિરના મહંત પૂજ્ય બલદેવદાસજી સહિત વિશ્વ હિંદુ પરિષદના અગ્રણીઓ ડૉ. પ્રવીણ તોગડિયા વગેરે પણ પૂર્ણ સંતોષ પામ્યા.

પરિષદના પ્રાંત-ઉપાધ્યક્ષ શ્રી ડાહ્યાભાઈ શાસ્ત્રી તો ભરસભામાં બોલી ઊઠ્યા : 'જ્યાં સુધી પ્રમુખસ્વામી જેવા સંતો છે ત્યાં સુધી વીરતા, ધીરતા અને સુજનતાનો દુકાળ નહીં પડે. આજે સદ્ભાગ્ય છે કે સ્વામી રામદાસ, પ્રાણનાથ અને ચાણક્યનાં દર્શન એક પાવન ચરણોમાં થઈ રહ્યાં છે.'

આ અવસરે સ્વામીશ્રીએ પણ જણાવ્યું કે 'હિંદુધર્મમાં ભેદભાવ પહેલેથી પાડેલો જ નથી. વિશ્વને કુટુંબ સમજીને એમણે આદેશો આપ્યા છે. જે ધર્મ હિંસાને પોષતો હોય એ ધર્મ જ નથી. એનાથી શ્રેય નથી. પોતે સહન કરે છે એ જ સાચો ધર્મ છે. હિંદુ ધર્મે ક્યારેય બળજબરી કરી નથી, પરાણે પરિવર્તન કર્યું નથી. માટે આપણા ધર્મની મહત્તા સમજવાની જરૂર છે.'

આ સદ્બોધ સાથે પૂર્ણ થયેલા પ્રથમ સત્ર બાદ સૌ હરિજનબંધુઓ મંદિરમાં જ મહાપ્રસાદ જમ્યા. તે પછી આરંભાયેલા દ્વિતીય સત્રમાં પણ હાજર રહેલા સ્વામીશ્રીએ અંતમાં સૌને વ્યક્તિગત દર્શનનો લાભ આપ્યો. હરિજન

સમાજમાં યોજાયેલી ભજન સ્પર્ધામાં વિજેતા થયેલાં મંડળોને સંસ્થા વતી પારિતોષિકો એનાયત થયાં ત્યારે તો સ્વામીશ્રીની આ ઉદારતા અને સમાનતાની ભાવનાનો પડઘો પ્રચંડપણે ગાજી ઊઠ્યો.

## જીવનચરિત્ર એ ભગવાનની મૂર્તિ

તા. ૧૩/૫ની રાત્રે વાળુ કરીને પત્રવાંચન કરવા બિરાજેલા સ્વામીશ્રીએ આ સેવા ખાસ્સા સમય સુધી ચલાવતાં તેઓએ જ્યારે ચશ્માં ઉતાર્યાં ત્યારે બંને કાન પાસે ચશ્માંની દાંડીના આંકા પડી ગયેલા. તે જોઈ સંતોએ કહ્યું: 'બાપા ! કાપા પડી ગયા.'

'હજી કેટલાય કાપા પડશે. બ્રહ્મરૂપ અમથું થવાય છે? ભૂકા બોલી જાય. એમનેમ ન થવાય.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓ પાસે જાત પર દયા ખાવાની વાત જ ન મળે. તેઓના શબ્દોમાં હોય – ખપી જવાની ખુમારી, કષ્ટો ઝીલવાની ઝિંદાદિલી અને મુકાબલો કરી લેવાની મર્દાનગી !

તેથી જ તેઓએ આગળ જણાવ્યું :

''જોગીબાપા ન'તા કે'તા કે 'મંડી પડવું.' જે થવાનું હોય એ થાય ! કથા-વાર્તા-સેવામાં મંડી પડવું. જુવાનીમાં સેવા ન થાય તો શું કામનું ? આપણે ક્યાં બીજો વેપાર છે? મનના ભુક્કા બોલાવી દેવા. મનને સ્થિર કરી દેવું. લોકો કે' છે, 'અંગત સેવા મળતી નથી.' પણ જે કરો છો એ અંગત જ છે ને ! પગ દાબો એ જ અંગત સેવા ઓછી છે ? રસોડું, બગીચો બધું અંગત સેવા છે.

ગામડે પણ મહિમાથી ફરવું. અહીં કે ત્યાં, કરવું છે તો ભજન જ ને ! જગ્યા ફેર છે. મહિમા હોય તો નાસાનાસ ન થાય. સારંગપુરનો સિક્કો વાગ્યો એ પાછા ન પડે. મનના ચૂરેચૂરા કરી નાંખવા. શરીરને કસવું. બધાને રાજી કરવા. કોઈ જોડે તકરાર નહીં. મહિમા સમજવો. અંદરોઅંદર વિખવાદ થવા ન દેવો. અભાવ-અવગુણમાં ન પડવું. નવરા હોય તો વાંચન કરવું. જોગીબાપાનું જીવનચરિત્ર વાંચવું, એ ભગવાનની મૂર્તિ છે.''

## મને પહેલેથી જ દંભ ફાવે નહીં

આ અરસામાં સ્વામીશ્રીનું ગાતરિયું સાવ જરી ગયેલું. છતાં તેને તેઓ બદલવાનું નામ લેતા નહોતા. તેથી સંતોએ સ્વામીશ્રીને કહ્યું: 'આ ગાતરિયું

આમ સહેજ બળ દઈએ ને ફાટી જાય એવું છે. નવું સ્વીકારશો ?'

આ સાંભળી સ્વામીશ્રીએ કોઈ પ્રતિભાવ ન આપ્યો. તે પરથી 'હજી આ ગાતરિયું ચલાવવું' એવી તેઓની મનોવૃત્તિ કળાઈ આવેલી જોઈ સંતોએ પૂછ્યું: 'સ્વામી ! આમ તમને ફાટલું પહેરવું ગમે ? કેમ કે લોકમાં તો લાગે ને કે આટલા મોટા મહાત્મા થઈને કેવાં ફાટેલાં કપડાં પહેરે છે !'

'મને પહેલેથી જ દંભ ફાવે નહીં. લોકોને બતાવવું જરાય ન ગમે.' સ્વામીશ્રી બોલ્યા.

## હું જે કરું એ લગનીથી જ કરતો

બોચાસણમાં લહાણનાં વહાણ છોડી સ્વામીશ્રી તા. ૧૬/૫ના રોજ બોરસદ થઈને ભાદરણ પધાર્યા.

અહીં તેઓના અભ્યાસકાળની વાતો ન નીકળે તો જ નવાઈ ! તેથી તા. ૧૭/૫ની સવારે વિવિધ પ્રશ્નો પૂછી જિજ્ઞાસા સંતોષી રહેલા સંતોએ પૂછ્યું: 'સ્વામી ! આપ લગનીથી ભણતા ?'

'હું જે કરું એ લગનીથી જ કરતો.' સ્વામીશ્રી બોલ્યા.

આ કાર્યશૈલી સાથે વિચરતા તેઓએ તા. ૧૯/૫ના રોજ અડાસના મંદિરનો રજત જયંતી પાટોત્સવ ઊજવ્યો. આ અવસરે નાથા ભગત તથા મંડળની સેવાને સાર્થક કરતા તેઓ આજની સાંજે મંજુસર ગામની ઔદ્યોગિક વસાહતમાં કેટલીક પધરામણીઓ કરી રાત્રે અટલાદરા આવી પહોંચ્યા.

અહીં તેઓની મુલાકાતે 'જન્મભૂમિ પ્રવાસી' દૈનિકના ખબરપત્રી દોડી આવ્યા. 'શ્રદ્ધાનો પ્રશ્ન, પ્રતીતિનો ઉત્તર' નામે છપાતી આ અખબારની એક કટારમાં પ્રજાજનોની સમસ્યાઓના પ્રતીતિકર જવાબો મેળવવા માટે વિવિધ ધર્મના પાંચ ધર્મગુરુઓ નક્કી કરવામાં આવેલા. તેમાં એક સ્વામીશ્રી પણ હોવાથી આ વર્તમાનપત્રના સંવાદદાતાઓ તેઓની મુલાકાત લેતા રહેતા. આ ક્રમમાં આજે શ્રી જિતુભાઈ સોમપુરાએ સ્વામીશ્રીને પૂછ્યું:

- ઈશ્વર આપને વરદાન માંગવાનું કહે તો આપ શું માંગો ?
  'આપણામાં ભક્તિ વધે, બધાની સેવા કરી શકીએ, આપણા નિયમ-ધર્મ સચવાય અને આપણા દેહથી જે કંઈ સારું થાય એટલું હંમેશને માટે થાય. દરેકના પ્રત્યે પ્રેમ થાય ને સારું જીવન જીવીને કાર્ય થાય.'

- આ સંપ્રદાયમાં ગુરુપરંપરા કેવી રીતે નક્કી થાય છે?

  ‘ગુરુને લાગે કે ‘આ પાત્ર યોગ્ય છે’ તો ગુરુના આશીર્વાદ વરસે છે અને આદેશ કરતા જાય છે કે ‘સૌ આની આજ્ઞામાં રહેજો અને તે પ્રમાણે જીવન જીવજો.’ આ ત્યાગીની ગાદી છે, એટલે (ઉત્તરાધિકારી) એમના વંશના હોય, એમના કુટુંબી હોય એવું નથી.’

- આપના પછી કોણ છે?

  ‘ભગવાન બેઠા છે, એટલે એમનો જે આદેશ-સંકેત થશે તેમ થશે.’

- યુવાનો અને વડીલો વચ્ચેના સંઘર્ષ નિવારવા બંને પક્ષોએ કેવું વલણ અપનાવવું જોઈએ?

  ‘આ પરિસ્થિતિમાં જરાક શાણપણ રાખે તો વાંધો ન આવે. જીવન-યાત્રાના અનુભવો પછી પાકટ બનેલા વડીલો જે શિખામણ આપશે એ સારી જ હશે – આ પ્રકારની શ્રદ્ધા યુવાને રાખવી જોઈએ. અને મા-બાપે પણ પોતાનાં જ બીબાંમાં યુવાન ઢળે એવું વલણ રાખવું ન જોઈએ. યુવાનમાં વડીલ પણ જો વિશ્વાસ રાખે અને જ્યારે બાજી બગડતી જણાય ત્યારે જ પોતાના અનુભવને કામે લગાડે તો યુવાનને પોતાને કાંઈક કર્યાનો સંતોષ થશે, એનો વિકાસ થશે.’

  સ્વામીશ્રીના આ ઉત્તરમાંથી નર્યું ડહાપણ નીતરી રહ્યું.

## આપણે અપૂર્ણ રહેવાના નથી

તાજેતરમાં જ નોબેલ પારિતોષિકથી વિભૂષિત થયેલા બૌદ્ધ ધર્મગુરુ શ્રી દલાઈ લામા તા. ૨૦/૫ના રોજ અટલાદરા મંદિરે આવી પહોંચ્યા ત્યારે ઉમંગભેર સ્વામીશ્રીને ભેટી જ પડ્યા. એટલું જ નહીં, મંદિરમાં દર્શન કર્યાં બાદ સ્વામીશ્રીનો હાથ પકડેલો રાખીને જ તેઓ નીચે ઊતર્યા અને આ પ્રસંગે આયોજિત સભામાં વક્તવ્યનો લાભ આપી વિદાય થયા.

તે સાથે જ પીપલગ જવા નીકળેલા સ્વામીશ્રીએ અત્રે સરદાર પટેલ સમાજ ફેડરેશન દ્વારા આયોજિત સમૂહલગ્ન અને પટેલ જ્ઞાતિના રાજકીય આગેવાનોના સન્માન સમારંભનું આયોજન ધન્ય કર્યું.

ત્યારબાદ પુનઃ અટલાદરા પધારેલા તેઓના સાંનિધ્યમાં અહીં તા. ૨૨/૫ની સવારે ૯૮મી યોગી જયંતી ઊજવાઈ. તેની ઉત્સવ-સભામાં

સ્વામીશ્રીએ જણાવ્યું :

'યોગીબાપાને ભીડો ગમતો. એમાંથી જ શક્તિ બહાર આવે છે. વ્યવહાર-સંસારમાં ઘણા ભીડા વેઠ્યા છે. સ્વરાજ લેવામાંય ગોળીઓ ખાધી છે. એમ આપણે અક્ષરધામરૂપી સ્વરાજ લેવું છે. આ આપણો છેલ્લો જન્મ છે. માટે એમના એકેએક વચનમાં શ્રદ્ધા રાખવી. મહાપુરુષના સંકલ્પ વાયુમંડળમાં પ્રસરતા જ હોય છે. માટે સંશય ન કરવો. એ જે બોલ્યા એ સર્વોપરી જ છે. આવી શ્રદ્ધા હોય તો કામ તત્કાળ થાય જ. જે મળ્યા છે એ પૂર્ણ છે, માટે એ રાખીને ભક્તિ કરીશું તો આપણે પણ અપૂર્ણ રહેવાના નથી.'

## અધ્યાત્મ અને યુવાનીની મૈત્રીનો મહોત્સવ

અટલાદરામાં યોગી જયંતી ઊજવી સ્વામીશ્રી તા. ૨૨/૫ની સાંજે વિદ્યાનગર પહોંચ્યા ત્યારે આ નગરી ૨૧,૦૦૦ યુવા-યુવતીઓના થનગનાટથી ડોલી રહેલી. યોગી શતાબ્દી ઉપક્રમે યોગીબાપાના હૃદય સમી યુવાપેઢીનાં કૌશલ્ય અને કલ્યાણનું જતન કરવા સ્વામીશ્રીએ ઉપાડેલું ક્રાંતિકારી કદમ હતું – આંતરરાષ્ટ્રીય યુવા મહોત્સવ. તે માટે અમેરિકા, યુરોપ, આફ્રિકા, અખાતી દેશો અને ભારતના ખૂણે-ખૂણેથી ઊમટી પડેલાં યુવા-યુવતીઓની પ્રચંડ ઊર્જા તા. ૨૨/૫ની સંધ્યાએ શાસ્ત્રી મેદાનના સવા લાખ ચોરસ ફૂટના પ્રાંગણમાં શિસ્તબદ્ધ રીતે પથરાઈ ચૂકેલી.

આ મેદાનમાં બાર-બાર ફૂટના અંતરે રોપેલા બાવીસ ફૂટ ઊંચા બાવન પોલાદી સ્તંભો પર ફરફરતા રંગબેરંગી રેશમી ધ્વજો જાણે સ્વામીશ્રીની આ યુવાસેનાને ચામર ઢોળી રહેલા! દરેક ધ્વજ પર વિવિધ મૂલ્ય અને કૌશલ્યને વ્યક્ત કરતી યુવા આકૃતિઓ જણાવી રહેલી કે મૂલ્ય-કૌશલ્યનો સુમેળ થાય તો યુવાન માટે આકાશની ઊંચાઈ સર કરવી અઘરી નથી.

આમ, ચારેકોર ફૂંકાઈ રહેલા પ્રેરણાના પવનમાં સાંજે સાત વાગ્યે આ પવનના પણ પ્રેરક સ્વામીશ્રી પધારતાં જ વિદ્યાનગર ગગનભેદી જયનાદોથી ગાજી ઊઠ્યું.

વી. પી. સાયન્સ કૉલેજમાં ગોઠવાયેલા યુવા જાગૃતિ પ્રદર્શનનું ઉદ્‌ઘાટન કરીને અત્રે આવી પહોંચેલા સ્વામીશ્રીની સાથે, આ મહોત્સવના ઉદ્‌ઘાટક તરીકે ઉપરાષ્ટ્રપતિ શ્રી શંકરદયાલ શર્મા અને રાજ્યપાલ શ્રી મહિપાલ શાસ્ત્રી સહિત શ્રી એચ. એમ. પટેલ, શ્રી કુરિયન જેવા કંઈક આગેવાનો ચાલી રહેલા.

'सत् स्वागतम् ...'ની સૂરાવલિઓના સંગે આ મહાનુભાવો સાડા પાંચ ફૂટ ઊંચા મંચ પર બિરાજ્યા ત્યારે ૪૨,૦૦૦થી વધુ હથેળીઓએ તાળીઓના ગડગડાટથી સૌને આવકાર્યા.

એ આવકારના જ ભાગરૂપે મહંત સ્વામી સ્વામીશ્રીને હાર પહેરાવ્યા બાદ ઉપરાષ્ટ્રપતિને હાર અર્પણ કરવા ગયા ત્યારે શ્રી શર્માજીએ ઊભા થઈ એ હાર પોતાના હાથમાં લીધો અને વીજળીવેગે સ્વામીશ્રીના કંઠમાં જ આરોપી દીધો !

નિર્ધારિત શિષ્ટાચાર અનુસાર રાષ્ટ્રપતિ, ઉપરાષ્ટ્રપતિ કે વડાપ્રધાન જ્યારે મુખ્ય મહેમાન તરીકે નિમંત્રિત હોય ત્યારે તેઓ બીજાને હાર પહેરાવી ન શકે, પરંતુ અહીં ઉપરાષ્ટ્રપતિના હૈયે ઊઠેલો ઉમંગનો ઊભરો કથિત શિષ્ટાચારની પાળ ઓળંગીને વહી રહ્યો !

આમ, સૌનાં હૈયાં છલકાવતા સ્વામીશ્રીના સાંનિધ્યમાં શ્રી શંકરદયાલ શર્માએ દીપપ્રાગટ્ય કરી આ મહોત્સવને ખુલ્લો મૂક્યો. તે સાથે જ મંચની બંને બાજુએ ૨૦-૨૦ ફૂટના અંતરે ઊભી કરાયેલી ૧૨-૧૨ ફૂટ ઊંચી વિરાટ શલાકાઓ પ્રજ્વલિત થઈ ઊઠી, હજારો યુવાનોના હાથમાં ધજાઓ લહેરાઈ રહી અને અક્ષર દેરીના પ્રતીક સાથે હજારો ફુગ્ગાઓનાં ઝૂમખાં એ રીતે ગગનગામી બન્યાં કે મંચસ્થ મહાનુભાવોની આંખો પણ આભમાં ખોવાઈ ગઈ.

ઉદ્‌ઘાટનના આ અવર્ણનીય અવસર બાદ પ્રતિજ્ઞા-ગ્રહણ અને અતિથિવિશેષોનાં વક્તવ્યોનો ક્રમ ચાલ્યો. તેની વચ્ચે વડોદરાના યુવક મંડળનું *'હમ ભારત કે જવાન, હમ ઈશ્વર કી સંતાન...'* શૌર્યગીત જોશ રેલાવી ગયું, તો *'લઈને ધર્મજ્યોત અમે વિશ્વ ખૂંદનાર...'* મશાલનૃત્ય ઉજાશ પાથરી ગયું. તેને અનુસરતાં આરંભાયેલા *'કંટાળો ને આળસ છોડી, શરમ ને હું પદ ભૂલી...'* સેવાગીતે મંચ-માંડવાને યુવાશક્તિના તરવરાટથી ભરી દીધા. એ જ લયમાં શરૂ થયેલા મુંબઈ યુવક મંડળના *'નગારાં વાગે, ઢોલ બાજે...'* સ્વાગતનૃત્યે અભિવાદનની આબોહવા ફેલાવી દીધી.

યુવાનોની આ એક-એક પ્રસ્તુતિ સૌનાં મુખેથી 'વાહ...'ના ઉદ્‌ગારો બોલાવતી ગઈ. એ જ ભાવ સાથે ઉદ્‌ઘાટન-પ્રવચન કરવા ઊભા થયેલા શ્રી શંકરદયાલ શર્માએ જણાવ્યું કે 'ભવિષ્ય યુવાનોનું હોય છે એટલા માટે યુવાનોએ ભવિષ્ય માટે સચેત રહેવું જોઈએ. આપ સૌનું સૌભાગ્ય છે કે આપને આ કાર્યમાં માર્ગદર્શન માટે પ્રમુખસ્વામી જેવું વ્યક્તિત્વ મળ્યું છે.

મને વિશ્વાસ છે કે આપનો એક-એક યુવાન વિશ્વના યુવાનોને આ નૈતિક મૂલ્યો આત્મસાત્ કરાવશે, કારણ કે આપને પરમ પૂજ્ય પ્રમુખસ્વામી મહારાજ જેવા ગુરુના નેતૃત્વ હેઠળ સ્વ અને સમાજને ઉજાળવાનો અવસર મળ્યો છે. હવે અમારી પેઢી જઈ રહી છે, આગળનાં સો વર્ષ આપનાં છે.'

ઉપરાષ્ટ્રપતિની આ ભાવોર્મિ બાદ સ્વામીશ્રીએ પણ યુવાનોને છાજે તેમ ઊભા થઈને પ્રવચન કરતાં કહ્યું : 'ચારિત્ર્ય વગરનું શિક્ષણ ભક્ષણ કરે છે અને ચારિત્ર્યવાળું શિક્ષણ રક્ષણ કરે છે. યુવાનો ચારિત્ર્યવાન થાય એના માટેનું આ અધિવેશન છે. ઊંચા થવા માટે પહેલાં નીચા થવું પડે. નમ્રભાવે, સેવકભાવે જો કાર્ય કરીશું તો લોકોનો પ્રેમ મળશે. નીચા નમીને સેવા કરવામાં જ મહત્તા છે.'

આ આશીર્વાદ સાથે જ અધ્યાત્મ અને યુવાનીની મૈત્રીનો મહોત્સવ જામી ચૂક્યો.

## યુવાક્રાંતિના વિરલ વિશ્વકર્મા

યુવા મહોત્સવના ચાર દિવસો દરમ્યાન સ્પર્ધાર્થીઓનો દિવસ શરૂ થતો – સૂર્યોદયના બે-ત્રણ કલાક પૂર્વે ! બ્રાહ્મમુહૂર્તમાં આ યુવા-યુવતીઓ વિદ્યાનગરની વિવિધ ૪૦ હૉસ્ટેલોમાં રખાયેલા પોતાના ઉતારાઓમાં પ્રાતઃવિધિથી પરવારી સાડા પાંચ વાગ્યે ભોજનશાળામાં આવી પહોંચતાં. ૪૦,૦૦૦ ચોરસ ફૂટમાં પથરાયેલી આ ભોજનશાળામાં સવારે ત્રણ વાગ્યાથી ચૂલો ચેતાવી દેવાતો. ૩૦ સંતો, ૮૫ રસોઇયાઓ સાથે ખેડા જિલ્લાના સેંકડો સ્વયંસેવકોથી દિવસના ૨૦-૨૦ કલાક ધમધમતા આ રસોડામાં ત્રણેય સમયનાં સ્વાદિષ્ટ ભોજન પ્રાપ્ત થતાં. તેમાંય બુંદી-જલેબી અને શીરો-શીખંડ જેવાં મિષ્ટાન્નની સાથે કેરીનો ૯,૦૦૦ લિટર રસ પીરસાયો ત્યારે તો વહીવટી ક્ષેત્રોના માંધાતાઓ પણ મોંમાં આંગળી નાખી ગયા.

અલ્પાહાર બાદ સભામંડપમાં એકત્રિત થયેલો યુવા-સમુદાય નિદિધ્યાસનમાં પરોવાયેલો હોય ત્યારે જ સાતેક વાગ્યે સ્વામીશ્રીનું આગમન થતું. યુવા-યુવતીઓની સ્પર્ધાનાં સમયપત્રકને ખલેલ ન પહોંચે તે માટે સ્વામીશ્રી પ્રાતઃપૂજા કર્યા પહેલાં અહીં આવી અડધો કલાક સુધી સૌને આશીર્વચન પાઠવતા. યોગીજી મહારાજના સુવાક્ય પર તેઓના મુખેથી વહેતી અમૃતધારામાં સ્નાન કરી નિર્મળ થયેલો યુવાવર્ગ પછી પડતો મેદાને !

તે વખતે 'વચનામૃત' અને 'સ્વામીની વાતો' જેવા મસ મોટા ગ્રંથોને આખેઆખા પોતાના મગજમાં સંઘરીને આવેલા યુવાનોના કડકડાટ મુખપાઠ, કંઠસ્થ શ્લોકો-કીર્તનોની રમઝટ, નરવા-ગરવા કંઠે ગવાતાં ભજનોની સૂર-માધુરી, પ્રવચનોની પ્રભાવક પ્રસ્તુતિઓ, ખેલકૂદનાં કૌવત વગેરે અનેક કળાએ યૌવન ખીલી ઊઠતું. અલગ-અલગ ૨૧ સ્પર્ધાઓમાં ઝળકી ઊઠતું આ યુવાકૌશલ્ય જોઈ નિર્ણાયકો પણ દંગ રહી જતા, કારણ કે યુવાનોની રજૂઆતનાં જોશ-જોમમાં, આ મહોત્સવ માટે તેઓએ કરેલાં સમર્પણની સુગંધ સ્પષ્ટ પરખાતી.

આ સ્પર્ધાર્થી યુવાનોમાં કેટલાય પોતાના લગ્નપ્રસંગો ઠેલીને આવેલા, તો કેટલાંય ઘર-દુકાનને તાળાં મારીને ! કેટલાંય અભણ યુવા-યુવતીઓએ તો આ મહોત્સવનો ભાગ બનવા અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરીને મુખપાઠની સ્પર્ધાઓમાં ઝંપલાવેલું. ઘરનાં કામકાજ, અભ્યાસ, નોકરી, વેપાર કરતાં કરતાં વિવિધ સ્પર્ધાઓની તૈયારીઓમાં સૌ મંડ્યાં રહેલાં. તેઓની આવી તનતોડ મહેનત સ્પર્ધાઓમાં રંગ લાવતી હતી.

સમગ્ર દિવસની આવી રોમાંચક સ્પર્ધાઓના અંતે આવતી રાત્રિસભા સૌના આકર્ષણનું કેન્દ્ર બની રહેતી. તેમાં નૃત્ય-સંવાદની રોચક રજૂઆતો સાથે આગંતુક મહાનુભાવોનાં વક્તવ્યો પણ માણવા મળતાં. આ શૃંખલામાં તા. ૨૫/૫ના રોજ ઉપસ્થિત રહેલા સરદાર પટેલ યુનિવર્સિટીના ઉપકુલપતિ શ્રી દિલાવરસિંહ જાડેજાએ જણાવ્યું: 'પ્રમુખસ્વામી મહારાજ દ્વારા થતા આ કાર્યમાંથી યુનિવર્સિટીએ પણ ઘણું શીખવાનું છે.'

આ જ રીતે મહોત્સવના અંતિમ દિવસે રાષ્ટ્રીય નેતા શ્રી એલ. કે. અડવાણી પણ આવી પહોંચ્યા. પરંતુ તા. ૨૬/૫ની એ સવારે નવ વાગ્યાથી જ ગરમીનો પ્રકોપ અતિશય વર્તાતો હોવાથી સભામાં બેઠેલા શ્રી અડવાણીજીને પરસેવો વળવા લાગ્યો. આ જોતાં જ સ્વામીશ્રીએ તેઓને પોતાનો રૂમાલ ધર્યો. આ નમ્રતા જોઈ ગદ્ગદિત થઈ ઊઠેલા શ્રી અડવાણીએ સવિનય 'ના' કહી, પણ સ્વામીશ્રીએ પ્રેમાગ્રહ કરતાં તેઓએ રૂમાલ લીધો. તેઓને સ્વામીશ્રી વિષે યુવાનોને થતા અદમ્ય આકર્ષણનું રહસ્ય આ દરકારમાંથી હાથ આવી ગયું.

આ જ મર્મની વાત કરતાં શ્રી અડવાણીએ પોતાના વક્તવ્યમાં જણાવ્યું: 'હું દૃઢ માનું છું કે જે કાર્ય પ્રમુખસ્વામીજી કરી રહ્યા છે, એ કાર્ય

રાજનૈતિક ક્ષેત્રમાં રહેનાર લોકો નહીં કરી શકે. અમે કાયદા, કાનૂનમાં પરિવર્તન લાવી શકીએ, પરંતુ વ્યક્તિના જીવનમાં પરિવર્તન અમે નહીં લાવી શકીએ, જે પ્રમુખસ્વામીજી લાવે છે. ધર્મની બાબતમાં બીજી જગ્યાએ જોયું છે કે બહુધા મોટી ઉંમરના લોકો જ એમાં જોડાતા હોય છે. વળી, તેય બહુ ઓછું ભણેલા હોય છે. પરંતુ અહીં તેનાથી ઊલટી સ્થિતિ જોઈ રહ્યો છું. પ્રમુખસ્વામીજીની પાસે બધા યુવાન છે ને વળી તે પણ સુશિક્ષિત છે. આ લોકો સામેથી આકર્ષાઈને કાર્યમાં ઝંપલાવે છે.'

આ રીતે અહીં આવનારા સૌ સ્વામીશ્રીને યુવાક્રાંતિના વિરલ વિશ્વકર્મા તરીકે બિરદાવી રહ્યા.

## આ યુવકોનો દાખડો જુઓ ને!

તા. ૨૬/૫ની સભામાં શ્રી અડવાણીજીના વક્તવ્ય બાદ આશીર્વાદની જાહેરાત થતાં જ સ્વામીશ્રી ઊભા થઈ ગયા. તે જોઈ સંતોએ તેઓને બેસીને બોલવા વિનંતી કરી, પણ યુવાનો પ્રત્યેના પ્રેમે તેઓને આજે ઠરવા ન દીધા. તેઓ ઊભાં-ઊભાં જ યુવાપેઢી પર અમૃતધારા વરસાવવા લાગ્યા :

"તમે જે મહેનત, સમય ન હોવા છતાં, પ્રલોભનો છોડીને, ભૌતિક સુખનો ત્યાગ કરીને કરી છે, તે બદલ આપને ખૂબ ધન્યવાદ. આપણે આટલો જ પ્રયત્ન કર્યો એમાં યોગીબાપા રાજી થઈ ગયા. એ રાજી થયા એટલે ભગવાન સ્વામિનારાયણ સુધી આપ પહોંચી ગયા. યોગીબાપા આપ સૌને અક્ષરધામનું સુખ આપશે.

બીજું, જે પ્રતિજ્ઞાઓ લીધી છે તે માટે પ્રયત્ન કરીએ. દહેજ દૂષણ છે. એ ન જ લેવું જોઈએ. ન લેવામાં મુશ્કેલી આવશે પણ મક્કમ રહીશું તો ભગવાન મદદ કરશે. નર્મદા પર ડેમ થાય એ દેશની મહાન સેવા છે. યોગીબાપાનો આશીર્વાદ છે એટલે આ યોજના થવી જ જોઈએ. નર્મદા અંગે ગેરસમજણ દૂર થાય એ માટે પણ મંડવું. વૃક્ષઉછેર પણ સમાજસેવા છે. એ માટે પ્રયત્ન કરવો."

સ્વામીશ્રીનો આ ભાવપ્રવાહ આજે એટલો પ્રબળ હતો કે તેની પાછળ શબ્દો તો રીતસર ઢસડાઈ રહ્યા. તેથી છેલ્લે છેલ્લે તો પ્રવચન ત્રુટક-ત્રુટક શબ્દોમાં આવવા લાગ્યું. તે પૂરું થયું ત્યારે તો પરસેવે નાહી રહેલા સ્વામીશ્રીને સંતોએ કહ્યું : 'બાપા ! આજે શબ્દો બહુ તૂટતા હતા.'

'શું થાય ? ઉમંગ આવી જાય ને !' સ્વામીશ્રી બોલ્યા.

આ જ ઉમંગથી તેઓ આશીર્વાદ બાદ અગિયાર વાગ્યે મંચની ધારે આવી બિરાજ્યા – યુવાનોને વ્યક્તિગત દર્શનનો લાભ આપવા.

વૈશાખની એ ધીખતી બપોરે ચારેકોર ઊડતી ધૂળની ડમરીઓ વચ્ચે સ્વામીશ્રી આસન માંડીને બેઠા ત્યારે તેઓની કદરદાની અને મહેરબાની સઘળી સીમાઓ વળોટી ગઈ. આશરે બારેક હજાર યુવાનોના માથે હાથ મૂકી આશીર્વાદ આપવામાં તેઓને બપોરના બે વાગી ગયા ! ત્રણ-ત્રણ ઍર કૂલરોની ઠંડી ફૂંકો પણ તેઓના ગાતરિયાને પરસેવાથી ભીનું થતાં ન બચાવી શકી. તેઓની પાંપણોયે ધૂળથી ભરાઈ રહી.

આવી પરિસ્થિતિમાં તેઓ ઉતારે જવા ઊભા થયા ત્યારે કો'ક બોલ્યું : 'આ ગરમી તો જુઓ !'

'એ જોવા કરતાં આ યુવકોનો દાખડો જુઓ ને !' સ્વામીશ્રી બોલી ઊઠ્યા.

આ શબ્દો સાંભળનારા યુવાનોને આજની સાંજે યોજાયેલા ઇનામ-વિતરણ સમારંભ પહેલાં જ ઇનામ મળી ગયાનો સંતોષ થઈ રહ્યો.

## અદ્‌ભુત, અદ્‌ભુત ને અદ્‌ભુત

તા. ૨૬/૫ની બપોરે ત્રણ વાગ્યે વિશ્રામમાં ગયા હોવા છતાં સ્વામીશ્રી સાંજની ઇનામ વિતરણ સભામાં વિજેતા યુવાનો ગોઠવાય તે પહેલાં આવીને બિરાજી ગયા ! તે વખતે મંચ પર યુવા અધિવેશનના પ્રતીક-રૂપ જીવંત કદના મશાલધારી યુવાનોની પ્રતિકૃતિની પિછવાઈ સાથે ૧,૧૭૧ પારિતોષિકો હરોળબંધ મુકાઈ ગયેલાં. તે પર અમીદૃષ્ટિ વેરતી યોગીજી મહારાજની વિરાટ છવિ મંચની મધ્યમાં શોભી રહેલી. તેની અગ્રભૂમાં સ્વામીશ્રીએ સ્થાન ગ્રહણ કરેલું.

તેઓના વરદહસ્તે પારિતોષિક વિતરણ શરૂ થતાં જ વાદળોના ગડગડાટ જેવા તાળીઓના ગડગડાટ ગગડવા લાગ્યા, કારણ કે અહીં હરીફાઈઓ હતી પણ કોઈ હરીફ નહોતા. તેથી બીજાની જીતમાં પોતાની જ જીત થયાનો સૌ આનંદ મેળવી રહ્યા. તેની વચ્ચે સ્વામીશ્રી એક કલાક અને વીસ મિનિટ સુધી ઇનામો વહેંચતા રહ્યા.

છેલ્લે સૌ પર આશીર્વાદની ઇનામી વર્ષા કરતાં તેઓએ કહ્યું :

'આપણું આ અધિવેશન 'ન ભૂતો ન ભવિષ્યતિ' થયું. અદ્‌ભુત,

અદ્‌ભુત ને અદ્‌ભુત કહેવાય એવું કામ થયું છે. આપ બધાના જીવનમાં સ્વામી અખંડ બિરાજશે. આપને અખંડ સુખ આવશે. સ્મૃતિ રહેશે. આપ સૌને અનંત સાષ્ટાંગ પ્રણામ કરીએ તોય ઓછું છે. આખાં વચનામૃત મોઢે કરી લેવાં એ નાની-સૂની વાત નથી. આ બધું જોઈને મસ્તક નમે છે. કરોડ-કરોડ નોબલ પારિતોષિક કરતાં આ વધારે મોટું ઈનામ છે. આજ્ઞાથી તમે મુખપાઠ કર્યો એ અષ્ટાંગયોગથી પણ અધિક છે. યુવકોએ મહેનત કરી એની પાછળ સંતોનો દાખડો પણ ખૂબ છે. એમને પણ સાષ્ટાંગ પ્રણામ કરીએ છીએ. નિરીક્ષકો, નિર્દેશકોને પણ ધન્યવાદ છે. આ અક્ષરધામનું ભાથું છે.'

આ આશીર્વર્ષા બાદ સ્વામીશ્રીએ આયોજનમાં સહયોગ આપનારા ચારુતર વિદ્યામંડળ, સરદાર પટેલ યુનિવર્સિટી તથા વિદ્યાનગરની ગ્રામ પંચાયતના હોદ્દેદારો સહિત સૌનો આભાર સ્વયં માન્યો.

કૃતજ્ઞતાના એ સૂરો સાથે સૌને અક્ષરધામનું સુખ આપી સ્વામીશ્રી યુવા અધિવેશનના મંચ પરથી વિદાય થયા ત્યારે હજારો યુવા-યુવતીઓની આંખો સજળ હતી. સંખ્યા, પુરુષાર્થ, પ્રભાવ, પ્રતિભાવ, ફલશ્રુતિ, વિક્રમ, કાર્યક્રમ, સેવા, સ્પર્ધા વગેરે અનેક પરિમાણોથી જોતાં આ યુવા અધિવેશન કેવળ સંસ્થાના દફતરે જ નહીં, પરંતુ સરકાર અને સમાજનાં દફતરે પણ 'ન ભૂતો ન ભવિષ્યતિ' સમું જ બની રહ્યું ![૫૧]

## સાગર-સંગમ

એક વિક્રમસર્જક કાર્ય કર્યા બાદ તા. ૨૭/૫ની સવારે રાસનોલ પધારેલા સ્વામીશ્રી અત્રે કન્યાશાળાનું ઉદ્‌ઘાટન કરી પુનઃ વિદ્યાનગર પહોંચ્યા ત્યારે અહીં તેઓનો ૪૧મો પ્રમુખવરણી દિન સૌએ ધામધૂમથી ઊજવ્યો.

તે પછી ઊઘડેલી તા. ૨૮/૫ની સવારથી ચાલતું થયેલું સ્વામીશ્રીના વિચરણનું ચક્ર તા. ૩/૬ની સાંજે દોણજામાં અટક્યું ત્યાં સુધીના એક અઠવાડિયામાં વરતાલ, મહેળાવ, અટલાદરા, સુરત, સાંકરી, રાયમ, બારડોલી, નવસારી અને કુકેરી(ટોરવણ ફળિયા)માં તેઓનાં પગલાં પડી ચૂકેલાં.

---

૫૧. વિદ્યાનગરના આંગણે ઊજવાયેલા આ આંતરરાષ્ટ્રીય યુવા મહોત્સવની ઝલક પામવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઈન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



આમ, દિવસ કરતાં ખેડેલાં ગામની સંખ્યા વધુ રહે તે રીતે ૭૦મા વર્ષે પણ ઘૂમતા રહેતા સ્વામીશ્રીએ દોણજામાં કાવેરી નદી પર બનેલા કોઝ-વે અને ચેકડેમના ઉદ્‌ઘાટન કરી તા. ૪/૬ના રોજ અહીંના મંદિર પર સુવર્ણકળશ ચઢાવ્યા.

ત્યારબાદ કુંડીને લાભ આપી તેઓ કોસંબાના તેપાર વિસ્તારમાં આવેલા પારધી ફળિયામાં પહોંચ્યા ત્યારે અહીંના ટંડેલ આગેવાનોએ દરિયા-કિનારાની ચાર એકર જમીન મંદિર માટે ઠાકોરજીનાં ચરણે અર્પણ કરી. તેઓને 'આપણું આ મોક્ષનું સદાવ્રત પૃથ્વીનું તળ રહેશે ત્યાં સુધી રહેશે, એનું પુણ્ય આપ સૌને મળશે,' એવા રૂડા આશીર્વાદ આપી સ્વામીશ્રી સાગર-કિનારે પધાર્યા.

આ સમયે પવન પૂરપાટ હોવાથી તેઓએ ધોતિયાનો છેડો ઓટીએ ખોસી દીધો અને ગાતરિયું આડસોડે નાંખી તેનો લંબાતો છેડો જમણા હાથની મુઠ્ઠીમાં વાળ્યો. આ રીતે ગજગતિ ચાલે દરિયાના તટે ભ્રમણ કરવા માંડેલા સ્વામીશ્રીની ભગવી આભાને ઝીલતાં સાગરનાં જળ પચીસ મિનિટ સુધી હિલોળતાં રહ્યાં. તેથી સાગર અને સદ્‌ગુણ-સાગરના સંગમનું અનોખું દૃશ્ય સર્જાઈ રહ્યું.

આવી સ્મરણીય સંધ્યાએ ઠાકોરજીનાં ચરણનો સ્પર્શ કરાવી દરિયાને પાવન કરનારા સ્વામીશ્રી તે પ્રાસાદિક જળ પોતાના શિરે ચઢાવતાં વલસાડ પહોંચ્યા. અહીંથી અતુલને લાભ આપી રાત્રે સેલવાસ પધાર્યા.

## પરણેતરની પસંદગીનું ધોરણ

તા. ૫/૬ના રોજ સ્વામીશ્રીને મળવા આવેલા અમદાવાદના એક હરિભક્તે પોતાના દીકરાને આગળ ધરતાં રાવ કરી કે 'બાપા ! આને બત્રીસ વર્ષે લગ્નનો મેળ પડ્યો છે. બધાને પસંદ છે પણ એને થોડું ઢચુપચુ છે.'

આ વાત સાંભળી સ્વામીશ્રીએ યુવાનને ડગમગાટનું કારણ પૂછ્યું, ત્યારે તેણે કહ્યું : 'યુવતીનું face looking (દેખાવ) બરાબર નથી.'

આ જાણી સ્વામીશ્રી બોલ્યા : 'ભલા માણસ ! તું સમજ ને ! આત્માને ક્યાં કાળું-ધોળું છે ? આપણે મૂળ તો ઘરને બરાબર સાચવે, ઘર શોભાડે, મા-બાપની સેવા કરે એવા જોઈએ. સંસ્કાર હોય એ મોટામાં મોટી વાત છે. રંગ-ઢંગની શું જરૂર છે ? અમુક તો let go (જતું) કરવું જ પડે.'

દરેક લગ્નોત્સુકને સ્વામીશ્રીની આ શીખ રહેતી – જીવનસાથીની પસંદગીમાં ધોરણ સંસ્કારનું રાખવું જોઈએ. મકાન પસંદ કરતી વખતે દીવાલનો રંગ નહીં, પણ પાયાની મજબૂતાઈ જોવાની હોય ને!

## આદિવાસીઓનાં આંગણે મંદિરોનાં મંડાણ

તા. ૫/૬ની સવારે સેલવાસથી સામરવરણી પધારેલા સ્વામીશ્રીએ અત્રે તૈયાર થયેલા કુટિર મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજ પ્રતિષ્ઠિત કર્યા ત્યારે પૈસે-ટકે દુર્બળ પણ અંતરની અમીરાતથી ભરપૂર અહીંના આદિવાસીઓએ ઘરની નવી સાડીઓ મંડપ બાંધવા વાપરી નાંખેલી! જે ગામમાં પંદર થાળી-વાટકા ન મળે એવાં ખોરડાંમાં રહેનારાઓએ બનાવેલા ભગવાનના આ ઘરથી પ્રસન્ન થયેલા સ્વામીશ્રીએ આશીર્વાદમાં જણાવ્યું કે –

'ભાવથી તમે આટલું જ કામ કર્યું એ અબજો રૂપિયાનું થઈ ગયું. સાચા દિલથી ભગવાન ભજો તો ભગવાન આપણા જ છે. બીજું, આપણે હિંદુ છીએ. કોઈ લાલચથી આપણે લલચાવું નહીં. દારૂ અને માંસ પર ચઢાવે એવા ધર્મની જરૂર નથી. આપણને જેમ જીવવાનો અધિકાર છે તેમ પશુ-પક્ષીનેય છે. વહેમમાં પડ્યા સિવાય ભગવાનનો આશરો રાખવો.'

સૌને જીવનનો આ મર્મ સમજાવતા સ્વામીશ્રીએ તા. ૬/૬ના રોજ રાંધા ગામના કુટિર મંદિરમાંયે અક્ષર-પુરુષોત્તમ મહારાજ પધરાવ્યા. હાથમાં ઘીના દીવા અને પરંપરાગત વાદ્યોની સૂરાવલિ સાથે ગુલમહોરનું ફૂલ-પ્રફુલ્લ સ્વાગત એ આ પ્રદેશની વિશેષતા. તેને પ્રેમથી સ્વીકારતાં સ્વામીશ્રી અહીં પાંચસો ઉપરાંત આદિવાસીઓને વસ્ત્ર-વિતરણ કરવાની સાથે વનવાસી કલ્યાણ આશ્રમમાં વટવૃક્ષનો રોપો રોપી પુનઃ સેલવાસ પધાર્યા.

અત્રે તેઓના બપોરના ભોજન વખતે નીકળેલી વાતોમાં સંતોએ પૂછ્યું : 'સ્વામી! આપ ચાણસદમાં હતા ત્યારે ત્યાં લાઇટ ખરી?'

'ના, ખડીએ વાંચતા.'

'તે વખતે ઘડિયાળ ખરી?'

'ઘડિયાળ બધાં માર્યાં ફરે. ચાંદ-તારા સામે જોઈએ એટલે ખ્યાલ આવી જાય.' સ્વામીશ્રી બોલ્યા.

ઘડિયાળ વિના શૈશવ વિતાવનારા તેઓ સમય જતાં ટકોરાબંધ કામ કરનારા નીવડ્યા તે તેઓની આશ્ચર્યકારી વિશેષતા જ ને!

## નર્મદા અભિયાનને પ્રચંડ સમર્થન

તા. ૬/૬ની સાંજે સરીગામને પાવન કરતાં સ્વામીશ્રી તા. ૭/૬ની બપોરે સવા વાગ્યે મુંબઈ આવી પહોંચ્યા.

અહીં તેઓ આજની સાંજે કાલા ઘોડા વિસ્તારમાં યોજાયેલા નર્મદા સમર્થન અભિયાનમાં પધાર્યા ત્યારે જંગી જનમેદનીએ પ્રચંડ જયઘોષ કરી તેઓને આવકાર્યા. આ અભિવાદન ઝીલતા સ્વામીશ્રી જે મંચ પર પધાર્યા તે ગુજરાતના નાણાંમંત્રી, પુરવઠા પ્રધાન, મહેસૂલ મંત્રી સહિત મહારાષ્ટ્રના વિત્ત મંત્રી, મુંબઈના શેરીફ તથા સંસદ સભ્યોથી ભરચક હતો.

તે સૌમાં અગ્રસ્થાને બિરાજેલા સ્વામીશ્રીએ નર્મદા-યોજનાની તરફદારી કરનારા લાખેક મનુષ્યોથી ઊભરાતી આ વિરાટ રેલીને સંબોધતાં કહ્યું :

'આપ સૌ સાથ-સહકાર આપવા આટલા સમૂહમાં એકત્રિત થયા છો તે બદલ ધન્યવાદ છે. આપણે ભારતીય અને ગુજરાતી છીએ. ક્યાંય પાછા પડ્યા નથી ને પડીશું નહીં. પરદેશીઓ હાથ ધોશે તોય ગુજરાત ઊભું છે. જેટલી ગંગા પવિત્ર છે એટલી જ નર્મદા છે. બધાનો એક અવાજ છે – 'નર્મદા યોજના થવી જ જોઈએ. ઇંચ પણ ઓછી ન થાય.' સંપની ભાવના કાયમ રહે. 'ગુજરાતી આરંભે શૂરા' એ કહેવત જૂઠી પાડો. બતાવી દેવું કે 'અમારો આ આરંભ કાયમ માટેનો છે.' યોગીબાપા કાયમ જતાં-આવતાં આના માટે પ્રાર્થના કરતા, એટલે આ કાર્ય થયે જ રહેશે.'

આમ, સ્વામીશ્રીએ ગુજરાતની જીવાદોરીને મજબૂત સમર્થન આપી દીધું.

આ હકીકતને સ્વીકારતાં રેલીના એક આયોજક શ્રી દામજીભાઈ એંકરવાલાએ તા. ૮/૬ની સાંજે મંદિરમાં આવી સ્વામીશ્રીને કહ્યું : 'આપને કોટી કોટી વંદના. કયા શબ્દોમાં હું આપનો આભાર માનું ?'

રેલીની સુવ્યવસ્થા જાળવવા માટે ૩૦૦ જેટલા આપણા સ્વયંસેવકોની સહાય ઉપરાંત, આ કાર્યક્રમ પર ઝળૂંબતું વરસાદનું વિઘ્ન તો સ્વામીશ્રીની કૃપાથી જ ટળ્યું છે – તેવો એકરાર કરતાં અન્ય આયોજક શ્રી મહીપતભાઈ શાહ પણ બોલ્યા : 'સ્વામીજી ! આપનું નામ મળી ગયું ત્યાં જ વરસાદ અટક્યો. રેલી પૂરી થતાં જ સાડા સાત વાગ્યે વરસાદ ચાલુ થયો.'

આવી ઘણી વાતોના અંતે, 'બધું ભગવાનની દયાથી થયું' એમ સ્વામીશ્રી બોલ્યા. તેને થોડો સમય વીત્યો ત્યાં જ તેઓનાં દર્શને આવેલા

ગુજરાતના સચિવ શ્રી એસ. એલ. વર્માએ વિદ્યાનગરના યુવા અધિવેશનને સંભારતાં જણાવ્યું: ''એ અધિવેશન બાદ હું ઉપરાષ્ટ્રપતિ સાથે હેલિકોપ્ટરમાં પાછો ફરતો હતો, ત્યારે તેઓએ મને કહ્યું: 'यह अकल्प्य है। मुझे विश्वास नहीं था कि ऐसी कोई संस्था हो सकती है।' વળી, ઉપરાષ્ટ્રપતિએ દિલ્હી પહોંચ્યા પછી મને પત્રમાં લખી જણાવ્યું કે 'મેં આજ સુધી ઘણા સમારોહ જોયા, પણ આના જેવો એક પણ નહીં. શું શિસ્ત! જો આપે મને આ ન બતાવ્યું હોત તો મેં ઘણું ગુમાવ્યું હોત.''

આ સાંભળીને પણ સ્વામીશ્રી એટલું જ બોલ્યા: 'જોગીબાપાના સંકલ્પથી આ થાય છે. બધું એ જ કરે છે.'

## સૌની સાથે રમું હસું

તા. ૧૦/૬ની બપોરે નજરે ચઢેલા શ્રી જયેશભાઈ ગઢિયા આજે દિલ્હી જઈ રહ્યા છે તેની સ્વામીશ્રીને ખબર હોવાથી તેઓએ એ હરિભક્તને પૂછ્યું: 'જમ્યા ?'

'ના.'

આ સાંભળતાં સ્વામીશ્રીએ એક સંતને બોલાવી તેઓને જમાડવાની વ્યવસ્થા કરવા કહ્યું અને બીજા સંતને સૂચના આપી કે 'આ જયેશ સાડા ત્રણ વાગ્યે જવાનો છે, તો આપણી ગાડી લઈને એમાં તેઓને ઍરપોર્ટ પર મૂકી આવજો.'

સ્વામીશ્રીની આ દરકારને સૌ વાગોળી રહેલા ત્યાં જ વિશ્રામની પૂર્વતૈયારી રૂપે પલંગ પર બિરાજેલા તેઓ બે ઓશીકાંમાંથી એકને કાઢીને મસ્તકના પાછળના ભાગમાં મૂકવા ગયા. તે જોઈ સંતોએ કહ્યું: 'એને બાજુમાં મૂકો ને!'

'ના, ઉપર બરાબર છે. પડખું ફરીએ ત્યારે ઉપરની બાજુએ માથું ભટકાય છે.' આમ કહેતાં, સ્વામીશ્રી એક ઓશીકાભેર સૂતા ત્યારે સંતો સાથે હળવી વાતો શરૂ થઈ. તેમાં કો'ક રમૂજમાં બોલ્યું: 'બાપા! પહેલાં આપ બે-ત્રણ ઓશીકા રાખતાં. તેમાંથી એક ઓશીકા પર આવી જવું એ સિદ્ધિ કહેવાય.'

'આપણી પાસે તો કેટલીયે સિદ્ધિઓ છે, પણ કોણ જુએ છે!'

'જાહેર કરવા માંડો ને!'

'જાહેર કરીએ તો લોકો જીવવાયે ન દે.'

'એવું હોય તો નજીકનાને કહેવું.'

'નજીકનાને કહીએ તો વધારે પ્રચાર કરે.'

'સાથે ક્યાં આવવાનું છે? વાપરતા રે'વું. આ તો વાપરો તેમ વધે.'

'પણ લોકો સુખ ન લેવા દે. જુઓને, અત્યારેય લોકો આવ્યા જ કરે છે ને! બેઠા હોઈએ કે ઊભા, સૂતા હોઈએ તોય બધા આવ્યા જ કરે છે.'

'અમુક ટાઈમે બારણાં બંધ જ કરી દેવાં.'

'એ બિચારાઓને કામ હોય ને!'

'પણ આપણે ક્યાં નવરા છીએ?'

'આપણે તો નવરા જ છીએ ને! બીજું શું કામ છે?'

'લ્યો, આખી દુનિયાનું તો કામ લઈને બેઠા છો.'

'તો દુનિયામાં એવાયા (આવનારા) આવી ન ગયા?'

આ વાર્તાલાપમાંથી સ્વામીશ્રીની કંઈક વિશેષતાઓ સરી રહી. અનેક સિદ્ધિઓના સ્વામી હોવા છતાં પોતાનાં બારણાં અખંડ ઉઘાડાં રાખી તેઓ સૌના સ્વજન બનીને રહેલા.

તેથી જ તા. ૧૧/૬ની સવારે સહકુટુંબ દર્શન કરવા આવેલા મહુવાના કાકુભાઈને સ્વામીશ્રી સાથે સમૂહછબી પડાવવાની ઇચ્છા થઈ આવી, પરંતુ પરિવારજનોની સંખ્યા જોતાં ફોટાની ફ્રેમમાં બધાનું એકસાથે આવવું મુશ્કેલ થઈ પડ્યું. તે જોઈ સ્વામીશ્રીએ પેલા વડીલને 'મારી જોડે બેસો' કહી પોતાની ગાદી પર જ બેસાડી દીધા. આ રીતે ફોટો પડાવ્યા પછી તેઓ બોલ્યા: 'લો, હવે કાયમની જોડી થઈ ગઈ.'

સ્વામીશ્રીનો આ વહાલભર્યો વર્તાવ સૌને મુગ્ધ કરી ગયો.

ખરેખર, *'સંપૂર્ણ દિવ્યતા ધારી, સામાન્ય થઈને વસું; ધૂળમાં આ ધરાની હું, સૌની સાથે રમું હસું...'*ની રીત રાખી હતી સ્વામીશ્રીએ!

## કણેકણ અને ક્ષણેક્ષણનો મહત્તમ ઉપયોગ

તા. ૧૧/૬ની રાત્રે યોગી શતાબ્દીની સેવા માટે યોજાયેલી મુંબઈના આમંત્રિત ભક્તોની ખાસ સભા બાદ એક-એકને મળી રહેલા સ્વામીશ્રીને કેયૂર વોરા નામના બાળકે પૂછ્યું: 'બાપા! સ્વામિનારાયણ ભગવાન તમારી સાથે કેવી રીતે બોલે છે?'

'તું મારી જોડે વાત કરે છે એ રીતે!' સ્વામીશ્રીએ જણાવ્યું.

તેઓને ભગવાનનો અખંડ અને સહજ સાક્ષાત્કાર.

આ સ્થિતિમાં વર્તતા સ્વામીશ્રી તા. ૧૨/૬ની સવારે સાડા અગિયાર વાગ્યે દાદરમાં જ આવેલા ડૉ. દીક્ષિતના દવાખાને પધાર્યા.

અહીં તેઓના કેટલાક ઍક્સ-રે પાડવાના હતા, પરંતુ તેની પૂર્વ-તૈયારીમાં થોડો સમય જાય એમ હોવાથી સ્વામીશ્રી પ્રતીક્ષાકક્ષમાં બેસી પત્રો વાંચવા લાગ્યા. થોડી વારમાં ઍક્સ-રે પડાવવા માટે ઊભા થવાનું કહેણ આવ્યું ત્યારે સ્વામીશ્રી પત્ર વાંચતાં વાંચતાં જ ઊભા થયા. એટલું જ નહીં, એ જ અવસ્થામાં તેઓ મશીન સુધી પહોંચ્યા. અત્રે ઍક્સ-રે પડ્યો તેટલા સમય સુધી તેઓએ પત્રને અળગો કર્યો, પરંતુ પાંચ ઍક્સ-રે લેવાના હોવાથી વચગાળામાં મળતી ગણતરીની સેકન્ડોમાં પણ સ્વામીશ્રી પત્રો વાંચતા રહ્યા !

કર્મઠતાની આ કક્ષા સાથે સ્વામીશ્રીએ તા. ૧૪/૬થી તેઓની ૧૩મી વિદેશયાત્રાનો પ્રારંભ કર્યો.

આ પ્રવાસના પ્રારંભિક તબક્કામાં તેઓ સાથે મહંત સ્વામી સહિત ૨૩ સંતો હતા. તે સૌ લંડન પધારતાં જ સ્થાનિક ભક્તોએ ઉમળકાભેર સ્વાગત કર્યું. પરંતુ સ્વામીશ્રીએ તેઓના ભાવની સાથે બીમારી પણ ગ્રહણ કરી લેતાં બે-ત્રણ દિવસ તબિયત ઢીલી રહી. તેથી તા. ૧૬/૬ની સાંજે આગેવાન ભક્તોએ સ્વામીશ્રીને હળવા મિજાજમાં કહ્યું : 'બાપા ! તાવ કાઢો. અહીં આવો ત્યારે આ બધું લેતા નહીં આવવાનું.'

'તાવ આવે તો કહેવા થાય ને કે 'મને પણ તાવ આવે છે.' પેલો (આવનારો) ફરિયાદ કરતો મટે.'

આમ, ગમ્મત-ગુલાલ વેરતા સ્વામીશ્રીના ઓરડામાં મૂકવા માટે ફૂલના એક વેપારી શ્રી મસરાની ફૂલદાનીમાં ફૂલો સજાવી લઈ આવતા. તેઓને તા. ૧૭/૬ના રોજ સ્વામીશ્રીએ પૂછ્યું : 'ફૂલો બહુ સુંદર છે. કેટલામાં વેચો છો ?'

'આપણે તો હૉલસેલનો વેપાર છે. આપના માટે જાતે બનાવીએ છીએ.'

'રોજ લાવો છો ?'

'ના, બે દિવસે. પછી ઠાકોરજી પાસે રાખીએ.'

'આ ફૂલો કેટલા દિવસ ચાલે ?'

'આમ તો અઠવાડિયું, પણ આપના રૂમમાં નવું લાગે ને દૃષ્ટિ પડે તો કલ્યાણ થાય તે માટે બે દિવસે બદલીએ છીએ.'

'અહીં પણ અઠવાડિયું રાખવું. એ જ સેવા. તમારી બીજી સેવા થાય

ને !' સ્વામીશ્રીએ કહ્યું.

કોઈ પણ વસ્તુના વપરાશ વિષે હંમેશાં ઊંડું વિચારતા સ્વામીશ્રી કણેકણ અને ક્ષણેક્ષણ – બેયને નિચોવવાનું શીખેલા.

## સમજી લ્યો સાનમાં, ભજન કરો તાનમાં

તા. ૧૭/૬ના રોજ રવિવાર હોવાથી નાદુરસ્ત તબિયતમાં પણ સ્વામીશ્રીએ રવિસભા બાદ સૌને વ્યક્તિગત દર્શનનો લાભ આપ્યો. તેથી તેઓ પરવાર્યા ત્યારે રાત્રિના નવ વાગી જતાં સભા-વ્યવસ્થાના યુવકોએ કહ્યું : 'બાપા ! બહુ સમય થયો. આપ થાકી ગયા હશો.'

'તમે સેવા કરો છો, ઊભા રહો છો ને ! એ જોઈને અમારો થાક ઊતરી જાય છે.'

સ્વામીશ્રીના આ સ્નેહસભર શબ્દો સાંભળી યુવકોનો થાક પણ તત્ક્ષણ ઊતરી ગયો. સ્વયં થાકવું નહીં અને કોઈને થાકવા દેવા નહીં – આ હતી સ્વામીશ્રીની શૈલી.

તે અનુસાર વર્તતા તેઓ તા. ૧૮/૬ની સવારે નિસડનના નોર્થ સરક્યુલર રોડની ઉત્તરે ક્વિન્ટન માર્ગ પર આવેલી જમીન પર જઈ પહોંચ્યા. મંદિર માટે સંપાદિત થયેલી આશરે છ એકરની આ વિશાળ ભૂમિના ખૂણે-ખૂણે પહોંચી સ્વામીશ્રીએ સઘળું નિરીક્ષણ કર્યું.

ત્યારબાદ વિલ્સડનમાં બનેલા સ્વામિનારાયણ મંદિરમાં દર્શન કરી આપણા મંદિરે પરત ફરેલા તેઓ સમક્ષ તા. ૨૦/૬ની બપોરના ભોજન વખતે દિનકરભાઈએ પંક્તિ લલકારી : *'હામ ઘણી હૈયે પ્રભુ પ્રગટ મળવા કાજ...'*

આ સાંભળી સ્વામીશ્રી બોલ્યા : 'અલ્યા, પ્રગટ મળ્યા તો ખરા ! હવે શું છે ? હજી કંઈ આગળ છે ?'

તેઓના શબ્દોમાં *'સમજી લ્યો સાનમાં, ભજન કરો તાનમાં...'*નો રણકો હતો.

## સેવાધારીને દંડવત્ પ્રણામ

તા. ૨૪/૬, રથયાત્રાના દિવસે સવારે દસ વાગ્યે લંડનના નૂતન મંદિરની ખાતવિધિનો મંગલ પ્રારંભ સૂચવતી ઘંટડીનો રણકાર થયો, ત્યારે તો નિસડનની આ ભૂમિ પર બ્રિટિશ પાર્લામેન્ટના કંઈક સાંસદો તથા બ્રેન્ટના

મેયર સહિત સાતેક હજાર ભાવિકો મહાપૂજામાં ગોઠવાઈ ચૂકેલા. આજે વરસાદ વરસવાની હવામાન ખાતાની આગાહી પર સ્વામીશ્રીના દૃઢ સંકલ્પે પાણી ફેરવી દીધું હોવાથી વાતાવરણ ખુશનુમા હતું.

તેની વચ્ચે એક કલાકના વિધિ બાદ ગર્તમાં પધારેલા સ્વામીશ્રીએ રજત-કળશ અને પંચરત્ન તથા કૂર્મ, પૃથ્વી, અનંતનાં પ્રતીકોનું સ્થાપન કર્યું. તે સાથે તેઓના હસ્તાક્ષરથી અંકિત ભોજપત્ર પણ ૩૨ ફૂટ ઊંડા ગર્તમાં મૂકવામાં આવ્યું. તેને અનુસરતાં, ૩૦૦ યજમાનો અને આમંત્રિતોએ ઈંટ, સિમેન્ટ, રેતીને પધરાવ્યાં. આ વિધિ પછી યોજાયેલી સભામાં મહાનુભાવોનાં વક્તવ્યો બાદ સ્વામીશ્રીએ પણ ઉત્સાહભેર આશીર્વાદ પાઠવ્યા.

આ રીતે નિર્વિઘ્ને ખાતમુહૂર્ત કરીને મંદિરે પધારેલા તેઓએ પાર્કિંગ વિભાગના સ્વયંસેવકોને વૉકીટૉકી પર આશીર્વાદ આપતાં કહ્યું: 'સમૈયાનો લાભ છોડી તમે સેવામાં ઊભા રહ્યા તો મહારાજ તમને અક્ષરધામમાં લઈ જાય તે આશીર્વાદ છે. અમારે તમારો આભાર માનવાનો.' આ યુવકો માટે સાટા-જલેબીનો પ્રસાદ મોકલાવતાં પણ સ્વામીશ્રીએ વૉકીટૉકીમાં જણાવ્યું: 'આ પ્રસાદી મોકલીએ છીએ તો તમે જમજો. તમે સેવા કરો છો તો તમને અમારા દંડવત્ પ્રણામ છે.'

દેશ હોય કે પરદેશ – સેવા કરનારા પર તેઓ વરસી પડતા.

## સમગ્ર ભારતીય સમાજના પ્રમુખ

લંડનમાં રથયાત્રા ઊજવી આગળ વધેલો સ્વામીશ્રીનો ધર્મરથ તા. ૨૫/૬ના રોજ ન્યૂયોર્ક આવી પહોંચ્યો. અહીંથી તા. ૨૭/૬ના એક દિવસ માટે વૉશિંગ્ટન ગયેલા તેઓ અત્રે શિકાગો અને ટેક્સાસના સેનેટરોને મળી પુનઃ ન્યૂયોર્ક પધાર્યા.

અહીં તા. ૨૮/૬ની સાંજે ડૉ. હર્ષદભાઈ ભટ્ટના ઘેર બિરાજેલા સ્વામીશ્રી એક હરિભક્તને મીઠો આવકાર આપતાં બોલ્યા : 'આવો, સોનાવાલા !'

'સ્વામી ! હું આપના માટે નવી ગાડી લઈને સીધો જ અહીં આવ્યો છું.'

'પણ કેમ નવી ગાડી લીધી ? જૂની સારી. લોકોને થાય ને કે 'સ્વામી જૂની ગાડીમાં બેસે છે.' અમારો મોભો પડે.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓને મન મોભાના માપદંડ જ જુદા.

તે સાથે વિચરતા તેઓ તા. ૩૦/૬ની સાંજે મેનહટનના ૧૧મા એવેન્યૂ

પર આવેલા જેકોબ જેવીટ્સ કન્વેન્શન સેન્ટરમાં પધાર્યા ત્યારે ૩૫૦૦ની બેઠક-ક્ષમતા ધરાવતું આ સુવિધાસજ્જ સભાગૃહ ભરચક થઈ ગયેલું. જે પ્રસંગ માટે સ્વામીશ્રી અમેરિકા પધારેલા તે અવસરની નોબત અહીં ગડગડી રહેલી. યોગી શતાબ્દી ઉપક્રમે આગામી વર્ષે અમેરિકામાં કલ્ચરલ ફેસ્ટિવલ ઑફ ઇન્ડિયા (CFI) ઊજવાવાનો હતો. તેના 'કિક ઑફ સેરેમની'ને માણવા આજે શ્રોતાવર્ગમાં અનેક નામાંકિત અગ્રણીઓની હાજરી સૌનું ધ્યાન ખેંચતી હતી.

તેઓની નજર સમક્ષ સ્વામીશ્રીના આગમન સાથે જ દૃશ્ય, શ્રાવ્ય અને ગાન-વક્તવ્યનાં માધ્યમોથી કાર્યક્રમોની શૃંખલા સરકવા લાગી. તે દ્વારા સૌને આગામી ઉત્સવની ઝાંખી મળી. તે જોઈ પ્રભાવિત થયેલા વિખ્યાત જૈનમુનિ શ્રી સુશીલકુમારજી તો બોલી ઊઠ્યા :

'પરમ પૂજ્ય પ્રમુખસ્વામી કેવળ હિંદુ ધર્મની વિવિધ શાખાઓના પ્રમુખ નથી, પણ સમગ્ર ભારતીય સમાજના પ્રમુખ છે. આપણે ભારતને એક કરવા માંગીએ છીએ તો તે માટે આપણને પ્રમુખસ્વામીનું નેતૃત્વ સાંપડ્યું છે. તીર્થંકરે તપ-ત્યાગથી, રામ અને કૃષ્ણે કર્મયોગથી ભારતને માર્ગ બતાવ્યો છે. હવે કોઈ આવે અને ભારતીય સંસ્કૃતિને દોરે એ માટે રાહ જોવાય છે. ભગવાનની કૃપાથી ભારતીય સંસ્કૃતિને રાહ ચીંધી શકે, દોરી શકે, એવા એક પુરુષ આપણને મળ્યા છે અને તેમનું નામ છે પ્રમુખસ્વામી. આધ્યાત્મિક પુરુષ પ્રમુખસ્વામીને અનુસરો તો માર્ગ મળશે.'

એક માન્યવર મુનિના આ અભિપ્રાયને ઉપસ્થિત જનમેદનીએ તાળીઓના ગડગડાટથી વધાવી લીધો. તેના અંતે સ્વામીશ્રીએ પોતાના આશીર્વાદમાં ઉત્સવનો હેતુ સ્પષ્ટ કરતાં સૌનાં મનમાં આગામી CFIનું કલ્પનાચિત્ર ખડું થઈ ગયું. સૌ આતુરતાથી સન ૧૯૯૧ના જુલાઈ મહિનાની પ્રતીક્ષા કરવા લાગ્યા.[૫૨]

## આ કાર્યમાં જે ભળ્યા તે માથાના મુગટ

સી.એફ.આઇ.ની આલબેલ પોકારતી સભા બાદ તા. ૧/૭થી ન્યૂયોર્કની



૫૨. ભારતીય સાંસ્કૃતિક મહોત્સવના આ પ્રારંભપર્વનો આહ્લાદ અનુભવવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...

ફ્રાન્સિસ લૂઈસ શાળામાં આરંભાયેલી ત્રિદિવસીય બાળ, યુવા, વડીલ શિબિરમાં સ્વામીશ્રી યથાવકાશે વરસતા.

આ ક્રમમાં તા. ૩/૭ની બપોરે યોજાયેલા સમાપન-સત્રમાં માર્ગદર્શન આપતાં તેઓએ જણાવ્યું : "આવતીકાલે જ ઉત્સવ છે – એમ વિચારી આયોજન કરવાનું છે. દેશમાં, બીજા દેશમાં વાત પહોંચે કે 'યોગીજી મહારાજ એક સંત થઈ ગયા !' સેવા કરવામાં ગ્લાનિ આવી જાય પણ એ ગૌણ છે. જે કાર્ય જે સમયે મળ્યું એમાં આગળ ધપવાનું જ છે. વિભાગો પાડ્યા છે પણ આપણે સૌ એક છીએ. એકબીજામાં દખલગીરી ન કરીએ પણ અનુકૂળ થઈએ. ભૂલો થવાની, પણ જોવાનું નહીં. અખંડ આત્મારૂપે રહીને સેવા કરીએ તો વિઘ્ન નથી. સેવા વખતે જ્ઞાનની ડગલે ને પગલે જરૂર પડશે. સાંખ્ય-વિચારની પણ જરૂર પડશે. 'આ બોલી ગયો' એ ભૂલી જવાનું. ભગવાનના સંબંધે સંબંધ. આ કાર્યમાં જે કોઈ ભળ્યા તે માથાના મુગટ. મહિમા, જ્ઞાન અને સાંખ્યવિચાર – આ ત્રણ મુખ્ય રાખી સેવા કરવી."

સેવાધર્મની આ રીત શિખવાડી સ્વામીશ્રી રમણભાઈ પટેલના ઘેર ઉતારે પહોંચ્યા ત્યારે બપોરના બે વાગી ચૂકેલા. અહીં હજી ભોજન લેવાનું બાકી હતું તોય તેઓએ એક ભક્તને મુલાકાત આપી. તેઓની વિદાય બાદ પણ સ્વામીશ્રીએ હાથમાં માળા લીધી. તે જોઈ સંતોએ પૂછ્યું : 'કેમ અચાનક માળા ફેરવવા મંડ્યા ?'

'આજે એકાદશી છે એટલે માળા ફેરવીએ તો ભજન થાય.'

'આપે તો માળા બહુ ફેરવી છે.'

'ક્યાં બહુ ફેરવી છે ? હજુ તો ઘણી ફેરવવાની બાકી છે.' સ્વામીશ્રી બોલ્યા.

બપોરે સવા બે વાગ્યે પણ તેઓને ભૂખ ભોજનની નહીં, ભજનની લાગેલી !

## અક્ષરધામ સુધી બદલવા નહીં

'આપણે મૂળ ભારતના છીએ તો આપણો દેશ શું છે, સ્વામિનારાયણ સંપ્રદાય શું છે, સંતોનું જીવન શું છે, તેનો ખ્યાલ આવવો જોઈએ...' – પરદેશમાં ઊછરતા ભારતીય બાળકો-કિશોરો માટે સ્વામીશ્રીનો આ ઉપદેશ રહેતો. તેને ઝીલી દર વર્ષે વેકેશનના દિવસોમાં પરદેશના સત્સંગની ઊગતી

પેઢી માટે ભારતયાત્રાનું આયોજન ગતિશીલ થયેલું. આ યાત્રાથી બાળકો-કિશોરો પોતાનાં મૂળિયાં સાથે જોડાતા. દૂરગામી અસરો નિપજાવનારી સ્વામીશ્રીની આ દેણ. તે અનુસાર આ વર્ષેય ભારત જવા નીકળી રહેલા ૪૨ બાળકોને તા. ૪/૭ની સવારે આશીર્વાદ આપી સ્વામીશ્રી પણ તા. ૫/૭ની સાંજે કેનેડા જવા તૈયાર થયા.

તે માટે લગ્વાર્ડિયા ઍરપોર્ટ પર સમયસર આવી ગયેલા તેઓ વિમાનને ઊપડવાની વાર હોવાથી પ્રતીક્ષાલયમાં બેઠા. અહીં તેઓએ લગ્વાર્ડિયાની 'રઘવાયા' કહી રમૂજ કરતાં જણાવ્યું: 'આ રઘવાયા ઍરપોર્ટ છે. અમે ગયે વખતે અહીં ઊતર્યા તે પાયલોટ જાણે રઘવાયો થયો હોય એમ એટલું ઝડપથી ઉતાર્યું કે હચમચાવી નાંખ્યા.'

સ્વામીશ્રી આમ વર્ણવી રહેલા ત્યારે જ ઊડેલા એક વિમાનને જોઈ કો'કે કહ્યું: 'આ પ્લેન આપણું નથી.'

'આપણું ક્યાં કંઈ છે જ ! ભગવાન અને સંત જ આપણા છે.'

આટલો બોધ આપી સ્વામીશ્રીએ ઉમેર્યું: 'આપણે તો ખાલી બેસવાનું જ છે, એમાં આપણું મનાઈ જાય. જમીન જોવા જઈએ ત્યાં પણ બતાવતી વખતે કહે, 'આ આપણી હદ.' એલા, પણ હજી જોવા આયા છીએ. લીધી ક્યાં છે ? પણ 'આપણી...' આમ મમત્વ થઈ જાય. પણ આપણું કોઈ નથી. *કોઈ કોઈનું નથી રે, કોઈ કોઈનું નથી રે...*'

સાંખ્યની આ શીખ આપતાં હવાઈમાર્ગે બફેલો પહોંચેલા સ્વામીશ્રી અહીંથી નાયગ્રા ધોધને દૃષ્ટિમાં લઈ ટોરોન્ટોમાં પોઢ્યા ત્યારે રાત્રિના એક વાગ્યાનો ટકોરો પડ્યો !

અત્રે તા. ૬/૭ની સવારે બેંગાલી કમ્યુનિટી સેન્ટરમાં પ્રાતઃપૂજાનો લાભ આપી, પોણા અગિયાર વાગ્યે એશિયન ટેલિવિઝન નેટવર્કના સ્ટુડિયોમાં પધારેલા સ્વામીશ્રીએ સમસ્ત દેશને ધર્મસંદેશ પાઠવ્યો. તેની સાથે આગામી વર્ષે ઊજવાનારા CFIનો પણ ઉદ્‌ઘોષ કરી, તેઓએ આજની સાંજે બ્રોકપોર્ટ ડ્રાઇવના ઔદ્યોગિક વિસ્તારમાં તૈયાર થયેલા આપણા મંદિરના આંગણે પદાર્પણ કર્યું.

અહીં ગાડીમાંથી ઊતરતાં જ તેઓ બોલ્યા: 'આ આપણી માણસ બનાવવાની ફેક્ટરી !'

તેનો ખૂણેખૂણો નીરખી એજીન કૉર્ટ ઇન્સ્ટિટ્યૂટમાં યોજાયેલી કીર્તન

આરાધનામાં પહોંચેલા સ્વામીશ્રી અત્રે કીર્તનોની રમઝટ વચ્ચે આશીર્વાદ વરસાવી ઉતારે જવા નીકળ્યા.

તે વખતે મોટરમાં વાગી રહેલી ભજનોની કેસેટના સંદર્ભમાં ગાડીચાલક શ્રી કિરીટભાઈ ભોજાણીએ પૂછ્યું : 'સ્વામી ! કેસેટ બદલવી છે ?'

'ના. આ કેસેટ છે તે બરાબર છે, ભગવાનની. બીજી બદલવી નથી. હવે જે મળ્યા છે તેને પકડી રાખવા. અક્ષરધામ સુધી બદલવા નહીં.'

સ્વામીશ્રીએ વાતવાતમાં એકનિષ્ઠાનો એકડો ઘૂંટાવી દીધો.

## મને અત્યાર સુધી ક્યારેય ટેવ પડી નથી

તા. ૭/૭ની સવારે ટોરોન્ટોના નવનિર્મિત મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજની પ્રતિષ્ઠા કરી સ્થાનિક સત્સંગીઓની સેવા સુફળ કરતા સ્વામીશ્રીએ આજની સાંજે એજીન કૉર્ટના સભાગૃહમાં ગુરુપૂર્ણિમાનો સમૈયો ઊજવ્યો.

એ જ રીતે તા. ૮/૭ના રોજ ન્યૂજર્સી આવી ગયેલા તેઓ અહીંના સુઝન પાર્ક હૉલમાં ગુરુપૂનમની ઉત્સવ-સભામાં લાભ આપી, તા. ૯/૭ની સવારે પહોંચ્યા એડિસન. અત્રે મુખ્ય રસ્તાને અડીને ઊભેલી છ એકર ભૂમિ પર સંભવિત મંદિર માટેનો કળશ ઢોળતાં સ્વામીશ્રી રાત્રે ન્યૂયોર્ક પધાર્યા.

અહીં તા. ૧૦/૭ની સાંજે દયાનંદ નાયકના દવાખાને શારીરિક તપાસણી માટે પધારેલા તેઓને આ તબીબે સ્ટ્રેઇન ટેસ્ટ માટે રોલિંગ બેલ્ટ પર ચલાવ્યા. તેમાં પડેલા પરિશ્રમ બદલ ક્ષમા માંગતાં આ ડૉક્ટરે કહ્યું : 'સ્વામીજી ! આપને તકલીફ આપી, પણ અમારું કામ આ છે. પહેલાં દરદીને દુઃખ આપીએ, પછી સુખ.'

'અમારી પણ એ જ ફિલોસૉફી છે.' મંદ સ્મિત વેરતાં આટલું બોલી સ્વામીશ્રીએ ઉમેર્યું : 'જીવનમાં પહેલાં દુઃખ મળે, પછી સુખ.'

જીવનની ફિલસૂફીને આમ ટૂંકમાં જ સ્પષ્ટ કરનારા તેઓ તા. ૧૧/૭ની સવારે મેનહટનમાં આવેલા એક દવાખાને દંતચિકિત્સા માટે જવા નીકળ્યા. આ સમયે ચાલતી થયેલી વાતોમાં દવાઓ અંગે જુદા જુદા ડૉક્ટરોના જુદા જુદા મતનો વિષય ચર્ચાયો. તે વખતે હમણાં જ શરૂ થયેલી એક નવી ગોળીના સંદર્ભમાં સ્વામીશ્રીએ યોગીચરણદાસ સ્વામીને પૂછ્યું : 'આ નવી દવાથી કોઈ વાંધો, નુકસાન તો નથી ને ?'

'તેમાં થોડું ટ્રાન્ક્વીલાઇઝર આવે. તેનું ખાસ કંઈ નુકસાન નહીં, પણ

સમય જતાં આ ટ્રાન્ક્વીલાઈઝરની ટેવ પડી જાય.'

આ સાંભળતાં જ સ્વામીશ્રી બોલ્યા: 'મને અત્યાર સુધી ક્યારેય ટેવ પડી નથી. કોઈ વાતની ટેવ નથી પડી.'

તેઓના આ શબ્દોમાંથી 'જેમ સિંહ બકરાને પકડે છે તેની પેઠે અંતઃકરણને હું પકડું છું...'[૫૩] એ શ્રીજીની સિંહગર્જનાનો ઘેરો સાદ સૌને સંભળાઈ રહ્યો.

## ભજન કરવું છે તેને બધું જ ફાવે

તા. ૧૨/૭ની સવારે સ્વામીશ્રી ન્યૂયોર્કના મંદિરે પ્રાતઃપૂજા કરવા બિરાજ્યા ત્યારે બાળકો શ્લોક, કીર્તન, સાખી વગેરે લલકારવા માંડ્યા. આ ક્રમમાં ભક્તચિંતામણિ ગ્રંથના બીજા પ્રકરણની પંક્તિઓનું ગાન પણ શરૂ થયું. તે સાંભળી સ્વામીશ્રીની મુખમુદ્રા પર આછેરું સ્મિત તરવરવા માંડ્યું.

આ વખતે જ *'આનંદિત આત્મા છે આપ...'* કડી ગાતો એક બાળક ભૂલ્યો. તેથી તે અટક્યો ત્યારે પંક્તિપૂર્તિ કરતાં સ્વામીશ્રી બોલ્યા: *'...નિર્લેપ નિર્દોષ નિષ્પાપ.'*

ભક્તચિંતામણિના બીજા પ્રકરણમાં વર્ણવેલા સંતના સદ્‌ગુણો તો તેઓના હોઠે નહીં, પણ હાડોહાડમાં! તેમાંથી જ નીકળેલો ઉદ્‌ગાર સાંભળી સભામાં આનંદની લહેર ફરી વળી.

તેના સંગે સંપન્ન થયેલી પ્રાતઃપૂજા બાદ તા. ૧૩/૭ની બપોરે એક વાગ્યે બોસ્ટન પધારેલા સ્વામીશ્રી અત્રે ડૉ. વી. સી. પટેલના ઘેર જે સોફા પર બિરાજ્યા તે સાંકડો લાગતાં સંતોએ પૂછ્યું: 'બાપા! ફાવશે?'

'ઢેફામાં બેસતા હતા તેના કરતાં તો સારું જ છે!' આમ કહેતાં સ્વામીશ્રી બોલ્યા: 'સાધુને એવું હોય જ નહીં કે આવું ફાવશે ને તેવું ફાવશે. ભજન કરવું છે તેને બધું જ ફાવે. માટે ભજન કરી લેવું.'

ભજનની આ અલમસ્તાઈ સાથે તેઓએ તા. ૧૪/૭ની સવારે બોસ્ટનના નવનિર્મિત મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજ પ્રતિષ્ઠિત કર્યા. તેથી માર્લબરો રોડ પર આવેલું આ શ્વેતવર્ણનું મંદિર વૃક્ષોની લીલી પિછવાઈમાં શાંતિના પ્રતીક સમું શોભી રહ્યું. આ નિમિત્તે આજની સાંજે હડસન હાઈસ્કૂલમાં યોજાયેલી સભામાં મેસેચ્યુસેટ્‌સના ગવર્નર વતી સ્થાનિક સેનેટરે અર્પણ કરેલું

૫૩. વચનામૃત ગઢડા પ્રથમ પ્રકરણ ૧૮.

સન્માનપત્ર સ્વીકારનારા સ્વામીશ્રી તા. ૧૫/૭ની બપોરે સાડા બાર વાગ્યે ન્યૂયોર્ક આવી ગયા.

અહીં તેઓ દર્શન બાદ દંડવત્ કરવા ઝૂક્યા ત્યારે સંતોએ કહ્યું: 'બાપા! રાખો હવે. અમે પાંચ દંડવત્ આપના વતી કરી લઈશું.'

પરંતુ, 'જે ખાય તેની ભૂખ જાય' કહેતાં છ દંડવત્ કર્યા બાદ સ્વામીશ્રી બોલ્યા: 'બોસ્ટનમાં ભગવાન બેસી ગયા અને આપણને સુખરૂપે અહીં પહોંચાડી દીધા એટલે દંડવત્ કરવા પડે. માણસ હોય તેને પણ 'થેંક યુ' કહે છે તો આપણે ભગવાનને 'થેંક યુ' કરવું પડે ને! આપણને દર્શન દેવા ઠાકોરજી જાગતા રહ્યા!'

સ્વામીશ્રીના મુખેથી ભક્તિની સરવાણી ફૂટી નીકળી.

## ... એમ બોલવું એ અસેવા છે

તા. ૧૬/૭ની બપોરે આરામમાં પધારી રહેલા સ્વામીશ્રીએ પોતાના પલંગ પર પડેલા એલાર્મ ઘડિયાળને જોઈ પૂછ્યું: 'આમાં વધારે સમય કેમ બતાવે છે?'

'એ તો મારું ઘડિયાળ છે. વહેલા ઊઠવા માટે પંદર મિનિટ આગળ મૂક્યું છે.'

સેવકની આ સ્પષ્ટતા સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'મને સૂવામાં વહેલું-મોડું થાય એનો વાંધો નથી, પણ ઊઠવાનો ખૂબ ખટકો રહે.'

આવી જ ખટક તેઓને ધર્મપાલનમાં. તેથી જ આજની રાત્રે સભા બાદ મંદિરેથી ઉતારે જતાં સ્વામીશ્રીએ સંતોને કહ્યું: 'ભ'ઈ! ગ્રહણ આવે છે. મેં વાંચ્યું ત્યારે ખબર પડી.'

'ગ્રહણ થવાનું છે, પણ અહીં દેખાવાનું નથી.'

સંતોનો આ ખુલાસો જાણી સ્વામીશ્રી બોલ્યા: 'રોજ સવારે તિથિ વગેરે જોઈ જ લેવું, નહીં તો બધું જતું રહેશે.'

આ રીતે સૌને સભાન રાખતા તેઓએ તા. ૧૮/૭ની બપોરે બાર વાગ્યે મંદિરમાં એકત્રિત થયેલા યુવા કાર્યકરોને પણ સાબદા કરતાં જણાવ્યું: 'યુવકોને સમજાવવાનું એક માનસ ઊભું કરવું એ આપણું જ કામ છે. વડીલો માટે બોલે નહીં. અનુકૂળતા થઈ કે ન થઈ, સેવા કરવાની જ છે. વડીલોને પણ કંઈ સ્વાર્થ છે? એમાં અનુકૂળ થઈ જેટલું કામ થતું હોય એટલું કરવું.

આપણે જ યુવકોને સમજાવવું...'

સ્વામીશ્રી આમ વાત કરી રહેલા ત્યાં જ પ્રવેશેલા શ્રી કનુભાઈએ કહ્યું : 'પણ બાપા ! શું કહેવું એ ખબર નથી પડતી.'

આ સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'હું નહીં કરું – એમ બોલવું એ અસેવા છે. એક વખત કામ આરંભ્યું પછી 'હું નહીં કરું' એમ નહીં. કઈ રીતે કામમાં ઉકેલ લાવવો એ વિચારવાનું. હવે તો પાર થયે જ છૂટકો. ક્યારેક સફળતા મળે, ન પણ મળે. ક્યારેક સંજોગવશ સાચી ઇચ્છા પણ પૂરી નથી થતી. માટે બંને બાજુ સમજણ કેળવવી પડે. તમારે યુવકો પાસે પણ કામ લેવાનું એટલે બાંધછોડ કરતા રહેવું પડે.'

'પણ સ્વામી ! ચર્ચામાં વડીલો જ મીટિંગ છોડીને ચાલ્યા જાય...'

'એ સ્વભાવ જાણી રાખવો, પછી દુઃખ ન થાય. અમારે શાસ્ત્રીજી મહારાજના વખતમાં એક હરિભક્ત મોટા હતા, પણ મીટિંગમાં વાત ચાલે ને કંઈક થાય તો ટોપી મૂકીને ઊભા જ થાય ! 'એને લાગણી નથી, સેવા નથી,' એમ ન કહેવાય.'

વર્ષોના અનુભવથી રસબસ માર્ગદર્શન સ્વામીશ્રીના મુખેથી સરી પડ્યું.

## આ તો મિત્રતાની વાત

તા. ૧૮/૭ની બપોરે ઠાકોરજી જમાડ્યા બાદ સોફા પર બિરાજેલા સ્વામીશ્રીએ તેઓની પાસે આવેલા બાળક માર્કંડેયને પીઠ પર ધબ્બો મારી આશીર્વાદ આપ્યા. તેઓની આ ચેષ્ટાનું અનુકરણ કરતાં એ બાળકે પણ સ્વામીશ્રીની પીઠ થાબડી !

તે જોઈ એક સંતે તેને પ્રેમથી કહ્યું : 'આપણે બાપાને આશીર્વાદ ન અપાય. ભૂલ થઈ ગઈ ! હવે દંડવત્ કરી લે.'

આ સૂચનાને અનુસરતાં એ બાળક દંડવત્ કરવા નમ્યો, પણ તેના પક્ષકાર બનતાં સ્વામીશ્રી જ બોલ્યા : 'ના, હં... આશીર્વાદ અપાય.'

આ સાંભળતાં જ, દંડવત્ કરવાનું પડતું મૂકી સ્વામીશ્રી પાસે દોડી ગયેલા એ બાળકે તેઓની પીઠ પર પુનઃ થપ્પો માર્યો.

આ જોઈ પેલા સંતે ફરી પૂછ્યું : 'કેમ આશીર્વાદ આપ્યા ?'

'મેં ક્યાં આશીર્વાદ આપ્યા છે ? (મેં તો એમણે કહ્યું એમ કર્યું છે.)' બાળક નિર્દોષતાથી બોલ્યો.

ત્યારે સ્વામીશ્રીએ પણ કહ્યું : 'આ તો મિત્રતા હતી, કેમ ?'

સાત વર્ષના બાળક અને સિત્તેર વર્ષના સંત વચ્ચે મિત્રતા ! દુનિયામાં દુર્લભ આવાં દૃશ્યો સ્વામીશ્રીની સરળતા અને પ્રેમાળતાને લીધે સત્સંગમાં તો પળે પળે સર્જાતા રહેતાં.

## મારે કથા-વાર્તાના જ પાશ લગાડવા છે

બોસ્ટનમાં પ્રતિષ્ઠા બાદ સ્વામીશ્રી લંડન ભણી પ્રયાણ કરવાના હતા અને મહંત સ્વામી તથા અન્ય બાર સંતો અમેરિકામાં વિચરવાના હતા, પરંતુ સ્વામીશ્રીનું રોકાણ થોડું લંબાતાં ન્યૂજર્સીમાં પધરામણીઓ કરતા સંતો ન્યૂયોર્કમાં લાભ લેવા આવે તેવું આયોજન ગોઠવાયું.

તે ક્રમમાં તા. ૧૯/૭ની સાંજે એક સંતમંડળ આવી પહોંચતાં સ્વામીશ્રી બોલ્યા : 'લો, તમે વહેલા આવ્યા.'

'શિક્ષાપત્રીનું પારાયણ ચાલે છે ને ! તેનો લાભ મળે.'

'મારે કથા-વાર્તાના જ પાશ લગાડવા છે. એ જ કરાવવું છે.' સ્વામીશ્રીના હૈયેથી તેઓની રુચિ ઊછળી આવી.

આ અભિલાષા સાથે કાર્યરત તેઓએ આજની રાત્રે મુંબઈવાસી પારસી ભક્ત શ્રી જીમીને ફોન જોડાવ્યો. સંપર્ક સધાતાં જ સ્વામીશ્રી આ સત્સંગીને તેઓની પત્નીના અક્ષરવાસ નિમિત્તે આશ્વાસન આપવા લાગ્યા ત્યારે શોકમગ્ન એ મુરબ્બીએ કહ્યું : 'હવે મારું કોઈ નથી.'

'અમે છીએ ને ! મહારાજ-સ્વામી છે.' સ્વામીશ્રી બોલ્યા.

*'અનાથનો એ નાથ...'*નું તેઓનું બિરુદ ક્યારેય મટ્યું નહોતું અને મટવાનું નથી.

## બઢવાની જ વાત, વઢવાની નહીં

તા. ૨૨/૭ની સવારે લોંગ આઈલેન્ડમાં ડૉ. ભાસ્કરભાઈના ઘેર યોજાયેલી કાર્યકર્તાઓની ખાસ સભામાં, આગામી ઉત્સવ અંગે સૌને સતર્ક કરતાં સ્વામીશ્રીએ જણાવ્યું કે –

'ગમે તેવી મુશ્કેલી આવે પણ કામ કરવું જ છે. એમાં મહેમાન થઈને આવવાનું નથી. 'આપણે સગવડ કેમ આપી શકીએ ?' તે વિચારવું, પણ 'અમારી શું સગવડ છે ?' એમ નહીં. વૉલન્ટિયર છીએ તો કામ કરતાં

ટાઈમસર જમવાનું ન થાય તો માનવું કે 'એકાદશી હતી.' આગે બઢો. યાહોમ. બઢવાની જ વાત, વઢવાની વાત નહીં. બહારથી એલ.એ., શિકાગો વગેરે મંડળ આવે, પણ આપણે એક જ મંડળ છે. મહિમાની જ વાત કરવી. વ્યવસ્થા મળે કે ન મળે, કામ કરવું છે, કરવું છે ને કરવું છે.'

સ્વામીશ્રીની આ જુસ્સાદાર વાણી વિરમી ત્યાં જ ઉદ્‌ઘોષકે જાહેરાત કરી કે 'હવે સ્વામીબાપા ઠાકોરજી જમાડવા પધારશે.'

પરંતુ 'હજી અમારે વાર છે. મહંત સ્વામીનું પ્રવચન છે ને!' કહેતાં સ્વામીશ્રી સભા સંપૂર્ણ થયા બાદ જ જમવા બિરાજ્યા.

તે પછી મહંત સ્વામી અહીં અમેરિકામાં જ રોકાવાના હતા અને પોતે આવતીકાલે લંડન જવાના હોવાથી સ્વામીશ્રીએ મહંત સ્વામીના સેવકને સૂચના આપી કે 'પૂજ્ય મહંત સ્વામીની તબિયત સચવાય એ ધ્યાન રાખજો. એ એમના સ્વભાવ પ્રમાણે 'કશું કહેવાનું નહીં' એમ વર્તે, પણ રુચિ હોય તે પ્રમાણે તૈયાર રાખવું. ખટકો રાખીને મગ જમાડજો.'

આ સાથે મહંત સ્વામીને પણ વિનંતી કરતાં સ્વામીશ્રીએ કહ્યું : 'આપે પણ જે રુચિ હોય તે કહી દેવું. શરીર સારું તો સેવા થશે. તમારે શરીરનું એવું...'

તેઓની આ વાતમાંથી નર્યો સંતસ્નેહ જ ઝરી રહ્યો. આ સ્નેહવર્ષાથી અત્રે વિચરણ કરનારા સંતોને પણ ભીંજવી સ્વામીશ્રી આગળ વધ્યા.

## બધાનો પ્રેમ સંપાદન કરીને સેવા કરે તે સાચું

તા. ૨૩/૭નો દિવસ શ્રાવણ માસના પ્રારંભની સાથે સ્વામીશ્રીની વિદાયનો પણ હોવાથી સમગ્ર મંદિર પરિસર ભક્તભીડથી ખીચોખીચ થઈ ગયેલું. તે સૌને પ્રાતઃપૂજા બાદ આશીર્વાદ આપતાં સ્વામીશ્રીએ કહ્યું :

'સત્સંગમાં અમને બોલાવ્યા નહીં, હાર ન પહેરાવ્યા, રહી ગયા, 'પ્રકાશ'માં નામ ન આવ્યું – આવી ઇચ્છાઓ રાખવાની જ નથી. નહીંતર સેવા-સમર્પણ બધું જ થાય, પણ આપણને અંતરમાં બળતરા રહી જાય. ભગવાનના કૉમ્પ્યુટરમાં બધું આવી જ જાય છે. એ ભૂલ ન કરે. આપણે જેના માટે કર્યું એ યોગીબાપાએ પોતાનું આખું શરીર ઘસી નાંખ્યું છે. નોંધ લે કે ન લે એ ઇચ્છા નથી રાખી. જેના પર ભગવાન ને સંતનો રાજીપો એને અનંત કોટિ બ્રહ્માંડ રાજી. એ રાજી નહીં હોય તો દુનિયા ફૂલહાર પહેરાવશે તો પણ શાંતિ નહીં. માટે ખબડદાર રહેવું. આવા વિચાર, સંકલ્પ આવી ન જાય.

બધાનો પ્રેમ સંપાદન કરીને સેવા કરે તે સાચું, પણ ઉદ્વેગ કરીને કરે તે નહીં.'

એકશ્વાસે આ અમૃતધારા વહાવી ઉતારે પધારેલા સ્વામીશ્રી અત્રે અલ્પાહાર બાદ આગામી ઉત્સવ સંબંધી એક મીટિંગમાં બિરાજ્યા. તેમાં ટ્રાન્સપોર્ટની ચર્ચા વખતે પ્રશ્ન આવ્યો કે 'અહીં કોઈ હરિભક્તની ગાડી બીજો ચલાવતો હોય ને કંઈક અથડામણ સર્જાય તો વીમો ન પાકે, એટલે બીજાની ગાડીઓ ઉત્સવમાં નહીં લવાય. વાહનો ભાડે કરીએ તો ખર્ચો ઘણો વધી જાય. તો હવે શું કરવું ?'

આ સમસ્યાથી સૌ મૂંઝાયા, ત્યારે સ્વામીશ્રીએ હળવે રહીને પૂછ્યું : 'અહીં ગાડી ભાડે લાવે છે તેનું કેમ ? તેમાં તો ડ્રાઈવર બદલાતા રહે છે.'

'એ માટે સ્પેશિયલ પરમિટ (ખાસ પરવાનગી) હોય છે.'

'તો આપણને એ ન મળે ?'

સ્વામીશ્રીનો આ સવાલ જાણે સૌની સમસ્યાનું સમાધાન બની રહ્યો ! સૌ બોલી ઊઠ્યા : 'હા, એ ઉપાય ખરો !'

તે સાથે જ માર્ગ મોકળો થઈ ગયો. પણ સૌને આશ્ચર્ય એ થયું કે 'આ ઉપાય અહીં રહેતા આપણા જેવા ભણેલા-ગણેલાઓને કેમ ન સૂઝ્યો ?!'

દેશોદેશના કાયદા-કાનૂન, હિસાબી પદ્ધતિ, બૅન્કિંગ સિસ્ટમ, જમીનોના ગુણ-દોષ, માણસોની રીત-ભાત, સ્થાપત્ય-બાંધકામ વગેરેમાં સ્વામીશ્રી જે રીતે સૂચનો અને નિર્ણયો આપતા તે જોઈ જે તે ક્ષેત્રનો અનુભવી પણ અચંબો પામી જતો.

## આવી ભૂલ ક્યારેય ન કરવી

તા. ૨૩/૭ની રાત્રે લંડન જવા માટે સ્વામીશ્રી જે વિમાનમાં બિરાજ્યા તેણે નવ વાગ્યે રન-વે તરફ ગતિ સાંધી. તે સાથે જ સ્વામીશ્રીએ આરતી-અષ્ટકનું આહ્નિક આરંભ્યું. તે પછી તેઓએ જગાવેલી 'સ્વામિનારાયણ' મહામંત્રની ધૂન, વિમાન ગગનની ગોદમાં ભરાયું ત્યાં સુધી ચાલુ રહી.

આ સમયે રાત્રિના સાડા નવ વાગ્યા હોવાથી સ્વામીશ્રીના વિશ્રામની વ્યવસ્થા કરવામાં સંતો પ્રવૃત્ત થયા. પરંતુ પોઢવા માટે પથારી પર બિરાજતાં જ સ્વામીશ્રીએ પૂછ્યું : 'ચેષ્ટા બોલ્યા ?'

આ પ્રશ્નનો ઉત્તર છવાયેલા મૌને આપી દેતાં સ્વામીશ્રીએ સ્વયં ચેષ્ટા બોલવાનો પ્રારંભ કર્યો.

આ ભક્તિભાવ સાથે તેઓ તા. ૨૪/૭ની સવારે પોણા નવ વાગ્યે લંડન આવી પહોંચ્યા.

અત્રે ઍરપોર્ટ પર એકત્રિત થઈ ગયેલા ભક્તસમુદાયનું અભિવાદન સ્વીકારી મંદિરે પધારેલા સ્વામીશ્રી સ્નાનાદિકથી પરવારી સવા અગિયાર વાગ્યે પ્રાતઃપૂજા માટે બિરાજ્યા. તે જ વખતે કો'કનો ઉત્સાહ ઊછળી આવતાં જયનાદ થયો : 'પૂર્ણ પુરુષોત્તમ પ્રમુખસ્વામી મહારાજની જય...'

આ જયઘોષ હજી તો કોઈ ઝીલે તે પહેલાં જ સ્વામીશ્રીની ટકોર આવી ગઈ કે 'આવી ભૂલ ક્યારેય ન કરવી.'

પ્રાતઃપૂજા પછી પણ આ જ વાતને વધુ સ્પષ્ટ કરતાં તેઓએ કહ્યું :

'ભગવાન તો એક જ સ્વામિનારાયણ. ગુણાતીતાનંદ સ્વામી, શાસ્ત્રીજી મહારાજ, યોગીજી મહારાજ બધા સેવક, ભગવાનના ધારક સંત. આપણે મહારાજને મુખ્ય રાખીને જ કામ કરવાનું છે. અમુકે 'હું જ ભગવાન' કરી મહારાજની મૂર્તિ બાજુમાં મૂકી દીધી તો ઝાઝું ચાલ્યું નહીં. અમુક જણાએ અક્ષરરૂપ થવાનું કાઢી નાંખી મહારાજની મૂર્તિમાં જ રસબસ થવાની વાત કરી તેમાં ગુણાતીતાનંદ સ્વામીનું ખંડન, ઉત્તમ ભક્તનું ખંડન થયું કહેવાય. પણ શાસ્ત્રીજી મહારાજે બહુ જ ચોખ્ખું કર્યું છે. ઉપાસના સાચી, ગુરુ સાચા તો સાચું દેવળ. ત્યાં ઘંટ વાગે, સ્મશાનમાં ઘંટ ક્યાંથી વાગે? માટે આપણે બોલવામાં વિવેક રાખવો. 'ભગવાનનું સ્વરૂપ છે, અખંડ ધારક છે, ભગવાન એના દ્વારા પ્રગટ છે, દર્શન આપે છે, સુખ આપે છે' એમ કહેવામાં વાંધો નહીં. માને બાપની વહુ કહો તો? સત્પુરુષને પુરુષોત્તમ નારાયણ કહો તે બાપની વહુ જેવું.'

સ્વામીશ્રીએ ઉપાસનાનો માર્ગ ચોખ્ખોચમ કરી આપ્યો.

## મર્યાદામાં રહીએ તો સુખ આવે

તા. ૨૫/૭ની સાંજે દર્શને આવેલા ભારતીય ક્રિકેટ ટીમના ખેલાડીઓ કપ્તાન અઝહરુદ્દીન, ઉપકપ્તાન રવિ શાસ્ત્રી, દિલીપ વેંગસરકર, કપિલદેવ, નવજોત સિદ્ધુ, સંજય માંજરેકર, સચીન તેંડુલકર, અનિલ કુંબલે, કિરણ મોરે, નયન મોંગિયા વગેરે સહિત મૅનેજર બિશનસિંહ બેદી, મનોજ પ્રભાકર તથા ડૉ. અલી ઈરાનીએ સ્વામીશ્રીના આશીર્વાદ મેળવ્યા.

તે સૌને પુષ્પહાર પહેરાવવાના ક્રમમાં, સ્વામીશ્રી આ રમતવીરો જે

બસમાં બેસી આવેલા તેના ડ્રાઈવર શ્રી જહોનને પણ ન ભૂલ્યા. તેઓએ એ ચાલકને યાદ કરી બોલાવ્યો. તેનેય ફૂલહાર પહેરાવી આશીર્વાદ આપ્યા. તેઓની આ સમતાસભર સંભાળ સૌને બાઉન્ડ્રી ઓળંગી ગયેલી જણાઈ.

આ જ રીતે આજની રાત્રે સ્વામીશ્રીનો ત્યાગ-વૈરાગ્ય પણ ઝળકી ઊઠ્યો.

આ સમયે શયનાધીન થવા જઈ રહેલા તેઓ પાસે યુવક શ્રી જ્યોતિષ મોજડીની છ જોડ સાથે આવી પહોંચ્યો. તેમાંથી સ્વામીશ્રીએ મરૂન રંગની મોજડી પસંદ કરી ત્યારે પેલો યુવક બોલ્યો : 'બાપા ! બધી જ રાખી લો ને !'

'ના, એક જ. બીજી તમે લઈ જાઓ. એનું અમારે શું કરવું છે? સંગ્રહ કરીએ તો બંધન થાય.'

'પણ સ્વામી ! ભક્તોના ભાવ પૂરા કરવાના ને !'

કો'ક પેલા યુવકની તરફેણમાં આમ બોલ્યું, ત્યારે સ્વામીશ્રીએ જણાવ્યું : 'ભાવ પૂરા કરવા તો આવ્યા છીએ, પણ મર્યાદામાં રહીને કરીએ તો સુખ આવે. માટે આટલું સારું.'

સિદ્ધ છતાં સાવધાની રાખીને વર્તતા તેઓનું જીવન સૌનો આદર્શ બની રહે તેમાં શું નવાઈ?

## 'રાત્રે પ્રાર્થના એક કલાક ચાલે છે'

તા. ૨૬/૭ની સાંજે રોયલ ફ્રી હૉસ્પિટલના બારમા માળે સારવાર લેતા પૂજ્ય સત્યમિત્રાનંદગિરિજીના ખબર-અંતર પૂછી મંદિરે પરત પધારેલા સ્વામીશ્રી અહીં તા. ૨૮/૭ની બપોરે સાડા બાર વાગ્યે પત્ર-વ્યવહારથી પરવાર્યા. તે વખતે થોડે દૂર બેસી દર્શન કરી રહેલા યુવકો શ્રી જીતુભાઈ, કાંતિભાઈ, દિલીપભાઈ, શામજીભાઈ વગેરેને જોઈ તેઓ બોલ્યા : 'નજીક આવો ને ! ત્યાં શું બેઠા છો ?'

આત્મીયતાનું આ આહ્વાન કેટલું વિશિષ્ટ છે ! યુવાનીને આ રીતે સંબોધનારા - સંભાળનારા ધર્મગુરુઓ કેટલા ?

આવી મમતા અને કરુણા જ આ અરસામાં સ્વામીશ્રીની નિદ્રાને વેરણ કરી રહેલી ! તેનો પુરાવો પૂર્યો – તા. ૧/૮ના રોજ તેઓની કલમે લખાયેલા પત્રોએ...

એ ટપાલોમાં સ્વામીશ્રીએ દેશમાં રહેતા સંબંધિત સંતોને જણાવ્યું :

*'વરસાદ માટે ઈંદ્ર સાથે વાટાઘાટ ચાલે છે, સમાધાન શક્ય છે ને*

*મહારાજને પ્રાર્થના કરેલ છે.'*

પરંતુ આ પ્રાર્થના અને વાટાઘાટ માટે તેઓએ પસંદ કરેલો સમય કયો હતો? તેની ભાળ સ્વામીશ્રીના આ લખાણમાંથી મળી રહી:

*'...રાતરે ગોંડળ (અક્ષર) ડેરીમાં બેસી સ્મૃતિ કરી, યોગીબાપાને યાદ કરી, જબરેશ્વર તથા ગુણાતીતાનંદ (સ્વામી), મહારાજને પ્રાર્થના એક કલાક ચાલે (છે). તો હવે સ્વામી-મહારાજ દયા કરશે. હજી શ્રાવણ અડધો છે તેમાં વરસાદ વરસી સુખ-શાંતિ કરશે અને ભાદરવામાં વરસાદ વરસી ભૂખ ટાળશે ને આસોમાં વિદાય લેતાં વરસાદ જતાં-જતાં વરસી આનંદ કરાવશે.'*

દેશના મનુષ્યોને વરસાદની તંગી ન પીડે તે માટે વિદેશમાં વિચરતા સ્વામીશ્રી રાત્રે જાગી-જાગીને એક-એક કલાક સુધી પ્રાર્થના કરતા. આખા દિવસની ભરચક પ્રવૃત્તિમાંથી તો આટલો સમય ન સેરવી શકાય, તેથી તેઓએ રાતને ભાંગવાનું નક્કી કરેલું. આ સમયે તેઓ જાણે અક્ષર દેરીમાં બેઠા હોય તેમ પલંગ પર ટટ્ટાર બેસી મંત્રરટણમાં તલ્લીન થઈ જતા.

તેઓનો આ મધુર સ્વર તા. ૨/૮ની રાત્રે સાડા ત્રણેક વાગ્યાના સુમારે ઓરડામાં સૂતેલા નારાયણચરણદાસ સ્વામીના કાને પડ્યો. તેથી કુતૂહલવશ તેઓએ પલંગ તરફ નજર કરી તો ઢોલિયા પર બેઠા થઈ સ્વામીશ્રી નેત્રો મીંચી 'સ્વામિનારાયણ... સ્વામિનારાયણ...' કરતાં પ્રાર્થનામાં પરોવાઈ ગયેલા. આ રીતે ચારેક વાગ્યા સુધી ધૂન કર્યા બાદ સ્વામીશ્રીએ ચશ્માં પહેરી ઘડિયાળમાં જોયું. તે પછી તેઓ આડે પડખે થવા ગયા ત્યારે પેલા સંતે તેઓને ટેકો ધરતાં જ સ્વામીશ્રી ચમક્યા.

તેઓની ઇચ્છા આ વિગત ગુપ્ત રાખવાની હતી, પરંતુ રહસ્ય ખૂલી જતાં સ્વામીશ્રી સંકોચાયા. તે વખતે સેવકે પૂછ્યું: 'આમ રાત્રે જાગી-જાગીને ધૂન શાના માટે?'

'દેશમાં વરસાદ નથી તો તે પડે એ માટે.'

'કેટલા સમયથી કરતા'તા?'

'હશે કલાકેક.'

'કેટલા દિવસથી આ મંત્રજાપ કરો છો?'

આ પ્રશ્નના ઉત્તરમાં સ્વામીશ્રીએ સેવેલું મૌન તેઓની પરોપકારી પ્રકૃતિનો પડઘો પાડી રહ્યું.

## અક્ષરધામ અહીં છે તે બતાવવું છે

તા. ૪/૮ની રાત્રે ભોજન બાદ પોતાના ઓરડામાં પધારેલા સ્વામીશ્રીએ સામે ઊભેલા યુવક સુભાષને પૂછ્યું : 'મોટો ભાઈ કનુ કેમ દેખાતો નથી?'

'એ તો મંદિરે આવીને દૂરથી દર્શન કરીને જતો રહે. એણે તો આ રૂમ પણ નહીં જોયો હોય.'

'મારે બતાવવો છે. અક્ષરધામ અહીં છે તે બતાવવું છે. બીજે ક્યાંય જતો ન રહે.' પરભાવમાં આવીને સ્વામીશ્રી આટલું બોલી ગયા. તેમાંથી તેઓનાં સ્નેહ અને સામર્થ્ય – બંને છલકાઈ રહ્યાં.

અષ્ટાવરણ પાર રહેલા અક્ષરધામને અહીં ઢૂંકડું કરી આપવાનું ગજું કોનું? અને હજારોની મેદનીમાં એક-એકની આવી દરકાર રાખવાવાળું પણ કોણ?

આવા સ્વામીશ્રી આજે રાત્રે વાળુ બાદ ઓરડામાં આવીને બિરાજ્યા ત્યારે કોઈ મુલાકાતી નહોતું. પત્રો પણ વાંચવાના રહ્યા નહોતા. તેથી જ્ઞાનેશ્વરદાસ સ્વામીએ બે નોટબુક સ્વામીશ્રીને આપી. 'સ્વામિનારાયણ' મહામંત્ર લખવા બે હરિભક્તોએ લીધેલી એ નોટમાં સ્વામીશ્રીના હસ્તાક્ષર કરાવવાના હતા. પરંતુ સ્વામીશ્રી તો તે નોટબુક લઈને વિસ્તારથી આશીર્વાદ લખવા લાગ્યા. ત્યારબાદ તેઓએ પાંચ વાર 'સ્વામિનારાયણ' મહામંત્ર પણ લખ્યો.

તે જોઈ પેલા સંતે કહ્યું : 'સ્વામી! એક વખત લખ્યો હોત તો ચાલત.'

'નવરા છીએ તો લખવા દો ને!' આમ કહેતાં સ્વામીશ્રીએ બીજી નોટબુકને પણ એ જ રીતે પ્રસાદીભૂત કરી. આ નોટબુકમાં તેઓએ 'શ્રીસ્વામિ-નારાયણ' એમ લખતાં પહેલી નોટબુકમાં લખેલા કેવળ 'સ્વામિનારાયણ' નામ આગળ પણ 'શ્રી' ઉમેરી દેવાની સૂચના સ્વામીશ્રીએ પેલા સંતને આપી. આમ, નવરાશનો ઉત્તમ ઉપયોગ કરી તેઓ પોઢવા પધાર્યા.

## જેની કોઈ કિંમત ન કરે એની આપણે કરીએ

તા. ૫/૮ની બપોરે સ્વામીશ્રીના ભોજન દરમ્યાન લંડનમાં થતી મહાપૂજાની વાતો નીકળતાં પૂજારી શ્રી વજુભાઈએ કહ્યું : 'અહીં એક મહાપૂજા કરાવવા ૧૦ પેન્સની સેવા લેવામાં આવે છે.'

આ સાંભળી કો'ક બોલ્યું : 'ઓહોહો! દસ પેન્સ તો બહુ ઓછું

કહેવાય. દસ પેન્સમાં તો અત્યારે કશું ન આવે. એની કશી કિંમત નહીં.'

'જેની કોઈ કિંમત ન કરે એની આપણે કરીએ.' સ્વામીશ્રી બોલી ઊઠ્યા.

પોતાના આ સહજ સ્વભાવ સાથે તેઓએ આજની સાંજે બાર્નેટ કેપ્ટલ સ્ટેડિયમમાં યુવક મંડળે યોજેલા રમતદિનમાં પધારી સૌને ખૂબ આનંદ કરાવ્યો.

આ રમતદિનના અનુસંધાનમાં આજની રાત્રિએ કૃષ્ણપ્રિયદાસ સ્વામી, યજ્ઞચરણદાસ સ્વામી વગેરે સહપ્રવાસીઓએ સ્વામીશ્રીને તેઓના બાલ્યકાળની રમત-ગમત વિષે પૂછ્યું ત્યારે સ્વામીશ્રીએ કહ્યું: 'દોડવાનું, તરવાનું પહેલેથી જ. દોડવામાં કોઈ પહોંચી ન શકે. પતલું શરીર એટલે આગળ જ રહું. રમકડાની જેમ ગમે તેમ ફેરવવું હોય તેમ ફરી જાય.'

આ વાતમાંથી ક્રિકેટની રમતનો ફણગો ફૂટતાં પુછાયું: 'સ્વામી! ગામમાં બે ટીમ પડે ત્યારે આપના માટે ખેંચાખેંચી થતી કે આ મારી ટીમમાં... મારી ટીમમાં...'

'એ તો જે સારું કામ કરે તેના માટે આગ્રહ તો હોય ને!' આમ કહી સ્વામીશ્રીએ ઉમેર્યું : '(ગામની ટીમ વતી) પાદરા સ્કૂલ સાથે રમ્યા હતા. એક વખત જીત્યા ને એક વાર હારેલા. તાલુકા સુધી પહોંચ્યા હતા. જિલ્લા સુધી જવાની વાત હતી ત્યાં તો સાધુ થઈ ગયા.'

શૈશવનાં આ સંસ્મરણો વાગોળતાં આજનો દિવસ વિદાય થયો.

## અમારે તો એટલું જ જોઈએ કે...

તા. ૬/૮નો દિવસ રક્ષાબંધનનો હોવાથી આ પર્વે કેટલાયને હાથે રાખડી બાંધનારા સ્વામીશ્રીએ ઉપેન્દ્રને પણ આ લાભ આપતાં મર્મમાં પૂછ્યું: 'શું આપશો અમને?'

'તમે જે કહો તે.'

'અમારે તો એટલું જ જોઈએ કે સત્સંગ જીવમાં રાખીને તન, મન ધનથી સેવા કરો. સત્સંગમાંથી પાછા ન પડાય એ જ જોઈએ.'

પોતાના અંતરનું આ રહસ્ય પ્રગટ કરનારા સ્વામીશ્રી સમક્ષ આજે રસોઈ તરીકે રાખવામાં આવેલા દૂધપાક-માલપૂઆની વાતો નીકળી. તે સાંભળી પોતાની માલપૂઆ બનાવવાની રીત જણાવતાં સ્વામીશ્રીએ કહ્યું:

'પહેલાં અમે રાતના (ખીરું) પલાળીએ, ખમણનું પલાળીએ તેમ. આખી રાત રાખી મૂકીએ. સવારે પછી થાળીમાં નાંખી લોટના ગાંગડા રહી

ગયા હોય તે ચાળી નાખીએ. એટલે કે ભાંગી નાંખીએ, જેથી (માલપૂઆ) પાડવામાં સુગમતા રહે. જો માલપૂઆ ખાંડના હોય તો ખાંડ વાયડી એટલે આખાં મરિયાં નાંખે. ગોળ ગરમ એટલે વરિયાળી નાંખે... એક વાર ગોંડલમાં શાસ્ત્રીજી મહારાજના સમયમાં સોળ-સત્તર મણના માલપૂઆ શરદપૂનમના સમૈયે કર્યા હતા. મોટી તવી હતી. એક બાજુ હરજીવનદાસ (સ્વામી) અને સામે હું. બીજી નાની તવી પર ગોપીનાથ (સ્વામી) બેઠેલા. આખી રાત ચાલ્યું હતું.'

સ્મૃતિઓના આ રસથાળ પીરસનારા સ્વામીશ્રીનું વાત્સલ્ય વિદેશમાં વિવિધ રીતે વરસતું રહેતું. તેમાં એક પ્રકાર હતો – અંગ્રેજી વાક્યો કે શબ્દોનો પ્રયોગ. આ રીત અજમાવી તેઓ અહીં ઊછરતી ઊગતી પેઢી સાથે એકદમ નિકટતા કેળવી લેતા.

તે મુજબ તા. ૭/૮ની બપોરે જમવા પધારેલા સ્વામીશ્રી ઊભા રહેલા બાળકોને જોઈ બોલ્યા : 'સીટ ડાઉન ઑલ ઑફ યુ. (તમે બધા બેસી જાઓ.)' આટલી સૂચના આપી તેઓએ પૂછ્યું : 'બરાબર ને ?'

'હાઆઆઆ...' બાળકોએ તાણીને પ્રતિસાદ આપ્યો ત્યારે સ્વામીશ્રી પણ ઑલ રાઈટ (બરાબર) કહી જમવા બિરાજ્યા.

ક્યારેક તેઓ સભામાં બાળકોની રજૂઆત બાદ 'થેંક યુ વેરી મચ... વેલ ડન... નાઈસ કીર્તનભક્તિ...' એમ કહી બાળકોના બાગને ખીલવી દે.

બાળકોની જેમ યુવકોનેય સ્વામીશ્રી એવો જ પ્રેમ પિવડાવે. તેની સાથે સાધુ બનવાનો મંત્ર પણ કાનમાં ફૂંકી દે. તે અનુસાર તેઓએ અહીંના એક યુવાનને સાધુ થવા વિષે વાત કરી હશે. તેથી એ યુવક જુદા જુદા સંતોને પૂછપરછ કરી રહેલો કે 'સારંગપુરમાં કેવું છે ?... બોચાસણમાં કેવું છે ?...'

સ્વામીશ્રીને આ જાણ થતાં તેઓએ તા. ૯/૮ના રોજ એ યુવાનને બોલાવી કહ્યું : 'અહીં હૃદયમાં સારું તો બધું જ સારું. બધે જ ફાવે.'

સ્વામીશ્રીના મુખેથી વિશ્વને સારું-સુંદર બનાવવાનો ઉપાય છતો થઈ રહ્યો.

## બીજાનું હીણું બતાવી આગળ નહીં અવાય

આ અરસામાં સ્વામીશ્રીને ઉપચારના ભાગરૂપે કાનમાં ટીપાં નાંખવાનું ચાલતું. તા. ૯/૮ના રોજ પણ આ પ્રક્રિયા આરંભાઈ ત્યારે સ્વામીશ્રી બોલ્યા : 'મુંબઈમાં દિલીપભાઈએ તૈયાર કરી આપ્યાં હતાં એ ટીપાં સારાં, ગુણકારી

અને ફાવ્યાં હતાં.'

ભક્તોએ કરેલી નાની-મોટી સેવાઓ તેઓ વર્ષો સુધી યાદ રાખતા. તેમાંથી તેઓની ઊંડી આત્મીયતા જણાઈ આવતી.

આ હેતભાવ સાથે તા. ૧૨/૮ના રોજ યોજાયેલી એક દિવસીય કાર્યકર શિબિરમાં પધારી સૌને દિશાદર્શન ચીંધતાં સ્વામીશ્રીએ કહ્યું :

''શાસ્ત્રીજી મહારાજ અને યોગીજી મહારાજે આ સંસ્થા ઊભી કરેલી છે. તેમની સાથે સંતો-હરિભક્તો હતા તેમને એક જ ધ્યેય કે 'કષ્ટ આવે પણ તે સહન કરી સંસ્થાને વધારવી છે.' આપણી નિષ્ઠા એક છે, ગુરુ એક છે. પોતાને વ્યક્તિગત મનદુઃખ થાય તેનો વિચાર ન કરવો જોઈએ. બીજાનું હીણું બતાવી આગળ નહીં અવાય. જેને જવાબદારી સોંપી છે એણે દરેકની વાત સાંભળવી અને સેવા કરનારાની પણ જવાબદારી કે એને અનુકૂળ થઈને કામ કરવું. બંનેને સમજવાનું છે. પોતાની જવાબદારીને વફાદાર રહી, બીજાના કામને અનુકૂળ થઈને કામ કરવાનું છે. સેવા કરીએ તે શ્રદ્ધા, સહનશક્તિ, નિષ્ઠા અને સેવકભાવ રાખીને કરીએ.

દરેકની શક્તિ બહાર લાવવી. ખામી સહર્ષ સ્વીકારીને દૂર કરવી. એકબીજા પર ખોટા આક્ષેપો ન કરવા. શું કરવા આવ્યા છીએ ? તે વિચારવું. સંગઠન ન તૂટે, ઉત્સાહ-ભંગ ન થાય. થોડી અંતર્વૃત્તિ વાળવી. 'મને કેમ કહી ગયો ? જોઈ લઈશ.' એમ નહીં. અંદરની વાતોમાં તો બ્રહ્મરૂપ થઈને જ બેસવાનું. પાછળથી કહેનારને પસ્તાવો થવાનો છે. સંસ્થાની પ્રતિષ્ઠા ઘણી છે પણ અનંતગણી વધારી શકીએ – નિષ્ઠાથી, જ્ઞાનથી ને વર્તનથી.''

## જીતી સ્વાદ થયા શુદ્ધ આપે

તા. ૧૮/૮ની સવારે સ્ટેટફર્ડમાં આયોજિત એક ભાગવત પારાયણનો દીપ પ્રગટાવી પુનઃ લંડન આવી ગયેલા સ્વામીશ્રી તા. ૧૯/૮ની સવારે સાડા પાંચ વાગ્યે જાગી ગયા. તે પછી શૌચવિધિથી પરવારેલા તેઓએ પ્રાતઃ ભ્રમણમાં પધારતાં પૂર્વે સતત પાંત્રીસ મિનિટ સુધી ધૂન કરી. કયા હેતુસર તે તો તેઓ જ જાણે, પણ અંતેવાસીઓ અનુમાન કરી રહ્યા કે તાજેતરમાં સૌરાષ્ટ્રમાં થયેલી વર્ષાની રેલમછેલ બદલ સ્વામીશ્રી મહારાજનો આભાર તો નહીં માની રહ્યા હોય ને !

સ્વામીશ્રીને ધૂનનો દોર અખંડ ચાલુ રહે. મુશ્કેલી આવે તો તે ટાળવા

તેઓ ધૂન કરે - કરાવે. મુશ્કેલી ટળે તો મહારાજ વિષે કૃતજ્ઞતા વ્યક્ત કરવા ભજનની કડકડાટી બોલાવે.

આવા અખંડ ભજની તેઓ તા. ૨૪/૮ના રોજ સ્વીન્ડન થઈને કાર્ડિફ પધાર્યા. અત્રે તેઓએ સનાતન મંદિર તથા જૂના સ્વામિનારાયણ મંદિરમાં દર્શન કરી સિટી હૉલમાં જાહેર-સભાનો લાભ આપ્યો.

તે પછી ઠાકોરજી જમાડવા બિરાજેલા તેઓને પીરસાયેલી ખીચડીમાં પ્રબોધજીવનદાસ સ્વામીએ કઢી રેડી. આ ભોજન સ્વામીશ્રી આરોગી રહેલા તે વખતે જ રસોડામાંથી દોડી આવેલા એક સંતે કહ્યું: 'સ્વામીને કઢી ન આપતા. ખરાબ છે, ગંધાય છે.'

પરંતુ અહીં તો બાજી હાથ બહાર સરી ગયેલી. બે વાર કઢી પીરસાઈ ચૂકેલી!

આ સમયે રસોઈ કરનારા સંતે અંદર જઈ તપાસ કરી તો ખબર પડી કે જેને તેઓ દહીં સમજેલા તે તો ઘણા દિવસની ભેગી થયેલી મલાઈ હતી! તેમાંથી બનાવેલી કઢી સાચે જ વિચિત્ર સ્વાદ ધરાવતી હતી.

આ હકીકત જાણતાં એ સંતને ઘણી ગ્લાનિ થઈ આવી. તેઓએ બીજા દિવસની સવારે અલ્પાહાર વખતે આ બાબતે માફી માંગી ત્યારે સ્વામીશ્રી બોલ્યા: 'ઠાકોરજી જમ્યા પછી આપણે શું વાંધો છે?'

પોતાને તકલીફ પડ્યાની વાતો તો તેઓના મુખેથી કદી સાંભળવા જ ન મળે.

## સત્પુરુષ મળ્યા તે અક્ષરધામ છે

તા. ૨૬/૮ના રોજ વૉબન સફારી પાર્કમાં ગોઠવેલા ડાબરા ઉત્સવ નિમિત્તે અહીં પધારેલા સ્વામીશ્રીએ આખો દિવસ આ પાર્કમાં રોકાઈને સૌને આનંદનું ભાથું ભરી દીધું. અત્રે મોટરહોમમાં જ ભોજન અને વિશ્રામ બાદ તેઓ સાંજે મિલ્ટન કિન્સને લાભ આપી રાત્રે રસડન પહોંચ્યા.

અહીં શ્રી મૂકેશભાઈ પબારીના વિશાળ ફાર્મમાં યુવકોએ યોજેલા ઉત્સવ-ઉજાણીના પ્રારંભમાં તા. ૨૭/૮ની સવારે થયેલી પ્રશ્નોત્તરીમાં પુછાયું:

- સ્વામી! અક્ષરધામમાં જેવી મૂર્તિ તેવી સાક્ષાત્ અહીં છે, પણ ધામમાં મૂર્તિ કિશોરવયની છે તો આમાં (સામે બિરાજે છે તેમાં) ફેર કેમ?

'મૂર્તિમાં ફેર નથી પણ આ લોકમાં લાગે છે. બ્રહ્મદૃષ્ટિ થઈ નથી, એટલે ફેર લાગે. બાકી નિર્દોષ દેખાય અને દિવ્ય, દિવ્ય જ લાગે. દિવ્યભાવ નથી ત્યાં સુધી 'આમ કેમ બેઠા? તેમ કેમ બેઠા?' એવા સંકલ્પો થશે, પણ બ્રહ્મરૂપ થશો પછી સાકરનું નાળિયેર. અક્ષરધામની મૂર્તિ ને આ મૂર્તિમાં ફેર નથી. કેટલીક વખત થાય કે 'અક્ષરરૂપ ક્યારે થવાશે?' પણ નિરાશ થવાની જરૂર નથી. અક્ષરધામમાં લઈ જ જવા છે. એકાંતિક કરવા જ છે.'

- બાપા! બધાને? ગેરંટી?

  'સો ટકા. પણ આપણે તૈયાર રહેવું. ભગવાનને મૂકીને આડાઅવળા ડોલવું નહીં.'

- અક્ષરધામ આવ્યું ક્યાં?

  'સત્પુરુષ મળ્યા તે અક્ષરધામ છે.'

- અક્ષરધામમાં મહારાજ કઈ રીતે બેઠા છે તે સ્પષ્ટપણે બતાવો ને!

  'જે રીતે દર્શન થાય છે તે રીતે જ બેઠેલા છે. આપણા ભાવ હોય એ રીતે દર્શન થાય.'

- વર્તમાનકાળે યુ.કે. યુવક મંડળ કેવી રીતે કાર્ય કરે તો આપ રાજી થાવ?

  'સંપ, સુહૃદભાવ, એકતા એ મુખ્ય સૂત્ર છે. મહિમાની વાત કરો તો દુઃખ થવાનું રહે જ નહીં. અમહિમાની વાત થાય એટલે દુઃખ રહે છે. સહનશીલતા હોય તો આનંદ રહે. ભૂલો દરેકની થવાની પણ સુધારવી અને આગળ વધવું.'

સ્વામીશ્રીએ આજે અદ્‌ભુત ઉત્તરો આપી યુવકોને ઘેલા કરી મૂકતાં આ પ્રશ્નોત્તરીના અંતે *'જનમ સુધાર્યો રે હો...'* કીર્તન ઊપડ્યું. તે વખતે સ્વામીશ્રી બહાર ચોગાનમાં વચ્ચે બિરાજ્યા અને યુવકો તેઓને કેન્દ્રમાં રાખી વર્તુળાકારે ઘૂમવા લાગ્યા. છેલ્લે જ્યારે સ્વામીશ્રી પણ યુવકો સાથે બે-ત્રણ ચક્કર ઘૂમ્યા ત્યારે તો સૌને અક્ષરધામ અહીં જ અનુભવાયું.

## સ્વામીશ્રીના ખેલમાં યુવાનીનો 'ગોલ'

કીર્તનગાન પછી પણ ભોજનને હજી વાર હોવાથી સૌ યુવકો વિવિધ રમતો રમવા લાગ્યા. તે દરમ્યાન ફાર્મનું નિરીક્ષણ કરવા નીકળેલા સ્વામીશ્રી

પ્રથમ રસોડે પધાર્યા. અહીં તૈયાર થઈ રહેલી ભાજીને તવેથા વડે હલાવી પ્રસાદીભૂત કર્યા બાદ તેઓએ પદાર્પણ કર્યું – યુવકોના ક્રીડાંગણમાં.

અત્રે જ્યાં વૉલીબોલની રમત રમાઈ રહેલી ત્યાં સ્વામીશ્રી આવતાં જ યુવકોએ વૉલીબોલ તેઓના હાથમાં ધરી દીધો. તે વડે સ્વામીશ્રીએ સુંદર 'સર્વિસ' કરી સૌનાં મન મોહી લીધાં.

અહીંથી આગળ વધ્યા ત્યાં ફૂટબોલ સાથે ફૂટબોલની જેમ જ ઊછળતા-કૂદતા યુવાનો સ્વામીશ્રીને મળ્યા. તેઓએ ચરણ પાસે મૂકેલા ફૂટબોલને સ્વામીશ્રીએ ચંપલ પહેરેલા પગે જ કિક મારી. તેથી ખુશ થયેલા યુવાનોએ ફરી સ્વામીશ્રી સામે ફૂટબોલ મૂકતાં તેઓએ ચંપલ કાઢી ખુલ્લા પગે એવી જોરદાર કિક લગાવી કે યુવાહૈયાં પણ ફૂટબોલની જેમ ઊછળી પડ્યાં.

એ જ રીતે ક્રિકેટનું કૌવત ઝળકાવતા યુવકોએ સ્વામીશ્રીના હાથમાં બેટ પકડાવ્યું. જેમ કલાકાર પીંછી પકડે તે પરથી તેની નિપુણતા પારખી જવાય, તેમ સ્વામીશ્રીએ હાથમાં બેટ ઝાલ્યું તે પરથી તેઓની કુશળતા કળી શકાય તેમ હતી. અદાથી બેટ પકડીને ઊભેલા તેઓને ફેંકાયેલો પ્રથમ બોલ ખાલી ગયો. બીજો બોલ તેઓ ધીમેથી રમ્યા, પણ ત્રીજા બોલે તો સૌનાં મસ્તક કુદાવી દીધાં. તે જોઈ હર્ષભેર તાળી પાડી ઊઠેલા યુવકોએ ફરી બેટ-બાવડાંનું બળ બતાવવા સ્વામીશ્રીને વીનવ્યા, પણ હજી બેઝબોલ રમતા 'મુક્તો' તેઓને બોલાવી રહેલા, તેથી સ્વામીશ્રી ત્યાં પહોંચ્યા.

અહીં તેઓએ પ્રથમ તો બેઝબોલનું ગોળાકાર બેટ જોઈ વિસ્મય વ્યક્ત કર્યું. તેને ગોળ-ગોળ ઘુમાવી જોયું. અત્રે પણ પહેલો બોલ ખાલી ગયો. બીજે બોલે સ્વામીશ્રી સાધારણ રમ્યા, પરંતુ ત્રીજો બોલ તો ઊંચે અને દૂર સુધી ફટકાર્યો. ત્યારબાદ ફેંકાયેલા બે બોલનેય આકાશમાં ઊંચે ચડાવી સ્વામીશ્રીએ રમતોત્સવની કલગી ચડાવી દીધી.

આજની સાંજે પણ અહીંના સ્પૉર્ટ્સ સેન્ટરની મુલાકાતે નીકળેલા તેઓએ બધું જોયા બાદ વૉલીબોલ રમી રહેલા યુવકો તરફ ગાડી લેવડાવી. ત્યાં પહોંચ્યા પછી ગાડીમાંથી ઊતરી એક ઢોળાવ પર જઈને ઊભા રહેલા સ્વામીશ્રી બોલ્યા: 'આવો, સમૂહમાં એક ફોટો પાડી લઈએ.' આજની સ્મૃતિઓને ચિરંતન કરવાનો ખટકો પણ તેઓએ જ રાખ્યો.

તે મુજબ ફોટો પડી રહ્યા બાદ સ્વામીશ્રીએ પોતાના હાથમાં અપાયેલા વૉલીબોલને હાથના હડસેલે હવામાં ઊંચે ઉછાળ્યો. તે સાથે જ સૌ યુવાનો

પણ આનંદથી અધ્ધર થઈ ઊઠ્યા અને સ્વામીશ્રીના એ ઊછળતા સ્નેહને પોતાની હથેળીમાં સમાવી લીધો.

આમ, યુવાન સાથે યુવાન થઈને સ્વામીશ્રીએ આજે સૌનાં હૈયાં ખીલવી દીધાં. દીક્ષા લીધા બાદ તો તેઓ રમત-ગમતથી બિલકુલ નિઃસ્પૃહ જ રહેતા, પરંતુ ઊગતી પેઢીને ધર્મ-ભક્તિના માર્ગે વાળવા ક્યારેક તેઓનાં આવાં આયોજનમાં ભળતા સ્વામીશ્રીનો આ શુભ હેતુ આજેય સિદ્ધ થઈને રહ્યો, કારણ કે રમત રમતાં-રમતાં સૌ સ્વામીશ્રીમાં ક્યારે ખોવાઈ ગયા તેનો ખ્યાલ ખુદ યુવાનોને પણ ન આવ્યો! સ્વામીશ્રી વિદાય થયા ત્યારે તેઓના ખેલમાં યુવાનીનો 'ગોલ' થઈ ગયેલો.

## આ સત્સંગ આપણો, આ સત્સંગીઓ આપણા

સ્વામીશ્રીના સાંનિધ્યમાં વડીલો અને યુવકો બાદ કિશોરોએ પણ એસેક્સ મુકામે પર્યટન ગોઠવતાં, આ ભક્તિવિહાર માટે અત્રે રહેતા યહૂદી શ્રી લિયોને તેર એકરમાં પથરાયેલો પોતાનો વિશાળ બંગલો ત્રણ દિવસ સુધી ભેટ ધરી દીધો.

આ સ્થળે સ્વામીશ્રી તા. ૩૦/૮ની સવારે આવી પહોંચ્યા ત્યારે તેઓની પરોણાગત કરતાં આ યજમાને પૂછ્યું: 'અહીં આપને કોઈ વસ્તુ-વ્યવસ્થાની વિશેષ જરૂર છે?'

'ના. તમારો પ્રેમ છે એટલે બધું જ છે.' સ્વામીશ્રી બોલ્યા.

આમ, પ્રેમના પાથરણા પર પ્રારંભ થયો – પર્યટનનો. તેમાં સ્વાગતના ભાગરૂપે કિશોરો એલચીનો હાર પહેરાવવા સ્વામીશ્રી આગળ આવ્યા, પણ સ્વામીશ્રીએ તેઓને ઠાકોરજી તરફ વાળ્યા. આ ભક્તિભાવ સાથે આલિશાન મકાનમાં પગલાં કરવા નીકળેલા તેઓ ૧૭ ઓરડાના આ આવાસમાં ફરતાં ફરતાં પહેલે માળે સ્નૂકર રૂમમાં પધાર્યા.

અહીં કિશોરોએ તેઓના હાથમાં સ્નૂકર(એક પ્રકારની રમત)ની સ્ટિક (લાકડી) આપી. સ્વામીશ્રી તો પ્રથમ જ વખત તેને હાથમાં પકડી રહેલા, પણ એ પહેલા જ સ્ટ્રોકમાં તેઓએ દડાને ખાનામાં પધરાવી દીધો! તે જોઈ કિશોરો નાચી ઊઠ્યા.

એ થનગનતી તરુણાઈને આજની સાંજે પરાવિદ્યાના પાઠ ભણાવતાં સ્વામીશ્રીએ કહ્યું: 'આ સત્સંગ આપણો, આ સત્સંગીઓ આપણા – એ ભાવ

દૃઢ થાય તો કંઈ કરવાનું રહે નહીં. પોતાનું મનાયું હોય તો ગમે તે કામ કરવાનું હોય તો પણ થાય. મંદિર મારું મનાય તો મંદિર તેમ જ સેવા છોડીને ચાલ્યો ન જાય. અહીં આવ્યા છે તે દુનિયાના માણસો કરતાં તો સારા છે. દોષ છે છતાં જોવાના નહીં. વળી, ભગવાન અને સંતને કોઈના પ્રત્યે પક્ષપાત નથી. સત્પુરુષ અહિત કરનારા નથી, સારું જ કરનારા છે. આ બેઝ (પાયો) છે. સત્સંગમાં પણ કુસંગ હોય, તેની વાતો સાંભળવાની જરૂર નથી. સમુદ્રમાં મડદું રહે નહીં, તેમ કાઢવા નહીં પડે એવા માણસોને. ગમે તેવા આવે એને અપનાવીએ છીએ પણ પછી સુધરે નહીં તો નીકળી જાય.'

આ રીતે આત્મબુદ્ધિ, નિર્દોષબુદ્ધિ અને વિવેકબુદ્ધિના પાઠ આજના પ્રારંભિક દિને સ્વામીશ્રીએ ભણાવી દીધા.

## પ્રસન્નતાની પ્રાપ્તિનો મુદ્દો

ભક્તિવિહારના બીજા દિવસ – તા. ૩૧/૮ની સવારે કિશોરોએ યોજેલી પ્રશ્નોત્તરીમાં સ્વામીશ્રીને પુછાયું : 'બાપા ! આપનો રાજીપો મેળવવા કયા બે અગત્યના મુદ્દા ધ્યાનમાં રાખવા ?'

આ પ્રશ્નનો ઉત્તર આપવાની શરૂઆત આગવા લહેકાથી કરતાં સ્વામીશ્રી બોલ્યા : 'ભગવાન અને સંતને રાજી કરવા હોય તો પ્રથમ તો સર્વ સંકલ્પ પડ્યા મૂકીને આજ્ઞા પાળી લેવી. આજ્ઞામાં આંધળો વિશ્વાસ, તર્ક નહીં. મારી ઇચ્છા મુજબ જ આજ્ઞા થાય એમ નહીં. મનધાર્યું મૂકી જ દેવાનું. 'એને પણ આજ્ઞા આપી હતી પણ એણે પાળી નહીં' – એ આપણે જોવાનું નહીં. એને જોનારા સત્પુરુષ.'

કિશોરોનાં માનસમાં આજ્ઞાપાલનનો આ એકડો આંકી સ્વામીશ્રી મકાનના મેદાનમાં પથરાયેલાં ઘાસ પર એક ખુરશીમાં બિરાજ્યા. અહીં તેઓએ પર્યટકો સાથે છબી પડાવી.

તેથી ધન્ય થયેલા આ કિશોરોએ સ્વામીશ્રીને રીઝવવા આજે ઠાકોરજીની સુવર્ણતુલા પણ કરી.

આ તુલાવિધિ બાદ તે સૌએ કીર્તનના તાલે નૃત્યની રમઝટ બોલાવી ત્યારે સ્વામીશ્રી પણ જમણા પગ પર ડાબો પગ ગોઠવી, ડાબા હાથ પર મુખારવિંદ ટેકવી, માળા ફેરવતાં ફેરવતાં અનિમિષ દૃષ્ટિએ કિશોરોનો આ હર્ષોલ્લાસ પી રહ્યા. તરુણોના આ સંગીતમય કાર્યક્રમમાં કાઠિયાવાડી

દુહાઓની સંગતમાં 'For he is a jolly good fellow... So say all of us... Long live Pramukh Swami... We love you Swami... We do...' વગેરે અંગ્રેજી દુહાઓ પણ ગુંજતા રહ્યા. તેના અંતે વરસેલી સ્વામીશ્રીની આશીર્વર્ષા સાથે દ્વિતીય દિન સમાપ્ત થયો.

તે પછી ઊઘડેલી તા. ૧/૯ના રોજ પર્યટનની પૂર્ણાહુતિ હતી, પણ તે જ દિવસે જળઝીલણી એકાદશી હોવાથી સ્વામીશ્રીએ પ્રાતઃપૂજા બાદ સ્વયં જાહેરાત કરી દીધી કે 'આજે મોટી એકાદશી છે. માટે બધા બળ રાખી નિર્જળા ઉપવાસ કરજો.'

આ આજ્ઞાને હોંશે હોંશે વધાવી લેતાં સૌએ એકાદશીના જ્ઞાનયજ્ઞમાં છેલ્લા દિવસની મોજમજાને હોમી દઈ પર્યટન સાર્થક કર્યું !

જો કે કિશોરોની આ તપશ્ચર્યાનો બદલો વાળતા હોય તેમ સ્વામીશ્રીએ સૌને માળા, પુષ્પ, યોગીગીતા અને ગઈકાલે થયેલી સુવર્ણતુલાની પ્રાસાદિક સાકર આપી હાથ તથા હૈયું ભરી દીધાં. તેની સાથે જળઝીલણી ઉત્સવનો પણ અનેરો લાભ આપ્યો.

આજે પૂજારી સંતે ઠાકોરજીને ખેસ, મુગટ, હાર વગેરે વાઘા ધારણ કરાવેલા, પણ તે જોઈ સ્વામીશ્રી બોલ્યા : 'નહાવા પધારે ત્યારે આ બધું કંઈ ફાવતું હશે ?' એટલે ઠાકોરજીને કેવળ ખેસભેર રાખીને સ્વામીશ્રીએ તેઓને મોટા સફેદ પ્લાસ્ટિકના હંસમાં પધરાવી જળવિહાર કરાવ્યો. આ સમયે કિશોરો પાસે ઉત્સવ-આરતીઓ ઉતરાવી. તે પછી હોજમાં પડતી જલધારામાં ઠાકોરજીને સ્નાન કરાવી સ્વામીશ્રીએ જાતે જ શરીર લૂછી, વસ્ત્ર-અલંકાર ધારણ કરાવ્યાં અને અંતે સૌ કિશોરો પર પ્રસાદીભૂત જળની અંજલિઓ છાંટી એકેએકને ઉત્સવની સ્મૃતિથી ભીના-ભીના કરી દીધા.

## જેને પ્રભુ સાથે છે સનેહ

એસેક્સથી મંદિરે પરત પધારેલા સ્વામીશ્રી અહીં બપોરે ફરાળ અંગીકાર કરતા હતા ત્યારે કિશોરોના પર્યટનને વાગોળતાં એક સંત બોલ્યા : 'ગઈકાલે આપ ભજનના સુખની વાત કરતા હતા, પણ મને તો મધમાખી કરડેલી તે સુખ જ ન આવ્યું.'

આ સાંભળી હાસ્ય વેરવા લાગેલા સ્વામીશ્રીએ કહ્યું : 'એક જ કરડી ને ? ભજન કરતા હતા એટલે એક જ કરડી, બાકી પચીસ કરડત.'

તેઓના શબ્દોમાંથી *'ભક્તિ કર્યે કષ્ટ હરિ ઘટાડે, શૂળી લખી સોય વડે મટાડે...'*નો મર્મ સરી રહ્યો.

ભજનનું આ વજન દૃઢાવવા સ્વામીશ્રી તા. ૩/૯થી મિડલેન્ડનાં સત્સંગ-કેન્દ્રોને પાવન કરવા નીકળી પડ્યા. તેમાં આજની સાંજે કોવેન્ટ્રીના ઇન્ડિયન કમ્યુનિટી સેન્ટરમાં ધર્મલાભ આપી રાત્રે લેસ્ટર પહોંચેલા તેઓની સન્માન-સભા તા. ૪/૯ની સાંજે ડી મોન્ટ ફોર્ટ હૉલમાં યોજાઈ. આ પ્રસંગે અંગ્રેજ કાઉન્સિલરો સહિત ત્રીસેક સંસ્થાઓના અગ્રણીઓનો સત્કાર ઝીલનારા સ્વામીશ્રીએ તા. ૫/૯ના રોજ શ્રી પ્રદીપભાઈ ગાધેરના ઘેર રંગોત્સવ ઊજવી સૌને અણધાર્યું સુખ આપ્યું.

ત્યારબાદ તેઓએ તા. ૬/૯ના રોજ લફબરો અને તા. ૭/૯ના રોજ ડર્બી તથા નોટિંગહામને લાભ આપી, તા. ૮/૯ના રોજ લેસ્ટરમાં શાસ્ત્રીજી મહારાજનું સ્મૃતિપર્વ ઊજવ્યું. આ દિવસે સ્વામીશ્રી સંસ્થામાં વિદ્યમાન નવ શિખરબદ્ધ મંદિરની સ્મૃતિ કરતાં નવ ચમચી દૂધપાક જમ્યા. તે સાથે તેઓએ આજે અહીં લેસ્ટરમાં પણ નવા મંદિરની ગતિવિધિ આરંભી દીધી.

પરંતુ તેમાં સુયોગ્ય જમીનની કિંમત ઘણી થતી હોવાથી કાર્યકરોના પગ પાછા પડેલા જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'મોળી વાત ન કરો. જમીનમાં નાંખેલા પૈસા ખોટા થતા નથી.' એટલું જ નહીં, તા. ૯/૯ની સવારે તો તેઓએ ડ્યુઅલ કૅરેજ માર્ગ પર આવેલી એક સંભવિત ભૂમિ પર પધારી પુષ્પો પણ વેરી દીધાં.

આમ, મંદિર-નિર્માણ માટે હંમેશાં આશાવાદી અને અગ્રેસર રહેતા સ્વામીશ્રી તા. ૧૦/૯ની બપોરે લેસ્ટરથી પીટરબરો પધાર્યા ત્યારે રસ્તામાં જામેલા ટ્રાફિક અને વીલ્સવીચમાં ઊભી થયેલી એક અણધારી પધરામણીને કારણે મોડું ઘણું થઈ ગયેલું. છતાં ગુણાનુરાગી શ્રી બાલુભાઈને ઘેર ઠાકોરજીને થાળ ધરાવાતો જોઈ તેઓ 'ચાલો, થાળ બોલીએ' કહેતાં થાળગાન કરવા બેસી ગયા. તે પછી શરૂ થયેલી પધરામણીના પૂજનની આરતી સ્વામીશ્રીને વેળાસર જમાડવાના હેતુથી સંતોએ ટૂંકાવી, પણ સ્વામીશ્રીએ તેનેય પૂરેપૂરી ગવડાવી.

ભક્તિસંબંધી ક્રિયાઓમાં તેઓની આવી તલ્લીનતા *'જેને પ્રભુ સાથે છે સનેહ...'*રૂપે સ્વામીશ્રીની ઓળખ આપતી રહેતી.

## હેતની હવાનો હૂંફાળો અનુભવ

તા. ૧૦/૯ની સાંજે પીટરબરોના રામમંદિર કમ્યુનિટી હૉલમાં ધર્મ-

લાભ આપી લેસ્ટર પરત ફરેલા સ્વામીશ્રીએ તા. ૧૧/૯ની સવારે લીડ્ઝને પાવન કર્યું.

અત્રે સિવિક સેન્ટરમાં તેઓને ઉષ્માભેર આવકાર આપનારા શ્રી લોર્ડ મેયરે સ્વામીશ્રીને પોતાના મુલાકાત-ખંડમાં પધરાવીને ધન્યતા અનુભવી. સ્વામીશ્રીના આટલા પ્રસંગથી આ નગરપતિને એવો નેડો લાગી ગયો કે તેઓ આજની સાંજે હિંદુ મંદિરમાં યોજાયેલી સભામાંયે આવી પહોંચ્યા.

સ્વામીશ્રીની પ્રતિભાનો આવો રંગ તેઓ તા. ૧૨/૯ની સવારે બ્રેડફર્ડ પધાર્યા ત્યારે અહીંના મેયર શ્રી અર્નેસ્ટ સાવરનેય લાગ્યો. પોતાની કચેરીમાં સ્વામીશ્રીને પધરાવી લાભ લૂંટનારા તેઓ પણ આજની સાંજે લેઉઆ પાટીદાર સમાજના હૉલમાં યોજાયેલી સત્સંગ-સભામાં સજોડે ઉપસ્થિત રહ્યા.

આમ, પોતાના સાંનિધ્યમાત્રથી પરદેશીઓને પણ આકર્ષતા સ્વામીશ્રી સભા બાદ લીડ્ઝ પરત ફર્યા.

અત્રે તા. ૧૩/૯ની સવારે શ્રી અમૃતભાઈના ઘેર તેઓની પ્રાતઃપૂજા શરૂ થઈ, પરંતુ સ્વામીશ્રીનાં દર્શને ઊમટતી ભીડને સમાવવામાં હૉલ સાંકડા સાબિત થતા હોય ત્યાં ઘરના ઓરડાની શું ગુંજાશ? તેથી ઘણા ભાવિકો મકાનના બગીચામાં ઊભા રહી કાચના મોટા બારણામાંથી ઓરડામાં પૂજા કરતા સ્વામીશ્રીનાં દર્શન કરવા લાગ્યા. તે જોઈ સ્વામીશ્રીએ બારણું થોડું ખુલ્લું રખાવ્યું, જેથી બહાર ઊભેલા ભક્તોને પૂજામાં ગવાતાં ભજનો સંભળાઈ શકે.

પરંતુ બારણું અધખોલું થતાં બહારથી ધસી આવતો ઠંડો પવન સહેવો અઘરો પડે એમ હતો. એટલે જ્ઞાનપુરુષદાસ સ્વામીએ ઊભા થઈને બારણું બંધ કરી દીધું.

તે જોઈ સ્વામીશ્રીએ પૂછ્યું : 'કેમ બંધ કર્યું ?'

'મને ઠંડી લાગવા માંડી તો આપને તો લાગતી જ હોય ને !'

'આપણને તો પાછળ રસોડાનીયે ગરમી છે, પણ બહાર હરિભક્તો બેઠા છે તેનું શું ?' આમ કહી સ્વામીશ્રીએ બારણું થોડું ખોલાવી દીધું. તેમાંથી સ્વામીશ્રીના હેતની હવા બહાર જતાં દર્શનાર્થી ભક્તો ઠંડીમાંયે ગજબની હૂંફ અનુભવી રહ્યા !

## તમે સૌ લૂઝ (ઢીલા) કરી નાંખો છો

પ્રાતઃપૂજા બાદ લીડ્ઝથી વિદાય થયેલા સ્વામીશ્રી ઈંગ્લેન્ડના પૂર્વ

કિનારે હડુડતા દરિયાને દૃષ્ટિ દ્વારા પાવન કરી હાર્ટલીપુલ પહોંચ્યા.

અત્રે વસતાં મહિલા ભક્ત ડૉ. જશુમતીબહેન નિર્મળ આ કાર્યક્રમના યજમાન હોવાથી એક અંગ્રેજ પત્રકારે પોતાના અખબારમાં જણાવ્યું કે 'જે ગુરુ સ્ત્રીઓનું મુખ નથી જોતા, જે સ્ત્રીઓ સાથે વાત પણ નથી કરતા એ ગુરુને આમંત્રણ આપનાર એક સ્ત્રી જ છે. અહીં દૂર હોવા છતાં સ્ત્રીઓમાં આવો ભક્તિભાવ છે તો સ્ત્રીઓનો તિરસ્કાર હોઈ શકે ખરો?'

આ વધામણી ઝીલતાં હાર્ટલીપુલમાં પધારેલા સ્વામીશ્રીએ યજમાન મહિલાના ભાઈ ડૉ. લલિતભાઈનું સ્વાગત સ્વીકારી સાંજે હિંદુ કલ્ચરલ સેન્ટરમાં અમૃતધારા વરસાવી. તે દ્વારા કંઈકનો મેલ ધોઈ તેઓ તા. ૧૪/૯ની બપોરે પોણા એક વાગ્યે પ્રેસ્ટનના મંદિરે જઈ પહોંચ્યા ત્યારે હરિભક્તો બોલ્યા: 'બાપા! આપની એક કલાકથી રાહ જોતા હતા.'

'અનેક જન્મો રાહ જોવી પડે એના કરતાં કલાક જ જોવી પડી એ સારું જ છે ને!' સ્વામીશ્રીએ જણાવ્યું.

તેઓનો આ ઉદ્‌ગાર સાંભળી સૌનાં હૈયાં ગાઈ ઊઠ્યાં: *'જેનાં દર્શન દુર્લભ દેવને રે, તે પ્રભુજી પધારીઆ...'*

પરંતુ તા. ૧૫/૯ની સવારે આવેલા એક હરિભક્તે અલગ જ આલાપ છેડ્યો. પુત્રપ્રાપ્તિ માટે આશીર્વાદની અભિલાષા સેવનારા તેઓએ સ્વામીશ્રીને કહ્યું: 'બાપા! કંઈક ઐશ્વર્ય લૂઝ (ઢીલું) કરો ને! છોકરો થાય.'

'ઐશ્વર્ય લૂઝ શું કરું? તમે સૌ લૂઝ કરી નાંખો છો. ગમે તે થાય પણ નિષ્ઠામાં ફેર ન પડવો જોઈએ.' સ્વામીશ્રી બોલ્યા.

આ પૂર્વે તેઓના આશીર્વાદ લીધા પછીયે આ મુમુક્ષુ બે-ત્રણ ઠેકાણે ચોખા મૂકવા ગયેલા. તે સંદર્ભમાં આવેલી સ્વામીશ્રીની આ ટકોર એકનિષ્ઠાનો સંદેશો ઘૂંટાવી ગઈ. જ્યારે ભક્તોની નિષ્ઠા ઢીલી પડે ત્યારે સ્વામીશ્રી સ્વયં લૂઝ (ઢીલા) પડી જતા. એ વિચારથી કે 'થોડાક કાળ જીવવું અને આનો પરલોક બગડશે.'

## આ તો ભક્તિની વાત છે

તા. ૧૫/૯ની બપોરે સ્વામીશ્રી સમક્ષ વંચાઈ રહેલા ગ્રંથમાં વિગત આવી કે 'યોગીજી મહારાજે સેવકો અને પૂજારીને એકાદશીએ ઠાકોરજી માટે શીરો-પૂરી કરવા કહ્યું.'

આ સાંભળી સ્વામીશ્રીએ રસોઈની સેવા કરનારા સંત સામે જોઈ પૂછ્યું : 'થાળ કર્યો ?'

તેઓનો આ સવાલ એકદમ સમયસર આવેલો. અત્યાર સુધીની પ્રત્યેક એકાદશીએ આ ભંડારી સંત શીરો-પૂરી, દાળ-ભાત વગેરેનો થાળ ઠાકોરજીને ધરતા રહેલા, પણ આજે આવેલી એકાદશીએ જ તેઓ આવો થાળ પૂરવાનું ચૂકી ગયેલા. તે જ વખતે સ્વામીશ્રીની પૂછપરછ આવી પહોંચી.

સ્વામીશ્રી સાથે રહેનારા દરેકનો આ અનુભવ કે જ્યારે સમું-સૂતરું ચાલતું હોય ત્યારે સ્વામીશ્રી તરફથી કોઈ પૃચ્છા ન થાય, પરંતુ જ્યાં કંઈક ગરબડ થાય ત્યાં જ તેઓ હાજર થયા હોય ! જીવની ગાફલાઈ ટાળવા તેઓ કેટલા સજાગ રહેતા !

તે મુજબ તેઓએ આજે જાણપણું આપ્યું ત્યારે એક સંતે દલીલ દોડાવી કે 'બાપા ! આટલું બધું ફરાળમાં બનાવ્યું હોય તે ભગવાન જમી ન લે ?'

'આ તો ભક્તિની વાત છે. ફરાળમાં પેટ ન ભરાય.' સ્વામીશ્રી બોલ્યા.

ભક્તિના પ્રદેશમાં તેઓ કદી તર્કના ઘોડા દોડાવતા નહીં.

## એક ગેરસમજૂતીનો ખુલાસો

તા. ૧૫/૯ની સાંજે ગીલ્ડ ચેપ્ટર હૉલમાં આયોજિત સભામાં સ્વામીશ્રીને લઈ આવવા માટે સ્થાનિક મેયરે પોતાની મોટર તો મોકલી જ આપેલી, પરંતુ તેમાં બિરાજી પધારેલા સ્વામીશ્રીને આવકારવા આ નગરપતિ સ્વયં સભામાં દોડી આવેલા. અહીં તેઓએ આપેલું સન્માનપત્ર સ્વીકારી આશીર્વાદ વરસાવતાં સ્વામીશ્રીએ જણાવ્યું :

'કેટલાકની ગેરસમજૂતી થાય છે કે સ્વામિનારાયણ ધર્મ સનાતન નથી, પણ વ્યવસ્થિત જુએ તો ખ્યાલ આવે. હનુમાનજીના મંદિરમાં બીજા દેવ ન પધરાવ્યા એટલે શું એ સનાતન નથી ? ગણપતિના મંદિરમાં ગણપતિ હોય એટલે તે જ દેવ મોટા ને બીજા ઊતરતા એમ નથી. શિક્ષાપત્રી વાંચો તો ખ્યાલ આવે કે તેમાં વેદ, ઉપનિષદ, ગીતા વગેરેની વાત કરી છે. રામાયણ, ભાગવતનાં પ્રમાણો અમારા ગ્રંથમાં લેવાયાં છે. આઠ શાસ્ત્રો પણ માન્યાં. વાંચજો. દીવા જેવી વસ્તુ છે કે કોઈનું ખંડન નથી કર્યું. મંદિરોમાં રાધાકૃષ્ણ, લક્ષ્મીનારાયણ પધરાવ્યાં છે, પણ કદાચ ન હોય તો સનાતન મટી જતા નથી. દેશમાં સમૈયા, ઉત્સવોમાં બધા જ ધર્મના ગુરુઓ આવે છે. નહીંતર શું કામ

બોલાવીએ ? સત્ય, દયા, અહિંસા, બ્રહ્મચર્ય એ વાત જીવનમાં દૃઢ થાય તે સનાતની. જેને જેમાં શ્રદ્ધા બેઠી એ તેની ભક્તિ કરે અને બીજાને આદર આપે તે સનાતની. મહાન સંતોને ભેદદૃષ્ટિ નથી હોતી.'

સનાતન ધર્મનો અભિગમ સ્વામીશ્રીએ આજે સ્પષ્ટ કરી આપ્યો.

## આજે અક્ષર દેરી અહીં આવી છે

તા. ૧૬/૯ની સવારે જાહેર થયેલી પ્રેસ્ટનના સ્થાનિક સત્સંગ મંડળની નવી સમિતિના અનુસંધાનમાં આશીર્વાદ આપતાં સ્વામીશ્રીએ કહ્યું :

'આ નિમણૂક કરી તે તો વ્યવસ્થા માટે કરવું પડે, પણ એમ ન માનવું કે આમાં પેલો હોદ્દો લઈ ગયો અને આપણે રહી ગયા. આ તો ઓરસિયા થવાની વાત છે, ઘસાવાની વાત છે.'

સેવાની વાતને આમ સુંદર ઉપમા દ્વારા રજૂ કરી સ્વામીશ્રી માળા ફેરવવા લાગ્યા – એકસાથે બે ! એ બંને માળા ઉતાવળે લહરકે ફરતી રહી, પણ સૌની વૃત્તિ તો આ વિશિષ્ટ દર્શનથી સ્વામીશ્રીમાં જ સ્થિર થઈ ગઈ.

આકર્ષણનો આવો અધ્યાય તેઓ પ્રેસ્ટનથી આસ્ટન આવ્યા ત્યારે અહીં પણ ખૂલ્યો.

અત્રે આજની સાંજે સ્વામીશ્રી સ્વાગત-સભામાં બિરાજમાન હતા ત્યારે પુષ્પહારવિધિ શરૂ થયો. તે વખતે પત્રલેખનમાં તલ્લીન તેઓ કોઈ હાર પહેરાવવા આવે તેટલા પૂરતું કલમ મૂકી પુનઃ લખવા મંડી પડતા. હાર પહેરાવવા ક્રમવાર આવતી બે વ્યક્તિઓની આવન-જાવનમાં વચ્ચે તો કેટલો સમય મળે ? પરંતુ તે એક-બે સેકન્ડમાંય સ્વામીશ્રી પત્રલેખન શરૂ કરી દેતા.

આ રીતે કેટલાય હાર સ્વીકાર્યા બાદ આશીર્વાદ વરસાવી વ્યક્તિગત દર્શન આપવા બિરાજેલા સ્વામીશ્રી પાસે આવેલો યુવક શ્રી રૂપેન પરદેશી-પવનની થપાટથી ઘાયલ થયેલો જણાતો હતો. તેણે લાંબા વાળ તો ઠીક, પણ ચોટલોયે રાખેલો. તેથી તેનો હાથ પકડી સ્વામીશ્રીએ વાળ ટૂંકા કરવાનું સૂચન કર્યું ત્યારે બાજુમાં ઊભેલા એક સંતે ફોડ પાડ્યો કે 'એ કહે છે – અક્ષર દેરીની બાધા છે. ગોંડલ આવશે ત્યારે...'

'આજે અક્ષર દેરી અહીં આવી છે. માટે અહીં જ બાધા પૂરી. ગંગા તો સામેથી આવી, પણ તરસ છિપાવવી હોય તો ને !' સ્વામીશ્રી બોલી ઊઠ્યા.

આ રીતે સ્વ-સ્વરૂપનો ઉદ્‌ઘોષ કરતા તેઓ આજના ભોજન બાદ

મંદિરમાં રખાયેલા સંતોના ઉતારે પધાર્યા. અહીં સ્વામીશ્રી એક હિંડોળા પર ડાબા પગની પલાંઠી વાળી, જમણો પગ જમીન પર ટેકવી, બંને હાથનાં આંગળાં ભીડી, તે હથેળીઓ પર મસ્તક ટેકવી અલમસ્ત અદાથી બિરાજ્યા.

હળવાશની આ પળોમાં દોડવાં માંડેલાં વિવિધ વાતોનાં વહેણ દરમ્યાન '૭૭ની વિદેશયાત્રાનાં સંસ્મરણો વાગોળતાં સ્વામીશ્રી બોલ્યા: "તે વખતે અમારે મશીનની જેમ ચકરાવો હતો. અહીં લંડનમાં નેવું દિવસ સતત ચાલ્યું. અમેરિકામાં પણ એકધારું ચાલેલું. 'ખાવું મહેમદાવાદ ને ખાડે ખાત્રજ.' પછી બીમારી મોટી આવી. '૮૩માં એટેક પછી બંધ થયું."

## જય હો વનિતા ત્રાતની

તા. ૧૭/૯ની સાંજે ઇન્ડિયન કમ્યુનિટી સેન્ટરના હૉલમાં યોજાયેલી સભામાં સ્વામીશ્રીને પુષ્પહારથી સન્માન્યા બાદ ભારતીય મંડળના પ્રમુખ શ્રી કેશવલાલે સ્વાગત પ્રવચનમાં જણાવ્યું: 'પરમ પૂજ્ય સ્વામીશ્રીને હાર પહેરાવ્યો ત્યારે લાગે છે કે કેટલાંય વર્ષોથી જે સમાજસેવા કરીએ છીએ તેનું ફળ મળ્યું.'

સ્વામીશ્રીનું સાંનિધ્ય હંમેશાં સફળતાનો સ્વાદ ચખાડે તેવું રહેતું.

તેથી જ તા. ૧૮/૯ના રોજ સ્વામીશ્રીને મળવા આવી ચડ્યા – બે યુવકો. તેઓની માતા જેટલી ભગવદી હતી એટલા જ પિતા દુરાચારી હતા. વળી, તેઓ ઘરખર્ચ માટે એક દોકડોય ન આપે. તેથી માતાએ જ છૂટક કામ કરતાં-કરતાં દીકરાઓને ઉછેરેલા. હવે એ પતિ છૂટાછેડા લેવાની વાત કરી રહેલો.

આ વિગત સાંભળી સ્વામીશ્રીએ દીકરાઓને કહ્યું: 'સારું, વાંધો નહીં. તમે બંને હવે મોટા થયા તો એને (બાપને) મમ્મીને મારવા ન દેવું. તમારે વચ્ચે પડવું. પતિ તરફથી તમારી મમ્મીને શાંતિ નથી મળી. દુ:ખ વેઠીને તમને ભણાવ્યા, ઉછેર્યા, તો હવે તમારી ફરજ કે મધરને શાંતિ આપવી. એને અંધારામાં રાખીને કોઈ કામ ન કરવું. છોકરીઓનાં ખોટાં લફરાંમાં ન પડવું. નોકરી કરી મધરને જાળવજો.'

આશ્રિત જન સ્ત્રી હોય કે પુરુષ – સત્પુરુષ સૌની રક્ષામાં જ છે તે આનું નામ.

આ રીતે દરેકની દરકાર કરતા સ્વામીશ્રીએ તા. ૧૮/૯ની સાંજે બોલ્ટન અને તા. ૧૯/૯ના રોજ માંચેસ્ટરને પણ લક્ષમાં લીધું. અહીં અનુક્રમે

સેન્ટ એન્ડ્રુઝ પેરિશ હૉલ તથા ગાંધી હૉલમાં અમૃતધારા વરસાવી પુનઃ આસ્ટન પધારેલા તેઓ અત્રે તા. ૧૯/૯ની રાત્રે કાર્યકર્તાઓને ઉદ્દેશી બોલ્યા :

'નવું મંદિર કરવું છે તો થોડા ખર્ચા બચાવીએ અને વ્યાવહારિક કામ થોડાં પાછાં ઠેલીને પણ આ કરવું. શ્રદ્ધા રાખી મંડશો તો કામ થઈ શકશે. પૈસા જોઈ ગભરાવાનું નથી. આયોજન કરે તો કરોડનું પણ થઈ જશે.'

જ્યારે સ્વામીશ્રી મંદિર-નિર્માણ માટે બળ પ્રેરતા ત્યારે તેઓની તેજસ્વી આંખો, પ્રભાવશાળી મુખારવિંદ, જોમ ભરી દેતો વાણીનો જુસ્સો અને ટટ્ટાર શરીર શાસ્ત્રીજી મહારાજની યાદ અપાવી દેતાં.

## પ્રવાસ ભગવાન માટે કરીએ છીએ

તા. ૨૦/૯ની સાંજે બોલ્ટન મુકામે વિશ્વ હિંદુ પરિષદના મંદિરમાં ધર્મલાભ આપી પુનઃ આસ્ટન આવી ગયેલા સ્વામીશ્રીએ તા. ૨૧/૯ની સવારે અહીંથી વિદાય થતાં પૂર્વે સ્થાનિક મંડળની નવી કાર્યવાહક સમિતિ જાહેર કરી. તેના અંતે કહ્યું : 'હું પ્રમુખ પણ કામ કરનારા સંતો અને બીજા, અને જશ મને મળે છે.'

આ અહંશૂન્યતા સાથે વિચરતા તેઓ બર્મિંગહામ પધારતાં જ અત્રે તૈયાર થયેલા નૂતન સત્સંગ ભવનનું વિધિવત્ ઉદ્‌ઘાટન થઈ ગયું.

અહીં તા. ૨૪/૯ના રોજ સ્વામીશ્રી પ્રાતઃપૂજા બાદ મૂર્તિઓનાં દર્શન કરવા જતા હતા ત્યારે ત્યાં સિંહાસનના કઠેડા પાસે જ એક મહિલા ઊભેલાં. તેઓ સ્વામીશ્રીના આગમનથી બેખબર. તેથી એક કાર્યકરે તેઓને ઉતાવળે બહાર આવી જવા સૂચના આપી. તે મુજબ પેલાં બહેન હાંફળાં-ફાંફળાં થતાં નીકળી ગયાં. પરંતુ સ્વામીશ્રીએ કાર્યકરને જાણપણું આપ્યું કે 'આમ ઉતાવળથી ન કહેવું. એમને ક્યાંક વાગી જાય. અમે બે મિનિટ ઊભા રહીએ એમાં શું ?'

મર્યાદાને પૂરેપૂરી જાળવતા સ્વામીશ્રી મહિલાઓનાં સુવિધા-સન્માનને પણ જોખમાવા ન દેતા.

આ શૈલી સાથે વેલિંગબરો પધારેલા તેઓ પાસે તા. ૨૫/૯ની સવારે એક મુમુક્ષુ આવ્યા. તેઓ પાસે કોકોટેઈલ નામનું પાલતુ પંખી હતું. તેનું પાંજરું સ્વામીશ્રી સમક્ષ મૂકતાં તેઓએ કહ્યું : 'બાપા ! આ પક્ષીને વર્તમાન ધરાવો.'

સ્વામીશ્રી પણ એ જીવનું કલ્યાણ કરવા ઉત્સુક. તેથી પાંજરા પાસે મુખ લઈ જઈ વર્તમાન-દીક્ષાનો મંત્ર ઉચ્ચારતાં તેઓ બોલ્યા : 'જા, તારું

કલ્યાણ થશે.'

આવી કલ્યાણ-ભાવના જ તેઓને ઘડીભર જંપવા ન દેતી. તે જોઈ તા. ૨૬/૯ની સવારે કેટલાક બાળકો પૂછી બેઠા કે 'બાપા! તમને આટલા બધા પ્રવાસમાં થાક નથી લાગતો?'

'પ્રવાસ ભગવાન માટે કરીએ છીએ એટલે થાક લાગવાનો હોય નહીં. ભગવાનનું કામ ગુરુની આજ્ઞાથી કરવાનું, એટલે થાક ઊતરી જાય. મનસ્વી રીતે કરીએ તો થાક લાગે. બાકી મંદિરનાં કામ માટે ગામોગામ ફરવાનું થાય તેમાં થાક ન લાગે.' સ્વામીશ્રીએ જણાવ્યું.

સિત્તેર વર્ષની ઉંમરે આવો ઉત્તર અને આવો ઉત્સાહ બીજે ક્યાં મળે?

## કર્યો ચાલતો મોક્ષ મારગ રે

તા. ૨૬/૯ની સાંજે નોર્ધમ્પ્ટનના લિંગ્સ ફોરમ લેઝર સેન્ટરમાં ધર્મલાભ આપી તા. ૨૭/૯ની સવારે લુટન પહોંચેલા સ્વામીશ્રી અહીં શ્રી રમેશભાઈ શાહના ઘેર બપોરે જમવા બિરાજ્યા ત્યારે સામે થાળ મૂકવાનો પાટલો સંતોએ રાખ્યો. તેને એક અંગ્રેજે બનાવ્યો છે તે જાણી સ્વામીશ્રીએ પૂછ્યું: 'એ અંગ્રેજ સાંજે સભામાં તો આવશે ને?'

'ના, સ્વામી! એમને બહાર જવાનું થયું છે.'

આ સાંભળી સ્વામીશ્રીએ પેલા પાટલાને ટપાર્યો, જાણે તેને બનાવનારા અંગ્રેજની પીઠ પર ધબ્બો ન મારતા હોય! પછી તેઓ બોલ્યા: 'પાટલાને પણ આશીર્વાદ અને પાટલો બનાવનારને પણ આશીર્વાદ છે. એનું કલ્યાણ થાય.'

આ ઉદાત્ત ભાવના સાથે સ્વામીશ્રીએ પાટલા પર પત્તર રાખી ભોજન શરૂ કર્યું. તે વખતે ગ્રંથવાંચનમાં કાંકરોલીની વાત આવતાં તેઓએ કહ્યું: 'અમે પણ ત્યાં ગયા હતા. ગંગાના પાણીનું ટેંકર આવે તે બધા ભગવાનને સ્નાન કરાવવા ઘડા ઊંચકીને જાય. અમે પણ બે વખત ઘડા ભરીને લઈ ગયેલા.'

આ જ રીતે આજની સાંજે સેન્ટ વિન્સેન્ટ ચર્ચ ખાતે યોજાયેલી સાયંસભામાં આશીર્વાદ પાઠવી સ્વામીશ્રી હર્ષદભાઈ પટેલના ઘેર જમવા બિરાજ્યા ત્યારે ગ્રંથવાંચનમાં ગઢડાના પૂનમિયા કૂવાની વાત આવી. તેનોયે ઈતિહાસ વર્ણવતાં સ્વામીશ્રી બોલ્યા: 'ગઢડામાં આથમણા બારના ઓરડા છે તે પહેલાં મંદિરમાં નહોતા. એને ઉગમણી ઓસરી હતી. ત્યાં મહારાજે પૂનમના દિવસે કૂવો કરાવેલો. તેથી તે પૂનમિયો કૂવો કહેવાતો. શાસ્ત્રીજી

મહારાજને ત્યાં બાવાખાચર દર્શને લઈ જતા. અમે પણ ત્યાં ગયા'તા.'

પ્રત્યેક પ્રાસાદિક સ્થળોની કડીબદ્ધ વિગતો સ્વામીશ્રી પાસે મળે. તેથી તેઓ સમક્ષ વંચાતું સાંપ્રદાયિક સાહિત્ય વિશેષ આસ્વાદ્ય બની રહેતું.

## ઘોડું દોડાવવાની વાત

તા. ૨૮/૯ની રાત્રે ઈસ્ટ લંડનમાં અમૃતધારા વરસાવી સ્વામીશ્રી લંડન મંદિરે પરત પધાર્યા પછી જે દિવસ ઊગ્યો તે દશેરાનો હોવાથી પ્રાતઃપૂજા બાદ સ્વામીશ્રીએ અમૃતધારા વહાવી દીધી કે –

''દશેરાના દિવસે ઘોડું ન દોડે તો શું કામનું? સમયે લડે તે શૂરવીર ખરો. નવરાત્રિના ગરબામાં નજરા નાંખવા ગયા તેનું ઘોડું ઢીલું પડી ગયું. પણ આપણી આંખ ન ફરકવી જોઈએ, તો શૂરવીર ખરા. સુરાખાચર ન લેવાયા. અભેસિંહ પણ ન લેવાયા.

સંતની નિષ્ઠામાં પણ જરાય ફેર ન પડે. આ તો જરા થાય ત્યાં મંદિર મૂકી દે. 'આપણે ભક્તિ કરી, સેવા કરી તો પણ આપણને જ કેમ આમ?' એવું ન થાય. આપણે અક્ષરધામમાં જવું નથી? બ્રહ્મરૂપ થવું નથી? એમાં મારેય ખાવો પડે. સમૈયામાં પણ જઈએ તો 'શું સમૈયો! શું ઉત્સવ! શું આનંદ!' પણ 'સમૈયામાં ગયા ને દાળનું ઠેકાણું નહીં ને શાકનું ઠેકાણું નહીં, ઉતારો નહીં...' તો શું સમજ્યા? દેહમાં ગમે તેવો રોગ થઈ આવે પણ ભૂવા-જાગરિયા પાસે ગયા તો થઈ રહ્યું.

બ્રહ્માનંદ સ્વામીને વરતાલથી ઉપાડ્યા પણ મનમાં ક્ષોભ થયો નહીં કે 'મેં જૂનાગઢમાં નાગરોને, નવાબને સત્સંગ કરાવ્યો, મેં મંદિરો બાંધ્યાં ને આવું કર્યું?' બ્રહ્માનંદ સ્વામીએ તો ગાયું કે 'મહારાજ! ગમે તેવા છીએ પણ તમારા છીએ.' ભક્તિ મૂકી નહીં. એમ ન કહ્યું કે 'મહારાજને ગમ નથી. ભક્તોને પણ પડી નથી.' રોગ આવે, માન-અપમાન આવે તે સારા માટે, સ્વભાવ ટાળવા માટે, બ્રહ્મરૂપ કરવા માટે આવે છે. ટાળવાની રીત છે. પણ 'ફલાણાએ કર્યું, ઢીંકણાએ કર્યું' એમ કરવામાં જ પાર નથી આવતો. અંત્યનું ૧૧મું (વચનામૃત) વાંચી સિદ્ધ કરવું. સીતાજીને ધોબીના કહેવાથી કાઢ્યા તો એમ ન થયું કે 'રામ સમજતા નથી.' આપણને વિચાર આવી જાય તો સત્સંગ સમજ્યા નથી. માટે આ દશેરાના દિવસે ઘોડું દોડાવવાની વાત છે.''

ઉત્સવને નિમિત્ત બનાવી સ્વામીશ્રીએ ઉપયોગી વાત જણાવી દીધી.

## આપણું કીર્તન ન થાય તે જોવું

દશેરાના આશીર્વાદ બાદ સ્વામીશ્રી પોતાના ઉતારામાં બિરાજી સૌને મળી રહેલા તે વખતે જ તાજેતરમાં પૂર્ણ થયેલાં મિડલેન્ડનાં વિચરણની તસવીરો આવી ગઈ. તે સ્વામીશ્રીને બતાવવાનો કાર્યકરોને ઉમળકો. પરંતુ આજે ઉત્સવ પ્રસંગે મુલાકાતીઓ ઘણા હોવાથી સ્વામીશ્રી આ છબીઓ ઝડપથી જોવા લાગ્યા. તેમાં લીડ્ઝના મેયર સાથે થયેલી મુલાકાતના બે ફોટા જોઈ તેઓએ પૂછ્યું: 'આ કોણ?'

'લીડ્ઝના મેયર જ છે.' જ્ઞાનેશ્વરદાસ સ્વામીએ કહ્યું.

'પણ બેય ફોટામાં કૉટનો રંગ જુદો છે.' સ્વામીશ્રીએ જણાવ્યું.

તેઓની વાત સાચી હતી. એકસાથે જ લેવાયેલી એ બે તસવીરોમાં કૉટના રંગનો તફાવત સ્પષ્ટ રીતે તરી આવતો હતો. તે બાબતે તપાસ કરતાં માલૂમ પડ્યું કે 'પ્રિન્ટ કાઢવાની પ્રક્રિયામાં થયેલી ભૂલને કારણે આમ બન્યું છે.' પરંતુ સૌને આશ્ચર્ય સ્વામીશ્રીના ઝીણવટભર્યા નિરીક્ષણનું થયું.

ઉતાવળમાંયે તેઓની દૃષ્ટિ સૂક્ષ્મતાથી સઘળે ફરી વળતી.

આવા સ્વામીશ્રી તા. ૩૦/૯ની સવારે પોતાની જ્ઞાનદૃષ્ટિ આપવા તત્પર બન્યા ત્યારે તેઓએ કથા પૂર્વે ગવાયેલા એક કીર્તનને જ પ્રવચનની પૂર્વભૂમિકા બનાવતાં જણાવ્યું:

"માણસ થોડી થોડી વાતમાં રિસાય. એમાં મૂળ તો માન. પણ ભગવાન સાથે રીસ કરે એનો છુટકારો થાય? જેને આધારે જીવીએ એનું મારણું કરીએ તો? કોટમાં પુરાયા પછી તેમાંથી નીકળવાનું બારણું બંધ કરી ખંભાતી તાળું લાંબુ મારીએ ને દશ વખત કટ... કટ... કટ... કરે પછી કેવી રીતે નીકળી શકાય? બહાર તો લોકો એમ જ કહેનારા મળશે કે 'એય... આંટી પકડી જ રાખજે.' તે સમાધાન ન કરાવે.

શ્રીજીમહારાજ જૂનાગઢમાં ગયા તે એક જણાએ જમવા બેસાડ્યા. ત્યાં બીજા આવ્યા અને કહે: 'ઇધર ક્યૂં બૈઠા? ઉધર બૈઠ.' ત્રીજા આવ્યા એણે ઉઠાડ્યા. મહાત્મા ઘણા ને! 'મંદિર મોટું ગોળંગોળ, એમાં કોઠારી પંદર-સોળ.' ભલે ને છાશનો હોય, ભંડારી હોય, ખેતીવાડીનો હોય પણ બધાને પાવર. શ્રીજીમહારાજ તો ઊઠ્યા. યોગીજી મહારાજ તો ભૂલ માથે લઈ લે. સામા થાય તે મોટપ નહીં.

એક વાંસના ટુકડા માટે ભક્ત રિસાણાં તેનું કીર્તન બનાવ્યું. તેની જેમ આપણું કીર્તન ન થાય તે જોવું.''

આમ, છેલ્લા વાક્યે ચોટ મારી સ્વામીશ્રીએ વક્તવ્યને વિરામ આપ્યો.

## આ જમવાનું ટળતું નથી !

તા. ૧/૧૦ની સાંજે દક્ષિણ લંડનના ઓસવાલ હૉલમાં ધર્મલાભ આપનારા સ્વામીશ્રી તા. ૨/૧૦ની સાંજે કીડબ્રૂક સ્કૂલમાં યોજાયેલી સભામાં પણ અમૃતધારા વહાવી રાત્રે લંડન પરત ફર્યા.

અત્રે તા. ૩/૧૦ના રોજ આવી પહોંચેલી શરદપૂર્ણિમાની સવારે આશીર્વાદ આપતાં તેઓએ કહ્યું : 'આજે અક્ષરબ્રહ્મનો દિવસ. એ વાત આપણને સહેજે મળી છે. આજે ગોંડલમાં મોટો ઉત્સવ થશે. આપણે ગોંડલ અહીં આવ્યું. અક્ષર દેરી અહીં આવી. આપણને અક્ષરધામનો અવતાર મોટા-પુરુષ મળ્યા છે, તો એમનું બિરુદ 'બ્રહ્મરૂપ કરવા છે' તે કરશે. પણ આપણોય પ્રયત્ન થાય, મહારાજનું સ્વરૂપ સર્વોપરી સમજાય એ પ્રાર્થના.'

આ અમૃતવર્ષા કરી મુલાકાતો અને પત્રલેખનમાં પરોવાયેલા સ્વામીશ્રી બપોરના ભોજનનો સમય થઈ ગયો ત્યાં સુધી વ્યસ્ત રહ્યા. તોયે હજી એક ફોન કરવાનો બાકી હતો. પરંતુ પત્ર-પરિચારક વિવેકસ્વરૂપદાસ સ્વામીએ કહ્યું : 'બાપા ! ફોન હવે જમ્યા પછી કરીએ.'

'લો, આ જમવાનું ટળતું નથી !' પત્ર સમેટતાં સ્વામીશ્રી બોલ્યા.

દર્શનની પ્યાસી ગોપીઓને આંખના પલકારા પણ દર્શનમાં વિક્ષેપરૂપ લાગતા. તેમ સેવાના મેવાની અહર્નિશ ભૂખ ધરાવતા સ્વામીશ્રીને ભોજન પણ સેવામાં વિઘ્નરૂપ જણાતું.

## મનધાર્યું મૂકવું તે મોટું તપ

તા. ૩/૧૦ની સાંજે ગુણાતીત જન્મોત્સવની સભામાં બિરાજેલા સ્વામીશ્રી ઉત્સવની પાંચેય આરતીમાં પત્રલેખન અટકાવી ભાવપૂર્વક જોડાઈ જતા. બાળકો કે કિશોરોની રજૂઆતો પણ પ્રેમપૂર્વક નિહાળતા. સંતોનાં પ્રવચનોયે એકાગ્રતાથી સાંભળતા. આ બધું કરવાની સાથે તેઓએ આજે સભામાં બેઠાં બેઠાં ૭૫ પત્રો લખી દીધા ! શરદપૂનમના ચંદ્રની જેમ જ આજે તેઓની કાર્યકળા પણ સોળે કળાએ ખીલી રહી.

તે સાથે તા. ૪/૧૦ની સવારે મંદિરમાં દર્શન કરવા પધારેલા સ્વામીશ્રીએ એકસાથે બાર દંડવત્ કર્યા ! ગઈકાલે ઉત્સવ પછી ગિરદીને કારણે મંદિરમાં જઈ દંડવત્ કરવાનો મેળ રહ્યો નહોતો. તેથી તેના છ દંડવત્ અને આજે બહાર જવાનું હોવાથી તેના છ દંડવત્ ! ભક્તિમાં ઉધારી રાખે એ બીજા, સ્વામીશ્રી તો નહીં જ !

આ રીતે ભક્તિ અદા કરી સભાગૃહમાં પ્રાતઃપૂજા માટે બિરાજેલા તેઓએ અંતે આશીર્વાદ આપતાં કહ્યું :

'આજ્ઞા પ્રમાણે વર્તવું તે મોટામાં મોટું તપ. અગ્નિ તપાય તેમ નથી. અષ્ટાંગયોગ સાધી શકાય તેમ નથી. મોટાપુરુષની આજ્ઞામાં મનધાર્યું મૂકવું તે મોટું તપ છે. મનમાં શંકા નહીં, સંશય નહીં. ચતુરાઈ મૂકી દેવાની. આપણે એ જ કરવા આવ્યા છીએ ને ! મોરલીને ભગવાનના મુખારવિંદ પર આવવાનું થયું, કારણ કે વીંધાઈ ગઈ. પહેલું કષ્ટ, પછી સુખ.'

## વૃદ્ધ છતાં પણ દિન-રાત વિચરે

તા. ૪/૧૦ની સવારે અલ્પાહાર બાદ દસ વાગ્યે વીકફર્ડ જવા નીકળેલા સ્વામીશ્રીને મૂળ રસ્તેથી થોડા ફંટાઈને એક પધરામણી કરવાની હતી. આજે સમયની કટોકટી હોવાથી સ્વામીશ્રીએ આ યજમાનને બે દિવસ પહેલાં પધરામણી કરાવી લેવા જણાવેલું, પણ તે વખતે આ મુમુક્ષુએ કહેલું: 'મારે અનુકૂળતા નથી.' તેથી આજે તેની સગવડે સ્વામીશ્રી પધરામણી માટે જઈ રહેલા ! જીવનું કલ્યાણ કરવાની કેટલી ગરજ !!

તે સાથે આ પધરામણી પૂરી કરી તેઓ આગળ વધ્યા ત્યારે પ્રવાસમાં જોડાયેલા એક અન્ય હરિભક્તે અતિશય આગ્રહ કર્યો કે 'બાપા ! મારું ઘર રસ્તામાં જ છે. આવવું પડશે.'

તેઓ જે સરનામું બતાવી રહેલા તે વિષે સ્વામીશ્રીએ ગાડીચાલક યુવાનને પૂછ્યું તો જાણવા મળ્યું કે 'આ હરિભક્તના ઘેર જવા મુખ્ય રસ્તેથી ૧૦ માઈલ અંદર જવું પડશે.' તેટલાં જ માઈલ પાછાં વળવાનાં. વળી, પધરામણીનો સમય વધુમાં. આમ કરવા જતાં વીકફર્ડનો કાર્યક્રમ ખોરવાય તેમ હોવાથી સ્વામીશ્રીએ રસ્તામાં ગાડી ઊભી રખાવી તે હરિભક્તને સમજાવવાનો પ્રયત્ન કરવા સંતોને કહ્યું, પરંતુ હરિભક્ત એકના બે ન થતાં સ્વામીશ્રીએ બીજી ગાડીના સંતોને ઠાકોરજી આપતાં જણાવ્યું : 'તમે મહારાજને

સમયસર થાળ ધરાવી દેજો. અમે પધરામણી કરીને આવીએ છીએ.'

...અને વધુ એક વાર ભક્તનું મન સાચવવા પોતાની કાયા અને કાર્યક્રમને કચડતાં સ્વામીશ્રી પધરામણીએ જવા નીકળી પડ્યા!

તેઓ કહેતા: '૧૯૮૩માં એટેક આયા પછી વિચરણ બંધ થયું.' પરંતુ હૃદયરોગનો હુમલો ખમી લીધા પછીયે તેઓએ કરેલી પધરામણીઓની સંખ્યા અને ભીડાને જોતાં સ્વસ્થ શરીરવાળો યુવાન પણ ધ્રૂજી જાય એવું છે. ભક્તો પ્રત્યેની કરુણાએ તેઓને કદી પગ વાળીને બેસવા દીધા નહોતા.

## સકળ મનોરથ પૂરણ કીધા

પ્રેમાગ્રહની પધરામણી પૂર્ણ કરીને બપોરે એક વાગ્યે વીકફર્ડ પહોંચેલા સ્વામીશ્રી અહીં સાંજે શ્રી બિપીનભાઈ દેસાઈના ગોડાઉનમાં બાળકો-કિશોરોને સત્સંગનો એકડો ઘૂંટાવ્યા બાદ બેસિલ્ડનના ફેસ્ટિવલ હૉલમાં જાહેર-સભા માટે પધાર્યા.

આવો જ લાભ તા. ૫/૧૦ની સાંજે કોલચેસ્ટર ઇન્સ્ટિટ્યૂટમાં આપી તેઓ તા. ૬/૧૦ના રોજ લંડન પહોંચવાના હતા. પરંતુ કયા માર્ગે? તેની જાણ સ્વામીશ્રીને એકલાને જ હતી. આ મુસાફરીમાં તેઓ આવશ્યકથી વધુ એક વ્યક્તિ કે એક વસ્તુને પણ રાખવા માંગતા નહોતા.

તેથી તા. ૬/૧૦ની સવારે કોલચેસ્ટરમાં પરવારેલા તેઓએ પોતાની સાથેના બે સંતોને લેસ્ટર મુકામે શરદપૂર્ણિમાની સભા કરવા મોકલી આપ્યા. બીજા બે સંતોને કહ્યું: 'તમે ઠાકોરજી લઈને સીધા મંદિરે જાવ. અમારો સામાન પણ સાથે લેતા જજો.'

'પરંતુ આપને ઓચિંતા શૌચ-સ્નાન જવાનું થશે તો?'

'ના. કંઈ જ જરૂર નહીં પડે.'

આમ કહી બે સંતો સાથે નીકળી પડેલા સ્વામીશ્રી રસ્તામાં એક પધરામણી કરી સ્મશાનગૃહ તરફ આગળ વધ્યા! આ ગંતવ્ય સ્થળની સૂચના તેઓએ ગુપ્ત રાખવાની શરતે ગાડીચાલકને અગાઉથી આપી હોવાથી મોટર આગળ ને આગળ સરકતી રહી અને સવા અગિયાર વાગ્યે સ્વામીશ્રી પહોંચી ગયા – એક સ્મશાનભૂમિ પર.

ચાર દિવસ પહેલાં જ અક્ષરવાસી થયેલા હરિભક્ત શ્રી જયકૃષ્ણભાઈએ ધામગમનના પૂર્વદિને હૉસ્પિટલની પથારીએ સૂતાં સૂતાં સ્વામીશ્રીને ફોનમાં

કહેલું કે 'સ્વામીબાપા ! હવે દર્શન તો થાય કે ન થાય પણ મારી ઇચ્છા છે કે અગ્નિસંસ્કાર તમારા હાથે થાય અને અક્ષરધામમાં લઈ જશો.'

એક મરણાસન્ન ભક્તની આ અંતિમ ઇચ્છાને પૂર્ણ કરવા આજે સ્વામીશ્રી આવી ગયેલા, પણ અહીં કોઈ દેખાતું નહોતું. ચારે બાજુ ચિર-શાંતિમાં પોઢેલા જીવાત્માઓના પાળિયા ઊભા હતા. તેની પર મૃતકોના સ્નેહીઓની લાગણી લીંપાયેલી. તે પર સ્વામીશ્રીની નજર ફરતી રહી. તે સંબંધી વાતોનું આદાન-પ્રદાન તેઓ ક્યારેક સહપ્રવાસી સંતો સાથે કરી લેતા.

આમ, લગભગ પોણો કલાક વીત્યો ત્યારે અક્ષરવાસી ભક્તનાં સ્વજનો શબપેટી લઈને આવ્યાં. તેઓ સાથે જ અંતિમવિધિના સ્થળે ગયેલા સ્વામીશ્રીએ ત્યાં શબપેટીનું પૂજન કરી તે પર પુષ્પહાર ચડાવ્યો. સાથે લીધેલાં પ્રાતઃપૂજાનાં પ્રાસાદિક પુષ્પો પણ પધરાવી કંઠી મૂકી. આ સમયે તેઓ શબપેટીનું નહીં, પણ ભક્તનું જ પૂજન કરતા હોય તેવા ભાવ સ્વામીશ્રીના મુખ પર તરવરી રહ્યા.

તે સાથે જ તેઓએ દિવંગત ભક્તની સેવાઓ યાદ કરી તેઓને શાબ્દિક અંજલિ આપી અને રિવાજ મુજબ જે પ્રાર્થના બોલાય તેમાં પણ સ્વામીશ્રી સામેલ થયા. હવે સૌને લાગ્યું: 'વિધિ પૂરો થયો.' પરંતુ સ્વામીશ્રી બોલ્યા: 'ઠેઠ જવું છે.' આમ કહેતાં સ્વિચબૉર્ડ સુધી પહોંચેલા તેઓએ અહીં ચાંપ દાબતાં શબપેટીના ટેબલ પાસેનું બારણું ખૂલ્યું. શબપેટી અંદર સરકી. તે વખતે સ્વામીશ્રીએ એ પેટીને હાથ અડાડી જાણે ચેહને અગ્નિદાહ દીધો. ધીરે ધીરે સદ્‌ગતનું શરીર પંચમહાભૂતમાં વિલીન થયું અને સૌ સ્વામીશ્રીની ભક્તવત્સલતામાં લીન થયા.

આ પ્રસંગે ઉપસ્થિત અક્ષરવાસી ભક્તના બે દીકરાઓને સત્સંગનો રંગ ઓછો-આછો હતો, પરંતુ અહીં પધારેલા સ્વામીશ્રીની દયા-દરકાર જોઈ તેઓનો સત્સંગ વિશેષ દૃઢ થઈ ગયો. જયકૃષ્ણભાઈના એક જમાઈ અંતિમ સેવામાં સાથે હતા. તે વખતે તેઓએ પોતાના સસરાના મુખે વારંવાર સાંભળેલું કે 'જો સ્વામી અહીં હશે તો ફ્યુનરલમાં જરૂર આવશે.' ભક્તના આ ભરોસાને સાર્થક કરતા પધારેલા સ્વામીશ્રીને જોઈ આ જમાઈ પણ અહોભાવ અનુભવી રહ્યા.

## એક સમજાણું હરિમાં સુખ

એક ભક્તની અંતિમ ઇચ્છા પૂર્ણ કરી બપોરે બે વાગ્યે લંડન પધારેલા

સ્વામીશ્રી અહીં સ્નાનાદિકથી પરવારી અઢી વાગ્યે જમવા બિરાજ્યા.

તે પછી આજની સાંજે પાટીદાર સમાજના હૉલમાં પહોંચેલા તેઓનાં કરકમળો દ્વારા અત્રે પધરાવાયેલી અક્ષર-પુરુષોત્તમ મહારાજની પ્રતિમાનો અનાવરણવિધિ થયો.

આ જ રીતે તા. ૭/૧૦ની સવારે સ્વામીશ્રી ક્વિન્ટન સ્ટ્રીટ પર સંસ્થાએ સંપાદિત કરેલી શાળામાં યોજાયેલી શિબિરમાં લાભ આપવા પહોંચ્યા.

હવે દિવાળીના દિવસો નજીક આવી રહેલા હોવાથી મંદિરમાં અન્નકૂટની સેવાઓ પણ શરૂ થઈ ગયેલી. તે પર દૃષ્ટિ કરી સૌને પ્રોત્સાહિત કરવા સ્વામીશ્રી અવારનવાર પહોંચી જતા. જે કંઈ વાનગીઓ બનતી હોય તે હાથમાં લઈ ગુણવત્તા પણ પ્રમાણી આપતા.

નિરીક્ષણના આ ક્રમમાં તેઓ તા. ૮/૧૦ની સાંજે થાળ-ભેટ સ્વીકારવાના કાર્યાલયમાં પધારતાં જ અહીં સેવા આપતા બચુભાઈ, કુંવરજીભાઈ વગેરે ભક્તો રાજી થઈ ગયા. તેઓએ સ્વામીશ્રીને પાવતી-પોથી ધરતાં કહ્યું : ‘સ્વામી ! પહોંચ ફાડો.’

‘કોનું નામ લખું ?’ પહોંચપોથી હાથમાં લેતાં સ્વામીશ્રીએ પૂછ્યું.

‘બાપા ! આપનું લખો.’

કો’ક આમ બોલ્યું ત્યારે સ્વામીશ્રીએ જણાવ્યું : ‘મારું નામ કેવી રીતે લખાય ? હું તો સાધુ છું. મારી પાસે પૈસા ન હોય.’

જો તેઓ પોતાનું નામ લખત તો નાણાં આપનારા ઘણા મળી જાત, પરંતુ પોતાના નામની પહોંચ ફાટે તે પણ આ અકિંચન સંતને પસંદ નહીં. તેઓની આ ચેષ્ટાથી સૌને સ્વામીશ્રીના નિર્લોભીપણાની પાકી પહોંચ મળી ગઈ.

તેઓની આવી નિઃસ્પૃહી છબી તા. ૯/૧૦ની સવારે પણ સૌની નજર સમક્ષ તરવરી રહી.

આ સમયે સાઉથમ્પ્ટન તરફ જવા તૈયાર થયેલા સ્વામીશ્રી વિદાયને થોડી વાર હોવાથી સામે ઊભેલા યુવકો તરુણ પટેલ અને હિતેશ પટેલ સાથે વાતો કરવા લાગ્યા. તે વખતે આ બંને યુવાનોએ સ્વામીશ્રીને કહ્યું : ‘‘બાપા ! અમે બેય ભેગા થઈએ ત્યારે વિચારીએ કે ‘સ્વામી રાજી થાય તો શું માંગવું ?’ તો બંનેને વિચાર એક જ આવ્યો કે ‘પૈસા માંગવા, જેથી સેવા થાય.’’

આ સાંભળતાં જ સ્વામીશ્રી બોલ્યા : ‘‘જુઓ, ભગવાનમાં જ બધી સંપત્તિ છે. મૂર્તિ માંગીએ એમાં જ બધું આવી જાય. પૈસા માંગવાની જરૂર જ

નથી. એ આપે જ. વ્યવહાર એમને ચલાવવો છે. માટે ભગવાનને તો એમ જ કહેવાનું કે 'તમારું સુખ આપજો.' ભગતજી મહારાજે ગુણાતીતાનંદ સ્વામીને શું કહ્યું? 'મારે સાઈઠ હજાર રૂપિયા નથી જોઈતા. મારે તો તમારું જ સુખ જોઈએ છે.' હા, દુઃખ મટાડવાનું માંગો તે પણ ભગવાન પાસે જ, બીજે નહીં. મન પાકું કરવું તો ક્યારેય પાછું ન પડે. નિષ્ઠાની અને નિયમ-ધર્મની દૃઢતા રાખવી.'' સ્વામીશ્રીએ યુવાનોની ગાડી સાચા પાટે ચડાવી દીધી.

ગુણાતીત સત્પુરુષની આ જ ખાસિયત. તેઓ વ્યવહાર કરાવે ખરા, પણ તેને મુખ્ય ન થવા દે.

## યોગી દૂર નથી તમથી

તા. ૯/૧૦ની રાત્રે સાઉધમ્પ્ટનના હિંદુ મંદિરમાં ધર્મલાભ આપી રાત્રે અગિયાર વાગ્યે ક્રોલી પહોંચેલા સ્વામીશ્રીને અહીં તા. ૧૦/૧૦ની સવારે સુરતના આગેવાન સત્સંગી શ્રી આશાભાઈના અક્ષરવાસની ખબર મળી. તે સાંભળી તેઓ બોલ્યા: 'સત્સંગમાં ધક્કો લાગે તેવું થઈ ગયું. એ હોત તો સુરત મંદિરનું કામ સારું થાત. તેઓ સત્સંગ માટે ઘસાયા બહુ. એમને લઈને સત્સંગના કાર્યમાં અનુકૂળ સારું હતું, પણ મહારાજની ઇચ્છા.'

આમ, ભક્તના દુઃખે દુખિયા અને સુખે સુખિયા રહેતા સ્વામીશ્રી આજની સાંજે અહીંના કેથલિક ચર્ચમાં સત્સંગ-લાભ આપી રાત્રે પોણા અગિયાર વાગ્યે લંડન મંદિરે પરત પધાર્યા.

અહીં તેઓ તા. ૧૧/૧૦ની સવારે ભોંય પર જ આસન નંખાવીને પત્રલેખન માટે બિરાજ્યા. તે વખતે જ આવી ચડેલા એક બાળકની વાત સાંભળવા માટે સ્વામીશ્રી જમણો હાથ કોણીએ ટેકવી બાજુમાં મૂકેલા ઓશીકા પર ઢળ્યા. તે વખતે તેઓએ ડાબો પગ ઊભો રાખી એની પર ડાબો હાથ કાંડા આગળથી ટેકવેલો. વળી, એ ડાબા હાથમાં તેઓ દાંડીથી પકડેલાં ચશ્માંને ઝુલાવતા હતા. આ રીતે બાળકની વાત સાંભળવામાં તન્મય થઈ ગયેલા તેઓના આ વાર્તાલાપની તસવીર જો લેવામાં આવી હોત તો બાળક કદાચ વધુ ચાલાક લાગે તેટલી નિર્દોષતા સ્વામીશ્રીના ચહેરા પર ઊભરાઈ રહેલી.

આવા નખશિખ નિર્દોષ તેઓ સમક્ષ આ અરસામાં યોગીજી મહારાજનું જીવનચરિત્ર વંચાતું રહેતું. તે સાંભળવામાં પણ ગુલતાન થઈ જતા સ્વામીશ્રી અવારનવાર ગ્રંથનો મહિમા ઉચ્ચારતા કે 'યોગીજી મહારાજનું

જીવનચરિત્ર એવું છે ને કે વાંચે તો બ્રહ્મરૂપ થઈ જવાય. કોઈ પ્રશ્ન જ ન રહે. અદ્‌ભુત વાત છે. બાપાનો સમાગમ ન થયો હોય પણ આમાં સંપૂર્ણ સમાગમ થાય તેમ છે.'

આ ગ્રંથમાં આવતાં વ્યક્તિ, સ્થળ, ઘટનાઓ વગેરેના તેઓ પ્રત્યક્ષ સાક્ષી હોવાને નાતે, પુસ્તક સાંભળતાં સાંભળતાં તેઓના મનમાં સંસ્મરણોનો ધોધ વછૂટે. તે તેઓના મુખેથી શબ્દદેહ પામતો ત્યારે ઘણી નવી-નવી બાબતોનો ઉઘાડ પ્રસરી રહેતો.

તે અનુસાર તા. ૧૨/૧૦ના રોજ ગ્રંથમાં આવેલાં પારાયણોની વિગત સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'જોગીબાપાએ પારાયણનું સુગમ કરી આપ્યું. એકમાં જ બે-ત્રણ જણાનાં પારાયણો થાય. રસોઈમાં પણ એવું. શાસ્ત્રીજી મહારાજના વખતમાં એવું નહીં. એક જણાનું જ પારાયણ સાત દિવસનું ચાલે. પછી બીજાનું ચાલે.'

આમ, સ્વામીશ્રીએ એક સાંપ્રદાયિક પ્રણાલીનો ઘટસ્ફોટ કરી આપ્યો. તેઓ પાસે ઘડીક બેસો એમાં કંઈક નવું જાણવા-શીખવા મળી જ જાય. આ બાબતમાં તેઓનો પોઢવાનો સમય પણ બાકાત નહીં.

તે મુજબ આજની રાત્રે સ્વામીશ્રી શયનાધીન થઈ રહેલા ત્યારે સ્થૂળકાય સંદીપની કેડે લટકતી ચાવી જોઈ તેઓ આજુબાજુ બેઠેલા ચંદુ, ચંદ્રેશ વગેરે યુવકોને પૂછવા લાગ્યા: 'તને ચાવી મળી ?... તને ચાવી મળી ?'

આમ પૂછી સ્વામીશ્રી સ્વયં જ બોલ્યા: 'મળી છે તેથી તો અહીં આવીને બેઠા છે. હવે મળી છે તે સાચવવી. અક્ષરધામની ચાવી છે. આ લોકની ચાવી ખોવાઈ જાય તો મારી મચેડીને, તોડીને પણ અંદર જવાય. અક્ષરધામની ચાવી ખોવાઈ જાય તો ક્યાંય મેળ ન પડે.'

આટલું કહી સ્વામીશ્રીએ પોતે જ પ્રશ્ન પૂછ્યો કે 'અક્ષરધામની ચાવી શું ?'

પછી સ્વયં જ ઉત્તર આપ્યો કે 'યોગીબાપા મળ્યા એ ચાવી.'

આ સાંભળી સામે બેઠેલો ચંદુ બોલ્યો: 'પણ મેં તો તેઓનાં દર્શન કર્યાં નથી.'

'આ થાય છે ને !' સ્વામીશ્રીએ કહ્યું.

તેઓના આ શબ્દોનો પડઘો સૌને સમજાવી રહ્યો: *'યોગી દૂર નથી તમથી...'*

## નિયમ વિરુદ્ધ કરીએ તો દુઃખ

તા. ૧૩/૧૦ની સવારે પૂજાવિધિ બાદ *'ધીરજ ધર ને અરે! અધીરા...'* પદ પર મર્મસભર નિરૂપણ કરતાં સ્વામીશ્રીએ કહ્યું :

"આપણને ખોટી ચિંતા બહુ થાય, પણ ભગવાને જનમ આપ્યો છે તે સાચવશે. જન્મ્યા ત્યારે માતાનાં સ્તનમાં દૂધ આવે છે અને બાળક મોટું થાય ત્યારે ચાલ્યું જાય. માતાનું ધાવણ ધાવી મોટો થયો હોય તે પાટુ મારે તો ભીંત પાડી નાંખે. સાત ઘોડિયાં તોડી નાંખે. અત્યારે તો ટોટી ચૂસ-ચૂસ કરે – બેબીસીટરને ત્યાં! તેમાં શું બરકત આવે? ધરતીનું ધાવણ ધાવી છોડ થાય તે મોટો કસવાળો થાય. હવે ફર્ટિલાઇઝર વગેરે નાંખી વર્ણસંકર થાય છે તેમાં બાજરો ફિક્કો આવે. પંખાળીના ભાત એ ડાંગર હોય ત્યારે પણ સુગંધ આવે અને રાંધે ત્યારે તો દસ ઘર સુધી સુવાસ આવતી. હવે તો પંખાળી, બાસમતી બધાની સુગંધ ચાલી ગઈ. માતાને ધાવીને છોકરાં મોટાં ન થયાં હોય તેને મા-બાપ પ્રત્યે, ભાઈઓ પ્રત્યે પ્રેમ ન થાય.

ભગવાને બધાને જિવાડવાના ઉપાયો શોધી કાઢ્યા છે. ડુંગર પર પણ પાણી ચડાવ્યું. પશુ-પંખી બધાંનો વિચાર કર્યો છે. પ્રેમ આપ્યો છે, જેથી સૌ સાથે રહી શકે. પણ માણસે પ્રેમ તોડી પૈસા માટે પશુ-પંખીને માર્યાં. તો પછી સુખ ક્યાંથી થાય? ભગવાનના કાયદા શાશ્વત છે. એના નિયમ વિરુદ્ધ કરીએ તો દુઃખ. નિયમમાં રહીએ તો સંસારચક્ર ચાલે ને મોક્ષ પણ થઈ જાય."

જગતની વાસ્તવિકતાનું હૂબહૂ ચિત્રણ કરી સ્વામીશ્રીએ એક ઉપયોગી ઉપદેશ વહાવી દીધો.

## સત્સંગમાં પણ ફરી જવું

દિવાળીનો તહેવાર નજીક આવતાં મંદિરમાં વધી ગયેલા સેવાના ધમધમાટથી ઉતારામાં કામ કરતા કે પોઢતા સ્વામીશ્રીને ખલેલ પહોંચે તે નિશ્ચિત વાત હતી. તેથી જ તા. ૧૪/૧૦ના રોજ કાર્યકરોએ વિનંતી કરી કે 'બાપા! અન્નકૂટ અને તેના આગલા દિવસે આપ હરિભક્તના ઘેર રોકાઓ તો સારું. અહીં તો અવાજ...'

'અમને અવાજ કંઈ નડતો નથી.' આટલું કહી સ્વામીશ્રીએ ઉમેર્યું : 'અમારે અહીં જ બરાબર છે. (વર્ષનો) છેલ્લો ને પહેલો દિવસ ભક્તિ વધુ

થાય તો સારું. આખું વરસ સારું (રહે.) પહેલી ને છેલ્લી આરતી અમારે ઉતારવાની નેમ.'

સગવડ જો ભક્તિનો ભોગ લેતી હોય તો તે સ્વામીશ્રીને માન્ય નહીં. ભીડામાં પણ જો ભક્તિ થતી હોય તો તેઓ તે ભીડાનેય ભેટે.

તેથી કાર્યકરોએ બીજી એક વાત કરતાં કહ્યું: 'બાપા! અન્નકૂટના દિવસે આપને અડધો કલાક વહેલા પૂજા કરવા આવવું પડે તેમ છે અને સાંજે તથા રાત્રે પણ અન્નકૂટની આરતી ઉતારવા આવવું પડે. તો...'

'અમને એમાં કંઈ વાંધો નથી. તમે જેમ કરતા હોય તેમ કરજો.' સ્વામીશ્રીએ જણાવ્યું.

સાકરને દૂધમાં ઘોળવા થોડી તો હલાવવી પડે છે, પણ સ્વામીશ્રી તો તેથીયે વધુ આસાનીથી સંતો-ભક્તોનાં આયોજનોમાં ભળી જતા. તેથી જ તો તેઓ સાથે કામ કરવામાં મીઠાશ જ કંઈ જુદી અનુભવાતી!

આજે એવી જ મીઠપ અનુભવી વિદાય થયેલા કાર્યકરો બાદ સ્વામીશ્રીને મળવા આવ્યું – કોવેન્ટ્રીનું ભક્તમંડળ. તેઓએ મીટિંગ બાદ સ્વામીશ્રી સાથે સમૂહછબી પડાવી ત્યારે તસવીરકારને વળી એક અલગ ખૂણેથી છબી લેવાનું મન થતાં તેણે સૌને થોડું ફરવા કહ્યું. આ સૂચનાનો અમલ કરતાં સૌ તરત જ ફરી ગયા. તે જોઈ મંદ સ્મિત વેરતાં સ્વામીશ્રી બોલ્યા: 'ફોટો પડાવવામાં ફરવાનું કહ્યું તો તરત જ ફરી ગયા. એમાં વાંધો આવ્યો? તેમ સત્સંગમાં પણ ફરી જવું – સત્પુરુષ કહે તેમ!'

સ્વામીશ્રીની આ પ્રાસંગિક શીખ સૌનાં હૈયે ચોંટી ગઈ.

## આને નથી દેહની સંભાળ રે

તા. ૧૫/૧૦ની બપોરે સ્વામીશ્રી સમક્ષ વંચાઈ રહેલા ગ્રંથમાં વાત આવી કે 'યોગીબાપા હરિભક્તોને સભામાં જ કહેતા: હવે ડૉક્ટરની સૂચના છે કે ઓછું બોલવું. સૌને મળાય - ન મળાય તો રાજી રહેશો.'

આ સાંભળી સંતોએ સ્વામીશ્રીને કહ્યું: 'હવે આપ પણ આવું કહેવાનું રાખો.'

'હજુ આપણે વાર છે. યોગીબાપાને ૭૦ વર્ષ થયાં પછી...'

'એ તો સમયાનુસાર થવાની વાત આમાં (ગ્રંથમાં) જ આવી ને! તમારે બીમારી આવી તે...'

'બીમારી ક્યાં છે? ત્રણ ટાણાં ઝાપટીએ છીએ ને! ખવાય નહીં, પીવાય નહીં, તો બીમારી ગણાય.'

'તમારી (હૃદયની) બીમારી કાયમી છે. બહારથી ખબર ન પડે.'

પરંતુ આ વિગત પર લક્ષ્ય ન આપતાં સ્વામીશ્રીએ કહ્યું: 'જમીએ તો ભજન કરવું જ પડે ને! સવાર-સાંજ કથા-વાર્તામાં જવાય, ભજન થાય. કથા-વાર્તા કરવી, સાંભળવી. નહીંતર અંતઃકરણ ઉઝરડાઈ જાય.'

આમ, સતત જાણપણારૂપ દરવાજે રહેતા તેઓ તા. ૧૬/૧૦ની સવારે અલ્પાહાર લેવા બિરાજ્યા ત્યારે નવું ચોકઠું સહેજ ડંખતું હતું. તેથી સેવકે કહ્યું: 'ગાદી (cushion) મૂકવી છે?'

'ના, ના. એક ટાઈમ ઓછું ખાઈશું તો ક્યાં વાંધો આવે એમ છે? જમવાની શું ચિંતા? એમાં ક્યાં મરી જવાના છીએ? ચાલે.'

તનનું જતન ન કરવાનો સ્વામીશ્રીનો સ્વભાવ વધુ એક વાર ઝળકી ઊઠ્યો.

## મશીને મારી મહોર!

તા. ૧૬/૧૦ના રોજ અલ્પાહાર બાદ સ્વામીશ્રી વેમ્બલીમાં આવેલા જે બૅંક હાઉસમાં પધાર્યા ત્યાં સૌની થાપણોને સુરક્ષિત રાખવા માટે જડબેસલાખ વ્યવસ્થા ગોઠવવામાં આવેલી. તેના ભાગરૂપે થાપણ મૂકનારી દરેક વ્યક્તિના હાથનો પંજો અહીં સંગૃહીત કરવામાં આવતો. જ્યારે વ્યક્તિ દર-દાગીના કે રોકડ રકમ લેવા-મૂકવા આવે ત્યારે અત્રે મૂકેલું યંત્ર તેનો પંજો તપાસે. તે પછી જ દરવાજો ખૂલે.

આ વિગત સમજાવી પધરામણી કરાવનારા યજમાન શ્રી ચંદ્રકાંતભાઈ પૂજારા તથા કાંતિભાઈ અમીને સ્વામીશ્રીનો પંજો પણ રેકોર્ડમાં લઈ લીધો. ત્યારબાદ સ્વામીશ્રીને તેઓનો પંજો મશીન પર મૂકવા વિનંતી થઈ. સ્વામીશ્રીએ તેમ કર્યું. પરંતુ આશ્ચર્ય! દસ મિનિટ પસાર થઈ ગઈ છતાં દરવાજો ન ખૂલ્યો. સ્વામીશ્રીના દિવ્ય સ્પર્શથી જડ મશીન જાણે દિગ્મૂઢ બની ગયું!

સૌ મૂંઝાયા કે 'આમ કેમ થયું?'

ત્યારે હસતાં હસતાં સ્વામીશ્રી બોલ્યા: 'અમારી પાસે પૈસા ક્યાં છે તે ખૂલે? અમે તો ખાખી બંગાળી જેવા!'

તેઓના નિર્લોભીપણા પર આજે મશીને પણ મહોર મારી દીધી કે

*'પંચવ્રત પ્રેમે રહ્યા ધરી...'* જેવા સંત છે આ સ્વામીશ્રી.

## ધારેલ નહીં એવાં દર્શન

આ વર્ષે દશેરાથી દિવાળી-અન્નકૂટ સુધીના બધા ઉત્સવો સ્વામીશ્રી પહેલી વાર લંડનમાં ઊજવી રહ્યા હોવાથી સ્થાનિક ભક્તોનો આનંદ અહીં-તહીં ફટાકડાની જેમ ફૂટી રહેલો, કોઠીની જેમ ઊછળી રહેલો અને ચકરડીની જેમ ઘૂમી રહેલો.

તેની એક અભિવ્યક્તિરૂપે તા. ૧૮/૧૦ના રોજ દિવાળી નિમિત્તે સૌએ દીવડા પ્રગટાવી ઝળહળતું સુશોભન કર્યું. તેમાંથી સમજવાલાયક બોધ તારવતાં સ્વામીશ્રીએ કહ્યું: 'બ્રહ્મરૂપ થઈ પુરુષોત્તમ નારાયણની ભક્તિ કરવી તે દીવો પ્રગટાવવાનો છે.'

આ જ્ઞાનદીપકના ઉજાસમાં આજની સાંજે ચોપડા પૂજન ઉમંગભેર સંપન્ન થયું. તેને અનુસરતાં રાત્રે આતશબાજી પણ ભવ્ય થઈ અને તા. ૧૯/૧૦ના રોજ આવી પહોંચ્યું – વિ.સં. ૨૦૪૭નું નવલું પ્રભાત!

આ અવસરે સ્વામીશ્રીનો લાભ લૂંટવા સવારથી જ ભક્તમેદની જામી ચૂકી. તેઓ પર અમૃતવર્ષા કરતાં સ્વામીશ્રીએ જણાવ્યું: 'આજના ઉત્સવની જય અને હરિભક્તોની પણ જય. કીર્તન ગાયું કે તમારી મૂર્તિ વિના બીજું માંગતા નથી. જરૂર હોય તો માંગવાનું ખરું, પણ (ન મળે તો) આડું-અવળું જતું ન રહેવું. અમે પૈસા લેવા આવ્યા નથી, પણ તમે મંદિરે નથી આવતા તે કહેવા આવ્યા છીએ.'

આ આશીર્વાદ બાદ અન્નકૂટની ગોઠવણી શરૂ થતાં છેલ્લા દસ દિવસની સતત મહેનત દ્વારા મહિલા-મંડળે તૈયાર કરેલી વાનગીઓથી મંદિર મઘમઘવા લાગ્યું. ૯૦ ફૂટની પહોળાઈવાળા સભામંડપમાં ૭૯ ફૂટની લંબાઈનાં અર્ધગોળાકાર સાત પગથિયાં પર સ્વાદિષ્ટ વાનગીઓ મુકાઈ. તેની સાથે ઉદ્યાન, ફુવારા, હિંડોળાના પણ સાજ સજાવેલા. તેને સાર્થક કરતા સ્વામીશ્રીએ સાડા અગિયાર વાગ્યે પધારી પ્રેમપૂર્વક થાળ ગાયા, ગોવર્ધનપૂજા કરી, આરતી ઉતારી અને આશીર્વાદ આપ્યા કે –

'અહીં આ ઉત્સવ જોયો, અદ્‌ભુત... અદ્‌ભુત... આટલો મોટો અન્નકૂટ અને આટલી વાનગીઓનાં પ્રથમ વખત દર્શન થયાં. અંતરની ભક્તિ, અનન્ય ભક્તિ હોય તો જ આ થાય. મહિલા મંડળને પ્રેમ ત્યારે આ બધું થાય. યુવક

મંડળને પણ ધન્યવાદ છે. અન્નકૂટનાં દર્શન કરીને અમારી તો છાતી ઠરી જાય છે. અમે પણ ધારેલ નહીં એવા ઉત્સવનાં દર્શન થયાં. આવા ને આવા અન્નકૂટ ચાલ્યા જ કરે, તમારી પરંપરામાં પણ ચાલ્યા કરે એ આશીર્વાદ.'

સ્વામીશ્રી આજે ખૂબ રંગમાં હતા. એ રંગના સંગે દિવસ દરમ્યાન દર્શને આવેલા BBCના ખબરપત્રીઓ સહિત વીસેક હજાર ભક્તો-ભાવિકો પણ ઝૂમી ઊઠ્યા.

## આખું યુ.કે. રંગી નાંખવું છે

નૂતન વર્ષે લંડનમાં અન્નકૂટ ઊજવી આ જ હેતુસર સ્વામીશ્રી તા. ૨૧/૧૦ના રોજ લેસ્ટર પધાર્યા ત્યારે અહીં સ્થાનિક ભક્તોએ સોરવેલી હાઈસ્કૂલના હૉલમાં શ્રીજીમહારાજની ઉત્સવમૂર્તિ સમક્ષ ૩૦૦ વાનગીઓનો કલાત્મક અન્નકૂટ પૂરેલો.

તેની આરતી ઉતારી લંડન પરત ફરેલા સ્વામીશ્રીએ અત્રે તા. ૨૨/૧૦ની રાત્રે આરામમાં જતાં પૂર્વે યુવક કાર્યકરોને કહ્યું : 'આપણે બંધુત્વ પ્રવાસ કરવો છે. હોલી-ડે હોય ત્યારે ૧૦૦ માઇલની અંદર. દરરોજ નહીં, એક મહિનો સળંગ પ્રવાસ થઈ જાય. એમાં પ્રવચન કરનાર, કીર્તન ગાનાર, તબલાં-પેટી બધો સરંજામ ભેગો જ રાખવો. પહેલાં હેત થાય, પછી નિષ્ઠાની વાત થાય. જેના ઘેર ગયા હોય તેને અનુકૂળ થઈને રહેવું. કથાવાર્તા કરવી અને આખું યુ.કે. રંગી નાંખવું છે. માટે નીકળી જ પડો. તમે યુવકો મંડી પડો. તમારા દ્વારા કાર્ય થશે. ધમધમાટ પ્રવચન કરવું. દર વર્ષે એક મહિનો ફરવામાં તો વાંધો ન આવે.'

આમ, સત્સંગ-વિકાસનું એક આગવું આયોજન આપનારા સ્વામીશ્રીની આરસ-પ્રતિમાના સ્થાપનનો વિધિ તા. ૨૩/૧૦, લાભ પાંચમની સવારે યોજાયો. આ સમયે તત્કાલીન મંદિરના સિંહાસનની ડાબી બાજુએ કાષ્ઠનિર્મિત બેઠક પર પધરાવવામાં આવેલી બે આરસ-પ્રતિમાઓને વૈદિક રીત અનુસાર વડીલ સંતો દ્વારા પૂજવામાં આવી. તેમાંની એક મૂર્તિ અહીં લંડનમાં બિરાજવાની હતી અને બીજી મૂર્તિ લેસ્ટરને પાવન કરવાની હતી.

જો કે આ સમગ્ર વિધિ દરમ્યાન સ્વામીશ્રી તો પ્રાતઃભ્રમણમાં જ રત હતા પરંતુ ભક્તોએ નવા વર્ષે પ્રગટ ગુરુહરિને એક અનુપમ અંજલિ આપી દીધી.

## અહીં ડિગ્રેડ (ગૌરવહીન) થવાનું છે જ નહીં

લાભ પાંચમની સવારે નિત્યપૂજા કર્યા બાદ વચનામૃત(લો. ૪)ના આધારે મર્મભેદક અમૃતવાણી વહાવતાં સ્વામીશ્રીએ કહ્યું :

"ભગવાન જે કરે તે સારું જ કરે છે. જ્યારે જેવો સમાસ થાય તેમ કરે. ઝીણાભાઈ ભગવાન ઘેર ન આવ્યા તેમાં દિલગીર થઈ ગયા, પણ એ તો મહારાજની ઇચ્છાની જ વાત. અહીં પણ કેટલાકને થાય છે કે 'અહીં કેમ નથી જતા?' મૂંઝવણ થાય તે સ્વાભાવિક છે, પણ જ્ઞાને કરીને પ્રેમ હોય તો મૂંઝવણ થાય ખરી? રીસથી પ્રેમ રાખે તેમાં ઘણા પાછા પડી જાય. આપણું કલ્યાણ, મોક્ષ એ સંત સાથે જ છે. એની સાથે રૂસણું ન હોય. એ રાજી થાય તેમ કરવાનું. આવે ત્યારે રાજી થવું પણ ન આવે તોય રાજી રહેવું. શોક તો કરવો જ નહીં. આપણો અપરાધ પણ નથી, કમભાગ્ય પણ નથી. એની મરજીની વાત છે.

દરેકની ઇચ્છા કે 'પોતાને ગમતું થાય તો સારું.' પણ એને જે ગમે તે સારું. તર્ક-વિતર્ક થાય કે 'પેલાએ ફૂંક મારી હશે!' પણ એને ફૂંક મારનારા કોણ હોય? એ કંઈ નાના છે કે કો'કના સમજાવ્યા સમજી જાય? ચડાવ્યા ચડી જાય? મૂંઝવણમાં તમોગુણ છવાઈ જાય. અભાવ ને અવગુણ ને ખોટા વિચારો આવી જાય કે 'પક્ષપાત છે, પોલિટિક્સ છે.'

ડિગ્રેડ કરી નાંખ્યા એવું થઈ જાય, પણ અહીં ડિગ્રેડ થવાનું છે જ નહીં. નીચે ઊતરીએ એમ મહિમા વધે, ડિગ્રી વધી જાય છે. ડિગ્રેડ કરી દીધા એટલે નથી કરવું એમ નહીં, કરવું. જે જે રુચિમાં ભળી ગયા તેને સુખ-શાંતિ થઈ ગઈ. માટે ભગવાનના ભક્તને અતિ પ્રસન્ન રહેવું.

'ભજન કરવું તેમાં મૂડ નથી.' પણ શું કામ મૂડ ઊડી જાય? બૈરાં-છોકરાં બોલ બોલ કરે, એનું ધાર્યું કરે તો પણ નિર્માની થઈને કામ કરીએ છીએ, પણ અહીં ખોટા અધિકાર માંગીએ. સત્સંગમાં એમ થાય કે 'મારું ધાર્યું કેમ નથી થતું?' પણ કોઈનું ધાર્યું થતું નથી. ભગવાનનું જ ધાર્યું થાય છે."

સ્વામીશ્રીની આજની વાણી જીવનના દ્વારે શુભ-લાભનાં ચોઘડિયાં વગાડે તેવી રહી.

## આ પૂરું થાય તેમ નથી

આ અરસામાં લંડનના આપણા મંદિરની સામે આવેલું આર્લિંગ્ટન

કંપનીનું એક ગૅરેજ મોટા મંદિર માટે સંસ્થા દ્વારા સંપાદિત થયેલું. આશરે સાડા ત્રણ એકરની આ જગ્યા પર લાભ પાંચમના મંગલ દિવસે પોણા અગિયાર વાગ્યે પધારેલા સ્વામીશ્રી શાંતિપાઠ તથા સંકલ્પવિધિ કર્યા બાદ બારસાખ પર ચાંદલા કરવા પહોંચ્યા, પરંતુ બારસાખ ઊંચી હોવાથી પંજા પર ઊંચા થઈ સ્વામીશ્રીએ સિક્કા જેવા ગોળ ચાંદલા કર્યા. ત્યારબાદ ઠાકોરજીને આગળ રાખી પુષ્પો વેરતાં વેરતાં સંકુલમાં ઘૂમવા લાગેલા તેઓએ સ્વાગત-કક્ષમાં કળશ-સ્થાપન કર્યું. આજુબાજુની જમીનો, સામે આવેલી શાળા, સાંપ્રત મંદિરની આસપાસ રહેલાં મકાનો તથા રસ્તાઓ બધે જ સ્વામીશ્રી ફરી વળ્યા; જાણે એ સઘળું ખરીદી લેવું ન હોય! બધું મળીને આજે તેઓ લગભગ એક કલાક જેટલું ચાલ્યા, છતાં ઉત્સાહ એવો હતો કે બિલકુલ થાક જણાતો નહીં.

એ જ ઉમંગથી સ્વામીશ્રી તા. ૨૫/૧૦ની રાત્રે મંદિર-નિર્માણની મીટિંગમાં મોડે સુધી બિરાજ્યા. પરંતુ અગિયાર વાગ્યા એટલે સંતોએ કહ્યું: 'હવે આ પૂરું કરો.'

'આ પૂરું થાય તેમ નથી. ચાલ્યા જ કરે તેમ છે.' હાથમાં મંદિરનો નકશો રાખી સ્વામીશ્રી શાંતિથી બોલ્યા. પછી ઉમેર્યું:

'શ્રીજીમહારાજે એટલા બધા સંકલ્પો કર્યા છે ને, કે પૂરું થાય તેમ નથી. વળી, પાછળના માટે પણ રાખી જવા પડે ને! તેઓ પણ કર્યા કરે.'

સેવા, સેવા અને સેવા – આ જ હતો સ્વામીશ્રીનો જીવનમંત્ર!

## વંટોળિયાની વાત

તા. ૨૬/૧૦નું પ્રભાત ફૂટ્યું ત્યારે સૌ લંડનવાસી ચિંતિત હતા, કારણ કે હવામાન-ખાતાનો આજનો વર્તારો જણાવતો હતો કે 'તા. ૨૮/૧૦ના રોજ મોટું વાવાઝોડું લંડન પર ત્રાટકવાનું છે.' ગયા વખતે ફૂંકાયેલા ચક્રવાતથી કરોડો પાઉન્ડની બરબાદી ભોગવી ચૂકેલું લંડન આ આગાહીથી હતપ્રભ થઈ ગયેલું. તે સૌ વતી જાણે વિનંતી કરતા હોય તેમ સી. એમ. પટેલે સ્વામીશ્રીને કહ્યું: 'વાવાઝોડું ન આવે તેમ કરજો. બાકી બધાના દેશકાળ બગડશે. મંદિરની સેવા લખાવી હોય એને પણ ધક્કો લાગશે.'

આ સાંભળી દયાર્દ્ર થઈ જતાં સ્વામીશ્રી બોલ્યા: 'આપણે માંડ મૂઠી-મૂઠી ભેગું કરીએ અને આ એકસાથે ઉઝેડી જાય...' આટલું કહી તેઓએ ઉમેર્યું:

'વાવાઝોડું દરિયા ભેગું થાય. ત્યાં વાંધો નહીં. અહીં ન આવે તેવી મહારાજને પ્રાર્થના કરીએ.'

સ્વામીશ્રીએ જ્યાં આમ સંકલ્પ કર્યો તે સાથે જ જાણે વાવાઝોડાનું સુકાન મરડાઈ ગયું હોય તેમ રવિવારે એ વંટોળિયો દરિયા ભણી વળી જતાં લંડન હેમખેમ રહ્યું !

*'જેની આગન્યામાં વાયુ વ્યોમ, વળી કહીએ તેજ તોય*[૫૪] *ભોમ...'*નો આ સીધો અનુભવ સ્વામીશ્રીમાં થતાં હરખઘેલા બનેલા યુવકોએ તા. ૨૮/૧૦ની રાત્રે આ સમાચાર સ્વામીશ્રીને જણાવ્યા. તે વખતે વંટોળની વાત પરથી મનનીય બોધ આપતાં સ્વામીશ્રીએ કહ્યું :

"વળ મૂકી દેવો એટલે વાવાઝોડું બંધ થઈ જાય. સત્સંગમાં, ઘરમાં વળ મૂકી દેવો. કોઈનું વંટોળ જેવું ઊપડ્યું હોય તો બેસાડવું પણ ઉખાડવું નહીં. આપણે તો જે હોય તેને સહન કરવાની જ વાત કરવી. મહિમાની વાત કરીને તે વંટોળ દબાવી દેવો. બીજાને ગજે (માપે) ભરી દેવું, એટલે પ્રશ્ન જ ન થાય. 'તમે મોટા...' આપણે સેવા જ કરવી છે ને ! ભલે એ આગળ પડતો. એના ગજે દંડો ભરી દેવો. પણ ચર્ચા નહીં કે 'તારો ગજ બે આંગળ મોટો કેમ છે ?' એમ અહં-મમત્વ ન રાખવું.

લાભ અમૂલ્ય મળ્યો છે તે ખોવાઈ ન જાય. આની વાત આને કરવી અને તેની વાત આને કરવી – એમ અથડાવવાની વાત ન કરવી. સારી-નરસી સાંભળી હોય તો જીવમાં પચાવી દેવી. અંટસ પડી જાય તેવું ન કરવું. સેવાની વાતનો પ્રચાર કરવો."

'પ્રકૃતિ'ની રૌદ્રતાને ભદ્રતામાં ફેરવવાનો કીમિયો જણાવી સ્વામીશ્રી આરામમાં પધાર્યા. તેઓની કૃપાથી આજે લંડન પણ શાંતિથી સૂતું.

## કથા, ભજન, દર્શન થાય તે માટે દેહ છે

તા. ૨૮/૧૦ના રોજ વિશ્વ હિંદુ પરિષદ તથા રામ-જન્મભૂમિ સમર્થન સમિતિ દ્વારા મંદિરમાં યોજાયેલી એક વિશિષ્ટ સભામાં પ્રેરક માર્ગદર્શન આપતાં સ્વામીશ્રીએ કહ્યું :

'રામને જે માણસ સમજ્યો હોય તે એમ ન કહે કે 'એ હિંદુના જ હતા.' રામ બધાના હતા. હિંદુસ્તાનમાં વસનારા બધા જ રામ-રાજ્યની ઇચ્છા

૫૪. પાણી.

રાખે. આપણે માર ખાધો છે એકતાની ખામીને કારણે. હિંદુ લોહીમાં જ નથી કે 'પરાણે લઈ લેવું.' હિંદુ ધર્મ કોઈનો નાશ કરવા નથી ઇચ્છતો. ભગવાન આ સહન કરવાના નથી, સહન કરશે પણ નહીં. આ કાર્યમાં સફળતા મળશે જ.'

આ આશીર્વાદની સાથે સ્વામીશ્રીએ તા. ૩૦/૧૦ની સવારે સવા ચાર વાગ્યાથી પાંચ વાગ્યા સુધી આ ગૂંચવાયેલા કોકડાના શાંતિપૂર્ણ ઉકેલ માટે ધૂન કરી. તેમાં પ્રથમ પંદરેક મિનિટ સુધી તેઓ ઓરડામાં એકલા પ્રાર્થનારત રહ્યા. ત્યારબાદ બહાર આવી સૌ સંતો સાથે બિરાજ્યા. આ સમયે ભારતમાં હજારો ભક્તો રામ-જન્મભૂમિ પર મંદિર-નિર્માણ માટે જવાના હતા. તેઓને અહીં રહ્યાં થકાં સ્વામીશ્રીએ પ્રાર્થનાનું પીઠબળ પૂરું પાડ્યું.

આજનો દિવસ વળી પ્રબોધિની એકાદશીનો પણ હોવાથી તેઓએ સાંજે મંદિરમાં શાકની હાટડીનો ઉત્સવ ધામધૂમથી ઊજવ્યો. ત્યારબાદ સૌના આગ્રહથી સ્વામીશ્રી કમને ફરાળ અંગીકાર કરવા બિરાજ્યા, પરંતુ ચમચી ભરી કેવળ પ્રવાહી જ ગ્રહણ કરતા તેઓને શ્રી હરીશભાઈ પટેલે કહ્યું: 'બાપા ! આપે શાંતિથી જમી લેવું. અમે ઉપવાસ કરીશું.'

'મકાનને સમયે-સમયે ભાડું આપી દેવાનું. બાકી વિચારવાનું નહીં.'

'પણ મકાનને સાચવવું તો પડે ને !'

'એનો ઉપયોગ પણ કરવો પડે, નહીં તો ધૂળ ચડી જાય, સડી જાય. કથા થાય, ભજન થાય, દર્શન થાય તે માટે દેહ છે. એ અમારો બીઝનેસ છે.'

'પણ સભામાં કીર્તન વખતે આંખો બંધ થતી હતી. આપના મુખ પર થાક દેખાતો હતો.'

'એ તો મૂર્તિમાં તલ્લીન થયા હતા. આંખ્યો મીંચાય એટલે થોડી ઊંઘ જ હોય ! એ તો ધ્યાનથી વાત સાંભળીએ તો ઊતરે ને !'

આ સમયે એક સંત બોલ્યા: 'સ્વામીબાપા આજે સવારે ચાર વાગ્યે જાગી ગયેલા.'

'અમે તો એક જ દા'ડો ઊઠ્યા પણ યોગીબાપા કાયમ ઊઠતા.'

'પણ એ તો રાત્રે વહેલા સૂઈ જતા ને !'

'બાર વાગ્યે સૂતા'તા. તમે ક્યાં જોયા છે ?' સ્વામીશ્રીએ કહ્યું.

તેઓના પ્રત્યેક ખુલાસામાંથી ગુરુભક્તિ અને તપ-ભજનનો આગ્રહ સ્પષ્ટપણે તરવરી રહ્યાં.

## મળ્યા મૂર્તિમાન આ વૈરાગ્ય

તા. ૩૧/૧૦ના રોજ સરદાર જયંતી નિમિત્તે સરદાર પટેલ મેમોરિયલ સોસાયટી તરફથી બ્રેન્ટ ટાઉન હૉલમાં યોજાયેલી ખાસ સભામાં સ્વામીશ્રીને અતિથિ-વિશેષ તરીકે નિમંત્રિત કરવામાં આવેલા. આ આમંત્રણ સ્વીકારી ત્યાં પધારેલા સ્વામીશ્રીએ સરદાર પટેલની પ્રતિમાને પુષ્પહાર પહેરાવી સમારંભનો મંગલદીપ પ્રગટાવ્યો. તેના ઉજાસમાં ભારતના આ લોખંડી પુરુષના કાર્યની સુંદર છણાવટ કરતાં તેઓ બોલ્યા :

'સરદાર ભારતના એક મહાન રાષ્ટ્રીય સેવક થઈ ગયા. તેઓએ સેવક થઈને જ કાર્ય કર્યું છે. એમનું કાર્ય ભુલાય તેમ નથી. તેઓ હૃદયના, મનના મજબૂત હતા, તેમ જ કાર્યના પણ મજબૂત હતા, કારણ કે ચારિત્ર્ય દૃઢ હતું. જરા પણ સ્વાર્થ નહીં. સગાં-સંબંધી વિષે પણ (પક્ષપાતનો) ભાવ નહીં. એમની નિર્ણયશક્તિ પણ અલૌકિક હતી. એમણે દેશની અખંડિતતા કરી છે. તેઓ સત્સંગી હતા. શાસ્ત્રીજી મહારાજે આશીર્વાદ આપેલા કે સરદાર સારું કાર્ય કરી શકશે અને બેતાજ બાદશાહ થશે. એ આશીર્વાદ સરદારે પચાવ્યા. એવા સરદારને યાદ કરીને તેમનું ઋણ અદા કરીએ.'

આમ, સરદાર પટેલની પ્રતિભાનું સંક્ષેપમાં પણ સર્વાંગી મૂલ્યાંકન કરી તેઓને અંજલિ આપતા સ્વામીશ્રી મંદિરે પધાર્યા.

અહીં તેઓ તા. ૧/૧૧ની સાંજે વ્યાયામના ભાગરૂપ ભ્રમણ માટે ઊભા થયા ત્યારે હરિભક્ત શ્રી દિનશા નવા બૂટ લઈને હાજર હતા, પરંતુ તે જોતાં જ સ્વામીશ્રી અકળાઈને કહેવા લાગ્યા : 'તમારે પહેલાં પૂછવું, પછી લાવવું. આને ક્યાં રાખવા? કેટલા ભેગા કરવા? હાથે, માથે, છાતીએ બધે પહેરું તો છે! આ જોડા બીજા કોઈ પહેરે નહીં ને કોઈને અપાય નહીં. નકામા પડ્યા રહે ને જગ્યા રોકે.'

કેવળ આ પ્રસંગ અને આ પદાર્થ પૂરતો જ નહીં, પણ સ્વામીશ્રી પાસે સૌને આ અનુભવ કાયમ થતો કે *'...આપણાં મોટાં છે ભાગ્ય, મળ્યા મૂર્તિમાન આ વૈરાગ્ય...'*

આવા સ્વામીશ્રી પાસે મહંત સ્વામી સહિત ૧૧ સંતો અમેરિકાનું વિચરણ પૂર્ણ કરીને તા. ૩/૧૧ના રોજ લંડન આવી પહોંચતાં સ્વામીશ્રીએ સૌને પ્રેમપૂર્વક આવકારી છાતી સરસા ચાંપ્યા. આ આનંદ સાથે ઠાકોરજી

જમાડવા બિરાજેલા સ્વામીશ્રીને અહેવાલ આપતાં મહંત સ્વામીએ કહ્યું: 'આ વખતે આપને ગમે તેવું એક કાર્ય થયું. બધાને ખૂબ સરસ સંપ હતો.'

આ સાંભળી રાજી થઈ ઊઠેલા સ્વામીશ્રીએ સૌને સ્વહસ્તે લાડુની પ્રસાદી આપી.

## શાકોત્સવની સરસ સ્મૃતિ

તા. ૪/૧૧ના રોજ ટ્રીંગ ટાઉનમાં આવેલી પેન્ડલી મેનર હૉટલના પ્રાંગણમાં ધર્મલાભ આપનારા સ્વામીશ્રીએ, તા. ૫/૧૧ની સાંજે મંદિરના આંગણે સૌને શાકોત્સવનો સ્વાદ ચખાડ્યો.

આ લાભ લૂંટવા હરિભક્તોએ કેન્યાથી દસ મણ રીંગણાં મંગાવેલાં. શાક બનાવવા ખાસ કોલસા પણ એકત્રિત કરેલા. આ સામગ્રીને લેખે લગાડી શાકને સ-રસ કરવા સ્વામીશ્રી સાંજે પાંચેક વાગ્યે રસોડામાં આવી પહોંચ્યા.

અહીં પ્રથમ તો તેઓએ ચૂલાનો તાપ ખૂબ આકરો લાગતાં થોડી રેતી નાંખી તાપ ધીમો કરાવ્યો. તે પછી તેની પર ચડેલા તપેલામાં ઘી રેડ્યું. આ ઘી ગરમ થતાં મૂઠી ભરી તજ, લવિંગ નાંખ્યાં. વઘારનાં લાલ સૂકાં મરચાં પણ પ્લાસ્ટિકની બરણી ઊંધી વાળી અનુમાનથી પધરાવ્યાં. તેને અનુસરતાં રાઈ, જીરું, અજમોયે ચમચા વડે વઘારમાં નાંખ્યો, પણ તડ... તડ... અવાજ ન થતાં સ્વામીશ્રી થોડી વાર થંભી ગયા. પરંતુ થોડી વારમાં જ તડતડાટ સંભળાતાં કથરોટ ભરી ભરીને ભરેલાં રીંગણાં જાતે જ નાંખવા માંડેલા તેઓ લાકડાનો લાંબો તવેથો લઈ આ શાક હલાવવા લાગ્યા.

આ સમયે તેઓએ પોતાની કાયમની રીત પ્રમાણે ખેસની જેમ ફરતું ગાતરિયું નાંખેલું અને ધોતિયાની ઓટીએ સફેદ નેપકિન ભરાવેલો. આ પરિવેશમાં તેઓ કુશળ રસોઇયાની જેમ તપેલાની ચારે બાજુ ગોળ-ગોળ ફરતાં શાક હલાવતા ગયા. જે મજબૂતાઈથી તેઓ તવેથો પકડી જોરપૂર્વક શાક ફેરવી રહેલા તે મૂર્તિ સૌ માટે રમણીયની સાથે સ્મરણીય બની રહી.

આ રીતે સ્વામીશ્રીએ એક તપેલામાં બધું સમરસ કરી વારાફરતી બીજાં બે તપેલાંમાં પણ વઘાર કર્યો. કુલ બે મણ ઘી વાપરી તેઓએ શાકને મઘમઘતું કરી દીધું અને સૂચના આપી કે 'હવે બહુ ફેરવ-ફેરવ ન કરવું. ધીમા તાપે ચડવા દેવું.'

આમ, અડધો કલાક સુધી *'લવણ મસાલો હલદી મરચાં માવજી,*

*નિજ હાથે લઈ નાખે કૃપાનિધાન જો...*'નું દર્શનસુખ આપી સ્વામીશ્રી સભામાં પધાર્યા.[૫૫]

## અમે હંમેશાં આનંદમાં રહીએ છીએ

તા. ૬/૧૧ની સવારના પહોરમાં મુલાકાતે આવી ચડેલા એક પંજાબી મુમુક્ષુએ સ્વામીશ્રીને પૂછ્યું : 'પરમાત્માને કેવી રીતે પમાય ?'

'જે સંતને અનુભવ છે એના વચનમાં વિશ્વાસ રાખી એની આજ્ઞા પ્રમાણે કરીએ તો પરમાત્માનો અનુભવ થાય.' સ્વામીશ્રીએ જણાવ્યું.

આ સાંભળી એ આગંતુકે સીધું જ પૂછ્યું : 'આપને અનુભવ છે ?'

'અનુભવ છે ત્યારે તો અહીં બેઠા છીએ.'

'આપને અનુભવ છે તે કેવી રીતે ખબર પડે ?'

'અમે હંમેશાં આનંદમાં રહીએ છીએ. દુનિયાના પ્રશ્નો નડતા નથી, કોઈ વાંધો આવતો નથી.'

સ્વામીશ્રીનો આ ખુલાસો *'અનુભવીને આપદા અંતરથી ભાગી રે...'* પંક્તિનું સાક્ષાત્ દર્શન તેઓમાં કરાવી રહ્યો.

## આ યુવકો છે તે મંદિરો જ છે

તા. ૭/૧૧ના રોજ એશફર્ડમાં સત્સંગ-લાભ આપનારા સ્વામીશ્રી તા. ૮/૧૧ની સાંજે દંતચિકિત્સક ડૉ. બ્રાયન સ્મિથના દવાખાને જવા નીકળ્યા.

આ વખતના અહીંના રોકાણ દરમ્યાન તેઓનાં ચોકઠાંની ચિકિત્સાનું પ્રકરણ ઘણો સમય લઈ રહેલું. આજેય એ ક્રમાનુસાર દવાખાને જઈ પરત ફરેલા સ્વામીશ્રીના સાંનિધ્યમાં, તા. ૯/૧૧ની રાત્રે યુવક મંડળની વિશિષ્ટ સભા યોજાઈ. તેના પ્રારંભમાં અત્રે નિર્માણાધીન મંદિરનું સેવા-આયોજન જણાવતું પ્રવચન થયા બાદ શ્રી સી. એમ. પટેલે કહ્યું : 'સ્વામી ! શ્રીજીમહારાજે દાદાખાચરને મંદિર બતાવ્યું હતું તેમ અમને પણ બતાવો. સેમ્પલ (નમૂના) તરીકે રાખીશું.'

---

૫૫. લંડનના રોકાણ દરમ્યાન સ્વામીશ્રીએ આપેલા અલૌકિક સુખને અનુભવવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઈલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઈન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



'આ બધા યુવકો બેઠા છે તે મંદિરો જ છે.' સામે બેઠેલા યુવકો તરફ નિર્દેશ કરતાં સ્વામીશ્રી બોલ્યા. વળી, ઉમેર્યું: 'આ ચૈતન્ય મંદિરો છે. હીરા-માણેકનાં મંદિર કરતાં આ ચૈતન્ય મંદિરો અધિક છે.'

યુવાનો વિષે સ્વામીશ્રીનો અભિગમ જ અનોખો. તેથી જ તો તેઓ યુવાનીને સુયોગ્ય ઘાટ આપી શકેલા ને !

જે સલાટ ખરબચડી શિલામાં શિલ્પ જોઈ ન શકે તે એ શિલાને કેવી રીતે ઘડી શકે ? જે કસબી પાસે વાંકાચૂંકા કાષ્ઠમાં કલાકૃતિ જોવાની આંખ ન હોય તે એ કાષ્ઠને કેવી રીતે કંડારી શકે ? જે માળી પાસે બીજમાં વૃક્ષ નીરખવાની દૃષ્ટિ ન હોય તે કેવી રીતે બીજને ખીલવી શકે ?

## તમે અમારા એટલે દુઃખ થાય

તા. ૧૦/૧૧ની સાયંસભામાં સ્વામીશ્રીની ૭૦મી જન્મજયંતીની પ્રતીકાત્મક ઉજવણી કરી રહેલા સ્થાનિક સત્સંગ મંડળે, ૭૦ ફરસાણ, ૭૦ મિષ્ટાન્ન, ૩૩ કેક વગેરે વાનગીઓ તથા ફૂલડાં-દીવડાના શણગારો અને સહસ્રદલે ફોરી ઊઠેલા કમલાસન ઇત્યાદિની સજાવટથી વાતાવરણને ઉત્સવમય બનાવી મૂકેલું. તેને અનુરૂપ જ કીર્તનો ગવાયાં, પ્રવચનો થયાં, છડીઓ પોકારાઈ. સૌનો પ્રેમ પુષ્પો દ્વારા પણ વરસી રહ્યો. આવી ભવ્ય અને ભરચક સભા રાત્રે દસ વાગ્યે સમાપ્ત થઈ. તે પછી સ્વામીશ્રીએ ભોજન ગ્રહણ કર્યું.

આ સમયે કેટલાક યુવકોએ સમૈયાની સંકેલણીની સેવા બાદ, રાત્રે ઘેર જતાં પહેલાં રેસ્ટોરન્ટમાં પિત્ઝા અને કેકની ઉજાણી માણી. આ ખબર તા. ૧૧/૧૧ની સવારે સ્વામીશ્રીને મળતાં તેઓએ એ યુવાનોને એકત્રિત કરી કહ્યું: 'અમને દુઃખ થાય છે કે તમે અમારા છોકરા થઈને બહાર બજારનું ખાવ છો. બહારનાં પિઝા-કેકમાં એનિમલ ફેટ (પ્રાણીજ પદાર્થ) આવે. તે ખાવ તે સારું ન કહેવાય. તમે અમારા એટલે દુઃખ થાય. અહીં જન્મજયંતી ઊજવો ને બહાર કેક ખાવ તે સારું ન લાગે.'

સ્વામીશ્રીની વાણી નહીં, પણ લાગણી વહી રહી. તેણે યુવકોનાં કાળજાં કોર્યાં. તેઓ ફરી ગોથું ન ખાવા કટિબદ્ધ થયા.

સ્વામીશ્રીની આ એક ખાસિયત. તેઓ લાડ લડાવે, પણ લલોચપો ન રાખે. જે કહેવું ઘટે તે કહી દે. તે માટે રસ્તા જુદા જુદા અપનાવે, પણ રીત તો ચોક્કસ રાખે. તેથી અહીંના નિવાસના છેલ્લા બે દિવસ દરમ્યાન આહાર-

શુદ્ધિનું પ્રકરણ ચલાવતાં તેઓએ જે જે યુવકો મળ્યા તે સૌને આ વાત દૃઢાવી. બાળકો-કિશોરોને પણ આ સમજ આપવા સંતો પાસે અંગ્રેજીમાં પ્રવચનો કરાવ્યાં. આમ, અહીંથી વિદાય લેતાં પૂર્વે સ્વામીશ્રીએ બધામાંથી બજારનો બગદો કાઢી નાંખ્યો.

## સુખ ને દુઃખના થયા સંગાથી

લંડનમાં એકધારું ૧૨૫ દિવસ રોકાઈને સ્વામીશ્રી હવે ભારત પરત ફરવાના હોવાથી તા. ૧૧/૧૧ની સાંજે યોજાયેલી તેઓની વિદાય-સભા ખીચોખીચ હતી. આ ભક્તસમુદાયને સંબોધતાં મહંત સ્વામીએ જણાવ્યું કે – "સારંગપુરમાં થયેલી મીટિંગમાં સૌએ નક્કી કરેલું કે 'પરમ પૂજ્ય સ્વામીશ્રીનું વિચરણ બંધ થાય.' ત્યારે પૂજ્ય સંત સ્વામીએ કહ્યું હતું કે 'આપણે તો ઘણોય બાવાને બેસાડવો છે, પણ આ બાવો બેસે તેમ નથી.' પરંતુ એ બાવો અહીં ચાર મહિના બેઠો તે આશ્ચર્ય છે."

ખરેખર, એક જ પ્રદેશ પર સૂર્ય એકધારો ચાર મહિના ઝળહળી રહે એ અચરજ નહીં તો બીજું શું ?

આ આશ્ચર્ય સર્જી સ્વામીશ્રી તા. ૧૨/૧૧ની સાંજે સાડા છ વાગ્યે ઍર ઇન્ડિયાના વિમાન દ્વારા ભારત ભણી નીકળવાના હતા, પરંતુ આ દિવસની સવારે સમાચાર મળ્યા કે 'આ વિમાન ચાર કલાક મોડું ઊપડશે.' આ વિલંબ પચે – ન પચે ત્યાં જ થોડી વારમાં ખબર મળી કે 'વિમાન આવતીકાલે સવારે સાડા નવ વાગ્યે ઊપડશે.'

આ સાંભળી સ્વામીશ્રીએ કહ્યું : 'ગમે એમ કરો, પણ આજે જ જવું છે.'

આ માટે તેઓએ જાતે જ દેશમાં અને અહીંના સંબંધિત સંતો-ભક્તોને ઍર ઇન્ડિયામાંથી બ્રિટિશ ઍરવેઝમાં ટિકિટોની બદલી કરાવવા પ્રયત્નશીલ કર્યા. તે કાર્યવાહીના સમાચાર જાણવાની પણ સ્વામીશ્રી એટલી ઉત્સુકતા દાખવવા લાગ્યા કે ઘડીક દેશમાં ફોન કરે તો ઘડીક અહીં લંડનના ભક્તોને ફોન જોડે. એક વાર તો તેઓએ બેય હાથમાં એક-એક ફોન લઈ તેને એક-એક કાને મૂકી દેશ-પરદેશમાં વાત ચલાવી ! તેઓની આ ઉતાવળ સૌને વિસ્મયકારી લાગી રહી.

છેવટે પાંચ ટિકિટોની ફેરબદલી શક્ય બનતાં સ્વામીશ્રીનું પ્રસ્થાન તા. ૧૨/૧૧ના રોજ જ નિશ્ચિત થયું. તે વખતે આ ઉતાવળનું રહસ્ય ખોલતાં

સ્વામીશ્રી બોલ્યા : 'નવસારી, કરચકા અને સુરત જવાની ઇચ્છા છે.'

આ ત્રણેય સ્થળે અક્ષરવાસી થયેલા ભક્તોના કુટુંબીઓને આશ્વાસન અને આશીર્વાદ આપવા તેઓ અધીરા બનેલા.

તેથી લંડનના સત્સંગીઓની ભાવભીની વિદાય લઈ સ્વામીશ્રીએ તા. ૧૨/૧૧ની રાત્રે ૧૦:૩૫ વાગ્યે ભારત ભણી ગતિ સાંધી. તેઓને લઈને ઊડેલું વિમાન તા. ૧૩/૧૧ની બપોરે ૧૨:૧૧ વાગ્યે મુંબઈ ઊતર્યું. પરંતુ અહીં માત્ર એક જ દિવસનું રોકાણ કરી સ્વામીશ્રી સયાજીનગરી ટ્રેન દ્વારા તા. ૧૪/૧૧ની સાંજે નવસારી પહોંચ્યા.

અત્રે અક્ષરવાસી શ્રી ધીરુભાઈ દેસાઈના સંબંધીઓને આશીર્વાદ આપી તેઓ તા. ૧૫/૧૧ની સવારે કરચકા આવ્યા. આ ગામમાં અક્ષરવાસી શ્રી શશિકાંતભાઈનાં સગાંઓને હામ પૂરી, એ જ દિવસની સાંજે સુરત આવી પહોંચેલા સ્વામીશ્રીએ અત્રે અક્ષરનિવાસી શ્રી આશાભાઈ પટેલના કુટુંબીઓને સાંત્વન આપ્યું.

દેશમાં ઊતર્યા બાદ દેશ-પરદેશના સમય-તફાવતને લીધે ઊભા થતા જેટ લેગને ગણકાર્યા વગર સ્વામીશ્રી બે દિવસમાં તો ક્યાં ક્યાં પહોંચી ગયા!

આ જ ગતિથી આગળ વધતાં તેઓ અટલાદરા અને બોચાસણને લાભ આપતાં તા. ૧૭/૧૧ની સાંજે સારંગપુર પધારી ચૂક્યા.

## ૭૦મા પ્રાકટ્યપર્વનો પ્રારંભ

સારંગપુરમાં સ્વામીશ્રીના ૭૦મા જન્મજયંતી મહોત્સવની આલબેલ પોકારતું મંદિર નવા રૂપરંગ સજી રોશનીથી ઝળહળી રહેલું. આ મંદિરની પશ્ચિમે આવેલાં ઊબડખાબડ ખેતરોએ અત્યારે સમથળ થઈને પોતાની છાતી પર સ્વામીશ્રીના સમૈયાને સમાવી લીધેલો.

પ્રાકટ્ય-પર્વના પ્રાંગણ સમા આ સ્થળે ઊભા થયેલા 'સ્વામિનારાયણ નગર'માં સૌને આવકારતા મયૂરદ્વાર પાસે સ્વામીશ્રી તા. ૧૮/૧૧ની સવારે પહોંચ્યા ત્યારે મહંત સ્વામીએ ઠાકોરજી સહિત તેઓનું પૂજન કર્યું, નાડાછડી બાંધી અને શ્રીફળ વધેર્યું. તેને અનુસરતાં સ્વામીશ્રીએ પ્રવેશદ્વારે બાંધેલી નાડાછડી છોડી 'નગર'ને ખુલ્લું મૂક્યું.

તે સાથે જ ઊઘડેલી ઉત્સવની સોહામણી સૃષ્ટિમાં ગુણાતીતાનંદ સ્વામીની અક્ષરબ્રહ્મ તરીકે ઓળખ આપી રહેલા શ્રીજીમહારાજ, શાસ્ત્રીજી

મહારાજ તથા 'બ્રહ્મોપનિષદ' પ્રદર્શન નજરે ચડ્યાં. સ્વામીશ્રીએ શ્રીજીમહારાજને અક્ષતથી વધાવ્યા, શાસ્ત્રીજી મહારાજને ચંદનથી પૂજ્યા અને પ્રદર્શનને ઉદ્ઘાટિત કર્યું. ત્યારબાદ ૨૫,૦૦૦ની ક્ષમતા ધરાવતા સભામંડપમાં પધારેલા તેઓનાં પૂજાદર્શન પછી અત્રે શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથના સપ્ત-દિવસીય પારાયણનો પ્રારંભ થયો. તેની સમાંતર આજની સવારે સ્વામીશ્રીનાં કરકમળો દ્વારા મંદિરમાં કાષ્ઠનિર્મિત ઘનશ્યામ મહારાજની પુનઃપ્રતિષ્ઠા થઈ.

## અક્ષરધામનો પાસ

તા. ૧૮/૧૧ની સાંજે ગાડીમાં જ બિરાજી સમૈયાના વિવિધ વિભાગોનું નિરીક્ષણ કરવા નીકળેલા સ્વામીશ્રી જ્યારે રસોડા વિભાગમાંથી બહાર નીકળવા ગયા ત્યાં જ તેઓની મોટરને રોકતાં સ્વયંસેવક શ્રી રક્ષિત રાવલે[૫૬] પૂછ્યું : 'આપની પાસે એક્ઝિટ પાસ (બહાર નીકળવાનો પરવાનો) છે ?'

ગમ્મત ઊભી કરવા જ પુછાયેલા આ પ્રશ્નનો ઉત્તર વાળતાં સ્વામીશ્રીએ કહ્યું : 'અમારી પાસે તો અક્ષરધામનો પાસ છે.'

'ક્યાં છે ?'

'જોઈ લે ને !' પોતા તરફ નિર્દેશ કરતાં સ્વામીશ્રી બોલ્યા.

જેમ પ્રતિબંધિત વિસ્તારમાં પ્રવેશપત્ર વિના જવું અશક્ય, તેમ અક્ષરધામમાં જવા માટે પણ ગુણાતીત સંતનો પ્રસંગ તે પ્રવેશપત્ર જેવો ! 'એ સંત પોતે છે' તેનો માર્મિક નિર્દેશ કરી સ્વામીશ્રી આગળ વધી ગયા ત્યારે સૌને *'મોટું દ્વાર છે એ મોક્ષ તણું રે...'*રૂપે તેઓના સ્વરૂપની ઠાવકી ઘેડ્ય બેસી ગઈ.

જો કે આ દૃઢતાની કસોટી કરવા જ જાણે તા. ૧૯/૧૧ની રાત્રિ આવી હોય, એમ આ સમયે વાતાવરણ પલટાયું. વાદળછાયા આકાશમાં ચમકવા માંડેલી વીજળી અને ઠંડી હવાના સુસવાટા વ્યવસ્થાપકો માટે ચિંતાનો વિષય બન્યા, કારણ કે શિયાળાના આ સમયે વરસાદી આક્રમણને ખાળવાની ત્રેવડ અને તકેદારી ક્યાંથી હોય ?

છતાં સૌની ભક્તિને એરણે ચડાવતાં સ્વામીશ્રીએ ઇન્દ્રને લીલી ઝંડી આપી હોય તેમ મધરાતે વર્ષાનાં નૂપુર રણઝણ્યાં. તેની સામે સંતો-સ્વયંસેવકોએ પણ નિષ્ઠાનાં નગારાં ગગડાવ્યાં. ખાંડ, લોટ, અનાજ વગેરે સીધાં-સામગ્રી

---

૫૬. તેઓ સમયાંતરે સ્વામીશ્રી પાસેથી દીક્ષિત થઈ સાધુ જ્ઞાનવત્સલદાસ બન્યા.

તેમ જ મિષ્ટાન્ન વગેરેના ગંજ તથા સ્ટૉલ-સભાગૃહ અને ઉતારાના મંડપ વગેરેને મેઘની ધારાઓથી બચાવવા સૌ આખી રાત ઝઝૂમતા રહ્યા.

આ સમયે ઊભી થયેલી એક નવી ઉપાધિના રૂપે સ્વામીશ્રીના શરીરમાંયે ઝાડાનો ઉપદ્રવ થતાં તેઓની રાત્રિનિદ્રા વેરણ થઈ રહી. વારંવારની શૌચવિધિને કારણે શરીર પણ શિથિલ થઈ ગયું. તેથી સ્વામીશ્રીનો તા. ૨૦/૧૧નો દૈનિક ક્રમ ખોરવાઈ જવાની દહેશત જાગી, પરંતુ અપૂર્વ આત્મબળના જોરે સ્વામીશ્રીએ તે ખોટી પાડી અને આ દિવસની પ્રાતઃપૂજા ઉતારાના ઓરડામાં કર્યા બાદ તેઓ મંદિરમાં દર્શને જવા નીકળ્યા.

શરીર પર સવાર થયેલી માંદગીને સ્વામીશ્રી તાબે થયા નથી તેનો વધુ એક પુરાવો આજના દિવસની સાંજને પણ મળ્યો.

## ઠાકોરજીને ધર્યું એ અમરત (અમૃત)

તા. ૨૦/૧૧ની સાંજે સાડા પાંચ વાગ્યે સ્વામીશ્રીને તપાસવા મુંબઈના નિષ્ણાત ડૉક્ટર આવી ગયેલા, પણ 'અત્યારે મારે સભામાં જવું છે, પછી તપાસીશું' કહેતાં સ્વામીશ્રી તો સભામાં પહોંચી ગયા.

અહીં આવી તેઓએ સભા-વ્યવસ્થાના જવાબદાર સંતને બોલાવી પૂછ્યું: 'ગઈકાલે આવેલા અમરદાસ ખારાવાલાને ભેટમાં શું આપ્યું હતું?'

'શાલ ઓઢાડી હતી.'

'એવું હોતું હશે? ભેટ (દક્ષિણા) આપવી જોઈએ ને! હવે પછી ધ્યાન રાખજો.'

આ વાર્તાલાપ પૂરો થયો તેની થોડી ક્ષણોમાં જ કરવામાં આવેલી સંધ્યા આરતીની જાહેરાત સાંભળી સ્વામીશ્રીએ પૂછ્યું: 'કોણ આરતી કરવાનું છે?'

'વડીલ સંતો ઉતારી લેશે.'

'મને કરવા દો ને!' આમ કહેતાં સ્વામીશ્રી આસન પરથી નીચે જ ઊતરી પડ્યા અને અશક્તિ હોવા છતાં ઊભાં ઊભાં આરતી ઉતારી.

આમ, ઠાકોરજીની સેવાથી માંડીને એક-એક ભક્તની સેવા-સરભરામાંયે સ્વામીશ્રી એટલા જ ખંતથી પરોવાઈ ગયેલા.

તેથી જ સભા બાદ ઉતારે પધારતાં તેઓએ પોતાના પરપ્રાંતીય ડ્રાઈવરને પણ પૂછી લીધું: 'ઉતારો થઈ ગયો છે ને? કાંઈ અગવડ નથી ને? કાંઈ પણ જોઈતું હોય તો સંતોને કહી દેવું.'

આ ઉત્સવમાં સલામતી વિભાગનેય સ્વામીશ્રી તરફથી સૂચના મળી ગયેલી કે 'પોલીસો આવ્યા છે એને પાગરણની વ્યવસ્થા બરાબર આપવી. ઈન્સ્પેક્ટરોને ગાદલાંની વ્યવસ્થા થાય તો સારું.'

રસોડા વિભાગને પણ આમંત્રિતોની વ્યવસ્થા અંગે ભલામણ કરતાં સ્વામીશ્રીએ જણાવી દીધું કે 'પીરસ્યા પછી ચાર-પાંચ જણને અભિપ્રાય પૂછી લેવો. એને આધારે ફેરફાર કરવો. ત્યાં કુંડા પણ મૂકવાં. રસ્તા સમથળ કરાવી દેવા.'

આ અરસામાં પેટ્રોલ-ડિઝલની તંગી પ્રવર્તતી હતી, પરંતુ હરિભક્તોને તકલીફ ન પડે તે માટે સ્વામીશ્રીએ સંતો દ્વારા ચક્રો ગતિમાન કરાવીને બરવાળાના બ્રિજરાજ પેટ્રોલ પંપ પર ખાસ વ્યવસ્થા ઊભી કરાવેલી. તેની જાણ કરતાં બૉર્ડ સમૈયાના સ્થળે લગાવવાનું સૂચન પણ તેઓએ કરેલું અને રોજ જાહેરાત કરતા રહેવાનો આદેશેય આપેલો.

આ જ રીતે ઉતારા વિભાગને સ્વામીશ્રીએ પૂછપરછ કરેલી કે 'જે ઘરડા આવ્યા છે એને 'નગર'માં લઈ જવા માટે ગાડીની વ્યવસ્થા કરી છે?'

યજ્ઞ-લગ્ન વિભાગનેય મંત્ર જેવું માર્ગદર્શન આપતાં સ્વામીશ્રીએ કહેલું: 'સારી રીતે વિધિ કરાવે એવા બ્રાહ્મણો રાખજો. અહીંના સ્થાનિક હોય એને પણ ખાસ લેજો.'

આ ઉપરાંત લગ્નની ચોરી માટે કેટલી જગ્યા છોડી છે? કન્યાના શણગાર માટે અલાયદી રૂમ જેવું કર્યું છે કે નહીં? સ્મૃતિભેટ શું શું આપવાની છે? સ્મૃતિભેટનાં વાસણ ઉપર નિમિત્ત અંગે કંઈ લખાવ્યું છે કે નહીં? વગેરે બાબતો પણ તેઓના વિચાર-વર્તુળમાંથી છટકી નહોતી.

આ રીતે પ્રાણવાયુની જેમ સઘળે ઘૂમી વળેલા સ્વામીશ્રીના શરીરની તપાસણી આજની રાત્રે કરી ડૉક્ટરોએ તેઓને કહ્યું કે 'આપે પરદેશથી આવીને આરામ ન કર્યો એટલે આ બીમારી આવી. થોડો ભીડો ઓછો કરો.'

આ સલાહ સાંભળી સ્વામીશ્રી બોલ્યા: 'આરામ તો મળે જ છે ને! જવા જેવું હોય ત્યાં જવું પડે ને! આપણા હરિભક્તો ધામમાં ગયા હોય એને મળવા જવું પડે. શાસ્ત્રીજી મહારાજ અને યોગીબાપાએ ક્યાં આરામ કર્યો છે? એમણે જેવો આરામ કર્યો એવો કરીશું.'

'આપને ગામેગામનું પાણી બદલાય. એમાંય રોગ થાય. એના કરતાં ગંગાજળ જ વાપરવું રાખો.'

'એ શક્ય ના થાય ને! આખી મોટર ભેગી ફેરવવી પડે. એના કરતાં આપણે તો ઠાકોરજીને ધર્યું એટલે અમરત. ધરાવીને પીધું એ ગંગાજળ. સર્વોપરી એ જળ.'

પોતાની આ માન્યતા જણાવનારા સ્વામીશ્રી આજની રાત્રે શયનાધીન થવા જઈ રહેલા ત્યાં જ પાણી વિભાગના એક સંત તેઓની નજરે ચડતાં સ્વામીશ્રીએ તેઓને કહ્યું: 'પાણીની સેવા કરો છો તો બધે રોજ જોઈ આવવું. સંડાસ-બાથરૂમ વગેરે જગ્યાએ ખાસ જોવું. જ્યાં જ્યાં પાણી ઢોળાય ત્યાં સરખું કરતા રહેવું, જેથી ગંદકી ન લાગે.'

આમ, સૂચનાઓ આપવામાં સ્વામીશ્રીનો આરામ ઠેલાતો હોવાથી દિવ્યપુરુષદાસ સ્વામી બોલ્યા: 'બાપા! આપણે હવે આરામ કરીએ.'

'આરામ હરામ કરવો જોઈએ. મોટો વરઘોડો લઈને બેઠા છીએ તે પૂરો તો કરવો પડે ને!' સ્વામીશ્રીએ જણાવ્યું.

તેઓને પોતાની જન્મજયંતીનો કોઈ આનંદ નહોતો. તેઓના રોમ-રોમમાં તરવરાટ હતો – ભક્તોની સેવા કરવાનો, તેઓની વ્યવસ્થા જાળવવાનો.

## ભજનથી કોઈ કામ મોટું નથી

તા. ૨૧/૧૧ની રાત્રિસભામાં સ્વામીશ્રી પધાર્યા ત્યારે પ્રસિદ્ધ પાર્શ્વગાયક શ્રી પ્રફુલ્લ દવે દ્વારા લોકસંગીતની જમાવટ થઈ ચૂકેલી. તેના ભાગરૂપે રેલાતાં કીર્તનો સાંભળવા માંડેલા સ્વામીશ્રીનાં કરકમળમાં માળા ફરવા લાગી. તે વખતે મળવા આવેલા એક સંતને જોઈ સ્વામીશ્રીએ પૂછ્યું: 'શું છે?'

'કામ છે. આપ નવરા છો એટલે પૂછવા આવ્યો છું.'

'લ્યો, નવરા ક્યાં છીએ? માળા કરીએ છીએ.'

'એ કાંઈ કામ ન કે'વાય.'

'માળાથી મોટું બીજું કયું કામ? ભજનથી કોઈ કામ મોટું નથી.' સ્વામીશ્રી બોલ્યા.

ઉત્સવની અસંખ્ય પ્રવૃત્તિ વચ્ચે પણ તેઓ સ્થિર હતા – ભગવાનમાં.

આ જ સ્થિરતાથી તેઓએ તા. ૨૨/૧૧ની રાત્રિસભામાં જાણીતા હાસ્ય-કલાકાર શ્રી શાહબુદ્દીન રાઠોડ તથા શ્રી રામભાઈ કાગની કલાને પણ પાવન કરી.

## જગન મંડાયો છે રૂડો

તા. ૨૩/૧૧ની સવારે યોજાયેલા મહાયાગમાં સ્વામીશ્રી પધાર્યા ત્યારે ૩૦૦ કુંડની ફરતે ૨૮૮૨ યજમાનો ગોઠવાઈ ચૂકેલા. મંચ પર બિરાજમાન મૂર્તિમંડળમાં ગઢડાના હરિકૃષ્ણ મહારાજ, સારંગપુરના મૂળજી બ્રહ્મચારી તથા બોટાદ, નિંગાળા, રોજીદ, તાજપુર, તુરખા, રાણપુર, લાખિયાણી અને પાટીનાં નવનિર્મિત મંદિરોમાં પ્રતિષ્ઠિત થનારી પ્રતિમાઓ શોભતી હતી. સૂરજ દેવળના મહંત શ્રી ભગુબાપુ સહિત અન્ય આદરણીય અતિથિઓની હાજરીમાં યજ્ઞનો વિધિવત્ પ્રારંભ કરાવ્યા બાદ સ્વામીશ્રીએ આ મૂર્તિઓનું પૂજન કરી સૌ પર આશીર્વાદ વરસાવ્યા. તે પછી સભાગૃહમાં પહોંચેલા તેઓના સાંનિધ્યમાં સાપ્તાહિક કથાયજ્ઞની પૂર્ણાહુતિ થઈ.

આજના આ અવસરે વ્યવસ્થાપકોની ધારણા હતી – ૫૦,૦૦૦ની જનસંખ્યા ઊમટશે. પરંતુ આખાયે પંથકમાં *'જગન મંડાયો છે રૂડો...'*નો એવો નાદ ગુંજી વળ્યો કે આજે ઉત્સવના આંગણે ૧,૨૫,૦૦૦ ભાવિકો આવી પહોંચ્યા! આ પ્રચંડ માનવપૂર વ્યવસ્થાની સઘળી પાળોને ભોંયભેગી કરી મૂકશે એમ લાગતાં, રસોડા વિભાગના સંતોએ સ્વામીશ્રીને પ્રાર્થના કરી ત્યારે તેઓ બોલ્યા : 'ભગવાને ઐશ્વર્ય વાપર્યું છે. એમને સંભારીને, હિંમત રાખીને જમાડ્યે રાખો. બધું થઈ જશે.'

તેઓના આ આશીર્વાદના પ્રતાપે જ, આજની બપોરે સંપન્ન થયેલા એક અભૂતપૂર્વ જમણવારને અનુસરતાં સાંજે સર્જાઈ ગયો – સમૂહલગ્ન અને યજ્ઞોપવીત-અર્પણનો સંગમ. આજના સપરમા દા'ડે સ્વામીશ્રીએ ૪૬ નવયુવાનોને 'ધન્યો ગૃહસ્થાશ્રમઃ'ના શુભાશિષ પાઠવતાં મીંઢળ બાંધ્યાં. આ વરરાજાઓને પાળિયાદના મહંત શ્રી અમરા બાપુએ ચાંદલા કર્યા, તો ચલાલાના મહંત શ્રી વલ્કુ બાપુએ મોં મીઠાં કરાવ્યાં. આવા માંગલિક પ્રસંગે કંઈક રાજકીય મહાનુભાવોની ઉપસ્થિતિમાં સ્વામીશ્રીએ ૮૦ બટુઓને પલાશનો દંડ આપી દ્વિજત્વ પ્રદાન કર્યું.

તે ઉપરાંત આ ઉત્સવ દરમ્યાન ચાલેલા વ્યસનમુક્તિ યજ્ઞમાં ૨,૭૩૬ વ્યક્તિઓએ વ્યસનો હોમતાં વર્ષે-દા'ડે સરેરાશ ૭૦ લાખ રૂપિયાની સામાજિક ધનરાશિનો દુર્વ્યય થતો અટક્યો. સ્વામીશ્રીના સમૈયાનું આ પણ એક અનેરું પ્રદાન.

## અમે તમારી ચિંતા કરીએ

તા. ૨૩/૧૧ના રોજ પ્રગટેલી યજ્ઞ, લગ્ન અને ઉપનયન સંસ્કારની ત્રિવેણીમાં ડૂબકી મારવા આવેલા 'ચિત્રલેખા' સામયિકના ખબરપત્રીએ સ્વામીશ્રીને આજની સાંજે પૂછ્યું: 'આપની સફળતાનું રહસ્ય શું છે?'

'જે કાંઈ કરે છે એ ભગવાન કરે છે. ભગવાનમાં અમને શ્રદ્ધા છે. એમને આગળ રાખીને પુરુષપ્રયત્ન છે.'

સ્વામીશ્રીનો આ ઉત્તર સાંભળી એ પત્રકારે અંતરમાં ઘૂંટાતું આશ્ચર્ય વ્યક્ત કરતાં કહ્યું: 'અહીં એક એવી જબરજસ્ત શિસ્ત છે કે અહીં આવ્યા પછી અમારા વિચારો પણ ફરી જાય છે.'

'ભગવાનના વખતથી શિસ્ત ચાલી આવી છે. પોતે સંનિષ્ઠ હોય તો બીજામાં શિસ્ત આવી શકે. જે કાર્ય કરવું એ લોકોનું સારું થાય એ ભાવનાથી કરવું, દંભથી નહીં.'

સ્વામીશ્રીનો આ ખુલાસો પણ એ સંવાદદાતાને ચકિત કરી ગયો.

એ ભાવ સાથે તેઓ વિદાય થતાં જ આવી પહોંચેલા જ્ઞાનપ્રસાદદાસ સ્વામી અને દેવચરણદાસ સ્વામીને મીઠો આવકાર આપતાં સ્વામીશ્રીએ આશ્લેષમાં લીધા. આ જ ઉમળકા સાથે ચાલતા થયેલા વાર્તાલાપમાં આગંતુક સંતોએ સ્વામીશ્રીને સ્વાસ્થ્ય-સમાચાર પૂછ્યા, ત્યારે સ્વામીશ્રી એ સંતોની તબિયત સંબંધી પૃચ્છા કરતાં બોલ્યા: 'અમને તો તમારી ચિંતા થાય ને! અમારી તબિયતની ચિંતા ભલે દુનિયા કરે, પણ અમે તમારી ચિંતા કરીએ.'

સ્વામીશ્રીના આ ઉદ્‌ગારમાંથી નર્યો સંત-સ્નેહ ઝરી રહ્યો.

## સમૈયાનું સોનેરી સંભારણું

તા. ૨૩/૧૧ના દિવસ દરમ્યાન ગુંજતા રહેલા યજ્ઞ-લગ્નના મંત્રો શમતાં જ આજની રાત્રિસભામાં સંગીતજ્ઞ સંતોના સુમધુર કંઠે સવાદ્ય કીર્તન આરાધનાની આબોહવા જામી ગઈ. તેમાંયે નવ વાગ્યે સ્વામીશ્રી પધારતાં જ સૌનો આનંદ આસમાનને અડી ગયો.

ઉલ્લાસની આ ઊંચાઈએથી સત્સંગને પ્રાપ્ત થયું – સમૈયાનું સોનેરી સંભારણું. સ્વામીશ્રીને તેઓની ૭૦મી જન્મજયંતીએ ભક્તિઅર્ઘ્ય અર્પણ કરવાના પ્રયાસરૂપે તૈયાર થયેલો 'બ્રહ્મોપનિષદ' ગ્રંથ, આજની સભામાં

મહંત સ્વામી તથા ડૉક્ટર સ્વામીએ ઉદ્‌ઘાટિત કર્યો ત્યારે તાળીઓના પ્રચંડ ગડગડાટથી સૌએ આ પળ અને પ્રકાશનને વધાવી લીધાં. આકર્ષક છબીઓ અને રેખાંકનો, સ્તોત્રો તથા કાવ્યો, લેખો તેમ જ અભિપ્રાયો વગેરે દ્વારા સ્વામીશ્રીનાં જીવન-કાર્યને આવરી લેતાં ૬૩૨ પાનાંના આ દળદાર ગ્રંથને ઘણાએ ઘરનું ઘરેણું બનાવી દીધો.

વિમોચનની આ ક્ષણ વીતતાં જ આજની કીર્તન આરાધનામાં સ્વામીશ્રીની અમૃતધારા વરસવા માંડી. આજે તેઓએ સારંગપુર સાથે અભિન્નપણે સંકળાયેલા શાસ્ત્રીજી મહારાજનાં ગુણગાન ઉમંગભેર ગાઈ *'શાસ્ત્રીજી મહારાજનો સંગ...'* કીર્તન પોતાના કોમળ કંઠે ઉપાડતાં જ સમગ્ર સભા સૂરસમાધિમાં ગરકાવ થઈ ગઈ.

## સાદાઈથી થાય એ સારું

તા. ૨૪/૧૧ની સવારે નવનિર્મિત ત્રિશિખરીય મંદિરની પ્રતિષ્ઠા નિમિત્તે બોટાદ લઈ જવા માટે આવેલા હેલિકોપ્ટરમાં, ઠાકોરજી અને મહંત સ્વામી સાથે બિરાજેલા સ્વામીશ્રીએ પ્રથમ તો સારંગપુરનાં મંદિર, સ્મૃતિમંદિર, હનુમાનજી મંદિર, યજ્ઞપુરુષ સરોવર અને ઉત્સવના 'નગર' પર પુષ્પવૃષ્ટિ વરસાવી. તે પછી હવાઈમાર્ગે બોટાદ પહોંચેલા તેઓના વરદહસ્તે અહીં અક્ષર-પુરુષોત્તમ મહારાજની સાથે ગુરુપરંપરા પ્રતિષ્ઠિત થઈ.

તે દ્વારા બોટાદના ભક્તોની સેવાને સાર્થક કરી સ્વામીશ્રી હેલિકોપ્ટર દ્વારા જ સારંગપુર પરત ફર્યા ત્યારે આ પ્રકારના હવાઈયાનમાં ભારતમાં થયેલું તેઓનું પ્રથમ ઉડ્ડયન અમર બની ગયું.

અલબત્ત, આ અંગે સ્વામીશ્રીએ તો સ્પષ્ટ નારાજગી દર્શાવતાં વ્યવસ્થાપકોને જણાવી દીધેલું કે 'નકામો ખર્ચો છે આ બધો. એમાં વિશેષતા શું છે ? ધૂળ ઉડાડે નકામું. સાદાઈથી થાય એ સારું. આવો દેખાવ શું કરવો ?'

પરંતુ શાસ્ત્રીજી મહારાજની સપાદ-શતાબ્દી (૧૨૫ વર્ષ), સારંગપુર મંદિરનો ૭૫મો (અમૃત) પાટોત્સવ અને સ્મૃતિમંદિરના દશાબ્દી વર્ષની ત્રિવેણીના કાંઠે આવેલા સ્વામીશ્રીના જન્મોત્સવે ડૉ. કનુભાઈ ધાનાણીનો પ્રબળ સંકલ્પ હતો કે સ્વામીશ્રી હેલિકોપ્ટરમાં બિરાજી બોટાદ પધારે. તેઓ વતી સંત સ્વામીએ તા. ૨૨/૧૧ના રોજ સ્વામીશ્રીને જણાવેલું કે 'આપ તો વિશ્વવંદનીય છો, માટે હરિભક્તોને રાજી થવા દેવા.'

પોતાના વડીલતુલ્ય આ સદ્‌ગુરુની વિનંતી સ્વીકારી સ્વામીશ્રીએ નમતું જોખતાં આજની આ ઐતિહાસિક તવારીખ આકાર પકડી ચૂકી.

## ધન્ય ધન્ય સારંગપુર ગામ

તા. ૨૫/૧૧નું પરોઢ ઊગ્યું ત્યારે તો સમગ્ર સારંગપુરમાં આનંદનું અત્તર છંટાઈ ગયું હતું! આજે આવેલા સ્વામીશ્રીના ૭૦મા જન્મોત્સવ નિમિત્તે મંદિરના ખૂણે-ખૂણે ભક્તિ છલકાતી હતી. મંદિર અને મનમંદિર – બંને ઝગમગી રહેલાં.

આ ઝળહળાટની વચ્ચે નિત્યવિધિથી પરવારી સ્વામીશ્રી મંદિરમાં દર્શન કરીને મોટર દ્વારા 'નગર'માં જવા નીકળ્યા ત્યારે નજીકથી તેઓની ઝાંખી મેળવવા સૌ ગાડીની આસપાસ દોડવા લાગ્યા. આ દૃશ્ય જોઈ પ્રસિદ્ધ તસવીરકાર શ્રી રઘુ રાય અચંબો પામી બોલી ઊઠ્યા: 'लोगों को कितना प्रेम है ! मेरी जिंदगी में ऐसी खूबसूरती कहीं नहीं देखी !'

આ ખૂબસૂરત દૃશ્યો ઝડપવા સ્વામીશ્રીની ગાડીમાંથી ઊતરી ગયેલા તેઓ કેમેરાની ચાંપ ફટાફટ દબાવવા લાગ્યા.

સૌનું આવું ભાવભીનું અભિવાદન ઝીલતાં સ્વામીશ્રી મંચ પર પધાર્યા ત્યારે રોજ પિછવાઈમાં દેખાતા કાઠિયાવાડી શૈલીના ચાકળા અને આભલાનું સ્થાન આજે કલાત્મક તોરણોએ લીધેલું. સ્વામીશ્રીની દિગંતવ્યાપી કીર્તિને સૂચવતાં તે તોરણો અમાપ ગગનમાં લહેરાઈ રહેલાં. મંચ પર તો દેશ-પરદેશથી આવેલા શુભેચ્છાપત્રોનો વરસાદ થઈ પડેલો. તેથી ભીંજાતા સ્વામીશ્રીએ પ્રાતઃપૂજા પૂર્ણ કરી ત્યારે તેઓ સમક્ષ કલાત્મક કેક મૂકવામાં આવી. તે પર ગોઠવેલા દીવડા પ્રગટાવી સ્વામીશ્રીએ પ્રકાશનો પંથ દર્શાવી દીધો. આ સમયે દિવ્ય જીવન સંઘના સંન્યાસી પૂજ્ય અધ્યાત્માનંદજીના કંઠે ગુંજી ઊઠેલા *'અભિનંદન... અભિનંદન... જન્મદિવસનાં અભિનંદન...'* ગીતના સૂરોથી વાતાવરણમાં અનેરી રંગત જામી રહી.

તેની વચ્ચે ૧૬ નવયુવાનોનો દીક્ષા સમારોહ સંપન્ન થયો. તેને અનુસરતાં આવેલી જન્મજયંતીની સભા પણ ૪૫,૦૦૦થી વધુ ભાવિકોની ઉપસ્થિતિમાં દબદબાભરી બની રહી. તેમાં સારંગપુરના સરપંચથી માંડી ગુજરાત અને મહારાષ્ટ્રના મંત્રીઓ સહિત અનેક મહાનુભાવોએ સ્વામીશ્રીને વધાવ્યા. આ અવસરે સમગ્ર સત્સંગ વતી સંત સ્વામીએ અર્પણ કરેલો ભવ્ય

હાર ઊભા થઈ સ્વીકારનારા સ્વામીશ્રી આ સદ્‌ગુરુને આશ્લેષમાં લઈ મળ્યા. તે પછી સૌ પર અમૃતવાણી વરસાવતાં તેઓએ કહ્યું :

'મઢી નાની ને બાવો મોટો, એમ ગામ નાનું અને આટલા બધાનો સમાવેશ થયો. જો પ્રેમ હોય તો નાની જગ્યા પણ પખતી (પૂરતી) પડે. આપ સૌ ખૂબ દૂર-દૂરથી આવ્યા છો, પણ અહીં અગવડ પડી હોય તો માફ કરજો. આ સમૈયાનાં દર્શન થયાં એની કાયમ સ્મૃતિ રહેશે અને અક્ષરધામનું ભાથું બનશે.'

આ આશીર્વાદ બાદ સ્વામીશ્રી સતત બે કલાક સુધી મંચની ધારે બિરાજી સૌને વ્યક્તિગત મળ્યા. તે દ્વારા સેંકડો સ્વયંસેવકો અને હજારો ભક્તોની સેવાને સાર્થક કરી તેઓ ભોજન માટે બિરાજ્યા ત્યારે બપોરના પોણા ત્રણ વાગ્યાનો સમય થયેલો ![૫૭]

## ગુણાતીતની વંશાવલિ

સ્વામીશ્રીના પ્રાકટ્યપર્વ બાદ આસપાસનાં ગામોમાં થયેલાં નવનિર્મિત મંદિરોમાં પ્રતિષ્ઠાની પરંપરા તા. ૨૬/૧૧થી શરૂ થઈ. તે ક્રમમાં આજે નિંગાળાના મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજ પધરાવતા સ્વામીશ્રી મંદિર જોઈ બોલી ઊઠ્યા : 'ઓહો... દુનિયા દેખે એવું કરી નાખ્યું છે ને કાંઈ !'

પ્રતિષ્ઠાના આશીર્વાદમાં પણ તેઓએ જણાવ્યું : 'જેને મોક્ષની ઇચ્છા છે એ અહીં આવીને લાભ લે.'

આમ, કલ્યાણનું એક સદાવ્રત ખોલી સારંગપુર જવા નીકળેલા સ્વામીશ્રીએ મૂળધરાઈના રસ્તે ગાડી લેવડાવી. તે જોઈ એક સહપ્રવાસીએ પૂછ્યું : 'આ બાજુથી જવાય ?'

'જવાય ને ! જોગીબાપા કે'તા એમ, આ બધું તો વાટી નાંખ્યું છે.' સ્વામીશ્રી બોલ્યા.

તેઓના પૂર્વવિચરણની તેજ રફતાર આ ઉદ્‌ગારમાં પડઘાઈ રહી.

તેની કંઈક ઝાંખી કરાવતા સ્વામીશ્રી તા. ૨૭/૧૧ની સવારે પાટી

---

૫૭. સ્વામીશ્રીના ૭૦મા જન્મજયંતી મહોત્સવને તાદૃશ કરવા બાજુના ક્યુઆર (QR) કોડ પર આપના મોબાઇલ ફોનનો કેમેરો ધરીને સ્કેન કરો અને ઇન્ટરનેટથી આ વિષયની વીડિયોને માણો...



પધાર્યા ત્યારે સ્કૉટિશ પાઇપ બૅન્ડની લયબદ્ધ સૂરાવલિઓએ તેઓને વધાવ્યા. સ્વાગતનો આ નાદ ઝીલતાં, સ્વામીશ્રીએ પ્રથમ એ. એમ. બાલમંદિરનાં દ્વાર ખોલ્યાં, તે પછી તેઓએ બાઈઓ અને ભાઈઓનાં મંદિરોમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજ પ્રતિષ્ઠિત કર્યા.

આ અવસરે સ્વામીશ્રી સ્વયં ઉત્સાહમાં હતા. તેથી પ્રતિષ્ઠા-સભા બાદ શ્રી કરસનભાઈ પટેલના ઘરની ઓસરીમાં જમવા બિરાજેલા તેઓ આ યજમાનના કાકાને બેઠેલા જોઈ ઊભા થયા અને મહંત સ્વામીના પત્તર પાસે મૂકેલી થાળીમાંથી ગુલાબજાંબુ લઈ પેલા વડીલના મોંમાં મૂકી આવ્યા.

એ જ રીતે તેઓએ મહંત સ્વામી તથા કોઠારી સ્વામીને પીરસી જમાડ્યા. આ ગામમાંથી થયેલા સંતોને પણ યાદ કરી-કરીને સ્વામીશ્રીએ અત્યારે હાજર સંતોને તૃપ્ત કર્યા.

આમ, સૌનાં મુખમાં મીઠાશ ભરતું આ પ્રતિષ્ઠાપર્વ સમેટીને સારંગપુર જતાં પૂર્વે તેઓએ અત્રે બે અગ્રણી કુટુંબો વચ્ચે વકરેલા વૈમનસ્યને વિદારી પારિવારિક સંબંધોમાંયે મધુરતા ભરી દીધી.

ત્યારબાદ સારંગપુર પધારેલા સ્વામીશ્રી પાસે આજની રાત્રે ભાવનગરના એક સદ્ગૃહસ્થ આવી પહોંચ્યા. ધોળકામાં રહેતા તેઓના દાદાને ઘેર શાસ્ત્રીજી મહારાજે નિવાસ કરેલો. તે જાણી સ્વામીશ્રીએ તેઓના દાદા અને પિતાનાં નામ બોલીને પછી જણાવ્યું: 'જેમ તમારી ત્રણ પેઢી એમ શાસ્ત્રીજી મહારાજ પછી યોગીજી મહારાજ ને એમના પછી હું છું.'

સ્વામીશ્રીના મુખેથી ગુણાતીતની વંશાવલિ સરી રહી.

## મહંત સ્વામીનો ટેકો

તા. ૨૮/૧૧ની સવારે યોજાયેલા સારંગપુર મંદિરના પ્રતીક પાટોત્સવ અને મૂળજી બ્રહ્મચારીની મૂર્તિના પુનઃ સ્થાપનવિધિ માટે સ્વામીશ્રી ઘુમ્મટમાં રખાયેલા પોતાના આસને બેસવા ગયા ત્યારે મહંત સ્વામીએ તેઓને હાથ આપ્યો. તે જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'મહંત સ્વામીનો ટેકો આપણને મળી ગયો. હવે વાંધો નહીં.'

આ ટેકા સાથે વિધિ સંપન્ન કરી તેઓ અભિષેક માટે ગર્ભગૃહમાં પધાર્યા ત્યારે તેઓએ ગાતરિયું એક કોરે મૂકી ધોતિયાના છેડાને ઓટીએ ભરાવી દીધો. જો કે સ્વામીશ્રીના અંતરમાં મૂર્તિને સ્નાન કરાવવાનો ઉત્સાહ

અતિશય હોવાથી તેઓનાં ચરણની સાથે ધોતિયાનો આગળનો ભાગ પણ પંચામૃતથી ઘણો ખરડાઈ ગયો. તેથી નવાં વસ્ત્ર પરિધાન કરવા માટે સંતોએ ધર્મકુળના ખંડની કોળીમાં એક ખૂણે ચાદર બિછાવી દીધી. તેના પર ઊભા રહી સ્વામીશ્રી વસ્ત્ર-પરિવર્તન કરી લે તેવી સૌની નેમ. પરંતુ તેમ કરવામાં ઠાકોરજીની મર્યાદાનો ભંગ જોતાં સ્વામીશ્રીએ પાછળની રૂપચોકીમાં જઈ ધોતિયું બદલ્યું. તે વખતે મહંત સ્વામીની ખેવના કરતાં પણ તેઓએ કહ્યું : 'એમનુંયે ધોતિયું બગડ્યું હશે. સેવકને કહો કે એમનું ધોતિયું લઈ આવે.'

આ રીતે નવાં વસ્ત્ર ધારણ કરી સ્વામીશ્રી ગર્ભગૃહમાં પધાર્યા ત્યારે અન્નકૂટ ગોઠવાઈ ગયેલો. તેથી તેઓએ દૂરથી જ કંકુનાં છાંટણાં છાંટી મૂર્તિપૂજન કર્યું અને એ જ રીતે ગુલાબનાં ફૂલ પણ ચરણમાં ચઢાવ્યાં. તેમાંનાં કેટલાંક પુષ્પ ઊંધાં પડતાં સ્વામીશ્રીએ વાંકા ઢળીને તે ફૂલો સુધી પરાણે હાથ પહોંચાડ્યો અને અવળાં પુષ્પોને સવળાં કર્યાં.

આવા ભક્તિભાવ સાથે તેઓ તા. ૨૯/૧૧ના રોજ તુરખાના નવનિર્મિત મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજ પધરાવવા જઈ પહોંચ્યા.

અહીં મૂર્તિમાં પ્રાણ પૂરવા માટે ઊભા રહેલા તેઓને ખ્યાલ આવ્યો કે મૂર્તિ સમક્ષ ધરવાના અરીસાની પાછળની બાજુ સ્ત્રીનું ચિત્ર છે. તેથી તેઓએ વ્યવસ્થાપકોને કહ્યું કે 'પહેલેથી જોઈ લેવું જોઈએ. ગમે એમ બઝાડે એ ન ચાલે. વહેલા આવીને કરવાનું શું?'

આ ટકોર સાથે સ્વામીશ્રીએ મર્યાદા સચવાય તે હેતુસર, વિધિ વખતે અરીસો ઠાકોરજીનાં નેત્ર આગળ ન ધરતાં શ્રીજીમહારાજની છાતી આગળ જ ધરી રાખ્યો, જેથી મહિલાનું ચિત્ર નજર સામે ન આવે.

આવા ધર્મધુરંધરના હાથે પ્રતિષ્ઠા સંપન્ન થતાં સૌ આનંદ પામ્યા. તેની વચ્ચે મંદિર-નિરીક્ષણ કરવા નીકળેલા સ્વામીશ્રીએ નોંધ્યું કે 'સંતોના ઉતારાની પાછળ જ ગૃહસ્થનો વંડો છે.' તેથી તેઓ બોલ્યા : 'અહીંનો આપણો વંડો ઊંચો કરાવી દેજો.'

આમ, જ્યાં જાય ત્યાં ધર્મની દીવાલને ઊંચી અને મજબૂત કરતા સ્વામીશ્રીએ આજની પ્રતિષ્ઠા-સભામાં તુરખા ગામનાં સંસ્મરણો વાગોળતાં કહ્યું : 'જ્યારે સારંગપુર રહેતો ત્યારે આ ગામમાં અવારનવાર આવવાનું થતું. બે-ત્રણ દા'ડા રહીએ. તે ઘડીએ નાનાં ઘર એટલે કોઢમાં બેસીને કથા-વાર્તા ચાલતી. ભાવ હોય ત્યાં સગવડ જોવાની રહેતી નથી.'

## અમારા સહકારથી તો દુનિયા ચાલે છે

તા. ૩૦/૧૧ની સવારે તાજપુરમાં નિર્માણ પામેલા બાઈઓના હરિમંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજની પ્રતિષ્ઠા કરનારા સ્વામીશ્રીએ તા. ૧/૧૨ની સવારે રોજીદના નવનિર્મિત મંદિરમાં અક્ષર-પુરુષોત્તમ મહારાજ પધરાવ્યા.

આ પ્રસંગે આશીર્વાદ આપતાં તેઓ બોલ્યા: 'આપણે સૌ સાથે મળીને સમાજનો, દેશનો ઉત્કર્ષ કરીએ એ માટે આ મંદિર છે. 'બીજો સુખી થાય અને હુંય સુખી થઉં' એ ભાવના પ્રગટે એ માટે મંદિર કર્યું છે.'

મંદિરનો આ હેતુ વર્ણવી વિદાય લેનારા સ્વામીશ્રીએ ગામવાસીઓની ઇચ્છાને પૂર્ણ કરવા મુખ્ય રસ્તે ગાડી લેવડાવી અને આ સડકે સળંગ પુષ્પો વેરતાં વેરતાં તેઓ આખા ગામને પ્રાસાદિક કરી સારંગપુર પધાર્યા.

અહીં તા. ૨/૧૨ની સવારે યજ્ઞપુરુષ સ્મૃતિમંદિરનો પ્રતીક પાટોત્સવ ઊજવી સેવાકાર્યોમાં પરોવાયેલા સ્વામીશ્રીને આ દિવસની રાત્રે આરામમાં જવાનો સમય થયો ત્યારે સોફામાંથી ઊભા કરવા બે સંતોએ હાથનો ટેકો ધર્યો. તે જોઈ સ્વામીશ્રી કહે: 'ઉપાડો. તમારા જોરે ઊભા કરો.'

ત્યારે નારાયણમુનિદાસ સ્વામી બોલ્યા: 'આપના સહકાર વગર ન થઈ શકે.'

'અમારા સહકારથી તો આખી દુનિયા ચાલે છે. એમનેમ ઊભા કરો તો ખરા!'

સ્વામીશ્રી દ્વારા ભગવાનનું પ્રગટપણું હોવાથી તેઓના મુખે બોલાયેલું આ વાક્ય *'તમે સૌના નિયંતા છો સ્વામી...'*નો મર્મ સમજાવી ગયું.

## હૈયે હેત અપરમપાર

તા. ૩/૧૨ની સવારે અલ્પાહાર કરી રહેલા સ્વામીશ્રીના થાળમાંથી કેટલીક પ્રસાદીભૂત વાનગીઓનું એક પડીકું જ્યાં સેવકે વાળ્યું ત્યાં જ સ્વામીશ્રીએ 'તમે તમારું બીજું ભરો, આ તો મારું છે,' એમ જણાવી એ પડીકું પોતાના હાથમાં લઈ લીધું. તેમાં સ્વહસ્તે થોડો પ્રસાદ ઉમેરી આ પડીકું સામે બેઠેલા યુવક સુરેશને આપતાં સ્વામીશ્રીએ કહ્યું: 'લો, આ કાંતિ સારુ પ્રસાદી છે. એને ત્યાં આપજો અને લો, આ તમે પણ ખાઓ.'

આમ કહી સ્વામીશ્રીએ આ યુવકની હથેળી સુખડીથી ભરી દીધી. તેઓનો આ પ્રેમ-પદારથ પામી સુરેશનું હૈયું સુખથી ભરાઈ ગયું.

અક્ષરધામના નિર્માણની સેવામાં સંલગ્ન આ બંને યુવાનો રાજસ્થાન મુકામે રહી પથ્થરના કામકાજની દેખરેખ રાખતા. ત્યાંની સખત ઠંડીમાં આ યુવકોને સાનુકૂળતા રહે તે માટે સ્વામીશ્રીએ બંને સારુ શાલ-સ્વેટર પણ અપાવ્યાં. અલબત્ત, આ ગરમ વસ્ત્રો કરતાંયે તેના તાણાવાણામાં ગૂંથાઈને આવેલી સ્વામીશ્રીના હેતની હૂંફ બંને યુવાનોને એવી સ્પર્શી ગઈ કે તેઓ સમયાંતરે સ્વામીશ્રીના વરદહસ્તે દીક્ષિત થઈ ગયા.[૫૮]

આ રીતે એકેએકને માતાથીયે અધિક મમતાનો અનુભવ કરાવતા સ્વામીશ્રીને મળવા આજે જ્યારે સંતવલ્લભ સ્વામી પધાર્યા ત્યારે તેઓએ કહ્યું : 'સ્વામી ! આપ તો બહુ ધોડા કરો છો. હવે એ બધું ઓછું કરી નાખવું.'

આ વિનંતી સાંભળી સ્વામીશ્રી બોલ્યા : 'દાખડો તો આ બધા સંતો કરે છે. અમે તો આશીર્વાદ આપીએ, ફૂલહાર પહેરી લઈએ ને ગાદી-તકિયા શોભાવીએ. સવારે પૂજા ને સાંજે કથા-વાર્તા થાય છે. જરૂર હોય ત્યાં પધરામણીએ જઈ આવીએ. બાકી ખાસ નહીં.'

આ વિનીત વચનો ઉચ્ચારી સ્વામીશ્રીએ સારંગપુરથી વિદાય લીધી.

## વિશાળતા અને વિનમ્રતા

સારંગપુરથી નીકળી સવારે દસ વાગ્યે કારિયાણી પહોંચેલા સ્વામીશ્રીએ અહીંનાં મંદિર તથા પ્રાસાદિક સ્થાનોનાં દર્શન કર્યાં ત્યારે સ્થાનિક કોઠારીએ તેઓને હાર પહેરાવી સત્કાર્યા. આ અભિવાદન સ્વીકારી સ્વામીશ્રી એક ઓરડામાં તૈયાર કરેલા આસન પર બિરાજ્યા.

તે વખતે અહીં રહેતા વયોવૃદ્ધ સંત ધર્મકિશોરદાસ સ્વામીશ્રીને કહેવા લાગ્યા : 'આ મંદિર બાંધ્યું એમાં આપે બહુ સહકાર આપ્યો. અમારે કંપી જોઈતી હતી ત્યારે આપે અપાવી. તે વખતે આપને સારંગપુરમાં પણ કામ ચાલતું હતું. ત્યાં જરૂર પડી તોય અમારી પાસેથી ન મંગાવતાં આપે મુંબઈથી બીજી મંગાવી.'

'સ્વામિનારાયણનું મંદિર છે એટલે સહકાર તો હોય જ ને! આપ દાખડો કરો છો. અમે તો ખાલી પદાર્થ પૂરા પાડીએ છીએ.'

---

૫૮. તેઓના નામાભિધાન અનુક્રમે સાધુ યજ્ઞેશદાસ અને સાધુ યોગેશદાસ થયા.

સ્વામીશ્રીના આ પ્રતિભાવમાંથી તેઓની વિશાળતા અને વિનમ્રતા ઊભરી આવ્યાં.

તે સાથે વિચરતા તેઓ પોણા અગિયાર વાગ્યે લાખિયાણી પહોંચ્યા ત્યારે અહીંના નવનિર્મિત મંદિરમાં પ્રતિષ્ઠાવિધિનો મંત્રોચ્ચાર ગુંજી રહેલો. તેને અનુસરતાં, સ્વામીશ્રીએ અક્ષર-પુરુષોત્તમ મહારાજને પધરાવ્યા ત્યારે ગામ ગાજે એવો જયજયકાર થઈ રહ્યો. તેની વચ્ચે યોજાયેલી પ્રતિષ્ઠા-સભામાં આશીર્વાદ આપતાં સ્વામીશ્રી બોલ્યા: 'અહીં મંદિર કરવા વલ્લભભાઈને ખૂબ ઉત્સાહ હતો, પણ એમનું કામ પૂરું થઈ ગયું એટલે ભગવાને એમને લઈ લીધા. આજે એ ત્યાં બેઠા રાજી થતા હશે. મનજીભાઈ, અમરશીભાઈ અને ગામ આખાનો ઉત્સાહ જોયો. સહકારથી કેવું કાર્ય થાય છે તે અહીં જોઈ શકીએ છીએ. આપણે બધા સનાતની છીએ. ઉપાસના જુદી જુદી હોય, પણ ભગવાન અને ધર્મ એક જ છે.'

આ શબ્દો દ્વારા સનાતન ધર્મનો અભિગમ સ્પષ્ટ કરતાં સ્વામીશ્રી બપોરે સવા બે વાગ્યે ગઢડા પધાર્યા.

## રહે શ્રીહરિ સાથે સદાઈ રે

ગઢડામાં સ્વામીશ્રી તા. ૩/૧૨ની સાંજે હરિભક્તોને મળી રહેલા ત્યારે મૂર્તિને પ્રસાદીભૂત કરવા આવેલી એક વ્યક્તિ ઉતાવળમાં સ્વામીશ્રીનાં ચરણોમાં મૂર્તિનો સ્પર્શ કરાવીને બહાર નીકળવા ગઈ. તે જોઈ કરડી દૃષ્ટિ કરતાં સ્વામીશ્રીએ તેઓને વિવેક શીખવ્યો: 'ત્યાં અડાડાતું હશે? મૂર્તિ તો માથે અડાડાય.'

ઠાકોરજીની લેશ ગૌણતા તેઓને ન પરવડે.

આવા મરજાદી અને મહિમાભર્યા તેઓના વરદહસ્તે તા. ૪/૧૨ની સવારે મંદિરના દક્ષિણ દેરામાં હરિકૃષ્ણ મહારાજ પ્રતિષ્ઠિત થયા. તેનો ઇતિહાસ વર્ણવતાં સ્વામીશ્રીએ વાત કરી કે 'અહીં પ્રતિષ્ઠા વખતે હરિકૃષ્ણ મહારાજની મૂર્તિ તૈયાર નહોતી થઈ. જામનગરના પોપટ પાસે મૂર્તિ કરાવી, પણ એ કોઈને ગમી નહીં. તે વખતે અત્યારે જે છે એ મૂર્તિ ગોંડલમાં તૈયાર હતી. યજ્ઞ ચાલુ હતો ને તે લેવા મોટર મોકલી, પણ રસ્તા સારા નહીં તે ટાઈમે આવી શકી નહીં. પછી તો જે તૈયાર હતી તે બેસાડી દીધી. આરતી થઈ રહ્યા પછી પેલી મૂર્તિ આવી. તે દિવસથી વિચાર ચાલતો હતો કે 'એ મૂર્તિ

પધરાવવી.' યોગીબાપાનો ને બધાનો સંકલ્પ આજે પૂરો થયો. એમને સીધું સોના(ના સિંહાસન)માં બેસવું હશે એટલે મોડું થયું.'

ભૂતકાળમાં આટલું ડોકિયું કરાવી સ્વામીશ્રીએ કલકત્તાવાસી હરિભક્ત શ્રી નટુભાઈ મોદીને બોલાવી કહ્યું: 'જુઓ, આ મૂર્તિનાં દર્શન કરો. આપણે કલકત્તામાં પણ આવું કરવાનું છે. સોનાના કળશ, સિંહાસન...'

આ શબ્દો દ્વારા ભવિષ્યનો ભેદ ખોલતા સ્વામીશ્રીએ સ્વયં જાહેરાત કરી કે 'વિધિ પૂરો થયા પછી દરેકે અવભૃથ સ્નાન કરવું પડે, તો બધા સંતો-હરિભક્તો તમામે ઘેલામાં સ્નાન કરવા જવાનું છે.' આટલું કહી તેઓ પોતે પણ ગાડી હોવા છતાં પગથિયાં ઊતરી સ્નાન માટે પધાર્યા.

અહીં ઠંડું વાતાવરણ હોવા છતાં ઠંડાં જળમાં ડૂબકી લગાવી તેઓ શિક્ષાપત્રી ભુવનમાં પહોંચ્યા. અત્રે ઘનશ્યામ મહારાજની પ્રતિષ્ઠા નિમિત્તે યોજાયેલ યજ્ઞને પાવન કરીને સ્વામીશ્રી આજની સાંજે શ્રીજીનાં પ્રાસાદિક સ્થળોની યાત્રાએ નીકળ્યા.

આ ક્રમમાં તેઓએ લક્ષ્મીવાડીમાં શ્રીજીમહારાજની બેઠકે બિરાજી ડભાણિયા આંબાનો સવિસ્તર ઇતિહાસ સંભળાવ્યો, ત્યારે લંડનવાસી શ્રી સી. એમ. પટેલે પૂછ્યું: 'સ્વામી! તે દા'ડે અહીં કેરીઓ બહુ થઈ હશે, કેમ?'

'કેરીઓ થયેલી ને ચાખેલી ને આનંદ પણ થયેલો.' કોઈ અલૌકિક ભાવમાં સ્વામીશ્રી બોલી ગયા.

ત્રણેય કાળ અને ત્રણેય અવસ્થામાં શ્રીજીમહારાજની સેવામાં અખંડ રહેલા તેઓથી મહારાજની કઈ લીલા પરોક્ષ હોય!

## 'અઠ્ઠાવન'નું આકર્ષણ

તા. ૪/૧૨ના રોજ દર્શને આવેલા ગઢડાના આગેવાન દરબારો પૈકીના એક શ્રી દેવકુભાએ સ્વામીશ્રીને કહ્યું: 'કાળુભાર ડેમમાંથી ગઢડાને પાઈપલાઈન મળી હોય તો તે આપના પ્રતાપે જ! એસ.એસ.સી. બૉર્ડનું કેન્દ્ર પણ આપના પ્રયત્નોથી જ મળ્યું છે.'

સ્વામીશ્રીનો આ પ્રચ્છન્ન પરોપકાર પ્રકાશમાં આવતાં સૌ તેઓને વંદી રહ્યા.

આ રીતે ગામોગામ ઉત્કર્ષની ધજા ફરકાવતા તેઓએ તા. ૫/૧૨ના રોજ રાણપુરના નવનિર્મિત મંદિરમાં પણ અક્ષર-પુરુષોત્તમ મહારાજ પધરાવ્યા.

આ મંદિર માટે પોતાનું મકાન અર્પણ કરનારા શ્રી હીરાભાઈ પરીખે આજે ભાવવિભોર થઈ સ્વામીશ્રીને કહ્યું : 'મારાં પત્ની ધામમાં ગયાં પછી મને બહુ ઉદ્વેગ રહેતો, પણ અત્યારે હું રોજ તમારી કેસેટ સાંભળું છું ત્યારથી શાંતિ થઈ ગઈ છે.'

આટલું કહી આ દાતાએ સ્વામીશ્રીને જણાવ્યું : 'બાપા ! અઠ્ઠાવન બોલો ને !'

તેઓની આ વિનંતી સ્વીકારી સ્વામીશ્રીએ 'અઠ્ઠાવન'નો ઉચ્ચાર કરતાં હરખાઈ ઊઠેલા પેલા હરિભક્ત બોલ્યા : 'બાપા ! આપ 'ન' એટલો સરસ બોલો છો કે એમ જ લાગે કે આપ હાજરાહજૂર છો. આપની (ભક્તચિંતામણિના પારાયણની) પંદર નંબરની કેસેટ સાંભળજો, એમાં આ શબ્દ આવે છે.'

સ્વામીશ્રીની અમૃતધારાનું એક-એક બુંદ પણ કેટલું સંતર્પક રહેતું !

## દેહાભિમાન જેને દૂર જ કીધાં રે

રાણપુરથી વિદાય લઈ તા. ૫/૧૨ની સાંજે કુંડલી પધારેલા સ્વામીશ્રી અહીં પુરાણી સ્મૃતિ કરાવતાં બોલ્યા :

'પહેલાં ધ્રાંગધ્રાથી ટ્રેન દ્વારા પથ્થર આવે એ અહીં કુંડલી ઊતરે ને પછી ગાડાથી સારંગપુર પહોંચે. બોટાદ ન'તા ઊતરતા એના કારણનો બહુ ખ્યાલ નથી.' આટલું કહી તેઓએ ઉમેર્યું :

'ધ્રાંગધ્રાનો પથ્થર મજબૂત બહુ એટલે થાંભલા, પાટડા, છાતિયાં એના થાય. પોરબંદરી પથ્થર પોચો એટલે રૂપકામ, નકશી એના ઉપર સારાં થાય. મંદિરનો ઉપરનો ભાગ એના વડે થાય. હિંમતનગરનો પથ્થર વધારે કડક અને એથીયે કડક રાજુલો(રાજુલાનો). એની જેર કરે ને ટાઇલ્સ એની નાંખે. ગોંડલ ઘાટમાં નાંખી છે ને !'

પ્રદેશ-પ્રદેશનાં પાણી, પથ્થર અને પ્રકૃતિને ઓળખતા સ્વામીશ્રીને જે તે પ્રદેશના માણસો સાથે પણ એવો જ અંતરંગ નાતો. તેથી જ્યાં પહેલી વાર પધારે ત્યાં પણ સૌને ઘેલા કરી મૂકે.

આજે કુંડલીમાંયે એમ જ બન્યું ! શ્રી વાલજીભાઈના ડેલામાં રાખેલી સભામાં તેઓ પધાર્યા ત્યારે તેઓને નજીકથી નીરખવાની ઉત્કંઠાએ ભારે ગિરદી જમાવી મૂકી. જો કે માત્ર મનુષ્યો જ કીડિયારાની જેમ ઊભરાયા તેમ નહીં, પરંતુ કાળી કીડીઓયે સ્વામીશ્રીને વળગી પડી !

હા, સભા બાદ સ્વામીશ્રી મકાનની આડશે ગયા ત્યાં કીડીઓનાં દર હશે કે શું?, પણ પેશાબ-પાણી કરતા તેઓના પગે કેટલીયે કીડીઓ ચડી ગઈ! સ્વામીશ્રી દેહક્રિયાથી પરવાર્યા ત્યારે આ જાણ થતાં કીડીઓનું એ કટક દૂર કરવા સંતોએ પ્રયત્ન આદર્યો; તોયે અહીંથી બોટાદ સુધી જતાં કેટલીક કીડીઓ તો સ્વામીશ્રીનું 'સુખ' લેતી જ રહી. તેનો ખ્યાલ સૌ બોટાદ પહોંચ્યા ત્યારે આવ્યો. પરંતુ આ પજવણીથી પરેશાન થયા વિના સ્વામીશ્રી તો સ્વસ્થતાથી મજલ કાપતા રહેલા.

## પૈસા વસૂલ!

કુંડલીથી બોટાદ પધારેલા સ્વામીશ્રીએ અત્રે તા. ૬/૧૨ની સવારે સંસ્થાની સખાવતથી નિર્માણ પામેલી 'અક્ષર-પુરુષોત્તમ પ્રાથમિક શાળા'નો નામકરણ સમારંભ સંપન્ન કર્યો.

ત્યારબાદ તા. ૭/૧૨ની સવારે સારંગપુર પહોંચેલા તેઓ અહીં દર્શન કરી સ્મૃતિમંદિરની પાછળ બંધાયેલા અતિથિ-આવાસ જોવા પધાર્યા. હમણાં જ ઊજવાઈ ગયેલી જન્મજયંતીના ઉત્સવમાં આવનારા વડીલ હરિભક્તોને કોઈ મુશ્કેલી ન પડે તે માટે સ્વામીશ્રીએ આ નવા સુવિધાસજ્જ ઉતારા તાબડતોબ તૈયાર કરાવેલા. તેમાં બધે ફરીને તેઓ બોલ્યા : 'ઉતારા તૈયાર થઈ ગયા અને હરિભક્તો સચવાઈ ગયા. પૈસા વસૂલ!'

ભક્તોની સુખાકારી સ્વામીશ્રીના જીવનમાં અગ્રસ્થાને રહેતી.

આ ગણતરી સાથે ઉતારાઓનું નિરીક્ષણ કરી તેઓ મંદિરમાં દર્શને પધાર્યા ત્યારે બપોરના બાર વાગવા આવેલા. તેથી સ્વામીશ્રીને તડકો ન લાગે તે હેતુસર સંતો-પાર્ષદોએ પગથિયાંની બેય બાજુ આવેલાં રમણાં પર ઊભા રહી સામસામે ગાતરિયાં પકડી એક સળંગ છત્ર કરી દીધું. સૌના છત્રધારી સ્વામીશ્રી સંતોનું એ છત્ર ધારી મંદિરે ચઢ્યા અને ઊતર્યા તે શોભા અનેરી બની રહી.

## અક્ષર અમૃત મારું નામ

તા. ૭/૧૨નો દિવસ અંગ્રેજી તારીખ અનુસાર સ્વામીશ્રીનો જન્મદિન હોવાથી આ તક ઝડપી લેતાં આજની સાંજે સારંગપુરના સંતોએ સભામંડપમાં વિશિષ્ટ સભા ગોઠવેલી. તેમાં પધારવાની વિનંતી સ્વામીશ્રીને થઈ ત્યારે

નારાજગી દર્શાવતાં તેઓ બોલ્યા: 'ઇંગ્લિશ તારીખ પ્રમાણેની જયંતીની મારી ઇચ્છા જ નથી. આવી પાછી લોકોને ખોટી ટેવ પડે. આપણે એક વાર જન્મ્યા છીએ. બે વાર થોડા જન્મ્યા છીએ?'

સ્વામીશ્રીના આ શબ્દો સભા-સંચાલકે સૌને સંભળાય તેમ દોહરાવ્યા ત્યારે ડૉ. કનુભાઈ ધાનાણી બોલ્યા: 'બાપા! આપ તો જન્મ્યા જ ક્યાં છો?'

'પણ લોકોની દૃષ્ટિ છે ને!' સ્વામીશ્રીએ જણાવ્યું.

ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું છે કે 'આ સાધુ અક્ષર છે ને આ તો અજન્મા છે, ગર્ભમાં આવ્યા જ નથી. ને એમની રીત તો નટની માયાની પેઠે સમજવી ને આ તો મહારાજના સંકલ્પે કરીને આંહીં દેખાય છે.'[૫૯]

અક્ષરબ્રહ્મનો આ અવિનાશીભાવ સ્વામીશ્રીના આજના ઉદ્‌ગારોમાં પણ પડઘાઈ રહ્યો.

## બીજું એકેય પાણી ચઢે નહીં

તા. ૮/૧૨ની સાંજે સારંગપુરથી નીકળી રહેલા સ્વામીશ્રીને પહેરાવવા સંતોએ ગુલાબ અને ગુલદાવદીનો ભવ્ય હાર બનાવેલો. તે જ્યારે કંઠમાં અર્પણ થયો ત્યારે સ્વામીશ્રી બોલી ઊઠ્યા: 'ઓહોહો... પ્રેમનો ઢગલો છે.'

વિદાય વેળાએ વહાલનું આ વાદળું વરસાવી સ્વામીશ્રી માર્ગમાં આવતા ગણેશ ધોળકા અને કોઠને લાભ આપી રાત્રે ૧૦:૨૦ વાગ્યે અમદાવાદ આવી પહોંચ્યા.

વિદેશયાત્રા બાદ અહીં પ્રથમ વાર પધારતા તેઓને વધાવવા આટલી મોડી રાતે પણ સભા ભરચક હતી. તેમાં મંચ પર સ્વામીશ્રી સારુ સોફો મૂકેલો, પરંતુ તે પર ન બેસતાં આસપાસ નજર ફેરવવા લાગેલા તેઓને જોઈ પરમેશ્વરદાસ સ્વામી નજીક સરક્યા ત્યારે સ્વામીશ્રીએ પૂછ્યું: 'મહંત સ્વામીને બેસવા શું છે?'

આ પૂછપરછના જવાબરૂપે પેલા સંતે ભોંય પર પાથરેલી ગાદી બતાવી.

તે જોઈ સ્વામીશ્રીએ કહ્યું: 'બીજો સોફો લાવો.'

આ વ્યવસ્થા કરાવ્યા બાદ તેઓ સોફા પર બિરાજ્યા ત્યારે એક થાળીમાં જળભરેલાં તુંબડાં લઈને સ્વામીશ્રી આગળથી પસાર થતાં બ્રહ્મપ્રકાશદાસ સ્વામી રમૂજમાં બોલ્યા: 'થેમ્સ(નદી)નું પાણી ઉતારીને સાબર(મતી)નું

---

૫૯. સ્વામીની વાતો: ૫/૧૮૩.

ચઢાવવાનું છે.'

'પણ ચઢ્યું જ નથી.' સ્વામીશ્રીએ તરત જ કહ્યું. વળી, આશીર્વાદમાં પણ તેઓએ જણાવ્યું : 'અમદાવાદનું સ્વાગત સારું થયું. પાણીનો ભાવ પૂછે એવું !'

તેઓના આ માર્મિક વચનથી ગાજેલો તાળીઓનો ગગડાટ શમતાં સ્વામીશ્રી બોલ્યા : 'પરદેશમાં હરિભક્તો રહે છે એટલે જવા-આવવાનું થાય. બાકી શ્રીજીમહારાજ, શાસ્ત્રીજી મહારાજ, યોગીબાપાનો સ્વાદ ચાખ્યો, પછી બીજું એકેય પાણી ચઢે નહીં.'

ભગવાન અને ગુરુમાં જ રસબસ તેઓને દુનિયાનાં કોઈ પાણી-પવન સ્પર્શી શકે એમ નહોતાં.

## સૌ જાગતા રહેજો

અમદાવાદમાં તા. ૧૦/૧૨ની સવારે 'અક્ષરપીઠ'ના નૂતન ભવનનો ખાતવિધિ કરી સ્વામીશ્રીએ આજની સાયંસભામાં 'બીજા તો અભાગિયા...' એ 'સ્વામીની વાત' પર વિવેચન કરતાં કહ્યું :

"અત્યારે પણ કેટલાક 'રામ અને કૃષ્ણ કોણ હતા?' એવું બોલે છે. લ્યા ! તમે ભારતમાં જન્મ્યા છો. લાખો જેનું ભજન કરે છે ને 'એ કોણ છે?' એ પ્રશ્ન કરે છે. આવા શું રાજ કરવાના? એમાં દેશ ને સમાજનો ઉદ્ધાર શું થવાનો? જેને પૂરી રાજનીતિની કે ઇતિહાસની પણ ખબર ન હોય એ શું કરવાના? વિચાર તો કરો, આ ભારત છે. આ આપણા અવતારો છે.

નર્મદા જેવી યોજના આખા ગુજરાત માટે સારી વાત છે. છતાં વર્ષોથી અંતરાય ચાલે જ છે. આમ અખંડિતતાની વાતો કરે ને આ સારી યોજના છે તો શું કામ વિઘ્ન નાંખે છે? દિવસે-દિવસે (યોજનાના ખર્ચ સંબંધી) પૈસા વધતા જાય છે એમાં એમને ના'વું શું ને નિચોવું શું? સમજતા નથી કે ગુજરાતને લાભ થતો હોય તો એ ભારતને જ લાભ છે ને! આવા કામમાં પ્રજાએ જાગ્રત રહેવાનું છે. અત્યારે તો 'જાગતાને પાડી' જેવું છે. માટે સૌ જાગતા રહેજો. નહીં તો પાડો આવી જાય એમ છે. (જગતમાં) એવું ઊંધું-ચત્તું છે કે ભગવાન સિવાય આપણી કોઈ સેફ્ટી (સલામતી) નથી."

કુટિલ રાજરમતને કારણે પીડાતી પ્રજાનું દુઃખ સ્વામીશ્રી જોઈ ન શકતા. તે વખતે વેધકતાથી વહી છૂટતી તેઓની વાણી તેઓના પ્રજાપ્રેમનો પરિચય આપનારી નીવડતી.

## પ્રેમમૂર્તિ પ્રમુખસ્વામી

અમદાવાદથી તા. ૧૨/૧૨ના રોજ વિદાય લઈ સ્વામીશ્રી સીસવા, ઝારોળા, બોરસદ, વિદ્યાનગર, આણંદ, ચીખોદરા, કરમસદને લાભ આપતાં તા. ૧૪/૧૨ની રાત્રે બોચાસણ પધાર્યા.

અહીં તા. ૧૫/૧૨ની બપોરે ભોજન બાદ આવેલા સુરતવાસી શ્રી પી. એલ. પટેલ લકવાગ્રસ્ત થયા હોવાથી સ્વામીશ્રી પોતાના આસન પરથી ઊભા થઈ તેઓને સામે જઈને મળ્યા. તે વખતે આ ભક્તે બતાવેલા મકાનના નકશા પ્રસાદીભૂત કરીને સ્વામીશ્રી જાતે જ ગડ પ્રમાણે તે નકશા વાળવા લાગ્યા. તે વળાઈ ગયેલા નકશા પણ તેઓએ હરિભક્તે કાખમાં દબાવી રાખેલી કોથળી લઈ તેમાં મૂકીને પાછા આપ્યા.

સ્વામીશ્રીની દરકારનો આવો જ અનુભવ તા. ૧૬/૧૨ની સાંજે ધર્મજના વડીલ ભક્ત શ્રી અંબાલાલભાઈ પી. પટેલ કરી રહ્યા. ફ્રેક્ચરને કારણે છ મહિનાથી પથારીવશ આ ભક્તને મળવા જવાની ઇચ્છા સ્વામીશ્રીને એક મહિના પહેલાં તેઓ બોચાસણ આવેલા ત્યારે જ હતી, પરંતુ સારંગપુરના સમૈયાની વ્યસ્તતાને કારણે તે શક્ય ન બનતાં તેઓએ સારંગપુર પહોંચીને આ ભક્ત પર પત્ર લખેલો કે *'હું આવી ન શક્યો એ બદલ માફ કરશો.'*

આ શબ્દો વાંચીને એ વયોવૃદ્ધ હરિભક્ત ગળગળા થઈ ગયેલા, પણ આજે સામે ચાલીને પધારેલા સ્વામીશ્રીને જોઈ ધ્રુસકે ધ્રુસકે રડી પડતાં તેઓ બોલ્યા : 'બાપા ! આપે આવું લખવાની શી જરૂર હતી ?'

ખરેખર, સ્વામીશ્રીનો પ્રેમ પાંપણો પલાળ્યા વિના ન રહેતો.

## અહં-મમત્વ મૂકી ભગવાન ભજી લેવા

ધર્મજથી બોચાસણ પરત ફરેલા સ્વામીશ્રી તા. ૧૭/૧૨ની સવારે મંદિરમાં દર્શને પધાર્યા ત્યારે પૂજારીએ ધનુર્માસને લક્ષમાં રાખી તેઓ સમક્ષ પાટી-પેન ધર્યાં. તેની પર સ્વામીશ્રીએ લખ્યું : *'અહં-મમત્વ મૂકી ભગવાન ભજી લેવા.'*

આ બ્રહ્મસૂત્ર આપી નિત્યક્રમથી પરવારેલા તેઓ બપોરે ભોજન લેવા બિરાજ્યા ત્યારે સામે બેઠેલા છાત્રાલયના યુવકો મુખપાઠ રજૂ કરવા લાગ્યા. તેના અંતે નીકળેલી પ્રાસંગિક વાતોમાં એક યુવકે પૂછ્યું : 'બાપા ! મારા

અક્ષરધામનું કન્ફર્મ (પાકું) છે ને ?'

'કન્ફર્મ જ છે, પણ તું આડો-અવળો થતો નહીં.'

'એની ગેરંટી આપું છું.'

'તો મારી પણ ગેરંટી.'

'ખરેખર ?'

'હજી વિશ્વાસ નથી ? તેં મને ગેરંટી આપી તો મેં વિશ્વાસ કર્યો કે નહીં ? એમ તારે પણ વિશ્વાસ રાખવો. નો (no) સંશય, નો (no) શંકા.'

સ્વામીશ્રી એવી નિધડકતાથી બોલ્યા કે જાણે હમણાં અક્ષરધામ આપી દેશે !

આ સામર્થ્ય સાથે તેઓ ભોજન બાદ ઓરડાની બહાર પધાર્યા ત્યારે અરેરા ગામના એક ભક્ત તેઓને મળ્યા. તેઓએ બાજુમાં ઊભેલો પોતાનો દીકરો બતાવતાં કહ્યું : 'બાપા ! આ છોકરો સાવ સૂનમૂન બેસી રહે છે. કંઈક વળગ્યું લાગે છે.'

'એ ખાય છે ? પીએ છે ?'

'હા, એ તો બધું જ કરે છે.'

'ત્યારે શું ભલા માણસ ! તમે મફતના લઈ મંડ્યા છો. તમે વાત કર્યે રાખો એટલે એના મગજમાં ના હોય તોય ભૂત પેસી જાય. એ ખાય છે, પીએ છે, ક્રિયાઓ કરે છે ને નકામો વહેમ શું ઘુસાડો છો ?'

બાપના વહેમનું આટલું ઓસડ કરી સ્વામીશ્રીએ પેલા યુવાનને પણ કહ્યું : 'આ લોકો તને અમથા ચઢાવે છે. તારે ખેતીમાં લાગી જવું. બેસી ન રહેવું. કોઈ કંઈ કહેવા આવે તો સાંભળવું જ નહીં. તને કાંઈ છે જ નહીં.'

તેઓના આ શબ્દોથી યુવકમાં શક્તિનો સંચાર થઈ રહ્યો. એક યુવાનીની ઘોર ખોદાતી સ્વામીશ્રીએ ટાળી દીધી.

## આપણે વેંત નમીએ તો ભગવાન હાથ નમે

તા. ૧૭/૧૨ની સાંજે બોચાસણથી વિદાય લઈ સ્વામીશ્રી પાણશીણાને લાભ આપતાં લીંબડી પહોંચ્યા.

અહીં મંદિરમાં સૌનું સ્વાગત સ્વીકારી તેઓએ અમૃતધારા વહાવી કે–

''આપણે વેંત નમીએ તો ભગવાન હાથ નમે એમ છે. આ લોકનું ને પરલોકનું એ સાચવી લે છે. શ્રીજીમહારાજે રામાનંદ સ્વામી પાસે માંગી જ

લીધું છે ને! આપણી ચિંતા ભગવાને આગળથી કરી રાખી છે. સાચા ભક્ત થવું જોઈએ. જો આપણું પોલંપોલ હોય તો ભગવાન પણ ઢોલંઢોલ કરે. ભગવાન મૂકી જ દે. છો એની જાતે કરતો. પોતાનો રહે તો બધું કરે, પણ ના રહે તો કહેવું પડે: 'તારે ને મારે લેવાદેવા નથી.' માટે આશરો દૃઢ રાખવો.''

આવી એકનિષ્ઠાનું પ્રવર્તન કરવા વિચરતા સ્વામીશ્રી તા. ૧૮/૧૨ના રોજ મોજીદડ પહોંચ્યા ત્યારે પરદેશના ઘણા હરિભક્તો તેઓની સાથે હતા. તે સૌને સ્વામીશ્રીએ યોગીજી મહારાજ તથા શાસ્ત્રીજી મહારાજનાં પ્રાસાદિક સ્થાનોનાં દર્શન જાતે કરાવ્યાં. જે તે સ્થળે જે લીલાઓ થઈ હોય તે પણ સંભારી. તે ક્રમમાં મંદિરની ઉપલી મેડીની ઓસરી બતાવતાં કહ્યું: 'હું જ્યારે આવું ત્યારે કાયમ અહીં જ સૂતો.'

આ રીતે દર્શનયાત્રા કરી સ્વામીશ્રી અહીં આજની સાંજે બે કુટુંબો વચ્ચે પડેલી મડાગાંઠને ઉકેલવા બેઠા અને અદાલતનાં દ્વાર ખખડાવવાં સુધી પહોંચી ગયેલા બંને પક્ષો વચ્ચે મનમેળ કરાવી દીધો. પરંતુ આ આગ ઓલવવામાં ઘણો સમય જતાં તેઓ જાહેર-સભામાં થોડા મોડા પહોંચ્યા. તેથી ઘણા સભાસદો ઊઠી ઊઠીને ચાલ્યા ગયેલા. જે મુમુક્ષુ હતા તેઓ બેઠેલા.

તે સૌ પર પ્રસન્નતા વરસાવતાં સ્વામીશ્રીએ જણાવ્યું:

''જે ખપવાળા હોય એને જ લાભ મળતો જાય. કૉરટમાં તો સાંજ સુધી બેસાડી રાખે ને પછી મુદત આપે કે 'જાવ, ફલાણી તારીખે આવજો.' લ્યા! સવારથી કે'વું'તું ને! પણ ત્યાં સ્વાર્થ છે એટલે ખોટું લાગતું નથી. પૂર્વના મુમુક્ષુઓને કેવો ખપ હતો! ભગવાન માટે ઠેઠ હિમાલય સુધી જાય. અત્યારે તો મહારાજે એવું કરી આપ્યું કે હિમાલય જવું ના પડે. હિમાલય આપણી પાસે આવે. સૌને ઠંડક મળે. સાચો ખપ હોય તો સાંજ પડ્યે મંદિરે પહોંચી જવાય. આપણું મંદિર ભરેલું જ હોવું જોઈએ.''

## મમતા અને માવજત

મોજીદડથી લીંબડી પધારેલા સ્વામીશ્રી તા. ૧૯/૧૨ની બપોરે શ્રી ચમનભાઈ ખત્રીના ઘેર ઠાકોરજી જમાડવા પધાર્યા ત્યારે અહીં ઘંટી જોતાં કહ્યું: 'મનેય ઘંટીએ બેસાડતા. મધર(માતુશ્રી) ના બેસાડે પણ ભાભી ને બહેનો બેસાડે. સવારે પ્રભાતિયાં ગવાતાં હોય એ સાંભળવાની બહુ મજા પડે.'

આમ, પૂર્વસ્મૃતિ વાગોળતાં ભોજન લઈ સ્વામીશ્રી આજની સાંજે

ચોટીલા પહોંચ્યા. અહીંના એક આગેવાને બે દિવસ પહેલાં સ્વામીશ્રી પાસે આવી કહેલું: 'આપ લીંબડીથી ગોંડલ જવાના છો, તો વચ્ચે અમારે ત્યાં જમીને જવાનું છે. આ વખતે તો આડો સૂઈ જઈશ. મેં મોટા માણસોને કહી પણ દીધું છે.'

આ પ્રેમાગ્રહને વશ થઈ અત્રે પધારેલા સ્વામીશ્રી ટેકરે બંધાતી ગામની નવી ટાંકીના ખાતમુહૂર્તનો વિધિ કરી ગોંડલ પહોંચ્યા ત્યારે અત્રે ઠંડીનો ચમકારો તીવ્ર અનુભવાતો હતો. તેથી તા. ૨૦/૧૨ની સવારે મંદિરમાં દર્શને જતી વખતે તેઓએ સૂચના આપી કે 'મહિલાઓને એક માંડવો બાંધી દો.[૬૦] ઠાર કેટલો છે !'

સ્વામીશ્રીની આ તકેદારીથી તાત્કાલિક ધોરણે માંડવો નંખાઈ ગયો. તેનો અહેવાલ આપતાં એક કાર્યકરે કહ્યું: 'બાપા ! આપની આજ્ઞા મુજબ કામ થઈ ગયું. તેથી મહિલાઓ કહેતાં હતાં કે સ્વામીબાપા અમારું કેટલું બધું ધ્યાન રાખે છે !'

આમ, સૌની સંભાળ રાખતા સ્વામીશ્રી પોતાની ખબર રાખવામાં બિલકુલ બેદરકાર જણાતા. તેથી જ આજે જ્યારે તેઓના થાળમાં મૂકેલા મૂળાના ટુકડા જોઈ એક સંતે પૂછ્યું: 'આપે આ મૂળા ખાધા કે નહીં ?'

ત્યારે સ્વામીશ્રીએ જમાડનારા સંતને પૂછ્યું: 'આજે આપણે મૂળા ખાધા ?'

ભગવાનમાં જ ગુલતાન તેઓને પોતે શું જમ્યા - ન જમ્યાની પણ ખબર રહેતી નહીં.

આ રીતે વિષયથી વિરક્ત વર્તતા સ્વામીશ્રી તા. ૨૧/૧૨ની સવારે પ્રાતઃપૂજા કરવા બિરાજ્યા ત્યારે તેઓએ સામે દર્શક-વર્ગમાં બેઠેલા બાળક પાર્થેશને બોલાવી તેના ભાલમાં સ્વહસ્તે તિલક-ચાંદલો કરી આપ્યો. તે પછી એ બાળક સામે અરીસો ધરી તેને મુખદર્શનેય કરાવ્યું.

ઊઘડતી સવારે સ્વામીશ્રીએ વરસાવેલી આ હેતની હેલીમાં એ બાળક એવો ભીંજાયો કે તેણે પોતાના પિતા શ્રી માર્કંડભાઈ પટેલને જણાવી દીધું: 'હવે હું શાળામાં પણ તિલક-ચાંદલો કરીને જઈશ.'

સ્વામીશ્રીનો પરિશુદ્ધ પ્રેમ વગર બોલ્યે પ્રેરણાનો પ્રાણવાયુ ફૂંકી દેતો. તેથી બાળકથી માંડી બુઝુર્ગ સુધીના સૌ જીવનભર તરોતાજા રહેતા.

---

૬૦. મહિલાઓ પૂજા દરમ્યાન ખુલ્લામાં બેસીને દર્શન કરતાં હતાં તે સંદર્ભમાં.

## ગુજરાતના હિતરક્ષક

આ અરસામાં ગુજરાતની ધોરી નસ જેવી નર્મદા યોજનાને ખોરંભે ચડાવવા કેટલાક તકસાધુઓએ યોજેલી વિરોધ-રેલી સામે સરકાર દ્વારા 'ફેરકુવા શાંતિયાત્રા' નામે સમર્થન-રેલી યોજાવાની હતી. તેમાં ગામોગામથી સૌ મોટી સંખ્યામાં ભળે તે અંગેની જાગૃતિ લાવવા સ્વામીશ્રીએ સંતોને હાકલ કરેલી. તે ઝીલી સંતો આઠ મહિના સુધી ગામેગામે ઘૂમી વળેલા. પરંતુ સમર્થન-રેલીની પ્રેરણા આપવા જનારા એ સંતોને સ્વામીશ્રીએ ખાસ સૂચના કરેલી કે 'વિરોધ કરનારનું નિષેધાત્મક બોલવું જ નહીં. અવરોધ કરનારની ગેરસમજૂતી દૂર થાય, ભગવાન સારી બુદ્ધિ આપે એમ કહેવું.'

સ્વામીશ્રીની દૃષ્ટિમાં કોઈ વિરોધી નહોતા, હતા ફક્ત ગેરમાર્ગે દોરવાયેલા. તેથી તેઓના પ્રયત્નમાં પ્રતિકૂળને પ્રેમપૂર્વક સમજાવવાની વાતો રહેતી, આક્રોશપૂર્વક ભાંડવાની નહીં.

એટલે જ તો રેલીમાં આવનારા અસંખ્ય સમર્થકોનાં ભોજન અને ચા-પાણીનો પ્રબંધ કરાવનારા સ્વામીશ્રીએ આ વ્યવસ્થાનો લાભ, પેલા ગેરમાર્ગે દોરવાયેલાઓને પણ આપવાની સૂચના વ્યવસ્થાપકોને કરેલી. તે અનુસાર રંગપુર-સદલીની ઉત્તર બુનિયાદી આશ્રમશાળાને રસોડાનું મુખ્ય મથક બનાવી દેવામાં આવેલું. અહીં રહેલા ૪૯ સંતો અને ૨૭૫ સ્વયંસેવકોએ આઠ દિવસ સુધી દિવસ-રાત મહેનત કરી, ૨૦૦ ગ્રામના એક લેખે ૫૦,૦૦૦થી વધુ ફૂડપેકેટ્સ તૈયાર કરેલાં. આ સંબંધી માર્ગદર્શન સ્વામીશ્રી રોજેરોજ ફોન કે પત્ર દ્વારા સંબંધિત સંતો-કાર્યકરોને જણાવતા રહેતા.

તા. ૨૬/૧૨ના રોજ લખાયેલા આવા જ એક પત્રમાં તેઓએ સંતોને જણાવ્યું કે –

*'આ કાર્યમાં મહેનત વધારે કરવી પડશે. આપડે (આપણે) થોડો વધારાનો ખર્ચ ભોગવવો પડે તો પણ તેમ કરીને વ્યવસ્થિત સંતોષકારક કાર્ય કરવું. આ પરોપકારનું અને ગુજરાતની પ્રજાના હિતનું કાર્ય છે. તેઓ (સરકાર) તરફથી જે માલ-સામાન, વસ્તુ મળી હોય તે અંગેનો વ્યવસ્થિત હિસાબ દરરોજ રાખવો. કદાચ તેઓએ આપેલ વસ્તુ કે સામાન વધે તો તે ગણતરી સાથે સહી લઈને (પાછો) આપવો. આપડે ઘસાવામાં વાંધો નથી, પણ ખોટી રીતે તેઓની વસ્તુ આપડી પાસે આવે*

*નહીં તે ધ્યાન રાખવું...'*

સ્વામીશ્રીની આ ગતિવિધિઓમાંથી ગુજરાતના એક પારદર્શક હિત-રક્ષક તરીકે તેઓની છબી ઊભરી આવી.

## લોકસંગ્રાહક

તા. ૨૬/૧૨ની બપોરે દર્શને આવેલા એક જિલ્લા શિક્ષણાધિકારી સામાજિક રૂઢિ અનુસાર નિમ્ન જ્ઞાતિના હોવાથી સ્વામીશ્રીની સમીપે આવતાં ખચકાતા હતા. પરંતુ સ્વામીશ્રીએ જ પહેલ કરતાં તેઓને કહ્યું કે 'નજીક આવો.'

'બાપા ! આપ જેવા પવિત્રને પાછા અપવિત્રનો સ્પર્શ...'

'અમારી દૃષ્ટિએ તો જેના વિચારો સારા છે એ પવિત્ર જ છે, બાકી અપવિત્ર.'

આમ કહી તેઓને પાસે બોલાવી સ્વામીશ્રીએ પ્રસાદ અને આશીર્વાદ આપ્યા.

જેમ સાગરમાં સૌ સમાય તેમ સ્વામીશ્રી પાસે સૌ આવકાર પામતા.

તેથી જ આ સમયમાં તેઓ સાથે લાભ લેવા ફરતા લંડનવાસી કેટલાક ભક્તો રોજ એકાદ વાર તો લંડનમાં વહેલી તકે મંદિરનું નિર્માણ થઈ જાય તે માટે સ્વામીશ્રી સમક્ષ અરજ કરતા રહેતા. આ ક્રમમાં તા. ૨૮/૧૧ના રોજ પણ તેઓએ કહ્યું : 'સ્વામી ! ભગવાનને આપ કંઈ વાત કરો છો કે નહીં ?'

'અમારે તો દરરોજ વાત ચાલે છે. દર્શન કરતી વખતે, પૂજામાં વાત ચાલુ ને ચાલુ જ છે.'

'આપને તો ભગવાનની મૂર્તિ અખંડ દેખાય છે, પછી રોજ પૂજામાં પ્રાર્થના કરવાની જરૂર શું ?'

'ગુણાતીતાનંદ સ્વામી મૂર્તિ અખંડ દેખતા હતા તોય નેવાં નીચે ઊભા ન'તા રહ્યા ? એમ આપણે જો ના રહીએ ને, તો બીજા દંભ કરી નાંખે કે 'અમનેય દેખાય છે. અમારેય દર્શન-પૂજાની જરૂર નથી.' એટલે મૂર્તિ ગમે એટલી દેખાતી હોય તોય પ્રત્યક્ષ દર્શનની તાણ રાખવી જોઈએ.' સ્વામીશ્રીએ જણાવ્યું.

ભગવાન અને સંત પોતાની પછવાડે અંધપરંપરા ન ચાલે તેનો ખટકો રાખે છે. તેઓ એવું સાચું જીવન જીવે છે કે તેને નિમિત્ત બનાવી કોઈ ખોટું ન કરી શકે.

## ભક્તિ વિના ભાવે નહીં અન્ય

ગોંડલના નિવાસ દરમ્યાન સ્વામીશ્રીએ ગુરુકુળના વાર્ષિક દિન તેમ જ સંસ્કાર-રેલીના કાર્યક્રમોને પોતાના સાંનિધ્યથી ધન્ય કર્યા. આવા સમયે છાત્રો સાથે ઓતપ્રોત થઈ જવાની તેઓની વિશેષતા સૌનું ધ્યાન ખેંચતી. જ્યારે બાળકો પોતાની જિજ્ઞાસા ધરે ત્યારે સ્વામીશ્રી તેનું પ્રેમથી સમાધાન કરે.

આ ક્રમમાં તા. ૨૯/૧૨ની રાત્રે ભોજન બાદ યોગિન પંડ્યાએ[૬૧] સ્વામીશ્રીને પૂછ્યું : 'બાપા ! તમને શું ભાવે ?'

'ભજન કરવું, સેવા કરવી, નામ-સ્મરણ કરવું એ બધું અમને ભાવે છે. બાકી આ દેહ રહે ને ભગવાન ભજાય એ માટે ખાઈએ છીએ. ભગવાનનું દર્શન અને એમનું સુખ ભાવે છે.' સ્વામીશ્રીએ જણાવ્યું.

એ સુખ સૌને વહેંચવા વિચરતા તેઓ તા. ૩૦/૧૨ની સાંજે ગોંડલથી વિદાય લઈ પડધરીને પાવન કરતાં ભાદરા પહોંચ્યા.

અહીં તેઓની નિશ્રામાં તા. ૩૧/૧૨ના રોજ ગુણાતીત દીક્ષાદિન નિમિત્તે સૌને ડાબરા ઉત્સવનો લાભ મળ્યો.

પરંતુ તેનો મીઠો સ્વાદ મમળાવી રહેલી સન ૧૯૯૦ને તો આજની રાત્રે જ વિરહનો કડવો ઘૂંટ પીવાની નોબત વાગી ગઈ. આ વસમી વેળાએ તેની નજર સામે પોતાના આયુષ્યની તેજસ્વી તવારીખો સમાન વિદ્યાનગરનો યુવા મહોત્સવ, અમેરિકાના સી.એફ.આઇ.નો શાનદાર 'કિક ઑફ સેરેમની', લંડનમાં સ્વામીશ્રીના વરદહસ્તે થયેલું મોટા મંદિરનું મંડાણ, સ્વામીશ્રીનો ૭૦મો જન્મજયંતી મહોત્સવ, સ્વામીશ્રી સંગે થયેલું ૧૮૨ ગામો-નગરોનું વિચરણ વગેરે ઘણું ઘણું તરવરવા લાગ્યું.

આ એક-એક પ્રસંગમાંથી ઊભરતી સ્વામીશ્રીની પ્રતિભા પણ સન ૧૯૯૦ને વધુ ને વધુ વિરાટ દર્શાઈ રહી. તેથી જ તા. ૩૧/૧૨ની રાત્રે બાર વાગ્યે વિદાય લઈ રહેલી તે સ્વામીશ્રીને અંજલિ આપતાં ગાઈ ઊઠી :

*'કહું આવા ન દીઠા સાંભળ્યા, આજ મોર્યે પણ નથી મળ્યા...'*



૬૧. તેઓ સમયાંતરે સ્વામીશ્રીના વરદહસ્તે દીક્ષિત થઈ સાધુ પ્રિયવર્ધનદાસ બન્યા.





## બી.એ.પી.એસ. સ્વામિનારાયણ સંસ્થા

પવિત્ર નૈતિક જીવન માટે કટિબદ્ધ આ સંસ્થા એક વિશ્વવ્યાપી આધ્યાત્મિક સમાજ છે. જીવનનો સાચો મર્મ સમજાવતી, શાશ્વત શાંતિ તરફ લઈ જતી આ ધર્મસંસ્થાનું લક્ષ્ય છે – માનવમાત્રનો ઉત્કર્ષ. ભગવાન સ્વામિનારાયણ (સન ૧૭૮૧-૧૮૩૦) પ્રબોધિત વૈદિક આદર્શોને કેન્દ્રમાં રાખી બ્રહ્મસ્વરૂપ શાસ્ત્રીજી મહારાજે સન ૧૯૦૭માં આ સંસ્થાની સ્થાપના કરી હતી. સંસ્થાનાં ૨૦,૦૦૦થી વધુ સત્સંગ સભાકેન્દ્રો(બાળ-યુવા-મહિલા-સંયુક્ત સભાકેન્દ્રો વગેરે)નો વિશ્વવ્યાપી આધ્યાત્મિક પરિવાર માનવ-ઉત્કર્ષની ગંગા વહાવે છે.

સંસ્થાના ૧,૦૦૦થી વધુ સુશિક્ષિત સંતો તથા હજારો યુવાનોનું વિરાટ સ્વયંસેવક દળ આધ્યાત્મિક અભિયાન ઉપરાંત અનેકવિધ રચનાત્મક લોકસેવાની પ્રવૃત્તિઓનું વહન કરે છે.

આંતરરાષ્ટ્રીય સ્તરે જાગૃતિનો શંખ ફૂંકતી આ સંસ્થા, યુનો દ્વારા માન્ય થયેલી સામાજિક સેવાસંસ્થા છે. વિશ્વના અનેક દેશોમાં અજાયબી સમાં મંદિરો રચીને આ સંસ્થાએ સંસ્કાર-પ્રવૃત્તિ અને માનવસેવાની વિશિષ્ટ જ્યોત જગાવી છે.

ગાંધીનગર તથા નવી દિલ્હીમાં અભૂતપૂર્વ આંતરરાષ્ટ્રીય સાંસ્કૃતિક સંકુલ – અક્ષરધામનું નિર્માણ કરી સંસ્થાએ યુગસિદ્ધિ હાંસલ કરી છે.

સતત ૭ દાયકાઓ સુધી આ સંસ્થાના પ્રમુખ તરીકે રહીને તેના વિકાસમાં અનન્ય યોગદાન આપનાર વિશ્વવંદનીય પ્રમુખસ્વામી મહારાજે આ સંસ્થાને એક વૈશ્વિક ઓળખ આપી છે. તેઓની આર્ષદૃષ્ટિ અને તેમના પ્રચંડ પુરુષાર્થથી વિશ્વવ્યાપી થયેલી સનાતન સંસ્કૃતિને જનમાનસમાં પોષતી આ સંસ્થાએ, વિશ્વવ્યાપી સ્તરે લોકહૃદયમાં નિરાળું સ્થાન પ્રાપ્ત કર્યું છે. વર્તમાન સમયે પ્રમુખસ્વામી મહારાજના આધ્યાત્મિક અનુગામી પ્રગટ બ્રહ્મસ્વરૂપ મહંત સ્વામી મહારાજના નેતૃત્વમાં આ સંસ્થા અહોરાત્ર સેવામય બની ધબકી રહી છે.



માળા એ જ જેમની જીવનભરની મૂડી રહી હતી એવા
બ્રહ્મસ્વરૂપ પ્રમુખસ્વામી મહારાજ એટલે જન્મજાત સાધુતાનું ગૌરીશિખર,
જીવનભર અકિંચન રહી નિરંતરના પરિવ્રાજક ઓલિયા,
પરાભક્તિ અને ગુરુભક્તિનું મૂર્તિમંત સ્વરૂપ, પરહિતની સદા વહેતી કરુણાગંગા,
બીજાના સુખ માટે જીવનની આહુતિ આપનાર, નિઃસ્વાર્થ ભાવનાની સાક્ષાત્ મૂર્તિ,
સમત્વથી સૌ પર વરસતી સ્નેહની અનરાધાર વર્ષા અને
ભારતીય સંસ્કૃતિના અજોડ જ્યોતિર્ધર.
એમની ફોરમતી પવિત્રતામાં ભગવદ્‌ગીતાનું ગુણાતીતગાન ગુંજ્યા કરે.
એમના સાંનિધ્યમાં પરમાત્માની સુવાસ સહેજે મઘમઘે.
કોઈ અધિકાર કે કંઈક હોવાનો કોઈ દાવો નહીં,
કોઈ હક્ક કે માલિકીનો ભાવમાત્ર નહીં, 'હું કંઈક છું કે હું કંઈક કરું છું'
– એવા અસ્તિત્વની સભાનતા એમની નજીક પણ ફરકે નહીં.
સદા સરળ. સદા સહજ. દંભ કે કોઈ દોર-દમામનો અંશમાત્ર નહીં.
અજોડ આર્ષદ્રષ્ટા અને અદ્વિતીય સર્જક-લોકસેવક હોવા છતાં
અહંશૂન્યતાની જીવતી જાગતી પરાકાષ્ઠા. સ્વ કે શરીરની કોઈ ખેવના નહીં.
જીવનની પ્રત્યેક ક્ષણ ભગવાન સ્વામિનારાયણને ચરણે જનકલ્યાણ માટે સમર્પિત.
હૃદય ઋજુતાથી અહોરાત્ર ધબકે, છતાં સહનશીલતાનો એથી મોટો કોઈ પર્યાય નહીં.
સૌમ્ય, પ્રિય, હિતકારી વાણી. પ્રેમ અને કરુણા વર્ષાવતી એમની નિર્મળ આંખો.
રોમરોમમાં સદા પ્રફુલ્લિત એમની નમણી કાયા.
આ બધું આજે સાંભરે છે ત્યારે હૃદય ગદ્‌ગદ થઈ જાય છે.
આ પૃથ્વી અને પૃથ્વી પર વસતા કરોડો લોકો સતત ૯૫ વર્ષ સુધી
તેમના સાંનિધ્યથી ધન્ય થતા રહ્યા.
આવનારી અનેક પેઢીઓને આ ગુણાતીત મહાપુરુષના
દિવ્ય જીવનમાંથી સતત પ્રેરણા મળતી રહે તે માટે
આ ગ્રંથશ્રેણી પ્રકાશિત કરતાં હર્ષ અનુભવાય છે.




